

# પ્રસ્તાવના.

જૈન દર્શનની ગ્રંથ સમૃદ્ધિ ચાર પ્રકારના અનુયોગથી પલ્લવિત થયેલ છે, તેમાં ચરિતાનુયોગ સુગમ હોવાથી લોકપ્રિય થવા સાથે બોધક થવાની વિશેષ યોગ્યતા ધરાવે છે મનુષ્ય સ્વભાવના વિવિધ ચિત્રો કથાનુયોગમાંથીજ મળી શકે છે ધર્મ અને અદ્‌ભુત વર્ણનો જૈન કથા સાહિત્યના દરેક ભાગોમાંથી મળી આવે છે. આ સાથે તેમાં એવી ખુબી રહેલી છે કે દરેક પ્રસંગે સત્કૃતિનું શુભ ફળ અને દુષ્કૃતિનુ અશુભ ફળ દર્શાવી વાચકને ધાર્મિક અને નૈતિક પ્રવર્તનનો લાભ કરાવે છે.

સર્વજ્ઞ ભાષીત શાસ્ત્રોને સત્ય અને સંભાળ પૂર્વક ઉતારી તેનો વિસ્તાર જન સમાજને પચી શકે તેમ ભાષ્ય, ચૂર્ણિ, ટબા, રાસા વગેરે નવ પલ્લવીત શાખાઓ દ્વારા વિસ્તારીને જૈન સાહિત્યની અનુપમ સેવા આપણા મહાન્ આચાર્યો અને વિદ્વાન્ મુનિ મહારાજાઓએ કરી છે અને તે માંહેલા તત્ત્વ કે ચર્ચેલા વિષયોના રસનો લાભ સામાન્ય જીવો પણ સરલતાથી લઇ શકે, તેવો ઉચ્ચ આશય ધ્યાનમાં રાખી કોઇ પણ વિષય માટે કથાનુયોગની ગુંથણી કરી છે, કારણ કે કથાનુયોગ એ ઉપદેશ માટે એક પ્રબળ સાધન ગણાય છે. અખીલ ભારતના કથા, ઇતિહાસ અને વાર્તારૂપ સાહિત્યમાં તત્ત્વ અને વિદ્વત્તાની દૃષ્ટિએ જોનારને જૈન કથાનુયોગ પ્રશસનીય ગણાયા સિવાય રહે તેમ નથી.

ચરિત્રના ગ્રંથોના વાચક વર્ગે એક વાત ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે કે, કોઇપણ ધર્મવીર કે દાનવીર, નાયકના બહારના ચરિત્ર સાથે તેના આંતરિક ચરિત્રનો વિચાર કરવો ઘટે છે, કારણ કે આંતર ચરિત્રની શુદ્ધિથી બાહેરનું ચારિત્ર આકર્ષક બને છે અને આંતર ચરિત્રથી છુપી રીતે ભાવીત કરેલા સત્કાર્યો જગતમાં બાહ્ય રૂપે દર્શન દેતા જન સમાજના આત્મામા વિસ્મયતાનો સંચાર કરે છે અને તે અનુકરણીય બને છે.

કથાનુયોગના ગ્રંથોમાંથી ધર્મ રૂપી કલ્પવૃક્ષની ચાર શાખાઓ દાન, શીયલ, તપ અને ભાવના સ્વરૂપ વર્ણન સાથે સંબંધ રાખતા અદ્દભુત ચમત્કારોવાળા દાનવીર પુરૂષોના ચરિત્રમાંથી ઘણુ શીખવાનુ, જાણવાનુ અને મનન કરવાનુ મળી આવે છે, તેટલુંજ નહી પરંતુ તે ચાર પ્રકારની શાખામાંથી એક દાનધર્મ પણ પ્રાપ્ત થવાથી કોઇ પણ મનુષ્ય પોતાના આત્માને માટે મોક્ષ નજીક લાવી શકે છે. શાસ્ત્રકાર મહારાજે તો ત્યાં સુધી કહ્યું છે કે ધર્મની આ ચાર શાખાઓ પૈકી ત્રણ શીયળ, તપ અને ભાવ જ્યારે આદરનારને ઉપકારક થાય છે ત્યારે દાનધર્મ તો આપનાર લેનાર બંનેને ઉપકારક થાય છે, તેટલુ જ નહીં પરંતુ તેનો મહિમા પણ સર્વજ્ઞ મહારાજે અપૂર્વ રીતે વર્ણવેલો છે. આ દાનધર્મને સ્ફૂટ રીતે જણાવનાર અને તેમાં આવતા દાનવીરોના ચરિત્રો માટે ખાસ ગ્રંથ કે જે પઠન પાઠન કરવા જેવો અત્યાર સુધી ગુજરાતી ભાષામાં આવો પ્રકટ થયેલ ન હોવાથી, તેની જરૂરીયાત વિચારીને જ આ દાનપ્રદીપ નામનો ગ્રંથ અમોએ મૂળ ઉપરથી ગુજરાતીમાં ભાષાંતર કરી પ્રકટ કર્યો છે.

શાસ્ત્રોમાં કહેવામાં આવે છે કે પૃથ્વીનુ ભૂષણ પુરૂષ છે, પુરૂષનુ ભૂષણ ઉત્તમ લક્ષ્મી છે, અને લક્ષ્મીનું ભૂષણ દાન છે, અને તેથી કરીનેજ કાવ્યથી જેમ કવિ, બુદ્ધિથી જેમ મંત્રી, ન્યાયથી જેમ રાજા, શુરવીરપણાથી જેમ સુભટ, લજ્જાથી જેમ કુળપુત્ર, સતીત્વથી જેમ ઘર, શીલથી જેમ તપ, કાંતિથી જેમ સૂર્ય, જ્ઞાનથી જેમ અધ્યાત્મી, વેગથી જેમ ઘોડો, આંખથી જેમ મુખ, તેમ દાનથી જ લક્ષ્મી શોભે છે. તેથી અનેક પ્રયાસોથી મેળવેલ, અને પ્રાણથી પણ અધિક એવી લક્ષ્મીની દાનરૂપ એકજ ઉત્તમ ગતિ છે, બાકી તે સિવાય તો તે લક્ષ્મી ઉપાધિરૂપ છે.

વળી દાન પાત્રભેદથી અનેક પ્રકારનુ હોઇ પાત્ર ભેદે જુદું જુદું ફળ આપનારૂં છે. જેમકે સુપાત્ર પ્રત્યે આપેલુ દાન ધર્મના કારણરૂપ છે, અન્ય પ્રત્યે દીધેલુ દાન દયાને જણાવનારૂ છે, મિત્રપ્રત્યે દીધેલું દાન પ્રીતિ વધારનારૂ છે, શત્રુને આપેલું દાન વૈરભાવનો નાશ કરનારૂં છે, નોકરવર્ગને આપેલુ દાન ભક્તિના સમૂહને વધારનારૂ છે, રાજા પ્રત્યે આપેલુ દાન સન્માન આપનારૂં છે, અને બંદીજન ( ભાટઆદિક )ને આપેલું દાન યશની વૃદ્ધિ કરનારૂં છે

સમગ્ર પ્રકારની દેવ મનુષ્યની સમૃદ્ધિઓ તથા મોક્ષ સંપદાનુ ધર્મજ ઉત્કૃષ્ટ કારણ છે અને તેના ઉપર બતાવેલા દાન, શીયળ, તપ અને ભાવ એ ચાર પ્રકારો હોવા છતાં દાનધર્મ મુખ્ય કહેવાનુ કારણ બાકીના ત્રણ ધર્મો દાનધર્મથી સ્થિરતા પામે છે.

આ દાન દીપક ગ્રંથમાં જિનેશ્વર ભગવંતોએ કહેલ જ્ઞાનદાન, અભયદાન, અને ઉપષ્ટંભદાન એ ત્રણ પ્રકારના દાનના ભેદો, તેનું વિવેચન અને તેની ઉપર અનેક મહાન પુરૂષોની કથા આપવામાં આવેલ છે. આ ચરિત્રોની અંદર આવતા ઉદાર, પુણ્ય પ્રભાવક, દાનવીરોના જીવનનું સ્મરણ કરાવી વાંચકોના હૃદયમાં ઉન્નત ભાવના જાગૃત કરવા સાથે તેને દાનવીર બનાવે છે અને તે વાંચવાથી આલ્હાદ ઉત્પન્ન થાય છે: અને તે અપૂર્વ અપરિમિત હોઇ તેની અંદર સંચય થયેલ ઉત્તમ બોધ નિર્મળ અંતઃકરણમાં આનંદનો પ્રવાહ રેડે છે.

જિનાગમ રૂપી અગ્નિ પાસેથી વિવિધ પ્રકારના અર્થરૂપી તેજને ગ્રહણ કરીને જિનશાસન રૂપી ઘરમાં દાનરૂપી દીવાને પ્રગટ કરવા માટે ( શ્રીજગતચંદ્ર સૂરિજીની ઉત્તરોત્તર પાટ ઉપર શ્રી સોમસુંદર ગુરૂ થયા. તેમના પાંચ શિષ્યો શ્રી મુનિસુંદર સૂરિ શ્રી જયચંદ્ર મુનિ, શ્રી ભુવનસુંદર સૂરિ, શ્રી જિનસુંદર સૂરિ અને શ્રી જિનકીર્તિમુનિ નામના થયા. જેમાં શ્રી જિનસુંદર સૂરિના શિષ્ય શ્રી સોમસુંદર સૂરિના શિષ્ય ) શ્રી ચારિત્રરત્ન ગણિએ આ ગ્રંથની રચના કરી છે. મારવાડમાં શ્રી ચિત્રકુટ ( હાલનુ ચિતોડગઢ )માં આ ગ્રંથ સંવત ૧૪૯૯ ના વર્ષમાં લખી પૂર્ણ કર્યો છે, જેના મૂળ શ્લોક ૬૬૭૫ છે. એમ આ ગ્રંથની પાછળના ભાગમાં આપેલ પ્રશસ્તિમાં ગ્રંથકર્તા મહારાજે જણાવેલ છે. આ મૂળ ગ્રંથ પણ આ સભાએ છપાવેલ છે, અને તે મનુષ્યને ઉપકારક હોવાથી પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી મહારાજના શિષ્યરત્ન મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજે ભાષાંતર કરાવી પ્રકટ કરવા આજ્ઞા કરી હતી. આ ગ્રંથમાં ગ્રંથકાર મહારાજે બાર પ્રકાશ ( વિભાગ ) માં ઉપરોક્ત ત્રણે દાન અને તેના ઉપર અનેક કથાઓનો સમાવેશ કર્યો છે. કયા કયા પ્રકાશમાં કયા કયા દાનના પ્રકારો અને તે ઉપર દાનવીર નરોના ચરિત્રો અને તે કયા કયા પાનાથી કયા કયા પાના સુધી તે અધિકાર છે, તે સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે બતાવવામાં આવે છે, જેથી આખા ગ્રંથનું રહસ્ય સરલતાથી સમજી શકાશે. આમ છતાં પણ વિશેષમાં દરેક પ્રકાશ અને કથાની અનુક્રમણિકા પણ આ પ્રસ્તાવના પછીના ભાગમાં આપવામાં આવેલ હોવાથી કોઇ પણ દાન વિષય અને તેને લગતી કથા વાંચવામાં સરળતા સ્વાભાવિક થવા સંભવ છે.

## પ્રકાશ વર્ણન.

---

### પ્રથમ પ્રકાશ.—

**મંગળાચરણ, અભિધેય, દાનના પ્રકાર અને મેઘનાદ રાજાની કથા**—પ્રથમ શ્રી આદિનાથ ભગવાનની મંગળાચરણ રૂપે સ્તુતિ કરી તે પ્રભુથીજ દાનધર્મની શરૂઆત થઈ હોઇ હજુ સુધી દાનધર્મથીજ ત્રણ લોકના પ્રાણીઓ સુખી છે તેમ જણાવી, પછી ગ્રંથકાર મહાશયે પોતાના ગુરૂની સ્તુતિ કરી, જિન-શાસનરૂપી ઘરમાં દાનરૂપી દીવાને પ્રગટ કરવા ( અભિધેય બતાવી ) મોક્ષ સંપદાનું ઉત્કૃષ્ટ કારણ ધર્મ છે કે જેના ચાર પ્રકાર દાન, શીયલ, તપ અને ભાવ એ પ્રમાણે બતાવી દાનને મુખ્ય જણાવેલ છે. આ દાન ઉપર પ્રમાણે ત્રણ પ્રકારે છે. પ્રથમ જ્ઞાન-દાન વિના કોઇપણ મનુષ્યને કાંઈ સ્વલ્પ પણ ધર્મ સંભવતો નથી, અભયદાનરૂપી મેઘ વર્ષવાથી તૃણના અંકુરની જેમ સર્વે ધર્મો વૃદ્ધિ પામે છે અને તે સિવાય સૂકાઇ જાય છે; તેમજ સુપાત્રનું પોષણ કરવાથી ત્રીજું ઉપષ્ટંભદાન તે સમગ્ર ધર્મને અવશ્ય ઉપ-કાર કરે છે, હવે શીલ, તપ અને ભાવ એ ત્રણ પ્રકારના ધર્મ સમગ્ર રીતે યતિઓને વિષે સંભવતા હોવાથી તે યતિઓને અન્નાદિક ઉપષ્ટંભ કરવાથી તે શિલાદિક ધર્મનું આરાધન થઈ શકે છે, જેથી મહાન પુરૂષે દાનને પ્રધાન ધર્મ જણાવ્યો છે; વળી તીર્થંકર ભગવાન પણ ચારિત્ર દીક્ષા પૂર્વે એક વર્ષ સુધી દાન આપે છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ પર્ષદામાં પ્રથમ દાનધર્મની દેશના આપે છે. એવી રીતે દાન ધર્મની અનેક રીતે ઉપયોગિતા અને મુખ્યતા જણાવી ચિત્ત, વિત્ત અને પાત્ર એ ત્રણેની શુદ્ધિ શાસ્ત્રાધાર પ્રમાણે વિસ્તારપૂર્વક બતાવતાં તે ઉપર મેઘનાદ રાજાનું ચરિત્ર આપવામાં આવેલ છે. મેઘનાદ રાજાએ પો-તાના પૂર્વભવ ધનરાજ નામના વણિકના ભવમાં દાનધર્મનું અપૂર્વ આરાધન કર્યું હતું, જેથી મેઘનાદના ભવમાં તેમને અપરિમિત લક્ષ્મી, રાજ્યવૈભવ વગેરે પ્રાપ્ત થયું હતું; સાથે નાગેન્દ્ર તુષ્ટમાન થવાથી સર્વ મનોવાંછિત વસ્તુ આપનાર એક દીવ્ય રત્નમય કચોળું અને ત્રૈલોક્ય વિજયહાર પ્રાપ્ત થયા હતા. છેવટે ઘણા વર્ષો રાજ્ય પાળી છેવટે શીલવતી રાણી મદનસુંદરી સાથે

ચારિત્ર ગ્રહણ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષના અધિકારી થયા હતા. આ મેઘનાદ રાજાના ચરિત્રમાં બે બીજી ગર્ભિત કથાઓ અને શ્રી ધર્મઘોષ નામના મુનિશ્રીની દેશના તે તમામ વાંચનાર વર્ગને આનંદ ઉત્પન્ન કરવા સાથે દાનધર્મ શીખવે છે. આ રીતે પ્રથમ પ્રકાશ પૂર્ણ થાય છે. પા. ૧ થી ૪૬.

બીજો પ્રકાશ.—

**પ્રથમ જ્ઞાનદાનના પ્રકાર તથા તેના આઠ પ્રકારના આચારનું વર્ણન અને તેની ઉપર વિજયરાજાનું દૃષ્ટાંત—** પ્રથમ દાનના ત્રણ ભેદો–જ્ઞાન, અભય અને ઉપષ્ટંભ કહે છે. તેમાં જ્ઞાનના મતિજ્ઞાનાદિ પાંચ ભેદો બતાવી શ્રુતની મુખ્યતા જણાવે છે. અભયદાન સર્વ સંપત્તિનું કારણ છે અને ધર્મના ઉપષ્ટંભની પુષ્ટિ માટે પાત્રને વિષે જે દાન દેવાય છે તે ઉપષ્ટંભ દાન કહેવાય છે. આ ત્રણ પ્રકારના દાન અક્ષય મોક્ષ સુખના અદ્વિતીય કારણરૂપ છે અને દયાદાન, ઉચિત દાન અને કીર્તિદાન તે પણ સુપાત્રને વિષે અપાતાં હોય તો તે ત્રણેમાં સમાવેશ થાય છે. આ ત્રણ જાતના દાનમાં જ્ઞાનદાનનું મુખ્યપણું છે. કારણકે જે મનુષ્ય જ્ઞાનદાન આપી તેની આરાધના કરે છે તેથી તે પૂજ્યપણું પામે છે અને તેની જે વિરાધના કરે છે તે અપૂજ્યપણું પામે છે. તે વિષે વિજયરાજાની કથા આ બીજા પ્રકાશમાં આપવામાં આવી છે.

રાજગૃહ નગરના જયંત રાજાએ પુત્ર ચંદ્રસેનને બુદ્ધિ અને પરાક્રમથી નાનો છતાં શ્રેષ્ઠ માની રાજ્ય આપ્યું, જેથી મોટા પુત્ર વિજયે પોતાનું અપમાન થયું માની પિતાની ભૂમિ તજી ઘરમાંથી ચાલી નીકળ્યો. ઉદ્દિયાણ દેશમાં કીર્તિધર નામના મુનિશ્રીને જોઈ આનંદ પામી પંચ મહાવ્રતપર શેઠની પુત્રવધુ રોહિણીની બ્રિહીના દાણા વૃદ્ધિ પમાડ્યા તે દૃષ્ટાંતે પંચ મહાવ્રત પાળવાનો ઉપદેશ સાંભળી ચારિત્ર લે છે. અહિં વિજય બીજા મુનિઓને જ્ઞાન ભણાવતો છેવટે કંટાળે છે, અને જ્ઞાન ઉપર દ્વેષ થતાં અતિચાર આલોચ્યા સિવાય મરણ પામે છે, ત્યાંથી પ્રથમ દેવલોકમાં જઇ ફરી પદ્મખંડ નગરમાં ધનશેઠને ત્યાં ધર્મશર્મા નામે પુત્રપણે ઉત્પન્ન થાય છે; ત્યાં પૂર્વે જ્ઞાન ઉપર કરેલ દ્વેષના ઉદયની જ્ઞાન પ્રાપ્ત ન કરી શકવાથી, પિતાએ જ્ઞાની ગુરૂને પુછતાં પાછલા ભવની હકીકત કહેવામાં

આવે છે. પછી જ્ઞાનીગુરૂ જ્ઞાનની આરાધના અને વિરાધના ઉપર સુબુદ્ધિ અને દુર્બુદ્ધિની કથા કહે છે, જેથી ધનશર્માને પશ્ચાત્તાપ થાય છે અને જ્ઞાનનું આરાધન ત્યાં કરે છે, ત્યાંથી મરી પ્રથમ દેવલોકમાં જાય છે, ત્યાંથી ચ્યવિ સાકેત નગરમાં ધનમિત્ર નામનો વણિક થાય છે. ત્યાં જાતિસ્મરણ જ્ઞાન પામી જ્ઞાનનું આરાધન અને દાન કરે છે. છેવટે સંસાર ત્યાગ કરી ચારિત્ર લે છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સુવર્ણકમળ ઉપર બેસી જ્ઞાનદાન ઉપર દેશના આપે છે. જ્ઞાનની આરાધનાને ઇચ્છતાં પુરૂષે જ્ઞાન લેતાં અને દેતાં આઠ પ્રકારનો કાળ, વિનયાદિ આચારનું પ્રયત્નથી પાલન કરવું જોઇએ. એ આઠ આચારોનું આઠ કથાઓ સહિત વિસ્તારપૂર્વક વર્ણન ધનશર્મા કેવળી મહારાજ આપે છે, જે જ્ઞાન પ્રાપ્ત કરવાના અને દેવાના જ્ઞાનદાનના અભિલાષીઓને ખાસ વાંચવા જેવું છે. આ ધનમિત્રનું ચરિત્ર અને તેની અંદર આવતી અગ્યાર કથાઓ અને જ્ઞાનદાનના આચાર વગેરેનું વર્ણન, મહિમા વગેરે વાંચતાં વાચકને જ્ઞાનદાન દેવામાં ઉત્સુક બનાવે છે અને તેના ફળરૂપે મોક્ષ તે પ્રાણીને પ્રાપ્ત કરાવે છે. આ હકીકત આ પ્રકાશમાં આપી ગ્રંથકાર મહારાજ પૂર્ણ કરે છે. પા. ૪૭ થી પા, ૧૧૨

ત્રીજો પ્રકાશ.—

**અભયદાનનું માહાત્મ્ય, વિવેચન, દેશથી અને સર્વથી દયાનું વિવેચન અને તે ઉપર શંખ શ્રાવકની કથા**—આમાં અભયદાનનું માહાત્મ્ય જણાવવામાં આવેલું છે. મન, વચન અને કાયાના યોગવડે કરવું, કરાવવું, અને અનુમોદવું એ ત્રણ પ્રકારે ત્રસ તથા સ્થાવર એ સર્વ પ્રકારના જીવોના વધથી વિરામ પામવો તે સર્વથા અભયદાન કહેવાય છે. એક દેશથી અને બીજું સર્વથી એમ બે પ્રકારે છે. જેમાં માત્ર નિરપરાધી ત્રસ જીવોને સંકલ્પ પૂર્વક વધ કરવામાં બે તથા ત્રણ વગેરે ભેદાવડે વિરતિ ગ્રહણ કરેલ હોય તો તે દેશથી અને સર્વ પ્રકારે ત્રસ અને સ્થાવર સર્વ પ્રકારના જીવોનો વધથી વિરામ પામવો તે સર્વથી અભયદાન કહેવાય છે અને તે સર્વ સંગનો ત્યાગ કરનાર મુનિઓનેજ સંભવે છે. દેશથી અભયદાન મોક્ષનું સાક્ષાત્પણે સાક્ષીરૂપ છે; વગેરે અભયદાનની વિસ્તારયુક્ત વ્યાખ્યા કરી અન્યદર્શની ઋષિ કપિલનો પણ પ્રાણીઓ પ્રત્યે દયા

રાખવાનો તેનાજ શાસ્ત્રોથી મત જણાવી, જૈનદર્શનના મહાન્ પુરૂષો શ્રી શાંતિનાથપ્રભુનો પૂર્વભવનો કપોતપક્ષીને અભયદાન દેવા માટેનું તથા શ્રી સુવ્રતસ્વામીનું ભરૂચનગરમાં અશ્વનું રક્ષણ કરવા આવેલા તે માટેનું, શ્રી મહાવીરસ્વામીએ લોકોને અભયદાન દેવા માટે શુલપાણી યક્ષની થયેલી અગણીત વ્યથાઓ સહન કર્યા માટેનું, મેતાર્યમુનિનું ક્રૌંચપક્ષીને બચાવવા માટેનું, ધર્મરૂચી મુનિનું કીડીઓને અભયદાન આપવા માટેનું અને કુમારપાળ રાજાએ પોતાના અઢાર દેશમાં અભયદાન દેવા માટે અમારીપડહ વગડાવ્યાનાં દૃષ્ટાંતો આપી અભયદાનનું સ્વરૂપ ઘણુંજ અસરકારક રીતે બતાવ્યું છે. વળી સાથે શંખ નામનો શ્રાવક અને તેના ત્રણ મિત્રોનું લંબાણથી ચરિત્ર આપી, અંતર્ગત ચોરની કથા તેમજ શ્રી જ્ઞાનસૂર નામના મુનિરાજની ધર્મદેશના આપેલ છે. છેવટે શંખ નામના શ્રાવકે અપૂર્વ જીવદયાનું પાલન કરવાથી તે અતુલ લક્ષ્મી વૈભવ વગેરે પામી સ્વર્ગે ગયો અને ત્યાંથી વિજયનગરમાં વિજયસેન રાજાની વિજયા રાણીની કુક્ષીએ જય નામે પુત્રપણે ઉત્પન્ન થયો, ત્યાંપણ પૂર્વે અભયદાન આપેલ હોવાથી સમૃદ્ધિ પામ્યો. છેવટે ત્યાં તેમને વૈરાગ્ય ઉત્પન્ન થતાં ઘાતીકર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાન પામ્યા, જેથી તત્કાળ દેવતાઓએ આપેલ યતિનો વેષ ધારણ કર્યો અને અનેક પ્રાણીઓને પ્રતિબોધ પમાડી આયુષ્ય ક્ષય થયે મોક્ષ સંપદા પામ્યા. આ શંખ શ્રાવકનું ચરિત્ર વાંચકવર્ગને આશ્ચર્ય પમાડનારૂં, કર્ણને સુખ ઉપજાવનારૂં અને આત્માને કર્મથી મુક્ત કરી પરમાત્મ સ્વરૂપ પ્રગટ કરાવનારૂં છે. એ રીતે આ પ્રકાશ સમાપ્ત કરવામાં આવે છે. પા. ૧૧૩ થી ૧૫૧.

## ચોથો પ્રકાશ.—

**ધર્મોપષ્ટંભ દાનનું સ્વરૂપ, પ્રકાર, વસતિદાન ઉપર તારાચંદ અને કુરૂચંદની કથા**—આ પ્રકરણમાં ધર્મોપષ્ટંભ દાનનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. કે જે દાન દેવાથી પોતાના અને બીજાના ધર્મનો ઉપષ્ટંભ—ઉપકાર–અવલંબન થાય છે, તેમાં જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ એવા ત્રણ પ્રકારે પાત્રો છે. તેમાં સમકિતધારી તે જઘન્ય, દેશવિરતિ શ્રાવક મધ્યમ અને સર્વ વિરતિ મુનિ ઉત્કૃષ્ટ પાત્ર કહેવાય છે. સમકિત વગેરે ગુણોએ કરી યુક્ત શ્રાવકો પણ પૂજવા યોગ્ય છે, કારણકે સત્યપુરૂષોના તેઓ સત્યબંધુઓ હોવાથી

સાધર્મિક ભાઈ કહેવાય છે, તેમના ઉપર પ્રેમ ધારણ કરી અન્ન વસ્ત્રા-દિકે ભક્તિ કરવી. જેમ ભરતરાજા, દંડવીર્યરાજા, કુમારપાળ વગેરેએ કરી હતી. મહાન્ પુરૂષ શ્રી રામચંદ્રજીએ અરણ્યમાં રહેવા છતાં પણ તેવી ભક્તિ કરી હતી તેનો વૃતાંત પણ અહીં આપવામાં આવે છે.

સંયમનું સાધન શરીર હોવાથી તે જેનાવડે ટકી શકે તેવા અશન, પાન વગેરે મુનીંદ્રને આપવા, જેથી તપ, ચારિત્ર અને જ્ઞાનની ભક્તિ કરેલી હોવાથી તેની પ્રાપ્તિ તે આપનાર મનુષ્ય કરી શકે છે. તેની પુષ્ટિને માટે પાંચમા અંગમાં ગૌતમસ્વામીએ શ્રી મહાવીર પ્રભુને દીર્ઘ આયુષ્ય બાંધનારૂં કર્મ શી રીતે ? તેમ પુછેલું તેનો ખુલાસો પ્રભુ આપે છે, તે અહીં મનન કરવા જેવો છે. જેમાં એષણીય અને અનેષણીય અશનાદિક દેવાથી શું લાભા-લાભ થાય છે તેની હકીકત સાથે સાધુનું દૃષ્ટાંત, તેમજ સાથે મુધાદાન (બદલાની ઈચ્છા રાખ્યા વગર) મુધાજીવી, (કેવળ રત્નત્રયીના આરાધન કરવા નિમિત્તેજ) ઉપર દૃષ્ટાંતો, દાનના આઠ પ્રકારો, વસતિ, શયન વગેરેનું વર્ણન અને તેના ઉપર વંકચુલની કથા શય્યા ઉપર કોશાવેસ્યાનું, ઉપાશ્રયના દાન ઉપર અવંતીસુકુમા-રનું, વસતિદાન ઉપર તારાચંદ અને કુરૂચંદની કથાઓ વિસ્તા-રથી આપી જનસમાજ ઉપર અનહદ ઉપકાર કર્યો છે. પઠન કર-નાર પ્રાણી તે પ્રમાણે આદરતાં (શુદ્ધ ભાવથી તેવુ દાન આપતાં) ઉત્કૃષ્ટ પુણ્ય ઉપાર્જન કરે છે. આ હકીકત આ પ્રકાશમાં પૂર્ણ થાય છે. પા. ૧૫૨ થી પા. ૧૮૭.

પાંચમો પ્રકાશ.—

શયનદાનનું વર્ણન અને તે ઉપર પદ્માકર રાજાની કથા— આઠ પ્રકારના દાન પૈકી વસતિદાન વિષે ગયા પ્રકાશમાં હકીકત અને કથા આપવામાં આવેલ છે. આ પ્રકાશમાં બીજા શયનદાનનો પ્ર-થમ સામાન્ય અર્થ જણાવે છે. વર્ષાકાળ અને શેષાકાળની અપે-ક્ષાએ બે પ્રકારના શયન કહેવાય છે. ફળની ઇચ્છા રાખ્યા વિના શયનદાન દેનારને સહેલાઇથી મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થાય છે, તેનો સ્પષ્ટ ખુલાસો કરી તે ઉપર પદ્માકર રાજાની વિસ્તારયુક્ત કથા આપવામાં આવી છે. આ પદ્માકર રાજા અપરિમિત સુકૃતોવડે ધર્મનો ઉદ્યોત કરતો પાત્રને વિષે નિર્દોષ શયનાદિક દાન કરતો શ્રાવકધર્મ શુદ્ધ રીતે પાળી દેવલોકમાં ગયો અને દેવ-મનુષ્યના

આઠ ભવ સુધી શય્યાદાનના પુણ્યરૂપી કલ્પવૃક્ષે કરી અદ્‌ભૂત ભોગના સમૂહને ભોગવી નિર્મળ ચારિત્ર પાળી કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રાપ્ત કરી મોક્ષે ગયા. આ ચરિત્ર એટલું બધું રસિક છે કે સરલ હૃદયના મનુષ્યને તેની શ્રદ્ધા થતાં તેનો અધિકારી ત્વરાથી થાય છે, જે વાંચવાથીજ જાણી શકાય છે. આ પાંચમો પ્રકાશ અહીં પૂર્ણ થાય છે. પા. ૧૮૮ થી પા. ૨૧૨.

છઠ્ઠો પ્રકાશ—

**આસનદાનનું વર્ણન અને તેના ઉપર કરિરાજના કથા**—આ પ્રકાશમાં ઉપષ્ટંભ દાનના ત્રીજા ભેદ આસનદાન ઉપર વિવરણ કરવામાં આવેલ છે. વર્ષાકાળે નિર્દોષ કાષ્ઠમય અને બાકીના શેષાકાળે ઉર્ણનાં આસન ઉપર મુનિઓ બેસે છે, તેથી પુણ્યશાળી શ્રાવકે નિરંતર તેવું દાન મુનીશ્વરોને મોટા ભાવથી કરવું, જેથી ચારિત્રની પ્રાપ્તિ સુલભ થાય છે. તેના ઉપર કરિરાજની કથા અને ગર્ભિત ધન કે જે આ લોકમાં તથા પરલોકમાં મહત્ત્વાદિકનું તથા ધર્મનું અદ્વિતીય કારણ હોવાથી, તેમજ ધર્મનું કારણ પણ ધન હોવાથી (કારણકે ધનથી ધર્મ અને ધર્મથી મોક્ષ ઉત્તરોત્તર સધાતું હોવાથી) તે ઉપર દંડવીર્યનું વૃતાંત, તેમજ ધર્મ ઉપર ધર્મબુદ્ધિ મંત્રીની કથા, સાથે મોક્ષપુરૂષાર્થનું વિવેચન, કરિરાજના પૂર્વભવનું વૃતાંત બતાવી છેવટે આ દાન સેવનથી પાપના સમૂહનો નાશ કરી કરિરાજે સ્થિર-અનંત, અખંડ આસન મોક્ષ મેળવ્યું તે હકીકત આ વિભાગમાં આપી પૂર્ણ કર્યો છે. પા. ૨૧૩ થી પા. ૨૪૫.

સાતમો પ્રકાશ—

**આહારદાનનું વર્ણન તેના પ્રકારો અને તેના ઉપર કનકરથની કથા**—આહારદાન નામના ચોથા ભેદનું વિવરણ અહિં કરવામાં આવે છે. પુણ્ય ક્રિયામાં ઉપકારક દેહ હોવાથી તેનું ઉપાદાન કારણ આહાર છે; જેમ સઘળા વેપારોમાં બીજનું વાવવું મુખ્ય છે, તેમ દાનોમાં આહારદાન મુખ્ય છે. શાસ્ત્રમાં કહેલું છે કે જિનેશ્વર ભગવાનને દીક્ષા લીધા પછી પહેલું પારણું કરાવનારને અન્નદાનના પ્રભાવથી તેજ કે ત્રીજા ભવે મોક્ષ થાય છે. અહિં શ્રેયાંસકુમાર, તથા શાલિભદ્ર વગેરેના દૃષ્ટાંતો આપવામાં આવે છે અને તે દાતાર, ગ્રહણ કરનાર અને દેવા યોગ્ય ચીજ એ

ત્રિપુટી શુદ્ધ હોય તોજ મોક્ષ માટે થાય છે. તે ત્રિપુટીનું વિસ્તારયુક્ત વિવેચન ખાસ જાણવા જેવું અત્રે આપવામાં આવેલ છે. જેથી પ્રથમ અન્નદાનનું માહાત્મ્ય, પાત્રદાનનો મહિમા, અને તે ઉપર કનકરથની કથા સાથે સાત પ્રકારે પાત્ર છે તેનું વર્ણન અને તે પાત્રદાન ઉપર અંતર્ગત ભદ્ર, અતિભદ્રની કથા અનેક હકીકતો સાથે આપેલ છે, જેનું મનન કરવાથી તે મનુષ્ય તેનો દાતા બની અક્ષય સુખ પામે છે. અહીં આ દાનનો અધિકાર પૂર્ણ કરવામાં આવે છે. પા. ૨૧૩ થી પા. ૨૮૦.

આઠમો પ્રકાશ—

પાન (પાણીનું) દાનનું વિવેચન તેના પ્રકાર અને તેના ઉપર રત્નપાળ રાજાનું દૃષ્ટાંત—પુણ્યની ખાણરૂપ સુપાત્રને પાણીનું દાન કરવાનો પાંચમો ભેદ આ પ્રકાશમાં કહેવામાં આવેલ છે. સર્વ આરંભથી નિવૃત થયેલા મુનિઓને પ્રાસુક (અચિત્ત) જળ કલ્પે છે, જેથી કાચા જળનો આરંભ કરતા નથી. શ્રી ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કે અપ્કાયનો આરંભ કરવાથી છ કાયની વિરાધના થાય છે; કારણકે જળમાં બીજી પાંચ કાયોનો સંભવ છે. જેથી યતિઓને પ્રાસુક પાણી ગ્રહણ કરવું તે જળ આરનાળ વગેરે નવ પ્રકારે છે. આ ઉપરાંત દ્રાક્ષોદકાદિક બાર પ્રકારના જળો પણ શાસ્ત્રમાં કહેલા છે ને તેના નામો વિવેચન સાથે અહિં આપવામાં આવેલ છે જે ખાસ જાણવાયોગ્ય છે. મુનિઓને ઉત્સર્ગ માર્ગે કેવા જળનો ઉપયોગ કરવો તે તેમજ શ્રાવકને આશ્રીને પણ અહીં જે બતાવેલ છે તે સિવાય બીજી જાતના જળનું પાન કરવું આગમમાં સંભળાતું નથી, તે આજ્ઞા પણ અત્રે જણાવેલ છે. હવે પ્રાસુક જળનું નિર્મળ ભાવથી દાન આપવાથી રત્નપાળ રાજા દિવ્ય સંપત્તિઓ પામેલ છે તેનું ચરિત્ર આપવામાં આવેલ છે. આ ચરિત્ર ઘણુંજ અદ્ભુત અને એટલું વિસ્તારથી આપવામાં આવેલ છે જે મનન પૂર્વક ખાસવાંચવા જેવું છે. આ પ્રકાશ અત્ર પૂર્ણ થાય છે. પા. ૨૮૧ થી પા. ૩૪૧.

નવમો પ્રકાશ—

ઔષધ દાનનું વિવેચન અને તેના ઉપર ધનદેવ અને ધનદત્તની કથા—ધર્માર્થિ દાનનો છઠ્ઠો પ્રકાર ઔષધદાન આ પ્રકાશમાં બતાવેલ છે. મુનિઓને ધર્મ સાધન કરવામાં શરીર

મુખ્ય છે અને તે વ્યાધિ રહિત હોય તો ધર્મનું આરાધન સારી રીતે થઈ શકે છે. પૂર્વકર્મના ઉદયને લઇને મુનિઓને પણ રોગ થવાનો સંભવ છે, જેથી વ્યાધિનો નાશ કરવા માટે વિધિપૂર્વક ઔષધદાન કરવું જોઇએ. અરિહંત ભગવાને આ દાનની મુખ્યતા જણાવેલી છે અને વિશેષમાં કહેલ છે કે જે મનુષ્ય હર્ષ પૂર્વક બંધુની જેમ મુનિઓની ચિકિત્સા કરે છે, તે પુરૂષ ધર્મતીર્થનોજ ઉદ્ધાર કરે છે, અને આ દાનનું માહાત્મ્ય ઉત્કૃષ્ટ છે અને તેનું દાન કરનાર પોતાના ભાવરોગની ચિકિત્સા પણ સાથેજ કરે છે. આટલી હકીકત જણાવી તે ઉપર વાનરે મુનિના પગમાંથી કાંટો કાઢયો તેથી તેના આત્માની ઉન્નતિ થઈ, તેમજ શ્રીરૂષભદેવ ભગવાનના આગલા ભવમાં મુનિના કોઢની ચિકિત્સા કરવાથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું તે દૃષ્ટાંત ટુંકામાં આપી, આ ઔષધદાન ઉપર ધનદેવ અને ધનદત્તનું ચમત્કારિક, મનન કરવા યોગ્ય, અપૂર્વ ચરિત્ર આપવામાં આવેલ છે. જે મનુષ્ય તેનું મનન પૂર્વક પઠન પાઠન કરે છે અને આદરે છે તે અતુલ સમૃદ્ધિ પામી તે બંને ભાઇઓના જેમ છેવટે અનંત મોક્ષ લક્ષ્મીને પામે છે. આ પ્રકાશ અહીં પૂર્ણ થાય છે. પા. ૩૪૨ થી પા. ૩૮૨.

દશમો પ્રકાશ—

વસ્ત્રદાનનું વર્ણન, તેના પ્રકારો અને તેના ઉપર ધ્વજભૂજંગ રાજાની કથા—પુણ્યને પુષ્ટ કરનાર વસ્ત્રદાન નામનો સાતમો પ્રકાર આ પ્રકાશમાં કહે છે. મુનિઓને કલ્પે તેવું પવિત્ર ભાવથી વસ્ત્રનું દાન દેવું જોઇએ. સંયમની રક્ષા માટે સાધુને વસ્ત્ર રાખવાની જિનેશ્વર મહારાજાએ આજ્ઞા આપેલી છે, અહિં સાત પાત્રા સંબંધી ઉપગરણો, ત્રણ પચ્છેડીઓ (ઓઢવાના કપડા–ગોચરી જતાં ઓઢી લેવાનું સુતરાઉ, ઉનની કાંબળ અને કાંબળની અંદર રાખવાનું સુતરાઉ એ ત્રણ) રજોહરણ અને મુહપત્તિ એ બાર પ્રકારની ઉપાધિઓ જિનકલ્પી સાધુઓને હોઇ શકે, ઉપલક્ષણથી ૨–૯ પ્રમુખ પ્રકારની અલ્પ પણ હોય છે. માત્ર (અન્નાદિક આહાર નિમિત્તે ખાસ ઉપગરણ વિશેષ અને ચોલપટો એ બેને પ્રથમના બાર મળી ચૌદ પ્રકારની ઉપધિ સાધુઓને હોય છે તે જણાવી સચેલક અને અચેલક બે પ્રકારના ધર્મો અને તેનું સ્ફુટ વિવેચન, વસ્ત્રદાનનો મહિમા, અને તેના ઉપર ધ્વજભુજંગની

કથા, તેનો પૂર્વભવનો વૃતાંત અને તે ભવમાં મુનિઓને શુદ્ધ ભાવે કરેલ વસ્ત્રદાનથી આ ભવમાં મળેલ દેદીપ્યમાન પરાક્રમ, અતુલ ઉજ્વલ યશ, દીર્ઘ આયુષ્ય, ઉત્તમ કુળમાં જન્મ, સર્વ ઇચ્છીત પ્રાપ્તિ, અપરિમિત લક્ષ્મી, રાજ્ય સંપત્તિ, વૈભવ, અનિષ્ટનો નાશ વગેરે આ ચરિત્રમાં વાંચતા આલ્હાદ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે વાંચી વિચારી શુદ્ધ ભાવથી આ દાન દેનાર ધ્વજભુજંગ રાજાની જેમ છેવટે મુક્તિ સુંદરીને પામે છે. આટલું આ દાન વિષે કહી આ પ્રકાશ પૂર્ણ કરવામાં આવેલ છે. પા, ૩૮૩ થી પા. ૪૨૭.

પ્રકાશ અગ્યારમો—

પાત્રદાનનું વર્ણન અને તેના ઉપર ધનપતિ શેઠની કથા. ડાહ્યા પુરૂષે પોતાના આત્માને પાત્ર બનાવવા માટે મુનિઓ (સુપાત્ર) ને પાત્રદાન દેવું જોઇએ. આ દાન મોક્ષનું કારણ હોવાથી આ પ્રકાશમાં હવે તે બતાવે છે. મોક્ષનું કારણ કર્મનો ક્ષય, કર્મના ક્ષયનું કારણ ચારિત્ર, અને ચારિત્ર પાળવું શરીર આધિન છે, શરીર સ્થિતિનું કારણ આહાર અને તે પાત્ર વગર લબ્ધિ રહિત પુરૂષ (આહાર) કરી શકતા નથી તેથી આહારનું કારણ પાત્ર છે. તુંબડાનું પાત્ર, લાકડાનું પાત્ર અને માટીનું પાત્ર એ ત્રણ પ્રકારના પાત્રો સાધુ, સાધ્વી ધારણ કરી શકે છે. તેવા પાત્રનું વિધિપૂર્વક સુપાત્રને દાન કરનારને ધનપતિ શ્રેષ્ઠીની જેમ લક્ષ્મીઓ પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. એમ બતાવી અહીં ધનપતિનું વૃત્તાન્ત જણાવવામાં આવેલ છે. આ ચારત્રમાં અન્યાયથી ધનની આશા કરનાર ચાર મિત્રોની કથા આપી પાત્રદાનથી થતાં અક્ષયસુખનું વર્ણન કરી આ પ્રકાશ પૂર્ણ થાય છે. પા. ૪૨૮ થી ૪૪૩.

બારમો પ્રકાશ—

દાનના ગુણો તથા દોષોનું વર્ણન અને તેના ઉપર યક્ષ શ્રાવક, ધનવેપારી, ભીમ, નિધિદેવ, અને સુધન મદનની કથા—આ છેલ્લા પ્રકાશમાં ગુણવાળું પરંતુ દોષ રહિત દાન આપવામાં આવે તોજ મુક્તિનું કારણ થાય છે. માટે આ પ્રકાશમાં ગુણ દોષનું વર્ણન આપવામાં આવે છે. ૧ આશંસા, ૨ અનાદર, ૩ પશ્ચાતાપ, ૪ વિલંબ અને ૫ ગર્વ આ પાંચ દાનના દોષો અને

તેનાથી ઉલટા ગુણો છે. આશંસા-મોક્ષસિવાય આ લોક તથા પરલોક સંબંધી બે પ્રકારે છે. આલોક સંબંધી કીર્તિની અભિલાષા રાખવી તે, તેના ઉપર બે વૃદ્ધ સ્ત્રીઓની કથા, અને પરભવમાં ઐશ્વર્યાદિ પામવાની ઇચ્છાથી દાન દેવું તે પરલોક સંબંધી આશંસાથી દાન દેતાં પુણ્ય ઘણું ઓછું થઇ જાય છે, તેના ઉપર યક્ષશ્રાવકની કથા, અને નિરાશંસદાન કે જે ગુણ રૂપે છે તેના ઉપર ધન વેપારીની કથા, આદર અને અનાદરથી દાન વિષે વિવેચન અને તેના ઉપર ભીમનું દૃષ્ટાંત, શુભ ભાવથી ઉત્પન્ન થતાં ઉત્તમ ફળ ઉપર જીર્ણ શ્રેષ્ઠીની કથા, આદર વિના દાન આપવાથી વિપત્તિ પામે છે તેના ઉપર નિધિદેવ અને ભોગદેવની કથા, પુણ્ય બુદ્ધિવાળા મનુષ્યે સુપાત્રે દાન દીધા પછી પશ્ચાત્તાપ કરવો નહીં. કારણકે તેમ થતાં ફળનો નાશ થાય છે જેથી સુપાત્રે દાન આપ્યા પછી અનુમોદના કરવાથી પુણ્યને અત્યંત વૃદ્ધિ પમાડે છે, આ બંને બાબતમાં સુધન અને મદનની કથા, સુપાત્રને દાન દેતાં વિલંબ નહી કરવાથી મનોહર અર્થની સિદ્ધિ થાય છે અને વિલંબ કરતાં દાતારનો ભાવ ઓછો થતાં પુણ્ય ખંડીત થાય છે; કારણકે બંને બાબતો ભાવને આધિન છે. પુણ્ય ખંડીત થવાથી દાતારખંડીત પુણ્યને અનુસારે પરભવમાં કૃતપુણ્યની જેમ ખંડીત સંપત્તિ પામે છે, તે ઉપર કૃત્ય પુણ્યની કથા, અને જેની બુદ્ધિ એક પુણ્ય કર્મમાંજ તત્પર હોય તે પુરૂષ દાન કરતી વખતે જો ગર્વ કરે તો દાનનું વિપરિત ફળ પ્રાપ્ત થાય છે. ગર્વ બે પ્રકારે. એક પોતે દાન આપી ગર્વ કરે તે પોતાથી અને જે પુરૂષ બીજાને દાન આપતો જોઇ પોતે તેની સ્પર્ધા કરે તે પરથી એમ બે પ્રકારે દાન આપી ગર્વ કરતાં અશુભકર્મ બંધાય છે. ઉદાર બુદ્ધિવાળાની સ્પર્ધા દશાર્ણભદ્રની જેમ મોક્ષ સમીપે હોય તેવાનેજ સંભવે છે, અને કોઇ સ્પર્ધા સહિત દાન કરવાથી પણ સંપત્તિ પ્રાપ્ત કરે છે; પરંતુ તે પુણ્યનો અનુબંધ કરી શકતો નથી, ચિરકાળ રહી શકતી નથી. તે ઉપર ધનસાર શ્રેષ્ઠીની કથા. છેવટે ઇર્ષ્યાળુ મનુષ્યને સત્પુરૂષોના ગુણો ઉપર પણ ઇર્ષા થાય છે અને તે દુષ્કર્મ બાંધે છે, તે ઉપર કુંતલદેવી રાણીનું દૃષ્ટાંત આપી આ પ્રકાશ સમાપ્ત કરવામાં આવે છે. પા. ૪૪૪થી ૪૯૪.

ગ્રંથપ્રશસ્તિ—ગ્રંથકાર મહારાજની પટ્ટાવલી, ગ્રંથ રચવાનો સમય અને સ્થળ. પા. ૪૯૪ થી પા. ૪૯૬.

ઉપર પ્રમાણે આ ગ્રંથનો સાર સંક્ષિપ્તમાં આપેલો છે. છેવટે ગ્રંથકાર મહારાજે અત્યંત મંગળરૂપ શ્રી મહાવીર સ્વામી, તેઓશ્રીના ગૌતમ ગણધર અને પોતાના ગુરૂની પટ્ટ પરંપરા આપી પોતાની ગુરૂભક્તિ બતાવી આ ગ્રંથ પૂર્ણ કરેલો છે.

આ ગ્રંથ ખાસ વાંચન, મનન અને વારંવાર મનન કરવા જેવો હોઇ મનુષ્ય જીવનના સન્માર્ગ દર્શક, પિતાની પેઠે સર્વ ઇચ્છીત આપનાર, માતાની પેઠે સર્વ પીડાને દૂર કરનાર, મિત્રની પેઠે હર્ષને વધારનાર એવો ધર્મ જે મહા મંગળરૂપ કહેવાય છે, તે દાનધર્મ આત્મિક આનંદ ઉત્પન્ન કરનાર, મોક્ષ માર્ગને નજીક લાવનાર, આત્મજ્ઞાનની ભાવનાઓ સ્ફુરીત કરનાર, નિર્મળ સમ્યક્ત્વ, શ્રાવકત્વ, પરમાત્મત્વ પ્રગટ કરાવનાર એક અપૂર્વ રચના હોવાથી તે માટે વિશેષ લખવા કરતાં આદ્યંત વાંચી જવા નમ્ર સુચના કરીયે છીયે. અને છેવટે પરમાત્માની પ્રાર્થના કરીયે છીયે કે શેષનાગ રૂપી દેદીપ્યમાન જેનું નાળ છે, દિશાઓ રૂપી જેના મોટા પાંદડાનો સમૂહ છે, મેરૂપર્વત રૂપી જેની કર્ણિકા છે એવા આકાશરૂપી કમળમાં જ્યાંસુધી મનોહર ગતિવાળા આ બે ચંદ્ર, સૂર્યરૂપી રાજહંસો, ક્રીડા કરે છે ત્યાંસુધી સમ્યક્ દૃષ્ટિ પ્રાણીઓના મોક્ષ નગરના માર્ગોને પ્રકાશિત કરતો આ દેદીપ્યમાન દાનધર્મરૂપી દીવો જિન પ્રવચનરૂપી ઘરને વિષે ચોતરફ પ્રકાશ પામી તેવડે સર્વ પ્રાણીઓ મોક્ષલક્ષ્મી પામો.

આ ગ્રંથ સાદ્યંત તપાસી જવા માટે કૃપાળુ મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજે જે કૃપા બતાવી છે તે માટે તેઓશ્રીનો આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં દૃષ્ટિ દોષ કે પ્રેસ દોષને લઇને તેમજ બીજી કોઇ રીતે કોઇપણ સ્થળે સ્ખલના જણાયતો મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા ચાહીયે છીયે.

**શ્રી આત્માનંદભવન-ભાવનગર**
આશ્વિન વિજયાદશમી.
વીર સં. ૨૪૫૦ આત્મ સં. ૨૯
વિક્રમ સવત ૧૯૮૦.

લેખક,
**ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.**
સેક્રેટરી.





વકીલ હરીચંદ નથુભાઇ બેરીસ્ટર એટ લૉ.

જન્મ— સં. ૧૯૨૫ ના આસો વદ ૧૦

પંચત્વ— સં. ૧૯૫૬ ના ચૈત્ર શુદ ૧૪



આનંદ પ્રી પ્રેસ—ભાવનગર.

# શ્રીયુત હરિચંદ નથુભાઈ બેરીસ્ટર એટ-લૉની જીવનરેખા.

વિક્રમ સંવત ૧૯૨૫ ના આશો વદી ૧૦ ના રોજ ભાવનગર જૈન સમાજ રૂપી ગગન મંડળમાં ઉદીત થયેલ એક જૈનનો પ્રકાશમાન તારો સં. ૧૯૫૬ ના ચૈત્ર સુદી ૧૪ ના રોજ પાશ્ચિમાત્ય દેશ ફ્રાન્સના પાટનગર પેરીસમાં અસ્ત થયો, પરંતુ તેના સ્મરણો હજી હૈયાત છે. આટલી ટુંકી જીંદગીમાં પોતાની તીવ્ર બુદ્ધિ, અડગ નિશ્ચયતા, અપૂર્વ હિંમત, ધર્મશ્રદ્ધા, ગુરૂભક્તિ અને કાયદાનું વિશાળ જ્ઞાન વગેરે પોતાના કુટુંબીઓ, સહવાસીઓ અને પરિચિત મનુષ્યોને બતાવી એ નરરત્ન પરભૂમિમાં પરલોકવાસી થયો. એના અભાવથી જૈન સમાજને, તેના કુટુંબને, ભાવનગરની જૈન પ્રજાને અને આ સભાને અપાર ખોટ પડી છે.

આ સભાને એમ ખબર નહોતી કે, તેના પુત્ર નાનાલાલ પોતાના પિતાના સ્મરણાર્થે જ્ઞાનોદ્ધારના કાર્ય માટે આવા એક દાનધર્મને જણાવનાર દીપક સમા ગ્રંથમાં તેમનું નામ જોડી આ નરરત્નની ટુંક જીવનરેખા લખવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવશે ? જેમના પ્રયત્નથી આ સભા સ્થાપન કરવામાં આવેલ છે, તેમનું જીવન વૃતાંત કોઇ આવા સાહિત્ય પ્રગટનના યથાયોગ્ય પ્રસંગથી લખાય તે પણ આશ્ચર્યતા જ છે ! !

અત્રેના પ્રખ્યાત વકીલ નથુશાહ હેમચંદનું કુટુંબ ઘણા વખતથી ભાવનગરમાં રહેતું હતું. ભાઇ હરિચંદના પિતાશ્રી વકીલ નથુશાહ તે વખતના એક પ્રખ્યાત બાહોશ અને રાજ્યમાં લાગવગ ધરાવનાર હાજર જવાબી વકીલ હતા. હરિચંદભાઇની માતુશ્રીનું નામ ગંગાબાઈ હતું, વકીલ નથુશાહને મૂળચંદભાઈ તથા હરિચંદભાઇ બે પુત્રો તથા બે પુત્રીઓ બહેન મોતી અને દુધી હતી. જેષ્ટ બંધુ મુળચંદભાઇએ અંગ્રેજી જ્ઞાન જેમ સંપાદન કરેલ હતું તેમજ પિતાનો વકીલાતનો વારસો પણ લીધો હતો, તેટલુંજ નહિ પરંતુ ગુરૂરાજ શ્રી આત્મારામજી મહારાજશ્રીના અનન્ય ભક્ત હોઇ તેમની કૃપાવડે ધર્મનું જ્ઞાન પણ વિશાળ પ્રાપ્ત કર્યું હતું. તેઓ જૈન ધર્મના વાદી તરીકે પ્રખ્યાત થયા હતા. વિદ્વાન મુનિરાજો તેમના વિશાળ જ્ઞાનની પ્રશંસા કરતા હતા, તેટલુંજ નહિ પરંતુ અન્ય દર્શનીઓ સાથે ધર્મ-

વાદ કરતાં જૈન ધર્મના ખરેખરા અભ્યાસી અને વાદી તરીકે મૂળચંદ ભાઈને જોઇ તે તે ધર્મવાળાઓ પણ તેવા પ્રસંગે ચકિત થતા હતા.

આ સભાનો પ્રથમ પાયો નાખનાર પ્રમુખ મૂળચંદભાઈ હતા. પરંતુ સં. ૧૯૬૧ ના ચૈત્ર વદી ૪ ના રોજ પ્લેગના દુષ્ટ વ્યાધિથી તેઓ સ્વર્ગવાસી થયા છે. ભાઇ હરિચંદે સ્કુલમાં ફર્સ્ટ બી. એ. સુધીનો અભ્યાસ કર્યો હતો અને તેમાં તેઓ પાસ નહિ થવાથી સ્કુલ છોડી વડીલોનો ચાલ્યો આવતો વારસો સનદી વકીલ તરીકેનો ધંધો પ્રાપ્ત કર્યો હતો અને સં. ૧૯૫૦ની સાલમાં ભાવનગરમાં થયેલી વકીલાતની પરિક્ષામાં ઉચા નંબરે તેઓ પાસ થયા હતા અને મોટાભાઈ મૂળચંદભાઇની સાથે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. જેમ મોટાભાઇ મૂળચંદભાઇ ધર્મના જ્ઞાન માટે કુશળ હતા, તેમ હરિચંદભાઇએ જો કે ધર્મનું જ્ઞાન મેળવ્યું હતું, પરંતુ કાયદાના જ્ઞાનમાં પણ તેવીજ કુશળતા મેળવી હતી. ભાઇ હરિચંદના કાયદાના જ્ઞાનની વિશાળતા, વકીલાતના ધંધાની કુશળતા અને થોડા વખતમાંજ આવેલા કેસોમાં કોર્ટમાં પોતે બતાવેલી અસાધારણ બાહોશીથી ધંધામાં અને પેદાશમાં તેઓ વધવા લાગ્યા. અહીં કોર્ટમાં જેટલા મોટા કેસો આવતા તેમાં એક બાજુ શહેરના સુપ્રસિદ્ધ વકીલ બહેચરલાલભાઇ હોય, તે કેસમાં બીજી બાજુમાં ભાઈ હરિચંદ અવશ્ય હોયજ, તેટલુંજ નહિ પણ તેવા ઘણા કેસોમાં પોતે જીતતા હતા. ધંધામાં સારી પેદાશ અને પ્રવીણતા જણાયા છતાં ભાઇ હરીચંદના હૃદયમાં વકીલની ઉચી પરિક્ષા પસાર કરવાના લોભે ડીસ્ટ્રીકટ પ્લીડરની પરિક્ષા આપવા કાયદાનો અભ્યાસ પણ બાકીના વખતમાં કરતા હતા; છતાં ભવિષ્યમાં કોઇ અજબ ફેરફાર થવાનો હોવાથી કુદરતે તેમાં પાસ થવા ન દીધા, તેથી તેમનું મન તે માટે સદા ઉદાસીન રહેતું હતું.

સં. ૧૯૫૨ ની સાલના પ્રથમ જેષ્ટ સુદી ૭ પંજાબ ગુજરાનવાલા શહેરમાં ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી (આત્મારામજી મહારાજ ) ના સ્વર્ગવાસના સમાચાર બીજે દીવસે અત્રે ફેલાતાં વડિલ મૂળચંદભાઈની જેમ ભાઈ હરિચંદ પણ આ ગુરૂરાજના પરમ ભક્ત હોવાથી તેમના હૃદયને પણ આઘાત થયો. નિરંતર ગુરૂરાજના વિરહનું દુઃખ લાગ્યા કરતું હતું. હરિચંદભાઇ સ્વર્ગવાસી ગુરૂમહારાજનું નામ કાયમ રહે તે માટે મોટાભાઇ મૂળચંદને વારંવાર સુચના કરતા હતા; છેવટે ગુરૂરાજના ભક્ત તરફથી એક ફંડ રૂ. ૧૫૦) નું થયું. ભાઇ મૂળચંદભાઇ અને બીજાઓએ જણાવ્યું કે ગરીબોને અનાજ આપી

ધો; પરંતુ હરિચંદભાઇએ તે યોજના પસંદ કરી નહિ અને એક પુસ્તકાલય કે તેમાં ગુરૂરાજનું નામ જોડી આ શહેરમાં ઉઘાડવું તેને માટે એક સભા કે કમીટી નીમવી. રૂપીયા દોઢસોની રકમમાં એ કેમ બને ? એમ જ્યારે બીજા ભાઇઓ કહેતા હતા ત્યારે હરિચંદભાઈ તે વાતમાં દૃઢ રહ્યા અને ભૂતપૂર્વ શ્રી જૈન હિતેચ્છુ સભાના કબાટ ને બુકો જે બીજાની પાસે હતા તેઓને સમજાવી આ નવી થતી લાયબ્રેરીને ભેટ અપાવવા પ્રયત્ન કર્યો અને સૌને સમજાવી આવી નાની રકમ થયેલી છતાં આવું સાહસ ગુરૂભક્તિ માટે ઉઠાવી સં. ૧૯૫૨ ના બીજા જેઠ સુદી ૨ ના રોજ ગાંધી વીરચંદ રાઘવજી બી. એ. બેરીસ્ટર એટ–લો જેઓ અમેરીકામાંથી તે વખતે થોડા દીવસ થયા મુંબઇ આવ્યા હતા, તેમના હાથે સ્થાપન કરાવવા આમંત્રણ કરેલું જેથી તેઓ આવતાં સ્વર્ગવાસી ગુરૂરાજના નામથી લાયબ્રેરી ( મફત વાંચનાલય ) નું સ્થાપન ( ખરૂં કહીયે તો ભાઇ હરીચંદના અનન્ય પ્રયત્નથીજ ) કરવામાં આવ્યું. સાથે તેને માટે એક કમીટી કરી કે જેને શ્રી જૈન આત્માનંદ સભા ભાવગર ( તે ગુરૂશ્રીનુ નામ ) આપવામાં આવ્યું. ભાઇ વીરચંદભાઈ તથા હરિચંદભાઇની જોડી હતી. જો કે બન્નેનો અત્યારે અભાવ થયો છે, પરંતુ તેઓની હૈયાતિ હોત તો જૈન દર્શનના અનેક કાર્યો, દીગંબર કે અન્ય દર્શનીઓ સાથેના કલેશો અને ઝગડાઓ માટે તેઓની ઉપયોગીતા ખાસ જણાઇ આવત, પરંતુ દૈવ ગતી વિચિત્ર છે ! ! !

શ્રી જૈન આત્માનંદ સભાનું સ્થાપન ભાઇ હરિચંદભાઈની આગ્રહ પૂર્વકની મહેનતથી થયું, ત્યારે કોણ જાણતું હતું કે આટલી બધી જાહોજલાલી ભોગવતી, જૈન સાહિત્યના વિવિધ ગ્રન્થો પ્રગટ કરી સાહિત્ય સેવા અને જ્ઞાન ઉધારનું કાર્ય કરતી, વિશાળ મફત વાંચનાલયનો અહીંની જૈન અને જૈનેતર પ્રજાને લાભ આપતી અને તે સાથે અનેક રીતે ગુરૂ ભક્તિ કરતી ભવિષ્યમાં તે થશે ? ગુરૂકૃપાની બલીહારી છે !

ગુરૂ મહારાજના પવિત્ર નામથી, ભક્તિના ફળ રૂપે અને ભાઈ હરિચંદભાઈની ગુરૂ ભક્તિના સુપ્રયત્ન રૂપ નિમિત્ત કારણે અને અન્ય બન્ધુઓના નિઃસ્વાર્થી સેવાએ શુભ મુહૂર્તે સ્થપાયેલી આ શ્રી જૈન આત્માનંદ સભા દિનપ્રતિદિન આબાદિ પ્રાપ્ત કરતી જાય છે. આ સભાના સ્થાપન કરનાર તે બન્ને બન્ધુઓ મૂળચંદભાઈ ને હરિચંદભાઈ તો ચાલ્યા ગયા છે, પરંતુ ગુરૂભક્તિ માટે અને જૈન કોમની સેવા કરનારી આ સભા અને સભાસદો તો તેમણે કરેલી સભા પ્રત્યેની સેવા

માટે તેમના તે કાર્ય માટે તો હજુ પણ તેમને યાદ કરે છે અને ઉપકાર માને છે.

હરિચંદભાઈ ડીસ્ટ્રીકટ પ્લીડરની પરીક્ષામાં નાપાસ થયા પછી હંમેશા તે માટે તેઓ દીલગીર રહ્યા કરતા હતા. તેટલું જ નહિ પરંતુ કાયદાનું ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મેળવી સૌથી ઉચી વકીલાતની (બેરીસ્ટરની) પરીક્ષામાં પાસ થઇ ધારાના હિમાયતી તરીકે નામના મેળવવા તેમની ઉત્કંઠા હતી; તેવામાં મોટા ભાઇ મૂળચંદભાઈ જૈન ધર્મના વિદ્વાન હોવાથી હિંદુસ્તાનમાં ઘણા જૈનોના સમાગમમાં આવતા અને તેઓને સર્વ પિછાનતા હતા. સુરતના ઝવેરી મગનલાલ પ્રતાપચંદની કુ૦ ને તે વખતે મૂળચંદભાઇની સાથે પિચ્છાન થઇ અને તેઓને મોતીના વેપાર માટે ફ્રાન્સમાં એક કમીશન એજંન્ટનું કામ કરનાર માણસની જરૂર હતી, અહીં પણ ભાઇ હરિચંદને બેરીસ્ટર થવા વિલાયત જવા માટે ઇચ્છા હતી, જેથી ઝવેરી મગનભાઇને મોટા ભાઇ મૂળચંદભાઇએ પોતાના નાના ભાઈની તે ઇચ્છા પાર પાડવા માટે વાત કરી ને ઝવેરી મગનભાઇ સમ્મત થવાથી એક પંથને દો કાજ જેવું, એક તો બેરીસ્ટર તરીકે વગર ખર્ચે પાસ થવાશે અને મોતીના પારસલો વેચાતાં કમીશન તરીકે ભાગ્ય પ્રમાણે પૈસા પ્રાપ્ત થશે. જેથી તે માટે યોગ્ય એગ્રીમેન્ટ કર્યું અને ૧૯૫૨ ના આસો સુદી ૧૦ ના રોજ અત્રેથી (ફ્રાંન્સ જવા માટે) ઘેર કોઇને જણાવ્યા સિવાય શ્રીયુત હરિચંદભાઇ મુંબઇ રવાના થયા. અને પંદર દિવસ પછી (પોતાની જન્મ તિથિ) આસો વદી ૧૦ ના રોજ વિલાયત મેલ સ્ટીમરમાં ફ્રાન્સ જવા માટે મુંબઇથી વિદાય થયા. ત્યાં સાડાત્રણ વર્ષ રહી કાયદાનો અભ્યાસ કરી બેરીસ્ટરની પરીક્ષામાં ઉચે નંબરે પાસ થયા, તેઓની ઘણા વખતની મુરાદ હાંસલ થયેલી જોઇ ઘણા ખુશી થયા. તેની ખુશાલીના પત્રો અને તાર અત્રે આવ્યા. જેથી સંબંધીઓ પણ ખુશી થયા, અને અનેક પત્રો મુબારકબાદીના ફ્રાંન્સ ગયા. મોતીનું બીઝનેસ નહિ ચાલવાથી અને માત્ર બેરીસ્ટરની કોલેજમાં ટર્મ ભરવી બાકી રહ્યાથી પછી તરત જ ત્રણ–ચાર માસ પછી ભાવનગર જવું તેમ તેમનો વિચાર અને મોટા ભાઇ મૂળચંદભાઇની આજ્ઞા થઇ, જેથી પરીક્ષામાં પાસ થયા; બે ટર્મ પુરી કરી ભાવનગર આવવાનો છું અને બહાર બંગલો વિગેરે લઇ સર્વ ગોઠવણ કરી રાખશો; તેવો આનંદનો ભાઇ હરિચંદભાઇનો સં. ૧૯૫૬ ના ચૈત્ર શુદ ૧૪ ના રોજ અત્રે પત્ર આવ્યો, પરંતુ કાલની કોઇને ખબર નથી!

" न जाने जानकी नाथ प्रातःकाळे किं भविष्यति. " જેમ શ્રીમાન રામચંદ્રજીને રાજ્યાભિષેકનો દિવસ તે વનવાસ જવાનો ઠર્યો, તેમ ભાઇ હરિચંદને માટે તૈયાર કરેલી રસવતી જમવાને વખતે ઢોળાઇ ગઇ, મનની મનમાં રહી, અનેક મનોરથો તેમના અને કુટુંબી જનોના જમીનદોસ્ત થઇ ગયા અને ક્રૂર કાળે ભાઇ હરિચંદને ઝડપી લીધા. બીજે દિવસે ચૈત્ર સુદી ૧૫ ના રાત્રીના આઠ વાગે મોટા ભાઇ મૂળચંદભાઇને એક તાર મળ્યો "ભાઇ હરીચંદભાઇ સ્વર્ગવાસ પામ્યા" તાર વાંચતાં મોટા ભાઇને મૂર્ચ્છા આવી. પાસે બેઠેલાને આવા અચાનક સમાચાર કેમ કહી શકાય ? મૂર્ચ્છા વળ્યા બાદ ભાઇ મૂળચંદ એક સ્નેહીને પોતાની સાથે શહેર બહાર લઇ ગયા. વાત કરતાં જીભ ન ઉપડી, ચોધાર આંસુ વહેવા લાગ્યાં, હિંમત હારી ગયાં, છેવટ મહા મુશ્કેલીયે જણાવ્યું કે " ભાઇ હરીચંદનો ગઇ કાલે ખુશી સમાચારનો પત્ર આવ્યો અને આજે પંચત્વ પામ્યાનો તાર આવ્યો." જેથી તેની વધુ ખાત્રી માટે વિલાયત ભાઇ વીરચંદ રાઘવજી બેરીસ્ટરને તાર કરી તે બાબતના પાકા સમાચાર મંગાવવા નક્કી થયું. તે સમાચાર ખોટા હોય તેવું ભાગ્ય તેમનું ન હતું. સમાચાર મળ્યા. વાત ખરી છે, પછી તો પુછવું જ શું ? કુટુંબી જનોને જાણ થતાં કલ્પાંતનો પાર રહ્યો નહિ. ભાવનગર શહેરમાંથી, જૈન કોમમાંથી ભાઇ હરિચંદભાઇ પ્રથમ જનાર હોવાથી અંતરીયાળ આ સ્થિતી બનતાં સંબંધીઓ, મિત્રો અને શહેરની પ્રજામાં હાહાકાર થઇ રહ્યો. મોઢામાં આવેલો કોળીયો ઢોળાઇ ગયો. દુઃખનો, ક્લેશનો અને ચિંતાનો પાર કુટુંબીઓને રહ્યો નહિં. દેશાવરમાં આ ખેદજનક સમાચાર પહોંચતાં મોટા ભાઈ મૂળચંદભાઇ ઉપર અનેક દીલાસાના પત્રો અને તાર આવવા લાગ્યા. આ સભાનો એક સ્થંભ ગયાથી પડેલી ખોટ માટે સભાની એક જનરલ મીટીંગ બોલાવી દિલગીરીના ઠરાવો પસાર કરવામાં આવ્યા. જૈન કોમે પણ એક બાહોશ, વિદ્વાન નરરત્ન ગુમાવ્યો એમ સૌ કોઇએ માન્યું. આવી કુશાગ્ર બુદ્ધિના બાહોશ પુરૂષના સ્થૂળ દેહનો વિયોગ માટે શોક કરવો નકામો છે. માટે તેમના જે ગુણો હતા તે ગ્રહણ કરી તેમાં પ્રવૃત્તિ કરવી એજ ગુણગ્રાહી મનુષ્ય માટે અવશ્યનું છે.

ભાઇ હરિચંદભાઇની પત્ની બાઇ મોંઘી ઉર્ફે ગંગા ઘણાજ સરલ હૃદયની અને ખાનદાન કુટુંબની દીકરી હતી, ભાઇ હરિચંદભાઇના સ્વર્ગવાસ પછી પતિ વિરહથી દુઃખ પામતા છ માસની અંદર પતિભક્તિ

કરવા પતિ પાછળ સ્વર્ગવાસ પામી. ભાઇ હરિચંદભાઇને ભાઇ નાનાલાલ અને ડાહ્યાલાલ નામે બે પુત્રો છે. તે વખતે તે બંને બન્ધુ લઘુ વયના હતા. હવે તેઓ ઉમર લાયક થયા છે, એટલું જ નહિ પણ વેપાર ધંધામાં પ્રવિણતા મેળવી આર્થિક સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે. ભાઇ નાનાલાલની આર્થિક સ્થીતિ વધારે સારી થતાં પ્રતિષ્ઠા, ગરીબોને મદદ, કેળવણી ને ઉત્તેજન વિગેરે કાર્યમાં સારી રકમ ખર્ચેલ છે અને હજુ પણ ખર્ચ્યા કરે છે. જ્ઞાનોદ્ધારના કાર્ય ઉપર પ્રેમ થતાં પોતાના પિતા આ સભાના ઉત્પાદક હતા, તેથી તેમનું નામ કાયમ કેમ જળવાઇ રહે તે માટે આ "દાન પ્રદીપ" ગ્રંથ જે દાનવીર નરોને જ યોગ્ય હોઇ તે પ્રસિદ્ધ કરવા કુલ ખર્ચ (આપેલ રકમ) સભાના ધારાપ્રમાણે સીરીઝ માટે અનામત રાખવા સભાને અર્પણ કરેલ છે. પિતાની હૈયાતિ બાદ પિતાની ભક્તિ આવા કાર્યોથી જ થાય છે, તેમ શાસ્ત્રના ફરમાનને માન આપી પિતૃૠણમાંથી મુક્ત થવા કરેલો આ પ્રયત્ન ભાઇ નાનાલાલ માટે ધન્યવાદને પાત્ર છે. અમો નમ્ર સુચના કરીએ છીયે કે પોતાના માત-પિતાના નામસ્મરણ માટે અનેક સત્ કાર્યો ભાઇ હરિચંદભાઇના પુત્રો કરે અને તે માટે પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપે.

ॐ शांति



શ્રીયુત હરીચંદ નથુભાઈ સ્મારક
ગ્રંથમાળા સંબંધી

# બે બોલ.

આ શહેરના સંભાવીત ગૃહસ્થ શાહ નાનાલાલ હરીચંદે સંવત ૧૯૭૮ ની સાલમાં અત્રે શ્રી ગોડીજી પાર્શ્વનાથ મહારાજના મંદિરમાં નવી દેરીમાં પ્રતિષ્ઠા અને સ્વામીવાત્સલ્ય વગેરે કરી દેવ, ગુરૂ તથા શ્રીસંઘની ભક્તિ કરી હતી; તેની ખુશાલી નિમિત્તે આ જ્ઞાનોદ્ધારના કાર્ય સાથે પોતાના સ્વર્ગવાસી પૂજ્ય પિતા શ્રીમાન્ હરીચંદ નથુભાઈના સ્મરણાર્થે એક સારી રકમ સભાના ધારા પ્રમાણે તેમના પિતાશ્રીના નામથી ગ્રંથમાળા ( સીરીઝ ) પ્રકટ કરવા આ સભાને ભેટ આપેલ છે. તે મુજબ આ ગ્રંથ તે ગ્રંથમાળા તરીકે પ્રથમ પુષ્પ છે. આવા ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરાવી જ્ઞાનોદ્ધાર તેમજ સાહિત્ય સેવાના ઉચ્ચ કાર્યો કરવા તે પ્રશંસનીય હોઈ તેઓ ધન્યવાદને પાત્ર છે. આવી રીતે વડિલોની સેવા સાથે જ્ઞાનભક્તિના કાર્યો કરવાનું આવું શુભ પગલું ભરવા અન્ય બંધુઓને સુચના કરવામાં આવે છે.

પ્રસિદ્ધ કર્ત્તા.

## આ સભા તરફથી છપાયેલાં ગુજરાતી ભાષાનાં પુસ્તકો.
## જે કે ખાસ વાંચવા યોગ્ય અને ઘરના શણગારરૂપ છે.

### जैन ऐतिहासिक ग्रंथो.

श्रीमान् प्रवर्तकजी श्री कान्तिविजयजी ग्रं०

| | | |
|---|---|---|
| १ | विज्ञप्ति त्रिवेणी | १-०-० |
| ×२ | कृपा रसकोष | १-०-० |
| ×३ | शत्रुंजय तिर्थोद्धार प्रबंध | १-०-० |
| ×४ | प्राचीन जैन लेख सग्रह भाग १ लो | १-०-० |
| ५ | द्रौपदी स्वयवर नाटक | ०-४-० |
| ६ | प्राचीन लेख समह भा. २ जो | ३-८-० |
| ૧ | શ્રી જૈન તત્ત્વાદર્શ (શાસ્ત્રી) | ૫-૦-૦ |
| ૨ | નવતત્ત્વનો સુંદર બોધ | ૦-૧૦-૦ |
| ×૩ | દેવસીરાઇ પ્રતિક્રમણ | ૦-૩-૦ |
| ૪ | જીવવિચાર વૃત્તિ | ૦-૬-૦ |
| ×૫ | અજ્ઞાન તિમિર ભાસ્કર | ૨-૮-૦ |
| ૬ | જૈન ધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦-૮-૦ |
| ૭ | જૈનતત્ત્વસાર મૂળ | ૦-૬-૦ |
| ૮ | દંડક વિચાર વૃત્તિ મૂળ. અવચૂરિ | ૦-૮-૦ |
| ૯ | નયમાર્ગદર્શક | ૦-૧૨-૦ |
| ૧૦ | હંસવિનોદ ( શાસ્ત્રી ) | ૦-૧૨-૦ |
| ×૧૧ | વિવિધ પૂજાસંગ્રહ | ૦-૮-૦ |
| ૧૨ | કુમાર વિહાર શતક. મૂળ. અવચૂરિ અને ભાષાંતર | ૧-૮-૦ |
| ૧૩ | જૈન તત્ત્વસાર ભાષાંતર | ૦-૨-૦ |
| ૧૪ | પ્રકરણ સંગ્રહ | ૦-૪-૦ |
| ૧૫ | નવ્વાણું પ્રકારી પૂજા અર્થ સહિત | ૦-૮-૦ |
| ૧૬ | આત્મવલ્લભ સ્તવનાવલી | ૦-૬-૦ |
| ૧૭ | મોક્ષપદ સોપાન | ૦-૧૨-૦ |
| ×૧૮ | ધર્મબિન્દુ ગ્રંથ, મૂળ ટીકા અને ભાષાંતર સાથે | ૨-૮-૦ |
| ૧૯ | પ્રશ્નોત્તર પુષ્પમાલા | ૦-૧૪-૦ |
| ×૨૦ | ધ્યાનવિચાર (ગુજરાતી) | ૦-૩-૦ |
| ૨૧ | શ્રાવક કલ્પતરૂ | ૦-૬-૦ |
| ૨૨ | આત્મપ્રબોધ ગ્રંથ (શાસ્ત્રી) | ૨-૮-૦ |
| ×૨૩ | આત્મોન્નતિ | ૦-૧૦-૦ |
| ×૨૪ | પ્રકરણ પુષ્પમાલા પ્રથમ પુષ્પ | ૦-૬-૦ |
| ૨૫ | જંબુસ્વામી ચરિત્ર | ૦-૮-૦ |
| ૨૬ | જૈન ગ્રંથ ગાઇડ | ૧-૦-૦ |
| ૨૭ | તપોરત્ન મહોદધિ | ૧-૮-૦ |
| ×૨૮ | વિવિધ પૂજાસંગ્રહ | ૧-૪-૦ |
| ૨૯ | સમ્યક્ત્વ સ્તવ | ૦-૪-૦ |
| ×૩૦ | શ્રી શ્રાદ્ધગુણ વિવરણ | ૧-૮-૦ |
| ૩૧ | ચંપકમાળા ચરિત્ર | ૦-૮-૦ |
| ×૩૨ | કુમારપાલ ચારત્ર (હિંદી) | ૦-૪-૦ |
| ૩૩ | શ્રી સમ્યક્ત્વ કૌમુદી „ | ૧-૦-૦ |
| ૩૪ | પ્રકરણ પુષ્પમાલા બીજું રત્ન | ૦-૮-૦ |
| ૩૫ | અનુયોગદ્વાર સૂત્ર | ૦-૮-૦ |
| ૩૬ | અધ્યાત્મમત પરીક્ષા | ૦-૪-૦ |
| ૩૭ | ગુરૂગુણ છત્રીશી | ૦-૮-૦ |
| ૩૮ | શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦-૫-૦ |
| ×૩૯ | શ્રી આત્મકાન્તિ પ્રકાશ | ૦-૪-૦ |
| ૪૦ | જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦-૧૨-૦ |
| ૪૧ | શ્રી દેવ ભક્તિમાળા પ્રકરણ | ૧-૦-૦ |
| ૪૨ | શ્રી ઉપદેશ સપ્તતિકા | ૧-૦-૦ |
| ૪૩ | સંબોધ સિત્તરી | ૧-૦-૦ |
| ૪૪ | પંચપરમેષ્ઠિ ગુણમાલા | ૧-૮-૦ |
| ૪૫ | સુમુખનૃપાદિ કથા. | ૧-૦-૦ |
| ૪૬ | શ્રી નેમનાથ ચરિત્ર | ૨-૦-૦ |
| ૪૭ | શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૧ | ૨-૦-૦ |
| ૪૮ | „ ભાગ ૨ | ૨-૮-૦ |
| ૪૯ | શ્રી આદર્શ જૈન સ્ત્રીરત્નો | ૧-૦-૦ |

× આ નીશાનીવાળા ગ્રંથો સીલીકમાં નથી.

# અનુક્રમણિકા.

# શ્રી દાનપ્રદીપ.



(જિનઆગમરૂપી અગ્નિ પાસેથી વિવિધ પ્રકારના અર્થ રૂપી તેજને ગ્રહણ કરી, જિનશાસનરૂપી મહેલમાં દાનરૂપી દીવાને પ્રકટ કરનાર અપૂર્વ ગ્રંથ)

काव्येनेव कविर्धियेव सचिवो न्यायेन भूमिधवः
शौर्येणेव भटो ह्रियेव कुलजः सत्येव गेहस्थितिः ॥
शीलेनैव तपस्त्विषेव सविता चित्त्येव अध्यात्मवान्
वेगेनेव हयो दृशेव वदनं दानेन लक्ष्मी स्तथा ॥१॥

અર્થ—કાવ્યથી જેમ કવી, બુદ્ધિથી જેમ મંત્રી, ન્યાયથી જેમ રાજા. શૌર્યથી જેમ સુભટ, લજ્જાથી જેમ કુલપુત્ર, સતી સ્ત્રીથી જેમ ઘરની સ્થિતિ, શીલથી જેમ તપ, કાંતિથી જેમ સૂર્ય, જ્ઞાનથી જેમ અધ્યાત્મી પુરૂષ, વેગથી જેમ ઘોડો, આંખથી જેમ મુખ તેમ દાનથી લક્ષ્મી શોભે છે.

॥ ॐ श्री आदिनाथाय नमः ॥



# દાન પ્રદીપ ભાષાન્તર.

## પ્રકાશ પહેલો.



શ્રી સિદ્ધિના ભર્તા અને સુમંગલાના સ્વામી ભગવાન શ્રી આદિનાથ નામના જિનેશ્વર તમોને મંગળ આપો. તે ભગવાનથીજ દાનધર્મની શરૂઆત થઇ છે, અને તે દાનધર્મને લઈને હજુ સુધી ત્રણ લોકના પ્રાણીઓ સુખી છે. જે ભગવાનની વાણીના દેદીપ્યમાન સમૂહવડે અદ્યાપિ પર્યંત નિરંતરપણે જગત પ્રકાશિત છે, તે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર શ્રી વર્ધમાનસ્વામી રૂપી અદ્ભુત અલૌકિક સૂર્ય તત્ત્વનો પ્રકાશ કરનાર થાઓ. વિશુદ્ધિપણાથી શોભતા એવા પંડિતોના [1]માનસમાં વિલાસ કરવાની લાલસાવાળી જે દેવી રાજહંસીની જેમ તત્ત્વ અને અતત્ત્વનું વિવેચન કરે છે, તે શ્રી સરસ્વતી દેવી અમોને શ્રુતજ્ઞાનનો સાર આપનાર થાઓ. જે ગુરૂ માત્ર કળિરૂપી પંકમાં ડુબતા શ્રી જિનશાસનનો ઉદ્ધાર કરવાથીજ ગૌતમ ગણધરની તુલ્યતાને ધારણ કરતા હતા એટલુંજ નહીં, પરંતુ ઉત્તમ ગુણોની લક્ષ્મીએ કરીને પણ ગૌતમસ્વામીની ઉપમાને ભજતા હતા. તે શ્રી દેવસુંદર નામના ગુરૂ વિભૂતિને માટે થાઓ. જેઓ દૃઢ ધર્મરૂપી વિદ્યાવડે મોહને જીતીને ઉત્કૃષ્ટ

૧. મન-માનસરોવર.

જય-લક્ષ્મીને પરણ્યા છે, તે તપાગચ્છના સ્વામી શ્રી સોમસુંદર નામના ઉત્તમ ગુરૂ મહારાજ જયવંત વર્તે છે. જેઓએ પોતાની વાણીના પ્રયોગથી અમારી જેવા પત્થરોને શાસ્ત્રરૂપી અમૃતવડે કરીને આર્દ્ર કર્યા છે, તે ભવનો નાશ કરવામાં શક્તિમાન અને સમગ્ર કળાઓને ધારણ [1]કરનાર શ્રી જિનસુંદર ગુરૂ સત્પુરૂષોના શુભને માટે થાઓ. જેના નામ રૂપી રથ ઉપર આરૂઢ થઈને સમગ્ર અર્થની સિદ્ધિઓ સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોક રૂપી ક્રીડાસ્થાનમાં સ્વેચ્છાએ સુખે કરીને ક્રીડા કરે છે, તે સર્વે (પાંચે) પરમેષ્ઠિઓ અમારી લક્ષ્મીને માટે થાઓ. આ પ્રમાણે પૂજ્યોની સ્તુતિરૂપ ભાવ મંગળ કરીને જિનાગમ રૂપી અગ્નિ પાસેથી વિવિધ પ્રકારના અર્થરૂપી તેજને ગ્રહણ કરીને હું જિનશાસન રૂપી ઘરમાં દાનરૂપી દીવાને પ્રગટ કરૂં છું. સમગ્ર પ્રકારની દેવ અને મનુષ્યની સમૃદ્ધિઓનું તથા મોક્ષ સંપદાનું પણ ધર્મજ ઉત્કૃષ્ટ કારણ છે. તેથી તે સમૃદ્ધિઓના કામીઓએ તે ધર્મજ સેવવો જોઈએ. કારણકે ઉપાય વિના ઉપેય વસ્તુની પ્રાપ્તિ સંભવતી નથી. આ ધર્મ જિનેશ્વરોએ દાન, શીળ, તપ અને ભાવ એ ચાર પ્રકારે કહેલો છે. તેમાં પણ દાનને મુખ્યપણે કહેલું છે. કારણકે તે દાનથીજ બાકીના ત્રણે ધર્મની સ્થિરતા થાય છે. તે આ પ્રમાણે—

જિનેશ્વરોએ જ્ઞાનદાન, અભયદાન અને ઉપષ્ટંભદાન એમ ત્રણ પ્રકારે દાન કહેલું છે. તેમાં જ્ઞાનદાન વિના કોઈપણ મનુષ્યને કાંઈપણ સ્વલ્પ માત્ર પણ ધર્મ સંભવતો નથી. અભયદાન રૂપી મેઘ વર્ષવાથી તૃણના અંકુરાની જેમ સર્વે ધર્મો વૃદ્ધિને પામે છે અને તે નહીં વર્ષવાથી તેઓ સુકાઈ જાય છે, એમ પંડિતોએ કહેલું છે. સુપાત્રનું પોષણ કરવાથી ત્રીજું ઉપષ્ટંભ દાન કહેવાય છે, તે સમગ્ર ધર્મને અવશ્ય ઉપકાર કરે છે. કારણકે આધારને ગુણ ઉત્પન્ન કરવાથી તેમાં રહેલા આધેય ગુણોની અવશ્ય પ્રાપ્તિ થાય છે. ત્રણ પ્રકારનો શીલાદિક ( શીલ, તપ, ભાવ ) ધર્મ જે પ્રકારે

૧ કળાને ધારણ કરનાર ચંદ્ર છે, તે પણ પોતાના કિરણોના પ્રયોગથી પત્થરને-ચંદ્રકાંતાદિકને અમૃત વડે આર્દ્ર કરે છે.

સિદ્ધાંતમાં કહેલ છે, તે સમગ્ર રીતે યતિઓને વિષેજ સંભવે છે. પરંતુ તે યતિઓને અન્નાદિક ઉપષ્ટંભદાન કરવાથીજ તે શીલાદિક ધર્મનું આરાધન થઈ શકે છે. કેમકે શરીરની સ્થિતિ અન્નાદિકને આધીન છે, અને શરીરથીજ ધર્મનું સાધન થઈ શકે છે. આ રીતે શીલાદિક ત્રણે પ્રકારના ધર્મનું નિમિત્ત દાનજ છે, તેથી પંડિતો દાનનીજ પ્રધાનતા વર્ણવે છે અને તેથી કરીનેજ તે દાનધર્મ સેવવામાં જેમનું મન આસક્ત હોય તેમણે સારી રીતે શીલાદિક ધર્મનું પણ સેવન કર્યું છે એમ જાણવું. જેમકે રાજાની યથાવિધિ સેવા કરવાથી તેનો સર્વ પરિવાર પણ સેવ્યોજ કહેવાય છે. વળી જિનેશ્વરો પણ સર્વ પ્રાણીઓને આનંદ આપનાર દાનને એક વર્ષ પર્યંત આપીનેજ ચારિત્ર ગ્રહણ કરે છે. તથા કેવળજ્ઞાન પામ્યા પછી પણ પર્ષદામાં પ્રથમ દાનધર્મનીજ દેશના આપે છે. લોકને વિષે પણ સર્વ ગુણોમાં દાનનીજ મુખ્યતા વિશેષ જોવામાં આવે છે. કેમકે ગાય સર્વ અંગોએ સંપૂર્ણ અને ઉત્તમ લક્ષણવાળી છતાં પણ જો તે દૂધ આપનારી ન હોય તો તેનો કોઇ પણ આદર કરતા નથી. દાન ગુણ રહિત મનુષ્ય મોટા ઉંચ વંશમાં ઉત્પન્ન થયો હોય, સુવર્ણવડે શોભતો હોય, અક્ષીણ બળવાળો હોય, સ્વરૂપવાળો હોય, અને લીલા સહિત ગમન કરનાર હોય તોપણ તે દાન (મદવારિ) રહિત હાથીની જેમ લોકમાં શોભતો નથી. પંડિતો વેપારનું ફળ ધનની પ્રાપ્તિ કહે છે, તે ધનનું દાન વિના બીજું કાંઇપણ ફળ નથી. તેથી તે દાનને અભાવે માત્ર દુરંત સંસારમાં અટન કરવાનુંજ છે એમ કહે છે. હે વિવેકી ! દાન કરવાથી ધન ખુટી જશે એમ જરા પણ તું તારા મનમાં ધારીશ નહીં. તું પ્રત્યક્ષપણેજ જો, કે કૂપ, ઉદ્યાન અને ગાયો વિગેરે દાનને લીધેજ ક્ષીણ થતા નથી. દૈવ ( નસીબ ) ની અનુકૂળતા હોય તો વિદ્વાને દાન કરવું ઉચિત છે, કારણ કે તે દૈવજ નશીબમાં હશે તેટલું ધન પૂર્ણ કરી આપશે અને જો દૈવ પ્રતિકૂળ હોય તો વિશેષે કરીને દાન કરવું યોગ્ય છે. કારણ કે દાન નહીં કરવાથી પણ તે પ્રતિકૂળ દૈવ સર્વથા ધનનો નાશ કરવાનોજ છે. વિવિધ પ્રકારની સમૃદ્ધિ આપવાનું કારણ રૂપ દાનના અદ્દભુત્ મહિમાને

વર્ણન કરવા કોણ સમર્થ છે ? કેમકે દાન કરનાર મનુષ્ય પોતાના હાથને તીર્થંકરના પણ હસ્તકમળની ઉપર રાખે છે. પૂર્વે દેવ અને તિર્યંચ વિગેરે કોઇ પણ ભવમાં દાન દેવાનો સંભવ હતો નહીં, એમ ધારીને પુણ્યવંત મનુષ્યો દાનવડે કરીને જ પોતાનો મનુષ્ય જન્મ કૃતાર્થ કરે છે. દાન કરનાર પ્રાણીઓને પરભવમાં સૌભાગ્ય, આરોગ્ય, અખંડ આજ્ઞા, લાંબું આયુષ્ય, અક્ષીણ ભોગ, ઐશ્વર્યની લીલા અને સ્વર્ગની સંપદા વિગેરે ફળ પ્રાપ્ત થાય છે. તેમજ કીર્તિ, પ્રતિષ્ઠા, સર્વ લોકની અભીષ્ટતા, કલંકનો નાશ, શત્રુની ( સાથે ) પણ મિત્રતા, રાજાદિકનું સન્માન અને પોતાના વચનની પ્રમાણતા એ વિગેરે આ ભવમાં પણ પ્રાણીઓને દાનનાં ફળો પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. હવે આ દાન ગ્રાહક શુદ્ધ, દાતૃશુદ્ધ, અને દેયશુદ્ધ ( જેને અન્યત્ર ચિત્ત, વિત્ત અને પાત્રની શુદ્ધિવાળું કહેવામાં આવે છે તેવું ) કરાયું હોય તો તે સર્વ શુભ અર્થની સિદ્ધિ કરનારૂં થાય છે. કારણ કે સર્વ ઠેકાણે [1]ઉપેયની સિદ્ધિ થવામાં અવશ્ય છ ગુણરૂપ ઉપાયની અપેક્ષા રહેલી જ છે. આગમમાં કહેલા જિન ચૈત્યાદિક સાત પ્રકારના પવિત્ર પાત્રને વિષે દીધેલા દાનનો યથા-વિધિ ઉપયોગ થાય તો તે દાન ગ્રાહક શુદ્ધ કહેવાય છે. જેના ચિત્તમાં ઇર્ષા અને પશ્ચાત્તાપ વિગેરે દોષો ન હોય, તથા હર્ષના રોમાંચવડે જેનું શરીર દેદીપ્યમાન હોય એવો વિવેકી મનુષ્ય આશંસારહિતપણે જો દાન આપે, તો તે દાન દાતૃશુદ્ધ કહેવાય છે. તથા ન્યાયથી ઉપાર્જન કરેલું, [2]એષણીય અને પોતાની માલિકીનું ઉત્તમ દ્રવ્ય ( પદાર્થ ) ઉપર કહેલા સત્પાત્રને વિષે વિધિ પૂર્વક દેવામાં આવે, તે દાન દેયશુદ્ધ કહેવાય છે. આ પ્રમાણે વૃદ્ધિ પામતા શુભ અધ્યવસાયવાળો જે મનુષ્ય ઉપર કહેલા ત્રણ પ્રકારના શુદ્ધ દાનધર્મનું આરાધન કરે છે, તે ( મહાશય ) મેઘનાદ નામના રાજાની જેમ સર્વ સમૃદ્ધિ પામીને અનુક્રમે મોક્ષપદને પામે છે.

---

૧ પ્રાપ્ત કરવા લાયક પદાર્થ. ૨ બેતાલીશ દોષ રહિત.

## મેઘનાદ રાજાની કથા—

આ પૃથ્વીપર જંબૂ નામનો દ્વીપ છે. તેણે પોતાની લક્ષ્મીવડે સર્વ દ્વીપોનો પરાજય કરીને મેરૂ પર્વતરૂપી જયસ્તંભ ઉંચો કર્યો છે. તે જંબૂદ્વીપમાં ભરત નામનું ક્ષેત્ર છે. તેમાં રહેલા લોકો સ્વર્ગ અને મોક્ષરૂપી ધાન્યની લક્ષ્મીને જિનેશ્વરના વચનરૂપ જળના સિંચનથી વૃદ્ધિ પમાડે છે. તે ભરત ક્ષેત્રમાં ચૈત્યોવડે સત્પુરૂષોને આનંદ આપનારી **રંગાવતી** નામની નગરી છે, તેની પાસે દેવનગરી અમરાવતી પણ પોતાની લક્ષ્મીના મદનો ત્યાગ કરે છે. તે નગરીમાં શ્રેષ્ઠ બુદ્ધિવાળો **લક્ષ્મીપતિ** નામે રાજા હતો. તે સર્વ પુરૂષોમાં ઉત્તમ હોવાથી તેનું નામ સાર્થક હતું. તેને **કમળા** નામની રાણી હતી. જેમ સુવર્ણના અલંકારને મણિ શોભાવે છે, તેમ ચંદ્રની કળા જેવું ઉજ્વલ તેણીનું શીલ તેણીના રૂપને શોભાવતું હતું. તેમને **મેઘનાદ** નામનો પુત્ર હતો. તેની બુદ્ધિ નીતિને વિષે જ આદરવાળી હતી. વિધાતાએ તેને સર્વ ગુણોનું નિધાનરૂપ બનાવ્યો હતો. જેમ લક્ષ્મી સદાચારનો આશ્રય કરે છે, તેમ સર્વ કળાઓ જાણે પરસ્પર સ્પર્ધા કરતી હોય તેમ એકી વખતે તે કુમારનો જ આશ્રય કરીને રહી હતી. જાણે પૃથ્વીપર આવેલો બૃહસ્પતિ જ હોય તેવો તે કુમાર વ્યાકરણાદિક નિર્મળ ચૌદ મહાવિદ્યાઓને ભણેલો હતો. છત્રીશ પ્રકારના દંડાયુધની કળામાં તેણે તે પ્રકારે પરિશ્રમ કર્યો હતો કે જેથી કદાચ લડાઈમાં ઈંદ્ર પોતે આવ્યો હોય તો તેને પણ તે કુમાર તૃણ સમાન પણ ગણે નહીં. ખેદ રહિત ચિત્તવાળો તે કુમાર ધનુર્વેદને એટલો બધો જાણતો હતો કે જેથી ઈંદ્રનો પુત્ર અર્જુન પણ તેની પાસે મંદ થઇ જાય. આ કુમાર તિર્યંચ અને મનુષ્યોની સર્વ પ્રકારની વિષમ ભાષાઓમાં પણ દેવની જેમ કુશળતાને ધારણ કરતો હતો. તેણે બાણની કળાનો નિરંતર અભ્યાસ એવી રીતે કર્યો હતો કે જેથી [1]શબ્દવેધીઓમાં તે પ્રથમ સ્થાનને પામ્યો હતો. કાષ્ઠ વિગેરેની અદ્દભુત શિલ્પવિદ્યામાં તે એટલો બધો પ્રવીણ હતો, કે જેથી [2]વિશ્વકર્મા તેને પો-

---

૧ શબ્દને અનુસારે બાણ મારી લક્ષ્યને વીંધનારા શબ્દવેધી કહેવાય છે.
૨ દેવનો શિલ્પી.

તાનો જીતનાર જોઇને આ પૃથ્વીપરથી નાશીને સ્વર્ગમાં જતો રહ્યો છે. વિશેષ પ્રકારની બુદ્ધિવાળો તે કુમાર અષ્ટાંગ નિમિત્ત શાસ્ત્રને સારી રીતે ભણેલો હતો, તેથી તે ત્રણે કાળના વૃત્તાંતને સારી રીતે જાણી શકતો હતો. દુનિયામાં કોઇ પણ એવી રત્નની જાતિ નથી કે જે રોહણાચળ પર્વત ઉપર ન હોય, તેમ જગતમાં એવી કોઇ પણ કળા નહોતી કે જે કળાને આ કુમાર જાણતો ન હોય. હવે કોઈ એક દિવસ આ મેઘનાદ કુમાર પોતાના મિત્રો સહિત ઉદ્યાનમાં ગયો હતો. ત્યાં તેણે કોઈક નિપુણતાવાળા [1]પાંથને બેઠેલો જોઈ પૂછયું કે—“ હે પાંથ! તું કયાંથી આવે છે? કયાં જવાનો છે? કાંઈક અદ્ભુત નવીન વાર્તા જાણતો હો તો તે મારા કર્ણની અતિથિ રૂપ કર ( મને સાંભળાવ ).” તે સાંભળી પાંથ પણ બોલ્યો કે—“ હે પૃથ્વીપતિ! ચંપા નગરીમાં **ધનદત્ત** નામે શ્રેષ્ઠી વસે છે, તેનો હું **સુધન** નામે પુત્ર છું. અને શત્રુંજય મહાતીર્થની યાત્રા માટે હું નીકળ્યો છું. તે તીર્થની યાત્રાવડે પ્રાણીઓ પોતાનો જન્મ પવિત્ર કરે છે. હાલમાં ચંપા નગરીને **મદનસુંદર** નામનો રાજા પાલન કરે છે. સૌંદર્યના અતિશયને લીધે તેનું [2]નામ સાર્થકપણાને ધારણ કરે છે. તે રાજાને શીલથી શોભતી **પ્રિયંગુમંજરી** નામની રાણી છે. તેઓને સંપૂર્ણ લાવણ્યવાળી **મદનમંજરી** નામની એક કન્યા છે. તે કન્યા હાલમાં દોષોને જીવાડનારૂં નવીન યૌવન પામી છે, તો પણ દિવસે દિવસે તે પોતાનાં સર્વ અંગોમાં ગુણના ઉદયને જ ધારણ કરે છે. વર્ણન કરવામાં પણ ન આવી શકે એવી લાવણ્યાદિક અસમાન-અસાધારણ ગુણલક્ષ્મીને ધારણ કરતી તેણીના સ્વરૂપનું વર્ણન કરનારા સર્વ કવિઓ અસત્યભાષી કહેવાયા છે. તે કળાની કુશળતાએ કરીને જાણે પૃથ્વીપર સાક્ષાત્ સરસ્વતી દેવી ઉતરી હોય, અને સૌભાગ્યે કરીને જાણે સાક્ષાત્ લક્ષ્મીજ હોય એવી તે શોભે છે. દુર્ભાગી, દુર્બુદ્ધિમાન અને દુ:શીલવાળા પતિઓના યોગથી અત્યંત દુ:ખ પામતી અન્ય સ્ત્રીઓને જોઇને તે કન્યાએ પ્રતિજ્ઞા કરી છે કે-“ જે પુરૂષ વિસ્તારથી વ્યાકરણ, જ્યોતિષ અને શિલ્પ શાસ્ત્ર તથા સર્વ ભાષાઓ અને ધનુર્વિદ્યા

---

૧ મુસાફર. ૨ મદન-કામદેવની જેવો સુંદર.

એ વિગેરે સર્વ કળાઓને જાણતો હોય, તેવા વરને હું વરીશ.” રાજાએ તેણીની પ્રતિજ્ઞા જાણીને કોઈ પણ ઠેકાણે તેવા વરને નહીં જાણવાથી મહામંત્રીના વિચારવડે સ્વયંવર પ્રારંભ્યો છે. જાણે સ્વર્ગમાંથી વિમાન ઉતર્યું હોય તેવો સ્વયંવર મંડપ રાજાએ કરાવ્યો છે. તે જાણે કે કન્યાના ગુણો રૂપી લક્ષ્મીને ક્રીડા કરવાનું સ્થાન હોય તેવો શોભે છે. સ્વયંવરનું મુહૂર્ત આજથી એક મહિને છે. તે ઉપર સર્વ રાજાઓને બોલાવવા માટે રાજાએ દૂતોને ઠેકાણે ઠેકાણે મોકલ્યા છે. આવનાર રાજાઓના નિવાસને માટે તે રાજાએ પોતાના ચિત્તની જેવા વિશાળ જાનીવાસાની જેવા ઉત્તમ આવાસો કરાવ્યા છે. તથા તે રાજાઓને માટે મનોહર અન્ન અને ઘાસના રાશિ ( ઢગલાઓ ) કરી રાખ્યા છે, કે જે કન્યાની કીર્તિરૂપ લક્ષ્મીના ક્રીડા પર્વતો હોય તેવા શોભે છે. આ પ્રમાણે તે પાંથ પાસેથી સાંભળીને રાજકુમાર આશ્ચર્ય પામ્યો, અને પોતાનીજ કળાઓને તુલ્ય એવું તેણીનું [1]પણ હોવાથી તેણીના પર આસક્ત થયો. ત્યારપછી તે કુમાર તે પાંથનું સન્માન કરી પોતાના મહેલમાં ગયો. તે દિવસની રાત્રીએ તે કન્યાને જોવાની ઉત્કંઠાવાળો હોવાથી તેને નિદ્રા આવી નહીં. તેણે વિચાર કર્યો કે-“ અહો ! તે કન્યાની કુશળતા કોને આશ્ચર્યકારક નથી ? તેણીએ વરની પરીક્ષા માટે અતિ વિષમ પ્રતિજ્ઞા કરી છે. જે પુરૂષે આ સાર્થક નામવાળી રત્નગર્ભા ( પૃથ્વી ) ને ચોતરફ જોઇ નથી, તે કૂવાના દેડકાની જેવા પુરૂષનો જન્મ નિષ્ફળ છે. વિવિધ પ્રકારના દેશો રૂપી કસોટી ઉપર ઘસાયા વિના ડાહ્યા પુરૂષોના પણ ભાગ્ય રૂપી સુવર્ણની વાસ્તવિક પરીક્ષા થઈ શકતી નથી. જે પુરૂષ ઘરમાંજ શૂરવીર હોય, તેની કીર્તિ દુનિયામાં ફેલાતી નથી. પોતાના સ્થાનમાં રહેલા સૂર્યની પ્રભા શું ભુવનને પ્રકાશ કરી શકે ? ” આ પ્રમાણે વિચાર કરીને સાહસિક પુરૂષોમાં અગ્રેસર એવો તે કુમાર એકલોજ પિતા વિગેરેથી છાનોજ પોતાના ઘરમાંથી નીકળી ગયો. ચાલતાં ચાલતાં દેશ, ગામ અને નગર વિગેરે સ્થાનોને શીઘ્રપણે ઓળંગી એકદા જાણે યમરાજનું ક્રીડા ઘર હોય તેવા ભયંકર અરણ્યમાં આવ્યો.

૧ પ્રતિજ્ઞા.

ત્યાં રાત્રીને સમયે તે શ્રમને લીધે સુતો હતો તેવામાં મધ્ય રાત્રીને વખતે તેની પાસે પ્રત્યક્ષ યમરાજ હોય એવો એક રાક્ષસ પ્રગટ થયો. તેનું મુખ લાંબી દાઢાઓને લીધે ભયંકર દેખાતું હતું. તેના મસ્તકના પીળા કેશને લીધે તે બીહામણો દેખાતો હતો, તેનાં નેત્રો રાતાં હતાં, અને તેનું શરીર મોટા પર્વત જેટલું ઉંચું હતું. તેણે ઉદ્ધતાઇથી કુમારને કહ્યું કે–" અરે મનુષ્ય ! તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર. અત્યંત ક્ષુધાને લીધે મારી કુક્ષિ દુર્બળ થઈ છે, તેથી હમણાંજ હું તને ભક્ષણ કરીશ. " તે સાંભળીને નિર્ભય કુમાર ધૈર્યથી બોલ્યો કે–" હે શ્રેષ્ઠ રાક્ષસ ! તું તારા કુળને યોગ્યજ બોલ્યો છે, તે ઠીકજ છે. જો આ પોતાની જાતેજ શીઘ્રપણે નાશ પામનાર મારા શરીરવડે તારી તૃપ્તિ થતી હોય, તો મેં આ શરીર-વડે શું સુકૃત ન મેળવ્યું કહેવાય ? પરંતુ હમણાં હું ચંપા નગ-રીમાં રાજકન્યાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા પૂર્વક તેણીને પરણવાની ઇચ્છા થવાથી ઉત્કંઠા સહિત જાઉં છું. ત્યાંથી કૃતાર્થ થઇને અથવા અકૃતાર્થ થઇને પાછો વળતાં હું તારી પાસે આવીશ, અને તે વખતે તારો આ સર્વ મનોરથ પૂર્ણ કરીશ. આ મારી પ્રતિજ્ઞા પ્રાણનો અંત થાય તો પણ હું લોપીશ નહીં, એમ તું નિશ્ચે જાણ. " આવા કુમારના વચનથી તે રાક્ષસ આશ્ચર્ય પામીને બોલ્યો કે–" તો સુખેથી તું જા. તારો માર્ગ નિર્વિઘ્ન હો. સાધવા લાયક કાર્યને તું સાધી લે. અહીં નજીકમાં મારૂં સ્થાન છે, ત્યાં ઉદાર બુદ્ધિવાળા તારે આવવું. " આ પ્રમાણે તેની અનુજ્ઞા લઈને કુમાર ત્યાંથી આગળ ચાલ્યો. અને શીઘ્ર પ્રયાણોએ કરીને ઇષ્ટ એવી ચંપા નગરીમાં પહોંચ્યો. ત્યાં કેટલાક રાજાઓ આવીને નવા આવાસોમાં વસ્યા હતા, અને કેટલાક રાજાઓ આવી આવીને વસતા હતા. એ રીતે હજારો રાજાઓને તેણે જોયા. જાણે પૃથ્વીપર આવેલો સ્વર્ગનો કટકો હોય એવો સ્વયંવર મંડપ તેણે જોયો, તે મંડપનું તોરણ દિશારૂપી સ્ત્રીઓના રત્નમય આભૂષણની શોભાને ધારણ કરતું હતું. કન્યાની પ્રતિજ્ઞા જાહેર કરવા પૂર્વક રાજપુરૂષોએ નગર મધ્યે વગાડાતા પડહને તે સાંભળતો હતો. સ્થાને સ્થાને હર્ષથી મોટા ઓચ્છવની પરંપરાને લીધે સ્વર્ગપુરીની સ્પર્ધા કર-

નારી તે નગરીને જોઈ જોઈને તે મેઘનાદ આશ્ચર્ય પામતો હતો. આવા અવસરે મહેલના ગવાક્ષમાં બેઠેલી તે રાજકન્યાને, શ્યેન પક્ષીની જેમ પડીને અદૃશ્ય રીતે કોઈએ હરણ કરી. તે કન્યાને ત્યાં બેઠેલી નહીં જોવાથી અત્યંત દુઃખ પામેલી દાસીઓ ગાભરી બનીને માથાને કુટતી કુટતી રાજા પાસે જઈ ઉંચે સ્વરે પોકાર કરવા લાગી કે–" હે સ્વામી ! આપની કન્યાને હમણાંજ કોઈ અદૃશ્ય શરીરવાળો હરી ગયો છે, તેની શોધનો ઉપાય આપ શીઘ્ર-પણે કરો. તે સાંભળીને રાજા જાણે વજ્રથી હણાયો હોય તેવો દુઃખી થયો, અને તરતજ પોતાના સેવકો પાસે સર્વ દિશાઓમાં તેણીની શોધ કરાવવા લાગ્યો. તેણીની પ્રાપ્તિ તો દૂર રહી, પરંતુ તેણીના સમાચાર પણ મળી શક્યા નહીં. વિદ્વાન નિમિત્તિઆઓ પણ કાંઈપણ તે વિષે જાણી શક્યા નહીં. ત્યારપછી તેણીના વિર-હથી ઉત્પન્ન થયેલા શોક રૂપી [1]શંકુવડે ખીલાયેલા માતાદિક સ્વજનો ઉંચે સ્વરે આ પ્રમાણે રૂદન કરવા લાગ્યા–" સ્વભાવથીજ નિર્મળ, બુદ્ધિવડે સરસ્વતી દેવીને જીતનાર અને સર્વ ગુણ સંપન્ન એવી હે પુત્રી ! કયો પાપી તને હરી ગયો ? હે પુત્રી ! તને વરવા માટે ઉત્સુક થયેલા આ સર્વ રાજાઓ અહીં આવેલા છે, તો સ્નેહ-વાળા અમોને અને તેઓને મૂકીને તુ ક્યા ગઈ ? હે પુત્રી ! તારા વિના નિરાશ થયેલા આ રાજાઓ કોપાયમાન થઈને કૃપણ માણ-સના ઘરથી યાચક જનોની જેમ અમારી નિંદા કરતા આ સ્વયંવર થકી જતા રહેશે. હા ! હા ! આ નગર, આ મહેલ, આ મંડપ અને આ મહોત્સવ એ સર્વે તારા વિના અરણ્યની જેમ શૂન્ય થયાં. હે [2]ધિઠ્ઠા, દુષ્ટ અને પાપી વિધાતા ! તેં આ શું કર્યું ? કે જેથી અમારી વત્સા ( બાલિકા ) ને આવે અવસરે તેં અપહરી ? હે દુષ્ટ બુદ્ધિવાળા દૈવ ! અમે તારો શો અપરાધ કર્યો છે ? કે જેથી તેં અમારા મનોરથો નિર્મૂળથી ઉખેડી નાંખ્યા ? અમે પૂર્વ જન્મમાં ઈર્ષ્યાથી કોઈનો મહોત્સવ અવશ્ય ભાંગ્યો હશે, નહીંતો કેમ અકસ્માત આ અમારો ઉત્સવ ભંગાય ? " આ પ્રમાણે આકાશ

૧ ખીલાવડે. ૨ નિર્લજ્જ.

અને પૃથ્વીને રોવડાવનાર સમગ્ર બંધુ વર્ગ ચોધાર અશ્રુએ રોવા લાગ્યો તે વખતે ઘણા શોકે કરીને હૃદયમાં શલ્યવાળો થયેલો રાજા પણ ખેદ પામ્યો કે-" અહો ! મારા ઉપર વિધાતાની કેટલી બધી નિઃસીમ ( પાર વગરની ) પ્રતિકૂળતા છે ? કે જેથી તે વિધાતાએ મારો મનોરથ રૂપી વૃક્ષ મૂળથી ઉખેડી નાંખ્યો. આ આવેલા સર્વે રાજાઓને હું શી રીતે મુખ દેખાડીશ ? અને તેઓને શું કહીને તેમને ઘેર પાછા મોકલીશ ? " આ પ્રમાણે દુઃખ પામતા રાજાને જોઈને મુખ્ય પ્રધાને તેને કહ્યું કે-" હે દેવ ! સામાન્ય મનુષ્યની જેમ તમારે આ પ્રમાણે શોકવડે વિહ્વળ થવું યોગ્ય નથી. હે રાજન્ ! આવી પડેલા કાર્યમાં યથાયોગ્ય તાત્પર્યનો વિચાર કરો. કારણકે ધીર પુરૂષો કાંઈ પણ કાર્ય કરવાનું હોય તેમાં પોતાની બુદ્ધિને જ સ્થિર કરે છે. " તે સાંભળીને રાજાએ કહ્યું કે-" આવી વિષમ આપદા રૂપી નદીને તરવામાં તારા જેવાની જ બુદ્ધિ નાવ રૂપ થાય છે, માટે તું જ વિચાર કરીને કરવા લાયક ઉપાય બતાવ. " ત્યારે શીઘ્રબુદ્ધિવાળા પ્રધાને રાજાને જવાબ આપ્યો કે-" દિવ્ય શક્તિમાન કોઈક દેવાદિકે કન્યાને હરણ કરી છે. કેમકે દિવસે હરણ કરવાની તેની જ શક્તિ હોય છે. તેથી કરીને આ કન્યાને પાછી લાવવામાં પણ સામાન્ય પુરૂષ શક્તિમાન નથી. જે વસ્તુ અશ્વોએ હરણ કરી હોય, તેને છોડાવવામાં ગધેડાની શક્તિ હોઈ શકે નહીં. પરંતુ જે કોઇ કન્યાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં પ્રવીણ-શક્તિમાન હોય, તેજ કદાચ તે કન્યાને પાછી લાવવામાં શક્તિમાન હોઈ શકે. તેથી કન્યાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે આપણે સર્વે રાજાઓને પૂછીયે. જે કોઈ રાજા એ પ્રતિજ્ઞાને અંગીકાર કરે, તે જ તે લાવીને પરણે. જો કદાચ કોઈ પણ રાજા પણને પૂર્ણ કરી નહીં શકે, તો તે સર્વે લજ્જા પામીને પોતાની મેળે જ જતા રહેશે. ત્યાર પછી આપણે તેને પાછી લાવવા માટે શક્તિ પ્રમાણે યત્ન કરશું." આ પ્રમાણે સાંભળીને આનંદ પામેલા રાજાએ કહ્યું-" આ ઉપાય ઠીક છે. એમ જ કરીયે. " ત્યાર પછી બુદ્ધિના નિધાન સમાન પ્રધાને સર્વે રાજાઓને બોલાવીને કહ્યું કે-" હે રાજાઓ ! અમારી

રાજકન્યાએ પાણિગ્રહણમાં એવો પણ કર્યો છે કે-જે કોઈ શબ્દ વેધ, ધનુર્વેદ, સમગ્ર ભાષા, સમગ્ર શિલ્પકળા અને પ્રગટ રીતે અષ્ટાંગ નિમિત્તને જાણતો હોય, તે મારો પતિ છે. તો જે કોઈ વીર માનવી આ દુષ્પૂર પણને પૂર્ણ કરવા શક્તિમાન હોય, તેણે શીઘ્રપણે પડહનો સ્પર્શ કરવો. પછી તેણે નિમિત્ત વિદ્યાથી તે કન્યાને કોણ હરી ગયું છે ? વિગેરે સર્વ હકીકત સારી રીતે જાણવી. પછી શિલ્પકળા વડે આકાશમાં ગતિ કરનાર કાષ્ઠના ગરૂડો બનાવી તેના પ્રયોગ વડે જે સ્થાને કન્યા રહેલી હોય ત્યાં નિર્વિઘ્ન પણે જવું. અને પછી કન્યાને હરણ કરનારા તે શત્રુને ધનુર્વિદ્યાદિકના પ્રભાવથી યુદ્ધમાં જીતીને કન્યાને શીઘ્રપણે પાછી લાવવી. તેણીને પાછી લાવવામાં અમો પણ જે જોઈશે તે સહાય કરશું, અને તેણીને લાવ્યા પછી તેણીની સાથે તેના જ નિર્વિઘ્નપણે લગ્ન થશે. જો કદાચ તે કન્યા અહીં હોત તો પણ તેણીના પણને જે પૂર્ણ કરત તેજ પરણવાનો હતો. તો હમણાંજ પણને પૂર્ણ કરીને પછી તેણીને પરણવા તે યોગ્ય છે." આ પ્રમાણે પ્રધાને આક્ષેપ સહિત કહ્યું ત્યારે સર્વે રાજાઓ નીચું મુખ રાખી વિલખા થયા અને મૌન રહ્યા. તે વખતે મેઘનાદ કુમારે આનંદથી શીઘ્રપણે ઉઠીને પોતાના હસ્ત વડે પડહને સ્પર્શ કર્યો. કારણકે વિદ્યા છાની રહેતી નથી. તે કુમાર બોલ્યો કે-" તમને સર્વને દેખતાં છતાં જ આ સર્વ પણની પૂર્ણતાને હું લક્ષ્મીપતિ રાજાનો પુત્ર કરી આપું છું." તે સાંભળીને સર્વે સભાસદો વિકસ્વર નેત્ર વડે દાતારની સન્મુખ યાચકોની જેમ તે કુમારની સન્મુખ જોવા લાગ્યા. તેની આકૃતિ, પરાક્રમ અને વાણીથી વિસ્મય પામેલો રાજા પણ બોલ્યો કે-" હે ભદ્ર ! તમારા અહીં આવવાથી નક્કી થાય છે કે હજી અમારૂં ભાગ્ય જાગૃત છે. સર્વ અવયવોમાં સારા-ઉત્તમ લક્ષણોવાળી આ તારી આકૃતિ જ નિવેદન કરે છે કે તારી શક્તિ નિ:શંકપણે વિશ્વને ઉલ્લંઘન કરનારી છે. જેમ ઘણા મણિઓના સમૂહમાં એક ચિંતામણિ રત્ન રહેલું હોય તો તે ઓળખાતું નથી, તેમ આટલા બધા રાજાઓની મધ્યે આવેલો તું પ્રમાદને લીધે અમારા વડે ઓળખાયો નથી. અમારે લક્ષ્મીપતિ રાજાની સાથે પરમ પ્રીતિ

છે, તો તેનો પુત્ર અમોને આ દુઃખથી મુક્ત કરે તે યોગ્ય જ છે. પ્રથમ તો અત્યંત શોક રૂપી દાવાનળથી અમો તાપ પામેલા છીયે, તેથી હે સુંદર ! અમારી પુત્રીની વાર્તારૂપી અમૃત વૃષ્ટિ વડે અમોને આશ્વાસન કર, તો ઘણું સારૂં." આ પ્રમાણે રાજાએ સન્માન પૂર્વક તે રાજકુમારને પૂછયું, ત્યારે તે નિમિત્ત વિદ્યાથી સારી રીતે જાણીને તેણીની ખબર કહેવા લાગ્યો કે—"હેમાંગદ નામનો કોઇ વિદ્યાધર આકાશ માર્ગે જતો હતો, તેના હૃદયને તે કન્યાએ હરણ કર્યું, તેથી ગવાક્ષમાં રહેલી તેણીને તે હરી ગયો. અહીંથી એક હજાર યોજન દૂર રત્નસાનુ નામનો પર્વત છે, કે જ્યાં દેવો પણ જઈ શકે નહીં, ત્યાં તે અન્યાયી વિદ્યાધર તેણીને લઈ ગયો છે. ત્યાં તેણે સેંકડો ચાટુ (મિષ્ટ) વચનથી તેણીની પ્રાર્થના કરી, પરંતુ દરિદ્રની જેમ તેના વચનને પણ તે કિંચિત્ માત્ર માનતી ન હોતી, ઉલટો તેણીએ એવો જવાબ દીધો કે—"જે મારા પણને પૂર્ણ કરશે, તે પતિને મૂકીને હું સર્વથા પ્રકારે અન્ય પતિને નહીં વરૂં." આવા વચનથી તે વિદ્યાધર કોપ પામીને તેણીને ત્યાં જ ભયંકર સ્થાનમાં મૂકીને પોતાને સ્થાને ગયો. દુષ્ટોના મનમાં દયા ક્યાંથી હોય ? તે વિદ્યાધરે ધાર્યું છે કે—"હું ફરીથી અહીં આવીને આ કન્યાને સમજાવીશ, અને તેણીને હું પરણીશ. માટે આને અહીંથી કોઇ ન લઇ જાય તેમ કરૂં." એમ વિચારીને તેણે તેણીની રક્ષા માટે જાણે યમરાજની પુત્રી હોય તેવી ભયંકર [1]ગૃધ્રીના રૂપને ધારણ કરનારી રાક્ષસી વિદ્યાને મૂકી છે. ત્યાં રહેલી તે ગૃધ્રી નિરંતર વિવિધ પ્રકારના શબ્દ કરે છે. તેમાં કોઇ વખત શુભને સૂચવનારી તે એવું બોલે છે કે—"તમારૂં કુશળ છે." વળી કોઈ વખત આ પ્રમાણે બોલે છે કે—"અરે ! તમે અહીં ક્યાં આવ્યા ? તમારા પર યમરાજ કોપાયમાન થયો છે કે શું ? અહીંથી નાશી જાઓ. નાશી જાઓ." આ પ્રમાણે જ્યારે તે બોલે છે, તે વખતે તે રાક્ષસીના વચનને જે સાંભળે છે, તે મનુષ્ય મુખમાંથી રૂધિરનું વમન કરી પૃથ્વી પીઠ પર આળોટે છે, અને દુષ્ટ સર્પ વડે ડસાયો હોય તેમ તે તત્કાળ મૃત્યુ પામે છે. આવા દુષ્ટ પ્રભાવવાળી તે નિરંતર

૧. ગીધપક્ષિણી.

કન્યાની પાસે રહેલી છે. પરંતુ જો કોઈ શબ્દવેધી તેના મુખને બાણોથી ભરી દે, તો તેણીની શક્તિ હણાવાથી તે તત્કાળ નાશી જાય." આ પ્રમાણે કુમારનું વચન સાંભળીને રાજા વિગેરે સર્વે સભાસદો વિસ્મય પામ્યા, અને અહો ! આ કુમારનું જ્ઞાન ! અને અહો ! આની બુદ્ધિ કેવી છે ? એમ કહી તેની પ્રશંસા કરવા લાગ્યા, તથા બોલ્યા કે–"હે કુમાર ! તમે તેણીનુ વૃત્તાંત કહીને અમને પ્રસન્ન કર્યા. તેજ રીતે તેણીને પાછી લાવીને પણ અમારા આનંદમાં વૃદ્ધિ કરો. સર્વ કળાની નિપુણતાથી શોભતા એવા તમારા વિના બીજો કોઇ વીર તેણીને લાવીને અમને આનંદ આપવા સમર્થ નથી." તે સાંભળીને જાણે સ્વર્ગમાંથી વિશ્વકર્મા અહીં પૃથ્વીપર ઉતર્યો હોય તેવા તે કુમારે પોતાની શિલ્પકળા વડે આકાશમાં ગતિ કરનારા ઘણા કાષ્ઠના ગરૂડો બનાવ્યા. તેમાં બીજા કોઈએ પરાભવ પમાડી ન શકાય એવા એક મુખ્ય ગરૂડ ઉપર રાજકુમાર આરૂઢ થયો, અને બીજાઓ ઉપર બીજા યોદ્ધાઓ વિવિધ પ્રકારનાં શસ્ત્રો હાથમાં ધારણ કરીને આરૂઢ થયા. શ્રેષ્ઠ સુભટોથી પરિવરેલો વિષ્ણુની જેવો બળવાન તે કુમાર તે પર્વતને ઉદ્દેશીને આકાશતળમાં ઉડયો. એક ક્ષણવારમાં તે પર્વત ઉપર જઇ પહોંચ્યો, અને ત્યાં તે કન્યાને રહેલી દીઠી. કસાઈખાને નાંખેલી બકરીની જેમ ભયને લીધે તેણીનાં નેત્રો કંપતાં હતાં. તે અવસરે તે ગૃધ્રીએ વિપરીત શબ્દ કર્યો, તેનો લગાર માત્ર શ્રવણ સાથે યોગ થવાથી તે સર્વે સુભટો મૂર્છિત થયા. અતુચ્છ–મોટી બુદ્ધિવાળા તે રાજપુત્રે સર્વ ભાષાને જાણનારી બુદ્ધિથી તેણીને દુષ્ટ શબ્દ કરતી સારી રીતે જાણી. પછી શબ્દવેધીમાં ધુરંધર એવા તેણે બાણો મૂકીને તે પક્ષિણીનું મુખ અને કન્યાનું પણ (પ્રતિજ્ઞા) પૂર્ણ કર્યું. નિરંતર પડતા તે કુમારના બાણોએ કરીને તેણીનું મુખ ભરાઇ જવાથી તેણીનો સર્વ પ્રભાવ ક્ષીણ થયો, અને તેથી તે પલાયન કરી ગઈ. તેણીનો દુષ્ટ શબ્દ નહીં સંભળાવાથી મૂર્છા પામેલા સુભટો તત્કાળ ચૈતન્યને પામી કુમારની પાસે આવ્યા. તે કુમારની કળાથી આશ્ચર્ય પામેલા સુભટોએ તે કન્યાને કહ્યું કે–"આ કુમારે તારી સર્વ પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે. નિમિત્ત જ્ઞાનથી આણે તારી સર્વ હકી-

કેત જાણીને તે કહેવાથી સર્વ જનને હર્ષિત કર્યા છે. પછી પોતાની શિલ્પ કળાવડે કાષ્ઠના ગરૂડો બનાવી તે વડે અહીં આવી ધનુર્વિદ્યાના બળથી માયા ગૃધ્રીને દૂર કરી છે. હે દેવી ! આ રંગાવતી નગરીના સ્વામી શ્રી લક્ષ્મીપતિ નામના રાજાનો પુત્ર બુદ્ધિરૂપી સંપત્તિનો નિધિ છે એમ તું જાણુ. ખરેખર તારા ઉગ્ર ભાગ્ય જાગૃત છે કે જેથી આ કુમાર તારા સ્વયંવરના ઉત્સવમાં પોતાની મેળેજ આવ્યા છે. હે સુંદર અંગવાળી ! જો આ કુમાર તારા સ્વયંવરમાં ન આવ્યા હોત, તો આ ઉત્કટ સંકટથી તારૂં રક્ષણ કોણ કરત ? ” આ પ્રમાણે સાંભળી તે કન્યા અત્યંત હર્ષ પામી, અને વિકસ્વર નેત્રોવડે તેની સામે જોઇ મનથી તેને પતિ તરીકે વરી. ત્યારપછી કુમાર તેણીને લઇ અતિ હર્ષિત થયેલા સુભટો સહિત ગરૂડપર આરૂઢ થઈ નિર્વિઘ્નપણે ચંપા નગરીમાં આવ્યો. તે જોઈ રાજાનું મન વિસ્મય અને આનંદના સમૂહથી પૂર્ણ થયું, અને તેણે શીઘ્રપણે તે બન્નેના લગ્નની સામગ્રી તૈયાર કરાવી. વિસ્મય પામેલા પૌરજનોએ તે કુમારની પ્રશંસા કરી કે—“ અહો ! નિમિત્ત શાસ્ત્રમાં આની કુશળતા અનુપમ ( ઉપમા રહિત ) છે. અહો ! આની શિલ્પકળા પણ વિશ્વકર્માને ઉલ્લંઘન કરે છે. અહો ! આની નિર્મળ ધનુર્વિદ્યા અર્જુનને પણ જીતે એવી છે. અહો ! સમગ્ર ભાષા જાણવામાં આની નિપુણતા અસ્ખલિત છે. અહો ! સર્વ અંગના સંગવાળું આનું સૌભાગ્ય જગતમાં અદ્ભુત છે. અહો ! આનું અલૌકિક પરાક્રમ સર્વ દિશાના સમૂહને જીતવામાં સમર્થ છે. અહો ! આ મદન સુંદરી કન્યાએ જે જે પણની પ્રતિજ્ઞા કરી, તે સર્વ [1]દુષ્પૂર છતાં પણ લીલા માત્રમાં આણે પૂર્ણ કરી. ” આ પ્રમાણે પૌરજનોવડે સ્તુતિ કરતા તે કુમારને રાજાએ મોટા ઉત્સવ પૂર્વક પોતાની કન્યા સાથે પરણાવ્યો. હસ્તમેળાપ મૂકાવવાને સમયે રાજાએ તેને દાસ, દાસી, વસ્ત્ર, આભૂષણ, હસ્તી અને અશ્વ વિગેરે ઘણી વસ્તુ પ્રમાણરહિત આપી. સર્વ કોઇને જમાઇ અતિ પ્રિય હોય છે. તે કુમારની કળાથી જેમનું મન વિસ્મય પામ્યું છે એવા બીજા સર્વે રાજાઓ લજ્જા પામ્યા. તેમને રાજાએ સત્કાર કરી વિદાય કર્યા,

1 પૂર્ણ કરવી મુશ્કેલ.

એટલે તેઓ પોતપોતાના નગર તરફ ગયા. રાજાએ કુમારને આદર-પૂર્વક જૂદા આવાસ (મહેલ) માં રાખ્યો. ત્યાં તે ઈંદ્રાણીની સાથે ઈંદ્રની જેમ મદનસુંદરીની સાથે મનોહર ભોગ ભોગવવા લાગ્યો. કેટલાક દિવસ પછી એકદા તે કુમાર રાજાની રજા લઈને સૈન્ય સહિત પોતાની નગરી તરફ ચાલ્યો, અને અનુક્રમે તે રાક્ષસની અટવીમાં આવ્યો. તે વખતે સૂર્ય પોતાને જીતનારી કુમારની તેજ લક્ષ્મીને જોઈને જાણે લજ્જા પામ્યો હોય તેમ પશ્ચિમ સમુદ્રમાં ડૂબી ગયો -અસ્ત પામ્યો. તેથી તે વનમાં કુમારે સૈન્યનો પડાવ નંખાવ્યો. તત્કાળ સર્વ લોકો માર્ગના શ્રમને લીધે સુખેથી સૂઈ ગયા. પરંતુ તે બુદ્ધિમાન કુમાર તો દેવ પૂજાદિક સંધ્યાના વિધિને કરવા લાગ્યો. **સત્પુરૂષો શ્રમિત થયા છતાં પણ અવશ્ય કરવાની ક્રિયાને છોડતા નથી. " ગુણીજનો પોતાની પ્રતિજ્ઞાને કદાપિ તજતા નથી. "** એ પ્રમાણે કમળો જાણે કુમારને જણાવતા હોય તેમ તે સર્વે બીડાઇ ગયા. અમારી લક્ષ્મીનો સર્વથા નાશ કરનાર સૂર્ય અસ્ત પામ્યો, એમ જાણીને જાણે આનંદ પામી હોય તેવી પોયણીઓ વિકસ્વર થઇ. ચિરકાળ સુધી ભોગવ્યા છતાં પણ દુર્દશાને પામેલી કમલિનીનો ત્યાગ કરી ભમરાઓ પોયણીને ભજવા લાગ્યા. તે ચપળ ચિત્તવાળાની પ્રીતિને ધિક્કાર છે, હે લોકો ! આ સૂર્ય તેજસ્વી છતાં પણ [1]વારૂણીના સંગથી પડી ગયો એમ પક્ષીઓ જાણે કહેતા હોય તેમ કોલાહલ કરવા લાગ્યા. કુલટા સ્ત્રીની જેમ પશ્ચિમદિશાનો રાગ સંધ્યાકાળના વાદળાના મિષથી એક ક્ષણવાર ઉત્પન્ન થઇને પછી તરતજ સમગ્રપણે નાશ પામ્યો. સતી સ્ત્રીઓને પતિનો વિયોગ થતાં દુ:ખ પ્રાપ્ત થાય એ યોગ્ય જ છે, એ પ્રમાણે દિશાઓ જાણે તે નવી પરણેલી મદનસુંદરીને કહેતી હોય એમ શ્યામરંગવાળી થઇ ગઇ. આ રાજકુમાર પોતાની પ્રતિજ્ઞાને પાળશે કે નહીં ? તે જોવા માટે જ જાણે હોય એમ આકાશ તારારૂપી નેત્રોને વિકસ્વર કરવા લાગ્યું. શું આ બ્રહ્માંડરૂપી ભાંડ અંજનથી પૂર્ણ થયું છે કે અંજનગિરિના ચૂર્ણથી ભરાઇ ગયું છે ? એમ અંધકારથી પૂર્ણ દેખાવા લાગ્યું. આ અવસરે જેનો

૧ મદિરા-પશ્ચિમદિશા.

વામ ભાગ પ્રિયાએ શોભાવ્યો હતો તથા જેણે પંચ નમસ્કારનું સ્મરણ કર્યું છે એવો તે કુમાર જેવામાં સુવાની તૈયારી કરતો હતો, તેટલામાં તેને પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ થતાં તે વિચારવા લાગ્યો કે—" હું હમણાં જ ત્યાં જઈને મારૂં વચન પાળું. પરંતુ આ નવી પરણેલી પ્રિયાને એકદમ છોડી દેતાં યૂથથી ભૂલી પડેલી હરણીની જેમ તેણીની શી અવસ્થા થશે? મારે આધીન જીવતરવાળી આ પતિવ્રતા મારા વિયોગથી અવશ્ય તૃણની જેમ પોતાના પ્રાણનો તત્કાળ ત્યાગ કરશે. અથવા તો ભલે આ પ્રિયા પોતાની ઈચ્છા પ્રમાણે કરે, ભલે રાજ્યલક્ષ્મીનો વિનાશ થાય, અને આ મારા પ્રાણો પણ ભલે પ્રયાણ કરવામાં તત્પર થાય, પરંતુ મેં પોતે જ કરેલી પ્રતિજ્ઞા મારે અવશ્ય પાળવી જોઈએ. મનુષ્યોને પ્રતિજ્ઞાનો લોપ કરીને જીવવું એ જરાપણ સારૂં નથી. વળી આ પ્રિયાને કહ્યા વિના જવું તે પણ મને યોગ્ય લાગતું નથી. કારણ કે વિવાહની વિધિમાં મેં આનો જમણો હાથ ગ્રહણ કર્યો છે, તેણીને આ વાત કહેવાથી કદાચ તે સ્વસ્થ મનવાળી થઈને રહેશે તો ઠીક થશે. " આ પ્રમાણે વિચારીને કુમારે તેણીને પોતાની પ્રતિજ્ઞા જણાવી. ત્યારે તે બોલી કે—" હે જીવિતના નાથ! તમારે પ્રાણત્યાગ કરવો કેમ યોગ્ય હોય? તમારા મરણથી હું પતિવ્રતા મરી જ છું એમ નક્કી સમજવું. હે સ્વામી! તમારા માતાપિતા તમારા શોકરૂપી દાવાનળથી બળીને તમારા જ માર્ગના મુસાફર થશે. માટે તમે આ સ્થાને વિલંબ ન કરો, હમણાંજ અહીંથી આગળ પ્રયાણ કરો, અને તે રાક્ષસ ન જાણે તેમ અરણ્યને શીઘ્ર ઓળંગી જાઓ."

તે સાંભળીને કુમારે બોલ્યો કે—" હે પ્રિયા! સત્યવાદી હું પોતાની પ્રતિજ્ઞાનો લોપ શી રીતે કરૂં? મહાશય પુરૂષો પ્રાણનો નાશ થાય તો પણ પોતાની પ્રતિજ્ઞા લોપતા નથી. સત્પુરૂષો પોતાના વચનને પાળવા માટે થઈને અગ્નિમાં પ્રવેશ કરે છે, વનવાસને સેવે છે, રાજ્યનો ત્યાગ કરે છે; લક્ષ્મીનો તિરસ્કાર કરે છે, અને પ્રાણોને જીર્ણ તૃણ સમાન ગણે છે, અર્થાત્ પોતાની વાણી પાળવા માટે શું શું નથી કરતા? સર્વ કરે છે. પ્રતિજ્ઞાની રેખાને પામેલા હરિશ્ચંદ્ર રાજાએ ચંડાળના ઘરમાં પાણી ભરીને

દાસપણું કર્યું હતું. હે દેવી ! પ્રચંડ ભુજાબળવાળા પાંડવોએ વાણી રૂપી બંધનથી બંધાઇને તેર વર્ષ સુધી વનવાસનું સેવન કર્યું હતું. ઉત્તમ પુરૂષ સ્વાભાવિક પણ જે વચનને બોલે છે, તે પથ્થરમાં કોતરેલા અક્ષરની જેમ કદાપિ અન્યથા પ્રકારે થતું નથી, તેથી હે દેવી ! મારે એકવાર તે રાક્ષસની પાસે અવશ્ય જવું છે. " તે સાંભળીને તે બોલી કે—" જો એમ છે, તો હું પણ તમારી સાથે ત્યાં આવું. મરણ અથવા જીવિત આપણું સાથે જ થાય તે સારૂં. કેમકે સંપત્તિમાં અથવા વિપત્તિમાં સતી સ્ત્રીઓની ગતિ પતિ જ છે. " કુમારે ફરીથી કહ્યું કે—" હું તો વાણીથી બંધાયેલો છું, તેથી ત્યાં જાઉં છું. અને તું તો મનમાં ધૈર્ય ધરીને અહીં જ રહે. અને હે પ્રિયા! મારા ગયા પછી મારા સમાચાર જાણીને પછી મારા વૃત્તાંતની સમાન કાર્ય તારે કરવું. " આ પ્રમાણે પ્રિયાને કહીને તે કુમાર ગુપ્ત રીતે કોઈના જાણવામાં ન આવે તેમ એકલો જ ચાલ્યો, અને તે રાક્ષસના ભવનમાં ગયો. તેણે કહ્યું કે—" હે રાક્ષસેંદ્ર! મેં તારી પાસે રજ્જુની જેમ પ્રતિજ્ઞાવડે મારા આત્માને બાંધ્યો હતો, તેથી હું તારી પાસે આવ્યો છું. હે દેવ! તારી કૃપાથી જ હું તે સુંદરીને પરણ્યો છું. હવે તારી ઇચ્છા પ્રમાણે તું કર. " આ પ્રમાણે તે બોલીને તેની સન્મુખ ઉભો રહ્યો. તેને જોઇને હર્ષ પામેલો, ક્ષુધાતુર, દુર્બળ કુક્ષિવાળો અને નિર્દય એવો તે રાક્ષસ કટારી વડે તેના શરીરને છેદવાનો આરંભ કરતો હતો. તેટલામાં મદનસંજરી કે જે પોતાના પતિના પ્રાણાંતની શંકાને લીધે હૃદયમાં આકુળવ્યાકુળ થવાથી અપાર દુઃખને પામતી પોતાના નિવાસ સ્થાનમાં રહી ન શકવાથી પોતાના પ્રિયની પાછળ પાછળ આવી હતી, તે—" હે પાપી! મ કર. મ કર. " એમ બોલતી તે બન્નેની વચ્ચે આવી ઉભી. તેણીના પરાક્રમને જોઇને હર્ષિત થયેલા રાક્ષસે તેણીને કહ્યું કે—" તું કોણ છે? અને આ પુરૂષ કે જે મારૂં ભક્ષ્ય છે, તેની તું રક્ષા કેમ કરે છે? " તે પણ બોલી કે— "આ મારો જીવિતેશ્વર છે, અને ચાર સમુદ્રરૂપ મેખળાવાળી પૃથ્વીનો પાલક છે. તેથી હે ચતુર! આ મહાત્માને મૂકી દે, અને મને ખાઇ

જા. કારણકે મારા જેવી ઘણી સ્ત્રીઓ એને મળશે." ફરીથી રાક્ષસે તેણીને કહ્યું કે—" પણ અમારો રાક્ષસોનો આ ( સ્ત્રીઓનો વધ કરવાનો )આચાર નથી. કારણ કે સ્ત્રી, બાળક અને રોગીને અવધ્ય કહ્યા છે." ત્યારે તે બોલી કે—" તેં આ સત્ય જ કહ્યું છે; પરંતુ આને હણવાથી મારે મરણનું જ શરણ છે. કારણ કે પતિ રહિત થયેલી મારે પિતાના કે સસરાના ઘરમાં રહેવું, એ દ્વેષી પુરૂષની જેમ બન્ને લોકમાં કલ્યાણકારક નથી. વળી-ખરેખર આ રાક્ષસી છે કે જેણીએ પોતાના પતિનું ભક્ષણ કરાવ્યું. આ પ્રમાણે લોકમાં મને દુર્નિવાર કલંક પ્રાપ્ત થશે. તેમજ ચંદ્ર વિના પોયણીની જેમ પતિ વિના જીવતી મારે [1]યોગક્ષેમની પ્રાપ્તિ પણ સંભવતી નથી. અરે ! દુર્દૈવથી દગ્ધ થયેલી મારી મુગ્ધાની હવે શી ગતિ થશે ?" આ પ્રમાણે વિલાપ કરવામાં વાચાળ એવી તે અત્યંત મોટે સ્વરે રૂદન કરવા લાગી. આ પ્રમાણે તેણીને દુઃખી થતી જોઈને રાક્ષસનું હૃદય દયાથી આર્દ્ર થયું-પીગળ્યું, તેથી તે આસન પરથી ઉઠીને ભુવનની અંદર ગયો, ત્યાંથી એક રત્નમય દેવતાઈ કચોળું લાવીને તેણીને આપ્યું, અને પ્રસન્ન થઈને તે રાક્ષસે તેણીને કહ્યું કે—" આ કચોળું એક [2]મહામાંસ વિના બીજી સર્વ મનવાંછિત વસ્તુ જેવી કે મોતી, માણિક્ય, દુકૂલ અને સુવર્ણ વિગેરે આપે છે. આ કચોળાને માટે મેં બાર વર્ષ સુધી ઉગ્ર તપસ્યા કરી છે, અને ઉંધે મસ્તકે રહીને નિરંતર મંત્રનો જાપ કર્યો છે. તેથી પ્રસન્ન થયેલા નાગેંદ્રે (ધરણેંદ્રે) મને હર્ષથી આ કચોળું આપ્યું છે. ચિંતામણીની જેમ આનાથી સર્વ ઈચ્છિત વસ્તુ તત્કાળ પ્રાપ્ત થાય છે. પૂર્વ જન્મના અભાગ્યને લીધે કાદવમાં ભુંડની જેમ મને મહામાંસ ખાવાનું દુષ્ટ વ્યસન પડ્યું છે. હાલ છ માસથી મને મનુષ્યનું માંસ મળ્યું નથી, તેથી વૃદ્ધિ પામેલી ક્ષુધા દરિદ્રીની જેમ મને અધિક બાધા કરે છે. આજે આ કોમળ અંગવાળા પુરૂષને હું પુણ્યથી પામ્યો છું, તેમાં તું યોગ ક્ષેમની પ્રાર્થના કરવાથી મને વિઘ્ન કરે છે. પરંતુ તું શીલ રૂપી બખ્તરથી વ્યાપ્ત છે, તેથી હું તને દૂર કરવા સમર્થ નથી.

---

૧. નવી વસ્તુની પ્રાપ્તિ થાય તે યોગ અને પ્રાપ્ત થયેલીનું રક્ષણ તે ક્ષેમ કહેવાય છે. ૨. મનુષ્યનું માંસ.

સૂર્યના કિરણોથી વિકસ્વર થયેલી કમલિનીને અંધકાર શી રીતે ઉપદ્રવ કરી શકે ? હું અધમ જાતિનો છું, તોપણ તારી પતિભક્તિ, તારૂં શીલવ્રત અને સત્ત્વાદિક ગુણોથી મારા મનમાં હું આશ્ચર્ય પામ્યો છું, તેથી તારા પર મને દયા ઉત્પન્ન થઇ છે. અને જેમ કોઈ દુર્મતિ પુરૂષ એક કોડીને નિમિત્તે ચિંતામણિ રત્નને આપી દે, તેમ હું માંસના લોભથી આ દિવ્ય કચોળું તને આપું છું. નાગેંદ્રની કૃપાએ કરીને સર્વ વાંછિત આપવાથી આ કચોળું તને જીંદગી પર્યંત યોગ ક્ષેમને આપનાર થશે. હું પણ આ તારા પતિનું ભક્ષણ કરીને તૃપ્ત થઇશ. માટે હવે તું સ્વસ્થ થઈને પોતાને સ્થાનકે જા. તારા માર્ગો કલ્યાણકારક ( નિર્વિઘ્ન ) હો." તે સાંભળીને તત્કાળ બુદ્ધિવાળી તે [1]વચસ્વિની બોલી કે—"હે મિત્ર રાક્ષસેશ્વર ! તેં મારૂં ઘણું સારૂં ( હિત ) કર્યું છે, કે આ કચોળાથી મને સર્વ અર્થની સિદ્ધિ થશે જ. કેમકે દેવની વાણી પ્રમાણ રૂપ છે. તેમાં કાંઈ પણ સંશય નથી. પરંતુ સ્ત્રીપણાની પ્રકૃતિને લીધે હું મારા મનમાં ઘણી અધીરી છું, તેથી હે રાક્ષસેશ્વર ! આ તારી આપેલી વસ્તુની હું પરીક્ષા કરીને ગ્રહણ કરવા ઇચ્છું છું. કારણ કે સોંઘી અથવા મોંઘી વસ્તુને બીજા પાસેથી પરીક્ષા કરીને લેવામાં આવે તો તેનો લેનાર નિંદાને પાત્ર થતો નથી. તેથી કરીને જો તારી મારા પર કૃપા હોય તો જ્યાં સુધી તારી સમક્ષ આ કચોળાની પરીક્ષા કરૂં ત્યાં સુધી તું આ મારા પતિને મારીશ નહીં." તે સાંભળીને રાક્ષસે પણ હર્ષ પામી તેણીને કહ્યું કે—"શીઘ્ર પરીક્ષા કર. મારૂં વચન અન્યથા ( અસત્ય ) નહીં થાય. ત્યાં સુધી હું આને મારવામાં વિલંબ કરૂં છું." ત્યાર પછી આનંદના વશથી જેનું મુખ વિકસ્વર થયું છે, એવી મદનસુંદરી પોતાના હાથમાં તે કચોળું રાખીને તેની ભક્તિથી પૂજા કરીને હર્ષથી બોલી કે—" ભક્તિથી નમ્ર થયેલા મનુષ્યોના હિત કરવામાં તત્પર એવા હે નાગેંદ્ર ! સ્નેહ ભરેલી દષ્ટિવડે મારી સામું જુઓ જુઓ. મને શીઘ્રપણે પતિરૂપ ભિક્ષા આપો." આ પ્રમાણે તેણીની વાણીથી હું છેતરાયો છું એમ માનતો

[1] સારૂં વચન બોલવામાં નિપુણ સ્ત્રી

રાક્ષસ ક્રોધ પામીને કુમારને કટારીના ઘાથી હણવા તૈયાર થયો. તેટલામાં તે બન્નેના પુણ્યથી જાગૃત થયેલા ( આકર્ષણ કરાયેલા ) નાગેંદ્રે પ્રત્યક્ષ થઈને રાક્ષસનો આક્ષેપ સહિત તિરસ્કાર કર્યો કે–" હે મૂર્ખ, અધમ રાક્ષસ ! [૧]કાંજીવડે વૃદ્ધ બિલાડીની જેમ આ વિચક્ષણ સ્ત્રીવડે વાણીના પ્રપંચથી ( તું ) છેતરાયો છે. હવે તે તારા પોતાના કરેલા પાપનું ફળ અહીં જ ભોગવ. " એમ કહી તેને લાત મારીને યમરાજના મંદીરમાં પહોંચાડ્યો. ત્યારપછી નાગેંદ્રે સ્નેહ પૂર્વક તે બન્નેને કહ્યું કે–" હું આ કચોળાનો સ્વામી નાગેંદ્ર નામનો દેવતા છું. કોઈ પુરૂષે વનમાં વસવું, ફળનો આહાર કરવો, હોમ કરવો, બ્રહ્મચર્ય પાળવું અને જાપ કરવો એ વિગેરે તે તે દુષ્કર તપસ્યાઓવડે બાર વર્ષ સુધી સમ્યક્ પ્રકારે મારી આરાધના કરી. તેથી તેને મેં આ કચોળું આપ્યું હતું. આવી ચિંતામણિ જેવી ચીજ જેવા તેવા માણસને મળી શકતી નથી. પરંતુ પૂર્વ જન્મમાં કરેલા અગણ્ય પુણ્યના પ્રભાવથી ચક્રવર્તીના ચક્રરત્નની જેમ તમોને આ કચોળું સ્વયં પ્રાપ્ત થયું છે. મારા પ્રસાદથી તીવ્ર તપસ્યા વિના પણ જીવિત પર્યંત આનાથી સર્વ અર્થની સિદ્ધિ થશે, અને આ મનુષ્ય ભવમાં પણ અવિચ્છિન્ન દિવ્ય ભોગોની પ્રાપ્તિ થશે. " આ પ્રમાણે કહીને તે નાગરાજ તત્કાળ અદૃશ્ય થયો. ત્યાર પછી કુમાર તેણીની પ્રશંસા કરવા લાગ્યો કે—" અહો ! તારૂં પરાક્રમ અદ્ભુત છે. અહો ! તારી મારા પરની ભક્તિ અકૃત્રિમ છે, અહો ! તારા વચનની ચતુરાઈ ! અને અહો ! તારી બુદ્ધિની નિપુણતા ! હે દેવી ! સારા કાષ્ઠવાળી નાવની જેમ તારી બુદ્ધિથી જ આ દુસ્તર કષ્ટ સમુદ્ર મારાથી લીલા માત્રમાં જ તરી જવાયો. જો તું મારી પાછળ શીઘ્રપણે ન આવી હોત, તો આ મારા પ્રાણ ક્યાંથી હોત ? રાજ્ય ક્યાંથી હોત ? અને આ કચોળું ક્યાંથી મળત ? મારે બીજી હજારો મોટી રાજ-પુત્રીઓ પત્ની તરીકે ભલે થાઓ. પરંતુ તે સર્વેની મધ્યે તું જ મારી પટ્ટરાણી છો." આ પ્રમાણે તેણીની પ્રશંસા કરીને તે પ્રિયા સહિત કચોળાને લઇને રાજપુત્ર પોતાના સૈન્યમાં આવી સુખે

૧ ચોખાનું પાણી.

સુતો. પછી પ્રાતઃકાળે તે કચોળાને દેવતાના ગૃહમાં સ્થાપન કરીને તે કુમારે સૈન્ય સહિત પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. અને ભોજન સમયે એલાપુરના ઉપવનમાં આવી પહોંચ્યો. તેથી તેણે ત્યાં સૈન્યનો પડાવ નાંખ્યો. પછી સ્નાન, દાન અને પૂજા વિગેરે મધ્યાન્હનું કાર્ય કરીને તે કુમાર રસોડાની સમીપે ભોજનશાળામાં ગયો. ત્યાં ભાષા અને વેષ વિગેરે સર્વ રીતે સરખી, જાણે કે એક સાથે જ જન્મેલી હોય તેવી બે મદનસુંદરીને જોઈને તે અત્યંત આશ્ચર્ય પામ્યો, અને વિચારવા લાગ્યો કે—"શું મારી બમણી ભક્તિ કરવા માટે આણે પોતાની વિદ્યાના પ્રભાવથી બે રૂપો ધારણ કર્યાં છે ? કે મને છેતરવા-માટે કોઇ દેવતાએ મદનસુંદરીના જેવું બીજું રૂપ ધારણ કર્યું છે ? અથવા તો દૃષ્ટિના ભ્રમથી બે ચંદ્રની જેમ હું બે પ્રિયાઓને જોઉં-છું ?" આ પ્રમાણે તે કુમાર સેંકડો ચિંતાથી વ્યાપ્ત થયો. તત્ત્વ અને અતત્ત્વનું વિવેચન કરવામાં નિપુણ એવી સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં છતાં પણ તે તે બન્ને સ્ત્રીઓના ભેદને સારી રીતે જાણી શકયો નહીં. ત્યાર પછી તે બન્ને સ્ત્રીઓને પોતાની ભક્તિ કરવામાં નિષેધ કરીને તે ભોજનાદિક ક્રિયામાં પોતે જ પ્રવર્ત્યો. બુદ્ધિમાન માણસ કોનાથી છેતરાય ? યોગ્ય અવસરે જિનપૂજા, આવશ્યક ક્રિયા, સ્નાન, દાન અને માન વિગેરે જે જે ક્રિયાને એક સ્ત્રી કરતી હતી, તે તે ક્રિયાને બીજી પણ કરતી હતી. નિમિત્ત વિદ્યાવડે પણ તે બન્નેનો કાંઇ પણ વિશેષ તે જાણી શકયો નહીં. કેમકે છદ્મસ્થનાં જ્ઞાનો વિચિત્ર પ્રકારનાં હોવાથી સર્વ વિષયોમાં અસ્ખલિત હોતાં નથી. ત્યાર પછી ખેદ પામેલા તે કુમારે તે નગરમાં ચોતરફ આઘોષણા કરાવી કે—"આ બન્ને સ્ત્રીઓનું જે વિવેચન કરે, તેને હું કરોડ સુવર્ણ આપીશ." તે સાંભળીને પોતાના આત્માને બુદ્ધિના નિધાન તુલ્ય માનનારા હજારો વિદ્વાનો સુવર્ણ પામવાની ઇચ્છાથી [1]અહંપૂર્વિકાએ કરીને ત્યાં આવ્યા, અને તેઓએ પ્રયત્નો પૂર્વક સેંકડો ઉપાયો કર્યા, પરંતુ તેમનો સઘળો ઉદ્યમ અવકેશી નામના વંધ્ય (વાંઝીયા) વૃક્ષની જેમ નિષ્ફળ થયો. ત્યારે કુમારે પોતાની

---

૧ હું પહેલો. હું પહેલો એ રીતે ઉતાવળથી.

બુદ્ધિથી તેમનું વિવેચન કરવાનો ઉદ્યમ કર્યો કે—એક નાના છિદ્ર-વાળી પેટીમાં તે બંન્ને સ્ત્રીઓને નાંખીને તેણે કહ્યું કે—"તમે બન્ને આ દિવ્યને કરો. તેમાં આ નાના છિદ્રમાંથી જે પોતાના સત્યવડે બહાર નીકળે, તે સાચી મદનમંજરી અને બીજી ખોટી સમજવી." તે સાંભળીને સાચી મદનમંજરીનાં નેત્રો દુઃખના અશ્રુથી વ્યાપ્ત થયાં, અને તે ગદ્ગદ્ સ્વરથી મિશ્ર સ્ખલના પામતા અક્ષરોવડે બોલી કે—"હે સ્વામી ! આ સૂક્ષ્મ રંધ્રમાંથી હું મનુષ્યણી શી રીતે બહાર નીકળી શકું ? આવી શક્તિ તો દેવતા-ઓની હોઈ શકે." માયા કપટના નાટકમાં નિપુણ એવી બીજી ખોટી પણ અત્યંત દુઃખ દેખાડતી તેજ પ્રમાણે બોલી, ત્યારે દયાળુ કુમારે તે બન્નેને પોતેજ બહાર કાઢી. મહાપુરૂષોને દુષ્ટો ઉપર પણ અતિ કરૂણા હોય છે. 'મને પરસ્ત્રીના સંગનું પાપ ન લાગો' એવી શંકાને લીધે પીશાચણીની જેવી તે બન્નેથી પોતે અત્યંત દૂર રહ્યો. તેથી—"હે નાથ ! મને અનાથ અને નિરપરા-ધીને તમે કેમ તજો છો ?" એ પ્રમાણે રાત્રિદિવસ તે બન્ને શોકથી વિલાપ કરતી હતી. તેના ભેદને નહીં જાણવાથી ખેદ પા-મેલો કુમાર પણ હૃદયમાં વિચારતો હતો કે—"મને અપાર તેજવાળાને પણ આ કેવું વિષમપણું[1] આવી પડયું ? જો આવી વિષમતામાં હું મારા માબાપને મળું, તો તેમનો હર્ષ તો દૂર રહો, પરંતુ ઉલટું દુઃખ ઉત્પન્ન થાય. અને જો પૃથ્વીપર આવી અવ-સ્થાએ ભ્રમણ કર્યા કરૂં, તો દુર્જનો મારી હાંસી કરે કે—"આણે પૃથ્વીપર ભમી ભમીને કેવું સુખ મેળવ્યું ? એક તરફથી મને ગુરૂજનને મળવાની ઉત્કંઠા છે, તો બીજી તરફ આ બન્ને સ્ત્રીઓ મને દુઃખ આપે છે. તેથી મારે તો એક તરફ વાઘ અને બીજી તરફ પૂર આવેલી નદી છે. હવે હું શું કરૂં ?" આ પ્રમાણે સેંકડો દુઃખથી જેનું અંતઃકરણ વ્યાપ્ત છે એવો તે રાજપુત્ર જાણે સર્વસ્વનું હરણ થયું હોય તેમ ત્યાંજ સમયને નિર્ગમન કરવા લાગ્યો. વિયોગને લીધે ચક્રવાકના મિથુનની જેમ દુઃખી થતા તે દંપતીના છ યુગની જેવા છ માસ વ્યતીત થયા. ત્યારપછી એકદા

૧ કષ્ટ.

સત્ય મદનમંજરીને બુદ્ધિ ઉત્પન્ન થઈ, તેથી તેણીએ પુષ્પાદિકવડે તે કચોળાની પૂજા કરીને કહ્યું કે—“ નમ્ર પ્રાણીઓના કલ્યાણ કરવામાં જાગૃત એવા હે નાગેંદ્ર ! મારા પર પ્રસન્ન થઈને આ કોઇ પાપીષ્ઠ રાક્ષસીથી મને છોડાવો.” આમ કહ્યું કે તરતજ નાગેંદ્ર પ્રત્યક્ષ થયો, અને ભૃકુટી ચડાવવા વડે કપાળને વિષમ કરીને તે ખોટી મદનમંજરીની તર્જના કરી કે—“ હે દુરાચરણી ! હે ધિઠ્ઠી ! હે મૂર્ખી ! તું હમણાંજ મરવાની છે. કે જેથી હે મૂઢ ! આ પુણ્યવંત દંપતીના ઉપર તું દ્રોહ કરવા ઇચ્છે છે.” તે સાંભળીને ભયથી કંપતી તે રાક્ષસી પલાયન કરવા શક્તિમાન નહીં થવાથી પોતાનું સ્વાભાવિક રૂપ ધારણ કરી દીન વાણીથી નાગેંદ્રને કહેવા લાગી કે—“ હે નાગરાજ ! ચપેટાના ઘાતથી જે રાક્ષસને તમે મારી નાંખ્યો, તેની બેહેન હું ભ્રમરશીલા નામની રાક્ષસી છું. મારા ભાઈના મરણથી મને કોપ ઉત્પન્ન થયો, પરંતુ તમને કાંઇ પણ હું કરી શકું નહીં, તેથી પત્ની સહિત આ મેઘનાદને હણવા માટે હું અહીં આવી. તેટલામાં ચોતરફ પ્રસરતા આના અગણ્ય લાવણ્ય રસે કરીને તત્કાળ મારો ક્રોધાગ્નિ બૂઝાઇ ગયો, અને મારા ચિત્તરૂપી પૃથ્વી ઉપર રાગના અંકુરોનો સમૂહ ઉત્પન્ન થયો, અને તેમાંથી મોટી પ્રીતિરૂપી લતા નીપજી. પરંતુ જન્મથી આરંભીને પરસ્ત્રીમાં પરાઙ્મુખ થયેલા આને જોઈને મેં તેને છેતરવા માટે મદનમંજરીનું રૂપ ધારણ કર્યું. પછી બે સ્ત્રીઓની ભ્રાંતિ દૂર કરવા માટે સાચી મદનમંજરીને બીજા દેશમાં મૂકવા માટે મેં મારી શક્તિ પ્રમાણે ઉદ્યમ કર્યો, પરંતુ તેણીને હું દુષ્ટ દષ્ટિવડે જોવાને પણ સમર્થ થઇ નહીં. કેમકે તે શીળરૂપ વજ્રના બખતરવાળી અને ધર્મ કર્મમાં કુશળ છે. પછી મેં વિદ્યાવડે સુંદર રીતે કરેલા હાવ, ભાવ અને વિલાસાદિકે કરીને આ મેઘનાદને મોહ પમાડવા ઉદ્યમ કર્યો, પરંતુ આ કુશળ પુરૂષની આંખની પાપણ પણ ચલિત થઈ નહીં. શું મેરૂ પર્વતનું શિખર કલ્પાંતના પવનથી પણ કંપાયમાન થાય ? હું માનું છું કે આનું મન વજ્રના પરમાણુથી નિર્માણ થયુ છે, કે જેથી મારા કટાક્ષરૂપી બાણો તેને ભેદવામાં સમર્થ થયા નહીં.” આ પ્રમાણે કહીને તે રાક્ષસીએ નાગેંદ્રને

તથા તે બન્ને દંપતીને ખમાવ્યા, અને કુમારને ¹ત્રૈલોક્યવિજય નામનો હાર આપ્યો. ત્યારપછી નાગરાજ તથા તે રાક્ષસી પોત-પોતાને સ્થાને ગયા, અને તે બન્ને દંપતી પરસ્પર શીળની પરીક્ષા થવાથી પ્રસન્ન થયા. પછી સ્વસ્થ થયેલો કુમાર પોતાના નગર તરફ ચાલ્યો, અને શીઘ્ર પ્રયાણોવડે પોતાના નગરની સમીપે આવી પહોંચ્યો. આગળથી આવેલા માણસ પાસેથી તેનું સર્વ વૃત્તાંત સાંભળીને લક્ષ્મીપતિ રાજા અપૂર્વ હર્ષ તથા આશ્ચર્ય પામ્યો. આખી નગરીને શણગારી અને પોતાની સર્વ સંપત્તિને વિસ્તારી તે રાજા આનંદથી પરિવાર સહિત કુમારની સન્મુખ ગયો. જેનું શરીર ખેંચેલા ધનુષની જેમ નમ્યું છે એવો તે કુમાર પણ પિતાના ચરણને પોતાના હાથવડે પકડીને નમ્યો. રાજાએ પણ તેને પોતાની બે ભુજાવડે છાતી સાથે દબાવીને એવી રીતે ગાઢ 'આલિંગન કર્યું' કે જાણે ચિરકાળના વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખને મર્દન કરવા તેને હૃદયમાં પ્રવેશ કરાવતો હોય તેમ દેખાતું હતું. પછી તે બન્ને તે જ વનમાં એક ક્ષણવાર વિરહાગ્નિના સંતાપને બૂઝવનાર કુશળ પ્રશ્નરૂપી અમૃતનું પાન કરવા લાગ્યા. તે તે વિશ્વને વિસ્મય પમાડનાર મોટા ઉત્સવ પૂર્વક રાજા પુત્ર સહિત નગરી તરફ ચાલ્યો. તેટલામાં આવા ઉત્સવમય માર્ગને પણ જાણે તુચ્છ ગણતા હોય તેમ પુરજનોને અન્ય માર્ગે જતા જોઇને વિસ્મય પામેલા કુમારે પૂછ્યું કે—"હે પિતા! પોત પોતાના પરિવાર સહિત આનંદથી ભરપૂર આ પુરજનો આ મોટા ઉત્સવને પણ છોડીને શીઘ્રપણે ક્યાં જાય છે?" રાજાએ પણ જવાબ આપ્યો કે—"હે વત્સ! અંધકારના સમૂહનો નાશ કરવામાં દિવસ સમાન ધર્મઘોષ નામના મુનીંદ્ર આજે ઉદ્યાનમાં પધાર્યા છે. તે મુનિરાજને નમવા માટે ઉત્કંઠિત થયેલા આ લોકો ઉદ્યાનમાં જાય છે, કારણ કે આવા શુભ ગુરૂ પૂર્વના પુણ્યના ઉદયથી જ પ્રાપ્ત થાય છે. હું તો આજે વહુ સહિત તારા આગમનનો ઉત્સવ કરૂં છું, તેથી કાલે પ્રાતઃકાળે તે પ્રભુના ચરણકમળને નમસ્કાર કરીશ." તે સાંભળીને મેઘનાદ હર્ષના અંકુરાથી વ્યાપ્ત થઇ બોલ્યો કે—"હે

---

૧ ત્રણ લોકનો વિજય કરનાર.

પિતા ! આપણે પણ આજે જ ગુરૂને વાંદવા એ યોગ્ય છે. આજ જ જે ગુરૂને વાંદવા તે દૂધમાં શર્કરા ભળ્યા જેવું છે, એક ઉત્સવમાં બીજો ઉત્સવ છે, એક આનંદમાં બીજો આનંદ છે, અને નગરમાં પ્રવેશ કરતાં આપણને પરમ મંગળરૂપ છે. કારણ કે સાધુનું દર્શન શુભ મંગળરૂપ છે, તો પછી ગુરૂના દર્શનનું કહેવું જ શું ? પુણ્યકાર્યમાં ત્વરા કરવી એ જ શ્રેષ્ઠ છે. કેમકે એક રાત્રિ માત્રનો જ વિલંબ કરનાર બાહુબળિને પિતાની વંદના થઇ શકી નહીં." તે સાંભળીને હર્ષ પામેલા રાજાએ તે પુત્ર સહિત તે જ અદ્ભુત મહાવિભૂતિપૂર્વક ઉદ્યાનમાં જઇને મોટી ભક્તિથી ગુરૂને પ્રણામ કર્યા. ત્યારપછી તે ધર્મઘોષ નામના ગુરૂએ અમૃતની વૃષ્ટિ સમાન વાણી-વડે એક વૈરાગ્યનાજ રસમય ધર્મદેશના દેવાનો આરંભ કર્યો.—

આ સંસારમાં સર્વે જીવો એક સુખની જ અભિલાષાવાળા હોય છે, અને તે વાસ્તવિક સુખ માત્ર ધર્મથીજ મળે છે, બીજા કોઇથી મળતું નથી. ધર્મ સિવાય બીજા પદાર્થો જેવા કે દેહ, સ્ત્રી, સ્વજન અને ધન એ સર્વે સુખ કરનારા છે એમ મૂઢ બુદ્ધિવાળાઓ માને છે, પરંતુ તત્ત્વજ્ઞાનીઓ તો તેમને અન્યથા એટલે દુઃખકારક માને છે. તે આ પ્રમાણે—પ્રથમ તો શરીર જ સાત ધાતુમય હોવાથી અપ-વિત્રજ છે, તથા મળમૂત્રના સમૂહથી વ્યાપ્ત છે, તેથી તે મનુષ્યોના સુ-ખને માટે શી રીતે થઇ શકે ? આ શરીરમાં કોઇ વખત હાથ દુઃખે તો કોઇ વખત હૃદય, કોઇ વખત મુખ, કદાચિત્ કાન, કદાચિત્ નેત્ર, ક-દાચિત્ ખભા, કદાચિત્ ડોક, કદાચિત્ કેડ, કદાચિત્ મસ્તક, કદાચિત્ ઓષ્ઠ, કદાચિત્ દાંત, કદાચિત્ ઢીંચણ, કદાચિત્ દાઢી અને કોઇવાર પેટમાં એમ જૂદું જૂદું દુઃખ્યા કરે છે, અને આત્માને અત્યંત પીડા ઉત્પન્ન કરે છે. આવા દેહને કયો મોહ રહિત પુરૂષ સુખકારક માને ? કોઇ જ નહીં. આ મારા શરીરને ક્ષુધા બાધા ન કરે, તૃષા પીડા ન કરે, એજ રીતે ટાઢ, તડકો, સર્પ, વાત પિત્ત અને કફથી ઉત્પન્ન થતા વ્યાધિઓ, ડાંસ, મચ્છર, જળ, અગ્નિ, ભૂતાદિક ક્ષુદ્ર દેવો, મળમૂત્ર અને ચોરો એ સર્વે મારા શરીરને પીડા ન કરો, એમ ધારી તેના રક્ષણને માટે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો તે તે સેંકડો

પ્રયાસો કર્યા કરે છે. જડ પુરૂષો આ શરીરને માટે અપાર પાપો કરી કરીને છેવટ અપાર દુર્ગતિને પામીને અનંત દુઃખો ભોગવે છે. નરકમાં પડેલા શશિ રાજાએ ( દેવ લોકથી આવેલા ) પોતાના ભાઇને કહ્યું હતું કે—" હે ભાઇ ! દેહના લાલન પાલનમાં જ સુખ માનવાથી હું નરકમાં પડયો છું, તેથી તે પૂર્વ ભવના મારા શરીરને તું પીડા પમાડય. " આ કારણથી જ આત્મસુખને ઇચ્છનારા તત્ત્વજ્ઞાનીઓ શરીરનો ત્યાગ કરવામાં ઉદ્યમવંત થઇને દુષ્કર તપોનું આચરણ કરે છે. તેથી જો આ શરીર તપસ્યાદિક ક્રિયાવડે કરીને ધર્મમાં ઉપયોગી થાય, તો તે પણ ચોથા ચક્રવર્તી ( સનત્કુમાર ) ની જેમ સુખને માટે થાય છે.

સ્ત્રીઓ પણ રૂધિર, અસ્થિ, ચરબી, અને માંસ વિગેરે અશુચિ પદાર્થની મૂર્તિ છે. તેમને તત્ત્વજ્ઞાનીઓ સુખનો હેતુ માનતા નથી. સ્ત્રીઓમાં આસક્ત થયેલા મૂઢ પુરૂષો આ ભવમાં પણ પગલે પગલે અપવિત્રતા, ચિંતા અને સંતાપની શ્રેણીને પામે છે. તેમજ તેમની આસક્તિથી મનુષ્યોને શરીરનું કંપવું, ગ્લાનિ, શ્રમ, પરસેવો, અને ક્ષય વિગેરે વ્યાધિઓ એ સર્વે પ્રાણની હાનિ કરનારા ઉત્પન્ન થાય છે. બહારથી મનોજ્ઞ દેખાતા જે જે તેણીના અવયવને મૂઢ પુરૂષ સુખનો હેતુ માને છે, તે તે સર્વ અવયવને તત્ત્વદૃષ્ટિથી વિચાર કરનાર પંડિત પુરૂષ વિપરીતપણે ( દુઃખ કારક ) માને છે. તેમાં પણ જો તે સ્ત્રી પુરૂષ ઉપરથી વિરક્ત થઇ હોય, તો તે મનુષ્યોને કઇ કઇ આપત્તિ નથી આવતી ? સાંભળ્યું છે કે—સૂર્યકાંતા નામની રાણીએ પોતાના ધર્મનિષ્ઠ પતિ પ્રદેશી રાજાનો વિનાશ કર્યો હતો. જો કદાચ આ સ્ત્રીઓ ગૃહસ્થીઓને સહાય આપવાથી ધર્મ વિષયમાં ઉપકાર કરનારી થાય, તો મદનરેખાની જેમ તેઓ પણ સુખ આપનારી થઇ શકે છે.

પિતા, ભ્રાતા, માતા, બહેન, અને પુત્રાદિક સ્વજનો પણ પોતપોતાના કાર્ય ( સ્વાર્થ ) માં જ તત્પર હોવાથી શી રીતે સુખકારક થઇ શકે ? જેઓ રોગાદિકની આપત્તિમાં રક્ષણ કરી શકતા નથી, જેમનો ઉપકાર કર્યા છતાં પણ પ્રત્યુપકાર વિષે સંશય છે,

અને જેમનો પ્રેમ અકૃત્રિમ (સ્વાભાવિક) નથી, તે સ્વજનોથી કેવા સુખની આશા રાખવી ? તે સ્વજનોને માટે પ્રથમ ધન ઉપાર્જનના કારણભૂત એવા શીત, આતપ વિગેરે સેંકડો પ્રયાસોને ( દુઃખોને ) પ્રાણી ભોગવે છે અને ત્યાર પછી તે ધનનો વિભાગ પાડવામાં સેંકડો ક્લેશોને અનુભવે છે. કહ્યું છે કે—

" माया पिया य भाया, भज्जा पुत्ता य सुही अ नियगा य ।
इह चेव बहुविहाइं, करंति भयवेमणस्साइं ॥ "

" માતા, પિતા, ભાઇ, ભાર્યા, પુત્ર, પુત્રવધૂ અને સ્વજનો આ લોકમાંજ ઘણા પ્રકારનાં ભય અને ક્લેશો ઉપજાવે છે."

તે સ્વજનાદિકને માટે કરેલા તે તે મહા આરંભોથી ઉત્પન્ન થયેલા પાપોએ કરીને મનુષ્ય મરણ પામ્યા પછી દુરંત દુર્ગતિને પામે છે. જો કદાચ આ સ્વજનો પરસ્પર પ્રીતિને ભજનારા થાય, અને પુણ્ય કાર્યમાં સહાય કરનારાં થાય, તો તેઓ પણ આ લોક અને પરલોકમાં સુખકારક થાય છે.

ધન, ધાન્ય અને સુવર્ણ વિગેરે નવ પ્રકારનો અર્થ કહેલો છે. તે પણ ઉપાર્જન કરવામાં, રક્ષણ કરવામાં અને વિનાશાદિક થતાં દુઃખનું જ એક કારણરૂપ છે. તે અર્થ મૃત્યુ વિગેરે આપત્તિને દૂર કરી શકતો નથી, પ્રત્યુત (ઉલટો) શત્રુને પણ ઉપકાર કરનાર થઈ પડે છે, અને સર્પાદિક દુર્ગતિને આપે છે, તેથી તે શી રીતે સુખકારક હોય ? વળી વિત્તના નિમિત્તથી જે [1]વૈષયિક સુખ પ્રાપ્ત થાય છે, તે પણ અનંત દુઃખ આપનાર હોવાથી પંડિતો તેને દુઃખ રૂપજ માને છે. ભાઈ, મિત્ર, પિતા, પુત્ર અને સાથે વેપાર કરનાર બીજા ગોત્રીઓને આ અર્થ પ્રાયે કરીને પ્રાણાંતને કરનાર ક્લેશ ઉત્પન્ન કરે છે. કહ્યું છે કે—

" छेओ भेओ वसणं, आयासकिलेसभयविवागो अ ।
मरणं धम्मब्भंसो, अरई अत्थाउ सव्वाइं ॥ "

" છેદ, ભેદ, વ્યસન (કષ્ટ), પ્રયાસ, ક્લેશ અને ભયનો વિપાક તથા

૧ પાંચ ઇંદ્રિયોના વિષય સંબંધી.

મરણ, ધર્મભ્રષ્ટતા, અને અરતિ એ સર્વે અર્થથીજ ઉત્પન્ન થાય છે.”

હે સભાસદો ! આ ઉપર ચાર મિત્રોનું દૃષ્ટાંત છે, તે તમે સાંભળો—વસંતપુરમાં રહેનારા બાલ્યાવસ્થાથીજ મૈત્રીને પામેલા રાજપુત્ર, મંત્રીપુત્ર, શ્રેષ્ઠીપુત્ર અને [1]આરક્ષપુત્ર એ ચાર સમગ્ર કળાના પારને પામેલા હતા. ઉદ્યાનાદિક સ્થાનોમાં સાથેજ નિરંતર ક્રીડા કરતા તેઓ અનુક્રમે શરીરની સુંદરતાને વિકસ્વર કરનારી યુવાવસ્થાને પામ્યા. એકદા પૃથ્વીના કૌતુક જોવાની ઈચ્છાથી તેઓ પરસ્પર વિચાર કરી દેશાંતરમાં ચાલ્યા. કારણકે કૂવાના દેડકાઓ વિવેકી હોતા નથી,× હવે રાજપુત્રને બીજા ત્રણ મિત્રોએ ભક્તિથી કહ્યું કે—“ હે દેવ ! તમે અમારા સ્વામી છો, અને અમે તમારા સેવકો છીએ. તેથી અમો વારા પ્રમાણે અમારી કળાવડે વિત્ત ઉપાર્જન કરીને સર્વના ભોજનની ચિંતા કરશું. તે વિષે તમારે નિશ્ચિત રહેવું. ભૃત્યોએ સ્વામીનું રક્ષણ કરવું જોઈએ. કારણ કે ભૃત્યો પ્રભુને આધીન હોય છે, તુંબ [2] જીર્ણ હોય તો પૈડાના આરાઓ સ્થિર રહી શકતા નથી. પછી તેઓ પહેલે દિવસે સાયંકાળે કોઇ ગામમાં આવ્યા. તે વખતે તે ગામમાં કોઇ ચોરોની ધાડ પડી. તે વખતે રક્ષણ કરવામાં ચતુર આરક્ષકપુત્રે તે ચોરોને બાણની વૃષ્ટિ વડે સિંહ મૃગસમૂહને નસાડે તેમ શીઘ્ર નસાડી મૂક્યા. તેનું પરાક્રમ જોઇને ગામના લોકોએ ઘણા આદર પૂર્વક પ્રાત:કાળે તેઓને જમાડ્યા; કળાનું માન્ય ક્યાં ન થાય ? ત્યાર પછી તેઓ આગળ ચાલતાં ક્ષેમપુર નામના નગરમાં આવ્યા. ત્યારે ભોજનની ચિંતાને માટે શ્રેષ્ઠિપુત્ર ગામમાં ગયો. ત્યાં પોતાની મુદ્રાને ( વીંટીને ) કોઈ શ્રેષ્ઠીને ત્યાં આપીને તેની પાસેથી ધન લઈ વેપારમાં કુશળ એવા તેણે વેપાર શરૂ કર્યો. દોઢ પ્રહર સુધી વેપાર કરીને ઉત્સાહવાળા તેણે પાંચસો સોના મહોર ઉપાર્જન કરી. ખરેખર વેપાર કલ્પવૃક્ષ સમાન છે. પછી મળેલા લાભથી તેણે મિત્રાદિકને ઉત્તમ આહાર વડે જમાડ્યા. મૂળ દ્રવ્ય આપીને

---

૧ કોટવાલનો પુત્ર × કૂવાના દેડકાની જેમ બહાર દેશાટન કર્યા વગર વિશાળ જ્ઞાનાદિક આવતા નથી. ૨ ગાડીની ધરીમાં જે પૈડાનો અવયવ નાંખવામાં આવે છે તે તુંબ (માણ) કહેવાય છે.

પોતાની મુદ્રિકા પણ છોડાવી. પછી મંત્રીપુત્રને વારે તેઓ કાંપીલ્ય નામના નગરમાં આવ્યા. ત્યારે મંત્રીપુત્ર ગામમાં રાજમાર્ગે ગયો. ત્યાં તેણે પડહની ઉદ્‌ઘોષણા સાંભળી. તેથી કોઈ માણસને પૂછ્યું કે —"આ પડહની ઘોષણા શી બાબતની છે?" ત્યારે તેણે જવાબ આપ્યો કે—"આ નગરમાં સાર્થપતિ નામનો મોટો ધનિક રહે છે. તેને આજે કોઇ જાણે મૂર્તિમાન્ દંભ હોય એવા કોઈ ધૂર્તે કહ્યું કે—મેં પહેલાં તમારી પાસે એક લક્ષ રૂપીયા થાપણ મૂક્યા હતા, તે મને આજે પાછા આપો. ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું કે—આ બાબતમાં કોણ સાક્ષી છે ? ત્યારે તે બોલ્યો કે—આ થાપણ મૂકવામાં મારો સાક્ષી પરમેશ્વર છે. આ પ્રમાણે વિવાદ કરતા તે બન્ને રાજસભામાં ગયા. ત્યારે રાજાએ તેનો નિર્ણય કરવા મંત્રીઓને હુકમ કર્યો. તેથી તે મંત્રીઓ ઘણો વિચાર કર્યા છતાં પણ તેનો કાંઇ નિર્ણય કરી શક્યા નહીં. બુદ્ધિમાન માણસો પણ કોઈ ગૂઢ કાર્યમાં શું મૂઢ ન બને ? ત્યાર પછી રાજાએ મંત્રી પર ક્રોધ કરી આ પડહ વગડાવ્યો કે આ વિવાદનો જે નિર્ણય કરે, તેને મારા મંત્રીઓ પાસેથો હું લક્ષ રૂપીયા અપાવીશ." આ પ્રમાણે સાંભળીને તે પટુ બુદ્ધિવાળા મંત્રીપુત્રે પડહનો સ્પર્શ કર્યો, એટલે રાજાએ તે મંત્રીપુત્રને, ધૂર્તને અને બીજા સર્વેને પોતાની સભામાં બોલાવ્યા. રાજાએ મંત્રીપુત્રને નિર્ણય કરવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે—"હે ભદ્ર ! મેં તને આજ ઘણે કાળે જોયો. તને સાંભરે છે ? કે તારી પાસે મેં ચાર લાખ રૂપીયા થાપણ મૂક્યા હતા, અને તેમાં સાક્ષી પરમેશ્વર છે. તેથી તે મારા રૂપીયા મને પાછા આપ." તે સાંભળીને ધૂર્તનું મુખ શ્યામ થઇ ગયું, અને તે એક અક્ષર પણ બોલી શક્યો નહીં. તેથી રાજાએ ક્રોધથી તિરસ્કાર કરી તેને કાઢી મૂક્યો. દંભના કાર્યમાં શુભ હોયજ નહીં. પછી રાજાની આજ્ઞાથી સર્વે મંત્રીઓએ તે મંત્રીપુત્રને લાખ લાખ રૂપીયા આપ્યા. બુદ્ધિ ક્યા ક્યા અર્થને ન સાધે ? તે ધનવડે મંત્રીપુત્રે મિત્રોની ભક્તિ કરી, અને તેના બળથી તેઓ વિષમ અરણ્યને ઉલ્લંઘન કરી ગયા. સાયંકાળે કોઇ ગામની સીમાને વિષે પહોંચ્યા, ત્યાં રેતીવાળા વટવૃક્ષ તળે તેઓ માર્ગના શ્રમને

સુવાની ઈચ્છાથી રહ્યા. જાગતાને ભય ન હોય એમ વિચારીને તેઓએ અનુક્રમે જાગવાનો નિશ્ચય કર્યો. તેમાં પહેલે પહોરે રાજપુત્ર જાગૃત રહ્યો. તે વખતે આકાશમાં 'હું પડું ?' એવી દિવ્યવાણી વારંવાર થવા લાગી ત્યારે રાજપુત્ર પણ બોલ્યો કે—'શીઘ્ર પડ.' ફરીથી વડવૃક્ષના શિખર ઉપર દિવ્ય વાણી થઈ કે—"આમાં ઘણો અર્થ છે, પરંતુ તે અનર્થ સહિત છે." ત્યારે રાજપુત્રે કહ્યું કે—"જો અર્થ હોય તો અનર્થનો નાશજ હોય. કેમકે સૂર્યનો ઉદય થવાથી શું અંધકારનો નાશ ન થાય ? અને જો કદાચ અર્થે કરીનેજ અનર્થ થતો હોય તો ભલે થાઓ. કેમકે કપૂર ચાવવાથી દાંત પડી જાય તો ભલે પડે." ત્યારપછી આકાશથી તત્કાળ સુવર્ણનો પુરૂષ પડયો. તેને જોઈને આ રાજપુત્ર હર્ષ પામ્યો, અને લોભ લાગવાથી તેણે તેને ગોપવી દીધો. એજ પ્રમાણે બીજાઓના વારામાં પણ તેજ પ્રમાણે આકાશવાણી વિગેરે થઈને તે ત્રણેને સુવર્ણ પુરૂષની પ્રાપ્તિ થઈ. તેઓએ પણ લોભના પ્રભાવથી એક બીજાથી છાના ગોપવી દીધા, પછી પ્રાતઃકાળે ભિન્ન હૃદયવાળા થયેલા તે ચારે ગુપ્ત કરેલા અર્થને પરસ્પર કહેવાની ઈચ્છાવાળા સહોદર ( ભાઈઓ ) ની જેમ આમ તેમ ભમવા લાગ્યા. ત્યારપછી એક જાતિવાળા હોવાથી રાજપુત્ર અને આરક્ષક પુત્ર એ બન્ને એકઠા મળ્યા, અને પરસ્પર પોતપોતાના વૃત્તાંતને કહેવા લાગ્યા. તેજ રીતે બીજા બેએ પણ પરસ્પર કહ્યો. તેમાં પહેલા બે જણે વિચાર કર્યો કે "ઘણાં પુણ્યને લીધે આપણને સુવર્ણ પુરૂષ પ્રાપ્ત થયા છે, તેથી તે બીજા બેને દેખાડવા તે યોગ્ય નથી. તેનો ભાગ પણ તે વાણીઆઓને આપવો યોગ્ય જ નથી. જો કદાચ તેમને ખબર પડશે, તો તેઓ મૈત્રીને લીધે માગણી કરીને કજીયો કરશે. તેથી એ બન્નેને કોઈ પણ પ્રકારે ખબર ન પડે તેમ આપણે મારી નાંખીએ. હમણાં તો ભોજન લાવવા માટે બન્નેને ગામમાં મોકલીએ. ત્યાંથી તેઓ પાછા આવે ત્યારે નિકુંજની ઓથે સંતાઈને આપણે ઓચિંતો ખડ્ગનો ઘા કરી તેમને મારી નાંખશું. ત્યારપછી ઘેર જઈને તેમના માતપિતાને છેતરીને આપણે સ્વેચ્છાએ આપણા સુવર્ણપુરૂષોને ભોગવીશું." આ પ્રમાણે વિચાર

કરીને તેમણે તે બન્ને વણિકપુત્રોને ગામમાં મોકલ્યા. આ લોભ રૂપી પિશાચે કયા કયા બુદ્ધિના વિપરીતપણાને નથી કરતો ? હવે ગામમાં જતા તે બન્નેએ પણ માર્ગમાં પરસ્પરે વિચાર કર્યો કે–"ઘણા સુકૃતોને લીધે આપણને આ સુવર્ણ પુરૂષો પ્રાપ્ત થયા છે. પરંતુ આપણે જીતી ન શકાય એવા આ બન્ને ક્ષત્રિયો આપણી પાસેથી બળાત્કારે ખુંચવી લેશે. તેથી આપણે તેઓને વિષાદિકવડે શીઘ્ર હણવા યોગ્ય છે." એમ વિચારીને બન્ને ભોજનને વિષામિશ્રિત કરીને આવ્યા. તરત જ તે બન્ને ક્ષત્રિઓએ તેમને મારી નાંખ્યા. અહો ! લોભનો વિલાસ કેવો છે ? પછી તે વિષમિશ્રિત ભોજનને નહીં જાણવાથી તેનું ભોજન કરીને તે બન્ને પણ મરણ પામ્યા. કુપાત્રમાં રહેલો અર્થ કઇ કઇ કદર્થનાને ન કરે ?

આ અવસરે નંદીશ્વર દ્વીપમાં રહેલી જિનપ્રતિમાને વાંદીને પાછા આવતા કોઇ બે મુનિ તેની સમીપે આવ્યા, તે ચારેને મુએલા જોઇને આશ્ચર્ય પામેલા શિષ્યે મુખ્ય મુનિને–ગુરૂને પૂછયું કે–"આ ચારે કયા કર્મથી એક સાથે મરણ પામ્યા ?" મુખ્ય મુનિએ જવાબ દીધો કે–સુગ્રામ નામના ગામમાં વિચિત્ર અને પવિત્ર સ્થિતિ ( જીંદગી ) વાળા ચાર ક્ષત્રિયો રાજાના સેવક હતા. એકદા રાજાએ પોતાની આજ્ઞાનું ખંડન કરવાથી ક્રોધ પામીને કોઇ એક ગામને બાળી દેવા માટે તે ચારે સેવકોને હુકમ કર્યો. તેથી તેઓ સાયંકાળ સમયે તે ગામમાં આવી પહોંચ્યા. તેમનું હૃદય દયાથી આર્દ્ર થયું તેથી તેમણે પરસ્પર વિચાર કર્યો કે–" પશુ, બાળક, સ્ત્રીઓ, બ્રાહ્મણો અને તપસ્વી વિગેરેથી વ્યાપ્ત એવા આ ગામને જો આપણે બાળશું, તો નરકમાં પડવાનું પાપ આપણને લાગશે, અને જો આ ગામને ન બાળીએ તો રાજાની આજ્ઞાનો લોપ થાય છે. અહો ! એક તરફ વાઘ અને બીજી તરફ નદીની જેવું આપણને આ કષ્ટ આવી પડયું. જેઓ પોતાના ઉદરની પૂર્તિને માટે પાપ કર્મો કરીને પોતાના આત્માને નરકમાં લઇ જાય છે, તે અધમ ભૃત્યોને ધિક્કાર છે, ધિક્કાર !! છે તે નરકમા તેઓ અસંખ્ય વર્ષો સુધી દુઃસહ દુઃખોને અનુભવે છે; અને આ લોકમાં ( ભવમાં ) પણ પગલે પગલે અપકીર્તિ અને અકાળ મૃત્યુ વિગેરે કષ્ટોને પામે છે.

વનના ફળો ખાઈને આજીવિકા કરવી સારી છે, અને ધર્મિષ્ઠને ઘેર દાસપણું કરવું પણ સારૂં છે, પરંતુ દુરન્ત પાપના સ્થાનરૂપ રાજાની સેવા કરવી સારી નથી." આ પ્રમાણે વિચાર કરીને તેઓએ ગામના સીમાડામાં કુંડાં અને ઘાસના પુળાનો ઢગલો કરી સળગાવ્યો. પ્રાણીઓને પોતપોતાના કર્મને અનુસરનારી લેશ્યાઓ હોય છે. પછી ગામના દરવાજામાં બાળ્યાનું ચિન્હ કરીને તેઓ પોતાને સ્થાને ગયા. હવે તે ધાન્યના કુંડાની અંદર કોઈ ખેડુત ભયથી પેસી રહ્યો હતો, તેથી તેનું શરીર તેમાં બળી ગયું. તે મરીને આ વટવૃક્ષ ઉપર વ્યંતર થયો છે. **અગ્નિ વિગેરેથી જેનું મૃત્યુ થયું હોય તેઓની પ્રાયે કરીને વ્યંતરની ગતિ થાય છે.** હવે તે ચાર ક્ષત્રિય રાજસેવકો કરૂણાના અધ્યવસાયથી મરીને આ રાજપુત્રાદિક ચાર કુમારો થયા છે. તેમને આ વટવૃક્ષ પાસે આવેલા જોઈને દોષ બુદ્ધિવાળો વ્યંતર અત્યંત કોપ પામ્યો કે–" આ પુરૂષોએ મને પૂર્વે કારણ વિના બાળી નાંખ્યો છે માટે તેઓ પોતાની મેળેજ મરણ પામે એમ હું કરૂં." એમ દુષ્ટ બુદ્ધિથી વિચારીને તે વ્યંતર દરેક પ્રહરે સુવર્ણપુરૂષ થઈને પડ્યો. આ વ્યંતરની મૂર્ખતાને ધિક્કાર છે, કે આના પર પૂર્વે તેઓએ દ્રોહ કર્યો નહીં હતો, છતાં એઓના ઉપર આણે વૃથા દ્રોહ કર્યો. કેમકે તેઓએ એને પૂર્વે જાણીને કે દ્વેષથી બાળ્યો નહોતો. લોભ રૂપી મહાપિશાચ વડે જેનું ચિત્ત વ્યાકુળ થયું છે એવા આ ચારે કુમારોએ પરસ્પર એક બીજાનો ઘાત કર્યો. આ પ્રમાણે વેરની શુદ્ધિ કરીને ( વેર વાળીને ) વ્યંતર પ્રસન્ન થયો છે. કેમકે માણસોનો તો જીવ જાય છે, અને વ્યંતરોને તો ક્રીડા થાય છે. હે વત્સ ( શિષ્ય ) ! આ રીતે આખું વિશ્વ ક્રોધ લોભાદિકવડે ક્લેશને પામે છે. આ પ્રમાણે વાતો કરતા તે બન્ને મુનિ આગળ ચાલ્યા.

હે રાજા ! આ પ્રમાણે વૈભવના લોભમાં અંધ થયેલા પ્રાણીઓ આ ભવમાંજ મરણાદિક અનેક અનર્થોને પામે છે. અને મરણ પામ્યા પછી તે તે દુર્ગતિને પામે છે. જો કદાચ સંતોષથી તૃપ્ત થયેલા પંડિતો વિધિ પ્રમાણે ધનને ધર્મમાર્ગે વાપરે, તો તે અર્થ પણ સુખને વહન કરનારો થાય છે.

ટુંકમાં કહીએ તો—જેને વિષે ધર્મનો સંબંધ છે, તે સર્વ વસ્તુ સુખદાયક છે, અને જેને વિષે ધર્મ મળેલો નથી, તે સર્વ દુઃખદાયી છે. તેથી આ ધર્મજ [1]અન્વય અને [2]વ્યતિરેકથી જેમ લતાનું કારણ વૃષ્ટિ છે તેમ સર્વસુખ સમૃદ્ધિનું કારણ છે.

આ પ્રમાણે ગાયના દૂધ જેવી મધુર ગુરૂની ધર્મદેશનાનો આસ્વાદ કરીને રાજાદિક સર્વજનોનો સંતાપ દૂર થયો, અને સર્વે અત્યંત આનંદ પામ્યા. ત્યારપછી રાજાએ ગુરૂને પૂછયું કે-"હે પ્રભુ! તે ચાર સેવકોએ રાજાની આજ્ઞાથી અજાણપણે એક માણસનો ઘાત કર્યો, તેમને જો આવા પ્રકારનું ફળ પ્રાપ્ત થયું, તો નિરંતર સેંકડો નિરપરાધી જંતુઓનો નાશ કરનારા અમારી શી ગતિ થશે? અમોને સાતમી નરકમાં પણ સ્થાન નહીં મળે." ગુરૂ બોલ્યા કે-"હે રાજન્! તમારૂં કહેવું સત્ય છે. પૂર્વે ઉપાર્જન કરેલા કર્મનો આવો જ દુષ્ટ ઉદય હોય છે. વધ, બંધ, છેદ વિગેરે જે જે કર્મ પૂર્વે ઉપાર્જન કર્યું હોય, તેનો વિપાક જઘન્યથી પણ દશ ગુણો થાય છે. એમ સિધ્ધાંતમાં કહ્યું છે. તે વિષે કહ્યું છે કે—

"वहमारणअब्भक्खाणदाणपरधणविलोवणाईण ।
सव्वजहन्नो उदओ दसगुणिओ इक्कसि कयाणं ॥ १ ॥
तिव्वयरे अ पओसे समगुणिओ सयसहस्सकोडिगुणो ।
कोडाकोडिगुणो वा हुज्ज विवागो वहुतरो य ॥ २ ॥"

"વધ, મારણ, અભ્યાખ્યાન (ખોટું આળ) દેવું, અને પારકા ધનનું હરણ કરવું, એ વિગેરે કર્મો એક જ વાર કર્યા હોય તો પણ તેનો જઘન્યથી ઉદય (વિપાક) દશ ગુણો થાય છે. અને જો તીવ્ર દ્વેષથી કર્યો હોય તો સો ગુણો, લાખ ગુણો, કોટી ગુણો અથવા કોટાકોટી ગુણો થાય છે, તથા તેથી પણ વધારે વિપાક થાય છે."

ભરતીમાં આવેલો સમુદ્ર પણ કદાચિત્ બાહુવડે રોકી શકાય

---

[1] જેના હોવાપણાથી જે હોય તે અન્વય. જેમકે ધુમાડાના હોવાપણાથી અગ્નિ હોય છે.
[2] જેના નહી હોવાથી જે નહોય તે વ્યતિરેક. જેમકે અગ્નિ ન હોય તો ધુમાડો પણ ન જ હોય.

છે: પરંતુ પૂર્વના કર્મનો ઉદય આવ્યો હોય તો તે રોકી શકાતો નથી, તોપણ જો સર્વ આશ્રવના દ્વાર રૂંધીને તીવ્ર તપશ્ચર્યા કરાય તો મર્મસ્થાનને પણ વિંધનારા કુકર્મો ( પાપકર્મો ) નો ક્ષય અવશ્ય થાય છે. તે વિષે કહ્યું છે કે—" पुव्विं दुच्चिन्नाणं दुप्पडिकंताणं वेअइत्ता मुक्खो, नत्थि अवेअइत्ता तवसा वा झोसइत्ता " પૂર્વના દુષ્ટ આચરણ કરેલાં કર્મો કે જેનું [1]પ્રતિક્રમણ કર્યું ન હોય, તેવાં કર્મો વેદવાથી જ છુટે છે, વેદ્યા વિના છુટતાં નથી. અથવા તપસ્યાવડે ક્ષય પામે છે. " તે સાભળીને વિષયોથી વિરકત થયેલો રાજા બોલ્યો કે–"હે સ્વામી ! કર્મના મર્મને નાશ કરવા માટે મને દીક્ષા આપો" ત્યારે ગુરૂ પણ બોલ્યા કે–"આ કાર્યમાં તમારે વિલંબ કરવો નહીં. કારણ કે પુણ્યના કાર્યમાં વિઘ્ન ઘણા હોય છે, તેથી તેમાં પ્રમાદ કરવો ઉચિત નથી." મેઘનાદ કુમાર પણ કર્મના વિપાકથી ભય પામ્યો, તેથી તેણે પણ ગુરૂ પાસે ચારિત્રની યાચના કરી. કયો બુદ્ધિમાન ભવથી ભીરૂ ન હોય ? ત્યારે ગુરૂ બોલ્યા કે–"હે કુમાર ! ભોગના ફળવાળું નિકાચિત કર્મ તારે છે, તેથી હાલ તારે ચારિત્ર લેવું યોગ્ય નથી. તે કર્મના વિપાકને લીધે દેવોને પણ દુર્લભ એવા અવિનાશી ભોગો એક લાખ વર્ષ સુધી તારે અવશ્ય ભોગવવાના છે. " કુમાર પણ બોલ્યો કે–"વિષની જેવા તે ભોગનાં સુખો શું કામનાં છે ? કે જે ભોગવવાથી પરિણામે પ્રાણીઓને વિપત્તિ આપનારાં થાય છે. " ગુરૂએ કહ્યું—"હે કુમાર ! તારૂં કહેવું સત્ય છે. પરંતુ જેમ અશુભ કર્મ ભોગવ્યા વિના ક્ષીણ થતું નથી, તેમ શુભ કર્મ પણ ભોગવ્યા વિના ક્ષીણ થતું નથી. અશુભ કર્મ લોઢાની બેડી જેવું છે, અને શુભ કર્મ સુવર્ણની બેડી જેવું છે. તેથી તે કોને મોક્ષમાં જતાં નથી અટકાવતું ? એક લાખ વર્ષ પછી તે કર્મનો ક્ષય થવાથી તને ચારિત્ર પ્રાપ્ત થશે અને તેથી આ ભવેજ તું મોક્ષમાં જઈશ. તેટલા કાળ સુધી હાલ તું વિધિ પ્રમાણે શ્રાવક ધર્મનું આરાધન કર. તેનાથી પણ તને કેટલીક કર્મનિર્જરા થશે. " તે સાંભળીને પ્રમોદ વડે પૂર્ણ થયેલા કુમારે પોતાની પત્ની સહિત બાર વ્રતોએ કરીને વિસ્તારવાળો શ્રાદ્ધ ધર્મ અંગીકાર કર્યો. પછી ચારિત્ર ગ્રહણ કરવા

[1] વિધિ પ્રમાણે આલોચનાદિક વડે નિષ્ફળ કર્યું ન હોય.

માટે ઉત્સુક થયેલો રાજા નગર તરફ ચાલ્યો અને તેણે મોટા ઉત્સવ પૂર્વક કુમારને પુરમાં પ્રવેશ કરાવ્યો. ત્યારપછી શુભ બુદ્ધિવાળા રાજાએ કુમારને રાજ્ય આપીને ચારિત્ર ગ્રહણ કર્યું, અને તે તપસ્યા કરી અનુક્રમે સદ્ગતિને પામ્યો.

ત્યારપછી જેમ સ્વર્ગના રાજ્યને ઇંદ્ર ભોગવે છે, તેમ મેઘનાદ રાજા પૃથ્વીપર પૂર્વના પુણ્યે પ્રાપ્ત કરેલું સામ્રાજ્ય ભોગવવા લાગ્યો. હંમેશા ચિંતામણિ રત્નની જેમ તે કચોળું તેને રત્ન અને સુવર્ણના બાજુબંધ, કુંડળ વિગેરે આભરણો, ઉત્તમ શય્યા આસન અને રેશમી વસ્ત્રો વિગેરે દિવ્ય પદાર્થો ઇચ્છા પ્રમાણે આપતું હતું. તે રાજા મદન-મંજરીની સાથે હંમેશાં તે કચોળાએ આપેલા નવા દિવ્ય ભોગોને શાલિભદ્રની જેમ ભોગવતો હતો. તે દાતાર હંમેશા દીન અને અનાથ વિગેરેને દાન આપવા દશકરોડ સુવર્ણનો વ્યય કરતો હતો. સત્પુરૂષોની ઉદારતા અદ્ભુત હોય છે. તે રાજાએ જાણે પૃથ્વીરૂપી સ્ત્રીના હાર હોય તેવા સુવર્ણ, રૂપા વિગેરેના હજારો ચૈત્યો કરાવ્યાં. કારણ કે આ રીતે જ લક્ષ્મી ફળવાળી ( સફળ ) થાય છે. તે ચૈત્યોમાં તેણે સુવર્ણ વિગેરેની કરોડો જિનપ્રતિમાઓ કરાવીને સ્થાપિત કરી. કારણ કે જિનેશ્વરની પ્રતિમાઓ કરાવવી, એ સમકિત પ્રાપ્તિનું મુખ્ય બીજ–કારણ છે. પછી તે ચૈત્યોમાં મોટા ઉત્સવ સહિત નિરંતર તે સ્નાત્ર કરાવતો હતો .કારણ કે શાસનની પ્રભાવના એ સમકિતનું મોટું ભૂષણ–અલંકાર છે. તે રાજા દર વરસે તીર્થ-યાત્રા અને રથયાત્રા વિગેરે મોટા અદ્ભુત ઉત્સવો કરતો હતો. સત્પુરૂષોને સુકૃતમાં તૃપ્તિ હોતી નથી. આ રાજાએ દાણ માફ કરવાથી તથા ઇચ્છિત દ્રવ્ય આપવાથી કેટલાક સાધર્મિકોને લક્ષાધિપતિ અને કેટલાકને કોટ્યાધિપતિ કરી દીધા. મહિને મહિને તે રાજા લાખ સાધર્મિકોને જમાડતો હતો, અને વર્ષે વર્ષે કોટિ સાધર્મિકોને ભોજન કરાવતો હતો. વાસ્તવિક રીતે સત્પુરૂષોને સાધર્મિક જનો પોષણ કરવા યોગ્ય છે. તે સર્વને જમાડી જમાડીને આ રાજા હર્ષથી સુંદર વસ્ત્રાદિક નેપથ્યને આપતો હતો, કારણ કે સાધર્મિકનો સત્કાર કરવો તે પરલોકનું ભાતું છે. તે હંમેશાં ત્રણે કાળ અરિહંતની પૂજા કરતો હતો, કેમકે એ પૂજા કલ્યાણકારક

મોક્ષલક્ષ્મીની વિશ્રામભૂમિ છે. હંમેશા બન્ને વખત હજારો રાજાઓ સહિત તે આવશ્યક ક્રિયાને કરતો હતો, કારણ કે આ આવશ્યક ઘણાં પાપોને પણ હણનારૂં છે. તે પર્વને દિવસે ત્રણ હજાર રાજાઓ સહિત પૌષધ વ્રતને ગ્રહણ કરતો હતો. સત્પુરૂષોને પર્વના કૃત્યનો ત્યાગ કરવો ઉચિત નથી. આ પ્રમાણે ધર્મનું આરાધન કરવાથી તેનું રાજ્ય અધિક વૃદ્ધિ પામ્યું. ધર્મ વૃષ્ટિની જેમ ઋાદ્ધરૂપી લતાની વૃદ્ધિને માટે છે. ઇંદ્રને સામાનિક દેવોની જેમ તે મેઘનાદ રાજાને હજારથી વધારે મુકુટબદ્ધ રાજાઓ સેવતા હતા. તે પચાસ કરોડ ગામોનું અધિપતિપણું ભોગવતો હતો, બત્રીશ હજાર નગરોનો સ્વામી હતો, વીશ વીશ લાખ હાથી, ઘોડા અને રથનો પ્રભુ હતો, ચાળીશ કરોડ પાયદળનો સ્વામી હતો. આ પ્રમાણે એક લાખ વર્ષ સુધી તેણે નિષ્કંટક રીતે રાજ્ય કર્યું. જ્યાં પુણ્ય જ રક્ષણ કરનાર હોય ત્યાં કોણ વિઘ્ન કરી શકે ?

એકદા પાર્શ્વદેવ નામના જ્ઞાની ગુરૂ મહારાજ ત્યાં પધાર્યા. રાજાએ પરિવાર સહિત ત્યાં જઇને ભક્તિથી તેમને વાંદ્યા. પછી તે રાજા ગુરૂ પાસેથી અમૃત જેવી ધર્મ દેશના સાંભળીને હર્ષથી પુષ્ટ થયો, અને નિર્મળ બુદ્ધિવાળા તેણે ગુરૂને પૂછયું કે—" હે પૂજ્ય ! પૂર્વ જન્મમાં મેં શું પુણ્ય કર્યું હતું ? કે જેથી આવા પ્રકારની રાજ્યલક્ષ્મી અને ચિંતામણિ સદૃશ વાંછિત વસ્તુને આપનાર કચોળું મને પ્રાપ્ત થયું ? " ત્યારે મુનીશ્વર બોલ્યા કે—

ભરતક્ષેત્રના ભૂષણરૂપ શૌર્યપુરમાં ભીમ નામે એક વણિક હતો, તે ભાર વહેવાનું કામ કરતો હતો, તથા કૃપણ પુરૂષોનો નાયક હતો. ભાડા વડે ગૃહસ્થોના ભારને અહીંથી તહીં વહન કરતો તે કાંઇક ધન ઉપાર્જન કરતો હતો. મનુષ્યોનું ઉદર દુઃખે કરીને પૂર્ણ થાય છે. તે તુચ્છ બુદ્ધિવાળો ધનનો સંચય કરવાની ઇચ્છાથી થોડું રાંધતો હતો, અને એકજ વાર તેલ અને તુચ્છ અનાજ માત્રનું જ ભોજન કરતો હતો. તેની કૃપણતાનું વધારે શું વર્ણન કરવું ? ટુંકમાં કહીએ તો એક એક જાડા લૂગડાવડે પાંચ વર્ષ સુધી પોતે નિર્વાહ કરતો અને પોતાના કુટુંબને પણ તે જ રીતે નિર્વાહ કરાવતો હતો. તુચ્છ બુદ્ધિવાળો આ ભીમ કોઇપણ સ્વજ-

નોના નાના ઉત્સવમાં પણ જતો નહીં. **લોભી માણસને વિષે ઉચિતતા ક્યાંથી હોય ?** પૈસા ઉપાર્જન કરવામાં વ્યગ્રતાને લીધે તથા ખર્ચના ભયને લીધે તે કદાચિત્ પણ ધર્મનું શ્રવણ પણ કરતો નહીં, તો પછી તે ધર્મનું અનુષ્ઠાન તો દૂર જ રહો. નિરંતર ત્રાસ પામતો તે જેમ વનનો પશુ નગરમાં પ્રવેશ ન કરે તેમ કદાપિ દેવમંદિરમાં કે ધર્મમંદિરમાં પ્રવેશ કરતો ન હતો. કેવળ ભાર વહનાદિક કુકર્મો જ કરતો હતો. આ રીતે કરતાં તેણે અનુક્રમે એક લાખ રૂપીયા ઉપાર્જન કર્યા. લક્ષ્મી ( મેળવવા )ની નિપુણતાને ધિક્કાર છે ! તે ભીમને ગુણોએ કરીને પણ પોતાની જ જેવો એક પુત્ર થયો. કાર્ય બીજ ( કારણ ) ને સદૃશ જ હોય, તેથી તે પણ પિતાની જ પ્રકૃતિને ભજતો હતો. તેની પોતાના જેવી પ્રકૃતિ જોઇને તેનો પિતા અત્યંત ઉલ્લાસ પામતો હતો. પ્રાયે કરીને પોતાની જેવા આચારવાળા પુત્રોથી માબાપો આનંદ પામે છે. એકદા અંત્ય ( મરણ ) દશાને પામેલા ( વૃદ્ધ થયેલા ) પિતાએ પુત્રને કહ્યું કે—" હે પુત્ર ! ભારવાહાદિક મોટા ક્લેશે કરીને મેં લક્ષ રૂપીયા ઉપાર્જન કર્યા છે, તેને નિધાનમાં નાંખીને મારી જેમ આજીવિકા કરવામાં તું તત્પર થજે, અને તું પોતે નવીન દ્રવ્ય ઉપાર્જન કરીને તેનું [1]યોગ ક્ષેમ કરનાર થજે." ત્યારબાદ તે ભીમ મરી ગયા પછી તે પુત્ર પણ ભાર વહેવાનો જ ધંધો કરવા લાગ્યો. તેના પિતા કરતાં તેની કૃપણતા કાંઈ પણ ન્યૂન નહોતી. તેણે પણ અનુક્રમે લક્ષ દ્રવ્ય મેળવ્યું, અને પોતાના મૃત્યુ સમયે તેજ પ્રમાણે પોતાના પુત્રને પણ પોતે શિખામણ આપી. તે પુત્ર પણ બમણો કૃપણ હોવાથી તેણે પોતાના પિતાને લજ્જિત કર્યો નહીં. શુભ લક્ષણ રહિત એવા તેણે પણ તેજ પ્રમાણે લક્ષ દ્રવ્ય મેળવ્યું. આ પ્રમાણે ત્રણ લક્ષ દ્રવ્ય નિધાનમાં મૂકીને તે મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર **ધનરાજ** નામે થયો. તે પોતાના પૂર્વજોથી અધિક કૃપણ હતો, તેથી તે પોતાના કુળના આચારમાં અગ્રેસર થયો. તેને પ્રશસ્ત ગુણવાળી **ધન્યા**

---

૧ અપ્રાપ્ત વસ્તુને મેળવવી તે યોગ અને પ્રાપ્ત થયેલાનું રક્ષણ કરવુ તે ક્ષેમ કહેવાય છે

નામની સ્ત્રી હતી. તેણીને વિષે ધર્મ સહિત ઉદારતા ગુણ શોભતો હતો. બગલાની પાસે રાજહંસીની જેમ, કાચની પાસે નીલ મણિની જેમ અને નિર્ભાગ્યની પાસે લક્ષ્મીની જેમ તે ધનરાજની પાસે તે ધન્યા શોભતી હતી. અહો ! વિધાતાનું કેટલું બધું આ નિઃસીમ અવિવેકીપણું છે, કે જેણે આવા અધમ પુરૂષની સાથે આવી ઉત્તમ સ્ત્રીનો સમાગમ કર્યો ! અથવા તો આ ધનરાજનું પૂર્વ જન્મનું ઉદયમાં આવેલું ભાગ્ય જાગૃત છે, કે જેને આવી ઘરના અલંકાર રૂપ ગૃહિણી મળી. ત્રણ લક્ષ દ્રવ્યનો સ્વામી છતાં પણ જાણે પોતે નિર્ધન હોય તેમ નિરંતર નિંદિત કાર્યને (મજુરીને) કરતો હતો. ધનિકના તે ધનને જ ધિક્કાર હો. સાધુઓની, બંધુઓની, ગુરૂ વર્ગની કે દેવની સન્મુખ પણ તે જોતો નહીં, તો પછી તેમનો સત્કાર કરવો તે તો દૂર જ રહો. કુકર્મ કરવામાં સાવધાન અને ધર્મમાં પરાઙ્મુખ એવા તેને જોઇને પતિ ઉપર ભક્તિવાળી સતી ધન્યા અત્યંત ખેદ પામતી હતી. કોઈ એક દિવસ અવસર પામીને વિશાળ બુદ્ધિવાળી તેણીએ તેને કહ્યું કે—“ હે સ્વામી ! રંક મનુષ્યની જેમ આવાં કુકર્મો કરતાં તમને લજ્જા આવતી નથી ? લોભ વડે તમારી બુદ્ધિ અંધ થઈ છે, તેથી તમે ભાર વહન કરતાં રાત કે દિવસને જાણતા જ નથી. આપણા ઘરમાં તમે અને તમારા પૂર્વજોએ મેળવેલું પુષ્કળ ધન છે, તેમાંથી ભોગમાં કે પુણ્ય માર્ગમાં લેશ પણ ખર્ચ કરતા નથી, અને ઘણું મોટું કષ્ટ ભોગવો છો, તે શાને માટે ? તૃષ્ણાથી પીડા પામેલા તમારા સર્વે પૂર્વજો મહા કષ્ટથી ધનને મેળવી મેળવીને અહીં જ મૂકી પરલોકમાં ગયા છે, તેઓએ શું સાધ્યું ? તમે પણ કેટલાક દિવસો પછી તેઓની જ સ્થિતિવાળા થઇને તેમને જ માર્ગે જવાના છો, તો આ તમારા ધનને તથા જીવિતને પણ ધિક્કાર છે. વળી હે પ્રિય ! આજે તમારા મુખ ઉપર અકસ્માત્ આ શ્યામતા કેમ દેખાય છે ? અને વારંવાર ઉના દીર્ઘ નિશ્વાસોને કેમ મૂકો છો ? શું તમને કોઈ વ્યાધિ બાધા કરે છે ? કે ક્રય વિક્રયમાં કાંઇ હાનિ થઈ છે ? કે નિધાનની લક્ષ્મી નાશ પામી છે ? કે કોઈથી કાંઇ અપમાન પામ્યા છો ? ” તે સાંભળીને ધનરાજ બોલ્યો કે—“ હે પ્રિયા ! તેં કહ્યું તેમાંથી

કોઈ પણ મારા ખેદનું કારણ નથી. પરંતુ તેં આજે બ્રાહ્મણને જે ચણાની મુઠી આપી, તે જોઈને હું જાણે અત્યારે વજ્રથી હણાયો હોઉં, એવો પીડાઉં છું; કેમકે ધનનો વ્યય મને જે દુઃખ કરે છે, તેટલું દુઃખ મૃત્યુથી પણ મને થતું નથી. ધન જ માણસની બુદ્ધિ છે, ધન જ સિદ્ધિ છે, ધન જ રક્ષણ કરનાર છે, ધન જ ગતિછે, ધન જ કીર્તિ છે, ધન જ સ્ફૂર્તિ-ઉત્સાહ છે, અને ધન.જ મનુષ્યોનું જીવિત છે. હે મુગ્ધા ! તું આ પ્રમાણે નકામો ખર્ચ કરવાથી જેમ ઇયળ ધાન્યનો નાશ કરે તેમ થોડા વખતમાં જ ધનનો નાશ કરીશ." આ પ્રમાણે તેનું વચન સાંભળીને તથા તેનું અત્યંત કૃપણપણું જાણીને પતિના ચિત્તને અનુસરનારી તે ચતુર સ્ત્રી પતિને કહેવા લાગી કે—"હે પ્રિય ! હવે પછી હું આવો ખર્ચ પણ નહીં કરૂં, કારણકે પતિવ્રતાઓ પતિને જે ઇષ્ટ હોય તે જ કરે છે. પરંતુ જેમાં કાંઇ પણ ખર્ચ ન થતો હોય એવું કાંઇપણ સુકૃત તમે કરો, કે જેથી આ ભવમાં મોટી કીર્તિ અને પરભવમાં સારી ગતિ પ્રાપ્ત થાય. તમે જિનેશ્વરને નમસ્કાર કરો, સાધુ ગુરૂને વંદના કરો, અને તેમના મુખથી ધર્મકથાનું શ્રવણ કરો. આવાં ધર્મકાર્યોમાં કાંઇ પણ ધનનો વ્યય કરવો પડતો નથી." તે સાંભળીને તે નીચ બુદ્ધિવાળો બોલ્યો કે—"જો હું મુનિઓને વંદના કરૂં તો તેમનો પરિચય થવાથી તે વાચાળ મુનિઓ મને છેતરવા માંડે. તેઓ એવું કહે કે—જિનેશ્વરનાં ચૈત્યો કરાવવાં, તેમાં જિનેશ્વરની પ્રતિમાઓ સ્થાપન કરવી, ચાર પ્રકારના સંઘની પૂજા કરવી, જિન પ્રતિમાની પૂજા કરવી, મુનિઓને આહાર પાણી વડે પડિલાભવા, દીનાદિકને દાન આપવું, તીર્થ યાત્રાઓ કરવી, અને પુસ્તકો લખાવવાં. આવા કાર્યમાં ખરચેલું ધન આ ભવમાં કીર્તિ વિગેરેનું કારણ થાય છે, અને પરભવમાં સ્વર્ગ તથા મોક્ષની લક્ષ્મી આપવામાં કારણ રૂપ થાય છે. આ પ્રમાણે વંચનામાં ચતુર મુનિઓ મને ઠગી ઠગીને મારી પાસે ધનનો ખર્ચ કરાવે, અને તેમ કરવાથી થોડા કાળમાં જ તે ધન નાશ પામે. પરંતુ જિનદેવને વાંદવાથી તે દેવ કાંઇ પણ પંચાત કરતા નથી, તેથી તારા વચનથી હું હમેશાં ચૈત્યમાં જિનેશ્વરને નમસ્કાર

કરી પછી ભોજન કરીશ. આ મારા જીંદગી પર્યંતનો અભિગ્રહ મને કલ્યાણ કારક થાઓ. આમાં કાંઈ પણ ધનનો ખર્ચ નથી, અને વળી તને પણ રાજી રાખી કહેવાય. ” તે સાંભળીને અત્યંત તુષ્ટમાન થયેલી તે ધન્યાએ તેને કહ્યું કે—“ આ પણ સમ્યક્ ધર્મે કરીને તમને તત્કાળ અદ્ભુત સંપત્તિ પ્રાપ્ત થશે.” આ પ્રમાણે તેણીએ ઉત્સાહ પમાડેલા તે ધનરાજ પણ બરાબર પોતાના નિયમને દઢતાથી પાળવા લાગ્યો. જેમનું કલ્યાણ નજીકમાં થવાનું હોય, તેમને જ ધર્મમાં દઢ મતિ થાય છે. તે ધન્યા પણ પોતાના પતિની સંમતિથી ધર્મ કર્મ કરવા લાગી. જે સ્ત્રી પતિના ચિત્તને અનુસરે, તે જ પતિવ્રતા કહેવાય છે. આ પ્રમાણે તે બન્નેનો કેટલોક કાળ પ્રેમમય વ્યતીત થયો. કારણ કે પરસ્પર ચિત્તને અનુસરવાથી જ દંપતી પ્રીતિવાળા રહે છે.

એકદા મધ્યાન્હ સમયે મસ્તક પરથી ભાર ઉતારીને તરત જ પાણીના વ્યયથી પણ ભય પામતો તે હાથ પગ ધોયા વિના જ ભોજન કરવા બેઠો. ભૂખને લીધે જેનું ઉદર કૃશ દેખાતું હતું એવા તેને તેણીએ શીઘ્રપણે જાણે મૂર્તિમાન કૃપણતા જ હોય એવી તેલ સહિત ખીચડી પીરસી. જેટલામાં હાથવડે ખીચડી ચોળીને તે કોળીયાને મુખમાં મૂકવા તૈયાર થાય છે, તેટલામાં તેને પોતાનો નિયમ યાદ આવ્યો, તેથી તે એકદમ બોલ્યો કે—“ હે પ્રિયા ! મેં આજે જિનેશ્વરને નમસ્કાર કર્યા નથી, તેથી તેને નમવા માટે હું જાઉં છું. કારણ કે મારો એ નિયમ છે. પરંતુ આ મારા હાથને વસ્ત્રવડે ઢાંકી દે, જેથી મને લજ્જા ન આવે. વળી જો હાથ ધોઈને જાઉં, તો તેમાંથી એટલો પણ રસ નકામો જતો રહે.” તે સાંભળીને ધન્યાએ હર્ષ પામીને વિચાર્યું કે—“ અહો ! મારા પતિની જિનેશ્વરને વિષે કેવી અકૃત્રિમ ભક્તિ છે ? કે જેથી હમણાં ઘણા ક્ષુધાતુર થયા છતાં પણ તેણે જિનેશ્વરને યાદ કર્યા. વળી પૂર્વના કર્મથી પ્રાપ્ત થયેલું આનું કૃપણપણું પણ કેવું સીમારહિત છે ? કેમકે આટલા પણ અન્નના રસના નાશથી ભય પામે છે. તો પણ ( આવા કૃપણ છતાં પણ ) નિયમ રૂપી દોરડાવડે બંધાયેલા આ મારા પતિ આવી રીતે ( ખીચડીવાળા હાથે ) પણ

જો જિનાલયમાં જશે તો જિનેશ્વરની ભક્તિથી વશ થયેલ ચૈત્યનો અધિષ્ઠાયક દેવ આના ઉપર કદાચ તુષ્ટમાન પણ થશે. કેમકે આજે સ્વપ્નમાં મેં તેના અધિષ્ઠાયક દેવની તુષ્ટિ જોઈ હતી. જિનેશ્વરને કરેલું એક વાર નમન પણ સર્વ અર્થની સિદ્ધિને માટે થાય છે, તો ભક્તિપૂર્વક હંમેશાં નિયમિત નમસ્કાર કરવાથી વાંછિતની સિદ્ધિ થાય તેમાં શું આશ્ચર્ય ? તેથી કરીને ભલે આવી રીતે પણ તે જાય." આ પ્રમાણે નિશ્ચય કરાને સત્ય બુદ્ધિવાળી તેણીએ જાણે તેની કૃપણતાને ઢાંકતી હોય તેમ વસ્ત્રવડે તેનો હસ્ત ઢાંકી દીધો, અને તેને કહ્યું કે—" જો ચૈત્યની અંદર તમને કોઈ કંઈ પણ કહે, તો તમારે મને પૂછીને પછી તેને ઉત્તર આપવો." તેણે પણ ' બહુ સારૂં ' એમ કહીને તેવે જ હાથે ચૈત્યમાં જઈ જિનેશ્વરને નમન કર્યું, અને પોતાના અશુભ કર્મને નમાવ્યું-નાશ પમાડયું. પછી જેટલામાં તે પાછો વળ્યો, તેટલામાં તેની ભક્તિથી ચમત્કાર પામેલા ચૈત્યની રક્ષા કરનારા યક્ષે પ્રત્યક્ષ થઈને તેને કહ્યું કે—" હું આ ચૈત્યનો અધિષ્ઠાયક દેવ છું. તારા નિયમની દૃઢતાથી તારા ઉપર પ્રસન્ન થયો છું તારી ઈચ્છામાં આવે તે તું માગ." ધનરાજ પણ બોલ્યો કે—" જ્યાં સુધી હું મારી પ્રિયાને પૂછીને પાછો અહીં આવું, ત્યાં સુધી તમે અહીં જ રહેજો." દેવે પણ તેને કહ્યું—" હે વત્સ ! ભલે તું જા. પાછો જલદી આવજે. ત્યાં સુધી હું અહીં જ રહ્યો છું." ત્યારપછી ધનરાજ પ્રસન્ન થઈને ઘેર ગયો, અને તેણે પ્રિયાને પૂછયું કે—" હે પ્રિયા ! જિનરાજ આજે મારા પર પ્રસન્ન થયા છે, તેથી તેની પાસે શું માગું ? " તે સાંભળીને તે બોલી- "હે નાથ ! આપણા સર્વે મનોરથો સિદ્ધ થયા. પ્રગટપણે આઠે સિદ્ધિઓ આપણને વશ વર્તી થઈ ચૂકી, ત્રણ જગતનું ઐશ્વર્ય આપણને પ્રાપ્ત થયું, અને મોક્ષ લક્ષ્મી પણ આપણા હાથમાંજ આવી, એમ તમે જાણો. હવે તમે શીઘ્ર જઈને તેની પાસે માગો કે—'હે પ્રભુ ! મારા પાપરૂપી [1]યામિકોને દૂર કરો, કે જેથી હું નિરંતર વિવેકવાન્ થાઉં. કેમકે એક વિવેક જ સમગ્ર ગુણોનો નાયક છે, અને

૧ પહેરા ભરનારા.

આ ભવ તથા પરભવ એ બન્ને લોકને વિષે સંપદાના સંકેતનું સ્થાન રૂપ છે." તે સાંભળીને તેણે ફરીથી ચૈત્યમાં જઇ તે જ પ્રમાણે તે દેવ પાસે માગ્યું. જેનું ઉત્તરકાળે શુભ થવાનું હોય તે બીજાની કહેલી હિત શિક્ષાને માને છે. "આજથી તારા પાપ ચામિકો મારા આદેશથી દૂર થશે." એમ કહીને તે દેવ અદૃશ્ય થયો. ત્યાર પછી તે ઘેર આવ્યો. તરતજ અન્નથી અશુચિ થયેલા પોતાના હાથને જોઇ વિવેકને લીધે મનમાં નિંદા કરતો કાંતાને કહેવા લાગ્યો કે—' ઉનું પાણી લાવ. હું મારો હાથ ધોઉં. આવા હાથે ખાતાં મારા મનમાં જુગુપ્સા ( દુગંછા ) થાય છે." તે સાંભળી તેણીએ વિચાર્યું કે—" આનો વિવેકરૂપી સૂર્ય ઉદય પામવાનો છે, તેથી આ તેનો પ્રકાશ–અરૂણોદય થયો, કેમકે આજે તેને હાથ ધોવાનું ઉચિતપણું લાગ્યું કે જે પૂર્વે કોઈપણ વખત લાગ્યું ન હોતું. ખરેખર આના પાપ ચામિકો તત્કાળ નાશ પામશે. કેમકે તે પાપ ચામિકો હાજર હોય તો તેનો વિવેક આવી ચતુરાઇ પ્રગટ કરી શકે નહીં." આ પ્રમાણે વિચારી ઉલ્લાસ પામેલી તેણીએ તત્કાળ પાણી આણ્યું. તેના વડે હાથ ધોઇને જેને ધર્મ બુદ્ધિ પ્રાપ્ત થઇ છે એવો ધનરાજ ભોજન કરવા લાગ્યો. કેવળ તેના આહાર વડે તે તૃપ્તિને પામ્યો, એટલુંજ નહીં પરંતુ ધનની તૃષ્ણા શાંત થવાથી સંતોષ રૂપી અમૃતે કરીને પણ તે તૃપ્ત થયો. પછી "અહો આટલા દિવસ સુધી દાન ભોગ વિના મારૂં ધન અરણ્યની માલતીના પુષ્પની જેમ નિષ્ફળ થયું" એમ વીચારીને તે રાત્રે સુઈ ગયો. પ્રાતઃકાળે દ્રવ્યથી અને ભાવથી જેનો આત્મા જાગૃત થયો છે એવા તે બુદ્ધિમાન્ ધનરાજે અરિહંત અને ગુરૂને પ્રણામ કરવા વિગેરે પ્રભાતનું કૃત્ય કર્યું. પછી મધ્યાન્હ સમયે તેણે કાંઇક ઉના સુગંધી જળવડે જાણે કે કૃપણતાથી પ્રાપ્ત થયેલા અપયશ રૂપી મળને ધોઇ નાંખતો હોય તેમ સ્નાન કર્યું. પછી પુણ્યની વાસનાવાળા તેણે જાણે અંતઃકરણમાં ઉદય પામતા સદ્બોધરૂપી ચંદ્રના પ્રસરેલા કિરણોજ હોય એવાં ધોયેલાં ઉજ્વળ વસ્ત્રોને ધારણ કર્યાં. મોક્ષપુરીમાં જવા માટે જાણે પ્રસ્થાન સાધતો ( કરતો ) હોય તેમ તે હસ્તમાં પૂજાની સામગ્રી લઈને જિનચૈત્યમાં

ગયો. ત્યાં ઉદાર બુદ્ધિવાળો તે ઘણા હર્ષથી ઉત્તમ સુગંધવાળા કપૂર સહિત ચંદનને ઘસવા લાગ્યો, તે જાણે પોતાના પાપને ઘસતો હોય તેમ શોભવા લાગ્યો. સ્નાત્ર કરવાની ઇચ્છાથી જિનેશ્વરના અંગ ઉપર રહેલા નિર્માલ્યને તેણે દૂર કર્યું, અને પોતાના શરીરમાં રહેલા દુર્ભાગ્યને પણ દૂર કર્યું. શુદ્ધ જળ વડે તેણે કેવળ જિનેશ્વરને જ સ્નાન કરાવ્યું એટલું જ નહીં, પરંતુ પાપરૂપી પંકને દૂર કરવાથી પોતાના આત્માને પણ સ્નાન કરાવ્યું. પછી જિનેશ્વરના શરીરને સૂક્ષ્મ વસ્ત્ર વડે લઈને કોરૂં કર્યું, પરંતુ પોતાના ચિત્તને પ્રકટ ભક્તિરસ વડે આર્દ્ર કર્યું. ભક્તિથી સુગંધિક ચંદન વડે માત્ર જિનેશ્વરને જ તેણે તિલક કર્યું, એટલું જ નહીં; પરંતુ પોતાના વંશને પણ યશવડે તેણે તિલક સમાન કર્યો. તેણે અરિહંતના કંઠને વિષે અનુપમ, નિર્મળ અને નવીન કુસુમોની માળા આરોપણ કરી, અને પોતાના કંઠમાં ( હૃદયમાં ) ગુણોની માળા સ્થાપન કરી. મણિની યોજનાથી સારભૂત એવા સર્વ અલંકારના સમૂહ વડે તેણે જિનેશ્વરને શણગાર્યા, અને પોતાના આત્માને ઉજ્વળ વિવેક વડે શણગાર્યો. તેણે જિનેશ્વરની પાસે દેદીપ્યમાન ઉત્તમ રત્નમય પ્રદીપને પ્રગટ્યો, અને પોતાના હૃદયમાં જ્ઞાનરૂપી દીવો પ્રગટચો. જાણે કે પુણ્યરૂપી ખેતી કરવાને ઇચ્છતો તે બીજ વાવતો હોય તેમ તેણે અરિહંતની પાસે અણીશુદ્ધ ચોખા વીખેર્યા. તેણે અરિહંતને ઉત્કૃષ્ટ સ્વાદિષ્ટ ફળો ભેટ કર્યા, અને પોતાના આત્માને સ્વર્ગ મોક્ષાદિક ફળનો સમૂહ આપ્યો. નિર્મળ બુદ્ધિવાળા તેણે જિનેશ્વરની પાસે તરતનું તૈયાર કરેલું, મનોહર અને સ્વાદિષ્ટ નૈવેદ્ય સ્થાપન કર્યું, અને પોતાના આત્મામાં સમ્યકત્વને સ્થાપન કર્યું. તેણે કાળાગરૂના ધૂપવડે જિનગૃહને સુવાસિત કર્યું, અને પોતાની કીર્તિરૂપી કપૂરના સમૂહ વડે ચોતરફથી પૃથ્વીતળને સુવાસિત કર્યું. જન્મથી આરંભીને જ જાણે પૂજા વિધિને જાણતો હોય તેમ નિષ્કપટ ભક્તિવાળા તેણે જિનરાજની નીરાજના ( આરતી ) ઉતારી, અને પોતાના વંશને શોભાવ્યો. જિનેશ્વરની પાસે તેણે કલ્યાણમય મંગળદીપક ઉતાર્યો, અને પોતાના આત્માને ભવસાગરથી પાર ઉતાર્યો. ભક્તિરસવાળા

સ્તોત્રો વડે તેણે ભાવથી જિનની સ્તુતિ કરી, અને તેના ગુણોથી જેનું ચિત્ત રંજન થયું છે એવા સર્વ પુરજનોએ તેની સ્તુતિ કરી. આ પ્રમાણે વિચારવાન તે જિનેશ્વરની પૂજા કરીને પોતાને ઘેર આવ્યો, અને વિવેકીજનોની પંક્તિમાં તે આવ્યો. પછી તેણે અતિથિઓનું ઉત્તમ આતિથ્ય ( સત્કાર ) કર્યું. કારણ કે વિવેકી જનો અતિથિ સંવિભાગ કર્યા વિના ભોજન કરતા નથી. ત્યારપછી વૃદ્ધાદિકની ચિંતા (સારવાર) કરીને પોતે ભોજન કરવા બેઠો. કારણ કે સત્પુરૂષો ભોજન સમયે પેટભરૂ હોતા નથી. દાનાંતરાય, ભોગાંતરાય વિગેરે પાપ યામિકો દેવની કૃપાથી તત્કાળ દૂર નાશી ગયા. તેથી કરીનેજ દાન અને ભોગને વિષે તેની આવી વિશુદ્ધ બુદ્ધિ થઈ. જ્યાં સુધી રાત્રિનો અંધકાર હોય ત્યાંસુધી પ્રકાશ કેમ પ્રગટ થાય? તેની પ્રિયાએ વિચાર્યું કે—“ અહો જન્મથી આરંભીને જેણે વિવેકનો બિલકુલ અભ્યાસ કર્યો નથી તેને આજે અદ્‌ભુત વિવેક શીઘ્રપણે પ્રાપ્ત થયો, તેથી ખરેખર અમારા ઉદયમાં આવેલા અદ્‌ભુત ભાગ્યોનુંજ આ ફળ પ્રાપ્ત થયું. ” એવા વિચારથી આનંદ પામેલી તેની પ્રિયાએ તેને ઉત્તમ ભોજન પીરસ્યું, કે જે તેણે તથા તેના પૂર્વજોએ કદાપિ ચાખ્યું પણ નહોતું. લૌલ્યતા રહિત તેણે મૌન ધારણ કરીને રૂચિ પ્રમાણે પરિમિત ભોજન કર્યું. વિવેકી પુરૂષજ સમ્યક્ પ્રમાણે ભોજન કરવાનો ઉદ્યમ કરે છે. પછી જળના આચમનવડે તેણે સારી રીતે બાહ્ય શુદ્ધિ કરી, અને ક્રોધાદિક દોષ રૂપી મળના ત્યાગવડે અભ્યંતર શુદ્ધિ પણ કરી. તેણે કેવળ તાંબૂલ વડેજ મુખને શોભાવ્યું એટલુંજ નહીં, પરંતુ વિસ્તાર પામતા ઘણા રસથી શોભતા સૂક્તવડે[1] પણ તેણે પોતાનું મુખ શોભાવ્યું. નિરંતર કરેલા ભારવાહાદિક કાર્યથી જાણે તે ઘણો થાકી ગયો હોય, તેમ તેણે ઉદાર મનવાળાએ ક્ષણવાર સુખશય્યામાં વિશ્રાંતિ લીધી. પછી તેણે માત્ર ન્યાયયુક્ત વ્યાપારવડે જ ધનનું ચિંતવન કર્યું, એટલુંજ નહીં, પરંતુ તે સદ્‌બુદ્ધિવાળાએ ધર્મશાસ્ત્રના રહસ્યનું પણ ચિંતવન કર્યું. પછી તેણે પ્રતિક્રમણાદિક સાંજના કૃત્યો પણ કર્યા. સમયને ઉચિત કાર્ય કરવાથી વિવેક ઉત્કૃષ્ટતાને પામે છે, પછી

૧ નીતિના શ્લોકો વિગેરે.

સુવાને વખતે નમસ્કાર ( નવકાર ) વિગેરેનું તેણે સ્મરણ કર્યું. શયનનો વિધિ કરવાથી આ ભવમાં વિઘ્નોનો નાશ થાય છે, અને પરભવમાં દુર્ગતિનો નાશ થાય છે. સમય થયે તેણે દ્રવ્યથી અલ્પ નિદ્રાનું સેવન કર્યું, પણ ભાવથી તો તે રાત્રી દિવસ અત્યંત જાગૃતજ રહેતો હતો. શ્રેષ્ઠ બુદ્ધિવાળો તે પ્રાયે કરીને હંમેશાં મૈથુનનો ત્યાગ કરતો હતો. કામક્રીડાને વિષે [૧]અનાસક્તિ બન્ને લોકમાં શ્રેય કરનારી છે. આ પ્રમાણે હંમેશાં તે સત્કર્મમાં તત્પર રહેતો હતો, તેથી તે લોકમાં પણ મોટી પ્રતિષ્ઠાને પામ્યો. કેમકે સદાચાર એ સત્પુરૂષનો અલંકાર છે. જાણે કે સદ્બુદ્ધિરૂપી ગાય થકી દોહેલું યશ રૂપી દૂધ નાંખવું હોય તેમ તેણે તાંબા પીતળનાં પાણી ભરવાનાં પાત્રો કરાવ્યાં, અને પ્રથમ કૃપણતાને લીધે જે તુંબડાનાં પાત્રો પોતાના ઘરમાં હતાં, તે વિશુદ્ધ હોવાથી તેણે શ્રદ્ધાથી હર્ષપૂર્વક મુનિઓને વહોરાવ્યાં. નવી પરણેલી પુણ્યલક્ષ્મીને જાણે નિવાસ કરાવવો હોય તેમ કપટ રહિત એવા તેણે જિનેશ્વરોનાં ચૈત્યો કરાવ્યાં. તેણે દેદીપ્યમાન અનેક જિન બિંબો કરાવ્યાં, તે જાણે કે પોતાના આત્મામાં નહિં સમાવાથી બહાર પિંડરૂપ કરેલાં પુણ્યોજ હોય તેમ શોભતાં હતાં, મોક્ષલક્ષ્મીને ખરીદ કરવાનું જાણે બાનું આપતો હોય, તેમ તેણે કલ્યાણકારક જ્ઞાનનાં પુસ્તકો લખાવી લખાવીને હર્ષથી જ્ઞાની મુનિઓને અર્પણ કર્યાં. મૃત્યુના ભયથી પીડા પામેલા અને બંધાદિક આપત્તિમાં પડેલા પ્રાણીઓને તે ઘણું દ્રવ્ય ખર્ચીને પણ અભયદાન દેતો હતો. આ રીતે તેણે પોતાના પૂર્વજોએ ઉપાર્જન કરેલા ત્રણ લાખ રૂપીયા પુણ્યના કાર્યમાં ખર્ચી નાંખ્યા. એક પાત્ર દાન જ દ્રવ્યની ગતિ છે, તે સિવાય બીજું સર્વ વિપત્તિરૂપ છે. પોતે ઉપાર્જન કરેલા વિત્તમાંથી જ કુટુંબનો તે નિર્વાહ કરતો હતો. ઉત્તમ પુરૂષો સિંહની જેમ બીજાનું ઉપાર્જન કરેલું ભોગવતા–જમતા નથી. આ પ્રમાણે જિન ધર્મનું આરાધન કરીને છેવટ અંતક્રિયાને સાધી મરણ પામી તે ધનરાજનો જીવ તું મેઘનાદ નામે રાજા થયો છે. ધન્યા પણ ન્યાયવૃત્તિથી અગણ્ય પુણ્ય કરીને છેવટ મરણ પામી આ તારી પત્ની

૧ આસક્તિ રહિતપણું.

મદનસુંદરી થઇ છે. તને જે આ સ્વર્ગના રાજ્યને પણ જીતનારી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થઇ છે, તથા સમગ્ર વાંછાને પૂર્ણ કરનારૂં જે ક્રીયાણું પ્રાપ્ત થયું, તે સર્વ પુષ્પના ઉદ્દગમને પામેલા દાનપુણ્ય રૂપી કલ્પવૃક્ષનો વિલાસ છે. હવે તે વૃક્ષ થોડા કાળમાં પરિપકવ થઇને તને અક્ષય સિદ્ધિસુખ રૂપી ફળને આપશે; કેમકે મનુષ્ય અને દેવની સંપત્તિઓ જિનધર્મરૂપી વૃક્ષનાં પુષ્પો છે, અને મુક્તિ એ એનું ફળ છે.

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળીને ભાર્યા સહિત તે રાજાએ મનમાં સંવેગ રંગને પામીને મોટો અષ્ટાન્હિકા ઉત્સવ કરીને તથા પુત્રને વિષે રાજ્ય સ્થાપન કરીને ચારિત્ર ગ્રહણ કર્યું. કલંક રહિત આચરણવાળા તે બન્ને ચિરકાળ સુધી તપસ્યા કરીને, સમગ્ર કર્મનું ઉન્મૂલન કરીને તથા શ્રી કેવળજ્ઞાન રૂપી સૂર્યના કિરણોવડે ભુવનને પ્રકાશ કરીને અનુક્રમે મોક્ષ લક્ષ્મી વર્યા. હે બુદ્ધિમાન ભવ્યો ! નિર્મળ દાનમય દૃષ્ટાંતે કરીને અદ્ભુત એવું આ શ્રી મેઘનાદ રાજાનું ચરિત્ર સાંભળીને નિષ્કપટ દાનવિધિમાં તમે પ્રવર્તો, જેથી તમોને મોક્ષલક્ષ્મી પોતાની મેળેજ આપોઆપ આવીને વરે.

સાધારણ દાનધર્મને પ્રકાશ કરનારો આ
પહેલો પ્રકાશ સંપૂર્ણ થયો.





# પ્રકાશ બીજો.



## દાનના ભેદો.



નવીન અગ્નિ સમાન સુધર્મા સ્વામી લક્ષ્મીને માટે થાઓ, તેમનો વિનાશ રહિત અને અંજન રહિત એવો શ્રુતરૂપી દીવો હજુસુધી વિશ્રાંતિ રહિત-નિરંતર તત્ત્વમાર્ગના પ્રકાશને કરી રહ્યો છે. હવે અહીં દાનરૂપી કલ્પવૃક્ષની ભેદરૂપી શાખાઓને હું કહું છું. તે શાખાઓ ઉપર આરૂઢ થયેલા પ્રાણીઓ મોટા મનવાંછિત ફળને પામે છે. જ્ઞાન, અભય અને ઉપષ્ટંભ એવા દાનના ત્રણ ભેદો છે. તેમાં પ્રથમ જ્ઞાન પાંચ પ્રકારનું જ્ઞાનીઓએ કહેલું છે મતિ, શ્રુત, અવધિ, મનપર્યવ અને કેવળ. તેમાં પંડિતોએ શ્રુત જ્ઞાનનીજ મુખ્યતા કહેલી છે. કેમકે શ્રુતજ્ઞાન દીવાની જેમ પોતાને અને પરને બન્નેને પ્રકાશ કરવામાં સમર્થ છે, અને બીજાં ચારે જ્ઞાનો મૂંગા જનની જેમ માત્ર પોતાનોજ પ્રકાશ કરનારાં છે. વળી શ્રુતજ્ઞાન વડેજ બીજાં જ્ઞાનોની સમ્યક્ રીતે પ્રરૂપણા કરી શકાય છે, અને પ્રાયે કરીને શ્રુતનો અભ્યાસ કરવાથીજ બીજાં જ્ઞાનોની ઉત્પત્તિ થાય છે. જેમ એક દીવો બીજા દીવાઓને પ્રગટ કરે છે તેમ શ્રુતજ્ઞાન બીજાઓના પણ હૃદયમાં જ્ઞાનોને પ્રગટ કરે છે, અને પોતે પણ નિરંતર પ્રકાશમાન રહે છે. જેનામાં શ્રુતજ્ઞાન હોય, તે બીજા ઘણા મનુષ્યોને તે શ્રુતજ્ઞાન આપવા સમર્થ થાય છે, અને બીજાં જ્ઞાનો પોતાને વિષે દેદીપ્યમાન હોય તોપણ તે બીજાઓને આપી શકાતાં નથી. તેથી શ્રુતજ્ઞાનનુંજ સર્વ જ્ઞાનોમાં પ્રધાનપણું યોગ્ય છે. જે શ્રુતજ્ઞાન જિનેશ્વરે પ્રરૂપેલું છે તેજ સાચું છે, તથા તેને

અનુસરનારૂં અન્યનું વચન પણ શ્રુત કહેવાય છે, અને સમકિત દૃષ્ટિની બુદ્ધિવડે પવિત્ર થયેલું હોય તો અન્ય શાસ્ત્ર પણ શ્રુત કહેવાય છે. આ શ્રુત અન્ય જનોને જે આપવું તે જ્ઞાનદાન કહેવાય છે. ૧. મૃત્યુથી ભય પામેલા પ્રાણીઓને જે અભય આપવું, તે અભયદાન કહેવાય છે. આ અભયદાન સર્વ સંપત્તિનું કારણ છે. ૨. ધર્મના ઉપષ્ટંભની પુષ્ટિને માટે પાત્રને વિષે જે દાન દેવાય છે, તે જિનેશ્વરોએ ઉપષ્ટંભ દાન કહેલું છે. ૩. દાનના આ ત્રણ જ ભેદો વાસ્તાવક રીતે ધર્મયુક્ત છે, કેમકે આ ત્રણ પ્રકારનું દાનજ અક્ષય મોક્ષ સુખનું અદ્વિતીય કારણ રૂપ છે. બીજા પણ દાનના ભેદો જેવા કે દયાદાન, ઉચિતદાન અને કીર્તિદાન વિગેરે કહેવામાં આવે છે, તે જો માર્ગગામી હોય ( સન્માર્ગે–સુપાત્રે દેવાતાં હોય ) તો તેમનો પણ ઉપરના મુખ્ય ત્રણ ભેદોમાં જ સમાવેશ થાય છે. જેમ પોતાને માર્ગે વહેતી નદીઓ સમુદ્રને પામીનેજ અક્ષય થાય છે, અને માર્ગને છોડીને અન્યત્ર પ્રવર્તે તો જ્યાં ત્યાં ક્ષય પામે છે, તેજ પ્રકારે દયાદિક દાનો સન્માર્ગે કર્યાં હોય તો તે મુખ્ય દાનોમાં ભળીને અક્ષય થાય છે, અને કુપાત્રે કર્યાં હોય તો જેવું તેવું ફળ આપીને વિનાશ પામે છે. આ મુખ્ય ત્રણ જાતના દાનમાં પણ જ્ઞાનદાનનું જ ચક્રવર્તીપણું ( શ્રેષ્ઠપણું )–મુખ્યપણું અમો કહીયે છીએ. કેમકે જ્ઞાન પૂર્વક જ સર્વ દાનોથી પ્રવૃત્તિ થાય છે. જેમ નેત્ર નાનું છતાં પણ લોકમાં ગૌરવતાનું કારણ છે, તેમ અલ્પ એવું પણ જ્ઞાન (દાન) આ ભવ તથા પરભવમાં પ્રાણીઓને ગૌરવતાનું કારણ છે. જ્ઞાન દેવાતું છતું જ પોતાને અને અન્યને વૃદ્ધિને માટે થાય છે–વૃદ્ધિ પામ્યા કરે છે, અને જ્ઞાન નહીં આપવાથી તે ક્ષય પામતું જાય છે, તેથી કરીને તે જ્ઞાનનું દાન કરવામાં કોણ ઉદ્યમ ન કરે ? પૃથ્વી પર રહેલા જળની જેમ ધનાદિકનો અલ્પ કાળમાં જ ક્ષય થાય છે, અને જ્ઞાન તો વટ વૃક્ષના બીજની જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામતું જાય છે. સાધુઓએ શય્યંભવ નામના બ્રાહ્મણને માત્ર અર્ધ શ્લોકજ આપ્યો હતો, તે તેને દ્વાદશાંગીપણે વૃદ્ધિ પામ્યો હતો, એમ આગમમાં સંભાળાય છે, જેણે જેને દુર્લભ એવું સત્‌જ્ઞાન આપ્યું હોય, તેણે તેને સ્વર્ગ અને મોક્ષનાં સુખો આપ્યાં છે એમ જાણવું.

કેમકે અનેક કુકર્મોને-પાપને કરનારા ચિલાતિપુત્રને સાધુએ ત્રણ જ પદ આપીને દેવની ઋદ્ધિ પ્રાપ્ત કરાવી હતી. સમ્યક્‌જ્ઞાને કરીને મનુષ્ય પુણ્ય પાપને જાણી શકે છે, અને તેથી કરીને પુણ્યમાં પ્રવૃત્તિ અને પાપમાં ( થકી ) નિવૃત્તિ કરવાથી તે અનુક્રમે મોક્ષને પામે છે. પ્રાયે કરીને બીજાં દાનોમાં એકલો દાતાર જ સંપત્તિને પામે છે, પરંતુ જ્ઞાનદાનમાં તો દાતાર અને ગ્રહણ કરનાર એ બન્ને સંપત્તિને પામે છે. ધનાદિક સુપાત્રને વિષે આપ્યું હોય તો પણ તે ક્રમે કરીને જ વૃદ્ધિ પામે છે, પરંતુ જ્ઞાન તો થોડું પણ આપ્યું હોય તો તે શીઘ્રતાથી વૃદ્ધિ પામે છે. કેમકે જિનેશ્વરે ગણધરોને ત્રિપદી આપી, તો તે એક અંતર્મુહૂર્તમાં જ દ્વાદશાંગી પણે વિસ્તારને પામે છે. સૂર્યથી અંધકારની જેમ જ્ઞાનથી રાગાદિકનો સમૂહ નાશ પામે છે, તેથી જ્ઞાનદાન વિના બીજો કોઇ પણ ઉત્કૃષ્ટ ઉપકાર છે નહીં. જે મનુષ્ય જ્ઞાનનું દાન આપીને તેની આરાધના કરે છે, તે પૂજ્યપણું પામે છે, અને જ્ઞાનનું દાન નહીં આપવાથી તેની જે વિરાધના કરે છે, તે અપૂજ્યપણું પામે છે. તે વિષે વિજયની કથા છે. તે નીચે પ્રમાણે.—

ભરતક્ષેત્રની ભૂમિનું આભૂષણ રૂપ અને જેમાં પુણ્યલક્ષ્મીએ નિવાસ કર્યો છે એવો મગધ નામનો દેશ છે, તેમાં રાજગૃહ નામનું નગર છે. તે નગરમાં ઉત્તમ પુરૂષો પોતાની લક્ષ્મીને પવિત્ર કરવા માટે સુપાત્રને આધીન કરે છે. તેમાં પરાક્રમે કરીને શત્રુનો પરાભવ કરનાર જયંત નામનો રાજા હતો. તેણે નીતિસહિત એવી પણ પૃથ્વીને [1]અનીતિવાળી કરી હતી. [2]સુદર્શનવડે શોભતા અને [3]પુરૂષોત્તમપણાને ધારણ કરતા વિષ્ણુની જેવા તે રાજાને લક્ષ્મીની જેવી કમળાવતી નામની રાણી હતી. તેણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા, અન્યાય રહિત અને રાજ્ય ધારણ કરવામાં ધુરંધર વિજય અને ચંદ્રસેન નામના બે પુત્રો હતા. તે બન્ને કુમારો સદાચારવાળા, માબાપની ભક્તિમાં તત્પર, નિઃસીમ પરા-

૧ ઇતિ ઉપદ્રવ રહિત. ૨ સુદર્શન ચક્ર, રાજાના પક્ષમાં સમકિત દર્શન ૩ વિષ્ણુનું બીજું નામ પુરૂષોત્તમ-બીજા પક્ષમાં મનુષ્યોને મધ્યે શ્રેષ્ઠપણું.

ક્રમવાળા, મોટા પ્રભાવવાળા અને યશસ્વી હતા. પરંતુ પૂર્વકર્મના દોષને લીધે નિરંતર તેઓ પરસ્પરની સમૃદ્ધિ જોઇ શકતા નહીં, તેથી તેઓ પરસ્પર અત્યંત ઇર્ષ્યાળુ હતા. જેઓ બંધુ છતાં પણ એક બીજાની સમૃદ્ધિને જોઇ શકતા નથી અને જેઓનું હૃદય કષાયવડે મલિન હોય, તેવા મનુષ્યોનો જન્મ નિષ્ફળ છે. ચતુર પુરૂષોમાં અગ્રેસર એવો રાજા તો તે બન્નેને ત્રાજવાના બે છાબડાની જેમ ઉચિતપણાથી સમદૃષ્ટિએજ જોતો હતો. એકદા પ્રાતઃકાળે રાજા સભામાં બેઠો હતો, તે વખતે તેની પાસે પ્રતિહારે આવીને વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ કોઇક દૂત દ્વાર પાસે આવીને ઉભો રહ્યો છે, તે આપના દર્શનને ઇચ્છે છે." ત્યારે રાજાએ તેને આવવાની આજ્ઞા આપી, એટલે પ્રતિહારે તેને સભામાં પ્રવેશ કરાવ્યો. તે દૂતે રાજાને પ્રણામ કરીને લેખ આપ્યો. રાજાએ તેને ઉઘાડી આ પ્રમાણે વાંચ્યો,—"કલ્યાણ અને લક્ષ્મીના સ્થાન-રૂપ અને સ્વર્ગની નગરી જેવી રાજગૃહી નગરીમાં રાજાઓના નમંતા મસ્તકોની માળાવડે જેના ચરણ કમળ પૂજાતા છે એવા શ્રી જયંત નામના પૃથ્વીપતિને ગંગાના સમીપ દેશમાં રહેનાર સીમાડાની રક્ષા કરવામાં નીમાએલો કુરૂદેવક નામનો સેવક પ્રણામ પૂર્વક મસ્તકપર બે હાથ જોડીને વિજ્ઞપ્તિ કરે છે કે—અત્ર આપના ચરણના પ્રસાદથી કુશળતા છે, પરંતુ સીમાડામાં સેવાલ નામનો રાજા યમરાજ જેવો ભયંકર છે, તે સમૃદ્ધિથી મનોહર એવા ગામોમાં ધાડ પાડીને લુંટ ફાટ કરે છે, અને મદોન્મત્ત હસ્તી જેમ વનને ઉપદ્રવ કરે તેમ તે આ દેશનો ઉપદ્રવ કરે છે. હું અલ્પ બળ-સૈન્યવાળો હોવાથી તેને અટકાવવા શક્તિમાન નથી. તેથી આ બાબત આપે કાંઇપણ ઉપાય શીઘ્રપણે કરવો." આ પ્રમાણે લેખ વાંચીને જેનાં નેત્રો કોપને લીધે રક્ત થયાં છે એવા રાજાએ ભ્રુકુટી વડે ભયંકર મુખ કરીને સામંત રાજાઓને કહ્યું કે—"રે રે સામંતો! જુઓ. આ સેવાલ સુતેલા સિંહને જાગૃત કરે છે કે જે દુષ્ટ બુદ્ધિવાળો મારી સાથે પણ વિરોધ કરે છે. હે સુભટો! એનો નિગ્રહ કરવા માટે તમે શીઘ્ર તૈયાર થાઓ. વ્યાધિની જેમ દ્વેષીની ક્ષણ માત્ર પણ ઉપેક્ષા કરવી યોગ્ય નથી." આ પ્રમાણે વેગથી

બોલતા અને ક્રોધથી રક્ત થયેલા રાજાને જોઈ રણસંગ્રામમાં કુશળ એવા બન્ને કુમારો પ્રણામ કરી એક સાથે બોલ્યા કે-" હે સ્વામી ! અમો હાજર છતાં આપને જાતે આ લડાઈની તૈયારી શા માટે કરવી જોઈએ ? સેવક હાજર હોય ત્યારે સ્વામીએ પ્રયાસ કરવો યોગ્ય નથી. હે પિતા ! [1]જડની સંગતિથી ગર્વિષ્ઠ થયેલા [2]સેવાળ ઉપર આપ રાજહંસને ચડાઈ કરવી યોગ્ય નથી. તેથી હે દેવ ! તેનો નિગ્રહ કરવા અમોને આજ્ઞા આપો, કે જેથી તેના મોટા ગર્વને પણ અમે તત્કાળ ખંડિત કરશું." તે સાંભળીને રાજાએ મુખ્ય પ્રધાન ઉપર દૃષ્ટિ નાંખી, ત્યારે તે નિપુણ પ્રધાન પણ બોલ્યો કે-" આ રાજપુત્રોએ સત્ય કહ્યું છે. આવું સમયોચિત વચન બીજો કોણ બોલી શકે ? " તે સાંભળીને રાજાએ તેનો નિગ્રહ કરવા માટે મોટા પુત્રને આજ્ઞા આપી. તે વખતે પોતાનું અપમાન થયું ધારી ક્રોધથી ધમધમતો ચંદ્રસેન કુમાર સભામાંથી જવા માટે તત્કાળ ઉભો થયો. તે જોઈ સર્વ સભા પણ ક્ષોભ પામી, ત્યારે રાજાએ તેને પાછો વાળી તેનો હાથ પકડી પ્રેમયુક્ત વાણીવડે કહ્યું કે-" હે વત્સ ! કારણ વિના શામાટે તને કોપ થયો ? શું તું રાજ્યની રીતિ-નીતિ નથી જાણતો ? કે મોટોભાઇ હાજર છતાં નાનાને આદેશ આપવો યોગ્ય નથી. આ તો શી મોટી બાબત છે ? પરંતુ પિતાને તુલ્ય એવો મોટોભાઈ હાજર છતાં કદાચ નાનાને રાજ્ય આપે, તો તે રાજ્યને પણ કુળવાન નાના પુત્રો ઇચ્છતા નથી, કોઈ અજ્ઞાત માણસે ક્રમ વિરૂદ્ધ માન આપ્યું હોય તો તે ડાહ્યા પુરૂષો પોતાના અપમાન તુલ્ય ગણે છે. નિર્મળ ચિત્તવાળાઓએ કોઈપણ મનુષ્ય પર મત્સર કરવો યુક્ત નથી, તો ઉત્કૃષ્ટ ગુણવાળા અને પિતાને તુલ્ય એવા પોતાના મોટા ભાઈ ઉપર તો મત્સર કેમ કરાય ? તેથી હે વત્સ ! માત્સર્યને છોડીને તું મનમાં સ્વસ્થ થા, કે જેથી તું લોકમાં કુંદ પુષ્પની જેમ ઉજ્વળ કીર્તિને પામી શકે. " આ પ્રમાણે કહ્યા છતાં પણ તે શાંતિને પામ્યો નહીં. ત્યારે રાજાના કહેવાથી [3]સામબોધમાં

[1] બીજો અર્થ જળ. [2] બીજો અર્થ પાણી ઉપર થતી સેવાળ-લીલફુલ, [3] સમજાવવામાં.

નિપુણ એવા પ્રધાને તેને કહ્યું કે—" હે કુમાર ! તમે સ્વામીના વચનને વારંવાર પ્રતિકૂળપણે કેમ માનો છો ? માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરે, તે શું પુત્ર કહેવાય ? વળી પોતાના આત્માને અવિનય રૂપી કાદવે કરીને કેમ મલિન કરો છો ? કેમકે વિનયથી જ નિર્મળ કીર્તિ સ્ફુરણાને પામે છે. કીર્તિ જ પુરૂષનું જીવિત છે. પ્રાણ તો માત્ર વ્યવહારથી જ જીવિત કહેવાય છે. દુષ્કીર્તિ રૂપી દુઃખથી દગ્ધ થયેલાઓને જીવવા કરતાં મરવું સારૂં છે. વળી સર્વત્ર રાજપુત્રોને વિનયની ખાણ કહેલી છે. તેથી જો તે રાજપુત્રો જ તે વિનયનો ત્યાગ કરે, તો તે વિનયની શી ગતિ ? તેનો કોણ આધાર ? તેવી તેવી શુદ્ધિને પમાડેલો વિનયવાન પુત્ર સુવર્ણની જેમ સર્વનો અલંકાર થાય છે." આવા પ્રકારની ધરાખ જેવી મીઠી હિતશિક્ષાવડે કરીને મંત્રીએ તેના કોપ રૂપી સંતાપને શાંત કરી તેને સ્વસ્થ કર્યો.

ત્યાર પછી વિજય મેળવવામાં ઉત્સુક થયેલો વિજય કુમાર વાજીત્રો વડે દિશાના સમૂહને શબ્દિત કરતો ચતુરંગી સેના સહિત શત્રુ તરફ ચાલ્યો. અનુક્રમે ચાલતાં ચાલતાં પોતાના દેશની સીમાએ આવીને રાજપુત્રે સૈન્યનો નિવાસ કર્યો—પડાવ નાંખ્યો, અને દૂતને પોતાનો અભિપ્રાય જણાવી સેવાલ રાજા પાસે મોકલ્યો. તે દૂતે પણ સેવાલ પાસે જઈને પોતાના સ્વામીનો સંદેશો કહ્યો કે—" બળનો વિચાર કર્યા વિના યુદ્ધનો આરંભ કરવો, તે આપત્તિનું સ્થાન છે, અને અધિક બળવાનની પાસે નમી પડવું, એ પોતાની વિશેષ સંપત્તિને માટે છે. આ પ્રમાણે વિચારીને જે તમને યોગ્ય ભાસે તે કરો. " તે સાંભળીને સેવાલ રાજા પણ બોલ્યો કે—" હે દૂત ! જેઓ રણસંગ્રામમાં કાયર—ભીરૂ હોય, તે રાજાઓ જ નીતિમાર્ગનો આશ્રય કરીને વિચાર કરે છે, પરંતુ જેના બાહુમાં રણસંગ્રામની ખરજ આવતી હોય, તેમને નીતિ કાંઈપણ પ્રીતિ ઉપજાવતી નથી. કેમકે મદોન્મત્ત હસ્તીના સમૂહને ભેદવામાં—નાશ કરવામાં સિંહને કઈ નીતિ વિચારવાની હોય ? શીઘ્રપણે યુદ્ધને માટે તૈયાર થાઓ, ત્યાંજ આ મારી ભુજાઓ પોતે જ બળની અધિકતા કે ન્યૂનતા બતાવશે. "

આ પ્રમાણે કહીને તે બળવાન સેવાલે તેને તત્કાળ રજા આપી. ત્યારે તે દૂતે પણ આવીને રાજપુત્રને તે સેવાલનું સર્વ વચન કહ્યું. તે સાંભળીને વિજયકુમારે પણ સંગ્રામના આરંભને જણાવનારી ભંભા સેવક પાસે વગડાવી. એટલે તરતજ સર્વ સૈન્ય તૈયાર થઇને યુદ્ધભૂમિ પર આવ્યું. સેવાલ નામનો શત્રુરાજા પણ પોતાના સૈન્યને યુદ્ધમાં તૈયાર કરી શસ્ત્ર સહિત તે કુમારની સામે યુદ્ધ કરવા આવ્યો. પ્રથમ બન્ને સૈન્યોના ગર્વવડે ઉદ્ધત થયેલા સુભટો [1]અહંપૂર્વિકાએ કરીને દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. તેમાં રથિકો રથિકોની સાથે યુદ્ધ કરવા લાગ્યા, [2]સાદીઓ સાદીઓની સાથે, [3]યંતાએ યંતાઓની સાથે અને પાયદળો પાયદળોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. કેટલાક યોદ્ધાઓ ભાલા ભાલા વડે યુદ્ધ કરવા લાગ્યા, કેટલાએક ખડ્ગ ખડ્ગ વડે અને કેટલાએક બાણો બાણો વડે યુદ્ધ કરવા લાગ્યા. પ્રચંડ–ઉગ્ર એવા સુભટોના ભુજદંડની ખરજને નાશ કરવામાં–મટાડવામાં કુશળ અને કાયર પુરૂષોને દુઃખે જોવા લાયક મહા ભયંકર સંગ્રામ થયો. ત્યારપછી દૈવયોગે રાજપુત્રની સેના ભગ્ન થઈ–પરાજય પામીને નાસવા લાગી. કેમકે ભગ્ન થયેલાને પલાયન કરવા સિવાય બીજું કાંઈ પણ બળ નથી. તોપણ મહા પરાક્રમી કુમાર તો યુદ્ધ જ કરતો હતો, તેને પ્રધાનોએ યુદ્ધથી બળાત્કારે નહીં ઇચ્છતા છતાં પણ પાછો વાળ્યો. ત્યારે તે પોતાના સૈન્યમાં પાછો આવ્યો, પણ લજ્જાને લીધે પોતાના નગર તરફ ચાલ્યો નહીં, અને મનમાં દુઃખ પામતો ત્યાંજ રહ્યો. પછી પોતાના મનમાં પોતાના આત્માને [4]જિતકાશી માનતો શત્રુ રાજા ( સેવાલ ) નિર્ભય પણે પોતાને સ્થાને ગયો. હવે તે વૃત્તાંત સાંભળીને દુઃખ પામેલા રાજાએ બુદ્ધિના નિધાન રૂપ પ્રધાનો દ્વારા તે પુત્રને તત્કાળ બોલાવી લીધો. પછી શત્રુ તરફ પ્રયાણ કરવા તૈયાર થયેલા રાજાને ચંદ્રસેન કુમારે નમસ્કાર કરી વિજ્ઞપ્તિ કરી કે–" હે સ્વામી ! મારા પર પ્રસન્ન થઈને તે શત્રુના વિનાશ માટે મને મોકલો, અને આ

૧ હું પહેલો હું પહેલો એમ ત્વરાએ કરીને. ૨ ઘોડે સ્વારો ૩ હસ્તિના સ્વારો. ૪ વિજય મેળવવાથી શોભતો.

નાનો છે, અસમર્થ છે, એ પ્રમાણે ચિત્તમાં શંકા લાવશો નહીં. કેમકે નાનું પણ વજ્ર મોટા પર્વતોને પણ શું ભેદતું નથી ? નાનો પણ સિંહનો બાળક શું મદોન્મત્ત હાથીને હણતો નથી ?" પ્રધાનોએ પણ રાજાને કહ્યું કે—"પ્રથમ બળાત્કારે આ કુમારને રોક્યા હતા, તો હવે આના ઉત્સાહનો ભંગ કરવો યુક્ત નથી. આને જ વધારે મોટી સેના સહિત મોકલો. આનું પરાક્રમ લોકોત્તર—અલૌકિક જણાય છે, તો અવશ્ય તે વિજયલક્ષ્મી મેળવશે." તે સાંભળીને રાજાએ તેને આજ્ઞા આપી, એટલે તે સંગ્રામમાં ઉત્સુક ચંદ્રસેન મોટી સેના સહિત દેશની સીમાએ પહોંચ્યો. ત્યાં સૈન્યનો પડાવ નાંખી એક વિચક્ષણ દૂતને સર્વ કહેવાનું સમજાવી સેવાલ રાજા પાસે મોકલ્યો. તે દૂત પણ ત્યાં જઈ સેવાલ રાજાને નમીને સંદેશો કહેવા લાગ્યો કે—"કોઈ વખત દૈવના દુષ્ટ વિલાસે કરીને મૃગોની સાથે યુદ્ધ કરતાં પ્રમાદી કેસરી સિંહ કદાચ ભગ્ન થઈને પલાયન કરે, તો તેટલા માત્રથી શું બીચારા મૃગલાઓ સિંહને જીતનારા કહી શકાય ? તે જ રીતે પ્રમાદમાં રહેલા મારા મોટા ભાઈનો તમે પરાજય કર્યો છે, તો તેટલાએ કરીને તમો પોતાને જિતકાશી ન માનો. જે જળ જાજ્વલ્યમાન અગ્નિને પણ શાંત કરી દે છે, તે જળને પણ જુઓ કે સમુદ્રમાં વડવાનળ પી જાય છે. ખરેખર તમે પ્રપંચથી જ ઋજુ પ્રકૃતિવાળા મારા જ્યેષ્ઠ બંધુનો પરાભવ કર્યો છે, કેમકે પરાક્રમથી તો ઇંદ્ર પણ તેને જીતી શકે નહીં. માટે જો તમારામાંકાંઇ પણ વાસ્તવિક યુદ્ધ કળા હોય, તો હવે મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ, વળી છળવડે હું જીતાયો એ પ્રમાણે કોઇની પાસે તમે બોલશો નહીં, કેમકે અમો કુલીન હોવાથી પરાક્રમ વડે જ જીતવા ઇચ્છીએ છીયે." તે સાંભળી સેવાળ બોલ્યો કે—"હે દૂત ! તારા સ્વામીના છોકરાઓ પ્રતિબંધ રહિત અને વાચાળ છે, તેથી જેમ તેમ ઉદ્ધતાઇનાં વચનો બોલે છે. તેઓની જેમ મારે વૃદ્ધને તેવું બોલવું શું યોગ્ય છે ? બાળકો જ બાળકને યોગ્ય એવું કર્મ કરે છે. અથવા તો એ બાળકોનો કાંઇ પણ દોષ નથી. તેમના પિતાનો જ દોષ છે, કે જેથી બુદ્ધિ રહિત તે આવા ભયંકર રણસંગ્રામમાં બાળકોને

મોકલે છે. વળી આ છોકરાઓ વાચાળ, વિનય રહિત, દુષ્ટ અને વિપરીત શીખેલા છે એમ ધારીને તેનો પિતા તેમને આ યુદ્ધના મિષથી શિક્ષા આપવા માટે જ મોકલે છે એમ જણાય છે. તો હે દૂત! તું પાછો જા, અને તારા પ્રભુને કહેજે કે-હું તને સુખેથી જીતી શકીશ. તેથી મારે યુદ્ધની શી તૈયારી કરવાની છે? મૃગના બાળકને મારવામાં સિંહને શી સામગ્રી કરવાની હોય? અને કમળના નાળને છેદવા માટે કુહાડાને તીક્ષ્ણ કરવાની શી જરૂર છે? પરંતુ તારે પ્રથમ તારા પિતાની સાથે જ યુદ્ધ કરવું યોગ્ય છે, કે જેણે દ્વેષીની જેમ જાણી જોઇને જ તને અહીં મોકલ્યો છે." તે સાંભળીને દૂતે રાજપુત્ર પાસે જઇ તેને પ્રણામ કર્યો, અને એકાંતમાં તે સેવાળનાં સર્વે વચનો નિવેદન કર્યાં. તે સાંભળીને ચંદ્રસેન વિસ્મય પામીને વિચારવા લાગ્યો કે-"અહો! તેનો ગંભીર અર્થવાળો આ આલાપ કેવો સુંદર છે? મેં મારો ઉત્કર્ષ (પ્રશંસા) દૂત પાસે કહેવરાવ્યો, તે મેં ઠીક કર્યું નથી. કેમકે સત્પુરૂષને આત્મપ્રશંસા કરવી એ મોટી લજ્જાનું સ્થાન છે. સજ્જનો વચનથી થોડું બોલે છે, અને કાર્ય મોટું કરે છે. જેમકે વર્ષા ઋતુનાં વાદળાંઓ ગર્જનાના આડંબર રહિત હોય છે. પરંતુ યૌવનવડે ઉદ્ધત મનવાળા અમારી જેવા મુગ્ધજનો શરદ ઋતુનાં વાદળાંની જેમ વાણીની જ શૂરતાનો આશ્રય કરે છે. તે સેવાલ શત્રુ છે તો પણ મને ગાંભીર્યાદિક ગુણ લક્ષ્મીનો આધાર છે એમ લાગે છે, કારણકે તેની આલાપની પદ્ધતિ કેવી સુંદર છે! માટે આની સાથે મારે જેમ તેમ-વગર વિચાર્યું યુદ્ધ કરવું યોગ્ય નથી. કેમકે વિચાર્યા વિના જે કરવું તે વિપત્તિનું સ્થાન છે." આ પ્રમાણે વિચારીને તેણે એકાંતમાં મુખ્ય પ્રધાનોને બોલાવી પોતાનો અભિપ્રાય જણાવ્યો, ત્યારે તેઓ પણ વિચારીને બોલ્યા કે-"હે સ્વામી! તમે જેમ કહો છો તેમજ અમને પણ લાગે છે. તેથી ગુપ્ત રીતે આપણા ચર પુરૂષોને ત્યાં મોકલીયે. ત્યાં જઇને તેઓ શત્રુના બળ અને અબળને (ખામીને) જાણે, અને તેના સામંતો તેના ભક્ત છે કે અભક્ત છે? તે પણ જાણે. વળી દુર્ગાદિક માર્ગોના નિર્ગમ અને પ્રવેશને પણ શોધે. એ વિગેરે સર્વ ત્યાંનું વૃત્તાંત આપણને જણાવે,

પછી તેના જણાવ્યા પ્રમાણે વિજય આપનારા સામભેદાદિક ઉપાયોનો યથાયોગ્ય આપણે ઉપયોગ કરીયે. ” આ પ્રમાણે મંત્રીના વિચારને અંગીકાર કરીને કુમારે ચાર નિપુણ ચરોને જૂદા જૂદા વેષનું પરાવર્તન કરાવીને મોકલ્યા. તેમાંથી પહેલો સામવેદને જાણતો હતો તેણે સેવાળ રાજાના પુરોહિતનો આશ્રય કર્યો. બીજો મંત્ર ( વિચાર ) માં હુશીયાર હતો, તેણે મહામંત્રીનો આશ્રય કર્યો. ત્રીજો નિમિત્તજ્ઞ હતો, તેણે સેનાપતિનો આશ્રય કર્યો. અને ચોથો જ્યોતિષને જાણનાર હતો, તે રાજાની સેવા કરવા લાગ્યો. પરદેશી તરીકે પ્રખ્યાત થયેલા તે ચારે પોતપોતાની વિદ્યામાં નિપુણ હતા, તે તે કાર્ય કરવામાં અગ્રેસર હતા, અવસરને જાણનારા હતા, તથા પ્રિય વચન બોલનારા હતા. બુદ્ધિના નિધાનરૂપ તેઓના હૃદયને પ્રવીણ પુરૂષો પણ જાણી શકતા નહોતા, અને પોતપોતાના અધિકારમાં ઉદ્યમથી–સાવધાનપણાથી પ્રવર્તતા હતા. તેથી કરીને થોડા દિવસમાંજ જાણે તેઓ વંશ પરંપરાથી આશ્રિત હોય, તેમ રાજા વિગેરેના ખાસ વિશ્વાસુ થયા. પછી તેઓ હંમેશાં ત્યાંનું દરેક વૃત્તાંત પોતાના સ્વામી ચંદ્રસેન કુમારને જણાવતા હતા. અહો ! દંભ રૂપી રાજાની કપટનાટકમાં ચતુરાઇ ! હવે કોઈ દિવસે કુમારને તેના મંત્રીઓએ કહ્યું–“ પોતાનું અને શત્રુનું બળ–સૈન્ય સમાન હોય, અથવા પોતાનું બળ અધિક હોય તો યુદ્ધનો ઉદ્યમ કરવો યોગ્ય છે. પણ હાલમાં શત્રુ રાજાના સૈન્યની સંપદા આપણાથી પણ વધારે છે, તેથી તમારે તેની સાથે યુદ્ધ કરવાનો હજુ અવસર નથી. તો હે દેવ ! પ્રથમ તો તેના દેશમાં ઉપદ્રવ કરવો જોઇએ. તેમ કરવાથી તે તે દેશના રાજાઓ ભયને લીધે તમને સ્વામી તરીકે અંગીકાર કરશે, અને તેમ થવાથી શત્રુનું સૈન્ય કૃષ્ણ પક્ષના ચંદ્રની જેમ હાનિ પામશે, અને તમારૂં સૈન્ય શુકલ પક્ષના ચંદ્રની જેમ વૃદ્ધિ પામશે. ” તે સાંભળી ચંદ્રસેન કુમાર વેગવાળા મોટા અશ્વ વિગેરેના સૈન્ય સહિત શત્રુના દેશનો વિનાશ કરવા લાગ્યો. તે જાણીને ભ્રૂકુટી ચડાવવાથી જેનું કપાળ ભયંકર દેખાતું હતું એવા સેવાલ રાજાએ તેની સાથે યુદ્ધ કરવા પોતાની સેના સજ્જ કરી. પ્રયાણ કરવાને ઇચ્છતા તેણે

જોશીઓ પાસે લગ્ન-મુહૂર્ત જોવરાવ્યું, અને આગંતુક જોશી ઉપર પણ તેણે ઉત્સુકતાથી દૃષ્ટિ નાંખી. ત્યારે તે કપટી દૈવજ્ઞ ( જોશી ) પણ બોલ્યો કે-" હે સ્વામી ! આ સર્વે દૈવજ્ઞોએ જે આ લગ્ન આપ્યું છે, તે મારાથી દોષવાળું છે એમ કેમ કહેવાય ? પરંતુ આપના ઉપરની મારી અકૃત્રિમ ભક્તિ જ મને બોલવા માટે પ્રેરણા કરે છે. કારણ કે જે ભક્ત પ્રભુને અપ્રિય લાગતાં છતાં પણ હિતકર વચન ન કહે તો તે કુભક્ત કહેવાય છે. તેથી હું કહું છું કે—આ લગ્ન સ્થિર રાશિ વિગેરેથી શોભતું છે, તેથી આ લગ્નનાં બળથી આપને અહીં સ્થાનમાં રહેવાથી જ વિજયલક્ષ્મી પ્રાપ્ત થશે એમ હું જાણું છું." તે સાંભળીને પંડિતમાના બીજા જોશીઓ બોલ્યા કે—" આપણા દેશનો વિનાશ થયા પછી વિજય શો થવાનો હતો ? " ત્યારે તે બોલ્યો કે—" જો મારા વચન ઉપર વિશ્વાસ ન આવતો હોય તો હે સ્વામી ! પાંચ છ દિવસ રાહ જુઓ કે જેથી આપને પ્રતીતિ થાય." તે સાંભળીને રાજાએ તેનું વચન અંગીકાર કર્યું, ત્યારે તે કપટી જોશીએ કુમારને પોતાનો ચર પુરૂષ મોકલીને જણાવ્યું કે—" હે સ્વામી ! અહીંનું વૃત્તાંત ચર પુરૂષના મુખથી જાણજો. ઉપરાંત કહેવાનું એ કે—આપણા વજસિંહ વિગેરે કેટલાક સામંતોને પ્રથમ અભિપ્રાય જણાવીને તેની સાથે કપટથી કૃત્રિમ કજીયો કરીને તિરસ્કાર પૂર્વક સૈન્યમાંથી કાઢી મૂકવા, અને તેમને સેવાલના સેવક કરવા." આ પ્રમાણે જાણીને તે કુમારે તે જ પ્રમાણે કર્યું. તેથી તે સામંતો પણ જાણે ક્રોધ પામ્યા હોય તેમ શત્રુ રાજાની જેમ સૈન્યમાંથી જૂદા પડ્યા. પછી તેઓએ ખાનગી લેખ મોકલીને સેવાલ રાજાને વિજ્ઞપ્તિ કરી કે—" આ બાળકે અમારો તિરસ્કાર કર્યો છે, તેથી અમે તમારી સેવા કરવા ઈચ્છિયે છીયે." આ પ્રમાણે લેખ વાંચીને સેવાલ રાજાએ મહામંત્રીને બોલાવી પૂછયું કે—" શત્રુના સામંતો અહીં આવવા ઇચ્છે છે, તો તે કેવા છે ? કહે." ત્યારે મંત્રીએ જવાબ દીધો કે—" હે દેવ ! આજે ત્યાંથી આપણા ચર પુરૂષો આવવાના છે, તેમની પાસેથી ત્યાંની હકીકતનો નિર્ણય કર્યા પછી જેમ યોગ્ય હશે

તેમ હું આપને કહીશ." એ પ્રમાણે કહીને મંત્રી પોતાને ઘેર ગયો. ત્યાં તે કપટી સેવક કે જે પોતાના સર્વ કાર્યમાં વિશ્વાસુ ચર તરીકે થયો હતો, તેને તે વૃત્તાંત જણાવ્યો. ત્યારે તે દંભી પણ બોલ્યો કે—" જો વજસિંહ વિગેરે સામંતો આપણી સેવા અંગીકાર કરે તો ચંદ્રસેન કુમાર પણ સેવક થયો એમ જ જાણવું. કારણ કે તેઓ જ તેની સેનામાં રણસંગ્રામના પારને પામેલા છે." આ અવસરે કુમારના સૈન્યમાં ગયેલા ચર પુરૂષો પાછા આવ્યા, અને તેમણે શત્રુનો સર્વ હેવાલ મંત્રીને કહ્યો. તે ચરોને સાથે લઈને મંત્રી રાજસભામાં આવ્યો. રાજાએ તેમને પૂછ્યું, એટલે તેઓએ શત્રુનું વૃત્તાંત કહ્યું, કે—" વજસિંહ વિગેરે સામંત રાજાઓ સાથે કલહ થવાથી ચંદ્રસેને તેમને અમારી સમક્ષ પોતાના સૈન્યમાંથી કાઢી મૂકયા છે." તે સાંભળીને સેવાલ રાજાએ મંત્રીને પૂછ્યું કે—"હવે આપણે શું કરવું યોગ્ય છે ?" પ્રધાને કહ્યું—" હે દેવ ! તમારે તેમનું શીઘ્ર સન્માન કરવું યોગ્ય છે." ત્યારે સેવાલ રાજાએ મંત્રીઓ દ્વારા તેમને બોલાવી સત્કાર કર્યો, અને તે દેવજ્ઞને તેના વચનની પ્રતીતિ થવાથી વસ્ત્રાદિક આપી સન્માન કર્યું. પોતાના સ્વામીના કાર્યમાં જ તત્પર એવા તે સામંતો તે સેવાલને હણવાની ઇચ્છાવાળા છતાં પણ બહારથી સાધુઓ જેમ શરીરની સેવા કરે તેમ સેવાલની સેવા કરવા લાગ્યા. હવે ત્રીજો કપટ નૈમિત્તિક કે જે સેનાપતિની પાસે રહ્યો હતો, તેણે પણ કોઇ ખોવાયેલી વસ્તુને પ્રગટ કરવી એ વિગેરે પ્રતીતિએ કરીને સેનાપતિના મનને રંજન કર્યું હતું. તેથી તેને પણ રાજાએ પ્રશ્ન પૂછવાથી વંચના કરવામા ચતુર એવો તે બોલ્યો કે—" હે સ્વામી ! મારા નિમિત્તે કરીને હું નિશ્ચય કરૂં છું કે અહીં રહેવાથીજ આપનો વિજય છે." આ પ્રમાણે પોતાના દેવજ્ઞના કહેવા પ્રમાણે જ આનું વચન હોવાથી રાજાએ અંતઃકરણમાં પ્રસન્ન થઈ તેનો પણ સત્કાર કર્યો. હવે એકદા રાજપુરોહિતે કપટી સામવેદીને કહ્યું કે—" તું કાંઇક શાંતિ કર્મ કર, કે જેથી આપણા સ્વામીનો વિજય થાય." ત્યારે તે માયાવી બોલ્યો કે—" જો વેદના મંત્રોવડે પવિત્ર એવો હોમ કરાય તો અવશ્ય રાજાનો વિજય થાય." તે સાંભળીને પુરોહિતે

રાજાની રજા લઈ તેને જ હોમના કાર્યમાં [1]હોતા તરીકે નીમ્યો. કારણ કે પુરોહિતે તેને પોતાનો આપ્ત-વિશ્વાસુ માનેલો હતો. પછી તેણે અભિચારના મંત્રો ભણીને હોમ કર્યો, તેથી સેવાલની જ સેનામાં મૃત્યુ આપનારા રોગો ઉત્પન્ન થયા.

આ તરફ ચંદ્રસેન કુમારે વિઘ્ન રહિતપણે શત્રુનો દેશ સાધ્યો, અને તેના કેટલાક સામંતોને પોતાની આજ્ઞામાં વર્ત્તનારા કર્યા. તે વખતે ચંદ્રસેનની સેના શુક્લપક્ષના ચંદ્રની જ્યોત્સ્નાની જેમ અને સેવાલની સેના કૃષ્ણપક્ષની ચંદ્રિકાની જેમ શોભવા લાગી. ત્યારપછી તે ચારે ચરોએ કુમારને ખાનગી રીતે જણાવ્યું કે—"હે દેવ! હવે સેવાલની સાથે યુદ્ધ કરવાનો તમારો અવસર આવ્યો છે." તે સાંભળીને યુદ્ધને વિષે મોટા રસ-આનંદવાળી ચતુરંગી સેના સહિત શીઘ્રપણે આવીને તેણે શત્રુના નગરને રૂંધી લીધું. તે જોઇ શૂરવીર જનોમાં અગ્રેસર એવો સેવાલ પણ પોતાની સેના સહિત જેમ ગુફામાંથી સિંહ નીકળે તેમ તે પોતાના દુર્ગમાંથી બહાર નીકળ્યો. ત્યારપછી વાજિત્રના શબ્દોવડે સૂર્યના અશ્વોને ત્રાસ પમાડતા તે બન્ને સૈન્યો નિઃશંકપણે યુદ્ધ માટે સામસામા થઈ ગયા. બન્નેના વીરોનો અત્યંત ભયંકર સંગ્રામ થયો, તેનાથી જાણે ભય પામી હોય તેમ જય લક્ષ્મી એક ક્ષણવાર તો કોઇની પાસે ગઈ નહીં. ત્યાર પછી સેવાલ રાજા પોતાના સૈન્યને ભાંગતું જોઇ ભયથી વ્યાકુળ થઈ દુર્ગમાં પ્રવેશ કરવા ઇચ્છતો હતો, તેટલામાં તે વજ્રસિંહ વિગેરે રાજાઓ તેની સન્મુખ આવીને વચનની ચતુરાઈથી તેને આ પ્રમાણે કહેવા લાગ્યા કે—"હે દેવ! એક ક્ષણવાર સ્થિર થાઓ. અમારૂં સેવકોનું ભુજાબળ જુઓ. આ બિચારો બાળક અમારી સાથે શું યુદ્ધ કરી શકશે?" આ પ્રમાણે તેને ઉત્સાહ પમાડીને તેઓ સેવાલ રાજાને આગળ કરી કુમારના સૈન્ય સાથે કૃત્રિમ ક્રોધ વડે યુદ્ધ કરવા લાગ્યા. ત્યારપછી સંકેત કરેલા તેઓ અને કુમારના સૈનિકો તે શત્રુ (સેવાલ) ને વચમાં રાખીને તેને પ્રહાર કરવા લાગ્યા. તેને નિરંતર

---

[1] હોમ કરનાર.

નાંખેલા શસ્ત્રસમૂહવડે ઢાંકી દીધો, તેનું છત્ર છેદી નાંખ્યું, તેના સૈનિકો પણ ત્રાસ પામ્યા, અને તે કેવળ નિરાધાર ત્રાણ–રક્ષણ વિનાનો થઇ ગયો. આવી સ્થિતિવાળા તેને જોઇને પ્રથમથીજ તેના શૌર્યાદિક ગુણોથી વશ થયેલા કુમારે પોતાના સૈનિકોને સંભ્રમ સહિત કહ્યું કે–" હે સુભટો ! સાંભળો. જે કોઇ આ રાજાના ઉપર પ્રહાર કરશે, તેણે રાજાની ( મારા પિતાની ) આજ્ઞા લોપી છે, એમ હું જાણીશ. તેથી તેને માર્યા વિના જીવતોજ મારી પાસે લાવો. " તે સાંભળીને તે સર્વે ભેળા થઇ તેને ભુજારૂપી પંજરમાં પકડી કુમારની પાસે આણીને મૂક્યો. તે વખતે તે (સેવાલ) પણ લજ્જાથી નમ્ર મુખવાળો થયો. તે જોઇ ઉદાર બુદ્ધિવાળા કુમારે ઉચિતતા સહિત કહ્યું કે–" હે શૂરવીર શિરોમણિ ! મને આ એક બાળકે જીતી લીધો એમ ધારી તમે લજ્જા ન પામો. કેમકે હે મહાભાગ્યવાન્ ! મેં પ્રપંચથી જ તમારો પરાજય કર્યો છે. તમને પરાક્રમથી જીતવાને કોણ સમર્થ થઇ શકે ? " આ પ્રમાણે તેને આશ્વાસન આપી તેને સાથે લઇ સમાંગ સંપદા સહિત મોટી સેનાવાળો ચંદ્રસેન પોતાની નગરી તરફ ચાલ્યો. માર્ગમાં આવતા તે તે દેશોના સ્વામીઓએ કુમારને ગજાદિક મોટું પ્રાભૃત ( ભેટણું ) કર્યું. તે સર્વ લઇને વૃદ્ધિ પામતા માહાત્મ્યવાળો કુમાર પોતાની નગરીની સમીપે આવી પહોંચ્યો. તેનું સર્વ વૃત્તાંત જાણી અત્યંત હર્ષથી પુષ્ટ થયેલા રાજાએ તે મહા પરાક્રમી કુમારનો અદ્ભુત નગર પ્રવેશનો ઉત્સવ કરાવ્યો. રસ્તામાં કેળના સ્તંભવડે મનોહર તોરણો રચી તેના ઉપર સુંદર વસ્ત્રો વીંટી અદ્ભુત શોભા કરી. ઘેર ઘેર મોટી જય પતાકાઓ ઉભી કરી. અને પગલે પગલે ચિત્તને હરણ કરનારાં નૃત્યો થવાં લાગ્યાં. આ પ્રમાણે રાજાના આદેશથી મોટા ઉત્સવમય થયેલા નગરમાં કુમારે પ્રવેશ કર્યો. તે વખતે કુમાર જાણે જયથી ઉત્પન્ન થયેલો યશ હોય એવા શ્વેત છત્રથી શોભતો હતો, રાજ્યલક્ષ્મીને ક્રીડા કરવા માટે જાણે ઉજ્વળ કમળો જ હોય એવા ચામરોવડે તે બન્ને બાજુએ વીંઝાતો હતો તથા સ્નેહ યુક્ત વારાંગનાના સમૂહોએ વિવિધ પ્રકારના ગાયન ગાવાથી આકાશ અને દિશાઓને વાચાલિત કરી હતી. આ રીતે તેણે સમૃદ્ધિ-

થી દેદીપ્યમાન એવા રાજમંદિરમાં પ્રવેશ કર્યો. ત્યારપછી કુમારે રાજાને પ્રણામ કરી સેવાલ રાજાને તેને સોંપ્યો, અને વિજ્ઞપ્તિ કરી કે–"હે પિતા! આ શત્રુ છતાં પણ અતિ ઉત્તમ છે; અને ધૈર્ય, ગાંભીર્ય, પરાક્રમ વિગેરે અનેક ગુણોનો આધાર છે, તેથી તમારે હમણાં તેને પ્રસન્ન દૃષ્ટિથી જોવો યોગ્ય છે." તે સાંભળીને રાજાએ સત્કાર પૂર્વક તેને પૂર્વની સ્થિતિમાં (તેનાજ રાજ્યમાં) સ્થાપન કર્યો. **મહા પુરૂષો ઘેર આવેલા શત્રુ ઉપર પણ અનુગ્રહ કરે છે.** પછી રાજાએ વયથી લઘુ એવા પણ ચંદ્રસેનને બુદ્ધિ અને પરાક્રમ આદિ ગુણોએ કરીને જ્યેષ્ઠ માની યુવરાજના પદને વિષે સ્થાપન કર્યો, અને તેને મોટી ચતુરંગી સેના આપી. **યોગ્ય પુત્રો ઉપર પિતાઓ કેમ પ્રસન્ન ન થાય?** નાના ભાઇ ઉપર રાજાનું અત્યંત સન્માન જોઇને પોતાનું અપમાન થયું જાણી મોટાને (વિજયને) અત્યંત ખેદ થયો કે–"હું મોટો છતાં પિતાની રાજ્યલક્ષ્મીને જો આ ભોગવે, તો મારા માનને જલાંજલિજ દીધી. (મારો માન મરતબો નષ્ટજ થાય.) નાના ભાઇથી જેનું માન ખંડન થાય એવા પુત્રને તેની માતાએ જન્મજ આપવો નહીં, અને કદાચ જન્મ આપે તો તે પુત્રે મરી જવું બહેતર છે. **મનસ્વી પુરૂષોને માનજ મુખ્ય જીવિત છે,** તેથી તેઓ તેનું ખંડન થાય તો જીવતાં છતા મરેલાજ છે. માનનું ખંડન થયા છતાં પણ જેઓ કાયરપણાથી ઘરને કે શરીરને તજતા નથી, તે મનુષ્યો કૂતરા જેવાજ છે. પરંતુ બન્ને લોકને અહિત કરનારો દેહત્યાગ સ્ત્રીજનની જેમ કરવો યોગ્ય નથી. તેમજ જીવતો નર સેંકડો ભદ્રને પામે છે એ વાત પ્રસિદ્ધ છે. તેથી મારે હમણાં સ્થાન (ઘર) નો ત્યાગ કરવો યોગ્ય છે. સૂર્ય પણ નિસ્તેજ થાય ત્યારે પોતાનું સ્થાન તજી દે છે." આ પ્રમાણે વિચાર કરીને વિજય કોઇ ન જાણે તેમ મધ્ય રાત્રીએ એકલો હાથમાં ખડ્ગ ધારણ કરી ઘરમાંથી નીકળી ગયો. અનુક્રમે ચાલતાં ચાલતાં બુદ્ધિમાન તે પિતાની ભૂમીને ઉલ્લંઘન કરી ઉડિયાણ નામના દેશમાં ગયો. ત્યાં એક ઉદ્યાનમાં રહેલા યોગમાં ધુરંધર **કીર્તિધર** નામના મુનીશ્વરને જોયા. તે ધ્યાનમાં લીન થયેલા હોવાથી નાસિકાના અગ્ર ભાગપર દૃષ્ટિ રાખી એકાગ્ર ચિત્તે

સ્થિર દેખાતા હતા. તેમને જોઇ તે વિચારવા લાગ્યો કે–" અહો ! આ મહાત્માનું શરીર એક શાંતિનાજ પરમાણુથી રચાયેલું છે, અહો ! આની આકૃતિ સમગ્ર વિશ્વના જંતુઓને વિશ્વાસ ઉપજાવનારી છે, અને આ જ ઉત્કૃષ્ટ તીર્થ છે, આ જ ઉત્તમ મંગળ છે, આજ બંધુરહિતના બંધુ છે, અને આજ અકૃત્રિમ મિત્ર છે. ખરેખર ! આ તપસ્વીના દર્શનથી સિંહના દર્શનથી શીયાળની જેમ પ્રાણીઓની સર્વ આપત્તિઓ નાશ પામે છે, અને જેઓ તેને નમસ્કાર અથવા તેની પૂજા કરે છે, તેમના હસ્તકમળમાં તત્કાળ સમગ્ર અર્થની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તેથી આ મહાત્માને પ્રણામ કરીને મારો જન્મ સફળ કરૂં." આ પ્રમાણે વિચાર કરીને વિશુદ્ધ બુદ્ધિવાળા તેણે સારી ભક્તિથી તે મુનિરાજને નમન કર્યું. તે વખતે મુનિએ ધ્યાન મુદ્રાનો ત્યાગ કરી પુણ્યને પુષ્ટ કરનારી અને પાપ સમૂહને બાળી નાખનારી ધર્મલાભરૂપ આશિષ આપી તેને પ્રસન્ન કર્યો. કહ્યું છે કે—

" देवस्य दर्शनात्तुष्टिराशीर्वादाद्गुरोः पुनः ।
प्रभोस्तु दानसंमानात्कस्यापि किमपीप्यते ॥ "

" માણસ દેવનું દર્શન કરવાથી પ્રસન્ન થાય છે, ગુરૂના આશીર્વાદથી પ્રસન્ન થાય છે, અને સ્વામીના દાન–સન્માનથી પ્રસન્ન થાય છે. કોઈને કાંઇપણ પ્રસન્ન થવાનું સાધન હોય જ છે."

નમસ્કાર કરીને પાસે બેઠેલા એવા તેને મુનિએ ધર્મનો ઉપદેશ આપ્યો. કેમકે સાધુને બીજા પાસે તેજ કહેવા લાયક છે. સર્વજ્ઞે સંસાર સાગરનો પાર પામવામાં નાવા સમાન એક ધર્મ જ કહેલો છે. તેજ આત્માનું હિત ઇચ્છનારે સર્વ અવસ્થાઓમાં સેવવા લાયક છે. ધર્મજ દુષ્કર્મરૂપી વૃક્ષને ભસ્મ કરવામાં દાવાગ્નિ સમાન છે, અને સર્વ પ્રકારનાં સુખરૂપી ઉદ્યાનને પ્રફુલ્લિત કરવામા વર્ષાઋતુના મેઘ સમાન છે. ધર્મ પિતાની જેમ પ્રાણીઓનું પોષણ કરે છે, ધર્મ માતાની જેમ રક્ષણ કરે છે, ધર્મ ભ્રાતાની જેમ સહાય કરે છે, અને ધર્મ બંધુની જેમ સ્નેહ કરે છે. તે ધર્મને પંડિતોએ શ્રાદ્ધધર્મ અને સાધુધર્મ એમ બે પ્રકારે કહ્યો છે. તેમાં પહેલો

શ્રાદ્ધધર્મ દેશથી પાપ વ્યાપારનો ત્યાગ કરનારા ગૃહસ્થાશ્રમીઓને માટે કહેલો છે. તેને સંતોષી અને ધનિક પુરૂષો સુખેથી સેવી શકે છે, તથા અસંતોષી અને નિર્ધન પુરૂષો કષ્ટથી પાળે છે. આ ધર્મ વચ્ચે દેવાદિકનો ભવ કરાવી અનુક્રમે મુક્તિનો લાભ આપનાર છે. બીજો ધર્મ સર્વ પાપ વ્યાપારનો ત્યાગ કરનાર સાધુઓને હોય છે. તથાપ્રકારની કાળાદિક સામગ્રીને યોગે તે ધર્મ તેજ ભવમાં મોક્ષપદ આપે છે, અને તેવી સામગ્રીને અભાવે ઇંદ્રની તથા ચક્રવર્તી વિગેરેની ઋદ્ધિ આપે છે. આ સાધુધર્મથી ઐશ્વર્ય વિના પણ રાજાદિકને પૂજ્ય થાય છે, તેથી કરીને સર્વજ્ઞો આ ધર્મને પ્રધાન કહે છે. સમુદ્રની જેવા આ અપાર સંસારને જે તરવા ઇચ્છતો હોય, તેણે શીઘ્રપણે નાવાની જેમ સર્વ વિરતિનો સ્વીકાર કરવો. ચક્રવર્તીઓ પણ છ ખંડ પૃથ્વીની સમૃદ્ધિનો તૃણની જેમ ત્યાગ કરી જે દીક્ષાને અંગીકાર કરે છે, તે દીક્ષાની તુલના કોની સાથે થઈ શકે ? જો કે આ સાધુધર્મ પ્રથમ લીંબડા વિગેરે ઔષધની જેમ કટુક લાગે છે, તોપણ પરિણામે તે અનંત સુખનું સાધન થાય છે.

આ પ્રમાણે ગુરૂના મુખથી નીકળેલા વચનરૂપી અમૃતવડે તેનું મોહરૂપી મહાવિષ નષ્ટ થયું, અને શુદ્ધ વૈરાગ્ય પ્રગટ થયો, તેથી તે વિજયે તત્કાળ દીક્ષા ગ્રહણ કરી. ગુરૂએ તેને દીક્ષા આપીને ઉત્તમ શિક્ષાવડે પ્રસન્ન કર્યો કે—" હે મહાનુભાવ ! મેં તને આ પાચ મહાવ્રતો આપ્યાં છે, તેનું પાલન કરવામાં તારે નિરંતર સાવધાન થવું, કે જેથી અતિચાર રૂપી તસ્કરો તેને ઉપદ્રવ કરી શકે નહીં, અને શિષ્ય, પ્રશિષ્ય વિગેરે સારા સ્થાનમાં તેની સ્થાપના કરવાથી જેમ રોહિણીએ વ્રીહિના પાંચ કણોને વૃદ્ધિ પમાડ્યા તેમ મોટી વૃદ્ધિ પમાડવા." તે સાંભળીને વિજય સાધુએ પૂછયું કે—" હે પૂજ્ય ! તે રોહિણી કોણહતી ? " ત્યારે ગુરૂએ નીચે પ્રમાણે તેની કથા કહી.—

રાજગૃહ નગરમાં ધન નામે શ્રેષ્ઠી હતો. તેને ભદ્રા નામની ભાર્યા હતી. તેમને ચાર પુત્રો હતા. તે ચારેને સારા કુળમાં ઉત્પન્ન થયેલી અનુક્રમે ચાર વહુઓ હતી. તે વહુઓને યોગ્ય કાર્યમાં

જોડવા માટે બુદ્ધિમાન્ ધન શ્રેષ્ઠીએ પરીક્ષા કરવાની ઇચ્છા કરી. કેમકે બુદ્ધિથી કરેલું કાર્ય કીર્તિને માટે થાય છે. ત્યારપછી કૃતજ્ઞ એવા તેણે વહુઓના બંધુઓને પોતાને ઘેર નિમંત્રણ કરી તેમને ભોજનાદિકવડે અત્યંત સત્કાર કરી સર્વેને યથાયોગ્ય સ્થાને બેસાડ્યા. તે સર્વેની સમક્ષ તેણે ચારે વહુઓને અનુક્રમે પાંચ પાંચ વ્રીહિ ( ડાંગર ) ના દાણા આપ્યા, અને તેણે આજ્ઞા આપી કે—“ હે પુત્રીઓ ! આ કણોને પ્રયત્નથી રાખવા, પછી જ્યારે હું પાછા માગું, ત્યારે મને આપવાના છે. ” એમ કહી તે શ્રેષ્ઠીએ સર્વ સ્વજનોને રજા આપી, એટલે તેઓ મનમાં અનેક તર્ક વિતર્ક કરતા કરતા પોતાને સ્થાને ગયા. તે કણ લઈને મોટી વહુ બુદ્ધિ રહિત હોવાથી વિચારવા લાગી કે—“ આ વૃદ્ધ ઘેલો થયો જણાય છે, કેમકે મૂઢ એવા તેણે આટલો બધો ધનનો વ્યય ફોગટ કર્યો, તથા અમને માત્ર આ વ્રીહિના કણ આપીને અમારૂં અપમાન કર્યું. ” એમ વિચારી તેણીએ કોપ કરીને તે પાંચ દાણા નાંખી દીધા. બીજીએ વિચાર કર્યો કે—“ આ કણ પૂજ્યે આપ્યા છે, તેથી તે ત્યાગ કરવા લાયક નથી. તેમજ તેનું રક્ષણ પણ ચિરકાળ સુધી થઇ શકશે નહીં. ” એમ વિચારી તેણી તે દાણાને ખાઈ ગઇ. મનુષ્યોને પોતપોતાના કર્મને અનુસરનારી બુદ્ધિ થાય છે. ત્રીજીએ શુદ્ધ બુદ્ધિથી “ પૂજ્યનો આદેશ શુભને માટે થાય છે ” એમ વિચારી તે પાંચ કણ વસ્ત્રને છેડે બાંધી નિધાનની જેમ સાચવી રાખ્યા. પછી ચોથીએ પોતાની ચતુરાઈથી મનમાં વિચાર્યું કે—“ આ સસરા ઉચિતપણાએ કરીને બૃહસ્પતિને પણ તિરસ્કાર કરે એવા છે. તેથી અવશ્ય કોઇપણ ગૂઢ અભિપ્રાયથી આ દાણા તેણે આપ્યા છે. કારણ કે બુદ્ધિમાનની પ્રવૃત્તિ અભિપ્રાય વિનાની હોતી નથી. ” એમ વિચારીને નિપુણ બુદ્ધિવાળી તેણીએ પોતાના બંધુને તે વાવવા માટે આપ્યા તેણે પણ ( તે દાણા ) દર વરસ વાવીને ઘણી વૃદ્ધિ પમાડ્યા. ત્યારપછી પાંચમે વર્ષે ધન શ્રેષ્ઠીએ ફરીથી પ્રથમની જેમ વહુઓના બંધુઓને નિમંત્રણ કરી તથા ભોજનાદિકવડે સત્કાર કરી તેજ વ્રીહિના દાણા વહુઓ પાસે સોગન પૂર્વક માગ્યા. તે વખતે પહેલી બે વહુઓ તે દાણા નહીં

હોવાને લીધે વિલખી થઈને મૌન ઉભી રહી **વિચાર્યા વિના કાર્ય કરનારને પરાભવ સુલભ જ હોય છે.** ત્યારે શ્રેષ્ઠીએ ફરીથી પૂછ્યું, એટલે તે બન્ને વહુઓએ સત્ય વાત કહી. ત્રીજી વહુએ થાપણની જેમ તેજ કણ પાછા આપ્યા, અને ચોથી બોલી કે—"હે પૂજ્ય ! જો આપને તે કણનું પ્રયોજન હોય, તો ઘણાં ગાડાંઓ મોકલો. તે વિના તે આણી શકાય તેમ નથી." ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું કે—"શી રીતે ?" ત્યારે તેણીએ સર્વ હકીકત સત્ય કહી. તે સાંભળીને શ્રેષ્ઠી હર્ષ પામ્યો. પછી તેના બંધુઓને તેણે કહ્યું કે-"આ વહુઓને તેમના કર્મને અનુસારે તેવી તેવી મતિ થઇ છે. તેથી તેને અનુસરીને જ હું પણ તેમને કાર્યમાં નીમું છું. તેમાં તમારે કોઈએ રોષ કરવાનો નથી." એમ કહીને પહેલીનું નામ ઉજ્ઝિકા પાડ્યું, અને તેણીને ભસ્મ, છાણ, વાસીદું વિગેરે કાઢી નાંખવાનું કામ સોંપ્યું, બીજી ભક્ષિકાને રસોડાનું કામ સોંપ્યું, ત્રીજી રક્ષિકાને ભાંડાગારમાં નીમી, અને ચોથી **રોહિણીને** સન્માન આપવા પૂર્વક ઘરનું સ્વામીપણું આપ્યું. હે વિજય સાધુ ! આ કથાનો ઉપનય સાંભળ-શ્રેષ્ઠીને સ્થાને શ્રીમાન્ ગુરૂ, જ્ઞાતિને સ્થાને શ્રીસંઘ, વ્રીહિના કણને સ્થાને પંચ મહાવ્રત અને વહુઓને સ્થાને ભવ્ય પ્રાણીઓ જાણવા. જેમ યથાર્થ નામવાળી ઉજ્ઝિકાને ભસ્માદિકનો ત્યાગ કરવામાં નીમી, અને તેથી કરીને તે નિંદાને પાત્ર થઈ તથા દુઃખની ખાણ રૂપ થઈ, તેમ ગુરૂએ સંઘ સમક્ષ આપેલ પંચ મહાવ્રતોને જે કોઇ .મૂઢબુદ્ધિવાળો મદોન્મત્ત સાધુ પ્રમાદ વડે ત્યાગ કરે છે, તે આ ભવમાં નિરંતર દુર્વાર નિંદાના સ્થાનને પામે છે, તથા પરભવમાં કુગતિને પામી અસંખ્ય દુઃખોનું સ્થાન રૂપ થાય છે. બીજી પણ યથાર્થ નામવાળી ભક્ષિકા જો કે ઇચ્છા પ્રમાણે ભોજન કરે છે, તો પણ [1]અન્નદાસીની જેમ દુઃખને નિવાસ કરવાનું સ્થાન રૂપ થઇ, તેજ પ્રમાણે પંચ મહાવ્રતની ધુરાને મૂકીને આહારાદિકમાં લોલુપ થયેલો જે સાધુ નિરંતર આજીવિકાને માટે જ વ્રતોનો ઉપયોગ કરે છે, તે વેષને લીધે યથેષ્ટ પ્રકારે

[1] પેટ વડીએ રાખેલી દાસીની જેમ

આહારાદિકને પામે છે, પરંતુ તે વિદ્વાનોને માન્ય થતો નથી, અને પરભવમાં અત્યંત દુઃખી થાય છે. જેમ ત્રીજી રક્ષિકા નામની કોશના રક્ષણ કરવામાં નિપુણ, ભોગ સુખને ભજનારી તથા લોકને માન્ય થઈ, તેમ જે સાધુ પાંચ વ્રતોને અતિચાર રહિતપણે સમગ્ર પ્રમાદનો દૂરથી ત્યાગ કરીને સારી રીતે પાળે છે, તે આત્માના હિતમાં જ રૂચિવાળો હોવાથી આ લોકમાં પણ કોને પ્રશંસા કરવા લાયક થતો નથી? અને પરલોકમાં પણ અસંખ્ય સુખને તથા છેવટ અક્ષય મોક્ષને પામે છે. અને જેમ ચોથી રોહિણી કે જેની બુદ્ધિ વૃદ્ધિ પામતી હતી, તેણીએ વ્રીહિની વૃદ્ધિ પમાડી તેથી પોતે નાની છતાં સર્વની સ્વામિની થઇ અને મોટી પ્રતિષ્ઠા પામી, તેમ યતનામાં તત્પર જે સાધુ આ પાંચ મહાવ્રતોને પાળે છે, અને સર્વ સિદ્ધાંતને ભણીને બીજાને પણ ભણાવે છે, તે ગૌતમ સ્વામીની જેમ સર્વ સંઘમાં પ્રધાનપણું પામી પોતાને અને પરને ઉપકાર કરનારી ઉત્કૃષ્ટ સંપદાને પામે છે. વળી જગતને પૂજવા લાયક છે ચરણકમળ જેના એવો તે તીર્થની ઉન્નતિ કરીને તથા કુતીર્થિઓનો તિરસ્કાર-પરાભવ કરીને અનુક્રમે મોક્ષપુરીમાં જાય છે. તેથી તારે પણ આ પાંચ મહાવ્રતોને વૃદ્ધિ પમાડવા, કે જેથી કરીને રોહિણીની જેમ તત્કાળ તું ઉત્કૃષ્ટ ગૌરવતાને પામે.

આ પ્રમાણે ગુરૂના વચનામૃતનું પાન કરીને વિજય મુનિ ચિત્તમાં આનંદ પામી પ્રયત્નથી સંયમનું પાલન કરવા લાગ્યા. તેણે વિનયથી ગુરૂની પાસે સિદ્ધાંતનો અભ્યાસ કર્યો. કારણ કે સત્કર્મનું અનુષ્ઠાન સમ્યક્ જ્ઞાનને આધીન છે. અનુક્રમે તેને યોગ્ય જાણીને ગુરૂએ પોતાને સ્થાને સ્થાપન કર્યો. કેમકે ગુરૂઓ યોગ્ય-શિષ્યને મોટી ઉન્નતિ પમાડેજ છે. પછી ગુરૂએ તેને શિક્ષા આપી કે—હે આ આચાર્યપદ ગૌતમાદિક ગણધરોએ વહન કરેલું છે, સિદ્ધિરૂપી મહેલનું પ્રતિષ્ઠાન છે, અને સર્વ પદોને મધ્યે શ્રેષ્ઠ છે; તેથી હે વત્સ! પ્રમાદનો ત્યાગ કરી શિષ્યોની સારણા વિગેરે કરીને તેમને વાચનાદિક કરાવવામાં સર્વદા તારે ઉદ્યમ કરવો. સુખશીલીયા થઇને જરા પણ મનમાં ખેદ ધારણ કરવો નહીં. આ રીતે કરવાથી તારે આ આચાર્યપદ સંબંધી ઋણનો મોક્ષ થશે, અને

શાસનની મોટી ઉન્નતિ થશે." આ પ્રમાણે કહીને ગુરૂ સંમેતાદ્રિ ઉપર જઇને સાવધાન ચિત્તે એક માસનાં અનશન રૂપ નીસરણી વડે સિદ્ધિ રૂપી મહેલ ઉપર ચઢી ગયાં.

ત્યાર પછી વિજય આચાર્ય વાચનાદિકમાં પ્રમાદ રહિત થઇ પૃથ્વીને પવિત્ર કરતા અનુક્રમે મોટી ઉન્નતિને પામ્યા. [1]અપૂર્વ શ્રુતને ગ્રહણ કરવા ઇચ્છતા સાધુજનો [2]અહંપૂર્વિકાએ કરીને દાતારને જેમ યાચકો ઘેરી લે તેમ વિજય આચાર્યને ઘેરી લેતા હતા. બીજા [3]પ્રતીચ્છક સાધુઓ પણ તેની પાસે શ્રવણ કરવા માટે આવતા હતા. રત્નાકર સમીપે છતાં કોણ રત્નો ગ્રહણ કરવા ન ઇચ્છે? જેમ વેપારની દલાલી કરનાર ક્ષણવાર પણ વિશ્રાંતિ ન પામે, તેમ આખો દિવસ સાધુઓને વાચના આપતા તે આચાર્ય કદાપિ ક્ષણ માત્ર પણ વિશ્રાંતિ પામતા નહોતા, અને રાત્રિએ પણ તે સાધુઓએ કરેલા સૂત્રાર્થના ચિંતવન, પ્રશ્ન અને તેના ઉત્તર વિગેરેએ કરીને કદાપિ સુખે નિદ્રા પણ લેવા પામતા નહીં. હવે એકદા કર્મના ઉદયને લીધે તે વાચનાદિક આપવાથી પરાજય-ગ્લાનિ (કંટાળો) પામ્યા. પોતાના દેહની છાયાની જેમ કર્મના વિપાકને ઓળંગવા કોણ સમર્થ છે? તેથી તેણે મનમાં વિચાર્યું કે—" આ મૂર્ખ યતિઓ શ્રેષ્ઠ છે, કે જેઓ ભણવા ભણાવવામાં વિમુખ હોવાથી સુખે રહે છે. કહ્યું છે કે—

मूर्खत्वं हि सखे ममाभिरुचितं तस्मिन् यदष्टौ गुणा,
निश्चिन्तो बहुभोजनोऽत्रपमना रात्रिदिवा शायकः ।
कार्याकार्यविचारणान्धवधिरो मानापमाने समः
प्रायेणामयवर्जितो दृढवपुर्मूर्खः सुखं जीवति ॥ १ ॥"

" હે મિત્ર? મને મૂર્ખતા બહુ રૂચે છે. કેમકે તેમાં આઠ ગુણો રહેલા છે—મૂર્ખ માણસ ચિંતારહિત હોય છે ૧, ઘણું ભોજન કરનાર હોય છે ૨, મનમાં લજ્જા રાખતો નથી ૩, રાત્રી દિવસ સુખે સુઇ રહે છે ૪, કાર્ય અને અકાર્યના વિચારમાં અંધ અને બધિર સમાન

---

૧ નવા—નહીં ભણેલા. ૨ હું પહેલો, હું પહેલો, એવી ત્વરાથી. ૩ વૃદ્ધ વિગેરે જેઓ ભણી ન શકે તેવા.

હોય છે ૫, માન અને અપમાનમાં સમાન હોય છે ૬, પ્રાયે કરીને રોગ રહિત હોય છે ૭, તથા મજબૂત શરીરવાળો હોય છે ૮, તેથી મૂર્ખ સુખે જીવે છે, અર્થાત્ મૂર્ખની જીંદગી સુખી છે. ”

હું તો આ શરીરની અંદર રહેલા વૈરીની જેવા જ્ઞાનવડે કેવી દુઃખી દશાને પામેલો છું ? આ જ્ઞાન કદાચ ગુણરૂપ હોય તો પણ તે પ્રયાસનું કારણ હોવાથી અમે તો હવે તેનાથી ધરાઈ ગયા છીયે. જે કપૂરથી દાંતનો વિનાશ થાય, તે કપૂર દૂર રહો. લેણદારની જેવા આ સાધુઓએ દેણદારની જેમ મને પઠનાદિકે કરીને કેટલી બધી કદર્થના પમાડી છે ? કીર્તિના કારણરૂપ છતા પણ આ જ્ઞાનદાન વડે મારે સર્યું. જેનાથી કાનનો છેદ થાય એવા સુવર્ણે કરીને પણ શું કાર્ય થવાનું છે ? વળી આ પોપટ અને મેના જેવા નિરપરાધી પ્રાણીઓ પણ જ્ઞાનનાજ વશથી રાત્રિદિવસ બંધનને પામે છે. ”

આ પ્રમાણે વિચારીને મૂર્ખને વિષે શિરોમણિ અને મંદ બુદ્ધિવાળો એવો તે વિજય આચાર્ય જ્ઞાન ઉપર દ્વેષને પુષ્ટ કરી સાધુઓને ભણાવવામાં મંદ થવા લાગ્યો. તે જોઈ સ્થવિર સાધુઓએ તેને વાચનાદિક દેવા પ્રેરણા કરી, ત્યારે તે બોલ્યો કે—“ કંઠનું શોષણ કરવાનોજ એક હેતુરૂપ એવા પઠનાદિકે કરીને સર્યું. માત્ર એક ક્રિયા કરવામાંજ યત્ન કરવો જોઈએ. ક્રિયાજ ફળ પ્રાપ્ત કરવાનું કારણ છે, પણ શ્રુતજ્ઞાન નથી. કેમકે શ્રુતજ્ઞાન નહીં છતાં પણ માષતુષાદિક સિદ્ધ થયા છે. ચૌદે પૂર્વને ભણેલાઓ પણ ક્રિયા કર્યા વિના અનંતા જનો ભવને વિષે પડીને દુઃખી થયા છે. એમ શાસ્ત્રમાં સંભળાય છે. લોકમાં પણ કોઈ ઠેકાણે જ્ઞાનવડે ફળની પ્રાપ્તિ દેખાતી નથી. કેમકે સમીપે સ્વાદિષ્ટ રસોઈ દેખવાથી કાંઈપણ તૃપ્તિ થતી નથી. નાટ્યમાં કુશળતાને જાણતી હુશિયાર નટી પણ તે નાટ્યનો પ્રયોગ કર્યા વિના કદાપિ લોકો પાસેથી ઈનામ મેળવી શકતી નથી. તેથી કરીને મોક્ષની ઈચ્છાથી સમ્યક્ પ્રકારે ક્રિયાનુંજ સેવન કરો. શું તમે સાંભળ્યું નથી ? કે જે ક્રિયાવાન હોય તેજ પંડિત છે. ” આ પ્રમાણે ઉત્સૂત્રને બોલનાર એવા તેની સ્થવિરોએ અવગણના કરી તિરસ્કાર કર્યો. ડાહ્યા પુરૂષો ઉન્માર્ગમાં પ્રવર્તતા ગુરૂને પણ આદર કરતા નથી. મર્મસ્થાનને વીંધનાર અને આત્માને

અંધ કરનાર એવા કુકર્મને ધિક્કાર છે. કેમકે તે કર્મ જિનાગમ જાણનારને પણ ઉન્માર્ગે લઈ જાય છે. ત્યારપછી તે વિજયસૂરિ તે અતિચારને આલોચ્યા વિના મરણ પામીને સંયમના પ્રભાવથી સૌધર્મદેવલોકમાં દેવ થયો. ત્યાં તેણે અસંખ્યાતા વર્ષ સુધી દિવ્ય સુખ ભોગવ્યાં. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થયે વૃક્ષપરથી પાકા પાંદડાની જેમ તે ચવ્યો, અને પદ્મખંડ નામના નગરમાં ધન નામે શ્રેષ્ઠી હતો, તેને શિવા નામની પ્રિયા હતી, તેની કુક્ષિમાં **ધર્મશર્મા** નામે પૂર્ણ સુંદરતાવાળો પુત્ર થયો. તેઓ પ્રથમ અપુત્રીઆ હોવાથી આ પુત્રની પ્રાપ્તિથી અત્યંત પ્રસન્ન થયા. ચિરકાળે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવાથી કોણ આનંદ ન પામે ? તે પુત્ર આઠ વર્ષનો થયો, ત્યારે તેના પિતાએ હર્ષથી શુભ મુહૂર્તે મહોત્સવ સહિત તેને લેખશાળામાં બેસાડયો. તેને ભણાવવા માટે ઉપાધ્યાયે પણ યત્નથી આરંભ કર્યો. પરંતુ તે વખતે જ્ઞાનની અવજ્ઞાથી બાંધેલું પૂર્વ જન્મનું કર્મ ઉદયમાં આવ્યું. તેથી ઉપાધ્યાય તેને કાંઈપણ ભણાવી શકયો નહીં. ગાંઠવાળું લાકડું શું કોઈથી ભાંગી શકાય ? તેને બારાક્ષરી પણ મહાભાષ્યની જેમ વિષમ થઈ પડી. પાંગળા માણસને ઘરનો ઉંમરો પણ ઉંચા ગઢ જેવો થઈ પડે છે. ત્યારપછી તે ઉપાધ્યાયે ઉદ્વેગ પામીને તેનો ત્યાગ કર્યો. કોણ બુદ્ધિમાન પુરૂષ અયોગ્ય સ્થાને આત્માને પ્રયાસમાં નાંખે ? પછી બીજા પાંચસો ઉપાધ્યાયોએ તેને જોઇ જોઈને ખોટા મણિને જેમ ઝવેરી મૂકી દે તેમ તેને શીઘ્રપણે મૂકી દીધો. જાણે વજ્રનું બનાવ્યું હોય એવા બુદ્ધિ વિનાના તેના હૃદયમાં એક પણ ઉપાધ્યાય બારાક્ષરીને પણ સ્થાપન કરવા શક્તિમાન થયો નહીં. ત્યાર પછી તેનો પિતા અત્યંત ખેદ પામી વિચારવા લાગ્યો કે—" અહો ! આ પુત્ર પથ્થર નીવડ્યો. હવે મારે શું કરવું ? જે પુત્ર ભણાવ્યા છતાં પણ કાંઈપણ કળામાં કુશળતાને ન પામે, તો તેવા પુત્રનો જન્મજ ન હો. અથવા જન્મ થાય તો તેનું જીવન ન હો. કેમકે કહ્યું છે કે—

" अजातमृतमूर्खेभ्यो मृताजातौ सुतौ वरम् ।
यतस्तौ स्वल्पदुःखाय यावज्जीवं जडः पुनः ॥

" નહીં ઉત્પન્ન થયેલો, મરેલો અને મૂર્ખ એ ત્રણ જાતના

પુત્રોમાંથી મરેલો અને નહીં ઉત્પન્ન થયેલો એ બે પ્રકારના પુત્રો સારા છે, કેમકે તેઓ અલ્પ દુ:ખદાયક છે, પરંતુ મૂર્ખ પુત્ર તો જીંદગી પર્યંત દુ:ખને માટે થાય છે. (માટે મૂર્ખ પુત્ર સારો નથી.)"

આવા વિચારથી પીડા પામતો તે ધનશ્રેષ્ઠી તેને માટે હંમેશાં અનેક દેવોની પૂજા–માનતા કરવા લાગ્યો, વિવિધ પ્રકારનાં ઔષધો કરવા લાગ્યો, અને માંત્રિકો પાસે મંત્ર કરાવવા લાગ્યો. પરંતુ કોઇપણ ઉપાયથી પુત્રને કાંઇપણ ગુણ થયો નહીં. નિદાન–કારણ જાણ્યા વિના વ્યાધિની ચિકિત્સા ( ઔષધ ) થઇ શકે નહીં. એકદા તે નગરના ઉદ્યાનમાં કોઇ જ્ઞાની મુનિ પધાર્યા. તેને વાંદવા માટે બુદ્ધિરૂપી ધનવાળો ધનશ્રેષ્ઠી પુત્રને લઇને ત્યાં ગયો. બીજા પણ પુરજનો પૂર્ણ ભક્તિથી તે મુનિને વંદના કરવા આવ્યા. તે સર્વે જનો તે મુનિને વાંદીને તેની સમીપે બેઠા. તે દરેક–ને ધર્મલાભના આશીર્વાદ વડે સંતોષ પમાડીને મુનિ પાપનો નાશ કરનારી ધર્મદેશનાનો જેટલામાં આરંભ કરતા હતા, તેટલામાં સ્વચ્છ બુદ્ધિવાળા ધનશ્રેષ્ઠીએ પ્રણામ પૂર્વક બે હાથ જોડી પૂછયું કે—" હે પૂજ્ય ! કયા કર્મથી આ મારો પુત્ર મૂર્ખ શિરોમણિ થયો ? આ વિષય ઉપરજ આજે આપ ધર્મદેશના આપો. કારણકે વક્તાની પ્રવૃત્તિ શ્રોતાજનને આધીન હોય છે." ત્યારે મુનિએ પૂર્વભવમાં તેણે અપમાન પામી ઘરનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરી જ્ઞાનની વિરાધના કરી હતી, એ સર્વ વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવ્યું. તથા તે બોલ્યા કે—જ્ઞાનની અવજ્ઞા કરવાથી આ મૂર્ખને વિષે શિરોમણિ થયો છે. કારણ કે જ્ઞાનની આશાતના કરી હોય, તો તે બીજા જન્મમાં પ્રાપ્ત થતું નથી. જે બુદ્ધિમાન બહુમાન પૂર્વક અન્ય જનોને જ્ઞાનનું દાન આપે છે, તે બીજા જન્મમા ઉત્તમ બુદ્ધિમાન થઇને ઘણાં શાસ્ત્રોનો પારગામી થાય છે. તથા જે પુરૂષ અજ્ઞાનથી જ્ઞાન અને જ્ઞાનીની અવજ્ઞા કરે છે, તે પરભવમાં બુદ્ધિરહિત પુરૂષોને મધ્યે શિરોમણિ–મુકુટ સમાન થાય છે. આ વિષયમાં સુબુદ્ધિ અને દુર્બુદ્ધિની કથા સાંભળો.—

પૃથ્વીના અલંકાર રૂપ ક્ષિતિપ્રતિષ્ઠિત નામે એક નગર

છે. તેમાં ગુણોના સમૂહથી શોભતો **ચંદ્રયશા** નામનો રાજા હતો. તેણે ચંદ્રની જેવા ઉજ્વળ યશ વડે પોતાનું નામ સાર્થક કર્યું હતું. તેને સર્વ મંત્રીઓમાં મુખ્ય એવો **મતિસાર** નામનો મંત્રી હતો. તેને જગતના લોકોને આનંદ પમાડનાર **સુબુદ્ધિ** નામનો પુત્ર થયો. તે વિશેષ બુદ્ધિમાન હોવાથી ગુરૂને સાક્ષી માત્ર જ કરીને થોડા સમયમાં સમગ્ર કળાઓ શીખી ગયો. પ્રાપ્ત થયેલા વિષમ કાર્યોને પણ સિદ્ધ કરનારી ઔત્પત્તિકી વિગેરે ચાર શુદ્ધ બુદ્ધિઓ તેને [1]પતિંવરા સ્ત્રીઓની જેમ શીઘ્રપણે પ્રાપ્ત થઇ. જોવા માત્રથી જ તેની બુદ્ધિમાં ન આવે એવું કોઇ શાસ્ત્ર, તંત્ર, વિદ્યા કે કળા ન હતી. સર્વ નિર્મળ વિદ્યાઓમાં તેની એટલી બધી કુશળતા હતી કે તે બૃહસ્પતિ પણ તેને જ પોતાનો કળાચાર્ય માનતો હતો. ચોતરફ વિકાસ પામતા તેના શુદ્ધ વિચારો વર્ષા ઋતુના મેઘની જેમ સર્વના ઉપકારના કારણને પુષ્ટ કરતા હતા. તે મતિસાર મંત્રીને બીજો પણ પુત્ર હતો. તે દુષ્કર્મના યોગથી મૂર્ખ હતો, તેથી તેનું દુર્બુદ્ધિ એવું સાર્થક નામ લોકમાં પ્રસિદ્ધ થયું હતું. કોઈ ઉપાધ્યાયની પાસે તે મંદ બુદ્ધિવાળો ભણવા લાગ્યો. પરંતુ ચાર મહિને બારાક્ષરી પણ તેને આવડી નહીં. અભવ્યને વિષે ઉપદેશની જેમ અને ઉખર ભૂમિમા વાવેલા બીજની જેમ તે દુર્બુદ્ધિને ભણાવવામા કરેલો કલાચાર્યનો સર્વ ઉદ્યમ નિષ્ફળ થયો. બુદ્ધિનો ભંડાર અને સર્વ શાસ્ત્રનો પાર પામેલા મોટા સુબુદ્ધિને તથા તેનાથી વિપરીત એવા આ નાના કુબુદ્ધિને જોઈને કયો માણસ આશ્ચર્ય ન પામે ?

તેજ નગરમાં ધન નામે શ્રેષ્ઠી કે જે ધનની સમૃદ્ધિવડે કુબેર જેવો હતો. તેને વિનયવાળા અને સારી નીતિવાળા ચાર પુત્રો હતા. દેહડ, બાહડ, ભાવડ અને સાવડ. અનુક્રમે તેઓ સ્રીજનના જીવનરૂપ યૌવનને પામ્યા. એટલે તેમના પિતાએ તેમને અનુક્રમે કુલીન કન્યાઓ સાથે પરણાવ્યા, અને તેમની યોગ્યતા પ્રમાણે તેમને વ્યાપારમાં જોડ્યા, તેથી તેઓ વિવિધ પ્રકારનો વ્યાપાર કરવા લાગ્યા. એકદા ધનશ્રેષ્ઠી વૃદ્ધાવસ્થાને લીધે વ્યા-

[1] પોતાની મેળે પતિને વરનારી.

ધિઓવડે અત્યંત પીડાવા લાગ્યો. વૃદ્ધાવસ્થા જ્વરાદિક રોગોની સંકેત દૂતિકા છે. તે વખતે ચતુર એવા શ્રેષ્ઠીએ પોતાના ચારે પુત્રોને બોલાવ્યા, અને દ્રાક્ષાની જેવા મિષ્ટ વચનવડે તેઓને આ પ્રમાણે શિક્ષા દેવા લાગ્યો,—હે નિર્મળ અંતઃકરણવાળા પુત્રો! જો કે તમો પોતેજ ડાહ્યા છો, તોપણ કેટલાંએક શિક્ષાનાં વચનો હું કહું છું, તે તમે સાંભળો. "ત્રણ લોકના મોટા સામ્રાજ્યને ભોગવનારા ધર્મરૂપી રાજાની પાસે આ સર્વ લક્ષ્મીઓ દાસીપણાને પામેલી છે, ધર્મ સમગ્ર દુષ્કર્મરૂપી વૃક્ષોનું ઉન્મૂલન કરવામાં મદોન્મત્ત હસ્તી સમાન છે, અને તે તે અતુલ્ય કલ્યાણરૂપ વલ્લીને પલ્લવિત કરવામાં મેઘ સમાન છે. જીવ પરલોકમાં જાય છે, તે વખતે તેના ધન, મિત્ર અને બંધુ એ સર્વે અહીંજ રહે છે, માત્ર એક ધર્મજ તેની પાછળ જાય છે. શરીરમાં જેમ જીવિતનું પ્રાધાન્ય છે, અને ગૃહસ્થાશ્રમમાં જેમ ધનનું પ્રાધાન્ય છે, તેમ સર્વ પુણ્યના કાર્યમાં એક દયાજ પ્રધાન છે. ખરેખર સત્ય વાણીજ પુરૂષને કામધેનુ રૂપ છે, અને તે ધર્મરૂપી દૂધને ઝરે છે, તથા અભીષ્ટ ફળની શ્રેણીને આપે છે. હંમેશાં વેપારની શુદ્ધિને માટેજ યત્ન કરવો. કેમકે શુદ્ધ વેપાર વિના અનુક્રમે ધન, આહાર, શરીર અને ધર્મ એ સર્વે મલિન થાય છે. સ્વદાર સંતોષ નામની કોઈક વિદ્યા ત્રણ જગતમાં અદ્ભુત છે. કેમકે તે વિદ્યાથી સારા ભાગ્યવાળા અને સારી ભાવનાવાળા થયેલા પુરૂષને સર્વ સિદ્ધિઓ વરે છે. સંતોષ અમૃતના રસથી પણ વધારે ઉત્તમ છે, જે સારી રીતે પાલન કરવાથી અજર અમરપણાને—મોક્ષને આપે છે. સહસાકારથી કાંઈપણ કાર્ય કરવું નહીં. કારણકે વિચારપૂર્વક કાર્ય કરનારને સમુદ્રને જેમ સર્વ નદીઓ મળે છે તેમ સર્વ સંપત્તિઓ આશ્રય કરે છે. ધનનો નાશ થાય, શરીરને ક્લેશ—કષ્ટ થાય, અને છેવટ જીવિતનો પણ નાશ થાય, તોપણ યશરૂપી ધનવાળા સત્પુરૂષો અંગીકાર કરેલાને છોડતા નથી. ભયંકર સર્પની જેમ દુર્જનનો દૂરથીજ ત્યાગ કરવો. કેમકે તે પોતાના સંગથી બીજાના ગુણ રૂપી જીવિતનું હરણ કરે છે. બુદ્ધિમાન પુરૂષે સર્વદા સત્પુરૂષો સાથે સંગતિ કરવી. કેમકે શરદ ઋતુનેયોગે પાણી જેમ નિર્મળ થાય છે, તેમ સત્સંગ યોગે

જીવ નિર્મળ થાય છે. વિવેક, સ્વજન ઉપર પ્રીતિ, યથાશક્તિ દાન, વ્યસનનો ત્યાગ અને વ્યવહારની શુદ્ધિ એ પાંચ લક્ષ્મીની પ્રાપ્તિના સાક્ષીરૂપ છે. પુરૂષ ગાંભીર્ય અને વિનય વિગેરે ગુણોએ કરીને જેવી શોભાને ધારણ કરે છે, તેવી ( શોભા ) શ્રેષ્ઠ મણિ અને સુવર્ણના આભૂષણે કરીને પામતો નથી. આ પ્રમાણે ચિત્તમાં [1]હેય અને [2]ઉપાદેયનો સારી રીતે નિશ્ચય કરીને તેના વિવેચનની વિધિમાં ( કર્તવ્ય કર્મમાં ) સર્વદા તમે રાજહંસ જેવા થાઓ. તથા મારા પરલોકમાં ગયા પછી પરસ્પર સ્નેહથી શોભતા તમારે એક સાથેજ રહેવું. કેમકે તેથી લોકમાં પ્રતિષ્ઠા વધે છે. પરસ્પર પોતપોતાની ઉચિતતાને કદાપિ ઓળંગવી નહીં. કારણકે તેથી ઘણા કાળનો સંચય કરેલો સ્નેહ હાનિ પામે છે. સ્ત્રીઓના વચનને કદાપિ મનમાં આણવું નહીં. કારણકે તેમનું વચન ભાઇઓના સ્નેહરૂપી દૂધનો નાશ કરવામાં [3]કાંજી સમાન છે. છતાં કોઇપણ કારણને લઇને તમારે ભિન્નતા થાય, જૂદા થવું પડે, ત્યારે પણ ધનને માટે થઇને લેશ પણ ક્લેશ કરવો નહીં. કેમકે બંધુઓમાં પરસ્પર વૃદ્ધિ પામતો ક્લેશ પોતાના ઘરમાં વિષવૃક્ષ જેવો અને શત્રુના ઘરમાં કલ્પવૃક્ષ જેવો ( નિવડે ) છે. આ કારણથી તમારા ક્લેશના નાશને માટે મેં આ આપણા ઘરમાં પૂર્વાદિક દિશાના અનુક્રમથી ચાર ખુણામાં ચાર નિધાનો દાટી મૂક્યા છે, તે તમારે ભિન્ન થવું પડે ત્યારે અનુક્રમે કરીને એક એક નિધિ ગ્રહણ કરવો." આ પ્રમાણે તેઓને કહીને તે શ્રેષ્ઠી પરલોકમાં ગયો. ત્યારપછી તે ચારે બંધુઓ તેની મરણક્રિયા કરીને પિતાની વાણીનું સ્મરણ કરતા ચિરકાળસુધી સ્નેહપૂર્વક એક સાથેજ રહ્યા. અનુક્રમે તેઓને પુત્ર પૌત્રાદિકની ઘણી સંતતિ થઇ. એક વૃક્ષમાંથી પણ સેંકડો શાખાઓ થાય છે. તેથી કરીને જેવા તેવા કારણે કરીને ઈર્ષ્યાને ધારણ કરતી તેમની સ્ત્રીઓ ક્લેશ કરવા લાગી. સ્ત્રીઓને ક્લેશ કરવો કાંઈ દુર્લભ નથી. પતિઓએ તેણીને ઘણી વારી, તોપણ તેઓ પાછી હઠી નહીં. કાંઠાને તોડી નાંખનારી નદીઓને કોણ

[1] તજવા યોગ્ય. [2] ગ્રહણ કરવા યોગ્ય. [3] છાશ વિગેરે ખટાઇવાળી ચીજ.

રોકી રાખવા સમર્થ થાય ? ત્યારે તે ભાઈઓ પ્રીતિપૂર્વક વિચાર કરીને પોતાની મેળેજ જૂદા થયા. કારણકે બુદ્ધિમાન પુરૂષો સમય પ્રમાણેજ વર્તે છે. પછી તેઓ એક બીજાને સાક્ષી રાખીને હૃદયમાં રહેલા પિતાના આદેશની જેમ પોતપોતાના નિધિને હર્ષથી જાતેજ કાઢવા લાગ્યા. તેમાં પહેલાના ઘટમાં (ચરૂમાં) ઘોડા અને બળદ વિગેરેના વાળ નીકળ્યા, બીજાના ઘડામાંથી માટી નીકળી, ત્રીજાના કુંભમાંથી કાગળો નીકળ્યા, અને ચોથાના નિધાનમાં સુવર્ણ અને મણિઓનો સમૂહ નીકળ્યો. તેથી મોટા ત્રણ ભાઈઓ પોતાના ઘટમાંથી તેવું નીકળેલુ જોઈને હૃદયમાં અત્યંત ખેદ પામ્યા, અને ચોથો પોતાના કુંભમાં સુવર્ણાદિકને જોઈ અત્યંત હર્ષ પામ્યો. પુરૂષોની બુદ્ધિ પ્રાયે કરીને બાહ્ય અર્થને જોવામાં નિપુણ હોય છે. તે વખતે ઘણો ખેદ પામેલા મોટા ત્રણે ભાઈઓ બોલ્યા કે—" આપણું પુત્રપણું તુલ્ય છતાં પણ પિતાએ કેવું આંતરૂં કર્યું ? આપણા કુંભોમાં કેશાદિક નાંખ્યા, અને લઘુના કળશમાં સુવર્ણાદિક નાંખ્યું, તેથી તેજ તેને વહાલો હતો એમ સિદ્ધ થાય છે. અરે ! નાના ભાઈ ઉપરના પ્રેમથી મલિન હૃદયવાળા તે દંભીએ આપણને કેવી રીતે છેતર્યા ? રત્નની બુદ્ધિથી કાચની જેમ અને સુવર્ણની બુદ્ધિથી પીતળની જેમ ભ્રાંતિ પામેલા આપણે ગુરૂ બુદ્ધિથી આની ફોગટ સેવા કરી. હવે તો તે વૃદ્ધની કરેલી વ્યવસ્થા આપણને પ્રમાણ ભૂત નથી. કારણ કે મધ્યસ્થ પુરૂષની વાણીનું જ પ્રમાણપણું મનાય છે. તેથી આપણે નાના ભાઈના કળશમાંથી વહેંચીને આપણો ભાગ લઈ લઈએ, અને આપણા કળશોમાંથી પણ તે નાનો ભાઈ તેનો ભાગ ગ્રહણ કરે. " તે સાંભળીને નાનો (ભાઈ) સાવદ્ય બોલ્યો કે—" તમો હીનભાગીને મધ્યે શિરોમણિ છો, તેથી તમારાં નિધાનો આવાં થઈ ગયાં. કેમકે આપણા પિતા તો જીંદગી પર્યંત સર્વલોકને હિતકર હતા, તેથી તે કોઈ બીજાને પણ છેતરતા નહીં. તો આપણને પુત્રોને તો કેમ જ છેતરે ? ફોગટ પિતાની નિંદા કરીને પોતાના આત્માને શા માટે મલિન કરો છો ? કેમકે ગુરૂજનની નિંદા બન્ને લોકની વિરોધી છે. વળી મારા ભાગના કળશનું સુવર્ણ જરા પણ તમને

આપીશ નહીં, અને તમારે પણ પિતાએ આપેલા આ ધનને ગ્રહણ કરવાની ઇચ્છા પણ કરવી યોગ્ય નથી, અન્યની કરેલી વ્યવસ્થા પણ અન્યથા કરી શકાતી નથી, તો હિતકારક પિતાએ પોતાને હાથે કરેલી વ્યવસ્થા શી રીતે અન્યથા થઇ શકે ? ” આ પ્રમાણે વિરૂદ્ધ ચિત્તવાળા તેઓ પરસ્પર કજીઓ કરવા લાગ્યા. આ કારણથી જ સત્પુરૂષોએ દ્રવ્યને અનર્થનું મૂળ કહ્યું છે. તેઓના કલહને ભાંગવામાં સ્વજનો તથા પુરજનો બુદ્ધિમાન હતા તો પણ મૂઢ થઇ ગયા. ગુપ્ત અર્થમાં કોણ મુંઝાય નહિ ? ત્યારપછી તેઓ વિવાદ કરતા રાજસભામાં ગયા. રાજાને નમસ્કાર કરીને તેઓએ સર્વ વૃત્તાંત પ્રથમથી નિવેદન કર્યો. તે સાંભળીને અત્યંત વિસ્મય પામી રાજાએ તેનો નિર્ણય કરવા મતિસાર વિગેરે મંત્રીઓને શીઘ્ર આજ્ઞા આપી. ત્યારે તેઓ પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ચિરકાળ સુધી પરસ્પર વિચાર કરવા લાગ્યા. પરંતુ કોઇ પણ તેમના વાદનો નિર્ણય કરી શકયા નહીં. તે વખતે રાજા પોતાના મનમાં અત્યંત ચિંતાતુર થયો. કારણકે જો વિવાદનો નિર્ણય ન થાય, તો તેમાં રાજાને જ લજ્જા આવે છે. તેટલામાં બુદ્ધિનો ભંડાર મંત્રીપુત્ર સુબુદ્ધિ ત્યાં સભામાં આવ્યો, અને રાજાને નમી આસન પર બેઠો. પછી સર્વને ચિંતા સહિત જોઇ તે બોલ્યો કે—“ હે સ્વામી ! આજે આ સમગ્ર સભા કેમ ચિંતાતુર દેખાય છે ? ” રાજાએ કહ્યું કે—“ આ ચિંતામાં તારી જ વાણી ફળવાળી થાય તેમ છે.” એમ કહી રાજાએ નેત્રની સંજ્ઞાવડે મુખ્ય પ્રધાનને આજ્ઞા આપી, ત્યારે તેણે પોતાના પુત્રને ચારે ભાઇઓનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને ઔત્પત્તિકી બુદ્ધિવાળા તે સુબુદ્ધિએ શીઘ્રપણે હૃદયમાં સર્વ વૃત્તાંત સ્થાપન કરી ક્ષણવાર મનમાં વિચારી તેનું રહસ્ય જાણી લીધું, પછી તેણે રાજાને કહ્યું કે—“ હે સ્વામી ! જો આપ મને આજ્ઞા કરો, તો હું આ વિવાદનો જલદીથી નિર્ણય કરી આપું.” તે સાંભળીને—“ શીઘ્રપણે તું તેનો નિર્ણય કર.” એમ રાજાએ તેને કહ્યું, ત્યારે બુદ્ધિવડે બૃહસ્પતિ જેવા તે મંત્રીપુત્રે તે ચારે ભાઇઓને એકાંતમાં બોલાવીને કહ્યું કે—“ તે તમારા દીર્ઘદૃષ્ટિવાળા પિતા યુક્ત–અયુક્તના વિચારને જાણનાર હતા, અને

તમારા એકાંત હિતને કરનારા હતા, તેથી તે તમોને છેતરે જ નહીં. તમારા હિતને માટે જ વક્રતા રહિત એવા તેણે તમારા ક્લેશને દૂર કરવાના ઈરાદાથીજ આ વ્યવસ્થા કરેલી જણાય છે. તે આ પ્રમાણે—અશ્વ, ઉંટ, બળદ વિગેરેના ક્રય વિક્રયમાં પહેલા પુત્રની કુશળતા છે, તેથી તેના ભાગમાં સર્વે પશુઓ આપ્યા છે, બીજાની કુશળતા ખેતીના કાર્યમાં અતુલ્ય છે, તેથી તેના ભાગમાં ઘર, ખેતર અને અનાજ વિગેરે આપ્યું છે, ત્રીજો પુત્ર પણ્યશાળા ( દુકાન) માં અધિક નિપુણ છે, તેથી તેના ભાગમાં બીજું કરીયાણું અને ઉઘરાણી વિગેરેના લેખ આપ્યા છે, આ અર્થ જણાવવા માટે ત્રણેના નિધિમાં તમારા પિતાએ અનુક્રમે વાળ, માટી અને કાગળ નાંખ્યા છે. અને ચોથો પુત્ર બાળક હોવાથી વેપાર વિગેરેમાં નિપુણ નથી, તેથી તેના નિધાનમાં તેણે સુવર્ણાદિક નાંખ્યું છે. પરંતુ તમોને હું પૂછું છું કે નાના ભાઈના નિધાનમાં જે સુવર્ણાદિક છે, તે કેટલું ધન છે ? " આ પ્રમાણે સુબુદ્ધિએ પૂછયું ત્યારે તે ભાઈઓ બોલ્યા કે—" એક લક્ષ દ્રવ્ય છે. " સુબુદ્ધિએ ફરીથી કહ્યું કે—" તમારા ભાગમાં પણ વિચાર કરીને જોશો, તો પ્રાયે કરીને દરેકના ભાગમાં લક્ષ દ્રવ્ય હશે. આ તમારા વિવાદનો નિર્ણય જાણવો. જે જેને ફળદાયક હતું, તે દીર્ઘદૃષ્ટિવાળા તમારા પિતાએ જાણ્યું છે, અને વૈદ્ય જેમ ઔષધને આપે તેમ તે હિતકારકે તે તે વસ્તુ તેને તેને આપી છે. તો સ્વચ્છહૃદયવાળા તમારા પિતા ઉપર તથા લઘુ બંધુ ઉપર તમો શા માટે ફોગટ ઇર્ષ્યા કરો છો ? સર્વ કોઇ ઉપર ઈર્ષ્યાનો ત્યાગ કરવો જોઈએ, તો અધિક ગુણવાળા પોતાના આપ્તજન ઉપર તો ખાસ કરીને ઈર્ષ્યાનો ત્યાગ કરવો જોઇએ. તેથી કરીને તમારા પિતાની આજ્ઞાને અંગીકાર કરી પોતપોતાના કાર્યમાં ઉદ્યમ કરો, કે જેથી તમારૂં સુખ કીર્તિ અને પ્રતિષ્ઠા નિરંતર વૃદ્ધિ પામે. " આ પ્રમાણે સુબુદ્ધિના સદુપદેશ રૂપી જળવડે શુદ્ધ થયેલી પોતાની બુદ્ધિથી પણ તેઓ પોત પોતાના ભાગમાં લક્ષ લક્ષ દ્રવ્ય આવેલું જાણીને અત્યંત હર્ષ પામ્યા, અને બોલ્યા કે—" અહો ! અમારા પિતાની ઉચિતતા અદ્ભુત છે, કે ખરેખરા હિતકારક એવા જેણે આ પ્રમાણે

અમારી આજીવિકાનો ઉપાય યથાયોગ્ય જ બતાવ્યો. અહો ! તમારી બુદ્ધિ પણ સીમા રહિત છે, કે જેથી તમે જ્ઞાનીની જેમ શીઘ્રપણે તેનો અતિ ગૂઢ અભિપ્રાય પણ જાણી લીધો. તમે જ અમારા પિતા છો, અને તમે જ અમારૂં જીવિત છો, કે જેથી તમે અમોને સર્વ પ્રકારના દુઃખને આપનારા આ ભયંકર કલિ ( ક્લેશ ) રૂપી રાક્ષસથી શીઘ્ર મુક્ત કર્યા." આ પ્રમાણે બોલીને તેઓએ તે કુમારનું વચન યથાર્થપણે અંગીકાર કર્યું. ઉન્માર્ગમાં પડેલો કયો માણસ સમ્યક્ પ્રકારે બીજાએ બતાવેલા સન્માર્ગનો આશ્રય ન કરે ? પછી કાર્યને જાણનાર તે સુબુદ્ધિ તેઓને સાથે લઈ રાજા પાસે આવ્યો, અને તેની પાસે પોતાની બુદ્ધિનો સર્વ વિકાસ પ્રકાશ કર્યો. તે સાંભળી રાજા વિસ્મય પામીને બોલ્યો કે—" તું સુબુદ્ધિ ફોગટ નથી, કે જેથી તેં કોઈથી ન છેદાય એવો આ વિવાદ જલદીથી છેદી નાંખ્યો. અહો ! તારી અલૌકિક બુદ્ધિ સર્વત્ર અસ્ખલિત ગતિવાળી છે, કે જે બુદ્ધિ ન ભેદી શકાય એવા ભાવો ( પદાર્થો ) ને પણ વજ્રની જેમ ભેદી નાંખે છે. પૃથ્વી, આકાશ અને સમુદ્રાદિક સર્વે પદાર્થો [1]સીમાને ભજનારા છે, પરંતુ બુદ્ધિમાનની બુદ્ધિનો વિકાસ સીમાને પામતો નથી." ત્યાર-પછી તે ચારે ભાઇઓ પોતપોતાના કાર્યમાં સાવધાન મનવાળા થઈને કુમારની પ્રશંસા કરતા પરસ્પર પ્રીતિ યુક્ત થયા. કુમાર પણ પોતાની બુદ્ધિથી રાજા અને પુરજનોના વિસ્મયને વૃદ્ધિ પમા-ડતો પોતાના યશના સમૂહને વિસ્તારવા લાગ્યો.

મંત્રીનો બીજો પુત્ર દુર્બુદ્ધિ કે જે યથાર્થ નામવાળો હતો, તે જાણે મૂર્તિમાન માબાપનો ઉદ્વેગ જ હોય, તેમ યુવાવસ્થાને પામ્યો. તે શાસ્ત્રને જાણતો નહોતો, એટલુંજ નહીં, પરંતુ લોક વ્યવહારને પણ જાણતો ન હોતો, તેથી તે લોકમાં હાસ્યનું સ્થાન થયો હતો. મૂર્તિમાન પુણ્યની જેવા જ્યેષ્ઠ પુત્રને અને તેથી વિપ-રીત એવા કનિષ્ઠ પુત્રને જોઈ જોઇને મંત્રી હર્ષ તથા ખેદને પામતો હતો. એકદા તે નગરના ઉદ્યાનને આકાશને ચંદ્રમાની જેમ વિદ્યાના એક સ્થાન રૂપ કોઈ જ્ઞાની મુનિએ આવીને અલંકૃત કર્યું. તે

૧ હદ-મર્યાદા

ગુરૂનું આગમન સાંભળીને રાજા, મંત્રી અને સુબુદ્ધિ વિગેરે લોકો ત્યાં જઇ મુનિને વાંદી તેની પાસે બેઠા. તેમની પાસે મુનિએ પાપને નાશ કરનારી દેશના આપી. ચંદ્રિકાનું પાન કરીને ચકોર પક્ષીની જેમ તે દેશના રૂપી અમૃતનું પાન કરીને તે સર્વે પ્રીતિવાળા થયા. ત્યાર પછી અવસર પામીને મતિસાર મંત્રીએ મુનિને પૂછયું કે–"હે પ્રભુ! મારા બે પુત્રોમાં એક સારી બુદ્ધિવાળો છે, અને બીજો બુદ્ધિ રહિત છે, તે કયા કર્મથી તેવા થયા ?" ત્યારે ગુરૂ બોલ્યા કે—

પૂર્વે આ જ નગરમાં વણિકના પુત્રો વિમળ અને અચળ નામના બે ભાઈઓ હતા. તેમાં મોટો વિમળ પ્રિયવાણીવાળો, દાતાર, વિનયવંત, સરળ મનવાળો અને પુણ્યને વિષે નિપુણતાથી શોભતો હતો. તથા બીજો અચળ તેનાથી વિપરીત ગુણવાળો હતો. એકજ સમુદ્રમાં રહેલા અમૃત અને વિષની જેમ એકજ વંશમાં ભિન્ન ભિન્ન સ્વભાવવાળા તે બન્ને ભાઈઓ શોભતા હતા. એકદા વિમળ સાધુને વાંદવા ગયો, તેની યોગ્યતા જાણીને ગુરૂએ તેને ધર્મદેશના આપી કે—

આ દુર્લભ મનુષ્ય ભવ પામીને સમ્યક્ પ્રકારે ધર્મ કરવો જોઈએ. કારણકે તે ધર્મ જ ધર્મ સુખ સંપત્તિનું કારણ છે. તે ધર્મ સમ્યક્ પ્રકારનું જ્ઞાન અને ક્રિયારૂપ છે, અને તેજ સિદ્ધિ–મોક્ષનું કારણ છે. કેમકે શુદ્ધ ઉપાય–કારણ વિના કાર્યની પ્રાપ્તિ થતી નથી. તે જ્ઞાન અને ક્રિયાને વિષે પણ જ્ઞાનને જ મોક્ષનું મુખ્ય કારણ કહ્યું છે. કારણ કે સમ્યક્ પ્રકારના જ્ઞાન વિના ક્રિયાની સફળતા થતી નથી. તેથી સુખને ઇચ્છનારા બુદ્ધિમાન પુરૂષે જ્ઞાનનું દાન કરવું–ભણાવવું, પોતે ભણવું, ભણનારને સહાય કરવી તથા તેનું (જ્ઞાન અને જ્ઞાનીનું) બહુમાન કરવું, એ વિગેરે ઉપાયથી જ્ઞાનની સમ્યક્ પ્રકારે આરાધના કરવી. જે પુરૂષ અન્યને નિર્મળ ચિત્તવડે શ્રેષ્ઠ જ્ઞાન આપે છે, તે પુરૂષે તેને અને પોતાને પણ વિઘ્ન રહિત કેવળજ્ઞાન આપ્યું એમ જાણવું. મહાસમુદ્રની જેમ અગાધ એવા જિનાગમને વિષે જે પ્રવેશ કરે છે, તે [1]પુરૂષોત્તમપણું પામીને અદ્ભુત [2]લક્ષ્મીને વરે છે. જે બુદ્ધિમાન પુરૂષ જ્ઞાનીને પુસ્તક, ભોજન અને નિવાસ સ્થાન વિગેરે આપીને સહાય કરે છે, તે પોતાના

૧ પુરૂષોને મધ્યે ઉત્તમપણું–વિષ્ણુપણું. ૨ મોક્ષ–લક્ષ્મીદેવી.

આત્માને સિદ્ધિ ( મોક્ષ ) ની સમીપે લાવે છે. જ્ઞાન તથા જ્ઞાનીના બહુ માનને જે કરે છે, તેને દરેક ભવે અદ્ભુત એવી જ્ઞાનલક્ષ્મી પોતે જ વરે છે.

આ પ્રમાણે ધર્મગુરૂની વાણી કે જે પુણ્યરૂપી ઉદ્યાનની નીક સમાન હતી, તેણે તે વિમળના હૃદયમાં જ્ઞાનની ભક્તિ રૂપ લતાને નવપલ્લવિત કરી. પછી પોતાને મુક્તિ માર્ગે જતાં જાણે પ્રકાશ કરવા માટે દીવી કરાવી હોય, તેમ તેણે કલ્યાણની વાંછાથી જ્ઞાનનાં પુસ્તકો લખાવ્યાં. જ્ઞાનને ગ્રહણ કરવા માટે જાણે સાટું કરતો હોય, તેમ તે જ્ઞાનીઓને નિર્દોષ અન્ન, ઔષધ અને ઉપાશ્રય વિગેરેને આપવા લાગ્યો. આ પ્રમાણે જ્ઞાનની આરાધના કરવામાં ઉદ્યમવંત થયેલા તેને એકદા નાના ભાઈએ કહ્યું કે—" હે ભાઈ ! આ પ્રમાણે તું જીવિતના અને દ્રવ્યના વ્યયને ફોગટ કેમ કરે છે ? કારણકે જ્ઞાનની આરાધના કરવાથી તે કાંઈ દેવની જેમ મનવાંછિત આપતું નથી, અને પ્રસન્ન થયેલા રાજાની જેમ દેશને કે સીમાડાને આપતું નથી. જ્ઞાનથી મોદકની જેમ કાંઈપણ તૃપ્તિ થતી નથી, અને શીતળ જળની જેમ તૃષા પણ શાંત થતી નથી. વેપારની જેમ જ્ઞાનની આરાધના પ્રાણીઓને સુવર્ણ, દુર્વર્ણ ( રૂપું ), રત્ન કે ગોધન કાંઈ પણ આપતી નથી. સ્વભાવથી જ લક્ષ્મી સરસ્વતીના શત્રુપણાને ધારણ કરે છે, તેથી સુખને ઇચ્છનાર કોણ પુરૂષ તે સરસ્વતીને સેવે ? તો હે જ્યેષ્ઠ બંધુ ! મૂર્તિમાન દંભની જેવા કોઈ ધૂર્તે તને છેતર્યો છે. શા માટે વૃથા આત્માની તથા ધનની હાનિ કરે છે ? " આ પ્રમાણે નાના ભાઈએ કહેલી કુયુક્તિઓથી તે મોટાનું હૃદય ભેદાયું નહીં, પરંતુ ઉલટો તેને કહેવા લાગ્યો કે—" હે પ્રાજ્ઞ ! જ્ઞાન સર્વ પુરૂષાર્થની સિદ્ધિ કરવામાં સમર્થ છે, અને વિશ્વને માન્ય છે, તેની નિંદા કરવી કોઇ પણ પ્રકારે યોગ્ય નથી. હે વત્સ ! પાણીથી ભરેલા ઘડામાં કતકનું ચૂર્ણ નાંખવાથી જેમ તે મલિન પાણી પણ સ્વચ્છ થાય છે, તેમ આભ્યંતર મળથી મલિન થયેલો આત્મા પણ સમ્યક્ જ્ઞાને કરીને સ્વચ્છ થાય છે. જ્ઞાન એ નિત્ય ઉદય પામેલા સૂર્ય સમાન છે, જ્ઞાન અકૃત્રિમ મિત્ર છે. જ્ઞાન બુઝાય નહીં તેવો દીવો છે, અને જ્ઞાન જ અંતરંગ ચક્ષુ છે. પ્રાણીઓનો મન-

રૂપી અશ્વ પ્રકૃતિથી જ ચપળ હોવાથી માર્ગને છોડી ઉન્માર્ગે ગતિ કરે ત્યારે તેને પાછો વાળવા માટે જ્ઞાન જ સુંદર લગામ રૂપ થાય છે. જે અજ્ઞાની પુરૂષ જ્ઞાન અને જ્ઞાનીની અવજ્ઞા કરે છે, તેને દુર્ગતિ, મૂર્ખતા વિગેરે વિપત્તિઓ પગલે પગલે પ્રાપ્ત થાય છે. તો હે બંધુ! અપમાને કરીને જ્ઞાનની આશાતના તું ન કર. કારણ કે જ્ઞાનની આશાતના પ્રાણીઓને અનંત સંસારને માટે થાય છે." આ પ્રમાણે મોટા ભાઇએ વચનની યુક્તિ વડે સમજાવ્યા છતાં પણ તે મૂર્ખ લઘુ ભ્રાતાએ જ્ઞાનની અવજ્ઞા તજી નહીં, કાગડાને દૂધના પ્રવાહથી ધોઇએ તો પણ શું તે શ્યામતાનો ત્યાગ કરે? અને લીંબડાના વૃક્ષને સાકરના પાણીથી સિંચીએ, તો પણ શું તે કટુતાનો ત્યાગ કરે? પોતાની લાળ વડે કરોળીયાની જેમ જ્ઞાનની નિંદાથી ઉત્પન્ન થયેલા ઘણા મોટા અશુભ કર્મ વડે તેણે ચોતરફથી પોતાના આત્માને વીંટી લીધો. એકદા નિર્મળ ચિત્તવાળા વિમળે હૃદયમાં વિચાર્યું કે—" જેનો પાર ન પામી શકાય એવા કાર્યના સમૂહ વડે વ્યગ્ર થયેલા ગૃહસ્થાશ્રમીને કામ ક્રીડામાં આસક્ત થયેલાને દ્રવ્યના ઉપાર્જનની જેમ કદાપિ જ્ઞાનનું આરાધન થઈ શકે નહીં. જેઓ પઠન-પાઠનવડે નિરંતર શ્રુતજ્ઞાનનું સમ્યક્ આરાધન કરે છે, તેઓનો જન્મ પુણ્યવંત-પવિત્ર છે." આ પ્રમાણે વિચારીને સંવેગની ભાવનાવાળા તેણે ચારિત્ર અંગીકાર કર્યું. તત્ત્વજ્ઞો ધર્મના કાર્યમાં કદાપિ તૃપ્ત થતા નથી. તે ગુરૂની પાસે યત્નથી સિદ્ધાંત ભણવા લાગ્યો. અને અનુક્રમે થોડા વખતમાં જ એકાદશાંગી ભણી ગયો. તે હર્ષથી ગુરૂ વિગેરેની યથાશક્તિ ભક્તિ કરવા લાગ્યો. કેમકે વિદ્યાનું પ્રથમ બીજ ભક્તિ જ છે, એમ વિદ્વાનો કહે છે. કદાપિ તપસ્યાદિકમાં પ્રમાદ કરતો નહીં. કેમકે જે ક્રિયામાં પણ યત્ન કરે, તેનું જ જ્ઞાન પ્રમાણ-સફળ છે. પછી ગુરૂએ અનુક્રમે વિમળને આચાર્ય પદે સ્થાપન કર્યો. યોગ્ય પુત્રને અથવા શિષ્યને તેના ગુરૂજનો લક્ષ્મીને પમાડે જ છે. જેમ મેઘ જળધારાને વિસ્તારે, તેમ તે વિમળાચાર્ય પુણ્ય રૂપી અંકુરાને ઉત્પન્ન કરતી શુદ્ધ દેશનાને ચોતરફ વિસ્તારતો હતો. જેમ કળાચાર્ય રાજકુમારોને કળાઓ શીખવે, તેમ તે આદર પૂર્વક

શિષ્યોને નિર્મળ વિદ્યા શીખવતા હતા. જેના ભુજદંડ ઉપર યુદ્ધની ખરજ આવતી હોય એવો પુરૂષ જેમ સંગ્રામના કાર્યમાં થાકે નહીં, તેમ તે કદાપિ વાચનાદિક આપતા થાકતા નહીં. આ પ્રમાણે જ્ઞાનની આરાધના કરીને આયુષ્ય પૂર્ણ થયે તે બુદ્ધિમાન વિમળાચાર્ય અનશન કરી ઇશાન દેવલોકમાં ઇશાનેંદ્રનો સામાજિક દેવ થયો. તે સ્વર્ગથી ચવીને તે વિમળદેવ આ તમારો સુબુદ્ધિ નામનો પુત્ર થયો છે. જ્ઞાનની આરાધના કરવાથી તેની બુદ્ધિ ચોતરફ વિસ્તાર પામેલી છે. તથા તે અચળ તો મર્મસ્થાનને વિંધનારા જ્ઞાનનિંદા રૂપ દુષ્કર્મને જીવન પર્યંત કરી મરણ પામી બીજી નરકે ગયો. ત્યાંથી નીકળીને તે આ તમારો દુર્બુદ્ધિ નામે પુત્ર થયો છે. તે જ્ઞાનની આશાતના રૂપ પાપે કરીને મૂર્ખ શિરોમણિ થયો છે.

આ પ્રમાણે સાંભળીને રાજા, મંત્રી અને સુબુદ્ધિ વિગેરે અત્યંત હર્ષ પામ્યા, અને જ્ઞાનની આરાધના કરવામાં મનને સ્થાપન કરવા લાગ્યા. કાર્યને જાણનાર સુબુદ્ધિએ પોતાના પિતા સહિત શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. પછી રાજાદિક સર્વે ગુરૂને નમી પોત પોતાને સ્થાનકે ગયા. જેમ સૂર્ય કિરણો વડે આકાશને શોભાવે છે, તેમ સુબુદ્ધિએ પોતાની શુદ્ધ બુદ્ધિવડે જૈનધર્મને અને પોતાના વંશને શોભાવ્યો. પછી શુદ્ધ બુદ્ધિવાળો સુબુદ્ધિ અનુક્રમે દીક્ષા ગ્રહણ કરી, અનેક પ્રકારે જ્ઞાનનું આરાધન કરી તથા વિધિ પૂર્વક મરણ પામી બ્રહ્મલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવી, મનુષ્ય જન્મ પામી, દીક્ષા લઇ, તપસ્યા વડે સમગ્ર કર્મનું નિર્મૂલન કરી તે મોક્ષ પદ પામ્યો. પરંતુ દુર્બુદ્ધિ દુષ્કર્મવાળો હોવાથી તે મુનિના ઉપદેશ રૂપી જળ વડે પણ મલિન ચીકટા વસ્ત્રની જેમ નિર્મળતાને પામ્યો નહીં. પરંતુ ઉલટો તે વખતે પણ તે જ્ઞાનીની નિંદા કરવા લાગ્યો કે—" અહો ! આ સાધુ પોતાની કલ્પનાએ કરીને કેવું બોલે છે ? " તેથી તે આવા કર્મથી ઉત્પન્ન થયેલા અપાર પાપ સમૂહવડે ભારે થઇને અનંત સંસારમાં અતિ દુઃખી અવસ્થાએ ભમશે. હે ધન શ્રેષ્ઠી ! આ તમારા પુત્ર ધનશર્માએ પણ પૂર્વ જન્મમાં અચળની જેમ મૂર્ખતાને લીધે જ્ઞાનની નિંદા કરેલી છે,

તે કર્મે કરીને આ બુદ્ધિ રહિત થયો છે. જેવું બી વાવે, તેવું જ ધાન્ય લણાય છે.

આ પ્રમાણે ગુરૂના મુખથી સાંભળીને ધનશર્મા સદ્બુદ્ધિની ઉચિતતાવડે યુક્ત થઈ વિચારવા લાગ્યો કે—"અહો ! જ્ઞાનની આશાતના પ્રાણીઓને અત્યંત દુઃખદાયક છે." આ પ્રમાણે શુદ્ધ ધ્યાન કરવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી હર્ષ પામી તેણે મુનિને કહ્યું કે—"હે સ્વામી ! આપનું વચન સત્ય છે. હવે હું આ અપાર સંસારમાં ભ્રમણ કરવાથી ભય પામ્યો છું. માટે પ્રસન્ન થઇને મને આજ્ઞા આપો, કે મારૂં જ્ઞાનાવરણ શી રીતે ક્ષય પામશે ?" મુનિ બોલ્યા કે—"જ્ઞાનનું દાન દેવાથી જ્ઞાનાવરણ કર્મનો ક્ષય થાય છે, પરંતુ હમણાં તો તું સાક્ષાત્પણે જ્ઞાનદાન કરવામા સમર્થ નથી, તેથી હાલ તો તું જ્ઞાન અને જ્ઞાનીનું બહુમાન કર, અને જ્ઞાનીઓને અન્ન, વસ્ત્ર, જળ અને પુસ્તક વિગેરેની સહાયતા કર." આ પ્રમાણે ગુરૂના વચનને અંગીકાર કરી તથા તેમના મુખથી શ્રાવક ધર્મને અંગીકાર કરી પિતા અને પુત્ર બન્ને હર્ષ પામી પોતાને ઘેર ગયા. પછી ધનશર્માએ આત્માના કલ્યાણ માટે પોતાના દુષ્કર્મની નિંદા કરી કરીને જેમ લાકડું છોલી છોલીને પાતળું કરે તેમ જ્ઞાનાવરણ કર્મને પાતળું કર્યું. મોક્ષ રૂપી કરીયાણાને ખરીદ કરવા માટે નાણા ( ધન ) ની જેમ પુસ્તકોને લખાવી લખાવીને તેણે હર્ષથી વિધિ પૂર્વક જ્ઞાનીઓને આપ્યાં. વિશિષ્ટ બુદ્ધિવાળા તેણે નિર્દોષ વસ્ત્ર, ઔષધ અને ભોજનાદિકે કરીને જ્ઞાનીઓને બહુ માન પૂર્વક સહાયતા કરી. આ પ્રમાણે [1]ત્રણ શુદ્ધિવડે જ્ઞાનની આરાધના કરી વૃદ્ધિ પામતી શુભ વાસનાવાળો અને સ્થિર બુદ્ધિવાળો તે મરીને સૌધર્મ દેવલોકને વિષે દેવ થયો.

તે ( વિજયનો જીવ ધનશર્મા ) દેવ સૌધર્મ દેવલોકથી ચ્યવીને સાકેત નામના નગરમાં ધનમિત્ર નામે જિનધર્મમાં તત્પર, બુદ્ધિમાન અને વેપારીઓમાં અગ્રેસર થયો. તે વિશેષ ઉદ્યમથી ભણતાં છતાં પણ પૂર્વનું કર્મ અવશિષ્ટ હોવાથી તે ભવમાં

1 મન, વચન, કાયાની.

પણ કોઇ પણ કળા શીખવામાં સમર્થ થયો નહીં. તો પણ તે બુદ્ધની વૃદ્ધિ કરવા માટે અભ્યાસના ઉદ્યમને છોડતો નહોતો. કેમકે ઉદ્યમ જ બુદ્ધિરૂપી લતાને વૃદ્ધિ પમાડવામાં નવા મેઘ સમાન છે. એકદા પાપ રહિત તે બુદ્ધિમાન જિનાગમને ભણતાં શુભધ્યાંનમાં ચડવાથી પૂર્વ ભવની સ્મૃતિને–જાતિસ્મરણ જ્ઞાનને પામ્યો. ત્યાર પછી પૂર્વ જન્મની જેમ જ્ઞાનની સહાયતા કરવા લાગ્યો, અને ક્રમે કરીને વૈરાગ્યના તરંગવાળો થઇ તેણે ચારિત્ર ગ્રહણ કર્યું. પછી નિરંતર શ્રુતના અભ્યાસે કરીને પ્રબળ વાયુએ કરીને મેઘમંડળની જેમ તેનું તે જ્ઞાનાવરણીય કર્મ તત્કાળ ક્ષય પામ્યું. અંગોપાંગ સહિત સમગ્ર શ્રુતનો અભ્યાસ કરી પૂર્વ ભવના દુષ્કૃતનું સ્મરણ કરતો તે ચિરકાળ સુધી યત્નથી જ્ઞાનનું દાન આપવા પ્રવર્ત્યો. અનુક્રમે ધ્યાન રૂપી પરશુ ( કુહાડા ) વડે ચારે ઘાતી કર્મનો ક્ષય કરી જ્ઞાનદાનના પ્રભાવથી તે કેવળજ્ઞાનને પામ્યો. તે વખતે દેવદુંદુભિના નાદથી આકાશને પૂરી દેતા દેવતાઓએ પુષ્પવૃષ્ટિ પૂર્વક સુવર્ણમય કમળ વિકુર્વ્યું. તે કમળ ઉપર બેશીને તે જ્ઞાનીએ આ પ્રમાણે દેશના આપી—

આ જગતમાં સર્વે પ્રાણીઓ સુખને જ વાંછે છે, તે સુખ ઉત્તમ ચારિત્ર લેવાથી પ્રાપ્ત થાય છે, અને તે ચારિત્ર જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. તે જ્ઞાનનું જ્ઞાનીઓને સમ્યક્ પ્રકારે દાન કરે, તો તેને પ્રાપ્ત થાય છે, તેથી હે પંડિતો ! વિધિ પૂર્વક જ્ઞાનનું દાન કરવામાં જ નિરંતર ઉદ્યમ કરો, તેમ કરવાથી પોતાને અને પરને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. તે જ્ઞાનનું દાન બે પ્રકારે થઇ શકે છે. એક તો સૂત્ર અને તેના અર્થની વાચના આપવાથી તથા ભણાવવાથી થઇ શકે છે, અને બીજું જ્ઞાનના ઉપકરણો તથા અન્નાદિક દઇને જ્ઞાનીઓને સહાય કરવાથી પણ થઇ શકે છે. તેમાં જ્ઞાનની આરાધનાને ઇચ્છતા પુરૂષોએ જ્ઞાન દેતાં તથા લેતાં આઠ પ્રકારનો કાળાદિક આચાર પ્રયત્નથી પાલન કરવો જોઇએ. તે વિષે આગમમાં કહ્યું છે કે—

" काले विणए बहुमाणे, उवहाणे तहा अनिन्हवणे ।
वंजण अत्थ तदुभए, अट्ठविहो नाणमायारो ॥ "

"કાલ ૧, વિનય ૨, બહુમાન ૩, ઉપધાન ૪, તથા અનિહ્નવ ૫, વ્યંજન ૬. અર્થ ૭ અને તદુભય (વ્યંજન અને અર્થ) ૮, એ આઠ પ્રકારે જ્ઞાનનો આચાર છે."

૧ કાલ—જે અંગ, ઉપાંગ વિગેરેનો જે કાળ જિનેશ્વરોએ કહેલો છે, તે શ્રુત તે કાળે ભણવાથી બુદ્ધિમાન પુરૂષ શ્રુતની આરાધના કરનાર કહેવાય છે. ખેતી તથા ઔષધ વિગેરેની જેમ યોગ્ય કાળે શ્રુતને સેવવામાં આવે, તો તે સમગ્ર રીતે ફળને આપે છે, નહીં તો વિપરીત ફળ આપે છે. અયોગ્ય કાળે શ્રુતના અભ્યાસીને ફળનો અભાવ થાય એટલું જ નહીં, પરંતુ જિનેશ્વરની આજ્ઞાનો લોપ થવાથી આ લોક તથા પરલોકનાં કષ્ટ પણ પ્રાપ્ત થાય છે. તે વિષે એક દૃષ્ટાંત છે કે—કોઈ એક સ્વચ્છ ગચ્છમાં કોઈ મુનિ કાલિક શ્રુતને સંધ્યા કાળે ગોખતો હતો. રાત્રીની પોરસી વ્યતીત થયા છતાં પણ વિસ્મૃતિને લીધે તે વિરામ પામ્યો નહીં. શાસ્ત્રનો રસ તો તે જ કહેવાય કે જેમાં બીજા રસની ખબર પણ ન પડે. તે મુનિને આ પ્રમાણે ભણતો જોઇ કોઈક સમકિતી દેવીએ વિચાર કર્યો કે—"આ સાધુને પ્રમાદી જોઇ કોઈ ક્ષુદ્ર દેવતા તેને છળશે, તેથી તેને શિક્ષા આપું." એમ વિચારી તેણીએ આભીરીનું રૂપ કરી માથે છાશની માટલી લઇ "લ્યો છાશ, લ્યો છાશ" એમ વારંવાર ઉંચે સ્વરે બોલવા લાગી, અને તે મુનિના ઉપાશ્રયની પાસે થઇને વારંવાર જાવ આવ કરવા લાગી. તેણીના શબ્દથી મુનિનું શ્રુતધ્યાન સ્ખલના પામ્યું, તેથી તેણીને કહ્યું કે—"હે મુગ્ધા! શું આ છાશ વેચવાનો સમય છે?" ત્યારે તે પણ બોલી કે—"શું આ તમારો કાલિક શ્રુતનો સમય છે?" તે સાંભળીને મુનિએ ઉપયોગ પૂર્વક વિચાર્યું કે—"આ સામાન્ય સ્ત્રી નથી." પછી મધ્ય રાત્રીનો સમય છે એમ નિશ્ચય કરી તે મુનિએ તેણીને મિથ્યાદુષ્કૃત આપ્યું. તે વખતે તે દેવી પ્રત્યક્ષ થઈ બોલી કે—"હે મુનિ! હવે ફરીથી આ પ્રમાણે કરશો નહીં કારણ કે ક્ષુદ્ર દેવતાઓ પ્રમાદી સાધુને છળે છે." આ પ્રમાણે તેને શિક્ષા આપીને તે નિપુણ દેવી અદૃશ્ય થઇ ગઇ. પછી યોગ્ય સમયે શ્રુતનો અભ્યાસ કરતો તે મુનિ અનુક્રમે સદ્ગતિને પામ્યો.

તેથી બુદ્ધિમાને યોગ્ય અવસરે જિનાગમનો અભ્યાસ કરવો જોઇએ. તેમ કરવાથી આ ભવમાં વિઘ્ન રહિત પણું થાય છે, અને પર ભવમાં સંપદા પ્રાપ્ત થાય છે.

૨ વિનય—શ્રુતજ્ઞાન ગ્રહણ કરનારે ગુરૂનો નિષ્કપટ વિનય કરવો જોઇએ. કારણ કે તે વિનયથી જ ઉત્તરોત્તર વિદ્યા વૃદ્ધિ પામે છે. વિનયથી જ શિષ્યો અને પુત્રો સમગ્ર કળાનું અને સંપત્તિનું સ્થાન રૂપ થાય છે. વિનયવાળા તિર્યંચોને પણ વિવિધ આશ્ચર્ય કારક કળાઓ ડાહ્યા પુરૂષો શીખવે છે, તેથી તેઓ અદ્ભુત લક્ષ્મી (શોભા)ને પામે છે. પ્રાયે કરીને પ્રાણીઓનાં સર્વ કાર્યો વિનયથી જ સિદ્ધ થાય છે, તો બન્ને લોકને હિત કરનારી વિદ્યાને માટે શું કહેવું ? જેમ ધાન્યની સંપત્તિ સારી રીતે રક્ષણ કર્યા છતાં પણ અનુકૂળ વાયુ વિના ફળવાળી થતી નથી—પાકતી નથી, તેમ વિદ્યા પણ સારી રીતે અભ્યાસ કર્યા છતાં પણ વિનય વિના ફળીભૂત થતી નથી. ગુરૂનું આસન ઉંચે રાખવું, તેના પગ ધોવા, તેનું શરીર ચાંપવું, પોતાનું આસન નીચું રાખવું, એ વિગેરે અનેક પ્રકારનો વિનય કહેલો છે. આ લોક સંબંધી વિદ્યા પણ જો વિનય વિના ગ્રહણ કરી હોય, તો તે ફળવાળી થતી નથી, તો પરલોક સંબંધી વિદ્યા શી રીતે ફળવાળી થાય ? તે ઉપર દૃષ્ટાંત સાંભળો.—

રાજગૃહ નામના નગરમાં શ્રેણિક નામે રાજા હતો. તેને ચેલણા નામની પટ્ટરાણી હતી. તેણીનું વચન કદાપિ રાજા ઉલ્લંઘન કરતો નહીં. એકદા તેણીએ રાજાને કહ્યું કે "હે સ્વામી ! મારે માટે એક સ્તંભનો પ્રાસાદ કરાવો." તે સાંભળી રાજાએ સુથારોને આજ્ઞા કરી, એટલે તેઓ કાષ્ઠ માટે વનમાં ગયા. તેઓ અભયકુમારને સાથે રાખીને ચોતરફ અટવીમાં ફરવા લાગ્યા. તેવામાં તેઓએ એક દિવ્ય મોટું વૃક્ષ જોયું તે વૃક્ષને ધૂપ અને પુષ્પ વિગેરેવડે પૂજીને તેઓએ તેના પ્રત્યે કહ્યું કે—"જે દેવે આ વૃક્ષ અધિષ્ઠિત કરેલ હોય, તે પોતાના આત્માને પ્રગટ કરો. કેમકે જો કોઇ દેવે અધિષ્ઠિત કરેલો હશે તો અમે તેને છેદશું નહીં, અને કોઇએ ગ્રહણ કરેલો નહીં હોય તો અમે આને કાપશું" તે સાંભળીને ત્યાં

રહેલો એક યક્ષ પ્રગટ થઇને બોલ્યો કે—" આ મારૂં વૃક્ષ છે, તેને તમે કાપશો નહીં. પરંતુ હું જ તમને સર્વ ઋતુવાળા ઉદ્યાન સહિત ઉંચી વેદિકા વાળો એક સ્તંભનો પ્રાસાદ મારી દિવ્ય શકિતથી બનાવી આપીશ. " તે સાંભળીને હર્ષ પામેલા તેઓ નગરમાં ગયા અને તે વૃત્તાંત તેમણે રાજાને જણાવ્યો. પછી તે યક્ષે પણ ક્ષણવારમાં કહ્યા પ્રમાણે પ્રાસાદ કરી આપ્યો. ત્યાં રહીને ચેલણા રાજાની સાથે દિવ્ય ભોગ ભોગવવા લાગી. પોતાનું કર્મ– દૈવ અનુકૂળ હોય ત્યારે કઈ ઇચ્છિત વસ્તુ ન પ્રાપ્ત થાય ? એકદા તે નગરમાં એક ચાંડાલીને અકાળે ( ઋતુ વિના ) કેરી ખાવાનો દોહલો ( મનોરથ ) થયો, તેથી તેણીએ પોતાના પતિને તે જણાવ્યો. તે ચંડાળ પણ તે વખતે કેરીની ઋતુ નહીં હોવાથી તેની પ્રાપ્તિ બીજે કોઇ સ્થાને નહીં થાય એમ વિચારી રાત્રીએ ચોરીની વૃત્તિથી તે રાજાના ઉદ્યાનમાં ગયો. ત્યાં ઉદ્યાનની બહાર રહીને અવનામિની નામની વિદ્યાએ કરી આમ્ર વૃક્ષની ડાળીને નમાડીને તે ઉપરથી હાથવડે ફલો તોડી લીધાં, અને પછી ઉન્નામિની નામની વિદ્યાવડે તે શાખાને પાછી ઉંચી કરી પોતાને ઘેર આવ્યો. પ્રિયાના પાશમાં પડેલા પુરૂષો કયા પ્રયાસને ન કરે ? પ્રાત: કાળે રાજા તે ડાળીને ફળ રહિત જોઈ આશ્ચર્ય પામ્યો, અને કોઇપણ ઠેકાણે મનુષ્યનું પગલું માત્ર પણ જોયું નહીં, તેથી તેણે આશ્ચર્ય પૂર્વક વિચાર્યું કે—" આવો કયો ચોર હશે ? કે જેની આવી અતિ અદ્ભુત શક્તિ છે ? આવો મનુષ્ય મારા અંત:પુરને પણ ઉપદ્રવ કરી શકે. " આવી શંકાથી વ્યાકુળ થયેલા રાજાએ તરત જ અભયકુમારને બોલાવી કહ્યું કે—" રાત્રીને સમયે આ દિવ્ય આમ્રફળોને હરણ કરનાર ચોરને તું પ્રગટ કર-પકડી લાવ. " તે સાંભળીને અભયકુમાર પોતે ચોરની શોધમાં ઉદ્યમ કરતો નગરની બહાર ચોતરફ કૂવા, ઉદ્યાન અને પાણીના પરબ વિગેરે સ્થાનોમાં ફરવા લાગ્યો. પરંતુ કોઈ ઠેકાણે ચોરનો પત્તો લાગ્યો નહીં. છેવટે નગરની મધ્યે રાત્રીને પ્રારંભે કોઇ ઠેકાણે ચૌટામાં કાંઈક નાટક જોવા માટે એકત્ર થયેલો જનસમૂહ તેણે જોયો. ત્યાં તેણે લોકોને કહ્યું કે—" હે લોકો ! જ્યાં સુધી આ નટ નાટકની તૈયારી કરે છે, ત્યાં સુધી હું એક કથા કહું છું, તે તમે સર્વે સાવધાન થઇને સાંભળો —

કોઇ નગરમાં ગોવર્ધન નામે વણિક સર્વ નિર્ધન જનોમાં મુખ્ય હતો. તેને સાર્થક નામવાળી રૂપવતી નામની કન્યા હતી. પિતાના નિર્ધનપણાદિકના કારણથી તે મનવાંછિત મનોહર પતિને નહીં પામવાથી મોટી ઉમ્મરવાળી થઇ હતી. તેથી તે વૃદ્ધ કુમારીને નામે પ્રસિદ્ધ થઇ હતી. તેણી હંમેશાં સારા પતિની પ્રાપ્તિ માટે કામદેવની પૂજા કરતી અને પૂજાને માટે કોઇ ઉદ્યાનમાંથી હંમેશાં ચોરીવડે પુષ્પોને ચુંટતી હતી. તેની ઉદ્યાનપાળને ખબર પડતાં તેણે એકદા તેણીને પુષ્પ ચુંટતી પકડી, અને તેણીને રાગથી ઉપદ્રવ કરવા લાગ્યો. ત્યારે તે બોલી કે—"હે મહાશય! મારા કુમારી પણાનો તું વિનાશ ન કર." તે સાંભળીને તે બોલ્યો કે "હે સુંદરી! જો તું પરણ્યા પછી તારા પતિની સાથે ભોગ ભોગવ્યા પહેલાં મારી પાસે આવે, તો અત્યારે તને મુકી દઉં, નહીં તો કોઇ પણ પ્રકારે મૂકવાનો નથી," તે સાંભળી તેણીએ તેનું વચન અંગીકાર કર્યું, ત્યારે તેણે તેણીને રજા આપી, એટલે તે પોતાને ઘેર ગઇ. પછી કેટલેક કાળે કોઇ યોગ્ય શ્રેષ્ઠિ પુત્ર તેણીને પરણ્યો. રાત્રીને વખતે વસ્ત્ર અને અલંકારોથી શોભતી તે શયનગૃહમા ગઈ અને સત્ય પ્રતિજ્ઞાવાળી તેણીએ પોતાની કરેલી પ્રતિજ્ઞા પતિને કહી. તેણીની વાણીનું આટલું બધું નિશ્ચળપણું વિચારીને તે પણ મનમાં આશ્ચર્ય પામ્યો, તેથી તેણે તેને ઉદ્યાનમાં જવાની રજા આપી, ત્યારે તે પણ તેજ સમયે ચાલી. માર્ગમાં ચોરોએ તેને પકડી, ત્યારે તેણીએ સત્ય વૃત્તાંત તેમને કહ્યો. તે સાંભળી આશ્ચર્ય પામી તેઓએ પાછું આવવાનું કબૂલ કરાવી તેને મૂકી દીધી. આગળ જતાં છ માસથી-ક્ષુધાતુર થએલા રાક્ષસે તેણીને જોઈ, તેણે પણ તેજ પ્રમાણે વળતાં આવવાનું કબૂલ કરાવી છોડી દીધી, એટલે તે નિર્વિઘ્ન પણે માળી પાસે આવી પહોંચી. તેણીને જોઇ સંભ્રમતાથી તે બોલ્યો કે—"હે ભાગ્યવંતી! અત્યારે તું અહીં કેમ આવી?" તેણીએ જવાબ દીધો કે "તમારી પાસે પ્રતિજ્ઞા રૂપી પાશવડે બંધાયેલી હોવાથી આવી છુ." તે સાંભળી વિસ્મય પામેલા તેણે ફરી પૂછયું કે—"તારા પતિએ તને કેમ રજા આપી? ત્યારે તેણીએ આદિથી અંત સુધીનો સર્વ વૃત્તાંત તેને કહ્યો. તે સાંભળી તેણે વિચાર્યું કે—"અહો આ સ્ત્રી જાતિ છતાં પણ પ્રતિજ્ઞાને

વિષે કેવી દઢ વ્રતવાળી છે ? કે જેણીએ પોતાનું વચન પાળવા માટે જ આવું મુશ્કેલીવાળું કાર્ય સાધ્યું. તેણીનો પતિ ચોરો અને રાક્ષસ એ સર્વેએ શક્તિ હોવા છતાં પણ આને મૂકી દીધી, તો નિર્મળ ગુણોવડે શ્રેષ્ઠ અને અનિંદ્ય ( અનુમોદના કરવા યોગ્ય ) એવી આના ઉપર હું કેમ દ્રોહ કરૂં ? આ પ્રમાણે વિચારી તેણીના ચરિત્રથી હૃદયમાં ચમત્કાર પામેલા તે માળીએ તેણીને બહેનની જેમ સન્માન કરી ઘેર જવા રજા આપી. પાછી આવતાં તેજ પ્રમાણે વિચાર કરી રાક્ષસે અને ચોરોએ પણ તેણીને છોડી દીધી, એટલે તે બહારથી તથા અંદરથી ઉપદ્રવ પામ્યા વિના પોતાને ઘેર આવી. તેણીનું ચરિત્ર સાંભળી તેણીનો પતિ પણ મનમા અત્યંત આશ્ચર્ય પામ્યો અને તેણીને ઘરની સ્વામિની બનાવી. ગુણને વિષે કોને આદર ન થાય ?

આ પ્રમાણે કથા કહીને અભયકુમારે કહ્યું કે—" અહો ! સર્વ સભાસદો તમોને હું પૂછું છું કે તેણીના પતિ વિગેરે ચારમાંથી કોણે દુષ્કર કાર્ય કર્યું ? તે કહો." તે સાંભળીને જેઓ સ્ત્રીઓ ઉપર ઇર્ષ્યાળુ હતા તેમણે ભર્તારને, ક્ષુધાતુરોએ રાક્ષસને, કામીઓએ માળીને અને તે ચાંડાળે ચોરોને દુષ્કર કાર્ય કરનારા કહ્યા. તે સાંભળીને તે ચાંડાળને ચોર જાણી અભયકુમારે તેને રાજાને સોંપ્યો. રાજાએ ચોરને પૂછ્યું, ત્યારે તેણે સત્ય હકિકત કહી. રાજાએ તેને કહ્યું કે—" જો તું મને આ બન્ને વિદ્યા આપે, તો તને અભયદાન આપું." ત્યારે તે બોલ્યો કે—" આપું." ત્યારપછી રાજા તેની પાસે ભણવા લાગ્યો. વારંવાર ભણતા છતાં પણ રાજાના હૃદયમાં એક પણ વિદ્યા દઢ થઇ નહીં, તેથી ક્રોધ કરીને રાજાએ તેને કહ્યું કે—" કેમ મને વિદ્યા આવડતી નથી ? " માતંગે કહ્યું કે—" હે રાજા ! તમે વિનય વિના ભણો છો. કેમકે તમે ઉંચે આસને બેઠા છો, અને હું નીચે ભૂમિ ઉપર બેઠો છું " તે સાંભળીને રાજા હર્ષ પામી આસન પરથી નીચે ઉતરી તેને ઉંચા આસન પર બેસાડી ભણવા લાગ્યો. એટલે તરતજ તેના હૃદયમાં બન્ને વિદ્યાઓ સ્થિરતાને પામી. તેથી હું કહું છું કે—વિનયજ સર્વ વિદ્યાઓનું સ્થાન છે. વિનય પૂર્વક ભણેલી વિદ્યાઓ અલ્પ કાળમાં જ સિદ્ધ થાય છે.

૩ બહુમાન—શ્રુતજ્ઞાનને ગ્રહણ કરતા શિષ્યે ગુરૂનું બહુમાન કરવું જોઈએ. તે બહુમાન પંડિતોએ હૃદયનો ભક્તિભાવ કહ્યો છે. ગુરૂનું બહુમાન કરવા પૂર્વક ગ્રહણ કરેલું શ્રુત શિષ્યોને ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ ફળની સંપત્તિ આપે છે. વિનય અને બહુમાનના ચાર ભાંગા થાય છે. તેમાં કોઇને વિષે બન્ને હોય છે ૧, કોઇને વિષે એકલો વિનય જ હોય છે ૨, કોઇને વિષે એકલું બહુમાન જ હોય છે ૩, અને કોઈ શિષ્યને વિષે બેમાંથી એક પણ હોતું નથી ૪. બહુમાન વિનાનો એકલો વિનય પ્રાયે કરીને નિષ્ફળ હોય છે. કેમકે બાહ્યના વિધિ કરતાં અંતરંગનો વિધિ બળવાન છે. આ વિષે એક દૃષ્ટાંત સાંભળો.—

કોઇ એક પર્વતની ગુહામાં શિવ નામના યક્ષની પ્રતિમા હતી. તે પ્રભાવિક હોવાથી લોકમાં પ્રસિદ્ધ હતી. તે મૂર્તિને હંમેશાં કોઈ એક બ્રાહ્મણ તથા કોઈ ભિલ્લ પૂજતા હતા. તેમાં બહુમાન નહીં છતાં પણ બ્રાહ્મણ બાહ્યથી વિનય ઘણો કરતો હતો. તે સ્નાનવડે શરીર સ્વચ્છ કરી, ધોયેલાં વસ્ત્ર પહેરી, નિર્મળ જળથી મૂર્તિને સ્નાન કરાવી તથા ઘણાં પુષ્પોથી પૂજા કરી નવી નવી સ્તુતિ વડે સ્તુતિ કરતો હતો. પરંતુ તે ભિલ્લ તો શુદ્ધ ભાવથી (બહુમાનથી) તે શિવને પૂજતો હતો. તે હંમેશાં પ્રાતઃકાળે જાગીને તરત ત્યાં આવી તેને નમસ્કાર કરી મુખમાં ભરેલા પાણીના કોગળાવડે તેને નવરાવતો હતો. પરંતુ તેની ભક્તિ અકૃત્રિમ હતી, તેથી પ્રસન્ન થયેલો યક્ષ તેની સાથે એકાંતમાં સુખ પ્રશ્નાદિકની વાતો કરતો હતો. તેને તે પ્રકારે વાતો કરતો જોઇને બ્રાહ્મણને તેના પર દ્વેષ થયો. તેથી બીજે દિવસે હંમેશની જેમ તેની પૂજા કરીને પછી ક્રોધથી તેનો તિરસ્કાર કરવા લાગ્યો કે—"હે યક્ષ! જેવો તારો સેવક ભિલ્લ નીચ છે, તેવો જ તું પણ છે. કારણ કે ભક્તિમાન અને બ્રાહ્મણ એવા પણ મને છોડીને તું તેની સાથે વાતો કરે છે" ત્યારે યક્ષે તેને કહ્યું કે—"જેવું તેને મારા પર બહુમાન છે, તેવું તારે નથી. આ બાબત તારૂં અને તેનું આંતરૂં તું કાલે સવારે જાણીશ." તે સાંભળી તેની વાણીની અવજ્ઞા કરી તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. હવે રાત્રીને સમ-

યે યક્ષ તે બન્નેની પરીક્ષા કરવા માટે પોતાના એક નેત્રને ઉખેડીને રહ્યો. પ્રાતઃકાળે નિયમ પ્રમાણે તે બ્રાહ્મણ શય્યામાંથી ઉઠીને હંમેશની જેમ સ્નાનાદિક કરી પૂજાની સામગ્રી લઇ યક્ષના મંદિરમાં આવ્યો. તે વખતે યક્ષને એક નેત્રવાળો જોઈ તે દુ:ખી થયો, અને વારંવાર વિલાપ કરવા લાગ્યો. થોડી વારે અત્યંત ભક્તિમાન તે ભિલ્લ પણ આવ્યો. તે પણ એક નેત્ર ઉખેડેલું જોઇ દુઃખી થયો અને હૃદયમાં ખેદ કરવા લાગ્યો, પછી અત્યંત ભક્તિને લીધે તેણે તત્કાળ બાણવડે પોતાનું એક નેત્ર ઉખેડીને તે મૂર્તિને ચોંટાડયું. ભક્તિમાનને કયું કાર્ય કરવું મુશ્કેલ છે? પછી—"અરે બ્રાહ્મણ! તેં તારી અને આની ભક્તિનું આંતરૂં જોયું?" એમ કહીને તે યક્ષે તે ભિલ્લના બન્ને નેત્રો સુંદર કરી દીધા અને તે ભિલ્લને કહ્યું કે—"હે વત્સ! આ નિર્ણય કરેલી તારી ભક્તિથી હું તારા પર પ્રસન્ન થયો છું, તેથી મારી કૃપા વડે તને અક્ષય લક્ષ્મી પ્રાપ્ત થશે." પછી તેના પ્રસાદથી તે ભિલ્લ ઉત્કૃષ્ટ સંપદાને પામ્યો અને સુખી થયો. સમ્યક્ પ્રકારની ભક્તિ કેમ ફળદાયક ન થાય? તેથી કરીને શાસ્ત્રનો અભ્યાસ કરતા બુદ્ધિમાન શિષ્યે નિષ્કપટપણે બહુમાન પૂર્વક વિશેષે કરીને ગુરૂનો વિનય કરવો.

૪ ઉપધાન—હવે હું ઉપધાન કહું છું—જેના વડે શ્રુત સમ્યક્ આરાધના દ્વારાએ કરીને આત્માની સમીપે લવાય તે ઉપધાન એટલે વિવિધ પ્રકારની તપસ્યા. ગણધરોએ જે અધ્યયન ભણવામાં જે તપસ્યા કરવાની કહી હોય, તે તપસ્યા પૂર્વક તે અધ્યયન ભણવું જોઈએ. કારણકે તેમ કરવાથી જ તે જાણેલું સફળ થાય છે. આ લોક સંબંધી મંત્રો પણ તપ વિના સિદ્ધ થતા નથી, તો પરલોકને સાધનાર જિનાગમ તપ વિના કેમ સિદ્ધ થાય? કારણ કે તપ કરવાથી પૂર્વના જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે, અને તેનો ક્ષય થવાથી સુખે કરીને—અલ્પ પ્રયાસે શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. તે ઉપર દૃષ્ટાંત સાંભળો—

ગંગા નદીને કીનારે (કોઈ ગામમાં) પુણ્ય કર્મને વિષે આદરવાળા બે ભાઈઓ રહેતા હતા. તેમણે નિર્મળ હૃદયથી કોઈ મોટા ગચ્છમાં દીક્ષા લીધી. ત્યાં મુખ્ય મુનિઓ તે બન્ને શિ-

ઓને શીઘ્રપણે ગ્રહણ અને આસેવના શિક્ષાને શીખવવા લાગ્યા. સર્વ કોઈને શીખવવું શ્રેયસ્કર છે. અનુક્રમે મોટા ભાઇ નિપુણ બુદ્ધિવાળો હોવાથી શ્રુતજ્ઞાનના પારને પામ્યો, તેથી તે આચાર્ય પદવી પામ્યો. વિદ્યા સંપત્તિનું સ્થાનજ છે. બીજો નાનો ભાઇ અલ્પ બુદ્ધિવાળો હોવાથી અલ્પ શાસ્ત્રજ શીખી શક્યો. સરસ્વતી પણ લક્ષ્મીની જેમ પૂર્વના કરેલા કર્મને અનુસરે છે. પછી જેમ ક્ષય તિથિએ યાચકોને ભોજન દેનાર દાતાર વિશ્રાંતિને પામતો નથી, તેમ તે આચાર્ય શિષ્યોને શ્રુતજ્ઞાન દેતાં કદાપિ વિશ્રાંતિને પામતો નહોતો. શિષ્યોએ કરેલા સૂત્રાર્થના ચિંતવન અને પ્રશ્નાદિ-કવડે રાત્રીએ પણ તેને સુખે શયન થઇ શકતું નહીં, પરંતુ શરીરે પુષ્ટ થયેલો તેનો નાનો ભાઈ સ્વેચ્છાપૂર્વક નિરંતર સુખે જમતો, સુખે સુતો, અને સુખે રહેતો હતો. તેને જોઇને સારી બુદ્ધિની ઉચિતતાથી રહિત થયેલા સૂરિએ વિચાર કર્યો કે—" આ મારો ભાઈ ધન્ય છે, કે જે રાત્રીદિવસ સુખી છે. અજાકૃપાણના ન્યાયની જેવા આ જ્ઞાનવડે બંધનવડે પશુની જેમ હું કેવી દુઃખદાયી દશાને પામેલો છું ? " આ પ્રમાણે જ્ઞાન ઉપર દ્વેષ થવાથી તે આચાર્ય વાચનાદિક આપવામાં ઉદ્વેગ પામ્યો, તેથી સ્વાધ્યાયને દિવસે પણ તે શિષ્યોને ' આજ તો અસ્વાધ્યાય છે ' એમ કહેવા લાગ્યો. આ પ્રમાણે જ્ઞાનની આશાતના કરવાથી તે દુર્બુદ્ધિએ જ્ઞાનને હણનારૂં કર્મ બાંધ્યું. પ્રમાદી મનુષ્ય કયું દુષ્કર્મ ન કરે ? આ પ્રમાણે જ્ઞાનના કરેલા અતિચારને આલોચ્યા વિના તે મરણ પામી ચારિત્ર ધર્મમાં સ્થિર હોવાથી સૌધર્મ દેવલોકમાં દેવતા થયો. ત્યાંથી ચવીને કોઇક ગામમાં તે આભીર (ભરવાડ) નો પુત્ર થયો. તે પુત્ર યુવાન થયો ત્યારે તે કોઇ યોગ્ય કન્યાને પરણ્યો. તેને અનુક્રમે સાર્થક નામવાળી સુરૂપા નામની પુત્રી થઈ, અને તે કામદેવ રૂપી મત્ત હાથીને ક્રીડા કરવાના વન સમાન યુવાવસ્થાને પામી. એકદા તે ચતુર એવી તે સુરૂપાને ગાડું હાંકવા આગળ બેસાડીને ઘી વેચવા માટે નગર તરફ ચાલ્યો. તે વખતે તેણીનું રૂપ જોવાને લુબ્ધ થયેલા બીજા પણ આભીરના પુત્રો ઘી વેચવાના મિષથી તેની સાથે ગાડાં લઇ લઇને ચાલ્યા. માર્ગમાં આગળ ચાલતા ગાડા ઉપર

એકેકી તેણીને એકાગ્ર ચિત્તે તેઓ જોવા લાગ્યા, તેથી તેમનાં ગાડાં તથા મન ઉન્માર્ગે પ્રવર્ત્યાં, અને તેથી તત્કાળ પરસ્પર અથડાઇને તે ગાડાંઓ ભાંગી ગયાં. અજિતેંદ્રિયપણું મનુષ્યોને કઇ કઇ હાનિ ન આપે ? તેથી વિલખો થયેલા તેઓ સર્વેએ ભેળા થઇને તે બન્નેનાં નામો પાડ્યાં કે—આ છોકરી અશકટા અને તેનો પિતા અશકટાપિતા છે. આ સર્વ જોઇને સુરૂપાના પિતાને ખરો—નિશ્ચળ વૈરાગ્ય ઉત્પન્ન થયો. લઘુકર્મીઓને અલ્પ નિમિત્તે કરીને પણ વૈરાગ્ય થાય છે. તેથી તેણે કોઇ આભીરપુત્રને ધન સહિત પોતાની કન્યા પરણાવી, અને પોતે કોઈ મોટા ગચ્છમાં દીક્ષા અંગીકાર કરી. પછી તે આભીર સાધુ ઉદ્યમપૂર્વક યોગ વહન કરી તથા ક્લેશ સહન કરી શ્રુત ભણવા લાગ્યો, અને અનુક્રમે ઉત્તરાધ્યયનનાં ત્રણ અધ્યયનો શીખી ગયો. પછી ચોથા અધ્યયનનો ઉદ્દેશો કરતાં જ્ઞાનની અવજ્ઞા કરવાથી ઉત્પન્ન થયેલું તેનું પૂર્વનું કર્મ ઉદયમાં આવ્યું. કેમકે ભોગવ્યા વગર તે કર્મનો નાશ થઇ શકતો નથી. ત્યાર પછી આંબેલ તપ કરીને બે દિવસ સુધી યત્ન પૂર્વક ભણતા છતાં પણ તેના હૃદયમાં એક પદ પણ સ્થિર થયું નહીં, ત્યારે ગુરૂએ તેને કહ્યું કે—" હે વત્સ ! જ્યાં સુધી આ ભણાશે નહીં (આવડશે નહીં ) ત્યાં સુધી તેની અનુજ્ઞા તને અપાશે નહીં, અને ત્યાં સુધી આંબેલ કરવા પડશે. " તે સાંભળીને તેણે કહ્યું કે—" ભલે, મારે પણ એજ પ્રમાણે હો. " એમ ગુરૂના વચનને અંગીકાર કરીને ઉદ્યમવંત તે આંબેલમાં તત્પર થઇને તેનું પહેલું પદ ભણવા લાગ્યો. રાત્રિદિવસ વિશ્રાંતિ રહિત ઉંચે સ્વરે તે ગોખવા લાગ્યો, પરંતુ હાથમાં જેમ પારો ન ટકે, તેમ તેના ચિત્તમાં એક પદ પણ ટક્યું નહીં—સ્થિર થયું નહીં. વારંવાર તેના ઘોષને સાંભળવાથીજ બીજા ઘણા નાના સાધુઓ પણ તે પદ શીખી ગયા, તેથી તેઓએ તેની અનેક પ્રકારે હાંસી કરી. અત્યંત વિસ્મરણના સ્વભાવવાળા તેને વારંવાર ગુરૂ સંભારી દેતા હતા, તો પણ તે અશુદ્ધ પદનો ઉચ્ચાર કરવા લાગ્યો, તેથી ગુરૂ પણ ઉદ્વેગ પામ્યા. પછી ગુરૂએ તેને શિક્ષા આપી કે—"હે વત્સ ! અક્ષરના વિપરીત ઉચ્ચારથી શ્રુત દૂષણ પામે છે, તેથી તેની તું આશાતના કર

છે. ન્યૂન, અધિક કે વિપરીતપણે વર્ણનો ઉચ્ચાર કરવાથી શ્રુતનો આશાતના કરતો પ્રાણી અનેક દુઃખો પામે છે. તેથી કરીને હે વત્સ! તું શ્રુતનો અભ્યાસ મૂકી દે, અને જિનાગમમાં તત્ત્વભૂત ' मा रुष्य मा तुष्य એ બે પદનેજ ભણ્યા કર." ત્યારે તે મુનિ તેજ બે પદને વધારે વધારે ગોખવા લાગ્યા. કેમકે વિનયવંતની સર્વ પ્રવૃત્તિઓ ગુરુને આધીનજ હોય છે. તે બે પદ પણ પ્રાકૃત ભાષાવાળા ગોખતાં ગોખતાં તેમાંથી એક એક અક્ષર ન્યૂન બોલવા લાગ્યા. એટલે કે "मा रुस, मा तुस"એ બે પદોમાંથી રુઅને मा અક્ષર મૂકી દઈને બોલવા લાગ્યા, તેથી લોકોએ તેનું मासतुस એવું નામ પાડ્યું. અશુદ્ધ બોલતાં છતાં પણ તે બન્ને પદનો અર્થ તેણે કદાપિ વૃથા કર્યો નહીં. એટલે કે કોઈપણ તેની પ્રશંસા કરે તો તેથી તે હર્ષ—તોષ પામતો નહીં અને કેઇ ઉપહાસ—મશ્કરી કરે તો તેથી ક્રોધ—રોષ કરતો નહીં. આ પ્રમાણે તીવ્ર આંબીલ તપ કરતાં બાર વર્ષો વ્યતીત થયા, ત્યારે તેનું તે જ્ઞાનાવરણ કર્મ જીર્ણ રજ્જુની જેમ તુટી ગયું. ત્યારપછી વિશિષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થવાથી તેણે ચોથા અધ્યયનનો અભ્યાસ કર્યો, અને અનુક્રમે તે સમગ્ર શ્રુતનો પારગામી થયો. પછી ઘાતિ કર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાન પામી અનુક્રમે તે કર્મ રહિત થઈ મોક્ષપદ પામ્યા, તેથી કરીને બુદ્ધિમાન પુરૂષે ઉપધાન સહિત જિનાગમનો અભ્યાસ કરવો જોઇએ. અને તેમ કરવાથી તે જિનાગમ આ ભવ તથા પરભવમાં પણ સુખે કરી પ્રાપ્ત થાય.

" અનિન્હવ—ડાહ્યા માણસે ગુરૂ પાસેથી શ્રુત ગ્રહણ કરીને તે ગુરૂનો નિન્હવ કરવો નહીં. પરંતુ જેની પાસે જે જ્ઞાનનો અભ્યાસ કર્યો હોય, તે વિષયમાં તેનુંજ નામ સ્પષ્ટ રીતે કહેવું. બીજાનું નામ કહેવાથી પોતાનું ચિત્ત મલિન થાય છે, અને તેથી કરીને યત્ન વડે સિદ્ધ કરેલી વિદ્યા પણ ફળદાયક થતી નથી. આ વિષય ઉપર દૃષ્ટાંત સાંભળો—

સ્તંભપુર નામના પુરમાં એક નાપિત (હજામ) રહેતો હતો. તેની શસ્ત્રની કોથળી વિદ્યાના બળથી આકાશમાં નિરાધાર રહેતી

હતી, તેથી તે ઘણી પ્રસિદ્ધિ પામ્યો હતો. તે જોઇને કોઈ એક પરિવ્રાજકે તેની સેવા કરી તેની પાસે વિધિ પ્રમાણે આકાશને અવલંબન કરનારી વિદ્યા ગ્રહણ કરી. શું નીચથકી કળા ગ્રહણ ન કરાય? પછી તે પરિવ્રાજક ચંપા નગરીમાં ગયો. ત્યાં પોતાના ત્રિદંડને આકાશ મંડળના અલંકાર રૂપ કરવાથી મહા પુરૂષો તેની પૂજા કરવા લાગ્યા. તેની પ્રસિદ્ધિ સાંભળીને રાજાએ પણ તેને બહુ માન આપ્યું. એકદા રાજાએ તેને પૂછયું કે—"હે પૂજ્ય ? આ તમારા તપની શકિત છે? કે કોઈ વિદ્યાની શકિત છે ?" તે બોલ્યો કે—"હે રાજા ! આ મારી વિદ્યાની શક્તિ છે." રાજાએ પૂછયું—"ત્યારે તમારા ગુરૂ કોણ છે? અને તે ક્યાં છે? તે કહો." ત્યારે તે પરિવ્રાજકે લજ્જાને લીધે તે નાપિત ગુરૂનું નામ દીધું નહીં, અને કપોલ કલ્પનાએ કરીને રાજાને કહ્યું કે—"હિમાલયના મહાતીર્થમાં રહેનારા તપસ્વી વિમુક્તિ દેવ નામના મારા વિદ્યાગુરૂ હતા." આ પ્રમાણે ગુરૂના નિન્હવ રૂપ પાપે કરીને કોપ પામી કોઈ દેવતાએ ખડખડ કરતો તેનો દંડ પૃથ્વી પર પાડી નાંખ્યો, અને આકાશ વાણીએ કરીને તેનું તે પાપ જાહેર કર્યું. તે સાંભળીને રાજા વિગેરે સર્વ જનોએ તે ત્રિદંડીની નિંદા કરી. તેથી જો બન્ને લોકમાં વિદ્યાના શુભ ફળની વાંછા હોય, તો બુદ્ધિમાને સર્વથા પ્રકારે ગુરૂનો નિન્હવ કરવો નહીં.

૬ વ્યંજન—તથા વ્યંજન, અર્થ અને તદુભય વડે શ્રુતને શુદ્ધ રીતે ભણવું જોઇએ. જો અશુદ્ધ રીતે ભણવામાં આવે, તો તે શ્રુતની અવશ્ય આશાતના થાય છે. તેમાં વ્યંજન એટલે અક્ષર કહેવાય છે. તે વ્યંજન ન્યૂન અથવા અધિક કરીને જો ભણે, તો અવશ્ય બન્ને લોકમાં તે પ્રત્યવાય–કષ્ટને પામે છે. કારણકે વર્ણ (વ્યંજન) નો ભેદ[1] થવાથી અર્થનો ભેદ થાય છે, અને અર્થનો ભેદ થવાથી ક્રિયાનો ભેદ થાય છે. તથા ક્રિયાનો ભેદ થવાથી ઇચ્છિત અર્થનો નાશ અને અનર્થની પ્રાપ્તિ અવશ્ય થાય છે. અહીં વર્ણનું અધિકપણું કરવા ઉપર કુણાલની કથા સાંભળો.—

આ ભરતક્ષેત્રમાં પાટલિપુર નામનું નગર છે. તેમાં મૌર્યવંશરૂપી

૧ વિપરીતપણું.

સમુદ્રનો ઉલ્લાસ કરવામાં ચંદ્ર સમાન અને બિંદુસાર રાજાનો પુત્ર અશોકશ્રી નામનો પવિત્ર ચરિત્રવાળો રાજા રાજ્ય કરતો હતો. તેને કોઇક રાણીથી કુણાલ નામે પુત્ર ઉત્પન્ન થયો. તેને બાલ્યાવસ્થામાં જ રાજાએ સ્નેહને લીધે ઉજ્જયિની નગરી આપી, તેમાં રાજાના આદેશથી સુભટો તેનું જીવની જેમ રક્ષણ કરતા હતા. પછી જ્યારે તે આઠ વર્ષનો થયો, ત્યારે તે સુભટોએ રાજાને જણાવ્યું કે-"કુમાર આઠ વર્ષના થયા છે." તે જાણીને રાજાએ વિચાર્યું કે—"આ કુમાર અભ્યાસ કરવાને યોગ્ય થયો છે. તેથી તેને ભણાવવો જોઇએ. કેમકે કુમારોને બાલ્યાવસ્થામાં જ કળાનો અભ્યાસ કરાવ્યો હોય, તો તેઓ વંશના અલંકાર રૂપ થાય છે." આ પ્રમાણે વિચારીને રાજાએ પોતે લેખ લખ્યો, અને તેમાં સુખેથી સમજી શકાય એવા હેતુથી પ્રાકૃત ભાષામાં લખ્યું કે—"આ કુમારને અધીયઉ-ભણાવજો." આ વિગેરે હકીકત લખી રાજાએ લેખ પૂર્ણ કર્યો. પરંતુ તેને મુદ્રિત[1] કર્યા વિના જ રાજા દેહ ચિંતાને માટે ગયો. તે વખતે કુમારની એક વિમાતા[2] ત્યાં બેઠી હતી, તેણીએ તે લેખ વાંચીને વિચાર કર્યો કે—"રાજાના સર્વ ગુણોનો આશ્રયરૂપ આ કુમાર જ્યાંસુધી પરિપૂર્ણ અંગવાળો છે, ત્યાં સુધી મારા પુત્રને રાજ્ય મળવાની વાર્તા માત્ર પણ ક્યાંથી હોય?" એમ વિચારી તત્કાળ બુદ્ધિ ઉત્પન્ન થવાથી તેણીએ પહેલા અક્ષર (અ) ને માથે એક બિંદુ-અનુસ્વાર વધાર્યું. સ્ત્રીઓનું હૃદય દુષ્ટબુદ્ધિનું નિધાન જ હોય છે. પછી રાજા દેહચિંતા કરીને આવ્યો તે વખતે પ્રમાદને લીધે તેણે તે પત્રને ફરીથી વાંચ્યા વિના જ મુદ્રિત કર્યો, અને તરત જ તેને ઉજ્જયિનીમાં મોકલ્યો. પિતાના હાથના અક્ષરોથી ચિન્હવાળા તે લેખને જોઇને કુમાર હર્ષ પામ્યો, અને પોતાના બે હાથ વડે તેને લઈ પોતાના મસ્તક પર ચઢાવ્યો. પછી પોતે બાળક હોવાથી પોતાની પાસે બેઠેલા સચિવ (પ્રધાન) ને તેણે તે લેખ વાંચવા આપ્યો. સચિવ પણ તે વાંચી મનમાં અત્યંત ખેદ પામ્યો, તેનાં નેત્રો અશ્રુથી વ્યાપ્ત થયાં, અને લેખનો અર્થ કહેવા શક્તિમાન થયો નહીં. ત્યારે કુમારે તેના હાથમાંથી બળાત્કારે લેખ લઇ લીધો અને

૧ બીડ્યા વિના જ. ૨ ઓરમાન માતા.

પોતે તેને વાંચવા લાગ્યો. તેમાં અંધીયઉ કુમારોડ્યં–" આ કુમારને અંધ કરવો " એવા અક્ષરો જોઇને તેણે મનમાં વિચાર કર્યો કે–" અવશ્ય મેં કાંઇ પણ અવિનય કર્યો હશે, તેથી પિતાએ શત્રુની જેમ મને અંધ કરવાનો લેખ લખ્યો. આ મૌર્યવંશમાં પહેલાં કોઇએ પણ ગુરૂજનની આજ્ઞાનો લોપ કર્યો નથી. તો આજે હું જો તેનો લોપ કરૂં તો તે આજ્ઞાલોપનો માર્ગ બીજાઓને માટે પણ મેં પ્રવર્તાવ્યો કહેવાય. માટે તેવું ન થાઓ " એમ વિચારી તે ધીર કુમારે પરિવાર જનોએ વાર્યા છતાં પણ તપાવેલી લોઢાની સળી વડે પોતાના બન્ને નેત્રો પોતે જ અંજિત કર્યાં–અંધ કર્યાં. તે વૃત્તાંત સાંભળીને અશોકશ્રી રાજાએ અત્યંત શોક કર્યો. અને કૂટ–ખોટા લેખને લખનારા મને ધિક્કાર છે એમ કહી વારંવાર પોતાની નિંદા કરવા લાગ્યો. વળી તેણે વિચાર્યું કે–" ખરેખર મારૂં દૈવ અવળુ છે. હું હીન ભાગ્યવાનને મધ્યે અગ્રેસર છું, કે જેથી મારાજ પ્રમાદથી કુમારની આવી દશા થઈ. આ કુમારને હું પ્રથમ યુવરાજપદવી આપીને પછી સામ્રાજ્ય પણ આપીશ. આવો મારો મનોરથ મનમાં જ લય પામ્યો" ત્યારપછી રાજાએ તે કુણાલને બીજું સમૃદ્ધિવાળું નગર આપ્યું અને તેની વિમાતાના પુત્રને ઉજ્જયિની નગરી આપી. કુણાલે તે વિમાતાનું દુષ્ટ કાર્ય કોઈ પણ પ્રકારે જાણી લીધું. કેમકે વિષ્ઠા અને દુષ્ટ ચેષ્ટા લાંબે કાળે પણ ગંધાયા વિના રહેતી નથી–ગુપ્ત રહી શકતી નથી. તે નગર ભોગવતાં તેને શરદ્શ્રી નામની પત્નીની કુક્ષિમાં મનોહર લક્ષણવાળો અને કુળને પવિત્ર કરનાર પુત્ર ઉત્પન્ન થયો. વધામણી આપનાર દાસીને કુણાલે ઘણું પ્રીતિદાન આપીને બહુ પ્રકારે પુત્રજન્મનો મહોત્સવ કર્યો. પછી "તે વિમાતાના મનોરથન આજે હું વ્યર્થ કરૂં." એમ વિચારીને કુણાલ રાજ્ય મેળવવાની ઇચ્છાથી પાટલિપુત્ર નગરમાં ગયો. ત્યાં અપૂર્વ સંગીત કળાએ કરીને પૌરજનોને વશ કરતો માર્ગમાં સ્વેચ્છાએ ફરવા લાગ્યો. વાણીની મધુરતાથી તુંબરૂ નામના દેવને ઉલ્લંઘન કરનાર તે કુણાલ જ્યાં જ્યાં ગાયન ગાતો હતો, ત્યાં ત્યાં મૃગલાની જેમ નગરજનો રંગ સહિત તેની પાછળ જતા હતા. તેની પ્રશંસા સાંભળીને રાજાએ તેને સભામાં બોલાવ્યો, અને નેત્ર

રહિત હોવાથી તેની આડો પડદો રાખીને રાજાએ તેને ગાવાની આજ્ઞા કરી. યોગ્ય સ્થાને ઉચ્ચાર કરેલા મંદ, મધ્ય અને ઉંચા ષડ્જ વિગેરે સ્વરે કરીને તેણે સંગીત કર્યું, તે સાંભળી સભાજનો ચિત્રની જેમ સ્તબ્ધ બની ગયા. તેના અદ્ભુત સંગીત વડે આશ્ચર્ય પામેલા રાજાએ તેને "હે ગાયક! વરદાન માગ." એમ કહ્યું, ત્યારે તે તત્કાળ બોલ્યો કે—"ચંદ્રગુપ્તનો પ્રપૌત્ર, બિંદુસારનો પૌત્ર અને અશોકશ્રી રાજાનો અંધ પુત્ર કાકિણી માગે છે." તે સાંભળી તેને પોતાનો પુત્ર જાણી પડદાને તત્કાળ દૂર કરાવી રાજાએ નેત્રમાં હર્ષ અને શોકના અશ્રુથી વ્યાપ્ત થઇ તેને આલિંગન કર્યું, અને કહ્યું કે—"હે વત્સ! તેં આ કાકિણી જેવી તુચ્છ વસ્તુ શી માગી?" તે સાંભળીને કુણાલ મૌન રહ્યો, ત્યારે નિપુણ મંત્રીઓ બોલ્યા કે—"હે રાજા! રાજકુમારોની કાકિણી રાજ્ય કહેવાય છે." ત્યારે રાજાએ કહ્યું કે—"હે વત્સ! આવી અવસ્થાવાળા તને રાજ્ય શી રીતે અપાય?" કુણાલ પણ બોલ્યો કે—"હે પિતા! મારે પુત્ર થયો છે, તેને રાજ્ય ઉપર અભિષેક કરો. તમને હું પૌત્રજન્મની વધામણી આપું છું." રાજાએ તેને પૂછ્યું—"તને પુત્ર ક્યારે થયો?" હાથ જોડીને કુણાલ પણ "સંપ્રતિ–હમણાં જ." એમ બોલ્યો. તે સાંભળી અત્યંત હર્ષ પામેલા રાજાએ તે પૌત્રને તરત જ ત્યાં અણાવ્યો, અને તેનું સંપ્રતિ નામ પાડીને તેનો જન્મોત્સવ કર્યો. પછી સફલ વાણીવાળા અશોકશ્રી રાજાએ સ્નેહને લીધે ઉત્કંઠાથી દશ દિવસ પછી તે [1]દુગ્ધકંઠ બાળકને પોતાના રાજ્યપર સ્થાપન કર્યો. પછી અનુક્રમે તે સંપ્રતિ રાજા શુકલપક્ષના પડવાના ચંદ્રની જેમ સમૃદ્ધિ, બુદ્ધિ, વય (ઉમ્મર) અને તેજવડે વૃદ્ધિ પામવા લાગ્યો. આ સંપ્રતિ રાજાએ પૂર્વ ભવમા માત્ર એક જ દિવસ અવ્યક્ત સામાયિકનું આરાધન કર્યું હતું, તે પુણ્યથી આ ભવે અખંડ આજ્ઞાવાળા તેણે ભરતાર્ધના ત્રણ ખંડ સાધ્યા. પછી સુહસ્તિ નામના ગુરૂ મહારાજના યોગથી રાજા જાતિસ્મરણ જ્ઞાનને પામી શ્રાદ્ધધ-

૧ જેના મુખમા દૂધ હોય તે–ધાવણો.

ર્મને અંગીકાર કરી ઉત્કૃષ્ટ આર્હત (શ્રાવક) થયો. તે રાજાએ રથયાત્રાદિક પુણ્યકાર્યો કરીને જૈનધર્મનો ઉદ્યોત કર્યો, અને ભરતાર્ધને જિનચૈત્યોવડે અલંકૃત કર્યું. હે સભ્યો ! આ કથાનુ તાત્પર્ય એ છે જે અશોકશ્રી રાજાના લેખમાં એક બિંદુ વધવાથી કુણાલને માત્ર ભણવારૂપ કાર્યનો જ એક વિનાશ થયો, એટલુંજ નહીં, પરંતુ દૃષ્ટિ–નેત્રનો નાશ, રાજ્યરહિતપણું અને શત્રુનો પરાભવ એ વિગેરે ઘણાં કષ્ટો પણ પ્રાપ્ત થયાં. તો જિનેશ્વરના વચનને જો વર્ણાદિકના આધકપણા વડે ભણવામાં આવે, તો અત્યંત કાર્યની અસિદ્ધિ થાય, તથા તેની આશાતનાને લીધે અનેક કષ્ટો ઉત્પન્ન થાય, તેથી જેને શુભની વાંછા હોય, તે બુદ્ધિમાને જિનાગમમાં વર્ણાદિકની અધિકતા કરી કદાપિ ભણવું નહીં.

હવે વર્ણાદિના ન્યૂનપણાને વિષે વિદ્યાધરનું દૃષ્ટાંત કહું છું, તે સાંભળો.—એકદા શ્રીમહાવીર સ્વામી રાજગૃહ નગરમાં સમવસર્યા. તેમને વંદના કરવા માટે શ્રીશ્રેણિક રાજા હર્ષથી ત્યાં ગયો, અને ઉત્કંઠા પૂર્વક તેમની પાસે ધર્મોપદેશ સાંભળી ખુશી થયો. ત્યાંથી પાછા વળતાં માર્ગમાં તેણે એક વિદ્યાધરને પાંખ કપાયેલા પક્ષીની જેમ આકાશમાં ઉડતો અને પાછો નીચે પડતો જોયો. તે જોઈ મનમાં આશ્ચર્ય પામેલા રાજાએ પાછા આવી ભગવાનને તે વિદ્યાધરનું વૃત્તાંત પૂછયું, ત્યારે જગદીશ પણ બોલ્યા કે—" તે વિદ્યાધર પ્રમાદને લીધે આકાશગામિની વિદ્યાનો એક અક્ષર ભૂલી ગયો છે, તેથી કરીને સંપૂર્ણ વિદ્યા નહીં સ્ફુરવાથી આકાશમાં ઉડવાની ઈચ્છાવાળો તે ખેદ પામે છે. વિદ્યા કાંઈ પણ ઉણી હોય તો તે સંપૂર્ણ ફળને આપી શકતી નથી." તે સાંભળીને અભયકુમાર મંત્રીએ તે ખેચર (વિદ્યાધર) ની પાસે જઈ તેને કહ્યું કે—" જો તમે મને વિદ્યા આપો, તો હું તમારો ભૂલી ગયેલો એક અક્ષર બતાવું." તે સાંભળી વિદ્યાધરે તેને હા કહી, અને તેની પાસે તે વિદ્યાના બીજા સર્વે અક્ષરો કહી બતાવ્યા. ત્યારે પદાનુસારી બુદ્ધિવાળા અભયકુમારે તેને તે અક્ષર કહ્યો. તરત જ તેની વિદ્યા સ્ફુરણાયમાન થઈ, તેથી હર્ષ પામેલા તે વિદ્યાધરે તે મંત્રીને વિધિ પૂર્વક તે વિદ્યા આપી, અને પછી તે આકાશમા ઉડી ગયો. જેમ

એક અક્ષરે કરીને પણ હીન એવી વિદ્યા તેને સ્ફુરી નહીં, તેજ પ્રમાણે વર્ણાદિકથી હીન એવું શ્રુત પણ ઇષ્ટ સિદ્ધિને આપી શકતું નથી, તેથી બુદ્ધિરૂપી ધનવાળા પુરૂષોએ શ્રુતનો અભ્યાસ કરવો, તે વર્ણાદિકથી શુદ્ધ જ કરવો. કારણકે ઔષધની જેમ ન્યૂનાધિક વિનાનુંજ તે શ્રુત પથ્ય–હિત કારક છે.

૭ અર્થ—તથા ડાહ્યા પુરૂષે શ્રુતની [1]વ્યાખ્યા યથાર્થપણેજ–સત્ય રીતેજ કરવી જોઇએ. કેમકે જો શ્રુતની વ્યાખ્યા અન્યથા–અસત્ય કરી હોય, તો તે અસંખ્ય દુઃખ આપનારી થાય છે. અસત્ય વ્યાખ્યા કરનાર પુરૂષ માત્ર એક પોતાના આત્માનેજ અનંત ભવભ્રમણમાં નાંખે છે, એટલું જ નહીં, પરંતુ પોતાની સમગ્ર [2]સંતતિને પણ અનંત ભવભ્રમણમાં નાંખે છે. હાલમાં પૂર્વના આચાર્યોએ પોતાના તથા પરના શાસન ( મત ) ના વિવિધ પ્રકારના કુમાર્ગો કે જે દુર્ગતિને આપનારા છે, તે ચિરકાળથી પ્રવર્તાવેલા જોવામાં આવે છે, તે વિષે ઉપદેશમાળામાં કહ્યું છે કે—

" जह सरणमुवगयाणं, जीवाण निकित्तई सिरे जो उ ।
एवं आयरिओऽवि हु, उस्सुत्तं पन्नवितो अ ॥ "

" જેમ કોઇ પુરૂષ પોતાને શરણે આવેલા જીવના મસ્તકનો છેદ કરે, તેજ પ્રમાણે ઉત્સૂત્રની પ્રરૂપણા કરનાર આચાર્ય પણ જાણવો. અર્થાત્ તે પોતાને શરણે આવેલા જીવો–સાધુઓ વિગેરેને ખોટો ઉપદેશ આપવાથી તેમની દુર્ગતિનો હેતુ બને છે. "

જે ગુરૂ સિદ્ધાન્તનો અર્થ અન્યથા પ્રકારે કહે છે, તેનો તપ, જપ, જ્ઞાન, સતક્રિયા વિગેરે સર્વ નિષ્ફળ થાય છે. શાસ્ત્રમાં સંભળાય છે કે—જમાલિ સતક્રિયા અને સતજ્ઞાનથી યુક્ત હતો, તોપણ અરિહંતના એકજ વચનની અન્યથા પ્રરૂપણા કરવાથી દુર્ગતિને પામ્યો. બીજા વચનનો પણ મિથ્યા અર્થ કરવાથી નરકાદિક દુર્ગતિ પ્રાપ્ત થાય છે, તો જગતને પવિત્ર કરનાર જિનેશ્વરના વચનનો અન્યથા અર્થ કરવાથી દુર્ગતિ પ્રાપ્ત થાય, તેમાં શું કહેવું ? આ વિષય ઉપર વસુ અને પર્વતકની કથા સાંભળો.—

૧ અર્થ. ૨ પુત્ર પૌત્રાદિક, અથવા શિષ્ય પ્રશિષ્યાદિક.

આ ભરતક્ષેત્રમાં લક્ષ્મીવડે સમૃદ્ધિવાળી **શુક્તિમતી** નામની નગરી છે. તેમાં શ્રીમાન્ અભિચંદ્ર નામે રાજા હતો. તે શુદ્ધ કર્મમાં આળસ રહિત હતો, અને તેના ચરણને સર્વે રાજાઓ ભક્તિથી નમ્ર થઈ નમસ્કાર કરતા હતા. તેને વસુ નામે મહા બુદ્ધિમાન પુત્ર ઉત્પન્ન થયો. તે બાલ્યાવસ્થાથી જ સત્ય બોલવામાં આદર વાળો હતો. તે નગરીમાં સર્વ વિદ્યાવડે નિર્મળ બુદ્ધિવાળો ક્ષીરકદંબક નામે ઉપાધ્યાય હતો. તેને પર્વતક નામે પુત્ર હતો. તેની ( ઉપાધ્યાયની ) પાસે વસુકુમાર, પર્વતક અને ત્રીજો નારદ નામનો કોઈ પરદેશી છાત્ર, એ ત્રણે શુદ્ધ મનવાળા ઉત્કંઠા પૂર્વક વિદ્યાભ્યાસ કરતા હતા. એકદા રાત્રીએ મહેલના ઉપલા ભાગમાં તેઓ ભણતા હતા, ગુરૂ જાગતા હતા, અને તેઓ પાઠ કરીને થાકી ગયા હોવાથી ક્ષણવાર નિદ્રાના સુખને અનુભવતા હતા; તે વખતે આકાશમાં બે ચારણ મુનિ જતા હતા, તેમણે એકજ ગુરૂના શિષ્ય છતાં ભિન્ન ગતિમાં જનારા તે ત્રણેને જાણી—જોઈ પરસ્પર જણાવ્યું કે—" આ ત્રણ શિષ્યોમાંથી એક સ્વર્ગે જશે, અને બીજા બે નરકે જશે, પ્રાણીઓની ગતિ પોતપોતાના કર્મને લીધે ભિન્ન ભિન્ન હોય છે. તે સાંભળીને ક્ષીરકદંબક ઉપાધ્યાય ખેદ પામીને વિચારવા લાગ્યા કે—" અરે ! મારા ભણાવેલા બે શિષ્યો નરકે જશે. એ મોટા ખેદની વાત છે. " પછી પ્રાતઃકાળે આ ત્રણમાંથી કોણ સ્વર્ગે જશે ? અને કયા બે નરકે જશે ? તે જાણવાની ઈચ્છાથી ગુરૂએ તે ત્રણેને એકી વખતે પોતાની પાસે બોલાવ્યા. તેમને એક એક લોટનો કુકડો આપીને ગુરૂએ કહ્યું કે—" આ કુકડાને તમારે એવે ઠેકાણે હણવા, કે જ્યાં કોઈ પણ દેખતું ન હોય. " ત્યારે વસુ અને પર્વતકે નિર્જન સ્થાનમાં જઈને પોતપોતાના કુકડાને હણ્યા, અને તે સાથે પોતાની સદ્ગતિને પણ હણી, પરંતુ નારદ તો નગરથી ઘણે દૂર જઈ નિર્જન પ્રદેશમાં રહી ચોતરફ દિશાઓ જોતો વિચાર કરવા લાગ્યો કે—" પૂજ્ય ગુરૂએ પ્રથમ તો એવી આજ્ઞા કરી છે કે—જ્યાં કોઈ પણ દેખતું ન હોય, તે સ્થાને તારે આ લોટનો કુકડો હણવો. પરંતુ પ્રથમતો હું જ જોઉં છું, આ સર્વ પક્ષીઓ જુએ છે, લોકપાળ દેવતાઓ જુએ છે, તથા

જ્ઞાની પુરૂષો પણ જુએ છે, તેથી કોઇપણ જોતું ન હોય, એવું તો ત્રણ જગતમાં કોઇ સ્થાનજ નથી, તેથી ગુરૂના વચનનું તાત્પર્ય એ જણાય છે કે આ કુકડો હણવા લાયકજ નથી, કારણ કે કરૂણામાં તત્પર એવા ગુરૂ મહારાજ હંમેશાં હિંસાથી ભય પામેલા જ રહે છે, માટે આવો આદેશ અમારા બુદ્ધિની પરીક્ષા કરવા માટેજ આપેલો જણાય છે." આ પ્રમાણે વિચારીને તે કુકડાને માર્યા વિનાજ પાછો આવ્યો, અને તેનો વિનાશ નહીં કરવાનું કારણ તેણે ગુરૂને જણાવ્યું. તે સાંભળી 'નિશ્ચે આ જ સ્વર્ગે જશે' એમ નિશ્ચય કરીને ગુરૂએ બહુ સારૂં બહુ સારૂં એમ બોલી તેને આલિંગન કર્યું. મહાત્માઓને આ પોતાનો અને આ પારકો એવી ગણતરી હોતી નથી, પરંતુ જેનામાં ગુણ દેખે, તેના ઉપર જ તત્ત્વથી તે આસક્ત–પ્રીતિવાળા રહે છે. પછી વસુ અને પર્વતક પાછા આવીને બોલ્યા કે–" જ્યાં કોઇ દેખતું ન હોતું, ત્યાં અમે કુકડાને માર્યા છે." તે સાંભળી ગુરૂએ આક્રોશ કરી તેમને કહ્યું કે–" હે પાપીઓ! પ્રથમ તો તમે પોતેજ જોતા હતા, તથા પક્ષિ વિગેરે પણ જોતા હતા, તો કેમ તમે કુકડા માર્યા ?" પછી ભણાવવા ઉપરથી તેનું ચિત્ત વિપર્યાસ પામ્યું, અને તેણે વિચાર્યું કે–" મારા જ્ઞાનને ધિક્કાર છે, મારી બુદ્ધિને ધિક્કાર છે, અને મારી ઉપદેશ દેવાની ચતુરાઇને પણ ધિક્કાર છે. અભવીને આપેલા ઉપદેશની જેમ, ઉખર ક્ષેત્રમાં વાવેલા બીજની જેમ, બધિર માણસ પાસે ગાયેલા ગાયનની જેમ અને અરણ્યમાં કરેલા રૂદનની જેમ વસુ અને પર્વતકને વિષે મેં આટલા દિવસ સુધી રાત્રિ દિવસ જે ભણાવવાનો પરિશ્રમ કર્યો, તે સર્વ નિષ્ફળ ગયો. પર્વતક નામનો પુત્ર મને પ્રિય છે, અને વસુકુમાર પુત્ર કરતાં પણ અધિક પ્રિય છે, તે બન્નેને મેં જે વિદ્યા આપી, તે સર્પને દૂધ પાયા જેવું થયું. ગુરૂની વાણીનો પરિણામ પાત્રની યોગ્યતા પ્રમાણે જ થાય છે, કેમકે મેઘનું જળ સ્થાનના ભેદથી મુક્તાફળ પણ થાય છે અને લવણ પણ થાય છે. જો આ બન્નેને મારી વિદ્યા નરક આપનારી છે, તો પાપના નિવાસરૂપ આ ગૃહવાસ વડે મારે સર્યું." આ પ્રમાણે વૈરાગ્ય થવાથી ઉપાધ્યાયે તત્કાળ દીક્ષા ગ્રહણ કરી. સત્પુરૂષનો

ઉદ્વેગ વિશેષ પુણ્યની પ્રાપ્તિને માટે થાય છે. નારદ તે ગુરૂની કૃપાથી સર્વ વિદ્યામાં નિપુણ થઈ શરદ્ ઋતુના ચંદ્રની જેમ નિર્મળ બુદ્ધિવાળો પોતાને ઘેર ગયો. કેટલેક કાળે અભિચંદ્ર રાજાએ પણ વ્રત અંગીકાર કર્યું. જેઓ અવસરને યોગ્ય કાર્ય કરે છે, તેઓ જ કુશળ કહેવાય છે. તેના સ્થાન ઉપર વસુરાજા પૃથ્વીનું શાસન કરવા લાગ્યો. સત્યવાદીપણે લોકમાં તેની અધિક પ્રસિદ્ધિ થઈ હતી. તેથી તે પોતાની પ્રસિદ્ધિને રક્ષણ કરવા માટે પણ નિરંતર સત્ય જ બોલતો હતો. જેની જેવી પ્રસિદ્ધિ હોય, તે પ્રાયે કરીને તેવી જ લેશ્યાવાળો હોય છે.

એકદા કોઈ એક પારધિ વનને વિષે મૃગયા કરવા ગયો. ત્યાં તેણે એક મૃગ ઉપર બાણ માર્યું તે બાણ વિંધ્યાચળ પર્વતની પૃથ્વીમાં વચ્ચે જ સ્ખલિત થયું. તેની સ્ખલનાનું કારણ જાણવા માટે તે ત્યાં ગયો, તો હસ્તનો સ્પર્શ કરવાથી તેણે આકાશ સ્ફટિકની શિલા છે એમ જાણ્યું. તેણે વિચાર કર્યો કે—“ચોતરફ સુખવાળા અરિસામાં ચિત્રની જેમ આ શિલામાં પ્રતિબિંબિત થયેલા દૂર ચાલતા મૃગને મેં જોયો. હસ્તના સ્પર્શ વિના કોઈ પણ રીતે આ શિલા જણાય તેવી નથી. તેથી રત્નરૂપ આ શિલા વસુ રાજાને લાયક છે” એમ વિચારીને તે શિકારીએ એકાંતમાં રાજાને જઈને તે શિલાના વાત કહી, તે સાંભળી હર્ષ પામેલા રાજાએ તેને દ્રવ્યથી સંતોષ પમાડી તે વનમાંથી તે શિલાને ગુપ્ત રીતે મંગાવી લીધી. પછી કારીગરો પાસે તે શિલાની પોતાના સિંહાસનની વેદિકા ઘડાવી, અને પછી તે કારીગરોને રાજાએ મારી નાંખ્યાં. ખરેખર રાજાઓ નિર્દય જ હોય છે. તે વેદિકા ઉપર રાજાએ પોતાનું સિંહાસન સ્થાપન કર્યું, તે સત્યના પ્રભાવથી આકાશમાં રહ્યું છે, એમ લોકો જાણવા લાગ્યા. અને—“અહો ! આના સત્યથી તુષ્ટમાન થયેલા દેવતાઓ તેનું સાનિધ્ય કરે છે ’ એમ સર્વત્ર તેની પ્રસિદ્ધિએ દિશાઓને વાચાળ કરી, તેથી સીમાડાના રાજાઓ ભય પામીને તેની સેવા કરવા લાગ્યા. મનુષ્યોની સાચી અથવા ખોટી પણ ખ્યાતિ જય આપનારી છે.

એકદા નારદ તે શુક્તિમતી નગરીમાં આવ્યો. તેનો વસુરાજા

અને પર્વતક એ બન્નેએ પ્રીતિ પૂર્વક સત્કાર કર્યો, કારણ કે તે ત્રણે પરસ્પર ગુરૂ બંધુઓ હતા. તે અવસરે ઘણી બુદ્ધિવાળો પ્રવર્તક પોતાના બુદ્ધિમાન શિષ્યોને યજુર્વેદનું વ્યાખ્યાન આપતો હતો-ભણાવતો હતો, તેમાં अजैर्यष्टव्यं એવું વચન આવ્યું, તેનો બકરા વડે યજ્ઞ કરવો' એવો અર્થ પર્વતકે કર્યો, ત્યારે નારદે તેને કહ્યું કે "હે બંધુ! ભ્રાંતિને લીધે ખોટું વ્યાખ્યાન કેમ કરે છે? કેમકે ગુરૂએ એવી વ્યાખ્યા કરી છે કે—જે ઉત્પન્ન ન થાય તે અજ એટલે ત્રણ વર્ષની જૂની સાળ કહેવાય છે. આ અર્થને શું તું ભૂલી ગયો?" તે સાંભળીને અત્યંત ગર્વના પર્વત સમાન પર્વતક બોલ્યો કે—"ગુરૂએ એમ કહ્યું નથી, પરંતુ અજ એટલે બકરા કહ્યા છે. તું જ મૃષા ભાષણ કેમ કરે છે? કારણકે શ્રેષ્ઠ મુનિઓએ કોશમાં પણ અજ શબ્દનો અર્થ સ્પષ્ટ રીતે મેષ-બકરો જ લખ્યો છે." ત્યારે નારદે કહ્યું કે—"શબ્દનો અર્થ બે પ્રકારે થાય છે—મુખ્યથી અને ગૌણથી. તેમાં અહીં ગૌણવૃત્તિથી ગુરૂએ અર્થ કહ્યો હતો. શ્રુતિ ( વેદવાણી ) ધર્મને જ પ્રતિપાદન કરનારી હોય છે, અને ગુરૂ કરૂણાવાળા જ હોય છે, આ બન્નેમાંથી કોઈ પણ જીવ હિંસાનો ઉપદેશ કરે જ નહીં. માટે આ પ્રમાણે તું કદાગ્રહને લીધે ખોટું વ્યાખ્યાન કરીને વેદ તથા ગુરૂ એ બન્નેને અન્યથા કરવાથી નરકના દુઃખનો ભાગી ન થા." તે સાંભળી પર્વતક આક્ષેપ સહિત બોલ્યો કે—"ગુરૂએ અજ શબ્દનો બકરા રૂપ અર્થ સાક્ષાત્ પણે જ કહ્યો હતો, માટે ગુરૂની વ્યાખ્યાને વિપરીત કરવાથી તું જ સ્વર્ગે જઈશ? મારૂં વચન જો અન્યથા-ખોટું હોય, તો મારી જીવ્હાના છેદની હું પ્રતિજ્ઞા કરૂં છું, અને જો તારા હૃદયમાં દૃઢતા હોય, તો તું પણ તેજ પ્રતિજ્ઞા કર. અને આ વિષયમાં આપણો સહાધ્યાયી વસુરાજા આપણને પ્રમાણ રૂપ હો. સત્યવાદને અંગીકાર કરતાં મને કોઈને વિષે કાંઈ પણ શંકા નથી." તે સાંભળીને "ભવિષ્યમાં આ કુમાર્ગ પ્રચલિત ન થાઓ, તેમજ હું તો સત્ય જ કહું છું" એમ વિચારી નારદે નિઃશંકપણે તે પણ ( પ્રતિજ્ઞા-વચન ) સ્વીકાર્યું. પછી એકાંતમાં પર્વતકની માએ તેને કહ્યું કે "હું ઘરના કાર્યમાં વ્યગ્ર હતી, તો પણ નારદનું કહેલું વ્યાખ્યાન મેં

પણ તારા પિતાના મુખથી સાંભળ્યું હતું, માટે તેં જે આ જીહ્વા છેદનો પણ કર્યો છે, તે અયોગ્ય થયું છે. તો હજુ પણ આ વાદ વિવાદ મૂકી દે, આ તને અનર્થ પ્રાપ્ત થયો છે." ત્યારે પર્વતક બોલ્યો કે—"હે માતા ! મેં તો પ્રતિજ્ઞા કરી દીધી છે, હવે તો માનનું ખંડન થાય, માટે પ્રાણાંતે પણ તે વાદ હું મૂકીશ નહીં." આ પ્રમાણે તેનો નિશ્ચય જાણી પુત્રના કષ્ટનો નાશ કરવા માટે ઉપાયનો વિચાર કરી તેની માતા એકાંતમાં વસુ રાજા પાસે ગઇ. પુત્રને માટે શું શું ન થાય ? રાજા પણ તેણીને જોઇ હર્ષ પામ્યો, અને ઉભો થઇ તેણીને આસન આપી માતાની જેમ સન્માન કરી ગૌરવતા ( માન ) પૂર્વક બોલ્યો કે—"હે માતા! આજે તમને જોવાથી મને ક્ષીરકદંબક ઉપાધ્યાયના દર્શન જેટલો આનંદ થયો છે. હું શું કામ કરૂં ? તમને શું આપું ? કેમ ખેદ યુક્ત જણાઓછો ?" ત્યારે તે બોલી કે—"હે રાજા ! મને પુત્રની ભિક્ષા આપો. પુત્ર વિના અગણિત સુવર્ણાદિકનું મારે શું પ્રયોજન છે ?" તે સાંભળી રાજા બોલ્યો કે "હે માતા ! આ તમે શું બોલો છો ? ગુરૂપુત્ર પર્વતક મારે ગુરૂની જ જેમ પૂજ્ય અને પાલન કરવા લાયક છે. આજે અકાળે ભયંકર ક્રોધવાળા યમરાજે કોના ઉપર કટાક્ષ કર્યો છે ? મારા ભાઇ ઉપર કોણ દ્રોહ કરનાર છે ? હે માતા ! બોલો. કેમ આટલા બધા આતુર થયાં છો ? " તે સાંભળીને તેણીએ નારદની સાથે પોતાનો પુત્રનો વાદ, જીહ્વા છેદની પ્રતિજ્ઞા અને તે બન્નેએ કબૂલ કરેલી તેની ( રાજાની ) સાક્ષી એ સર્વ વાત નિવેદન કરી પ્રાર્થના કરી કે—"હે રાજા ! તમારા ભાઇને જીવિતદાન આપવા માટે અજ શબ્દનો અર્થ બકરો કહેજો. ગુરૂના પુત્રનું રક્ષણ કરવાથી તમને અસત્યનું પાપ લાગશે નહીં. સત્પુરૂષો બીજા પ્રાણીના રક્ષણને માટે ખોટું પણ બોલે છે, તો ગુરૂપણે અંગીકાર કરેલા ગુરૂપુત્રના રક્ષણ માટે અસત્ય બોલવું પડે, તેમાં શું આશ્ચર્ય ?" તે સાંભળી રાજા બોલ્યો કે—"હે માતા ! જન્મથી પ્રારંભીને પાળેલું સત્યવ્રત કે જે મારા જીવિતથી પણ મને વધારે પ્રિય છે, તેને હું આજે કેમ લોપું ? પાપથી ભય પામતા મનુષ્યે બીજું પણ અસત્ય બોલવું ન જોઇએ, તો ગુરૂએ કહેલા

વેદના અર્થની ખોટી સાક્ષી પૂરવી, તેની તો વાત જ શી કરવી ? એ કેટલું બધું અયોગ્ય ગણાય ? " તે સાંભળીને—" મરજીમાં આવે તો પોતાના ભાઈનું રક્ષણ કરો, અને મરજીમાં આવે તો સત્યવ્રતના કદાગ્રહનું પાલન કરો. " આ પ્રમાણે તેણીએ ક્રોધથી વચન કહ્યું, ત્યારે રાજાએ તેણીનું વચન સ્વીકાર્યું, ત્યારે હૃદયમાં હર્ષ પામેલી તેણી પોતાને ઘેર ગઇ, અને તે રાજાની સાથેની વાર્તચીત તેણીએ પર્વતકને કહી. તે સાંભળીને બમણાં ઉત્સાહવાળો થયેલો ગર્વનો પર્વત પર્વતક નારદની સાથે વાદ કરવા રાજસભામાં ગયો. ત્યાં સત્યવાદ રૂપી દૂધ અને અસત્યવાદ રૂપી જળનો ભેદ કરવામાં હંસ સમાન અને મધ્યસ્થતાદિક ગુણોએ કરીને યુક્ત એવા સભ્યો આવેલા હતા. પછી આકાશ રૂપી આંગણાને સૂર્ય જ જેમ અલંકૃત કરે, તેમ સ્ફટિક શિલાની વેદિકા ઉપર રહેલા સિંહાસનને વસુ રાજાએ અલંકૃત કર્યું. ત્યાર પછી નારદ અને પર્વતકે રાજાને પોત પોતાની વ્યાખ્યાનો પક્ષ નિવેદન કરી કહ્યું કે—" આ વિષયમાં આપ જે સત્ય હોય તે કહો. " તે વખતે વૃદ્ધ સભાસદોએ પણ રાજાને કહ્યું કે—" હે સ્વામી ! આ વિવાદનો નિર્ણય આપના ઉપર રહેલો છે, જેમ આકાશ અને પૃથ્વીનો સાક્ષી સૂર્ય છે, તેમ આ બન્નેના સાક્ષી તમે એકજ છો. હે સ્વામી !.અગ્નિ વિગેરે દિવ્યો સત્યથી જ થાય છે, સત્યથી મેઘ વૃષ્ટિ કરે છે, સત્યથી દેવતાઓ તુષ્ટમાન થાય છે, આધાર રહિત આ પૃથ્વી પણ સત્યથીજ સ્થિર રહેલી છે, અને આ સર્વ લૌકિક લોકોત્તર ધર્મ પણ સત્યથી જ પ્રવર્તે છે. મંત્રથી સ્તંભિત થયું હોય એમ આ તમારૂં સિંહાસન આકાશમાં અવલંબન વિના જ જે સ્થિર રહેલું છે, તે પણ સત્યના પ્રભાવથી જ. આ જગતમાં એક સત્ય જ નિશ્ચળ છે, બીજું સર્વ વિનશ્વર છે. તથા તમારી ખ્યાતિ પણ પૃથ્વીતળ ઉપર સત્યવાદી તરીકે છે. હે પૃથ્વીપતિ ! તમે જ આ સર્વ પ્રજાજનોને સત્ય માર્ગમાં સ્થાપન કરો છો, તો આ વિષયમાં અમો તમને વધારે શું કહીએ ? સત્યવ્રતને જે ઉચિત હોય તે બોલો. વિદ્વાનોની મધ્યે પણ શ્રેષ્ઠ એવા હે રાજા ! સિદ્ધો, ગંધર્વો, રાજ્યના અધિષ્ઠાયક

દેવતાઓ અને સર્વે લોકપાળ દેવો અદૃશ્ય રહીને સાંભળે છે, માટે સત્ય બોલો. ” આ પ્રમાણે તેમના વચનને જાણે સાંભળ્યું જ નથી તેમ પોતાની પ્રસિદ્ધિની પણ અવગણના કરીને રાજાએ ખોટી સાક્ષી પૂરી કે—“ ગુરૂએ અજ શબ્દનો અર્થ બકરો કહ્યો હતો. ” આવા તેના અસત્ય વચનથી રાજ્યની અધિષ્ઠાયક દેવીઓએ ક્રોધ પામીને તેનું સ્ફટિકશિલાનું સિંહાસન ચૂરેચૂરા કરી નાંખ્યું. તેથી વસુ રાજા જાણે પાપવડે ભારે થયો હોય, અને જાણે નરકમાં જવાંની પ્રસ્તાવના ( પ્રસ્થાન ) કરતો હોય તેમ તત્કાળ પૃથ્વી પર પડી ગયો. “ગુરૂની વ્યાખ્યાની ખોટી સાક્ષી પૂરવાથી ઉત્પન્ન થયેલાં પાપવડે મલિન થયેલા આ વસુને હવે રાજ્ય કે જીવત કાંઇ પણ યોગ્ય નથી ” એ પ્રમાણે ઉંચે સ્વરે બોલતા દેવતાઓએ તેને પાડી નાંખ્યો, અને તે મરીને ખોટી સાક્ષીથી ઉત્પન્ન થયેલા પાપવડે નરકમા ગયો. તે અપરાધીના રાજ્ય ઉપર તેનો જે જે પુત્ર બેઠો, તેને તેને કોપ પામેલા દેવતાએ હણ્યો. એ પ્રમાણે તેના આઠ પુત્રોને હણ્યા. મૃષા વ્યાખ્યાન કરવાથી જેને અસંખ્ય પાપ પ્રાપ્ત થયું છે એવા પર્વતકને જાણે લોકના તિરસ્કાર સહન કરવા માટેજ રાખ્યો હોય તેમ તે દેવતાઓએ તેને માર્યો નહીં. પછી “ સર્વ અનર્થોનું કારણ આ પર્વતક જ છે, તેને ધિક્કાર છે, તેની વિદ્વત્તાને ધિક્કાર છે, અને તેની બુદ્ધિના વિકાસને પણ ધિક્કાર છે ” આ પ્રમાણે ધિક્કાર આપતા લોકોએ તે દુષ્ટ મુખવાળાને ગધેડા ઉપર બેસાડ્યો, અસત્ય અર્થ કરવાથી ઉત્પન્ન થયેલા પાપથી લેપાયો હોય તેમ તેના શરીર ઉપર કાદવનો લેપ કર્યો, જાણે ઉંચે સદ્ગતિનું ગમન રૂંધાયું હોય તેમ તેના મસ્તક ઉપર સુપડાનું છત્ર ધારણ કર્યું, તેના દુર્દશની આઘોષણા થતી હોય તેમ કાહલ વિગેરે અશુભ વાજિંત્રનો નાદ થવા લાગ્યો, અને દુર્ગતિ રૂપી કન્યાએ પ્રસન્ન થઇને વરમાળા આરોપણ કરી હોય તેમ કપાળ ( ખોપરી ) ની માળા તેના કંઠમાં નાંખી. આ રીતે શણગારીને તેને આખા નગરમાં ભમાડી ભમાડીને તથા પગલે પગલે યષ્ટિ મુષ્ટિ વિગેરે વડે તાડન કરી કરીને ચાંડાળની જેમ તે પાપીને નગરમાંથી કાઢી મૂક્યો. પછી તે પર્વતક મહાકાળ નામના દૈત્યની

સેવા કરીને તેની સહાયતાથી વેદની શ્રુતિઓને અન્યથા પ્રકારે બનાવી દુર્ગતિને આપનારા હોમાદિક કુમાર્ગોને સ્થાપન કર્યા. આ પ્રમાણે અસત્ય અર્થ કરવાથી ઉત્પન્ન થયેલા પાપોથી પોતાના આત્માને પૂર્ણ કરી મૃત્યુ પામી ઘોર નરકમાં ગયો, અને ત્યાંથી નીકળી તે અનંતકાળ સુધી ભવમાં ભ્રમણ કરશે. તથા યથાર્થ વ્યાખ્યાન કરવાથી નારદ સર્વત્ર ઉત્કૃષ્ટ પૂજાને પામ્યો, અને અનુક્રમે મોક્ષ ગતિને પામ્યો. આ પ્રમાણે મિથ્યા અને સત્ય અર્થ કરવાના ફળને સાંભળીને હે બુદ્ધિમાન ભવ્યો ! કોઈ પણ વચનની અસત્ય વ્યાખ્યા કરવી નહીં, તેમાં પણ જિનેશ્વરના વચનનો અર્થ તો લેશ પણ અન્યથા પ્રકારે કરવો નહીં.

૮ વ્યંજન અને અર્થ—જો ડાહ્યા પુરૂષો ઇષ્ટ અર્થની સિદ્ધિને ઈચ્છતા હોય, તો તેમણે શ્રુતના વ્યંજન અને અર્થ એ બન્નેને યથાર્થ રીતે ભણવા. તેમાં જરા પણ વિપરીતપણું કરવું નહીં. તે બન્નેને અન્યથા પ્રકારે કરવાથી જે પૂર્વે તે બન્નેના સંબંધમાં જૂદા જૂદા દોષો બતાવ્યા છે, તેજ દોષો અહીં વિશેષે કરીને જાણવા. કારણ કે એક એકમાં જે દોષ હોય તે બન્નેને ભેળા કરીયે તો તે દોષ બમણા થાય છે, શ્રુતના વિષયમાં તે બન્નેને વિપરીત કરવાથી મનુષ્ય **રોહગુપ્તની** જેમ આ ભવમાં અપકીર્ત્યાદિકને પામે છે, તથા પરભવમાં કુગતિને પામે છે. તેની કથા સાંભળો.—

આ ભરત ક્ષેત્રમાં સ્વર્ગના અભિમાનને ભાંગનારી **અંતરંજિકા** નામની નગરી છે. તેમાં **બલશ્રી** નામનો પ્રસિદ્ધ રાજા હતો. ત્યાં **ભૂતગુહા** નામના ઉદ્યાનને વિદ્યાઓને ક્રીડા કરવાના મંદિર રૂપ, ત્રણ ગુપ્તિથી ગુપ્ત અને ઇંદ્રિયોનો પરાજય કરનાર **શ્રીગુપ્ત** નામના આચાર્ય પવિત્ર કરતા હતા—રહેલા હતા. તેમને એક **રોહગુપ્ત** નામનો શિષ્ય હતો. તેની વાણી દૂષણ રહિત હતી અને સર્વ શાસ્ત્રમાં તેની બુદ્ધિનો પ્રચાર અપ્રતિહત ( અસ્ખલિત ) હતો. બૃહસ્પતિ પણ તેની સાથે વાદ કરવામાં પોતાના પરાભવની સંભાવના—શંકા કરતો હોય તેમ ભયભ્રાંત થઇને નિરંતર આકાશમાં ભમ્યા કરે છે. તે આ નગરીની સમીપના કોઇ નાના ગામમાં રહેતો હતો. ત્યાંથી ગુરૂને વાંદવા માટે પ્રાયે કરીને હંમેશાં તે આ નગરીમાં આવતો

હતો. (શિષ્યને) ગુરૂ વિષેની પ્રીતિ નિઃસીમ હોય છે. કોઈ એક દિવસ તે નગરીમાં તીક્ષ્ણ–સૂક્ષ્મ બુદ્ધિનો નિધિ કોઈ પરિવ્રાજક વાદી આવ્યો, તે પોતાની વિદ્યાએ કરીને જગતને તૃણસમાન ગણતો હતો. "નહીં માતી એવી વિદ્યાઓએ કરીને આ મારૂં પેટ ફાટી જાય છે." એમ કહીને તે પોતાના પેટ ઉપર લોઢાનો લાંબો પાટો બાંધીને ફરતો હતો. તથા "આખા જંબુદ્વીપમાં વિદ્યાવડે મારી સમાન કોઈ પણ નથી." એવું જણાવવા માટે પોતાના હાથમાં તે જંબુવૃક્ષની ડાંખળી રાખતો હતો. તેથી કરીને સર્વત્ર પોટ્ટશાલના નામથી પ્રસિદ્ધ થયો હતો. જે જેવી ચેષ્ટા કરે તેને પ્રાયે કરીને લોક તેવા નામે જ બોલાવે છે. તેણે આ નગરીના ચૌટામાં પડહ વગડાવ્યો કે–"કોઈ પણ એવો વાદી છે, કે જે મારી સાથે વાદ કરવા સમર્થ થાય? તે સાંભળીને રોહગુપ્ત મુનિએ તે પડહનો નિષેધ કર્યો, અને "હાથીને સિંહની જેમ હું જ તને વાદમાં જીતવા સમર્થ છું."એમ કહ્યું. પછી તેણે ગુરૂ પાસે આવીને તે વૃત્તાંત નિવેદન કર્યું. ત્યારે ગુરૂ બોલ્યા કે—"હે વત્સ! તેં આ ઠીક કર્યું નથી. કારણકે તે વિદ્યાઓએ કરીને ઘણો બલવાન છે. તે વાદી વિદ્યાએ કરીને મહા ભયંકર સેંકડો વીંછી, સર્પ, ઉંદર, હરણ, ભુંડ, કાગડા અને ચકલીઓ વિકુર્વે છે." તે સાંભળીને શિષ્યે ગુરૂને કહ્યું કે–"હવે કેમ નાશી શકાય? ત્યારે બીજો ઉપાય નહીં હોવાથી સૂરિએ પ્રસન્નતાથી તેને કહ્યું કે—"હે વત્સ! દુષ્ટ વાદીએ કરેલા ઉપદ્રવોનો નાશ કરવા માટે મનોહર અર્થ–કાર્યને સાધનારી સાત પાઠસિદ્ધ વિદ્યાઓ ગ્રહણ કર. મોર ૧, નોળીયો ૨, બિલાડો ૩, વાઘ ૪, સિંહ ૫, ઘુવડ ૬ અને બાઝ પક્ષી ૭. આ સાત વિદ્યાઓવડે શત્રુની વિદ્યાનો તિરસ્કાર કરવા માટે સેંકડો મયૂરાદિક ઉત્પન્ન થશે. જો કદાચ તે આ સાત સિવાય બીજું કાંઈ વિકુર્વે તો આ રજોહરણને તું તારા મસ્તક પર ભમાડજે, તેથી તું ઇંદ્રથી પણ જીતાઈશ નહીં." ત્યાર પછી તે રોહગુપ્ત રજોહરણ સહિત તે સાતે વિદ્યાઓ ગ્રહણ કરીને જાણે પુરૂષ રૂપે સરસ્વતી દેવી જ હોય, એમ તે રાજસભામાં આવ્યો. અને તે પ્રતિવાદીને આક્ષેપ સહિત તેણે કહ્યું કે—"હે પંડિત! તું પોતાની ઈચ્છા પ્રમાણે પૂર્વપક્ષને અં-

ગીકાર કર. હું તો આ સભાની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે-આ વાદી જે કાંઈ બોલશે, તેને હું અન્યથા પ્રકારે સ્થાપન કરીશ." આ પ્રમાણે આક્ષેપ કરાયેલો તે વાદી તત્કાળ શંકાવડે વ્યાપ્ત થયો, જેણે સર્વ શાસ્ત્રો સમ્યક્ પ્રકારે જાણ્યા ન હોય, તેને સર્વત્ર શંકા રહે છે જ. "જૈન મતના વાદીઓને વિષે નિર્દોષ પ્રમાણુની નિપુણતા કહેવાય છે, તેથી આ સાધુ પણ પોતાના મતમાં રહેશે તો મારાથી જીતી શકાશે નહીં. માટે હું જ જૈનમતવાળો થઇને પૂર્વ પક્ષ કરૂં, તેમ કરવાથી આની બુદ્ધિ પ્રથમથી જ હણાયેલી થશે. એમ વિચારીને તે જૈન થઈ બોલ્યો કે—"આ જગતમાં જીવ અને અજીવ એ બે જ રાશિ છે. કારણકે તે સિવાય ત્રીજા પદાર્થની પ્રાપ્તિ થતી નથી." તે સાંભળી ગર્વિષ્ઠ મનવાળા રોહગુપ્તે જવાબ દીધો કે-"હે [1]માતૃશાસિત! અરિહંતના મતને તું સારી રીતે જાણતો નથી. કેમકે જીવ, અજીવ અને નોજીવ એવા અમારા મતમાં ત્રણ રાશિ છે. તેમાં જે ચેતનવાળા છે તે જીવ, તેનાથી વિલક્ષણ-અચેતનવાળા જે છે તે અજીવ અને ધનુષ થકી મૂકેલા બાણાદિક સત્ક્રિયા કરવાથી નોજીવ છે, કારણકે તેમાં ચૈતન્ય નહીં હોવાથી તે જીવ કહી શકાશે નહીં, અને ગમનાદિક ક્રિયાનો યોગ હોવાથી તેઓ અજીવ પણ કહી શકાશે નહીં. તેથી પરિશેષ પણાને લીધે-બે રાશિમાંથી એકે રાશિમાં નહીં હોવાને લીધે તે નોજીવની રાશિમાં ગણાય છે. વળી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ પ્રકારનું જગત છે. સ્રી પુરૂષ અને નપુંસક એ ત્રણ પ્રકારે વેદ છે. સ્થિતિ, ઉત્પત્તિ, અને નાશ એ ત્રણ પદાર્થના ધર્મ છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો છે. તથા જેમ આદિ, અંત અને મધ્ય એવા ત્રણ વિભાગો છે, તે જ પ્રમાણે રાશિ પણ ત્રણજ છે. ભુવનને વિષે જે જે વસ્તુ છે, તે સર્વ ત્રણ ત્રણ ભેદવાળી છે" આ પ્રમાણે તેણે ઘણી વાણીની યુક્તિઓ સ્ફૂરવી કે જેથી તે વાદી તત્કાળ પ્રત્યુત્તર દેવાને અશક્ત થયો. ત્યાર પછી પરાભવ પામેલા તે વાદીએ વીંછી વિગેરેને વિકુર્વ્યા. ત્યારે રોહગુપ્તે પણ તેમને હણવા માટે મયૂરાદિકને ઉત્પન્ન કર્યા, તે સાતેનો નાશ કર્યો ત્યારે વાદીએ ગધેડીને વિકુર્વી, તેને જોઈ રોહગુપ્તે પોતાના મસ્તક ઉપર રજોહરણ ફેરવ્યું. તેથી તેનો પરાભવ કરવાને અશક્ત

[1] માની પાસે શીખેલો-માવડીયો.

થયેલી તે ગધેડી ક્રોધ પામીને તે વાદીના મસ્તક ઉપર મૂત્ર તથા વિષ્ટા કરી આકાશમાં ઉડી ગઇ. તે સર્વ જોઈ તે પરિવ્રાજક જાણે પૃથ્વીમાં પેસી જવા ઇચ્છતો હોય તેમ મંદ નેત્રવાળો અને નીચા મુખવાળો થયો. પછી શ્યામ મુખવાળા તેને લોકોએ નિંદા કરીને પુરીમાંથી કાઢી મૂક્યો. અને કાંતિથી દીપતો રોહગુપ્ત તો વારંવાર લોકો વડે સ્તુતિ કરાયો, તેથી ગર્વિષ્ઠપણાને ધારણ કરતો તે ગુરૂની પાસે જઈ તેને નમ્યો, અને વાદીના સર્વ વૃત્તાંતને તેણે હર્ષ સહિત કહ્યો. ત્યારે ગુરૂ બોલ્યા કે–"તેં આગમના અર્થથી વિપરીત પ્રરૂપણા કરી છે. પંડિત પુરૂષને આગમ વિરૂધ્ધ બોલવું પણ યોગ્ય નથી, તો રાજાની સભામાં યુક્તિપૂર્વક તેનુ સ્થાપન કરવું, એ તો યુક્ત ક્યાંથી જ હોય ? તો હે વત્સ ! શીઘ્રતાથી તે રાજસભામાં પાછો જઇને તું તેનું મિથ્યાદુષ્કૃત આપી આવ. નહીં તો દુરંત–અપાર દુર્ગતિમાં તારો પાત થશે." ત્યારે શિષ્ય પણ બોલ્યો કે– "મિથ્યાદુષ્કૃત દેવામાં મને અત્યંત પીડા કરનારી લજ્જા થાય છે. જેનું રાજસભામાં સ્થાપન કર્યું, તે મિથ્યા કેમ કહેવાય ?" ગુરૂએ તેને વારંવાર સમજાવીને કહ્યું, તો પણ તેણે અંગીકાર કર્યું નહીં. ગર્વથી જેની બુદ્ધિ અંધ થઇ હોય તે ગુરૂની આજ્ઞા સ્વીકારે જ નહીં. ત્યારે ગુરૂએ જાતે સભામાં જઇને પ્રગટ પણે કહ્યું કે–"મારા શિષ્યે અભિમાનથી સિધ્ધાંત વિરૂધ્ધ પ્રતિપાદન કર્યું છે, કારણકે જિનેશ્વરના શાસનમાં જીવ અને અજીવ એ બે જ રાશિ છે. અને આકાશના પુષ્પની જેમ ત્રીજો નોજીવ રાશિ વાસ્તવિક રીતે જગતમાં છે જ નહીં." ત્યારે રોહગુપ્તે પોતાની લઘુતા થયેલી જાણી મનમા ગુરૂ ઉપર દ્રોહને ધારણ કરી રાજાની સાક્ષીએ ગુરૂની સાથે પણ વાદ કરવાનો આરંભ કર્યો. રાજાની સમીપે છ માસ સુધી ગુરૂ શિષ્યનો વાદ થયો. વિતંડાવાદનો કદાગ્રહ કોણ મૂકાવી શકે ? રાજ્યકાર્યમાં વિઘ્ન આવવાથી રાજા ખેદ પામવા લાગ્યો. ત્યારે વાદનો અંત લાવવા માટે ગુરૂ, શિષ્ય અને રાજા વિગેરે સર્વે કુત્રિકની દુકાને ગયા. તે દુકાન દેવની કરેલી હોય છે, તેથી દેવના પ્રભાવે કરીને ત્રણ ભુવનમાં વર્તતા દરેક પદાર્થથી તે ભરેલી હોય છે, એવું શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

ત્યાં ગુરૂએ જીવની યાચના કરી ત્યારે દેવતાએ અદૃશ્ય રહીને જ કુકડો વિગેરે જીવ આપ્યો, અજીવ માગ્યો ત્યારે માટીનું ઢેકું આપ્યું. પછી નોજીવ અને નોઅજીવની યાચના કરી ત્યારે તે જ બે પદાર્થ વિપરીત પણે દેવતાએ આપ્યા. એટલે કે નોજીવ માગ્યો ત્યારે માટીનું ઢેકું અને નોઅજીવ માગ્યો ત્યારે કુકડો વિગેરે જીવ આપ્યો. નવ દ્રવ્યો, સત્તર ગુણો, પાંચ કર્મ ( ક્રિયા ), ત્રણ સમવાય, એક સામાન્ય અને એક વિશેષ એ છત્રીશ પદાર્થો અન્યધર્મીએ કલ્પેલા છે, તેના પણ પૂર્વની જેમ ચાર ચાર ભેદ કર્યા, તે સર્વ મળી એકસો ચુમાળીશ ભેદ થયા. તેટલા એટલે એકસો ચુમાળીશ પ્રશ્ન કરીને તે તે ચીજો માગી, ત્યારે પણ દેવતાએ તે બે જ પદાર્થ આપ્યા. અને તે સિવાય બીજી ચીજ જ નથી એમ બોલીને દેવતાએ તે કુશિષ્યનો તિરસ્કાર કર્યો. ત્યારે ગુરૂએ પણ શ્લેષ્મ નાંખવાની રાખની કુંડી તેના મસ્તક પર ફોડી. વિનય રહિત શિષ્યો મૃદુ ( શાંત ) ગુરૂને પણ અમૃદુ ( ઉગ્ર-ક્રોધી ) કરે છે. પછી લોકોએ પણ તેની નિંદા કરી. અને રાજાએ તેને પોતાના દેશમાંથી કાઢી મૂક્યો. તેવા મનુષ્યોનો નિવાસ દેશમાં પણ હિતકર નથી. નગરીમાં રાજાએ આઘોષણ કરાવી કે—“ પૃથ્વી પર જૈન શાસન જ વિજયવંત છે, કે સર્વ વિદ્યાના નિધાન રૂપ આ ગુરૂ જે ધર્મનું શાસન કરનારા છે. પછી તે શિષ્ય આ ભવમાં નિંદાદિક દુઃખો સહન કરી-ભોગવી મરણ પામી દુર્ગતિમાં ગયો. ત્યાંથી અનંત કાળ સુધી સંસારમાં ભ્રમણ કરશે, તેથી કરીને આત્માનું હિત ઇચ્છનાર બુદ્ધિમાન પુરૂષે લેતાં અથવા દેતાં સૂત્ર અને તેનો અર્થ એ બન્નેને અન્યથા-વિપરીત કરવો નહીં.

આ રીતે આઠ પ્રકારના આચારે કરીને વ્યાપ્ત એવા શ્રુતને જે બુદ્ધિમાન ભણે છે, તેને કેવળજ્ઞાન રૂપી લક્ષ્મી પોતાની મેળેજ વરે છે-પ્રાપ્ત થાય છે, અને બુદ્ધિ રહિત જે પુરૂષ શ્રુતની અવજ્ઞા અને પ્રમાદ વિગેરે વડે તેની વિરાધના કરે છે, તે પુરૂષ જેમ હુંજ પૂર્વે દુઃખ પામ્યો હતો તેમ અપાર દુઃખને પામે છે. તે સાંભળીને સભામાં બેઠેલા મનુષ્યો અને દેવોએ [1]મુનીશ્વરને પૂછ્યું, ત્યારે

૧ ધનમિત્ર નામના કેવલીને.

તેણે પોતાના પૂર્વના ચાર ભવનું વૃત્તાંત સ્પષ્ટ રીતે કહી બતાવ્યું.

આ પ્રમાણે તે કેવળીના ઉપદેશને સાંભળીને ઘણાંઓનું મન સમ્યક્ પ્રકારે પ્રતિબોધ પામ્યું, તથા તેઓની લેશ્યા અત્યંત વિશુદ્ધ થઇ. તેથી તેઓ વિધિ પૂર્વક જ્ઞાનની આરાધના કરી અનુક્રમે મોક્ષપદ પામ્યા. અને મુનિવર તો તે જ ભવે મુક્ત પામ્યા. આ પ્રમાણે ધનમિત્ર મુનિએ જ્ઞાનનું દાન દઈને દુઃખના સમૂહથી પોતાનો તથા બીજા પ્રાણીઓનો ઉદ્ધાર કર્યો, અને તે જ્ઞાન ચિર-કાળ સુધી સ્થિર રહ્યું. તેથી સર્વ દાનમાં જ્ઞાનદાન જ પ્રધાન છે. શ્રી જ્ઞાન દાનના ફળના વર્ણન વડે મનોહર આ ધનમિત્રનું પવિત્ર ચરિત્ર સાંભળીને હે ભવ્ય જનો ! જ્ઞાનદાન દેવામાં અત્યંત ઉદ્યમ કરો, કે જેથી તમોને મોક્ષલક્ષ્મી વરે—પ્રાપ્ત થાય.

। इति द्वितीयः प्रकाशः । २





# પ્રકાશ ત્રીજો.

## અભયદાનનું માહાત્મ્ય.



જે ના અભયદાનનો પડહ આજે પણ જગતને અદ્વૈત શબ્દમય કરે છે, તે જિનેશ્વર અને ચક્રવર્તીની લક્ષ્મીના સ્વામી શ્રીશાંતિનાથ ભવિક પ્રાણિઓને અદ્‌ભુત લક્ષ્મી ( મોક્ષ લક્ષ્મી ) આપો.

હવે હું અભયદાનનું કાંઇક અદ્‌ભુત માહાત્મ્ય કહું છું.–અભય બે પ્રકારનું છે, એક દેશથી અને બીજું સર્વથી–સર્વથા પ્રકારે. તેમાં મન, વચન અને કાયા એ ત્રણ યોગવડે કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણ પ્રકારે ત્રસ અને સ્થાવર એ સર્વ પ્રકારના જીવોના વધથી વિરામ પામવો, તે સર્વથા અભયદાન કહેવાય છે. આ સર્વ અભયદાન સર્વ સંગનો ત્યાગ કરનાર મુનિઓને જ સંભવે છે. કારણકે તેઓએજ છ કાય જીવના પ્રાણોને રક્ષણ કરવાનું વ્રત ગ્રહણ કરેલું હોય છે. તથા માત્ર નિરપરાધી ત્રસ જીવોને સંકલ્પ પૂર્વક વધ કરવામાં દ્વિવિધ ત્રિવિધ વિગેરે ભેદો વડે વિરતિ ગ્રહણ કરી હોય તો તે દેશથી અભયદાન કહેવાય છે. આ દેશ અભયદાનમાં શુદ્ધ સમકિત ધારી ગૃહસ્થીઓ જ અધિકારી હોય છે. કારણકે તેઓ સ્થૂળ પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરે છે. જે અભયદાન અક્ષય સુખ સંપત્તિ ( મોક્ષ સુખ પ્રાપ્તિ ) નું સાક્ષાત્‌પણે સાક્ષીરૂપ છે, તે અભયદાન આપવામાં ક્યો બુદ્ધિમાન પુરૂષ ઉદ્યમ ન કરે ? દુર્ભાગ્યપણું, અંગની વિકળતા,

દુર્ગતિ અને કુષ્ઠાદિક રોગો થવા એ સર્વ હિંસાનું જ ફળ છે, એમ જાણીને કોણ બુદ્ધિમાન તે હિંસાનો આદર કરે ? મોટી સુખ-લક્ષ્મીને ઇચ્છનાર પંડિત પુરૂષે પ્રયોજન વિના કદાપિ સ્થાવર જીવની પણ હિંસા કરવી નહીં, તો ત્રસ જીવની હિંસા કરવી તો ક્યાંથીજ યોગ્ય હોય ? મૃત્યુની સમીપે રહેલા પ્રાણીને જીવિતદાન મળવાથી જેવી પ્રસન્નતા થાય છે, તેવી પ્રસન્નતા મોટા રાજ્યથી પણ થતી નથી. એક કીડીથી આરંભીને નરેંદ્ર (રાજા) પર્યંત સર્વે પ્રાણીઓ જીવિતને જ ઇચ્છે છે, તેથી કરીને બુદ્ધિમાન પ્રાણીઓને જીવિતદાન સિવાય બીજો કોઈ શ્રેષ્ઠ ધર્મ નથી. તે વિષે આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે—"સુધર્મા સ્વામી જંબુ સ્વામીને કહે છે કે—હું તને કહું છું કે જે અરિહંત ભગવંત અતીત કાળે થઈ ગયા, જે વર્તમાનકાળે વર્તે છે, અને જે આગામી-ભવિષ્ય કાળે ઉત્પન્ન થશે, તે સર્વે આ પ્રમાણે કહે છે, પ્રરૂપણા કરે છે, પ્રતિપાદન કરે છે અને ઉપદેશ આપે છે કે સર્વે પ્રાણીઓ, સર્વે ભૂતો, સર્વે જીવો અને સર્વે સત્ત્વો હણવા યોગ્ય નથી, સંઘટ્ટો કરવા યોગ્ય નથી, અને ઉપદ્રવ કરવા યોગ્ય નથી. આ ધર્મ જ ધ્રુવ, નિયત અને શાશ્વતો છે. એમ લોકાલોકને જોનારા સર્વજ્ઞો કહે છે." પુરાણ, સ્મૃતિ અને વેદ વિગેરે અન્ય શાસ્ત્રો પણ વિસંવાદ વિના જ અભયદાનની મુખ્યતા સ્ફુટ રીતે કહે છે. કપિલ નામના ઋષિએ પણ લક્ષ શ્લોકના પ્રમાણવાળા ધર્મશાસ્ત્રના ગ્રંથનું મથન કરીને રાજા પાસે "સર્વ ધર્મમાં દયા ધર્મ જ પ્રધાન છે" એ રીતે શ્લોકના એક જ પાદવડે ધર્મનું સ્વરૂપ દેખાડ્યું હતું તે વિષે આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કે—

" जिन्ने भोयणमत्तेओ, कविलो पाणिणं दया ।
विहस्सई अविस्सासो, पंचालो थीसु मद्दवम् ॥

આત્રેય ઋષિ વૈદ્યક શાસ્ત્રનો સાર જણાવતાં કહે છે કે—પૂર્વે ભોજન કરેલું અન્ન જીર્ણ થાય ત્યારે ભોજન કરવું. ધર્મશાસ્ત્રનો સાર જણાવતાં કપિલ ઋષિ કહે છે કે પ્રાણીઓ ઉપર દયા રાખવી. રાજનીતિ શાસ્ત્રનો સાર જણાવતાં બૃહસ્પતિ કહે છે કે—કોઈના પર વિશ્વાસ કરવો નહીં. અને કામશાસ્ત્રનો સાર જણાવતાં પાંચાલ ઋષિ કહે છે કે—સ્ત્રી ઉપર માર્દવ-કોમળતા રાખવી."

શ્રીશાંતિનાથ જીનેશ્વરે પૂર્વ ભવમાં એક કપોત માત્રના રક્ષણને માટે સીંચાણા પક્ષીને પોતાની જંઘામાંથી કાપીકાપીને માંસના કકડા આપ્યા હતા. અહો ! અશ્વનું રક્ષણ કરવા માટે શ્રીસુવ્રત સ્વામી પ્રતિષ્ઠાન નામના નગરથી વિહાર કરી સાઠ યોજન દૂર રહેલા ભરૂચમાં એક જ રાત્રીમાં આવ્યા હતા. તથા શ્રીમહાવીર સ્વામીએ પણ લોકોને અભયદાન આપવા માટે જ આખી રાત્રી સુધી શૂળપાણિ યક્ષની કરેલી મોટી અગણિત વ્યથાઓ સહન કરી હતી. આ પ્રમાણે અભયદાનને માટે તીર્થંકરોએ પણ યત્ન કર્યો હતો, તેથી કરીને અન્ય મનુષ્યે પણ પોતાની શક્તિ પ્રમાણે અભયદાનમાં ઉદ્યમ કરવો. લાંબું આયુષ્ય, સ્થિરતા, નીરોગતા, સૌભાગ્ય, મધુર વાણી અને શ્લાઘા એ વિગેરે સર્વ દયા રૂપી કલ્પલતાનાંજ ફળો છે. અભયદાનમાં જ જેની બુદ્ધિ છે એવો જે કોઇ મનુષ્ય માત્ર એકજ પ્રાણીને અભયદાન આપે, તો તેને તત્કાળ મોક્ષલક્ષ્મી આનંદ પૂર્વક આલિંગન કરે છે—વરે છે. જેમકે—શ્રેણિક રાજાને માટે જિન પૂજાને નિમિત્તે સોનીએ સુવર્ણના એક સો આઠ જવ કર્યા હતા. તે અવસરે મેતાર્ય મુનિ તેને ઘેર ગોચરીએ આવ્યા. તેમને પ્રતિલાભ આપવા માટે સોની ઘરમાં ગયો, તેટલામાં તેના ઘરનો ક્રૌંચ પક્ષી તે જવોનું ભક્ષણ કરી ગયો. તે મુનિએ જોયા છતાં પણ સોનીએ પૂછયું ત્યારે તે કાંઈપણ બોલ્યા નહીં, તેથી મુનિના ઉપર વહેમ આવવાથી સોનીએ તેને અંત્ય દશા પમાડી, તો પણ ક્રૌંચને અભયદાન આપવાની બુદ્ધિવાળા મેતાર્ય મુનિ બોલ્યા નહીં, અને તેથી તે મોક્ષલક્ષ્મીને પામ્યા. કડવી તુંબડીના શાકને પરઠવા ગયેલા ધર્મરૂચિ મુનિ કીડીઓને અભયદાન આપવા માટે જ પોતે તેનું ભક્ષણ કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા. તે એક કુમારપાળ રાજાનીજ અમે પ્રશંસા કરીયે છીયે, કેમકે તેણે સર્વ જીવોના અભયદાન રૂપ અમારી પડહો અઢાર દેશોમાં વગડાવ્યો અને તેથી તે બે જન્મ વડે જ મુક્તિગામી થયા. અભયદાન સંપદાનો હેતુ છે, અને તેનું અદાન આપત્તિનું કારણ છે, તે ઉપર શંખ નામનો શ્રાવક અને તેના ત્રણ મિત્રોની કથા છે. તે નીચે પ્રમાણે.—

લક્ષ્મીથી ભરપૂર અને જંબુદ્વીપના તિલક સમાન આ ભરતક્ષેત્રમાં **વિજયવર્ધન** નામનું નગર મુક્તાફળની શોભાને ધારણ કરે છે. તે નગરમાં રહેલી સ્ત્રીઓએ અને લક્ષ્મીએ ચંચળતાનો ત્યાગ કર્યો, તેથી આધાર રહિત થયેલી ચંચળતાએ ચૈત્યોના શિખરો પર રહેલી ધ્વજાઓનો આશ્રય કર્યો. તે નગરમાં અતુલ ભુજાબળવાળો **જયસુંદર** નામે રાજા હતો. તેણે શત્રુઓને દાસ રૂપ કર્યા હતા, અને તેણે ચોતરફથી વિજય લક્ષ્મીને પ્રાપ્ત કરી હતી. તે રાજાને ચાર શ્રેષ્ઠ પ્રધાનો હતા, તેઓ તે રાજાની કીર્તિરૂપી લતાના ક્યારા રૂપ શોભતા હતા. તે રાજાને **વિજયવતી** નામની સદ્‌ગુણવાળી અને સતી પત્ની હતી. તેણીએ પોતાની કાંતિવડે અપ્સરાઓને જીતીને પોતાનું નામ સાર્થક કર્યું હતું. તેમને અતુલ પરાક્રમી **ભુવનચંદ્ર** નામનો પુત્ર હતો. તે યુવાવસ્થાને પામ્યા પહેલાંજ યુવરાજ પદને પામ્યો હતો. તે કુમારને બાલ્યાવસ્થાથીજ સેનાપતિનો પુત્ર **સોમ**, શ્રેષ્ઠીનો પુત્ર **શંખ** અને પુરોહિતનો પુત્ર **અર્જુન** એ ત્રણ મિત્રો હતા. યુવાવસ્થાથી ઉન્મત્ત થયેલો તે કુમાર ક્રીડા કરવાના ઉદ્યાનાદિકમાં તે મિત્રોની સાથે હસ્તીના બાળકોની સાથે હસ્તીના બાળકની જેમ ઈચ્છા પ્રમાણે ક્રીડા કરતો હતો. તેઓની પ્રીતિ નિરંતર સાથેજ આહાર વિહાર વિગેરેના સંબંધથી વસંતઋતુના સંબંધથી લતાની જેમ અત્યંત વિકસ્વર થઈ હતી. તે ચારેને મધ્યે બાહ્યવૃત્તિથી રાજકુમારની મુખ્યતા જણાતી હતી. પરંતુ અભ્યંતરથી ( તત્ત્વથી ) દાક્ષિણ્યતા અને સદ્‌બુદ્ધિ વિગેરે ગુણોને લીધે શંખની મુખ્યતા હતી. શંખ વયમાં લઘુ હતો, તોપણ તેની કીર્તિ લોકમાં વિશેષ હતી. કારણકે બાહ્યવિધિ કરતાં અંતરંગનો વિધિ બળવાન હોય છે.

એકદા તે નગરના ઉદ્યાનમાં વિનોદની વિદ્યા મેળવવાની ઈચ્છાથી કોઈ જ્ઞાનકરંડક નામનો પરિવ્રાજક આવ્યો. અને તેજ ઉદ્યાનમાં મિત્રો સહિત ક્રીડા કરવા માટે પ્રથમથી આવેલા તે રાજકુમારે તે પરિવ્રાજકને ભક્તિથી પ્રણામ કર્યા. તે વખતે પરિવ્રાજકે તેને આશીર્વાદ આપ્યો કે—"હે રાજપુત્ર તું પાતાલની કન્યાઓ ( દેવાંગનાઓ ) ને આજ્ઞા આપનાર થા." તે સાંભળી

હર્ષ પામેલો રાજપુત્ર તેની પાસે બેઠો, અને બોલ્યો કે—" હે પૂજ્ય ! આ મૃત્યુ લોકમાં પાતાલકન્યાનો સંભવ ક્યાંથી હોય ? તથા તેણીની પ્રાપ્તિ પણ શી રીતે થાય ? તે આપ કૃપા કરીને કહો." ત્યારે યોગી બોલ્યો કે—" વિંધ્યાચળ પર્વતની તળેટીમાં ક્રીડાનું સ્થાનભૂત કુડંગવિજય નામનું વન છે. તેની અંદર સુવેલ નામના યક્ષનું મંદિર છે, તેની પાસે દક્ષિણ દિશા તરફ કમળના આકારવાળી એક શિલા છે. તે શિલાને ત્યાંથી દૂર કરીયે—ખસેડીયે ત્યારે તેની નીચે કેયૂર નામની ગુફા છે, તે ગુફામાં એક કોશ જઇયે ત્યારે તે પાતાલ કન્યાઓના નિવાસની ભૂમિ આવે છે. ત્યાં પોતાના નેત્રની શોભા વડે ત્રાસ પામેલી મૃગલીના નેત્રની શોભાનો તિરસ્કાર કરનારી, પોતાના મુખની સુંદરતા વડે પૂર્ણિમાના ચંદ્રને પણ હાસપણું આપનારી, સર્વ અંગે સુંદરતાવાળી, યુવાનપુરૂષોના ચિત્તને મોહ પમાડવામાં મોહન વલ્લી જેવી અને પોતાની લાવણ્યતાવડે વિમાન વાસી દેવાંગનાઓનો તિરસ્કાર કરનારી તે પાતાલ કન્યાઓ રહેલી છે. તે કન્યાઓ પરાક્રમથી જયલક્ષ્મીને વશ કરનારા, પોતાના ઉદ્ધત ભુજદંડના પરાક્રમથી સમગ્ર શત્રુઓનો નાશ કરનારા, સર્વ અંગે સૌભાગ્યને ધારણ કરનારા અને શ્રેષ્ઠ લક્ષણોથી યુક્ત એવા તમોને માત્ર દૃષ્ટિએ જોતાંજ તમારા પુણ્યથી આકર્ષાઇને પોતેજ તમોને વરશે." તે સાંભળીને કુમાર મિત્રો સહિત આશ્ચર્ય પામ્યો અને તે પાતાલ કન્યાઓને જોવા માટે તેનું ચિત્ત અત્યંત ઉત્કંઠિત થયું. પરંતુ ગંભીરતાને લીધે તે ઉત્સુકતા ગુપ્ત કરી બીજી કથાઓ વડે ક્ષણવાર ગોષ્ઠી કરી તે કુમાર પોતાને ઘેર ગયો. ત્યાં પણ તેનું મન તે કન્યાઓને જોવાની ચિંતા રૂપી પિશાચીવડે ગ્રસ્ત થયું. તેથી ભોજનાદિક કાર્યમાં તે શૂન્ય ચિત્તવાળો થયો. તેને તેવા પ્રકારનો જોઇને તેના વિચક્ષણ મિત્રોએ તેને કહ્યું કે-" હે સ્વામી ? આજે તમે અત્યંત ચિંતાતુર કેમ દેખાઓ છો ? અમને એમ લાગે છે કે તે યોગીએ કહેલ કન્યાઓના વૃત્તાંતને સાંભળીને તમો ઉત્સુક થયા છો. પરંતુ એવાઓના પ્રલાપથી તમારૂં મન પણ આકર્ષાય એ આશ્ચર્ય છે. તેવા પાખંડી પુરૂષો મુખમાં અમૃતને ધારણ કરે છે. પરંતુ હૃદયમાં તો

વિષને ધારણ કરનાર હોય છે. તેથી તેવાઓની વાણી ઉપર સત્ પુરૂષે વિશ્વાસ રાખવો એ સર્વથા પ્રકારે અયોગ્ય છે." તે સાંભળીને કુમાર બોલ્યો કે-"હે મિત્રો ! નિર્દોષ જીંદગીને ગુજારનારા તે પૂજ્યને આપણી પાસેથી શું સ્વાર્થ સાધવાનો છે ? કે તેવા પ્રકારનું અસત્ય ભાષણ કરે ! કેમકે વૈભવ વિગેરેમાં લુબ્ધ થયેલા મનુષ્યોને જ મૃષા ભાષા સંભવે છે, પરંતુ સંતોષ રૂપી અમૃતથી તૃપ્ત થયેલા યોગીજનોએ તો તે મૃષા ભાષાનો દૂરથી જ ત્યાગ કરેલો હોય છે. અહો ! કેટલાએક પુરૂષો એવા મુગ્ધ બુદ્ધિવાળા હોય છે કે તેઓ બીજાએ પ્રત્યક્ષ જોઈને કહેલી વાતમાં પણ કલ્પિત વચનો વડે સંશય ઉત્પન્ન કરે છે." આ પ્રમાણે કુમારનું વચન સાંભળીને તે ત્રણે મિત્રોએ તેના ચિત્તનો અભિપ્રાય જાણી લીધો, તેથી તેઓ મોન રહ્યા. પ્રાયે કરીને નિપુણ મિત્રો પરસ્પરની ઇચ્છાને અનુસરનારાજ હોય છે. પછી બીજે દિવસે રાજપુત્ર એકલોજ તે યોગી પાસે ગયો. ત્યાં તે બન્નેને પરસ્પર અમૃતની વૃષ્ટિ સમાન ગોષ્ઠી પ્રવર્તી. પછી કુમારે તેને પૂછયું કે-"હે પૂજ્ય ! તે ગુફામાં શી રીતે જઇ શકાય ? અને પાતાલ કન્યાઓનો લાભ શી રીતે સંભવે ? આ આશ્ચર્ય રૂપી મોટા તરંગોવડે મારૂં મન આકુળ વ્યાકુળ થયું છે, તેથી મને અહીં રહેતાં મનમાં જરા પણ શાંતિ થતી નથી." તે સાંભળીને યોગીએ તેને કહ્યું કે-"હે રાજકુમાર ! ઘણું કહેવાથી શું ફળ ! જો હું તમારૂં કાર્ય ન સાધી આપું તો મારૂં જ્ઞાનકરંડક (જ્ઞાનનો કંડીયો) નામ વૃથા સમજવું; પરંતુ श्रेयांसि बहुविघ्नानि – શુભ કાર્યમાં ઘણાં વિઘ્નો આવે, તેથી વિલંબ કર્યા વિના તૈયાર થઇને શીઘ્રપણે આવ. ફરીથી તે બાબત પ્રશ્ન કરવાની જરૂર નથી." તે સાંભળીને "બહુ સારૂં" એમ કહી રાજપુત્ર ઘેર ગયો, અને એકાંતમાં તે ત્રણે મિત્રોને બોલાવીને તેણે કહ્યું કે—"હે કુશલ મિત્રો ! શા માટે ફોગટ યોગીના વચન પર અવિશ્વાસ લાવો છો ? સમગ્ર શંકાઓનો ત્યાગ કરી શીઘ્રપણે મારા સહાયક થાઓ. હું આજ પગલાવડે (હમણાંજ) પાતાળ તરફ પ્રયાણ કરવા તૈયાર થયો છું." તે સાંભળીને અગણિત (અત્યંત) દાક્ષિણ્યતાથી પ્રેરાયેલા તેઓએ પણ તેની ઇચ્છા

સ્વીકારી. જે મૈત્રીમાં પરસ્પરની ઈચ્છા અનુસરાતી ન હોય, તો તે શું મૈત્રી કહેવાય ? ત્યાર પછી તે ચારે મિત્રો જૂદો વેષ પહેરી રાત્રીને સમયે ગુપ્ત રીતેજ રાજા વિગેરે પોતપોતાના પિતાઓને જણાવ્યા વિનાજ યોગીની સાથે ચાલ્યા. તે વખતે તેમને માર્ગમાં જતાં તે તે પ્રકારની આપત્તિને જણાવનારા અપશકુનો થવા લાગ્યા. તેમાં તેમના આયુષ્યની સ્ખલનાને સૂચવતો હોય, તેમ તેઓનો પગ સમ ભૂમિ ઉપર પણ સ્ખલના પામ્યો. જાણે સ્પષ્ટ રીતે દૈવની પ્રતિકૂળતા નિવેદન કરતું હોય, એમ તેમનું વામ–ડાબું નેત્ર વારંવાર ફરકવા લાગ્યું. તેમને ' જશો નહીં. ' એમ જાણે કહેતો હોય તેમ તેઓની જમણી બાજુએ ગધેડાનો શબ્દ થયો. તેમના પ્રયાણને જાણે નિષેધ કરતો હોય તેમ પ્રતિકૂળ ( સામેથી ) વાયુ વાવા લાગ્યો. જાણે તેમના શુભ દૈવે તેમનું પ્રયાણ રોકવા માટે આડી અર્ગલા નાંખી હોય, તેમ તેમની આગળ કાળો સર્પ આડો ઉતર્યો. જાણે તે યોગીના મનનું મલિનપણું દેખાડતી હોય, તેમ રજોવડે ( ધૂળવડે ) ચોતરફથી વ્યાપ્ત થયેલી દિશાઓ મલિન થઈ. ( દેખાઈ ) તે જોઈ મિત્રાઈથી ( પ્રેમથી ) પ્રેરાયેલા ત્રણે મિત્રોએ રાજકુમારને કહ્યું કે—" આ અપશકુનો આપણને એક પગલું પણ આગળ જવા દેવા અનુમતિ આપતા નથી. તો હે સ્વામી ! હાલ આપણે પ્રયાણ કરવું એ કોઈ પણ રીતે યોગ્ય નથી. કારણ કે શકુનની અનુમતિ વિના કાર્યનો આરંભ કરવો એ શુભને માટે થતો નથી. " તે સાંભળી યોગી બોલ્યો કે—" તમો શા માટે આ પ્રમાણે વ્યાકુળ થાઓ છો ? તમો સ્થૂળ બુદ્ધિવાળા હોવાથી પરમાર્થ ( તત્ત્વ ) ને જાણતા નથી. કેમકે પાતાલની યાત્રામાં તો આવા પ્રકારનાં શકુનોજ શુભકારક હોય છે. કાર્યને આશ્રીનેજ શકુનના ફળનો વિચાર કરવો જોઈએ. એમ છતાં પણ કદાચ તમારી શંકા દૂર થતી ન હોય તો તે શકુનોનું ફળ મનેજ હો. તમો નિર્ભયતાથી ચાલ્યા આવો. " આ પ્રમાણે તેણે સત્ય જેવી વાણીવડે કુમારને વિશ્વાસ પમાડ્યો, તેથી તે ચાલવા લાગ્યો, અને તેની દાક્ષિણ્યતાથી તે ત્રણે મિત્રો પણ ચાલ્યા. અનુક્રમે ચાલતા ચાલતા તેઓ વિંધ્યાચળ પર્વતની સમીપે રહેલા તે કુડંગવિજય નામના વનમાં આવી પહોંચ્યા. તે

વન જાણે યમરાજના સ્વજનો હોય એવા ચમૂરૂ જાતના મૃગો, ચિંત્તાઓ, વાઘો, સિંહો અને અષ્ટાપદ મૃગો વિગેરે ક્રૂર શ્વાપદોએ કરીને ભયંકર દેખાતું હતું, અને જાણે કે યમરાજને ક્રીડા કરવાનું ઘર હોય તેમ તેની અંદર સૂર્યનું દર્શન થતું નહોતું. ત્યાં તેઓએ પ્રથમ કહેલું યક્ષનું મંદિર જોયું. પછી તેઓએ પવિત્ર થઈ ચંપકાદિક પુષ્પોવડે હર્ષપૂર્વક યક્ષની પૂજા કરી. ત્યાર પછી સાયંકાળે યોગીએ કોઈ ગોકુળમાંથી ચાર બકરા આણ્યા, અને પૂજાદિકની સર્વ સામગ્રી તૈયાર કરી. પછી તે યોગીએ બકરાઓ સહિત તે ચારેને જાતે સ્નાન કરાવ્યું, અને પછી જાણે યમરાજના કટાક્ષ હોય એવા અશુભ ચંદન વડે તે સર્વેને ભૂષિત કર્યા. પછી તેણે તે ચારેને કહ્યું કે—"તમે આ એક એક બકરાને મારો, કે જેથી તેનું બળિદાન કરીને તેનું દ્વાર ઉઘાડીયે." તે સાંભળીને શંખ સિવાયના ત્રણ જણાએ તે યોગીનો અભિપ્રાય નહીં જાણીને, પોતાની આપત્તિનો વિચાર નહીં કરીને અને પ્રતિકૂળ દૈવને નહીં જાણીને યોગીના કહેવા પ્રમાણે કર્યું. પરંતુ શ્રેષ્ઠીનો પુત્ર શંખ પુણ્યશાળી હતો, તેથી તેના મનમાં તત્કાળ અપાર કરૂણાનો પરિણામ ઉત્પન્ન થવાથી તેણે તે હિંસાનું કાર્ય કર્યું નહીં. ફરીથી યોગીએ તેને આજ્ઞા કરી, તો પણ તેણે તેનું વચન માન્યું નહીં. કેમકે મહાપુરૂષો પરના પ્રાણોને પણ પોતાના પ્રાણ સમાનજ માને છે. પછી બકરાનો વધ કરવાથી છળ પામેલા તે ત્રણને તે પાપી યોગીએ પોતાના મંત્રની સિદ્ધિને માટે હણી નાંખ્યા. અહો! કપટની કુશળતાને ધિક્કાર હો. પછી તે યોગીએ તેમનાં મસ્તક રૂપી કમળોએ કરીને દેવતાની પૂજા કરી. દુષ્ટ ( ક્ષુદ્ર ) દેવતાઓ તેવી પૂજાવડે સંતુષ્ટ થાય છે. ત્યાર પછી યમરાજના નાના ભાઈ સમાન તે યોગી મિષ–છળ વિના પણ તે શંખને બળાત્કારે મારવા તૈયાર થયો. દુષ્ટ મનુષ્યોને કાંઇ પણ અકાર્ય ( ન કરાય એવું ) હોતું નથી. આ અવસરે તે યક્ષે પ્રત્યક્ષ થઈને તેને કહ્યું કે—"હે અધમ! પાપીષ્ઠ! કેમ આવું દુષ્ટ કાર્ય કરે છે? જો તું બકરાનો ઘાત નહીં કરવાથી છળને નહીં પામેલા આ પુરૂષને મારીશ, તો અવશ્ય તુંજ હમણાં હતો ન હતો થઈશ–પ્રાણરહિત થઈશ." તે સાંભળીને જેમ

સિંહનો નાદ સાંભળી ભય પામેલો વાઘ મૃગલાને છોડી દે, તેમ મનમાં ભય પામેલા યોગીએ તે શંખને છોડી દીધો. ત્યારપછી પોતાના મિત્રોના મરણથી શંખ શોક કરવા લાગ્યો કે-"હે મિત્રો! ગુણોવડે પ્રશંસા કરવા યોગ્ય અને સર્વ જનનું પ્રિય કરનારા તમને આ પાપી યોગીએ દુર્દશાને કેમ પમાડ્યા? તમારા વિના હું એકલો આ દુર્ગમ માર્ગમાં શી રીતે જઈશ? અને તમારા શોકથી વ્યાકુળ થયેલો હું શી રીતે કાળનું નિર્ગમન કરીશ?" આ પ્રમાણે અત્યંત આક્રંદ કરવાથી વનના પશુઓને પણ રોવડાવતો શંખ સાક્ષાત્ યમરાજના ઘરની જેવા તે વનમાંથી નાઠો. તે વનમાંથી બહાર નીકળી જાણે નવો (ફરી) જન્મ પામ્યો હોય તેમ પોતાના આત્માને માનતો અને પોતાના મિત્રોનું સ્મરણ કરતો તે શંખ કોઇ એક ગામમાં આવી પહોચ્યો. તે ગામમાં શલ્યની જેમ મોટા શોકની પીડાથી વ્યાકુળ થયેલા તે શંખે બે ત્રણ દિવસ રહીને તે મિત્રોની ઉત્તર ક્રિયા-મરણ ક્રિયા કરી. પછી તેને વિચાર થયો કે "જો હું હમણાં મારા નગરમાં જઈશ તો મિત્રોના પિતા વિગેરેને તથા પુરજનોને શી રીતે મારૂં મુખ દેખાડી શકીશ? અને શો જવાબ આપીશ?" આ પ્રમાણે વિચાર આવવાથી અત્યંત દુઃખી થયેલો તે અન્ય દિશામાં ચાલ્યો. કારણકે મહા પુરૂષો અલ્પ અકાર્યમાં પણ શંકા પામે છે.

ત્યાર પછી માર્ગમાં ચાલતાં તે શંખને ચારિત્ર લેવા માટે કોઈ સદ્ગુરૂ પાસે જતો **સુમેધ** નામનો શ્રાવક મળ્યો. તે બન્નેને પરસ્પર સ્નેહરૂપી વૃક્ષના જાણે અંકુરા હોય તેવા આલાપો હંમેશાં થવા લાગ્યા, તેથી માર્ગ પણ તેમને ટુંકો લાગતો હતો. થોડા કાળમાંજ તે બન્નેને બંધુના જેવી દૃઢ પ્રીતિ થઈ. કારણકે શુદ્ધ અંતઃકરણવાળાઓની પ્રીતિ સુખેથી સાધી શકાય છે, અને તેનો કોઇ નિરોધ કરી શકતું નથી. એક દિવસે સુમેધ શ્રાવકે તેને પૂછ્યું કે-"હે બંધુ! તું ખેદ યુક્ત હોય એવો કેમ દેખાય છે? જો અત્યંત અવાચ્ય[1] ન હોય તો મારી પાસે તું કહે." તે સાંભળી-

૧. ન કહી શકાય તેવું.

ને શંખના નેત્રોમાં આંસુ આવી ગયા, અને તેણે પ્રથમથી આરંભીને સર્વ વૃત્તાંત તેની પાસે કહ્યો. કેમકે મિત્રાદિકની પાસે દુઃખનું નિવેદન કરવાથી તે દુઃખ ક્ષણવાર ક્ષીણ થાય છે. તે સાંભળી આશ્ચર્ય પામેલો સુમેઘ બોલ્યો કે–" અહો ! પ્રાણીને રક્ષણ કરવામાં તત્પર એવી તારી બુદ્ધિ વખાણવા લાયક છે. અહો ! તારૂં સાહસ ( પરાક્રમ ) કેવું આશ્ચર્ય કારક છે કે જે પ્રાણના સ દેહમાં પણ નષ્ટ થયું નહીં. માટે આ તારા પવિત્ર ચરિત્રવડે કોણ આશ્ચર્ય ન પામે ? તું પંડીત છો, તેથી તારે મિત્રોનો શોક કરવો ઉચિત નથી. કારણકે તેઓએ પ્રાણીનો ઘાત કરીને પોતેજ મરણને ઉભું કર્યું છે. કેમકે જીવહિંસાજ સર્વ આપત્તિનું પ્રથમ સ્થાન છે, અને સમગ્ર સુખોનો નાશ કરવામાં પ્રત્યક્ષ રાક્ષસી છે, વળી પાંગળું થવું, અંગની વિકળતા થવી, કુષ્ઠાદિક વ્યાધિઓ થવી, કુણિતા–હાથે ઠુંઠા થવું અને બીજી પણ ઘણા પ્રકારની આપત્તિ પ્રાપ્ત થાય, એ સર્વ આ લોકમાં હિંસા રૂપી વિષલતાનાં ફળ પ્રત્યક્ષ જ દેખાય છે. તથા અહિંસા જ સંસાર સમુદ્રને તારનારી મોટી નાવ રૂપ છે, અને સર્વ દુઃખ રૂપી દાવાનળને બુઝવવામાં અષાઢ માસના મેઘ સમાન છે. તને તો આ ભવમાં જ અભયદાન ( અહિંસા ) રૂપી કલ્પવૃક્ષ ફળીભૂત થયો છે, કેમકે આવા ભયંકર કષ્ટથી પણ તું વિના પ્રયત્ને મુક્ત થયો છે. માટે સર્વ દાનોને વિષે જીવિત દાનને જ પંડિતોએ પ્રધાન કહ્યું છે કારણ કે જીવિત હોય તો જ સર્વ સુંદર ભાસે છે. પ્રાણીઓને અંતકાળે જીવિતદાન જેવું સુખ આપે છે, તેવું સુખ છ રસવાળો આહાર આપી શકતો નથી, તેમજ મનોહર સંગીત, વિકસ્વર નેત્રવાળી સ્ત્રીઓનું હાસ્ય, સુવર્ણનાં આભૂષણો, મનોહર શય્યા, ઉષ્ણ જળવડે સ્નાન, સુંદર વસ્ત્રો, શરીરે સુગંધિક પદાર્થનો લેપ, તથા મોટું રાજ્ય પણ સુખ આપી શકતું નથી. આ વિષય ઉપર વિચક્ષણ પુરૂષો ચોરનું દૃષ્ટાંત આપે છે" તે સાંભળીને શંખે કહ્યું કે–"તે ચોરનું દૃષ્ટાંત કેવું છે ?" ત્યારે સુમેઘ કહેવા લાગ્યો. કે—

શ્રી વસંતપુર નામના નગરમાં જિતશત્રુ નામે રાજા હતો. તેને પ્રિયંકર નામની રાણી હતી. તે પાંચસો રાણીઓમાં મુખ્ય

હતી. તે રાજા એકદા પ્રિયા સહિત પોતાના મહેલના ગવાક્ષ (બારી) માં બેઠો હતો, તે વખતે આરક્ષકે ગામના એક ચોરને ચોરેલા ધન સહિત તેની પાસે ઉભો રાખ્યો. રાજાએ તેના ચોરીના કાર્યને લીધે ક્રૂરતાવાળી અને તેના સુંદર રૂપને લીધે પ્રસન્નતાવાળી દૃષ્ટિ વડે તેની સન્મુખ જોઈને હાસ્ય સહિત કહ્યું કે—'તું કોણ છે ? અને સર્વ પુરૂષાર્થને સાધવામાં સમર્થ તથા પવિત્ર લાવણ્યતાવાળા આવા યૌવન વયમાં કેમ આવું નિંદિત કાર્ય કરે છે ?" તે સાંભળીને તે ચોરના મનમાં કાંઈક વિશ્વાસ આવ્યો, તેથી તે ગદ્‌ગદ સ્વરે બોલ્યો કે—"હે દેવ ! વિંધ્યપુર નામના નગરમાં વિંધ્ય નામે રાજા છે. તેની પ્રીતિથી શોભતો વસુદત્ત નામે શ્રેષ્ઠી છે, તેનો હું વસંતક નામનો પુત્ર છું, માત પિતાના લાલનપાલનથી વૃદ્ધિ પામ્યો, ત્યારે મને મારા પિતાએ પરણાવ્યો, અને હું સુખે રહેતો હતો. પરંતુ મારા દુર્દૈવને લીધે મને સર્વ ગુણ રૂપી લક્ષ્મીને નષ્ટ થવાનું જાણે દ્વાર હોય એવું દ્યૂતનું વ્યસન થયું. સ્વજનોએ નિષેધ કર્યા છતાં પણ આપત્તિ સમીપે આવવાની હોવાથી મરણની સન્મુખ થયેલો માણસ જેમ અપથ્યનો ત્યાગ ન કરે, તેમ મેં દ્યૂતનો ત્યાગ કર્યો નહીં. તેથી જાણે ઘરમાંથી નીકળવાનું પ્રયાણ સાધતો હોઉં, તેમ હું હિતકારક પિતાને છેતરી દ્યૂતને માટે સર્વ ધન ઘરની બહાર લઈ જવા લાગ્યો. તે જાણી અત્યંત કોપ પામેલા મારા પિતાએ રાજા વિગેરેને મારા દ્યૂતની હકીકત જણાવીને મને દુષ્ટ સેવકની જેમ પોતાના ઘરમાંથી તત્કાળ કાઢી મૂક્યો, તેથી સ્વેચ્છાએ ભમતો હું આ નગરમાં આવ્યો છું. અહીંના લોકોને ભોગ વિલાસમાં સુખી જોઈને મને પણ ઘણી ભોગની ઈચ્છા થઈ. પરંતુ ધન વિના તે ઇચ્છા પૂર્ણ થઈ શકતી નથી તેથી બીજો ઉપાય ન હોવાને લીધે હું ચોરીમાં પ્રવર્ત્યો. તેટલામાં આ આરક્ષકે મને પકડ્યો. હે સ્વામી ! આ પ્રમાણે મારી કથા મેં આપને સત્ય કહી છે. હવે આપની ઈચ્છા હોય તેમ કરો." તે સાંભળીને રાજાના હૃદયમાં કાંઈક દયા ઉત્પન્ન થઈ, પરંતુ ચોરને મૂકવો ન જોઈએ એવી નીતિ હોવાથી રાજાએ કોટવાળને આજ્ઞા કરી કે—"આને શૂળીએ ચઢાવવો." ત્યારે રાજાની પાસે બેઠેલી પ્રિયંકરા રાણીને વિચાર થયો કે

"આ બિચારો કૃપાનું સ્થાન છે. તે પોતાની ભોગની આશા પૂર્ણ કર્યા વિનાજ મરણ પામશે." આ પ્રમાણે દયા ઉત્પન્ન થવાંથી તેણીએ રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"હે સ્વામી ! આ ચોરને આજનો દિવસ મને સોંપો. જેથી હું તેને આજે મનવાંછિત ભોગનો અનુભવ કરાવું. એક દિવસ તો આ બિચારાની ઇચ્છા પૂર્ણ કરવા દો. અને ત્યાર પછી હે પ્રજાનાથ ! જેમ ઉચિત લાગે તેમ કરજો." તે સાંભળીને રાજાએ તેણીના માનની ખાતર તેણીને તેમ કરવાની અનુજ્ઞા આપી. ત્યારે તેણીએ તેને પોતાને ઘેર આણ્યો. પ્રથમ તેને પોતાના સેવકો પાસે શતપાક વિગેરે તેલથી મર્દન કરાવ્યું, પછી હર્ષ પૂર્વક સુગંધી ચૂર્ણવડે તેને ઉદ્વર્તન કરાવ્યું, પછી પોતાની દાસીઓ પાસે તેને ઉષ્ણ જળવડે સ્નાન કરાવ્યું, પછી દૂષ્યવડે ( ટુવાલ વડે ) તેનું શરીર લૂંછાવી મનોહર વસ્ત્રો પહેરાવ્યાં, પછી તેના મસ્તકના કેશોને સુંદર પુષ્પોની માળાવડે ગુંથાવ્યા, પછી ચંદન વિગેરેના સુંદર લેપવડે તેના શરીરને સુગંધમય કર્યું, પછી મુગટ તથા સુવર્ણના અલંકારોવડે તેના શરીરને શણગાર્યું, પછી અમૃતનો પણ તિરસ્કાર કરનારી સુંદર રસવાળી રસોઇ સુવર્ણનાં પાત્રમાં પીરસી સેવકો પાસે તેને પંખાવડે પવન નંખાવી આનંદ પૂર્વક ભોજન કરાવ્યું, પછી કપૂર મિશ્રિત નાગરવલ્લીનું પાન બીડું આપી પલંગ પર બેસાડી તેને નાટ્યાદિક વિનોદ દેખાડ્યા, પછી સાંજને સમયે તેને શ્રેષ્ઠ અશ્વપર બેસાડી માથે મયૂર પિચ્છનું છત્ર ધારણ કરાવી આગળ સંગીત કરાવી સીપાઇઓના પરિવાર સહિત તેને સભામાં મોકલ્યો. આ રીતે ઉત્સવ પૂર્વક તેણે સભામાં આવી રાજાને પ્રણામ કર્યા. સભાજનો પણ તેને જોઇને અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. પછી તે રાણીએ તેને ઉત્તમ મહેલમાં સુવર્ણની શય્યામાં સુવાડ્યો, તે વખતે વેશ્યાઓ તેની સેવામાં હાજર હતી. આ રીતે તેણે તે રાત્રી નિર્ગમન કરી, પછી પ્રાતઃકાળે તેને પ્રથમનો ( ચોરનો ) વેષ પહેરાવી રાણીએ રાજાની પાસે મોકલ્યો. તે રાણીને તેના એક દિવસના ભોગ માટે પાંચસો રૂપીયાનો ખર્ચ થયો. ત્યાર પછી બીજી રાણીએ તે જ પ્રમાણે રાજા પાસે પ્રાર્થના કરી બીજે દિવસે પહેલી રાણીની સ્પર્ધાથી તે ચોરની

અધિક બરદાસ કરી. એજ રીતે બીજી રાણીઓએ પણ જૂદે જૂદે દિવસે તેની વિશેષ વિશેષ બરદાસ કરી. કારણકે તે સર્વે રાણીઓ પરસ્પર સ્પર્ધાવાળી હતી. આ પ્રમાણે તે ચોરને માટે અત્યંત મોટા ઉત્સવો કરીને તે રાણીઓએ પોતપોતાના ચિત્તનું કૌતુક પૂર્ણ કર્યું. પરંતુ તે ચોરનું મન લેશ પણ પ્રસન્ન થયું નહીં-પ્રસન્ન કરી શકી નહીં. ત્યાર પછી તે રાજાની છેલ્લી રાણી **શીલવતી** નામની હતી. તેણીને રાજાએ પાણિગ્રહણ કર્યા પછી દૃષ્ટિએ જોઈ પણ નહોતી, તેથી તેણીની પાસે ઘણીજ અલ્પ સમૃદ્ધિ હતી. પરંતુ દૃઢ શીલવ્રત પાળવાથી તે અત્યંત પવિત્ર હતી. તેણીએ પણ રાજાને વિજ્ઞપ્તિ કરી કે-" હે જીવિતેશ ! આપને યાદ છે કે હું જિતારિ રાજાની પુત્રી છું. મને તે વખતે પરણીને તરતજ તમે વિસારી દીધી છે, તોપણ સંતોષ રૂપી અમૃતથી તૃપ્ત થઈને નિરંતર મારા મહેલમાં રહું છું અને એક શીળરૂપી વૈભવની સમૃદ્ધિને ધારણ કરી સમયને નિર્ગમન કરૂં છું. હું પુણ્ય રહિત હોવાથી મારે બીજી સર્વ રાણીઓની સાથે કાંઇ પણ સ્પર્ધા હોય જ નહીં. તોપણ જો હું પંક્તિના અનુક્રમથી પ્રાપ્ત થયેલું આ કાર્ય પણ ન કરૂં, તો મારી આપની રાણીઓને મધ્યે ગણતરી પણ ન થાય, તેથી હું પ્રાર્થના કરૂં છું કે આજે આ ચોરના કાર્યને માટે મારા પર પણ અનુગ્રહ કરો." આ પ્રમાણે તેણીએ કહ્યું, ત્યારે રાજાએ તેને ઓળખી, અને તેનું હૃદય તેણીના અજ્ઞાત ગુણોથી આકર્ષાયું. તેથી તેણીને પણ તેણે અનુજ્ઞા આપી. ત્યારે તે શીલવતી તે ચોરને પોતાને ઘેર લઈ ગઇ, અને તેને કહ્યું કે-"મારી પાસે કાંઈ પણ તને આપી શકું એવો વૈભવ નથી." એમ કહીને તેને થોડો ઉપચાર કરી તેને અભયદાન આપ્યું. અને વળી કહ્યું કે-" હું તને આજથી ધર્મપુત્ર તરીકે સ્વીકારૂં છું, તેથી પુત્રની જેમ તારી રક્ષા કરવા માટે હું પ્રયત્ન કરીશ. એમ તારા મનમાં તું નિશ્ચય જાણ." તે સાંભળીને તે ચોર જાણે આખા જગતના ઐશ્વર્યની લક્ષ્મીને પામ્યો હોય, તેમ હર્ષિત થયો, અને તેથી તેણીના સ્વલ્પ ઉપચારને પણ તેણે કોટી ગુણો માન્યો. પછી પ્રાત:કાળે તે શ્રેષ્ઠ બુદ્ધિવાળી શીલવતી તે ધર્મ પુત્રને લઇને રાજ સભામાં આવી. તે વખતે તે વસંતનું મુખ હસતું હતું, તેનાં નેત્રો વિકસ્વર

હતાં, તેના ગાલ ફૂલેલા હતા અને તેના બન્ને ખભા ઉછળતા હતા, તેથી કરીને તે સમગ્ર સભાજનોનાં નેત્રોનું આકર્ષણ કરતો હતો. આ પ્રમાણે સભાજનો તેને જોવાથી આશ્ચર્ય પામ્યા, અને વિકસ્વર નેત્રો વડે તેની સન્મુખ જોતા હતા. તથા સર્વે રાણીઓ "વળી આજે આ શીલવતી શું માગવાની છે ?" એમ વિચારી ઈર્ષ્યાથી ઉત્કંઠાવાળી થઇને તેની સન્મુખ જોઈ રહી હતી તે વખતે તેને (ચોરને) તેવો આનંદ યુકત જોઈને હર્ષ પામેલા રાજાએ પૂછ્યું કે–" આ બીજી સર્વે રાણીઓએ તારૂં અત્યંત સન્માન કર્યું હતું, તોપણ હંમેશાં જાણે સર્વસ્વ હણાઇ ગયું હોય એવો તું દેખાતો હતો, અને આજે આ રાણીએ તારો સત્કાર ઘણો જ અલ્પ કર્યો છે, છતાં જાણે રાજ્ય પામ્યો હોય એવો પ્રસન્ન દેખાય છે, તેનું શું કારણ ? તે તું કહે. તે વિષે મારા હૃદયમાં આશ્ચર્ય થાય છે." તે સાંભળીને તે વસંત શીલવતીએ આપેલી ધીરજને લીધે બોલ્યો કે–"હે સ્વામી ! આપ મને શૂળી ઉપર ચડાવવાનાં જે વચનો બોલ્યા હતા, તે જાણે યમરાજના સંદેશાનાં વચનો હોય તેમ મારા કર્ણમાં કંટકની જેમ પીડાને ઉત્પન્ન કરતા હતા, તેથી મારૂં મન ભયભીત હતું, અને તેથી કરીને હંમેશાં જે મને ઉત્તમ ભોજન કરાવવામાં આવતું, તે મને ગાયના ખાણ જેવું લાગતું હતું, સ્વાદિષ્ટ જળ લીંબડાના રસ જેવું લાગતું હતું, ઉત્તમ અશ્વ ગધેડા જેવો લાગતો હતો, ક્રીડાનું ઘર સ્મશાન જેવું લાગતું હતું, પુષ્પની માળા સર્પની શ્રેણી જેવી લાગતી હતી, સુગંધિ ચંદનનો લેપ વિષ્ટાના લેપ જેવો લાગતો હતો, પલંગ શલ્ય જેવો લાગતો હતો, મયૂર પિચ્છનું છત્ર સૂપડા જેવું લાગતું હતું, સુવર્ણનાં આભૂષણો બેડીની જેવા ભારભૂત લાગતા હતા, સુંદર વસ્ત્રો યમરાજનાં વસ્ત્રો જેવાં લાગતાં હતાં, સુંદર ગીત રૂદન જેવું લાગતું હતું, વાજિત્રના શબ્દો વજ્રના પ્રહાર જેવા લાગતા હતા, મનોહર સ્ત્રીઓ ડાકણો જેવી લાગતી હતી, અને સીપાઇઓ યમરાજના દૂત જેવા લાગતા હતા. હે સ્વામી ! ઘણું શું કહું ? સમીપે રહેલા મૃત્યુના ભયથી મારૂં મન આકુળ વ્યાકુળ હતું, અને માત્ર એક શૂળીનું જ ધ્યાન કરવાથી મને આખું જગત શૂળીમય જ લાગતું હતું. પરંતુ આજે તો

જાણે ભુવનને પવિત્ર કરનારી ગંગા નદી જ ઉતરી હોય તેમ માતાની સદૃશ આ શીલવતીએ મને અભયદાન આપ્યું છે. તેથી આજ મારૂં મન સ્વસ્થ થયું છે, મારા મનમાં અત્યંત આનંદ વ્યાપી ગયો છે, અને ફરી જન્મ પામ્યો હોઉં એમ સર્વ જગતને સુંદરતાવાળું જોઉં છું. તેથી કરીને આનો થોડો ઉપચાર પણ દેવના ભોગ સમાન લાગ્યો છે. કારણ કે જીવિતદાન આપનાર એક તૃણ પણ ચિંતામણિ રૂપ જ છે. મેરૂ પર્વત અને સરસવના દાણામાં જેટલો તફાવત છે, તથા સુવર્ણ અને પીતળમાં જેટલો તફાવત છે, તેટલો તફાવત બીજી સર્વેના ઉપકારનો અને આના ઉપકારનો થયો છે." તે સાંભળીને રાજાએ અત્યંત હર્ષિત થઇ શીલવતીના મુખ કમળ તરફ જોયું, ત્યારે તે બોલી કે–"હે સ્વામી! આપના મુખથી આને અભયદાન આપો." ત્યારે રાજાએ કહ્યું કે–"તે તો આપ્યું જ છે. પરંતુ બીજું કાંઇ પણ મન વાંછિત માગ." ત્યારે તે બોલી કે–"આપની કૃપાથી મારે કાંઈપણ ન્યૂનતા નથી. માટે શું માગુ ?" તે સાંભળી રાજાએ વિચાર્યું કે–" અહો ! આની ગંભીરતા ! અહો આનું ધૈર્ય ! અહો ! આની દયા ! અહો ! આનું પવિત્ર શીળવ્રત ! અહો ! આની સત્યતા ! અને અહો ! આનું નિઃસ્પૃહ ચિત્ત ! આ સર્વે ગુણો આના આશ્ચર્યકારક છે." આ પ્રમાણે તેણીના ગુણોથી આકર્ષાયેલા રાજાએ પ્રસન્ન થઈ તેણીને પટ્ટરાણી પદે સ્થાપન કરી, અને દયાધર્મના પ્રભાવથી અનુક્રમે તે સદ્‌ગતિને પામી. વસંત પણ શીલવતીના પુત્ર તરીકે પ્રસિદ્ધ થયો, રાજાની પણ તેના પર પૂર્ણ પ્રસન્નતા થઇ, અને તે પણ શુદ્ધ દયાધર્મને પાળી અનુક્રમે સ્વર્ગમાં ગયો.

તેથી કરીને હે ભદ્ર ! અભયદાન સિવાય બીજું કાંઇ પણ કલ્યાણ કારક નથી. તેં પણ તેનું ફળ પ્રત્યક્ષ જ દીઠું છે, તેથી દયા-ધર્મમાં જ સમ્યક્‌પ્રકારે ઉદ્યમ કરવો. આ પ્રમાણે સુમેઘે કહેલું દૃષ્ટાંત સાંભળી શંખ હર્ષ પામ્યો, તેના હૃદયમાં સંવેગરસ પ્રસર્યો, અને તેથી તેણે જીવદયાનો ધર્મ અંગીકાર કર્યો. સારા ખેતરમાં વૃષ્ટિની જેમ સુપાત્રમાં આપેલી ધર્મ દેશના નિષ્ફળ થતી નથી. પછી એકદા સુમેઘે શંખને કલ્યાણનો વિસ્તાર કરનાર પંચ પર-

મેષ્ઠિનો નમસ્કાર મંત્ર શીખવ્યો, અને તેને ઉપદેશ આપ્યો કે—" હે દક્ષ ! આ નવકાર મંત્ર સર્વ આપત્તિનો નાશ કરનાર છે, અને સર્વ સંપત્તિઓને પ્રાપ્ત કરનાર છે. જે પ્રાણીના કંઠને વિષે આ નમસ્કાર મંત્ર રહેલો હોય, તેને ભૂત પ્રેતા ભય પમાડી શકતા નથી, વ્યંતરો તેને વિઘ્ન કરી શકતા નથી, યક્ષો તેની રક્ષા કરે છે, વિવિધ વ્યાધિઓ તેને બાધા કરી શકતી નથી, તથા અગ્નિ, જળ અને વિષાદિકથી ઉત્પન્ન થતા ભયંકર ઉપસર્ગો તેનો કાંઈ પણ અપકાર કરી શકતા નથી. તેથી આ મંત્રને શ્રેષ્ઠ હારની જેમ નિરંતર હૃદયમાં ધારણ કરવો, અને તેમ કરવાથી તું સમગ્ર સુખની લક્ષ્મીનું ભાજન થઈશ. " આ પ્રમાણે સાંભળીને શંખે તેનો ઉપદેશ અત્યંત હર્ષ પૂર્વક અંગીકાર કર્યો. કયો સચેતન પ્રાણી બીજાએ કરેલા હિત ઉપદેશનો સ્વીકાર ન કરે ? આ રીતે પુણ્યમય આલાપ ( વાતચીત ) રૂપી મીયાનામાં બેઠેલા તે બન્નેને લાંબો માર્ગ પણ સુખે કરીને ઉલ્લંઘન કરવા લાયક થયો. ત્યાર પછી કેટલેક દિવસે બંધુની જેવા ઇષ્ટ શંખની રજા લઈને આનંદ પૂર્વક સુમિત્ર શ્રાવક પોતાના પાપનો નાશ કરવા માટે ઈચ્છિત સ્થાન તરફ ચાલ્યો—તે શંખથી જૂદો પડ્યો. શંખ પણ નિરંતર નમસ્કાર મંત્રનું સ્મરણ કરતો કોઈ પણ સાર્થની સાથે સ્વસ્થપણે પોતાના નગર તરફ ચાલ્યો. માર્ગમાં જતાં કોઈ એક અટવીમાં ધનુર્દંડ ઉપર બાણ ચડાવીને કેટલાએક ભિલ્લો જાણે કે યમરાજના કિંકરો હોય તેમ ભયંકર આકૃતિવાળા તેની પાસે આવ્યા, અને પકડો પકડો, જાય છે, જાય છે, એમ બોલતા બોલતા [1]શ્યેન પક્ષીની જેમ તે સાર્થમાં પડ્યા. અને લુંટ ફાટ કરવા લાગ્યા. તેમાં તે પાપીઓએ બીજા નવ પથિકસહિત શંખને પકડી, પાંચસોટીએ બાંધી, પલ્લીમાં લાવી, પલ્લીપતિને સોંપ્યા. તે દશને જોઈને પલ્લીપતિ મેઘનાદે તે ભિલ્લોને કહ્યું—" જ્યાંસુધી આવો અગ્યારમો મનુષ્ય મળે, ત્યાં સુધી આ દશેનું સારી રીતે રક્ષણ કરો. કારણકે ભૂતવડે ઉપદ્રવ પામેલા મારા મોટા પુત્રની નીરોગતાને માટે મેં ચંડી દેવીને અગ્યાર મનુષ્યનું બળિદાન માનેલું છે. " ત્યાર પછી તે ભિલ્લોએ તે દશે મનુ-

1 સમળી.

ષોને જેમ ચંડાળો પશુઓને રૂંધે તેમ રૂંધ્યા. પછી કોઈ દિવસે તે ભિલ્લો અગ્યારમા પુરૂષને પણ પકડી લાવ્યા. ત્યાર પછી તેઓને સ્નાન કરાવ્યું, શ્વેત વસ્ત્રો પહેરાવ્યા, અને પછી જાણે યમરાજનું ઘર હોય એવા ચંડિકાના મંદિરમાં લઈ ગયા. પછી પલ્લીપતિએ ત્યાં આવીને તેમને કહ્યું કે—"અરે મનુષ્યો! તમારે જે કાર્ય કરવું હોય તે કરો, જે દેવનું સ્મરણ કરવું હોય, તેનું સ્મરણ કરી લ્યો. આજે તમારા સર્વેના શરીરવડે આ ચંડીદેવીને હું બળિદાન કરવાનો છું." એમ કહીને તેઓને હણવાની ઇચ્છાથી તે નિર્દય પલ્લીપતિએ જેટલામાં હસ્તને વિષે ખડ્ગ ગ્રહણ કર્યું, તેટલામાં તેના કોઈ સેવકે આવીને પોકાર કર્યો કે—"હે સ્વામી! દોડો! દોડો! તમારો પુત્ર ભૂતવડે અત્યંત પીડા પામે છે." તે સાંભળીને પલ્લીપતિ તેઓને મૂકી એકદમ પુત્રની પાસે ગયો. તે પલ્લીપતિએ તેની શાંતિને માટે જે જે ઓષધો કર્યાં, તેનો ગુણ થવો તો દૂર રહો, પરંતુ ઉલટો ઇંધણાંવડે અગ્નિની જેમ તેનો વ્યાધિ વૃદ્ધિ પામ્યો. તે રાજા ઉપરાઉપર ઉપાયો કરી કરીને થાક્યો. એટલે 'હવે શું થશે?' એવી ચિંતાથી તેનું હૃદય વ્યાપ્ત થયું. અહીં ચંડીના મંદિરમાં રહેલા અને અતુલ્ય મહિમાવાળા પંચ નમસ્કારનું સ્મરણ કરતા શંખે પલ્લીપતિના કોઈ પ્રધાન પુરૂષને કહ્યું કે—"જો મને તે રાજપુત્ર દેખાડો, તો તેના દોષને દૂર કરવા મારૂં કાંઈક જ્ઞાન તમને પ્રત્યક્ષ દેખાડું." તે સાંભળીને તે પુરૂષે તે વૃત્તાંત તત્કાળ પલ્લીપતિને જણાવ્યું. ત્યારે પલ્લીપતિએ કાર્યને જાણનાર તે શંખને તરત જ બોલાવીને કહ્યું કે—"હે વિદ્વાન! તમારી આકૃતિથી જ તમારૂં કળા કુશળપણું જણાય છે, શું મણિની બાહ્ય કાંતિ જ તેના મહિમાને (મૂલ્યને) નથી કહેતી? હે મહાપુરૂષ! મારા પુત્રને સાજો કરો. અહીં તમારે કાંઈપણ વસ્તુ ન્યૂન નથી. કસ્તૂરી વિગેરે જે ચીજ જોઈતી હોય, તે કહો." ત્યારે શંખ બોલ્યો કે—"કાંઇ સંભ્રમ (ઉતાવળ) કરવાની જરૂર નથી. બાહ્ય વસ્તુની સામગ્રી આ વ્યાધિનો ક્ષય કરી શકે તેમ નથી." એમ કહીને તે શંખ અપાર મહિમાના સમુદ્રરૂપ નમસ્કાર

મંત્રને પવિત્ર મનવડે સમ્યક્ પ્રકારે ગણવા લાગ્યો. તે વખતે તેની દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગ ઉપર નિશ્ચળ થઈ હતી, તેનો મનરૂપી હંસ નાભિ કમળને વિષે રમણ કરતો હતો. મંત્રના એક એક અક્ષરમાંથી ઝરતા અમૃતના પ્રવાહવડે તે તે મોટા દોષો રૂપી વિષનો વેગ શાંત થતો હતો. આ રીતે યોગીની જેમ તે મહાત્માએ નિર્ભયપણે પાપને દૂર કરનાર અને દેદીપ્યમાન પ્રભાવવાળા તે મહામંત્રનો ત્રણવાર જાપ કર્યો, તેટલામાં અત્યંત ભયભીત થયેલો અને દુષ્ટ આશયવાળો પિશાચ મોટેથી બૂમ પાડી સસલાની જેમ ત્યાંથી નાસી ગયો, તે વખતે તે પિશાચથી મુક્ત થયેલા તે પલ્લી-રાજના પુત્રનાં સર્વ અંગો સ્વસ્થ થયાં. અને અંધકારનો નાશ કરવાથી ચંદ્રની જેમ જાણે નવો જન્મ પામ્યો હોય તેમ તે શોભવા લાગ્યો. તે પુત્રને તથાપ્રકારનો જોઈને તે પલ્લીરાજ અત્યંત હર્ષ પામ્યો, અને તેનાં નેત્રો હર્ષનાં અશ્રુથી ભરાઈને તળાવની શોભાને પામ્યાં. પછી તેણે તે શ્રેષ્ઠીપુત્ર શંખને કહ્યું કે—" અહો ! અદ્-ભુત એવી તમારી શક્તિની તુલના કોઈ સાથે થઈ શકે તેવી નથી, અને અહો ! તમારી સમગ્ર કળા પરોપકારના કાર્યમાં જ તત્પર છે. સંગીતવડે મૃગની જેમ આ તમારા આશ્ચર્યકારક પવિત્ર ચરિત્ર વડે મારૂં મન અત્યંત લીન થયું છે, માટે તમારૂં શું મનવાંછિત હું પૂર્ણ કરૂં ? તે તમે ખુશીથી માગો. " ત્યારે શંખ બોલ્યો કે—" હે પલ્લીરાજ ! જો તમે સત્ય રીતે મારા પર પ્રસન્ન થયા હો, તો આ દશે પરદેશીઓને જીવિતદાન આપી તેમનું સ્વજનોની જેમ સન્માન કરી તેમને પોતપોતાને ઘેર જવા વિદાય કરો. " તે સાંભળી પલ્લીપતિએ " બહુ સારૂં " એમ કહી તેનું વચન અંગીકાર કર્યું. પછી કાર્યને જાણનાર તે પલ્લીપતિએ ભાતું વગેરે આપી તેમનો બંધુની જેમ સત્કાર કરી તેમને વિદાય કર્યા, અને શંખને અત્યંત આગ્રહ કરી કેટલાક દિવસ નિષ્કપટપણે પોતાને ઘેર રાખ્યો, અને તેની અત્યંત ભક્તિ કરી. અનુક્રમે તે બન્નેને ગાઢ પ્રીતિ બંધાણી. ત્યારે એકદા શંખે તેને ઉપદેશ આપ્યો કે–" સર્વ પાપનું સ્થાનરૂપ પ્રાણઘાત શા માટે તમે કરો છો ? નિર્દય મનુષ્યો હસ્તમાં શસ્ત્ર ગ્રહણ કરીને

શસ્ત્ર વિનાના, અપરાધ રહિત અને શરણ રહિત પ્રાણીઓને હણે છે, તે કેવું મહાપાપ છે ? એક કંટક વાગવાથી પણ પોતાના આત્માને અસહ્ય દુઃખ થાય છે, એમ જાણતો કયો બુદ્ધિમાન તીક્ષ્ણ શસ્ત્રવડે પ્રાણીઓનો ઘાત કરે ? હે રાજા ! દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થવું, શરીરની નીરોગતા રહેવી, સૌભાગ્યપણું પામવું અને વિશ્વને વિષે માન્યતા મેળવવી, એ સર્વ આ જગતમાં અહિંસાનું જ ફળ છે. જે પુરૂષ મૃત્યુના ભયથી ભય પામેલા પ્રાણીઓને અભયદાન આપે છે, તે અભયસિંહની જેમ નિર્ભયતાને પામે છે. ” ત્યારે પલ્લીપતિએ તેને પૂછયું કે—“ હે ભદ્ર ! તે અભયસિંહ કોણ હતો ? તેની કથા મને કહો. ” ત્યારે શ્રેષ્ઠિપુત્રે તેની પાસે આ પ્રમાણે તેની કથા કહી—

આ ભરતક્ષેત્રમાં ઉદ્યાનોએ કરીને મનોહર કુશસ્થળ નામનું ગામ છે. તેમાં નામ અને સ્વભાવે કરીને ભદ્રક નામે એક કુળપુત્ર રહેતો હતો. ત્યાં એકદા મનુષ્યોનો વિનાશ કરનાર મહા ભયંકર દુષ્કાળ પ્રવર્ત્યો. તેથી અન્નના અભાવને લીધે અત્યંત ખેદ યુક્ત થયેલા તેણે વિચાર્યું કે—“ અરણ્યમાં વસતા મૃગાદિકને મારીને હું આજીવિકા ચલાવું. ” જેનું ચિત્ત ધર્મથી બાહ્ય હોય, તેની બુદ્ધિ સન્માર્ગને અનુસરનારી ક્યાંથી હોય ? ત્યાર પછી તે પાપી ભદ્રક [1]મુદ્‌ગર લઇને વનમાં ગયો. ત્યાં તે નિર્દયે એક સસલા ઉપર નિઃશંકપણે તે મુદ્‌ગર ફેંક્યો. તે મુદ્‌ગરને આવતો જોઇ મૃત્યુથી ભય પામેલો તે સસલો નાશી ગયો. ત્યારે તેણે ફરીથી તેના તરફ મુદ્‌ગર ફેંક્યો. એમ વારંવાર તેણે તેની પાછળ મુદ્‌ગર મૂક્યો. ત્યારે બીજું કોઇ શરણનું સ્થાન ન મળવાથી તે સસલો આમતેમ નાસતો નાસતો પ્રતિમાએ રહેલા એક મુનીંદ્રના ચરણમાં સંતાઇ ગયો. તે અવસરે તે મુનિના તપના માહાત્મ્યથી રંજિત થયેલા વનદેવતાએ તેની આગળ સ્ફટિકમણિની એક ભીંત વિકુર્વી. પછી તે ભદ્રકે ફરીથી તે સસલા તરફ મુદ્‌ગર મૂક્યો, ત્યારે તે મુદ્‌ગર તે ભીંત સાથે અફળાઇને પાછો ફરી તે ભદ્રકના જ કપાળમાં વજ્રની જેમ અફળાયો. તેના ઘાતથી તે વ્યથા પામવા

૧ ગોળાના આકારવાળું શસ્ત્ર.

લાગ્યો, તેનું આખું શરીર લોહીની ધારાઓવડે વ્યાપ્ત થયું, અને તે વાયુથી હણાયેલા વૃક્ષની જેમ પૃથ્વી પર મૂર્છા ખાઇને પડ્યો. પછી મિત્રની જેમ વનના શિતળ વાયુથી સેવાયેલો તે ભદ્રક ચૈતન્ય પામીને દૃષ્ટિ ઉઘાડે છે, તેવામાં તેણે પોતાની સન્મુખ મુનિને જોયા. તે શાંત મુનિને જોઇ તેની દુષ્ટ બુદ્ધિ નાશી ગઈ, તેથી તેણે વિચાર કર્યો કે—"હા! હા! મારા દુષ્ટ કર્મનું ફળ મને આ ભવમાં જ દુઃખદાયક મળ્યું. અથવા હજી પણ મારો કાંઈક પુણ્યનો ઉદય છે, કે જેથી કરીને કોઈએ અદૃશ્ય રીતે આ મુનિની મારા મુદ્‌ગરથી રક્ષા કરી. નહીં તો આ પ્રતિમાએ રહેલા મુનિનો ઘાત થાત, તો તેનું પાપ મને એટલું બધું લાગત કે જેથી સાતમી નરકે પણ મને સ્થાન મળત નહીં." ત્યાર પછી તે કૃપાના નિધાન રૂપ મુનિ પ્રતિમા પારીને બોલ્યા કે–"હે ભદ્ર! સર્વ આપત્તિના સ્થાન રૂપ પ્રાણીના ઘાતને તું કેમ કરે છે? જે કુબુદ્ધિવાળો મનુષ્ય માંસનોજ લોલુપી થઇને પ્રાણીની હિંસા કરે છે, તે વિવિધ દુર્ગતિનાં દુઃખોનું સ્થાન થાય છે અને સદ્‌બુદ્ધિવાળો જે પુરૂષ સર્વ પ્રાણીઓ ઉપર દયા કરે છે, તે સર્વ આપત્તિઓનો નાશ કરી અદ્‌ભુત સંપત્તિને પામે છે." તે સાંભળી ભદ્રકને વિવેક પ્રાપ્ત થયો, તેથી તે બોલ્યો કે–"હે પ્રભુ! આજથી જીવિત પર્યંત કદાપિ હું જીવનો ઘાત કરીશ નહીં. ત્યારે મુનિએ નિઃસંગ છતાં પણ તેને ધર્મમાં દૃઢ કરવા માટે કહ્યું કે–"હે ભદ્ર! તને ધન્યવાદ ઘટે છે. તું આજે મુનિઓને પણ માનવા લાયક થયો છે; કેમકે તું આજે ધર્મવૃક્ષના બીજરૂપ જીવદયાને પામ્યો છે. અને આ જીવદયાથી જ તને સર્વ સંપત્તિઓ સુલભ થશે. પછી ભક્તિ પૂર્વક મુનિને નમસ્કાર કરી દયા ધર્મની પ્રાપ્તિ થવાથી પોતાના આત્માને ધન્ય માનતો તે ભદ્રક પોતાને ઘેર આવ્યો. સમ્યક્ ધર્મના પ્રભાવથી તે શુદ્ધ વ્યવહાર કરવા લાગ્યો, તેમાંથી જ તેની અને તેના પરિવાર (કુટુંબ) ની સુખેથી આજીવિકા થવા લાગી, પછી તે ભદ્રક સમ્યક્ પ્રકારે દયા ધર્મનું આરાધન કરી છેવટે વિધિ પૂર્વક મરણ પામી કયા ઉત્પન્ન થયો? અને કેવી સમૃદ્ધિ પામ્યો? તે હું કહું છું, હે પલ્લીરાજ? તમે સાંભળો:—

આ ભરતક્ષેત્રમાં જ શ્વેતંબિકા નામની નગરી છે. તે નગરીમાં સજ્જનો અને દુર્જનો પણ નિરંતર સદાચારનું પાલન કરે છે. તે નગરીમાં ઘણી મોટી સેનાવાળો **વીરસેન** નામે રાજા હતો. તેની ખડ્ગ રૂપી શય્યામાં સુખે કરીને જયલક્ષ્મી વિશ્રાંતિ લેતી હતી. તે રાજાને વપ્રા નામની પ્રિયા હતી. તેના હૃદયમાં પુણ્યના જ તરંગો ઉછળતા હતા અને તેણીનું શીલ સુકૃત રૂપી લક્ષ્મીનું રક્ષણ કરવામાં કિલ્લા સમાન હતું. એકદા ભદ્રકનો જીવ સિંહના સ્વપ્નનું સૂચવન કરીને તેણીના પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તે તેજના રાશિ (સૂર્ય) ની જેમ લક્ષ્મીનું જાણે સ્થાન હોય તેમ શોભતો હતો. તે પુત્ર એક માસની ઉમરવાળો થયો. તે વખતે તે વીરસેન રાજા ઉપર તેનો શત્રુ માનભંગ નામનો રાજા ચઢી આવ્યો. મોટા ઉદ્ધત અશ્વોની ખરીઓએ ઉડાડેલી ધુળવડે દિવસે પણ સર્વ લોકોની રાત્રી કરતો, મદોન્મત્ત હસ્તીઓના સમૂહના મદવારિના પ્રવાહથી વર્ષા ઋતુ વિના પણ સમગ્ર માર્ગોને કીચડ (કાદવ) વાળા કરતો અને યોધાઓના ખડ્ગોવડે ચોતરફ આકાશમાં વીજળીનો દેખાવ કરતો તે માનભંગ રાજા અગણિત સેના સહિત શ્વેતંબિકા નગરીના સીમાડામાં આવી પહોચ્યો. તે જાણીને વીરસેન રાજા પણ સૈન્યના સમૂહ સહિત ગજેંદ્રની સામે સિંહ જાય તેમ તેની સન્મુખ ગયો. પછી બન્નેની સેનામાં યોદ્ધાઓ વચ્ચે ઉગ્રયુદ્ધ થવા લાગ્યું. તેમાં કોઇ ઠેકાણે ભાલા વડે, કોઈ ઠેકાણે ખડ્ગ વડે અને કોઇ ઠેકાણે બાણો વડે યુદ્ધ થવા લાગ્યું. તે વખતે મહા બળવાન વીરસેનના સેનાપતિએ શત્રુના (માનભંગના) સેનાપતિને પૃથ્વી પીઠ પર વૃક્ષની જેમ પાડી નાંખ્યો, તે જોઇ માન રૂપી ધનવાળો માનભંગ રાજા ક્રોધથી રક્ત મુખવાળો થઇ વીરસેન રાજાની સાથે યુદ્ધ કરવા દોડ્યો. સુર અસુરને પણ ત્રાસ ઉત્પન્ન કરનારૂં તે બન્નેનું ભયંકર યુદ્ધ જોઇને જાણે ભય પામી હોય તેમ વિજયલક્ષ્મી એક ક્ષણવાર તો બેમાંથી કોઈને વરી નહીં. છેવટ દૈવયોગે યુદ્ધમાં વીરસેન રાજા મૃત્યુ પામ્યો, તેથી તેનું રાજ્ય માનભંગ રાજાએ પોતાને તાબે કર્યું. તે જોઈ શીળના લોપના ભયથી વ્યાકુળ થયેલી વપ્રા રાણી ભયથી કંપવા લાગી, અને તેથી તે પુણ્યના ક્યારા રૂપ તે એક માસના બાળકને લઇને નાશી ગઇ;

ભયભ્રાંત લોચનવાળી તે રાણી વનમાં ભમતી હતી, તેવામાં મૃગલીને જેમ પારાધિ જુએ તેમ તેણીને કોઇ પત્તિએ ( સીપાઇએ ) જોઇ. અને તેણે મનમાં વિચાર કર્યો કે—"મારૂં પુણ્ય અગણ્ય છે. કેમકે મેં આજે રૂપની સુંદરતાથી અપ્સરાઓનો તિરસ્કાર કરનારી પ્રિયા પ્રાપ્ત કરી. માટે પ્રથમ તો પરસ્પર સ્નેહનો નાશ કરવામાં સર્પ જેવા આ બાળકનો ત્યાગ કરાવું, તો તે મારા ઉપર ઘણી પ્રીતિ કરશે." એમ વિચારીને તે પત્તિએ તેણીને કહ્યું કે—"આ ભારરૂપ બાળકનો તું ત્યાગ કર." કામી પુરૂષ કાર્ય અકાર્યના વિચારમાં નિપુણ હોતો નથી. ત્યારે તે બોલી કે—"મારા પ્રાણથી પણ અધિક અને અત્યંત સુંદરતાએ કરીને કામદેવને જીતનાર આ પુત્રને હું કારણ વિના શા માટે તજું?" ત્યારે તે બોલ્યો કે—"હું તારો પ્રાણપ્રિય હોવાથી તારા ચિત્તને આનંદ આપનારા ઘણા પુત્રો તને થશે." તે સાંભળીને તે બોલી કે—"બીજા પુત્રો તો પરભવમાં થશે. એ નિશ્ચય સમજવો." એમ કહી તે રૂદન કરવા લાગી. અબળાઓને એજ બળ હોય છે. ત્યારે તે પાપીએ બળાત્કારથી તે પુત્રને તેણીના હાથમાંથી ત્યાગ કરાવ્યો, અને તેણીનો હાથ પકડી તે આગળ ચાલ્યો. પછી જાણે પોતાની ઇચ્છા પૂર્ણ થઇ હોય એમ ધારી તે બોલ્યો કે—"તું રૂદન કર નહીં, અને ખેદ પણ ન કર. મને પતિ તરીકે અંગીકાર કર. વનના પુષ્પની જેમ આ યુવાવસ્થાને ફોગટ ન ગુમાવ." આ પ્રમાણે કર્ણને કરવત સમાન તેનું વચન સાંભળીને અત્યંત દુઃખાર્ત થયેલી તેણીના લોચન અશ્રુથી પૂર્ણ થયાં, અને તે દૈવને ઉપાલંભ દેવા લાગી કે—"હે દૈવ! મેં દુષ્ટ બુદ્ધિથી પૂર્વ જન્મમાં શો અપરાધ કર્યો હશે? કે જેથી નિર્દયપણે તું દુઃખ ઉપર દુઃખ આપે છે? પ્રથમ તો જેને હું પ્રાણથી પણ અધિક પ્રિય હતી, તે પ્રશસ્ત ગુણોના સાગર રૂપ મારા પ્રાણનાથનું મરણ નીપજાવ્યું, બીજું એ કે સર્વ સુખના સાધન રૂપ રાજ્યથી ભ્રષ્ટતા થઇ, ત્રીજું એ કે મને જ્ઞાતિવર્ગની સાથે એકી વખતે વિયોગ પ્રાપ્ત થયો, ચોથું એ કે શરણ રહિત થયેલી મારે આ શૂન્ય અરણ્યમા પરીભ્રમણ પ્રાપ્ત થયું. અને પાંચમું દુઃખ એ કે આ પાપી પિશાચના હાથમાં હું ચડી–સપડાઇ. હજુ આથી પણ અધિક શું દુઃખ થવાનું

શો ? કે જેથી યમરાજના મુખની જેવા આ વનમાં હાથમાંથી પુત્ર રત્નનું પાડવું થયું ? હે વિધાતા ! આવાં દુઃખો આપીને પણ તું હજુ ધરાયો નથી ? કે જેથી પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવા શીળને પણ તું ત્યાગ કરાવવા ઇચ્છે છે ? ઠીક છે, બહુ સારૂં, અત્યાર સુધી બીજું સર્વ હરણ કરવામાં તું સમર્થ થયો છે; પરંતુ હવે મારા શીળનો વિનાશ કરવામા તારી કેટલી કુશળતા છે, તે હવે જણાશે. હે ધૃષ્ટ–નિર્લજ્જ ચિત્ત ! તું પણ શું વજ્રવડે નિર્માણ કરાયું છે અર્થાત્ વજ્ર જેવું કઠણ છે ? કે જેથી આવું દુઃખ જોયા છતાં પણ તું શીઘ્રપણે ફાટી જતું નથી ? " આ પ્રમાણે અત્યંત પીડા પામેલી તેણીના હૃદયમા કોઇ અપૂર્વ અદ્ભુત દુઃખનો આવેશ ઉત્પન્ન થયો કે જે દુઃખને જોઇને જાણે ભય પામ્યા હોય તેમ તેણીના પ્રાણો તેણીના હૃદયને ચીરીને બહાર નીકળી ગયા. તે રાણી શીળના પ્રભાવથી મરીને વ્યંતર દેવી થઇ. કોનુ નિર્મળ શીળ સમૃદ્ધિનું સાક્ષીભૂત ન થાય ? અવધિજ્ઞાનવડે પૂર્વજન્મને જાણતી તે દેવીએ વનમાં પોતાના પુત્રને વાયુથી પડેલા જાંબુના ફળને ભક્ષણ કરતો દેખ્યો. ત્યારપછી તેણીએ ગાયનું રૂપ ધારણ કરીને પ્રેમને લીધે તે બાળકને દૂધ પાન કરાવ્યું, અને સર્વ ઉપદ્રવો થકી પણ રક્ષણ કર્યું. બીજે દિવસે તે વનમાં તે બાળકના પુણ્યથી જાણે ખેંચાયો હોય તેમ શ્વેતાંબિકા નગરીનો રહેવાશી પ્રિયમિત્ર નામનો સાર્થવાહ ત્યાં આવ્યો. તેણે વૃક્ષની નીચે સર્વ શુભ લક્ષણવાળા તે બાળકને જોયો, અને વૃક્ષની છાયાને સ્થિર રહેલી જોઇને તેને અદ્ભુત ભાગ્યવંત જાણ્યો. તેથી તેને રત્નની જેમ લઇને તે સાર્થવાહે ગુપ્ત રીતે પોતાની પ્રિયા કે જેણીને કાંઇ પણ સંતાન ન હતું તેણીને અર્પણ કર્યો. " ગુપ્ત ગર્ભવાળી મારી ભાર્યાને આજે પુત્ર જન્મ્યો છે. " એ પ્રમાણે લોકમાં પ્રસિદ્ધ કરીને તેણે તેનો જન્મ ઉત્સવ કર્યો. પછી " મેં આને નિર્જન વનમાં સિંહની જેમ નિર્ભય જોયો " એમ વિચારીને તેણે તેનું અભયસિંહ નામ પાડયું. તે સાર્થવાહ તથા તેની સ્ત્રી માત પિતાનીજ જેમ આનંદપૂર્વક તેનું લાલન પાલન કરવા લાગ્યા. પ્રાણીનું શુભ કર્મજ સર્વત્ર સ્વજનપણાને ઉત્પન્ન કરે છે. તે અભયસિંહ કુમાર સમયે સમગ્ર સુંદર

કળાઓને શીખ્યો, અને અનુક્રમે યુવતીઓના મનને ક્રીડા કરવાના વન સમાન યૌવનને પામ્યો ત્યારે એકદા સુખે કરીને શય્યામાં સુતેલા તે કુમારની પાસે મધ્યરાત્રીએ તેની માતા દેવી આવીને પ્રેમના પૂરને વિસ્તાર કરનારી વાણીવડે કહેવા લાગી કે-" હે પુત્ર! આ નગરીમાં પ્રથમ વીરસેન નામે રાજા હતો, તેની હું વપ્રા નામની પ્રિયા હતી, અને મારી કુક્ષિથી ઉત્પન્ન થયેલો તું મારોજ પુત્ર છે. તારા પિતાને આ માનભંગ રાજાએ યુદ્ધમાં મારી નાંખ્યો, ત્યારે હું નાશીને વનમાં ગઈ, ત્યાં મરીને હું વ્યંતરી દેવી થઈ છું. તેથી આ માનભંગ રાજા, તું તેના શત્રુનો પુત્ર હોવાથી તારો દ્વેષી છે, તેથી તારા શરીરના રક્ષણને માટે તું અદૃશ્યપણું કરનારી આ વિદ્યાને ગ્રહણ કર. " તે સાંભળીને "તમારી મોટી કૃપા મારા પર થઈ." એમ બોલીને અભયસિંહે તે માતાને નમસ્કાર કર્યો, અને હર્ષપૂર્વક તેણીની પાસેથી માત્ર બોલવાથીજ સિદ્ધ થનારી તે વિદ્યાને ગ્રહણ કરી. " વળી ફરીને પણ "તું જ્યારે મને સંભારીશ, ત્યારે હું તારી સહાય કરીશ." એમ કહીને તે દેવી વીજળીની જેમ ઉડીને પોતાને સ્થાને ગઈ. માનભંગ રાજાને પોતાનો શત્રુ જાણતા છતાં પણ ભય રહિત પરાક્રમી અભયસિંહ કુમાર સ્વેચ્છાએ ઉદ્યાનાદિકમાં ક્રીડા કરતો હતો.

માનભંગ રાજાને માંસ ખાવા ઉપર મોટું વ્યસન હતું. સ્વાદિષ્ટ અન્નને પણ તે ઘાસ જેવું નિઃસાર માનતો હતો. એકદા રસોઇયાએ માંસની રસોઇ તૈયાર કરી. પછી તે રસોઈયાના પ્રમાદથીજ તે રાંધેલું માંસ કોઇ બિલાડો ખાઇ ગયો. તેવા પ્રાણીઓનો તેવોજ ખોરાક હોય છે. તે જોઈને તે રસોઇઓ પોતાના સ્વામી (રાજા) ના ક્રૂર સ્વભાવને લીધે અત્યંત ભય પામ્યો, અને કાળ વીતી ગયેલો હોવાથી બીજું માંસ પણ મળી શકે તેમ હતું નહીં, તેથી તે "કઈ દિશામાંથી હું માંસ લાવું ?" એવા વિચારમાજ મૂઢ બની ગયો. અહીં તહીં ચોતરફ જોતાં જોતાં તેણે એક બાળક જોયો, તેને જ નિર્દયપણાથી હણીને તેનું માંસ રાંધી રાજા પાસે શીઘ્રપણે લઈ ગયો. પૂર્વે કોઈ વખત નહીં ખાધેલું તે સ્વાદિષ્ટ માંસ ખાઈને રાજા બોલ્યો કે-" હે સૂપ[૧] ! આ અતિ સ્વાદિષ્ટ માંસ કોનું છે ? બોલ."

૧ રસોઇઓ.

ત્યારે તેણે રાજાને સત્ય હકીકત નિવેદન કરી. તે સાંભળીને તેવું માંસ ખાવામાં લોલુપી થયેલા રાજાએ તે સૂપને કહ્યું કે–" અરે સૂપ ! હંમેશાં એક શ્રેષ્ઠ બાળકને હણીને તેનું માંસ પકાવીને મારા ભોજનમાં લાવવું. " આ પ્રમાણે તે રાજાના હુકમથી તે નિર્દય સૂપ પણ તેમજ કરવા લાગ્યો. રાજા પાપી હોય, તો તેના સેવકો પણ તેવાજ હોય છે. આવી રીતના રાજાના દુષ્ટ આચરણને જોઇને પ્રજા પોતાનાં બાળકોને જેમ કંજુસ માણસ ધનને ગોપવે તેમ ગોપવવા લાગી–સંતાડવા લાગી. અને " આ કુકર્મ કરવામાં આસક્ત રાજાનો વિનાશ ક્યારે થશે ? " એ પ્રમાણે પુરજનો અત્યંત ચિંતાતુર થયા. એકદા લુબ્ધ બુદ્ધિવાળા રાજાએ વિચાર્યું કે–" મને કદાચ કોઈક બળાત્કારે રાજ્યથી ભ્રષ્ટ તો નહીં કરે ? " પ્રાયે કરીને પાપીમાણસ શંકાવાળા જ હોય છે. આ અવસરે કલ્પાતકાળના વાયુની જેવો બળવાન તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યો, અને તે વૃક્ષના સમૂહોને તત્કાલ મૂળથી જ ઉખેડી નાંખવા લાગ્યો. તે વાયુએ ઉડાડેલી ધૂળના સમૂહવડે આકાશ ભરાઇ ગયું, અને આખું સૂર્યમંડળ જાણે રાહુવડે ગ્રસ્ત થયું હોય તેમ અદૃશ્ય થયું. જાણે માનભંગ રાજાનો મૂર્તિમાન અપાર પાપનો સમૂહ હોય તેમ અંધકારના સમૂહોવડે ચોતરફથી સર્વ દિશાઓ શ્યામતાને પામી ગઈ. આજ કાલ આ દુષ્ટ બુદ્ધિવાળા રાજાનું મરણ થશે એમ ધારીને જાણે હર્ષ પામ્યા હોય તેમ જગતને હિતકારક મેઘો ગર્જના કરવા લાગ્યા. તે દુષ્ટ રાજાને હણવા માટે વારંવાર ફરકતી જાણે યમરાજની કર્તરી[1] હોય તેમ આકાશમા વીજળી ચમકારા કરવા લાગી. આ અવસરે આકાશમાં બે ભૂતો પરસ્પર વાતો કરતા હતા, તેને મહેલના ગવાક્ષમાં બેઠેલો રાજા ભયભીત થઈને સાંભળતો હતો. તેમાં ભૂતે પોતાની પ્રિયાને કહ્યું કે –" હે પ્રિયે ! હું કાંઈક ભાવિ વૃત્તાંતને કહું છું, તે તું સાંભળ. " ત્યારે તે બોલી કે –" હે સ્વામી ! હું સાવધાન છું. શીઘ્રપણે કહો. " ત્યારે ભૂત બોલ્યો કે–" નિરપરાધી જંતુઓના સમૂહનો ઘાત કરવાથી ઉત્પન્ન

૧ કાતરના આકારવાળું શસ્ત્ર

થયેલા પાપના સમૂહથી ભારે થયેલો આ રાજા સ્વલ્પ કાળમાજ વિનાશ પામશે. ” તે સાંભળીને તેણીને કૌતુક ઉત્પન્ન થવાથી તે બોલી કે—“તો પછી અહીં રાજા કોણ થશે ?” ભૂત બોલ્યો કે—“જે પુરૂષ આ રાજાની આજ્ઞાનો ભંગ કરશે, મદોન્મત્ત થયેલા હાથીને વશ કરશે, અને આ રાજાની પુત્રીનો સ્વીકાર કરશે, તે આ નગરીનો રાજા થશે. ” આ પ્રમાણે વાતો કરીને તે ભૂતનું યુગલ અદૃશ્ય થયું-જતું રહ્યું. અને તત્કાળ વાયુ વિગેરેથી ઉત્પન્ન થયેલો સમગ્ર ઉપદ્રવ પણ નષ્ટ થયો. ત્યારપછી અત્યંત ગર્વિષ્ઠ રાજા મનમાં ભય પ્રાપ્ત થવાથી ભ્રમિત થયો, અને તેની બુદ્ધિ નષ્ટ થઈ તેથી તેણે નગરના આરક્ષકને તત્કાળ આજ્ઞા કરી કે—“જે પોતાના આત્માને સુભટ માનનારો દુષ્ટ પુરૂષ મારી આજ્ઞાનો તિરસ્કાર કરે, તેને શીઘ્રપણે કાંઇપણ શંકા કર્યા વિના જ યમરાજના કિંકરોની પાસે મોકલી દેવો-મારી નાખવો. ”

ત્યાર પછી એકદા રાત્રિ સમયે અભયસિંહ કુમાર રામદેવના મંદિરમાં નાટક જોવા ગયો, મધ્યરાત્રિને સમયે પોતાના ઘર તરફ પાછો વળ્યો. તેને જોઇને આરક્ષકે કોમળ વાણીવડે તેને કહ્યું કે—“હે ભદ્ર ! જરા ઉભો રહે, તું કોણ છે ? તે નિવેદન કરીને આગળ જા. ” આ પ્રમાણે તેણે કહ્યા છતાં કુમાર ઉભો રહ્યો નહીં, અને નદીના પૂરની જેમ ચાલતો જ થયો. ત્યારે કોપ કરીને તેણે રાજાની આજ્ઞા ફરમાવી. ત્યારે અભયે કહ્યું કે—“તે આજ્ઞા તારા બાપને દે. ” એ પ્રમાણે નિર્ભયપણે બોલતો ધૈર્યવાન અભયસિંહ આગળ ચાલવા લાગ્યો. તે સાંભળી તે આરક્ષક પણ ક્રોધ કરીને “અરે યોદ્ધાઓ ! આ માણસને બાંધો, મારો, ” એમ સુભટોને કહેતો એકદમ ક્રોધથી તેની સન્મુખ દોડ્યો. તે જોઈને નિર્ભય એવો વીરસેનનો પુત્ર અભય પણ વિદ્યાવડે અદૃશ્ય થઇને ક્ષેમ કુશળ પોતાને ઘેર ગયો. સત્પુરૂષોને વિપત્તિ ક્યાંથી હોય ? પ્રાતઃકાળે પુરના આરક્ષકે તે વાત માનભંગ રાજાને જણાવી ત્યારે રોષારૂણ થઇને રાજાએ તેના માનને ભંગ કરનારૂં વચન કહ્યું કે—“ હે રાંકડા ! ખરેખર તું નપુંસક જ છે, કે જેથી સેંકડો યોદ્ધાઓના પરિવાર વાળો છતાં એક શત્રુને પણ મારી શક્યો નહીં. ત્યાર પછી કોઈ દિવસે

મદોન્મત્ત અને ક્રોધમાં આવેલો રાજાનો હાથી અત્યંત દૃઢ એવા પણ બંધનના સ્તંભને ઉખેડી નાંખી સ્વેચ્છતા વડે નગરીમાં ફરવા લાગ્યો. તે મહાવાયુની જેમ કોઇ ઠેકાણે વૃક્ષોના સમૂહને ઉખેડી નાંખતો હતો, કોઇ ઠેકાણે શત્રુ રાજાની જેમ નગરના મહેલોને તોડતો હતો. જેમ આરક્ષક ચોરોને ત્રાસ પમાડે, તેમ તે પુરના લોકોને ત્રાસ પમાડતો હતો, અને કાળ વિના જ કલ્પાંત—પ્રલય કાળનો જાણે જન્મ આપતો હોય એવો દેખાતો હતો. તેવામાં તે રાજાની પુત્રી કનકવતી કામદેવની પૂજા કરીને ઉદ્યાનમાંથી પાછી આવતી હતી, તે હાથીની દૃષ્ટિએ પડી. તરતજ તે હાથી ક્રોધથી ધમધમતો યમરાજની જેમ તેણીના તરફ દોડ્યો. તે વખતે તેણીના પરિવારે મોટે સ્વરે પોકાર કર્યો કે—"રણસંગ્રામમાં ધીર એવા હે વીરો ! શીઘ્ર દોડો. શીઘ્ર દોડો. અમારા સ્વામીની પુત્રીને આ દુષ્ટ હાથી ગળી જાય છે. અરે કોઇ એવો શૂરવીરને વિષે શિરોમણિ છે ? કે જે આ રાજપુત્રીનું રક્ષણ કરે ? અથવા શું આ પૃથ્વીતળ વીરરત્ન રહિત જ થઇ ગયું !" આ પ્રમાણે તેઓના આરાવ (બૂમાટ) ને તે વીરસેનના પુત્રે જાણે પછીથી સાંભળ્યો હોય તેમ તે મહાપરાક્રમી કુમાર પ્રથમથી જ હાથીની પાસે આવી પહોંચ્યો અને તેણે હાથીને તિરસ્કાર પૂર્વક કહ્યું કે—"અરે હાથી ! તું કેવળ નામે કરીને જ માતંગ[1] છે એમ નથી, પરંતુ કર્મવડે કરીને પણ તું [2]માતંગજ છે." આ પ્રમાણે કહીને મહાવીર્યવાળા તે કુમારે તે રાજપુત્રીને મારવા તૈયાર થયેલા તે દુર્વાર હાથીને વજ્રથી પણ અધિક બળવાળી મુષ્ટિ વડે પ્રહાર કર્યો. તે વખતે તે હાથી રાજપુત્રીને છોડી ક્રોધથી કુમાર તરફ દોડ્યો. ત્યારે નિર્ભય એવા અભયસિંહે તે હાથીને મંડળને આકારે ચિરકાળ સુધી ભમાડ્યો. તે કુમારે તેને એવો ખેદ પમાડ્યો–થકવી દીધો કે જેથી તે એક ક્ષણવાર સ્થિર ઉભો રહ્યો. તે વખતે તેના શરીર ઉપરથી પરસેવાના જળનો પ્રવાહ વહેતો હતો, તેથી તે વર્ષાઋતુના પર્વતની શોભાને પામતો હતો. ત્યારપછી જેનો પરાક્રમ સત્ય રીતે સ્તુતિ કરવા લાયક છે એવો તે કુમાર શીઘ્રપણે કુદીને તે હાથીના સ્કંધ

૧ હાથી. ૨ ચંડાળ.

પર ચડી બેઠો, અને પુરજનોના હૃદયમાં પણ પ્રેમપાત્ર થયો. આ પ્રમાણે તે હાથીને વશ કરી તીક્ષ્ણ અંકુશ વડે ઐરાવણ હાથી પ્રત્યે ઇંદ્રની જેમ તે કુમારે ક્રીડા પૂર્વક ચલાવ્યો. તે જોઇને તે રાજપુત્રીનું હૃદય પણ તેના ગુણોને આધીન થયું, અને તેના ઉપકાર રૂપ દ્રવ્ય વડે ખરીદ કરાયેલી હોવાથી તેણી હર્ષપૂર્વક હૃદયથી તેજ વરને વરી. નગરના લોકો પણ જાણે ગવૈયા હોય તેમ—"અહો! આની અદ્ભુત શક્તિ છે આ કુમાર ચિરકાળ જયવંત વર્તો." એ રીતે તેની સ્તુતિ કરવા લાગ્યા. પછી એક ક્ષણવાર તે હાથીને ખીલાવી પુરની સ્ત્રીઓના નેત્રોને આનંદ પમાડતો તે કુમાર હાથીને તેના સ્થાનમા લઇ ગયો. અને પોતાના વીરવ્રતને પ્રસિદ્ધિ પમાડ્યું. આ હકીકત જાણીને રાજાએ વિચાર્યું કે—"આ વણિકનો પુત્ર સંભવતો નથી. તેની આકૃતિ અને પ્રકૃતિથી તે અવશ્ય ક્ષત્રિય કુળનો જણાય છે શું આજ છોકરો તે દિવ્ય વાણીને સત્ય કરશે? તો આ શત્રુને મારવાનો ઉપાય મારે શીઘ્રપણે કરવો જોઇએ. કહ્યું છે કે—કોઇપણ કાર્ય કરવામાં પુરૂષે પુરૂષાર્થ (ઉદ્યમ) નો ત્યાગ કરવો નહીં." આ પ્રમાણે તે દુષ્ટ રાજાએ વિચાર કરીને સુભટોને આજ્ઞા આપી કે—"યુદ્ધ કળામાં કુશળ લાખો શૂરવીરો છતાં પણ આ એક વણિકના પુત્રે હાથીને વશ કર્યો, તે રાજ્યમાં ચંડાળની જેમ મલિનપણાને વિસ્તારે છે આ અપવાદ જ્યાં સુધી તે વણિકપુત્ર જીવતો હશે ત્યાં સુધી નિરંતર વૃદ્ધિ પામશે. તેથી કરીને તમારે તેને હાથીપરથી ઉતરતી વખતેજ અકસ્માત્ યમરાજના સ્થાનનો અતિથિ કરવો." તે સાભળીને સર્વે યોધાઓ અત્યંત ક્રોધ પામ્યા, બખતર પહેરી હાથમાં શસ્ત્ર ધારણ કરી તેને હણવા માટે જેમ હાથીની ફરતા ભુંડો વીંટાઇ જાય તેમ તે કુમારની ફરતા વીંટાઇ ગયા. યમરાજની જેવા તેઓ પોતાને હણવા આવ્યા છે એમ જાણીને તે અભયસિંહ તત્કાળ દેવની જેમ અદૃશ્ય થઇ શીઘ્રપણે પોતાને ઘેર આવ્યો. તે જોઇ સર્વેનાં મુખ વિલખાં થયા, પછી તેઓએ રાજાને જણાવ્યું કે—"હે સ્વામી! જેવામાં અમે તેના પર ઘા કરતા હતા, તેવામાં તે અદૃશ્ય થઇ ગયો. ચોતરફ સૂક્ષ્મ રીતે શોધ કરતાં છતાં પણ યક્ષ–દેવની જેમ

કોઇ પણ સ્થળે તેને જોયો નહીં." તે સાંભળીને રાજાની સર્વ આશા હણાઈ ગઇ. તેથી તેણે તેઓનો તિરસ્કાર કર્યો. ત્યાર પછી થોડી વારે રાજાનો કોપ કાંઇક શાંત થયો, ત્યારે રાજકન્યાએ મોકલેલી વસંતસેના નામની તેણીની ધાત્રીએ આવીને રાજાને કહ્યું કે—"હે દેવ! આપ જાણોજ છો, કે આપણી પુત્રીને કોઇ પણ વર પસંદ પડતો નથી. સુંદરતાવડે કામદેવને પણ જીતનારા હજારો રાજપુત્રોની છબીઓ ચિત્રના પટમાં ચીતરીને દેખાડી છે, પરંતુ કાદવને વિષે હંસીની જેમ તેણી કોઇ પણ રાજપુત્રને વિષે રાગવાળી થઇ નથી. હાલમાં જે કુમારે ઉન્મત્ત હાથી થકી તેણીનું રક્ષણ કર્યું છે, તેના ઉપકારથી વેચાયેલી—આધીન થયેલી તે પોતે તેને જ વરવાને ઇચ્છે છે. વળી મેં પણ તેણીને કહ્યું કે—તું રાજવંશમાં ઉત્પન્ન થયેલી છે, તેથી તારે વણિકવંશમાં જન્મેલા પુરૂષને પતિ તરીકે ઇચ્છવો, એ સર્વથા પ્રકારે યોગ્ય નથી. ત્યારે તેણીએ મને કહ્યું કે—તું એ પ્રમાણે ન બોલ, કારણ કે આવા શૂરતાદિક ગુણે કરીને તે કોઇ રાજવંશી જ છે, એમ પ્રગટ રીતે જણાય છે. વળી જો કદાચ નીતિવડે ઉજ્વળ આ કુમાર રાજપુત્ર ન હોય, તો બીજાઓએ હરણ ન કરી શકાય એવા મારા હૃદયને ન જ હરી શકે. તેમ છતાં પણ યમની જેવા હાથીથી મારા પ્રાણો જેણે બચાવ્યા છે, તેને મૂકીને અન્ય વરને જો હું વરૂં તો મારી કૃતજ્ઞતા શી?" આ પ્રમાણે ધાત્રીના મુખથી સાંભળીને સદ્બુદ્ધિ અને ઉચિતતાએ ત્યાગ કરાયેલા રાજાએ વિચાર્યું કે—"હાહા! એ દુષ્ટાત્મા શું મારો જમાઇ પણ થશે? આ ભવિતવ્યતાને પણ હું નિર્મૂળ ઉખેડી નાંખું. કેમકે જે પુરૂષ વિઘ્નોથી ઉદ્વેગ ન પામે, તેનાથી દૈવ પણ નાશી જાય છે." આ પ્રમાણે નિશ્ચય કરીને દુષ્ટ ચિત્તવાળા અને કપટ રૂપી લતાના [1]આલવાલ જેવી જેની વાણી છે એવા તે રાજાએ ધાત્રીની સમક્ષ આરક્ષકને કહ્યું કે—"જે પ્રિયમિત્રના પુત્રે ગજેંદ્રના ઉપદ્રવથી મારી પુત્રીનું રક્ષણ કર્યું, તે મહાપુરૂષ મારે પણ સન્માન કરવા લાયક છે, તેથી તેને શીઘ્ર પણે મારી પાસે બોલાવી લાવ." તે સાંભળીને આરક્ષક તેને ઘેર ગયો, અને રાજાનો

---

૧ ક્યારો.

સંદેશો કહીને તેણે તેને બોલાવ્યો. ત્યારે કુમારે વિચાર્યું કે-"આ રાજા મારી સાથે અત્યંત વિરોધ રાખે છે, પરંતુ સર્વત્ર મારી માતા જ મારૂં રક્ષણ કરશે." એમ વિચારીને સાહસને ધારણ કરતો કુમાર તેની સાથે યમરાજની જેવા તે રાજાની સભામાં ગયો. રાજાએ બાહ્યવૃત્તિથી તેનું સન્માન કર્યું, અને "આને મારે જ રાત્રીને સમયે મારવો છે," એમ દુષ્ટ બુદ્ધિથી વિચારીને તેણે સુભટોને આજ્ઞા આપી કે-"આ અભયસિંહને આજની રાત્રી અહીં જ રાખવો." પછી આપત્તિને તરનાર કુમાર પણ તેઓ વડે પોતાને રક્ષણ કરાતો જોઈને તે જ ઠેકાણે દેવની જેમ અદૃશ્ય થયો. તેને ત્યાં નહીં દેખવાથી વિલખા થયેલા સુભટો પરસ્પર કહેવા લાગ્યા કે-" આપણાં મુખ ઉપર ધૂળ નાંખીને તે ચાલ્યો ગયો." તે વાત સાંભળીને રાજાએ વિચાર્યું કે—" આ દુષ્ટાત્મા મારી પુત્રીને ગ્રહણ કરીને નાશી જશે." આ વિચારથી રાત્રીએ તેના ચિત્તમાં અત્યંત ચિંતા થઈ, તેથી તે સુતેલી કન્યા પાસે જઈને ત્યાં જ સુતો. પ્રાયે કરીને પાપીઓનાં ચિત્ત [1]અવ્યવસ્થિત હોય છે. પછી રાજાએ સ્વપ્નમાં અભયસિંહે હરણ કરાતી પોતાની પુત્રીને જોઈ. પ્રાયે કરીને પ્રથમ કરેલા વિચારો સ્વપ્નમાં સ્ફુરે છે. પછી—"અરે દુષ્ટ ચિત્તવાળા ! આ મારી પુત્રીનું હરણ કરીને તું ક્યાં જાય છે ?" એમ બોલતો રાજા ઉઠીને હાથમાં ખડ્ગ લઈ તેના તરફ દોડ્યો. ક્રોધના આવેશથી દોડતો તે રાજા ઉપલી ભૂમિકાથી ( મેડી પરથી ) નીચે પડ્યો. અને રખેને અમારો ભંગ થાય એવો ભય પામ્યા હોય તેમ પ્રાણોએ તેને તજી દીધો, એટલે તે નરકે ગયો. પ્રાતઃકાળે તેને મરેલો જોઈને સમગ્ર લોક હર્ષ પામ્યા. આવા દુષ્ટ પુરૂષનું મરણ કોને હર્ષ આપનારૂં ન થાય ? પછી મંત્રીઓ વિગેરે પુરજનો સર્વે વિચાર કરવા લાગ્યા કે—"હવે ન્યાયનિષ્ઠ કયો આપણો રાજા થશે ?" તે જ વખતે આકાશમાં રહેલી તે દેવી બોલી કે—"હે લોકો ! જેની કીર્તિ પ્રસિદ્ધ છે એવા આ વીરસેન રાજાના પુત્ર અભયસિંહને તમે રાજ્ય આપો." આ પ્રમાણે કહીને પછી પોતાનું વનમાં જવું, ત્યાં મરીને વ્યંતરીપણે ઉત્પન્ન થવું, તથા પુત્રનું પોતે

---

૧ અસ્થિર.

રક્ષણ કર્યું, તે સર્વ હકીકત કહીને તે દેવી અદ્રશ્ય થઇ. તે સર્વ સાંભળીને સર્વ લોકો મનમાં અતિ હર્ષિત થયા, અને પછી વીરસેન રાજાના પુત્ર અભયસિંહને મોટા અદ્ભુત ઉત્સવવડે રાજ્ય ઉપર અભિષેક કર્યો. તે વખતે સર્વ દિશાઓ પ્રસન્નતા ( નિર્મળતા ) ને પામી, આકાશમા દેવ દુંદુભિના શબ્દ થવા લાગ્યા, તથા આકાશ-માંથી સ્પષ્ટ રીતે રત્ન અને સુવર્ણની વૃષ્ટિ થઇ. પછી પવિત્ર લાવણ્ય-તાવાળી તે રાજકન્યાને તે પરણ્યો. પુરૂષોત્તમ વિના લક્ષ્મીને બીજો કોણ પરણે ? શ્રેષ્ઠ બુદ્ધિવાળા અભયસિંહ રાજાએ પ્રિયમિત્ર શ્રેષ્ઠીના ઉપર પિતૃભક્તિ રાખી, અને સ્વર્ગને ઇંદ્રની જેમ તે પૃથ્વીને ન્યાયવડે પાલન કરવા લાગ્યો.

એકદા ઉદ્યાનપાળે પ્રાતઃકાળમાં આવીને રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ ! આજે આપના ઉદ્યાનમાં જ્ઞાનસૂર નામના ગુરૂ પધાર્યા છે, " તે સાંભળીને રાજાએ તેને હર્ષથી પ્રીતિદાન આપી સંતોષ પમાડયો, અને પછી ઘણા આનંદથી મોટા પરિવાર સહિત ઉદ્યાનમાં જઇ ગુરૂને વંદના કરી. સૂરિએ પણ કલ્યાણને પોષણ કરનારી ધર્મલાભ રૂપ આશિષવડે અને પુણ્યરૂપી ઉદ્યાનને વિક-સ્વર કરવામાં પાણીની નીક સમાન ધર્મદેશનાવડે રાજાને પ્રસન્ન કર્યો. ધર્મદેશનામાં ગુરૂ બોલ્યા કે—

આ અસાર સંસારમાં સારભૂત એક ધર્મ જ છે. એમ જિનેશ્વરે કહ્યું છે. તે ધર્મ પિતાની જેમ સર્વત્ર મનવાછિત પદાર્થોને આપે છે. મનુષ્યોને તે તે પ્રકારની અનુપમ કલ્યાણ સંપદાને આપ-વામાં ધર્મ જ સાક્ષીભૂત થવા સમર્થ છે. તે ધર્મ જિનેશ્વરોએ દાનાનિક ભેદ વડે અનેક પ્રકારનો કહ્યો છે. અને તે સર્વ પ્રકારના ધર્મમાં દયા ધર્મ જ ઉત્કૃષ્ટ જીવનરૂપ છે. જેણે પોતાના હૃદય રૂપી ભૂમિમાં કૃપા રૂપી કલ્પલતા વાવી હોય, તેના હસ્તમાં સ્વર્ગા-દિક ફળની સંપદા પ્રાપ્ત થાય છે. દયા એજ સાૈભાગ્ય, આરોગ્ય, ચિરાયુષ અને સામ્રાજ્યાદિક સુખની લક્ષ્મીની ખાણ છે, અને અકૃપા એ જ દુઃખોની ખાણ છે. હે રાજન્ ! તમે પણ તે દયા ધર્મના પ્રભાવથીજ આ સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું છે. તેથી આ જન્મમા પણ તે દયાધર્મની જ અધિક અધિક આરાધના કરો.

આ અવસરે રાજાએ સૂરીને પૂછ્યું કે—"હે પૂજ્ય ! પૂર્વ ભવમાં મેં કેવું કર્મ કર્યું હતું ? કે જેથી આ ભવમાં મને આપત્તિ સહિત સંપત્તિ પ્રાપ્ત થઈ ?" તે સાંભળીને નિર્મળ જ્ઞાનવડે ત્રણ જગતના ભાવોને જાણનાર ગુરૂએ પણ તેની પાસે તેનો પૂર્વ ભવ યથાર્થ રીતે કહ્યો. અને પછી કહ્યું કે—"હે રાજા ! પૂર્વ જન્મમાં તમે જે અતુલ્ય દયાવ્રતનું પાલન કર્યું હતું, તે પુણ્યના પ્રભાવથી આ મોટું રાજ્ય પ્રયાસ વિના આ ભવમા પામ્યા છો. અને પૂર્વભવમા જેટલીવાર સસલા તરફ તમે મુદ્‌ગર મૂક્યો હતો, તેટલી વાર આ ભવમાં તમે વિપત્તિને પણ પામ્યા છો. વળી માનભંગ રાજા પ્રાણીઘાતના પાપના યોગથી મરીને હમણાં નરકે ગયો છે. અને ત્યાંથી નીકળીને ચિરકાળ પર્યંત તે સંસારમાં ભ્રમણ કરશે. હે રાજન્ ! સંસારની સંપદા અભયદાનરૂપી પ્રત્યક્ષ કલ્પવૃક્ષના પુષ્પો રૂપ છે, અને મોક્ષ લક્ષ્મી તેના ફળ રૂપ છે." આ પ્રમાણે ગુરૂની વાણી સાંભળીને રાજાને જાતિ સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું. તેથી તેણે હર્ષથી જીવન પર્યંત જીવદયાનું વ્રત અંગીકાર કર્યું. ત્યાર પછી રાજા ધર્મગુરૂને નમીને પોતાને ઘેર ગયો, અને પાપરૂપી હાથીને બાંધવાની [1]વારી સમાન અમારીને પોતાના રાજ્યમાં પ્રવર્તાવી. તે રાજાએ હંમેશા જિનેશ્વરના શાસનની પરમ ઉન્નતિને વિસ્તારી ચિરકાળ સુધી રાજ્ય ભોગવ્યું. વિશુદ્ધ ધર્મનું આરાધન કરી અનુક્રમે તે અભયસિંહ રાજા સ્વર્ગે ગયો, અને ક્રમે કરીને અષ્ટ કર્મનો ક્ષય કરી મુક્તિ રૂપી કાંતાને ભોગવવા લાગ્યો. માટે હે પલ્લીપતિ ! તમે પણ પ્રાણીના વધને તજી દયાવ્રતનો સ્વીકાર કરો કે જેથી તમને પણ અભયસિંહની જેમ સંપદાઓ પ્રાપ્ત થાય.

આ પ્રમાણે શંખના ઉપદેશની વાણી રૂપ દીપિકા વડે મેઘનાદ પલ્લીપતિનો આત્મા પ્રકાશિત થયો, તેથી તેણે આનંદ પૂર્વક દયાવ્રત સ્વીકાર્યું. તે પલ્લીપતિ મેઘનાદે ધર્મ અંગીકાર કર્યો, તેથી શંખ ઘણો હર્ષ પામ્યો, અને તેને ધર્મમાં દૃઢ કરવા માટે વિશેષ જ્ઞાનવાળો તે શંખ કેટલોક કાળ ત્યાંજ રહ્યો. ત્યાર પછી શંખે પોતાના ઘર તરફ જવા ઇચ્છા કરી, ત્યારે તેને પલ્લીપતિએ સુવર્ણાદિક

૧ હાથીને બાંધવાનો ખીલો.

ઘણું દ્રવ્ય આપીને સત્કાર કર્યો, કારણકે તે શંખ સત્પુરૂષોના સમૂહમાં ચક્રવર્તી રૂપ હતો. પછી પલ્લીપતિ કેટલીક ભૂમિસુધી ભક્તિથી તેને વળાવવા ગયો પછી કોઇ સાથ મળવાથી તેની સાથે પોતાના ઘર તરફ જવાની ઉત્કંઠાથી ચાલ્યો. કેટલેક દૂર ગયો, તેટલામાં માર્ગમાં તે સાથને ચોરો મળ્યા. તે ચોરો શસ્ત્રવડે ભયંકર દેખાતા હતા, અને જલદી હણો, હણો, એમ બોલતા બોલતા સાર્થમાં પડ્યા. તેઓને શંખે ધૈર્ય ધારણ કરીને કહ્યું કે—"શા માટે તમે મારો છો ? તમારે ધનનું જ પ્રયોજન છે તે ધન જ લઇ લ્યો." આ પ્રમાણે શંખના કહેવાથી કેટલાક ચોરો સાર્થને લુંટવા લાગ્યા. તેવામાં બીજા કોઇએ તે શંખને ઓળખી તે લુંટારાઓને નિષેધ કર્યો, અને કહ્યું કે—"અહો ! આપણને જીવિતદાન અપાવનાર તે જ આ મહા સત્ત્વવાન છે, કે જેણે તે વખતે યમરાજને તુલ્ય એવા તે પલ્લીપતિના બંધનથી આપણને છોડાવ્યા હતા. માટે આ તો પિતાની જેમ આપણે પૂજવા યોગ્ય છે, પરંતુ દુઃખમાં જોડવા યોગ્ય નથી." એમ કહીને તેઓ તેને ભકિતથી પોતાને ઘેર લઈ ગયા, અને તેનો સત્કાર કર્યો. તેઓને પણ તે શંખે ઉપદેશ આપીને દયાધર્મ અંગીકાર કરાવ્યો. બુદ્ધિમાન માણસો ધર્મનો ઉપકાર કરવામાં કદાપિ ધરાતા નથી. પછી હર્ષથી તેઓ તેને મૂકવા માટે ઘણી ભૂમિ સુધી તેની સાથે ગયા, અને અનુક્રમે ધર્મવંતમાં મુખ્ય એવો તે શંખ સુખે કરીને પોતાના નગરમાં પહોંચ્યો. તેના સમાગમથી તેના માતા પિતા અત્યંત ખુશી થયા. પુત્રની અને ધનની પ્રાપ્તિ થવાથી કોણ હર્ષ ન પામે ? પછી રાજા, સેનાપતિ અને પુરોહિતને શંખે તેમના પુત્રોની હકીકત કહી, તે સાંભળીને તેઓ અત્યંત ખેદ પામ્યા. પ્રાણીહિંસાદિક દુષ્કર્મમાં મગ્ન થયેલો દુર્બુદ્ધિ પુત્ર હોય, તો તે પિતાદિકને તથા બીજાઓને પણ દુઃખનું કારણ થાય છે. ત્યાર પછી સમગ્ર કળામાં નિપુણ એવા શંખને પોતાનું ગૃહ કાર્ય સોંપીને શ્રેષ્ઠ બુદ્ધિવાળા શ્રેષ્ઠીએ પરલોક સાધ્યો. નિર્મળ દયાધર્મ પાળવાથી તે શંખનો ઉદય દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો, અને તેથી તે

સર્વસ્થાને મુખ્યપણું પામ્યો. કારણકે ગુણોવડે જ ગૌરવતા પ્રાપ્ત થાય છે, શંખ જેવી ઉજ્વળ કીર્તિ વડે દિશાઓને પ્રકાશિત કરતો શંખ પરસ્પર બાધા રહિત ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થને સાધતો હતો. એ પ્રમાણે શ્રાવક ધર્મનું આરાધન કરીને વિધિ પ્રમાણે મરણ પામી ભુવનપતિમાં એક પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો. રાજા, સેનાપતિ અને પુરોહિતના તે ત્રણે પુત્રો રૌદ્ર ધ્યાનના વશથી તે વખતે મરીને અત્યંત દુઃખી થઈને પહેલી નરકે ગયા.

એકદા શ્રેષ્ઠ બુદ્ધિમાન શંખ દેવે પોતાનો પૂર્વ જન્મ અવધિ જ્ઞાનથી જોઈ દયારૂપી કલ્પલતાનું પોતાને જે ફળ મળ્યું તે જાણ્યું. તેથી તેણે વિચાર્યું કે—"હમણાં પણ હું એવું કરૂં કે આવતા ભવમાં પણ મને સમ્યક્ પ્રકારે દયા ધર્મનું આરાધન પ્રાપ્ત થાય." આ પ્રમાણે નિશ્ચય કરીને તે શંખદેવે એકદા કોઈ કેવળીને પૂછ્યું કે—"હું અહીંથી ચવીને ક્યાં ઉપન્ન થઈશ?" કેવળી બોલ્યા કે—"વિજય નામના નગરમાં વિજયસેન નામના રાજાની વિજયા નામની રાણીની કુક્ષિમાં તમે પુત્ર તરીકે ઉત્પન્ન થશો." તે સાંભળીને બુદ્ધિમાન તેણે પોતાના પ્રતિબોધને માટે વિજયસિંહને સ્વપ્નમાં આ પ્રમાણે કહ્યું કે—"રાજા વિગેરેના ત્રણ પુત્રોને કપટથી યક્ષના મંદિરમાં લઈ જઈને તેમની પાસે બકરાનો વધ કરાવી યોગીએ મારી નાંખ્યા, અને ચોથો શ્રેષ્ઠીનો પુત્ર હિંસા કર્યા વિના જ નાશી ગયો, અને છેવટ પુણ્યના પ્રભાવથી પોતાને ઘેર જઈ સુખી થયો. આ પ્રમાણે ચિતારાઓ પાસે તમારી સભામાં ચિત્ર આળેખાવો." આવું સ્વપ્ન જોઈને રાજા જાગૃત થઈ વિચાર કરવા લાગ્યો કે—"આવી હકીકત પૂર્વે સાંભળી નથી, જોઈ નથી અને કોઈ પણ જાતનો મને વિકાર પણ નથી, તેથી આવું સ્વપ્ન કેમ આવ્યું હશે? પરંતુ આ સ્વપ્ન વિસ્તાર વાળું આવ્યું, તેથી ખોટું છે, એમ હું ધારૂં છું" આ પ્રમાણે વિચારીને રાજા તે બાબતમાં ઉદાસીન રહ્યો. ત્યારે બીજી રાત્રીએ પણ તે દેવે તે રાજાને ફરીથી તેજ સ્વપ્ન સ્ફુટ રીતે દેખાડ્યું. પ્રાતઃકાળે રાજાએ વિચાર્યું કે—"કોઈ પણ કારણ આમાં હોવું જોઈએ." એમ ધારી તેણે પોતાની સ-

ઘાની ભીંત ઉપર દેવે કહેલા ચરિત્રને અનુસારે ચિત્ર કરાવ્યાં. પછી આયુષનો ક્ષય થયે તે દેવ ત્યાંથી ચવીને તે રાજાની રાણી વિજયા દેવીની કુક્ષિમાં મહા ભાગ્યવાન પુત્ર તરીકે ઉત્પન્ન થયો. ગર્ભના પ્રભાવથી રાણીને પાપનો નાશ કરનાર જિનપૂજા, અભયદાન વિગેરે કરવાના દોહદો ઉત્પન્ન થયા. તે રાજાએ હર્ષથી પૂર્ણ કર્યા. પછી સમય પૂર્ણ થયે ઉત્તમ લગ્નમાં તે રાણીએ સંપૂર્ણ ગુણના વૈભવવાળા પુત્રને જન્મ આપ્યો. તે વખતે રાજાએ મનુષ્યોને અદ્વૈત હર્ષ આપનારો જન્મ મહોત્સવ કર્યો. આ પુત્ર ગર્ભમાં હતો, ત્યારે દુર્જય શત્રુઓને પણ પોતે જીત્યા હતા, તેથી રાજાએ તેનું જય નામ પાડ્યું. અનુક્રમે વય અને તેજ વડે વૃદ્ધિ પામતો તે ચંદ્રની જેમ સમગ્ર નિર્મળ કળાને પામ્યો. તેને બાલ્યાવસ્થાથીજ ધનપાળ, વેલંધર અને ધરણીધર નામના પ્રીતિવાળા સેવકો થયા હતા. તે જય કુમાર યુવાવસ્થાથી ઉત્પન્ન થયેલા સૌભાગ્યને પામ્યો, ત્યારે પિતાની આજ્ઞાથી મહોત્સવ પૂર્વક લાવણ્યતાથી શોભતી રાજકન્યાઓને પરણ્યો.

એકદા રાજાએ અશુભ સ્વપ્ન જોવાથી પોતાનું મરણ સમીપ આવ્યું જાણી ઉત્સવ સહિત જયકુમારને પોતાના રાજ્ય પર સ્થાપન કર્યો, અને પોતે અદ્‌ભુત વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી. બુદ્ધિમાન પુરૂષ યોગ્ય અવસરના કાર્યમાં પોતાને તથા પરને જોડનારા હોય છે. ત્યારપછી કળાઓનો નિધિ સમાન જયરાજા ચંદ્રની જેમ શોભતો હતો, કે જેણે ઉદય પામીને સમગ્ર કુ[1]વલય ઉલ્લાસ પમાડ્યું. તે રાજાના પૂર્વજન્મના દયાધર્મરૂપ કાર્મણવડે વશ થયેલા સેંકડો શત્રુ રાજાઓ સ્વયમેવ તેની આજ્ઞા માનવા લાગ્યા. જેનાં રાજ્યમાં નિરંતર ધર્મ રૂપી સૂર્ય ઉદય પામેલો હોય છે, તેના રાજ્યમાં વૈરીના પરાભવ રૂપી રાત્રીનો સંભવ ક્યાંથી હોય ? એકદા તે મનુજેંદ્ર ( રાજા ) ઈંદ્રની સુધર્મા નામની સભાની જેવી આશ્ચર્યવડે—અદ્‌ભુત શોભાવડે લોકોના નેત્રોને નિયંત્રણ (સ્તબ્ધ) કરનારી સભામાં બેઠો. તે વખતે જાણે કે અંતઃકરણમાં નહીં સમા-

૧ ચંદ્ર કુવલય-પોયણીને અને રાજા કુ-પૃથ્વીના વલયને ઉલ્લાસ પમાડે છે.

વાથી શરીરની બહાર નીકળેલો પુણ્યનો ઉદ્યોત હોય, તેમ તેના સુવર્ણનાં આભરણોની કાંતિનો સમૂહ સભાને પ્રકાશિત કરતો હતો, તેના મસ્તક ઉપર શ્વેત છત્ર ધારણ કર્યું હતું, તે જાણે દિશાઓમાં નહીં માવાથી પાછા આવેલા કીર્તિના સમૂહવડે બનાવ્યું હોય એમ શોભતું હતું, તેને ચામર વીંજનારી વેશ્યાઓ આશ્ચર્ય પામીને પોતાના કંકણના શબ્દવડે જાણે તેના પૂર્વના પુણ્યસમૂહનું ગાયન કરતી હોય તેમ દેખાતું હતું, તેના ચરણકમળને નમીને અનેક રાજાઓ તેની પાસે બેઠા હતા, તેથી રત્ન જડિત તેઓના મુગટોમાં તેનું પ્રતિબિંબ પડવાથી જાણે કે ભક્તિએ કરીને તે ચરણકમળ પોતાના મસ્તક પર ધારણ કર્યું હોય એમ તેઓ દેખાતા હતા. જાણે કે મૂર્તિમાન ઘણાં [1]નીતિશાસ્ત્રો વડે જ બનાવ્યા હોય એવા સચિવ રૂપી ચક્રવર્તિઓનો સમૂહ તેની બન્ને બાજુએ બેઠો હતો. મૂર્તિમાન શ્રૃંગાર રસવડે જાણે સ્નાન કરાયેલી હોય એવી વારાંગનાઓ તે સૌંદર્યના સ્થાન રૂપ રાજાની ફરતી રહેલા હતી. બીજા પણ ગામના અધિપતિઓ, સેનાપતિઓ અને પુરોહિત વિગેરે તેની સન્મુખ દૃષ્ટિ રાખીને પોતપોતાના યોગ્ય સ્થાને બેઠા હતા. ત્યારપછી બંદીજનો કર્ણને આનંદ આપનારી તે રાજાની કીર્તિને કીર્તન કરનારી મોટી બીરૂદાવળીને ઉંચે સ્વરે બોલતા હતા, ગવૈયાઓ સભાજનોના કર્ણપુટને વિષે જાણે અમૃતની વૃષ્ટિ કરતા હોય તેમ તે રાજાના રસિક ગીતો ગાતા હતા. [2]સૂક્તિ બોલવામાં ઉદ્યમવંત કવીંદ્રો અભંગ રસની રચના વડે તરંગવાળાં કરેલા વિવિધ પ્રકારનાં–વિવિધ વિષયનાં કાવ્યો–શ્લોકો બોલતા હતા. પંડિતો મોટા પુણ્યને વિસ્તારનારી અને કુમાર્ગનો નાશ કરનારી ભરતાદિક રાજાઓની સત્ય કથાઓ કહેતા હતા. ઈત્યાદિક અમૃત રસને ઝરતા એવા તે તે અદ્ભુત રસોવડે સમગ્ર સભા જાણે ચિત્રમાં આળેખી હોય તેમ શોભતી હતી. આવા અવસરે તે સભામાં એક સ્થાને અકસ્માત શોરબકોર થયો. તે સાંભળીને " આ શું થયું ? " એમ રાજાના પૂછવાથી મુખ્ય પ્રધાન બોલ્યો કે—" હે દેવ ! ધનપાળ વિગેરે આપના ત્રણ સેવકો હમણાંજ

૧ નીતિશાસ્ત્રોરૂપ પુદ્ગળો વડે  ૨ નીતિ શાસ્ત્રના પરચુરણ શ્લોક.

ભીંત ઉપરનાં ચિત્રોને જોઈને પૃથ્વીપર મૂર્છા ખાઇને પડ્યા છે." તે સાંભળીને આશ્ચર્ય પામેલો રાજા ભ્રાંતિ પામી તેમની પાસે ગયો, અને તે પણ કૌતુક વડે ચિત્રો જોવા લાગ્યો. તેમાં રાજકુમારાદિકનું અને પોતાનું પૂર્વભવનું વૃત્તાંત જોઇ તે રાજા પણ ઊહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાનને પામ્યો, તેથી તેનું પણ ચૈતન્ય મૂર્છાવડે આચ્છાદિત થયું, અને તે પૃથ્વી પર પડયો. તે જોઇ આકુળ વ્યાકુળ થયેલા સર્વ સેવકો તેમને શીત ઉપચાર કરવા લાગ્યા. એટલે ક્ષણવારમાં રાજા તથા તે ત્રણે સેવકો ચૈતન્યને પામી ચક્ષુ ઉઘાડી જાણે સુઇને જાગૃત થયા હોય તેમ સ્વસ્થ થઇને ઉભા થયા. ત્યારપછી સામંત રાજાઓએ રાજાને પૂછ્યું કે—"હે દેવ! આ શું થયું! ત્યારે રાજાએ જીવદયાના વિકાસવડે અદ્ભુત એવું પૂર્વભવનું સર્વ વૃત્તાંત તેમની પાસે કહ્યું. પછી તે ત્રણ સેવકોને પૂછ્યું ત્યારે તેઓ પણ બોલ્યા કે—"તે જ અમે ત્રણે પૂર્વભવમાં બકરાના વધથી ઉત્પન્ન થયેલા પાપે કરીને પહેલી નરકે ગયા, અને ત્યાંથી આ ભવને પામ્યા છીએ." તે સાંભળીને પૂર્વભવના પ્રેમને લીધે રાજાનું મુખ હર્ષાશ્રુવડે આર્દ્ર થયું, અને આનંદથી એકદમ રાજાએ તેમને આલિંગન કર્યું. પછી તે ત્રણેએ રાજાને નમસ્કાર કરી બે હાથ જોડી વિજ્ઞપ્તિ કરી કે—"હે સ્વામી! દયાધર્મના પ્રભાવથી તમે દિવ્ય ઋદ્ધિ અને આ મોટા રાજ્યને પામ્યા છો, અને અમે તો પ્રાણીની હિંસાના પ્રભાવથી નરકની પ્રાપ્તિ અને સેવકપણું વિગેરે દુઃખની પરંપરાને પામ્યા છીએ. તેથી હવે અમોએ આજથી જીવદયાનું વ્રત અંગીકાર કર્યું છે કે જેથી પગલે પગલે સંપત્તિઓ પ્રાપ્ત થાય." આત્માને અત્યંત હિતકારક આ વૃત્તાંત સાંભળીને ઘણા જનો જીવદયાના ધર્મમાં પ્રવર્ત્યા. પછી અમાત્યાદિક સહિત રાજાએ સદ્ગુરૂની પાસે બાર વ્રતોએ કરીને મનોહર એવો શુદ્ધ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. પછી પોતાના સમગ્ર દેશમાં રાજાએ આઘોષણા કરાવી કે—"જે કોઈ પ્રાણીનો ઘાત કરશે, તે મનુષ્યનું સર્વસ્વ લઈલઈને દંડ કરવામાં આવશે." તે જય રાજાએ સમ્યગ્દૃષ્ટિઓનાં નેત્રોને શીતળતા આપનારાં

અને વિમાનનો પણ તિરસ્કાર કરનારાં ઘણાં જિનચૈત્યો કપટ[1] રહિત કરાવ્યાં. તેમાં મોક્ષ સુખની લક્ષ્મીને બોલાવનારી જાણે દૂતિ હોય એવી સુવર્ણાદિકની ઘણી પ્રતિમાઓ ભરાવી સ્થાપન કરી. આશંસા રહિતપણે તેણે દીનાદિકને તેવા પ્રકારનું દાન દીધું, કે જેથી જન્મ પર્યંત તેઓને ફરીથી યાચનાની લઘુતા કરવી જ ન પડે. આ પ્રમાણે દયા ધર્મથી ઉપાર્જન કરેલા મોટા રાજ્યને ભોગવતા તે રાજાએ સહસ્ર વર્ષ સુધી સારી રીતે શ્રાદ્ધ ધર્મની આરાધના કરી.

એકદા જય રાજા પ્રથમની જેમ મોટા ઉત્સવ પૂર્વક સભામાં સિંહાસન પર બેઠો હતો. તે વખતે પ્રાણીઓનાં વિષમ કર્મપરિણામનો વિચાર તેના હૃદયમાં થયો કે—"મોટું રાજ્ય પણ વિષમિશ્રિત ભોજનની જેમ તજવા લાયક છે," એમ વિચારી મોટા વૈરાગ્યના તરંગો તેના હૃદયમાં ઉછળવા લાગ્યા. તેથી તે સભા સમક્ષ બોલ્યો કે—"હે લોકો! જુઓ. આ મનુષ્યાયુ તુચ્છ—ક્ષણિક છે, ભોગો પરિણામે વિરસ થાય છે, સમૃદ્ધિઓ જોત જોતામાં તત્કાળ નાશ પામે છે, શરીર પણ રોગાદિક કષ્ટથી વ્યાપ્ત છે, સ્વજનાદિકનો સમૂહ કેવળ પોતાના સ્વાર્થમાં જ લુબ્ધ હોય છે, આત્માનો હિત અર્થ સાધવામાં ઘણા વિઘ્નો આવે છે, મૃત્યુ—યમરાજ પ્રાણીઓના મસ્તક પર હાથ રાખીને જ ઉભો છે, અને પ્રાણીઓને પોતે કરેલા કર્મનું ફળ અવશ્ય ભોગવવાનું જ છે. તો પણ અવિદ્યા—અજ્ઞાન રૂપી મદિરાથી ઉન્મત્ત થયેલો પ્રાણી આત્માના હિતકારક ધર્મમાં પણ પ્રમાદી રહે છે, અને આત્માના અહિત કરનાર પ્રાણી હિંસાદિક પાપમાં [2]અહંપૂર્વિકાએ કરીને પ્રવર્તે છે. હા! હા! મૂર્ખ માણસો નરક અને તિર્યંચ વિગેરેનાં અસંખ્ય દુઃખોને જોયા વિના જ અલ્પ સુખને માટે થઈને અનેક પ્રકારે જીવહિંસાદિક અધર્મને વિસ્તારે છે. જેને ધર્મ ઇષ્ટ હોય એવો બુદ્ધિમાન પુરૂષ પોતાના આત્માને અનિષ્ટ એવી પરની હિંસા કેમ કરે? કેમકે જે પોતાના આત્માને પ્રિય હોય, તે પરને પણ કરવું, એજ ધર્મનું જીવિત છે. અથવા બીજાને ઉપદેશ દેવાથી શું? હું જ મોહવડે વિમૂઢ થયેલો

૧ આશંસા રહિતપણે. ૨ હું પહેલો, હું પહેલો, એવી ઉતાવળથી

છું, કેમકે જંતુના સમૂહનો વિનાશ કરવાનું કારણરૂપ આ રાજ્ય છે, એમ જાણતા છતાં હું તેને તજતો નથી. જેઓ સર્વ પ્રાણીઓના વધથી નિરંતર નિવૃત્તિ પામ્યા છે, તે દયાધર્મમાંજ કેવળ આસક્ત એવા યતિઓ જ ધન્ય છે-પ્રશંસા કરવા લાયક છે. વળી દુષ્ટ પ્રાણીઓ તેમના શરીરને અત્યંત પીડા ઉપજાવે તો પણ તેઓ તેમના પર લેશમાત્ર પણ કોપ કરતા નથી. હે આત્મા ! સુખનો અભિલાષી થઈને અસંખ્ય જંતુઓનો વધ કરવાના કારણો રૂપ આ વિષયોમાં તું કેમ રક્ત-રાગી થાય છે ? કેમકે આ વિષયો સેવવાથી તેં નરકાદિક ભવોમા લાખો વાર અનંત દુઃખો અનુભવ્યાં છે, તે તું જાણતો જ નથી-તને યાદ નથી. જેઓએ આ નાશવંત શરીર વડે મોક્ષ લક્ષ્મીના કારણ રૂપ ઉગ્ર તપને આચર્યો છે, તેઓનું જ આ શરીર કે જે પાપમય ઉપાયો વડે પાલન કર્યું છે તે સફળ થાય છે.” આ પ્રમાણે અંતઃકરણમાં ઉછળતા મોટા તરંગવાળા શુભધ્યાનરૂપી જળધારાના સમૂહ વડે તે જય રાજાના સમગ્ર ઘાતિ કર્મ રૂપી પાપમળ ધોવાઈ જવાથી તે કેવળજ્ઞાનને પામ્યા, અને તત્કાળ દેવતાએ આપેલા યતિવેષને તેણે ભરત ચક્રવર્તીની જેમ ધારણ કર્યો. પછી ભવ્ય પ્રાણીઓના સમૂહને પ્રતિબોધ પમાડી અનુક્રમે તે જય કેવળી મોક્ષને પામ્યા. આ પ્રમાણે અભયદાનમય દૃષ્ટાંતોએ કરીને આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં અને કર્ણને સુખ ઉપજાવનારૂં આ જય રાજાનું ચરિત્ર સાંભળીને હે ભવ્ય જીવો ! નિરંતર અભયદાન આપવામાં પ્રયત્ન કરો, કે જેથી વિઘ્ન રહિતપણે મોક્ષપદને તમે શીઘ્ર પામી શકો.

## ॥ इति तृतीयः प्रकाशः ॥





# પ્રકાશ ચોથો.





શ્રી ઋષભદેવના પૌત્ર શ્રેયાંસકુમાર તમારા શ્રેયને માટે હો કે જેણે આ પાત્રદાનની વ્યવસ્થા સૌથી પ્રથમ વિસ્તારી છે.

હવે આ ચોથા પ્રકાશમાં ધર્મોપષ્ટંભ દાનનું સ્વરૂપ કહેવાય છે, કે જે દાન દેવાથી પોતાના અને બીજાના ધર્મનો [1]ઉપષ્ટંભ થાય છે. તેમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ પ્રકારે પાત્ર કહેવાય છે. તેમાં જે કેવળ સમ્રકિતધારી હોય, તે જઘન્ય પાત્ર, દેશવિરતિવાળો શ્રાવક તે મધ્યમ અને સર્વ વિરતિને ધારણ કરનાર મુનિ ઉત્કૃષ્ટ પાત્ર કહેવાય છે. સમકિત વિગેરે ગુણોએ કરીને યુક્ત એવા શ્રાવકો પણ સ્ફુટ રીતે પૂજવા યોગ્ય છે, કારણકે તેઓ સાધર્મિક હોવાથી સત્પુરૂષોના તેઓ જ સત્ય બંધુઓ છે. તે સાધર્મિક ઉપર અંતઃકરણનો પ્રેમ ધારણ કરી અન્ન વસ્ત્રાદિકે કરીને સારી રીતે બંધુની જેમ તેમની ભક્તિ કરવી જોઈએ. શાસ્ત્રમાં સંભળાય છે કે—ભરત ચક્રીએ અમૃત રસનો જાણે પાક હોય એવા ઉત્તમ પ્રકારના આહારોવડે સાધર્મિકોની બંધુઓની જેવી ભક્તિ કરી હતી. તેના જ વંશમાં ઉત્પન્ન થયેલા દંડવીર્ય રાજાની કોણ પ્રશંસા ન કરે ? કે જે હંમેશાં એક કરોડ આસ્તિકોને ભોજન કરાવીને પછી પોતે ભોજન કરતો હતો. બુદ્ધિમાન પુરૂષે સીદાતા સાધર્મિકનો બંધુની જેમ ઉદ્ધાર કરવો જોઈએ. કારણકે સાધર્મિકનો ઉદ્ધાર કરવાથી તે

---

1 ઉપકાર—અવલંબન.

પોતાના અને પરના આત્માનો ઉદ્ધાર કરે છે એમ જાણવું. ઉત્તમ બુદ્ધિવાળો કુમારપાળ રાજા નિરંતર સ્તુતિ કરવા યોગ્ય છે. કેમકે તે દર વરસે આસ્તિકોના ઉદ્ધાર કરવામાં એક કોટી દ્રવ્યનો વ્યય કરતો હતો, મહા પુરૂષોની મધ્યે અગ્રેસર એવા શ્રી રામચંદ્રની કોણ સ્તુતિ ન કરે ? કેમકે શ્રેષ્ઠ ધર્મવાળા તે અરણ્યમાં રહેતા હતા, ત્યારે તેણે સાધર્મિકનો ઉદ્ધાર કર્યો હતો. તે વૃત્તાંત નીચે પ્રમાણે—

પહેલાં **દશપુર** નગરમાં **વજ્રકર્ણ** નામનો રાજા હતો. તે એકદા મૃગયા કરવા વનમાં ગયો હતો, ત્યાં કોઇ જૈન મુનિને જોઇને તેણે તેને નમસ્કાર કર્યા. મુનિએ તેને ધર્મલાભ આપી ધર્મનો ઉપદેશ કર્યો. તે સાંભળીને તેણે શ્રદ્ધાથી શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. અને " દેવ તથા ગુરૂ વિના બીજા કોઇને હું નમન કરીશ નહીં " એવો તેણે અભિગ્રહ કર્યો. પછી પોતે પ્રથમથી જ **અવંતી** નગરીના રાજા **સિંહોદરનો** સેવક હતો, તેથી મુદ્રિકા રત્નમાં જિનેશ્વરની સૂક્ષ્મ પ્રતિમા રાખીને તે મુદ્રિકા પોતાના જમણા હાથના અંગુષ્ઠમાં રાખી. પછી સિંહોદર રાજાને પ્રણામ કરતી વખતે તે પ્રતિમાને વંદન કરતો હતો, એટલે સિંહોદર રાજા તથા બીજાઓ પણ રાજાને નમસ્કાર કરે છે એમ જાણતા હતા આ વાતની કોઈ એક પિશુન (ખળ) ને ખબર પડી, તેથી તેણે વજ્રકર્ણનો પ્રપંચ રાજાને કહ્યો. જેમ સર્પને કોઇ પણ ન દંખવા લાયક હોતું નથી, તેમ પિશુન ( ચાડીયા ) માણસને કાંઇ પણ ન કહેવા લાયક હોતું નથી તે પ્રપંચ જાણીને સિંહોદર રાજા અંતઃકરણમાં વજ્રકર્ણ ઉપર દ્વેષવાળો થયો, અને રાત્રીએ પણ અંતઃકરણમાં તે જ ચિંતાનો વિચાર કરતો અંતઃપુરમા ગયો. ત્યાં ચતુર રાણીએ તેને ચિંતાનું કારણ પૂછ્યું; ત્યારે તેણે તેણીની પાસે પોતાની ચિંતા જણાવી. કેમકે કામી પુરૂષોને સ્ત્રીની પાસે કાંઇ પણ ગુપ્ત હોતું નથી. આ વખતે કોઈ શ્રાવક કાંઇ પણ કારણથી દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થવાથી ત્યાં રાજમહેલમાં ચોરી કરવા માટે આવ્યો હતો, તેણે રાજા અને રાણીની આ વાતચીત સાંભળીને વિચાર કર્યો કે—" હા હા ! આ દુષ્ટાત્મા મારા સાધર્મિક બંધુ શ્રી વજ્રકર્ણને પ્રાતઃકાળે બંધનાદિક

વિડંબનાઓ કરશે, તેથી હમણાં જ હું જઈને તેને આ હકીકત જણાવું, કે જેથી તે આજની જ રાત્રીમાં નિર્વિઘ્નપણે પોતાના નગરમાં જતો રહે." એમ વિચારીને તેણે ચોરી કરવાનો ત્યાગ કરી તે જ વખતે તેની પાસે જઇ તેને તે હકીકત જણાવી. ધર્મી પુરૂષોને સાધર્મિક માણસ બંધુ અને ધનાદિકથી પણ અધિક હોય છે. તે સાંભળીને વજ્રકર્ણ રાજાએ તેને ઘણું ધન આપી તેનો સત્કાર કર્યો, અને તેના ગુણથી તે પોતાના હૃદયમાં આનંદ પામી તે જ રાત્રીમાં પોતાના પુર તરફ ચાલી નીકળ્યો. અનુક્રમે ક્ષેમ કુશળતાથી પોતાના પુરમાં ગયો. ત્યા કિલ્લાની અંદર સમગ્ર પુરજનોને રાખી અન્ન, જળ, ઇંધન વિગેરે સર્વ સામગ્રી એકઠી કરી. આ હકીકત જાણીને સિંહોદર રાજા અત્યંત ક્રોધ પામી સેના સહિત નિરંતર પ્રયાણ કરી તેના દશપુર નગરને ચોતરફથી રૂંધી લીધું. આ અવસરે એક પરોપકારના જ વ્રતને ધારણ કરનાર વનવાસને પામેલા રામચંદ્ર, સીતા અને લક્ષ્મણ સહિત ત્યાં આવ્યા. તેણે વજ્રકર્ણ સાધર્મિકની આપત્તિ સાંભળી ખેદ કર્યો. સાધર્મિકની પીડાથી જેનું મર્મસ્થાન ન વીંધાય, તે કુધર્મી જ જાણવો. તરત જ રામચંદ્રે સિંહોદર રાજાનો નિગ્રહ કરવા લક્ષ્મણને આજ્ઞા કરી. કોણ ધર્મી પુરૂષ પોતે સમર્થ છતાં સાધર્મિકની પીડા હરણ કરવામાં ઢીલ કરે–કાળક્ષેપ કરે ? જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા થતાં જ લક્ષ્મણ ત્યા ગયા, અને યુદ્ધમાં તેને બાંધી રામચંદ્રને અર્પણ કર્યો. આ વાત સાંભળી વજ્રકર્ણ રાજા હર્ષથી તત્કાળ રામ પાસે આવ્યો. પછી રામે સિંહોદર રાજાનું અર્ધ રાજ્ય વજ્રકર્ણને અપાવ્યું, અને જીંદગી પર્યંત તે અવંતિપતિ સિંહોદર વજ્રકર્ણની આજ્ઞામાં રહે એવું અંગીકાર કરાવી તેને મુક્ત કર્યો. અહો ! સાધર્મિકના ઉપર રામની કેવી મોટી ભક્તિ ? કે જેથી આ વજ્રકર્ણને તેણે કોઇ વખત જોયેલો પણ નહીં, છતાં તત્કાળ તેના પર આવો અસમાન ઉપકાર કર્યો.

જે માણસ પોતે શક્તિમાન છતાં સાધર્મિકના દુઃખમાં ઉદાસીનતા રાખે છે. તે દુર્બુદ્ધિ ધર્મની અને તીર્થંકરની બન્નેની વિરાધના કરે છે, એમ જાણવું. વળી જે પાપી જન સાધર્મિકને

આપત્તિમાં પાડે છે; તે દુઃખથી ભરેલા અનંત ભવસાગરના આવર્તમાં પડે છે. તેથી કરીને ધર્મિષ્ઠ પુરૂષે સાધર્મિકને બંધુ તરીકે માની ાવધિ પ્રમાણે અને શક્તિ પ્રમાણે ધન અને શરીરાદિકવડે તેનો ઉપકાર કરવો.

સંયમનું સાધન શરીર છે, માટે તે શરીર જેનાવડે ટકી શકે છે, તે જ અશન, પાન વિગેરે મુનીંદ્રને આપવા જોઇએ. મુનિઓને રત્ન સુવર્ણાદિકનું દાન આપવું યોગ્ય નથી, કારણ કે તેથી રાગ દ્વેષાદિક દોષો ઉત્પન્ન થાય છે જે બુદ્ધિ રહિત મનુષ્ય મુનિઓને ધર્મનો વિનાશ કરવાનું કારણ રૂપ ધન આપે છે, તે મનુષ્ય તે મુાનના વ્રતના લોપથી ઉત્પન્ન થયેલા પાપને પામે છે. કારણ કે તે ધનદાન વ્રતના લોપનો હેતુ છે, અને તે વ્રતના લોપમાં પોતાની (દાતારની) અનુમતિ થાય છે. તેથી તેનું પાપ આપનારને લાગે છે, તેથી કરીને શ્રદ્ધાળુએ સાધુને ધર્મનો ઉપકાર કરનારા અશનાદિકનું જ સારી રીતે (વિધિ યુક્ત) દાન કરવું. તેથી કરીને તેણે તપ, ચારિત્ર અને જ્ઞાનની જ ભક્તિ કરી કહેવાય, અને તેથી કરીને તે પુરૂષ અલ્પ કાળમાં જ તે તપ, ચારિત્ર અને જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. શરીર વિના સંયમ–ચારિત્ર હોઈ શકતું નથી, અને શરીર અન્નાદિક વિના ટકી શકતું નથી, તેથી ચારિત્રવાળાને અન્નાદિકનું દાન દેવું, એમ પંડિતો કહે છે. તે અન્નાદિકનું દાન પણ સાધુને [1]પ્રાસુક તથા [2]એષણીય જ આપવું જોઇએ. કેમકે તેવું જ દાન પોતાને (દાતારને) અને પરને (ગ્રાહકને) હિતકારક છે. પોતાનું હિત ઇચ્છનાર સ્વચ્છ બુદ્ધિવાળા મનુષ્યે તપસ્વિને પ્રાસુક અને એષણીય અન્નાદિક આપવું જોઈએ. કારણ કે તેવા પ્રકારના દાનથી-જ પર ભવમાં દીર્ઘ અને શુભ આયુષ્ય પામી શકાય છે. તે વિષે પાંચમા અંગમાં કહ્યું છે કે—

ગૌતમ સ્વામી શ્રીમહાવીર પ્રભુને પૂછે છે કે–"હે ભગવન્! જીવો દીર્ઘ આયુષ્યને બાંધનારૂં કર્મ શી રીતે કરે? હે ગૌતમ! પ્રાણીનો ઘાત કર્યા વિના અને મૃષાવાદ સેવ્યા વિના તથા [3]પ્રકારના તપસ્વી

૧ અચિત્ત. ૨ આધાકર્માદિક દોષ રહિત–કલ્પે તેવું. ૩ શુદ્ધ ચારિત્ર ધારી.

સાધુ અથવા [1]શ્રાવકને પ્રાસુક અને એષણીય અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ વસ્તુનું દાન કરવાથી જીવો દીર્ઘ આયુષ્યપણાનું કર્મ બાંધે છે. હે ભગવન્! જીવો અલ્પ આયુષ્યપણાનું કર્મ શી રીતે કરે ? હે ગૌતમ ! [2]પ્રાણાતિપાત કરીને તથા મૃષાવાદ સેવીને તથા પ્રકારના સાધુને અથવા શ્રાવકને અપ્રાસુક અને અનેષણીય અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ વસ્તુનું દાન કરવાથી જીવો અલ્પ આયુષ્યનો બંધ થાય એવું કર્મ બાંધે છે. ”

અનેષણીય અશનાદિકનું દાન કરવાથી કેવળ દાતારને જ પરલોકમાં અહિત થાય છે, એટલું જ નહીં, પરંતુ તેવા દાનને ગ્રહણ કરનાર સાધુ પણ [3]આઠે કર્મ ઉપાર્જન કરવાથી દુર્ગતિમાં જ જાય છે. તે વિષે પણ પાંચમા અંગમાં કહ્યું છે કે—

ગૌતમ સ્વામી શ્રી મહાવીર ભગવાનને પૂછે છે કે—“ હે ભગવન્ ! આધા કર્મના દોષવાળા આહારનો આહાર કરવાથી સાધુ કેટલી કર્મ પ્રકૃતિનો બંધ કરે છે ? હે ગૌતમ ! એક આયુષ્યકર્મને વર્જીને બાકીની સાતે કર્મની પ્રકૃતિઓને બાંધે છે. ”

મુનિએ કોઈ વખત ઉપયોગ રહિતપણાને લીધે અશુદ્ધ આહારાદિક ( વહોરી ) લીધો હોય, તો તેને વિધિ પ્રમાણે પરઠવો ( નિર્દોષ સ્થળે ત્યાગ કરી દેવો ) યોગ્ય છે. કેમકે તેમ કરવાથી જ ( શાસ્ત્ર ) આરાધના ( કરી ) કહેવાય છે. તે વિષે દૃષ્ટાંત નીચે પ્રમાણે છે.—

આ ભરત ક્ષેત્રને વિષે પોતાની લક્ષ્મીવડે અલકા નગરીને કંપાવનારી ચંપા નામની મહાપુરી છે. તે નગરીને શ્રી વાસુપૂજ્ય સ્વામીએ પોતાનાં (પાંચે) કલ્યાણકો વડે જગતને પૂજ્ય કરીછે. એકદા તે ઉદ્યાનમાં સુવ્રત નામના સૂરિ મહારાજ પધાર્યા. અહો ! તેમના

---

૧ મૂળમાં માહન શબ્દ છે,તેનો અર્થ શ્રાવક કરવામાં આવે તો તે તથા-પ્રકારના એટલે શ્રાવકની અગીયારમી શ્રમણ ભૂત પડિમા–પ્રતિમા વહન કરનાર શ્રાવક આથી સમજવો શકે છે ( સર્વત્ર ) ૨ પ્રાણીની હિંસા.

૩ અહીં સાત સમજવા, કેમકે આયુષ્ય કર્મનો બંધ તો કદાચિત્ હોય છે, અને તે એક જ વાર બંધાય છે. તે કદાચિતપણાનો આશ્રય કરીને અહીં આઠ લખ્યા છે. બાકી સામાન્ય રીતે સાત સમજવા.

ગુણોની જેમ શિષ્યોની પણ સંખ્યા ( કળાય એમ ) નહોતી. તેમને વાંદવા માટે આનંદથી ભરપૂર થયેલા પુરજનો હંમેશાં ટોળાબંધ આવતા હતા, અને ગુરૂ પણ પુણ્યને વિસ્તારનારી વાણી વડે પુરજનોને પ્રસન્ન કરતા હતા એક દિવસ તે નગરીમાં કોઈ મોટો ઉત્સવ ( તહેવાર ) આવ્યો. તેમા ગૃહસ્થીઓ પરસ્પર મનોહર ભોજન જમાડતા હતા. તે જાણીને કોઈ ઋજુ પ્રકૃતિવાળા સાધુએ વિચાર્યું કે—" ઠીક થયું કે આજે મારે પારણાનો દિવસ છે, અને નગરમાં ઉત્સવ પણ છે, લોક પણ સમૃદ્ધિવાળા, શ્રદ્ધાવાળા અને મુનિ ઉપર સારી બુદ્ધિવાળા છે, તેથી આજે બીજી સર્વ પ્રકારની ભિક્ષાનો ત્યાગ કરીને મારે દેદીપ્યમાન સિંહકેસરીયા મોદક જ વહોરવા. " એમ નિશ્ચય કરીને તે સાધુ ગોચરીને સમયે પુરી મધ્યે સંચર્યા. તે વખતે કોઈ ઠેકાણે ઘેબર, કોઇ ઠેકાણે ક્ષુધાનું ખંડન કરનારા માંડા ( માલપુવા ), કોઇ ઠેકાણે બીજી જાતના મોદક એમ ભાત ભાતના મિષ્ટાન્નો લોકો તે સાધુ પ્રત્યે આપવા માટે ઢોકવા લાગ્યા. પરંતુ તે મુનિ જાણે અરૂચિવાળા હોય તેમ સર્વત્ર તે તે ભોજનનો નિષેધ કરવા લાગ્યા. તેથી લોકોએ જાણ્યું કે—" આ મુનિને કોઈપણ પ્રકારનો અભિગ્રહ હશે, તેથી આ વસ્તુ વહોરતા નથી. તે મુનિ ગામમાં ચોતરફ અટન કરતાં છતાં પણ તે સિંહકેસરીયા મોદકને પામ્યા નહીં, તેથી કામ ( ઇચ્છિત ભોગ ) ને નહીં પામનારા કામુકની જેમ તેને અત્યંત અરતિ ઉત્પન્ન થઇ, તેથી કરીને તેનું ચિત્ત નષ્ટ ( ભગ્ન ) થયું, અને તેથી કરીને તેને કાંઇ પણ ઉપયોગ ન રહ્યો, તથા રાત્રી દિવસનું પણ ભાન જતું રહ્યું. તેવામાં તેના અંતઃકરણમાં અને બહાર પણ [1] દોષોદય થયો. ઉપયોગ રહિત મનુષ્યોને કઇ કઇ મલિનતા ન થાય ? ઘણા શિષ્યોનો પરિવાર હોવાથી ગુરૂને પણ તેના અનાગમનની ખબર ન રહી, નહીં તો તે મુનિઓને મોકલીને તેની શોધ કરાવત. પછી તે સાધુ ફરતો ફરતો મધ્યરાત્રીને સમયે સાગર શ્રેષ્ઠીને ઘેર ગયો, અને ધર્મલાભ કહેવાને બદલે 'સિંહકેસરા' એવો તેણે ઉચ્ચાર કર્યો. તે સાંભળીને

૧ અંતઃકરણમા દોષ—પાપનો ઉદય અને બહાર દોષા—રાત્રીનો ઉદય થયો.

સાગર શેઠ જાગૃત થયો, અને તે સાધુને જોઈ વિચાર કરવા લાગ્યો કે—" હાહા ! આ સાધુ અકાળે કેમ ફરે છે ? આ સ્પષ્ટ ઉચ્ચારથી સિંહકેસરાનો શબ્દ બોલ્યા છે, તેથી અવશ્ય સિંહકેસરાના નિમિત્તથી જ તેનું ચિત્ત ચલિત થયું જણાય છે, તેથી આને અત્યારે રાત્રી છતાં પણ સિંહકેસરા ( મોદક ) જ દેખાડું, કે જેથી કદાચ તેને જોવા વડે તેનું ચિત્ત સ્વસ્થ થઈ શકે." આ પ્રમાણે વિચારીને તેણે સિંહકેસરા મોદકોથી ભરેલો થાળ તેની પાસે આણ્યો, અને કહ્યું કે—" હે મુનિ ! આ મનોહર સિંહકેસરીયા મોદક વહોરીને મારા પર કૃપા કરો. પૂર્ણિમાના ચંદ્રના કિરણોએ કરીને ઉજ્વળ દેખાતા તે મોદકોને જોઈને સૂર્યના કિરણો જોઈને કમલિનીની જેમ મુનિની દૃષ્ટિ વિકસ્વર થઇ. સાધુએ પોતાનું પાત્ર ધર્યું, એટલે શ્રેષ્ઠીએ તે પાત્ર મોદકોવડે ભરી દીધું, તે સાથે પોતાના આત્માને અસાધારણ પુણ્યવડે અને ત્રણ ભુવનને યશના સમૂહ વડે ભરી દીધાં. પછી ઉત્તમ શ્રેષ્ઠીએ તેને પૂછ્યું કે—" ફરીથી બીજા મોદકો લાવું ?" ત્યારે સાધુ બોલ્યા કે—" ના. આટલાથી જ મારે બસ છે." તે સાંભળીને શ્રેષ્ઠીએ તર્ક કર્યો કે—" આ વચન તેનું સ્વાભાવિક બોલાયું છે, તો શા માટે અત્યારે ભિક્ષાને માટે આવ્યા હશે ? અથવા ચિત્તના ચલિતપણાને લીધે અત્યાર સુધી ભમતા હશે, અને હમણાં જ સ્વસ્થતાને પામ્યા હશે." એમ વિચારીને શ્રેષ્ઠીએ તેને કહ્યું કે—" મેં હજુ સુધી પચ્ચખ્ખાણ પાર્યું નથી, તેથી મને પૂર્વાર્ધ ( પુરિમઢ્ઢ ) નું પચ્ચખ્ખાણ પરાવો " ત્યારે સાધુએ સમય પ્રત્યે ઉપયોગ આપ્યો, અને જાણ્યું કે—" હાહા ! અત્યારે તો રાત્રી વર્તે છે." પછી તેણે ઉંચું જોયું, તો આકાશમાં લાખો તારાઓ દેખ્યા, અને મસ્તક ઉપર આવેલો પૂર્ણિમાનો ચંદ્ર જોઈ તેણે મધ્ય રાત્રી છે એમ નિશ્ચય કર્યો. તે જાણી સંવેગ રસમાં મગ્ન થઈ તેણે મિથ્યાદુષ્કૃત આપ્યું. અને કહ્યું કે—" અત્યંત પ્રમાદી એવા મને ધિક્કાર છે, અને મારી રસ લોલુપતાને ધિક્કાર છે. હે શ્રેષ્ઠી ! તમે જ મારા ગુરૂ, ત્રાણ, શરણ, જીવિત અને ગતિ છો, કે જેથી મને પ્રમાદ રૂપ અંધકૂપમાં ડૂબતાને તમે બચાવ્યો છે. આ મોદક રાત્રીભક્ત હોવાથી મને—યતિને અકલ્પનીય છે, કારણ કે

મુનિઓ દિવસે ગ્રહણ કરેલા આહારને દિવસે જ વાપરી લેય છે." એમ કહીને વિશેષ બુદ્ધિમાન તે મુનિ તેના જ ઘરની પાછળના વાડામાં જઈને જાણે તે મોદક વિષ મિશ્રિત હોય એમ તેને પરઠવાને ઈચ્છવા લાગ્યા. તે વખતે તેને હર્ષ ઉપજાવનારા મોદકો પણ અમોદક–દ્વેષ ઉપજાવનાર થઇ પડ્યા. કેમકે સર્વ વસ્તુ પોતાના ચિત્તને અનુસારે ઈષ્ટ અને અનિષ્ટ થાય છે. તે મુનિએ કેવળ તે મોદકના જ ચૂરે ચૂરા કર્યા એટલું જ નહીં, પરંતુ શુભ આશયવાળા તેણે ચારે ઘન ઘાતિ કર્મોના પણ ચૂરા કર્યા. તે ઘાતિ કર્મોનો ક્ષય થવાથી મેઘના સમૂહનો નાશ થવાથી સૂર્યના પ્રકાશની જેમ તેને નિર્મળ બોધ–કેવળ જ્ઞાન પ્રગટ થયું. તરતજ પાસે રહેલા દેવતાઓએ દિવ્ય દુંદુભિના શબ્દ અને પુષ્પવૃષ્ટિ વિગેરે કરી તેનો કેવળ લક્ષ્મીનો મહિમા અદ્ભુત પ્રકારે કર્યો, અને તે દેવો હર્ષથી સાગર શ્રેષ્ઠીની પ્રશંસા કરવા લાગ્યા કે—" તુંજ ધન્ય છે, તારો જન્મ શ્લાઘા કરવા લાયક છે, અને તું જ ધર્મ તત્ત્વનો જાણનાર છે. કેમકે મહા કષ્ટ કારક દશાને પામેલા તથા મૂઢતા રૂપી નિદ્રાએ સુતેલા આ મુનિને તેં તારી બુદ્ધિના પ્રભાવથી સારી રીતે જાગૃત કર્યા, તેમને બોધ પમાડ્યો." ત્યાર પછી તે દેવો કેવળીને નમસ્કાર કરી પોતપોતાને સ્થાને ગયા, અને કેવળી પણ ગુરૂની સમીપે ગયા. પછી અનુક્રમે તે મુક્તિ પામ્યા.

તેમજ ઉત્તમ પુરૂષોએ યતીશ્વરોને જે દાન આપવું, તે આ લોકના ઉપકારનું ફળ પામવાની ઇચ્છાથી આપવું નહીં. કેમકે જિનભાષિત આગમનો અભ્યાસ કરનારા મુનીશ્વરો ઉપકારની બુદ્ધિ વડે તેમની પાસેથી લેતા નથી. જે મુનિઓ પોતાની આજીવીકાને નિમિત્તે જ્યોતિષ શાસ્ત્ર, નિમિત્ત શાસ્ત્ર, ગણિત શાસ્ત્ર, મંત્ર તંત્ર, કામણ, ઔષધ, ઇંદ્રજાળાદિક કૌતુક અને શાંતિ આદિક પ્રયોગોનો ઉપયોગ કરે છે, તેઓ વ્રતની વિરાધના કરવાથી દુર્ગતિને પામે છે. તે વિષે ઉપદેશમાળામાં કહ્યું છે કે—

" जोइस निमित्त अक्खर कोउआएस भूइकम्मेहि ।
करणाणुमोअणाहिअ साहुस्स तवक्खओ होइ ॥ "

"જ્યોતિષ, નિમિત્ત, અક્ષર, કૌતુક, આદેશ, ભૂતિકર્મ અને કોઈએ કાંઈ કામ કર્યું તેની અનુમોદનાએ કરીને સાધુના તપનો ક્ષય થાય છે."

[1]મુધા દાન કરનારને ઉત્કૃષ્ટ ફળનો ઉદય થાય છે, અને [2]મુધા આજીવિકા કરનારનું ચારિત્ર શુદ્ધ થાય છે. તેથી કરીને દાનના વિષયમાં મુધા પ્રવૃત્તિ કરનારા દાતાર અને ગ્રહણ કરનાર એ બન્ને શુભ ગતિને પામે છે. તે વિષે દશવૈકાલિક સૂત્રમા કહ્યું છે કે—

" दुल्लहा उ मुहादाई, मुहाजीवी वि दुल्लहा ।
मुहादाई मुहाजीवी, दोऽवि गच्छंति सुग्गइं ॥ "

"મુધા દાન કરનાર દુર્લભ છે, અને મુધાજીવી પણ દુર્લભ છે. કેમકે મુધા દાતાર અને મુધાજીવી એ બન્ને સુગતિને પામે છે"

મુધાદાનને વિષે સાવધાનપણે એક ઉદાહરણ સાંભળો—કોઇ એક શાંત બુદ્ધિવાળા તાપસે કોઈ ગામમાં જઈને કોઇ સ્વભાવથી જ દાન દેવામાં ઉદ્યમવંત એવા વૈષ્ણવને કહ્યું કે—"હે ભક્ત! જો તું હંમેશાં મારી આજીવિકા કરે, તો હું તારા ઘરમા રહીને ચાતુર્માસ નિર્ગમન કરૂ." ત્યારે તે વૈષ્ણવ બોલ્યો કે—"જો તમે મારો કાંઈ પણ પ્રત્યુપકાર ન કરો, તો સુખેથી રહો." તે સાંભળીને તાપસે તેનું વચન અંગીકાર કર્યું. ત્યારે તે વૈષ્ણવે તેને રહેવા માટે સ્થાન આપ્યું, અને તેની આસન, આચ્છાદન, શયન અને ભોજન વિગેરે સર્વ પ્રકારની વૃત્તિ કાયમ કરવા લાગ્યો. ( તેથી ) તપસ્વી પણ નિરંતર સમાધિ પૂર્વક પોતાની ધર્મક્રિયા કરતો હતો, એવામાં એકદા રાત્રીને સમયે કોઇ ચોરો આવીને તેનો શ્રેષ્ઠ અશ્વ ચોરી ગયા. ગામની બહાર નીકળતાં પ્રાતઃકાળ થઇ ગયો, તેથી તે ચોરો તે અશ્વને આગળ લઈ જવા શક્તિમાન થયા નહીં, તેથી તેઓ તેને નદીના કિનારા પર રહેલા એક ઉદ્યાનમાં બાંધીને જતા રહ્યા. તે નદી પર સ્નાન કરવા માટે તે તાપસ હંમેશના રીવાજ પ્રમાણે આવ્યો તેણે ત્યાં તે ઉદ્યાનમાં

૧. બદલાની કાંઇપણ ઇચ્છા રાખ્યા વિના.
૨. નિરાશસપણે-કેવળ રત્નત્રયીની આરાધના કરવા નિમિત્તેજ.

ઘોડાનો હેષારવ સાંભળીને જાણ્યું કે—" મારા ઉપકારીનો અશ્વ અહીં છે. " પછી તે બુદ્ધિમાન તાપસ સ્નાનાદિક ક્રિયા શીઘ્રપણે કરી પોતાના એક વસ્ત્રને ને ઉદ્યાનમાં સુકાતું મૂકી ઘેર આવ્યો. પછી અવસર થયે ભોજનને માટે તે વૈષ્ણવે તાપસને બોલાવ્યો, ત્યારે તે કપટથી આ પ્રમાણે ઉદ્વેગવાળું વચન બોલ્યો કે—" હું નદીપર સ્નાન કરવા ગયો, ત્યારે ત્યા મારૂં એક વસ્ત્ર રહી ગયું છે, માટે તેને લેવા માટે હું હમણાં યાદ આવવાથી જાઉં છુ. " તે સાંભળીને તેણે ભક્તિને લીધે તેને જાતે જવાનો નિષેધ કરી પોતાના સેવકને તે વસ્ત્ર લેવા મોકલ્યો. તે સેવક ત્યાં ગયો, ત્યારે ત્યાં પોતાના સ્વામીનો અશ્વ જોઇ હર્ષ પામ્યો, અને તેથી તે અશ્વને તથા તેના વસ્ત્રને લઇને ઘેર આવ્યો. તે જોઇ શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે–" હા હા ! આ તાપસે માયાવડે કરીને પણ મારા ઉપર પ્રત્યુપકાર કર્યો. તેથી હવે આ પ્રત્યુપકાર કરનારની હું જેટલી ભક્તિ કરીશ તે સર્વ અયોગ્ય છે, કારણકે પ્રત્યુપકાર કરનારને જે દાન આપવું, તે અલ્પ ફળવાળું થાય છે. " એમ વિચારીને તેણે તેને કહ્યું કે—" તમોએ મારા ઉપર પ્રત્યુપકાર કર્યો, માટે હવે મારે તમારૂ કાંઇપણ પ્રયોજન નથી." એમ કહીને તેણે તેને રજા આપી. આ કારણથી જિનેશ્વરની આજ્ઞાને જાણનારાઓએ મુધા દાન દેવામાં વિશેષ યત્ન કરવો.

હવે મુધા જીવિપણાનું દૃષ્ટાંત કહું છું—ધરાધર નામે એક પ્રસિદ્ધ નગર છે. તેમાં ઘણા તેજનું સ્થાન રૂપ યથાર્થ નામવાળો જિતશત્રુ નામે રાજા હતો. તે રાજા એકદા લઘુકર્મી હોવાથી પોતેજ સંસારથી વૈરાગ્ય પામ્યો. બુદ્ધિમાન પુરૂષ ધર્મ માર્ગે પ્રવર્તવામા અન્યના ઉપદેશની અપેક્ષા રાખતો નથી. ભિન્ન ભિન્ન દર્શનીઓએ નિરૂપણ કરેલો ધર્મ સાંભળીને રાજાના મનમાં ધર્મ વિષે સંશય ઉત્પન્ન થયો. તેથી તેણે પરીક્ષા કરવાનો આરંભ કર્યો. વિદ્વાન પુરૂષ પરીક્ષા કરીને જ ધર્મને ગ્રહણ કરે છે. પછી રાજાએ આઘોષણા કરાવી કે—"હે ભિક્ષુકો ! આવો. આવો ! રાજા મનને આનંદ આપનાર મોદકો આપે છે." તે સાભળીને કાપડી આદિ સર્વ

જાતિના ભિક્ષુકો આવવા લાગ્યા. તેમને એક એકને રાજાએ પૂછ્યું કે—"તમે કયે કયે પ્રકારે જીવો છો—આજીવકા ચલાવો છો?" તે સાંભળીને તેમાંથી એક જણે કહ્યું કે—"હું મુખના પ્રસાદથ જીવું છું" બીજો બોલ્યો કે—"હું હાથના ગુણથી જીવું છું." ત્રીજો બોલ્યો—"હું ચાલવાના પ્રભાવથી જીવું છું." ચોથો બોલ્યો—"હું મનુષ્યોના અનુગ્રહ ( કૃપા ) થી જીવું છું." પાંચમો બોલ્યો—"વૈદકની વિદ્યાવડે હું જીવું છું." છઠ્ઠો બોલ્યો—"હું જ્યોતિષની કુશળતાથી જીવું છું." વળી કોઈએ કહ્યું—"અદ્ભુત ચૂર્ણના પ્રયોગથી હું જીવું છું." બીજો બોલ્યો—"હું મંત્ર તંત્રથી જીવું છું." છેવટ જિનાગમ વડે જેનું અંતઃકરણ સુવાસિત થયું હતું, એવો એક ક્ષુલ્લક સાધુ બોલ્યો કે—"હું મુધા જીવું છું." તે સાંભળી રાજાએ તેમને પૂછ્યું કે—"શી રીતે?" ત્યારે પહેલાએ જવાબ દીધો કે—"હું કથક ( કથા કહેનાર ) છું. તેથી કથા કહીને માણસોને આશ્ચર્ય પમાડી તેમની પાસેથી દ્રવ્ય ગ્રહણ કરી મારો નિર્વાહ ચલાવું છું, તેથી મારૂં મુખજ મારૂં જીવિકાનું સાધન છે." બીજો બોલ્યો કે—"હું લહીયો છું. તેથી હાથવડે લેખાદિક લખીને નિર્વાહ ચલાવું છું. તેથી હું હાથવડે જીવું છું." ત્રીજો બોલ્યો—હું લેખહારક ( કાસદીયો ) છું. એક ઘડીએ એક યોજન ચાલું છું, તેથી મારા પગજ મારૂ જીવન છે." ચોથો બોલ્યો—"હું ભિક્ષુક છું. મેં પ્રવ્રજ્યા લીધી છે, તેથી માણસો મારાપર અનુગ્રહ કરે છે." ત્યારપછી વૈદ, જોશી, યોગી અને માંત્રિક એ ચાર જણ બોલ્યા કે—"અમે અનુક્રમે વૈદક, જ્યોતિષ, ચૂર્ણ અને મંત્રતંત્રનો પ્રયોગ કરીને આજીવિકા કરીયે છીયે." છેવટ ક્ષુલ્લક સાધુએ રાજાને કહ્યું કે—"જન્મ, જરાવસ્થા, વ્યાધિ અને પ્રિયવસ્તુનો વિયોગ એ વિગેરે અસંખ્ય દુઃખોએ કરીને આ સંસાર અત્યંત ભયંકર છે, એમ જાણીને મેં આનંદપૂર્વક ચારિત્ર ગ્રહણ કર્યું છે. તેથી હું સમગ્ર લોકયાત્રાએ કરીને રહિત છું અને સંયમના નિર્વાહને માટે અદીન વૃત્તિથી જે કાળે જે કાંઈ અશન ( આહાર–પાણી ) મને પ્રાપ્ત થાય છે, તે હું વાપરૂં છું. તેથી હે રાજા! હું મુધા જ જીવું છું." આ પ્રમાણે તેની વાણીને સાંભળી રાજાએ નિશ્ચય કર્યો કે—"સમગ્ર

દુઃખના ક્ષયની સિદ્ધિનું સાધનરૂપ આ ધર્મ જ મુક્તિને માટે તત્ત્વજ્ઞ પુરૂષોને સેવવા યોગ્ય છે. " એમ વિચારીને રાજાએ સદ્ગુરૂની પાસે જઈ, સર્વ તત્ત્વોનો નિર્ણય કરી, પોતાના પુત્રને રાજ્યપર સ્થાપન કરી ચારિત્ર અંગીકાર કર્યું, અને અનુક્રમે તે સદ્ગતિ પામ્યો. આ પ્રમાણે હે સાધુઓ ! મુધા જીવિપણાએ કરીને જ પોતાના દેહના નિર્વાહને માટે તમે યત્ન કરો, કે જેથી તમારી તપ ક્રિયા, જ્ઞાન, ચારિત્ર અને શુદ્ધિ ( સમ્યગ્દર્શન ) તમને ઇચ્છિત મોક્ષ રૂપ ફળ આપનાર થાય.

હવે આ પાત્ર દાનના આઠ પ્રકારો અનુક્રમે વર્ણન કરીયે છીયે. તે આઠ ભેદો આ પ્રમાણે શ્રુતમાં કહેલા છે.—વસતિ, શયન, આસન, ભક્ત, પાન, ઔષધ, વસ્ત્ર અને પાત્ર. દેવા યોગ્ય વસ્તુ આઠ પ્રકારની હોવાથી પંડિતોએ દાન પણ આઠ પ્રકારનું કહ્યું છે. તે વિષે ઉપદેશમાળામાં કહ્યું છે કે—

" वसही सयणासण भत्तपाण भेसज्ज वत्थपत्ताई " ।

" વસતિ ૧, શયન ૨, આસન ૩, ભક્ત ૪, પાન ૫, ઔષધ ૬, વસ્ત્ર ૭, અને પાત્ર ૮. "

આ આઠે પ્રકારના દાનને વિષે પ્રથમ શય્યા ( વસતિ ) દાન લખ્યું, તે યોગ્ય છે. કેમકે તપસ્વીઓને જ્ઞાન ચારિત્રના યોગો વસતિને આધારે જ છે. શય્યા દાનના પ્રભાવથી ધર્મની સન્મુખ થવા રૂપ ગુણને પામીને ચોરોનો નાયક વંકચૂલ પણ સ્વર્ગે ગયો. જે મનુષ્ય યતિને શય્યાનું દાન આપે છે, તે શીઘ્રપણે સંસારને તરે છે, તેથી કરીને આગમમાં શય્યાના દાતારને શય્યાતર કહ્યો છે. પાપ સંપત્તિના નિધાન રૂપ કોશા નામની વેશ્યા સ્થૂલભદ્ર મુનિને વસતિ દાન આપવાથી આભ્યંતર પ્રકાશ ( જ્ઞાન ) પામી હતી. સાધુને ઉપાશ્રયનું દાન કરવાથી **અવંતીસુકુમારને** [1]સંવેગનો સંગ પ્રાપ્ત થયો, તેથી તેને ક્ષણવારમાં દિવ્ય ઋદ્ધિ પ્રાપ્ત થઈ. જે પુરૂષ શુદ્ધ ભાવથી સંયમીને પોતાના ઘરમાં સ્થાન આપે છે, તેણે ખરેખર પોતાના ઘરમાં જંગમ કલ્પ વૃક્ષ વાવ્યો છે એમ

૧ વૈરાગ્ય અથવા વૈરાગ્યવાળા સાધુનો.

જાણવું. જે પુરૂષ ચઢતા પરિણામે સાધુઓને શય્યાદાન કરે છે, તે **તારચંદ્રની** જેમ શીઘ્રપણે અક્ષય સંપત્તિને પામે છે, તથા જે પુરૂષ દાક્ષિણ્યતાથી પણ યતિઓને વસતિદાન આપે છે, તે ભાગ્યવંત પુરૂષનો ભવિષ્યત્ કાળ શુભ થાય છે, અને તે તેના મિત્ર **કુરૂચંદ્રની** જેમ *અવિલંબે કરીને ( થોડા વખતમાં ) અક્ષય સંપત્તિ પામે છે. તેની કથા નીચે પ્રમાણે—

પહેલાં આદિનાથને સો પુત્રો હતા. તેમાં એક શ્રેષ્ઠ ગુણવાળો કુણાલ નામે હતો. તેણે સુંદર લક્ષ્મીના સ્થાનરૂપ એક દેશ સ્થાપન કર્યો હતો, તે દેશ આ ભરતક્ષેત્રને વિષે કુણાલ નામે પ્રસિદ્ધ હતો. તે દેશમાં કલ્યાણ કારક **શ્રાવસ્તી** નામની પ્રસિદ્ધ પુરી હતી, જાણે કે આકાશમાં નિરાધાર રહેલી અમરાવતી નગરી પડી જવાના ભયથી પૃથ્વી પર આવીને રહી હોય તેમ તે નગરી શોભતી હતી. તીર્થ રૂપ તે નગરી કયા મનસ્વી પુરૂષને નમવા યોગ્ય નથી ? કેમકે તે નગરી શ્રી સંભવનાથ સ્વામીએ પોતાના જન્મવડે પવિત્ર કરી હતી. કાંગરાના મીષે કરીને જાણે હસ્ત વડે દુર્નીતિને અટકાવતો હોય, તેમ નિરંતર નિર્ભય એવી તે નગરીની ફરતો પ્રાકાર ( કિલ્લો ) રહેલો હતો, તે નગરીમાં ઘણા તેજનું સ્થાન રૂપ **આદિવરાહ** નામે રાજા હતો. તેણે ચિરકાળ સુધી પૃથ્વીને રાજાવાળી કરી હતી. પૃથ્વીનો અપાર ભાર ધારણ કરવામાં ધુરંધર એવા તે મહા તેજસ્વી રાજાએ પોતાનું નામ [1]અર્થથી નિષ્ફળ કર્યું નહોતું. નાશી જતી શત્રુની સ્ત્રીઓના તુટી જતા હારોમાંથી ચોતરફ વેરાઈ જતા મોતીઓ જાણે કે રાજાની યશ રૂપી લતાના અંકુરાઓ હોય તેમ શોભતા હતા. તે રાજાને કમળના સરખા મુખવાળી કમળા નામની પટ્ટરાણી હતી. તેણીની નિર્મળ શીળકળા બીજના ચંદ્રની કળાને જીતતી હતી. સ્વર્ગની સ્ત્રીઓને બનાવવાથી વિધાતાને જે ચતુરાઈ—કુશળતા પ્રાપ્ત થઈ હતી, તે કુશળતાની આ સર્વ સ્ત્રીઓને મધ્યે

* ના વિલંબેન નો અર્થ ' અવિલંબેન ' જેવો કથાનકની સંગતિ જોતા જણાય છે.

૧ આદિ વરાહનો અવતાર લઇને ઇશ્વરે જળમાં ડુબેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો.

શિરોમણિ રૂપ રાણી સીમા (અવધિ) રૂપ હતી. તે રાજાને સર્વ રાણીઓને મધ્યે આ કમળાજ વધારે પ્રિય હતી. શું ચંદ્રને સર્વ તારાઓ મધ્યે સારભૂત એવી રોહિણી અધિક પ્રિય નથી? તે બન્નેને કળાનો નિધિ સમાન તારચંદ્ર નામે પુત્ર થયો. તે પુત્ર પોતાના કુળરૂપી આકાશને પોતાના તેજ વડે શોભાવતો હતો. તે [1]બુધેશ્વર કેવળ શરીરથી જ વૃદ્ધિ પામવા લાગ્યો, એટલું જ નહીં, પરંતુ વિવેક, વિનય, ઔદાર્ય અને ગાંભીર્ય વિગેરે ગુણોવડે પણ વૃદ્ધિ પામતો હતો. જેમ દેદીપ્યમાન કાંતિવાળા મણિઓ સુવર્ણના અલંકારને શોભાવે, તેમ તેના ગુણો તેની સૌભાગ્ય સંપદાને શોભાવતા હતા. રાજાને બીજા ઘણા કુમારો હતા, તો પણ તેને તેજ પુત્ર પ્રિય હતો. કેમકે સર્વ મણિઓને મધ્યે ચિંતામણિજ પૂજ્યપણાને પામે છે. વિદ્વાનો તેના ચક્ર, ધનુષ, અંકુશ વિગેરે શારીરિક લક્ષણો જોઇને કહેતા કે–" આ કુમારને ભવિષ્યમાં મોટો વૈભવ પ્રાપ્ત થશે. " તેના ગ્રહોનું ઉચ્ચતાદિક બળ જોઇને જોશીઓ કહેવા લાગ્યા કે–" આ કુમારનું જન્મલગ્ન રાજ્યની પ્રાપ્તિને માટે લાગેલું છે–રાજ્ય પ્રાપ્તિને કરનારૂં છે. " જેમ જેમ તે કુમારની ગુણશ્રેણિ વૃદ્ધિ પામવા લાગી, તેમ તેમ તે ગુણો ઉપરની સ્પર્ધાને લીધેજ હોય તેમ લોકોની પ્રીતિ તેના પર વૃદ્ધિ પામવા લાગી, વિધાતાએ તેને સર્વ ઉપકારી પરમાણુઓ વડેજ બનાવ્યો હોય તેમ જણાતું હતું. કેમકે એમ ન હોય તો તે કુમારની કેવળ પરોપકારમાંજ પ્રવૃત્તિ કેમ હોય? તે કુમારને અકૃત્રિમ પ્રીતને ધારણ કરનાર અને નિરંતર વિકસ્વર બુદ્ધિવડે બૃહસ્પતિનો પણ પરાજય કરનાર કુરૂચંદ્ર નામનો મંત્રિપુત્ર મિત્ર હતો. સર્વદા સાથે જ આહાર વિહાર વિગેરે કરવાથી તે બન્નેની પ્રીતિ દિવસના પાછલા પહોરની છાયાની જેમ વૃદ્ધિ પામતી હતી. જેમ જગતને આનંદ પમાડનાર ચંદ્ર કુમુદને (પોયણાને) વિશેષ વિકસ્વર કરે, તેમ રાજપુત્ર કુરૂચંદ્રને વિશેષ આનંદ આપતો હતો. તેની લોકો ઉપરની પ્રીતિને, સૌભાગ્યને, તેજસ્વીપણાને અને યશસ્વીપણાને જોઈ સામાન્ય માણસો પણ આને જ રાજ્ય

૧ બુધ ગ્રહનો પિતા ચંદ્ર, પંડિતોનો સ્વામી કુમાર.

મળશે, એમ ધારતા હતા. સર્વ ગુણોના નિવાસરૂપ તે કુમાર ઉપર કોઈક પાપી [1]વિમાતા સૂર્ય ઉપર ઘુવડની જેમ ઇર્ષ્યાને લીધે દ્વેષ ધારણ કરતી હતી. દુષ્ટ બુદ્ધિવાળી તે પોતાના પુત્રને રાજ્યલક્ષ્મીની પ્રાપ્તિ ઈચ્છવાથી પોતાના નરક ગમનના ઉપાયરૂપ તારચંદ્ર કુમારના અપાય ( મરણ ) ને વિચારવા લાગી. એકદા કપટને કેળવવામાં પંડિતા એવી તેણીએ અવસર પામીને તેના ભોજનને મધ્યે દુષ્ટ મંત્રથી બનાવેલું ચૂર્ણ નાંખ્યું. તે ચૂર્ણના પ્રભાવથી વનને વિષે દાવાનળની જેમ તેના શરીરને વિષે ધીમે ધીમે મહા વ્યાધિ ઉત્પન્ન થયો. શરીરમાં પ્રસરતા–વિસ્તાર પામતા આ વ્યાધિએ તેના સર્વ અંગનો સંગ પ્રાપ્ત કર્યો. તેથી તેના શરીરમાં અત્યંત વિરૂપતા ઉત્પન્ન થઈ. રાજાએ તેની વ્યાધિના જે જે પ્રતિકારો–ઉપાયો કર્યા તે તે નિષ્ફળ થયા, અને ખળ પુરૂષના ચિત્તની જેમ તેને કાંઇ પણ ગુણકારી થયા નહીં. કલંકથી જ જેમ લાજે તેમ શરીરથી લજ્જા પામતો તે માનવાળો કુમાર કોઈને પોતાનું મુખ પણ દેખાડી શકતો નહીં. તે વ્યાધિના વિષાદ (ખેદ) રૂપી નિષાદ (ચંડાળ) ના સંગથી મલિન થયેલો કુમાર માતાપિતાને કહ્યા વિનાજ ઘેરથી નીકળી ગયો. મનમાં ખેદ પામતો આ કુમાર કર્મનો પરિણામ–વિપાક વિષમ છે એમ વિચારતો એક ગામથી બીજે ગામ અટન કરવા લાગ્યો, ત્યારપછી પૂર્વના શુભ કર્મના ઉદયથી તે પૂર્વ દિશા તરફ ચાલ્યો, અને પાપનો નાશ કરવાના કારણ રૂપ સંમેતશિખર પર્વતની સમીપે આવી પહોંચ્યો. ત્યાં તેના કોઇ સેવકના મુખથી તેણે શ્રોત્રને અમૃત રસાયણ સમાન સંમેત્ત તીર્થનું માહાત્મ્ય સાંભળ્યું કે—" આ પર્વત ઉપર પાપનો નાશ કરનારા શ્રી અજિતનાથ વિગેરે વીશ તીર્થંકરો પોતાના પરિવાર સહિત મુક્તિ પામ્યા છે. તેથી અહીં દેવેંદ્રોએ ભક્તિથી તેમની મણિમય વીશ સ્તૂપો કરી છે, અને તેમાં રત્નની તે તે અરિહંતની પ્રતિમાઓ સ્થાપન કરી છે. તે થૂભોમાં રહેલા તીર્થંકરોને શુદ્ધ બુદ્ધિવાળો જે પુરૂષ ભક્તિથી નમસ્કાર કરે, તે અવશ્ય આસન્નસિદ્ધિવાળો થાય

૧ ઓરમાન માતા.

છે-તેની મુક્તિ નજીક આવે છે, એમ પંડિતો કહે છે.” આ પ્રમાણે તેનું માહાત્મ્ય સાંભળીને પુણ્ય આત્માવાળો તે કુમાર શ્રી જિનેશ્વરોને નમસ્કાર કરવા ઉદ્યમવંત થયો, અને મનના હર્ષપૂર્વક તે પર્વત ઉપર ચઢ્યો. ત્યાં વાવમાં સ્નાન કરી, શુદ્ધ શ્વેત વસ્ત્ર ધારણ કરી, સર્વ ઋતુના પુષ્પોવાળા ઉદ્યાનમાંથી પુષ્પોનો સમૂહ ગ્રહણ કરી, કૃત્યને જાણનાર તે કુમાર તે દરેક થૂભોને ત્રણ ત્રણ પ્રદક્ષિણા કરી તથા વિધિ પ્રમાણે જગત્પૂજ્ય વીશે તીર્થંકરોની પૂજા કરી, આ પ્રમાણે ભક્તિથી ભાવસ્તવ કરવા લાગ્યો—“ હે અજિત જિનેશ્વર ! તમે જયવંતા વર્તો, હે સંભવનાથ ! તમે સમૃદ્ધિને માટે થાઓ, હે અભિનંદન સ્વામી ! તમે આનંદ આપો–આનંદ આપનાર થાઓ, હે સુમતિનાથ ! તમે મને સન્મતિ આપો, હે પદ્મપ્રભ ! તમે મને પ્રભા–કાંતિ આપો, હે સુપાર્શ્વસ્વામી ! મારી સન્મુખ દૃષ્ટિ કરો, હે ચંદ્રપ્રભ સ્વામી ! ચિરકાળ જયવંતા વર્તો, હે સુવિધિ સ્વામી ! મારૂં સાંનિધ્ય (સહાય ) કરો, શીતલનાથ સ્વામી મારી પ્રીતિને માટે હો, શ્રેયાંસ પ્રભુ મારા કલ્યાણને માટે થાઓ, વિમળનાથ મારા પાપનો નાશ કરો, અનંત સ્વામી મને અનંત સંપદા ( મોક્ષ )ને માટે થાઓ, શ્રી ધર્મનાથને મ્હારો નમસ્કાર થાઓ, શ્રી શાંતિનાથ મારી શાંતિને માટે હો, શ્રી કુંથુનાથ મને મોટું રાજ્ય આપનાર થાઓ, શ્રીમાન્ અરનાથ પ્રભુ મને લક્ષ્મી આપનાર થાઓ, મલ્લિનાથ મારૂં કલ્યાણ વિસ્તારો, સુવ્રત સ્વામી મને સારૂં વ્રત આપનાર થાઓ, નમિનાથને હું કપટરહિત નમસ્કાર કરૂં છું, તથા શ્રી પાર્શ્વનાથ મને શાશ્વતલક્ષ્મી ( મોક્ષ )ને આપનાર થાઓ. આ પ્રમાણે સંમેતગિરિ ઉપર સ્તુતિ કરેલા વીશ અરિહંતો મારા પર પ્રસન્ન થઇને સૌભાગ્ય, આરોગ્ય અને સંપદા આપનાર થાઓ.” પછી તે થૂભોથી જરા દૂર જઇને પોતાના આત્માને કૃતાર્થ માનતો તે કુમાર દુઃખગર્ભિત વૈરાગ્યને લીધે ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે—“ આજે હું જન્મનું ફળ પામ્યો છું, આજે મને દુર્ગતિમાં પાતનો ભય જતો રહ્યો, અને આજે આ મારા કુત્સિત દેહની સાર્થકતા થઈ છે, હવે મારે આ વિટંબના કરનારા

દેહ વડે શું પ્રયોજન છે ? નીરસ શેરડીની જેમ તેનો ત્યાગ કરવો એજ ઉચિત છે. " આ પ્રમાણે વિચારીને તે મરવાની ઈચ્છાથી એક મોટા–ઉંચા શીખર ઉપર ચડ્યો. તેવામા તેણે સમીપના એક વનમાં કાયોત્સર્ગે રહેલા મુનિને જોયા. તેને જોઇ તેણે વિચાર કર્યો–"અહો ! આ મુનિનું શાંતપણું ! અહો ! આનું નિઃસંગ ચિત્તપણું ! અહો ! તે ધ્યાનમાં કેવા એકાગ્ર ચિત્તવાળા છે ! અને અહો ! તેનો ભવ પરથી વૈરાગ્ય કેવો આશ્ચર્યકારક છે ? તો આ મુનિના દર્શન વડેજ મારા નેત્રો સફળ થયાં છે, પરંતુ તેને વંદના કરવાથી પણ મારા શરીરને સફળ કરૂં, અને ત્યારપછી મરવું એ તો મારે આધીન જ છે. " એમ વિચારી સુંદર ભાવવાળો અને પુણ્ય વડે વિકસ્વર બુદ્ધિવાળો તે તારચંદ્ર નીચે ઉતર્યો, અને વનમાં તેની પાસે જઈ સમ્યક્ ભક્તિ પૂર્વક તેને વંદના કરી તથા તેની સેવા કરી નિર્મળ ચિત્તવાળો થઈ જેવામા ત્યાંથી પાછો વળે છે, તેવામાં કોઈ દિશા તરફથી વિશેષ બુદ્ધિવાળા વિદ્યાધર દંપતી આવીને મુનિને નમસ્કાર કરી તેની પાસે બેઠા. તેમને જોઈ તારચંદ્ર વિસ્મય પામ્યો, તેથી તેણે વિદ્યાધરને પૂછયું કે–"તમો કોણ છો ? તમારો નિવાસ કયાં છે ? શા માટે તમો અહીં આવ્યા છો ? અને આ મુનિરાજ કોણ છે ? " ત્યારે તે વિદ્યાધરેશ્વર બોલ્યો કે–" અમો વિદ્યાધર દંપતી છીયે, વૈતાઢ્ય પર્વત ઉપર રહીએ છીએ, અને આ મહાત્મા મુનિરાજને ભાવથી વંદના કરવા માટે અમે અહીં આવીયે છીયે. આ મુનિનું ચરિત્ર ચિત્તને ચમત્કાર કરનારૂં છે, તે તું સાંભળ—

વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણીને પાળનાર વજ્રવેગ નામે રાજા વિદ્યાધરના કુળમા કૌસ્તુભ મણિ સમાન હતો. તેને અનેક મહાવિદ્યાઓ સિદ્ધ થઈ હતી, તેનું સૌંદર્ય કામદેવને જીતનારૂં હતું, તે રૂપની લક્ષ્મીવડે અપ્સરા જેવી યુવતીઓને પરણ્યો હતો. તેને બાલ્યાવસ્થામાંજ તેના પિતાએ રત્નપુરનું રાજ્ય આપ્યું હતું, તે મોટા સામ્રાજ્યને એક છત્રવાળું કરીને તે ભોગવતો હતો, તેણે પોતાના અસમાન પરાક્રમવડે મોટા બળવાન શત્રુ રાજાઓનો પરાજય કરી તત્કાળ વિદ્યાધરોના સમૂહને વિષે ચક્રવતીપણું અંગીકાર કર્યું હતું. એકદા તે સંસાર રૂપી દાવાનળને બુઝાવવામાં

વર્ષાકાળના મેઘ સમાન ગુરૂના ઉપદેશને સાંભળીને વૈરાગ્યવડે તરંગવાળો થયો, સર્પની જેવા ભયંકર ક્ષણભંગુર ભોગોથી ભય પામ્યો, શાકિનીના જેવી કામીની ( સ્ત્રીઓ ) ને સુખનો નાશ કરનારી છે એમ માનવા લાગ્યો, લક્ષ્મીને મદિરાની જેમ ઉન્માદ કરનારી જાણવા લાગ્યો, બંધુઓને બંધનરૂપ જાણ્યા, અને વિષયોને વિષ જેવા જાણ્યા. તેથી તેણે યુવાવસ્થા છતાં પણ રજની ( ધૂળ ) ની જેમ રાજ્ય સંપદાનો ત્યાગ કરીને સંયમ રૂપી ઐશ્વર્ય અંગીકાર કર્યું. કારણકે પંડિતો આત્મહિતમાં સજ્જ હોય છે. કહ્યું છે કે—

" प्रशस्याः खलु ते भोगॉस्तारुण्येऽपि त्यजन्ति ये ।
जरसा परिभूतस्तु मुच्यते तैः स्वयं न कः ॥ "

" જે પુરૂષો યુવાવસ્થામાં જ ભોગોને તજી દે છે, તેઓ ખરેખર વખાણવા લાયક છે. પરંતુ વૃદ્ધાવસ્થાએ કરીને પરાભવ પામેલો કયો પુરૂષ તે ભોગવડે પોતાની મેળે જ નથી મૂકાતો ? અર્થાત્ ભોગો પોતે જ તેને છોડી દે છે. "

પછી તે વજ્રવેગ મુનિને ગુરૂએ ગ્રહણા તથા આસેવના એ બન્ને શિક્ષા આપી, તે પ્રમાણે તે ચારિત્રનું પાલન કરવા લાગ્યા. સિંહપણું ધારણ કરીને ચારિત્ર અંગીકાર કર્યું, અને સિંહપણું ધારણ કરીને જ તપસ્યા પણ કરી. નિરંતર દુષ્કર તપનું આચરણ કરતા તેને સમુદ્રને નદીઓની જેમ વિવિધ પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત થઇ, તેના કફ, થૂંક અને મળ વિગેરે ઔષધી રૂપ થયાં, કે જેના સંબંધથી સમગ્ર વ્યાધિઓ ક્ષીણ થાય છે. તેને ભુવનને વિષે અદ્‌ભુત એવી ચારણ લબ્ધિ પણ પ્રાપ્ત થઇ છે, તેથી તે લબ્ધિવડે નંદીશ્વરાદિક દ્વીપમાં જઇને તે જિનેશ્વરોને વંદના કરે છે. તથા ક્ષીરાસ્રવ, મધ્વાસ્રવ, અને બીજબુદ્ધિ વિગેરે સમૃદ્ધિઓ પણ પરસ્પર સ્પર્ધાવાળી હોય તેમ તેનો આશ્રય કરે છે. તેજ આ વજ્રવેગ નામના મુનિને હે મિત્ર ! તું પ્રત્યક્ષ જો. આના ચરણકમળની રેણુના સંગવડે તું નીરોગી થઇશ. આ પ્રમાણે તે મુનિનો મહિમા સાંભળીને બુદ્ધિમાન તારચંદ્ર કુમાર અત્યંત વિસ્મય અને

આનંદ પામ્યો. ત્યારપછી મુનીશ્વરને નમીને તેના ચરણકમળથી સ્પર્શ કરાયેલી રજવડે તેણે આનંદપૂર્વક ભક્તિથી પોતાનું શરીર મર્દન કર્યું. તત્કાળ તે રજના સ્પર્શથી તેનું શરીર રોગના વિકારનો નાશ થવાથી સિદ્ધ રસના સ્પર્શથી લોહની જેમ સુવર્ણપણાને પામ્યું. ત્યારપછી મુનીશ્વરે તેની ધર્મ યોગ્યતા જાણીને શિલાપીઠ ઉપર બેસી તેને ધર્મનો ઉપદેશ કર્યો, કે—" હે બુદ્ધિમાન ! આ સમુદ્ર જેવા અપાર સંસારમાં ચિંતામણિરત્નની જેવો ધર્મનો યોગ પામીને તેને નિરર્થક ગુમાવવો નહીં. હે બુદ્ધિમાન ! સુખની લક્ષ્મીનું કામણ રૂપ અને કુકર્મના મર્મસ્થાનને વિંધનાર ધર્મ કાર્યને વિષે તું નિષ્કપટપણે ઉદ્યમ કર. ખરેખર ધર્મની પાસે કલ્પવૃક્ષ પણ કાષ્ઠ જેવો નિઃસાર છે, ચિંતામણી રત્ન પથ્થર સમાન છે, અને કામધેનુ ગાય સામાન્ય પશુ તુલ્ય છે. ડાહ્યા પુરૂષે ધર્મના પ્રભાવથી સમૃદ્ધિ પામીને ધર્મનીજ આરાધના કરવી જોઈએ. કારણકે જો ધર્મ ન કરે તો તેનો સ્વામીદ્રોહના પાપને લીધે પાત–અધોગતિ જ થાય. ધર્મ જ સર્વ સુખની અક્ષય ખાણ રૂપ છે, તેથી સુખને ઇચ્છનાર મનુષ્યે તે ધર્મમાં જ નિરંતર યત્ન કરવો જોઇએ. તે ધર્મ સાધુ અને શ્રાવકના ભેદવડે બે પ્રકારે કહેલો છે, તેમાં તું શ્રાવક ધર્મને અંગીકાર કર. કારણકે તારી યોગ્યતા તેવીજ છે. "

આ પ્રમાણે મુનિરાજની વાણી સાંભળીને તેની બુદ્ધિ શ્રદ્ધાથી વ્યાપ્ત થઈ, તેથી તે વિદ્વાન કુમારે તેની પાસે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. કલ્પવૃક્ષની જેવા દુર્લભ ધર્મને પામી કુમારને તેવો આનંદ થયો, કે જે વાણીથી કહી શકાય નહીં. ત્યારપછી કૃતાર્થ થયેલા મુનિ પણ ફરીથી કાર્યોત્સર્ગે ઉભા રહ્યા. મહાત્માઓ આત્મહિતમાં લેશ પણ પ્રમાદ કરતા નથી. તે કુમારે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો જોઇને તે વિદ્યાધર અત્યંત આનંદ પામ્યો. તે સાધર્મિક થવાથી તેના પર અતુલ સ્નેહને ધારણ કરી તેને વિષ, કામણ, ભૂત વિગેરે મોટા દોષોનો નાશ કરનારી મોટા પ્રભાવવાળા ગુટિકા આપી. તેના આગ્રહને લીધે કુમારે તે ગુટિકા ગ્રહણ કરી, અને " અહો ! ધર્મનું મહાત્મ્ય કેવું છે ? અને અહો ! આની ઉપકાર કરવાની બુદ્ધિ કેવી છે ? " એમ વિચારી તે કુમાર વિસ્મય

પામ્યો. પછી તે સાધર્મિક કુમારની સાથે ધર્મ સંબંધી વાતચીત કરીને તે વિદ્યાધર વિદ્યાધરી સહિત પોતાને સ્થાને ગયો. દેદીપ્યમાન રૂપની લક્ષ્મીવાળો કુમાર પણ મુનિને નમસ્કાર કરી તે તીર્થરાજ ઉપરથી ઉતર્યો, અને વિવિધ પ્રકારના આશ્ચર્યવાળી પૃથ્વીને જોતો જોતો પશ્ચિમ સમુદ્રના કાંઠાની પૃથ્વી રૂપી સ્ત્રીના કપાળના ભૂષણ રૂપ રત્નપુર નામના નગરમાં આવ્યો. તે નગરમાં રૂપની સંપત્તિની મંજૂષા ( પેટી ) સમાન અને દેવાંગનાઓને તૃણ સમાન ગણનારી **મદનમંજૂષા** નામની વેશ્યા રહેતી હતી. તેણીએ અત્યંત દેદીપ્યમાન શૃંગારવાળો જાણે મૂર્તિમાન કામદેવ જ હોય એવા તે કુમારને પોતાના ઘરની પાસે જતો જોઇને વિચાર કર્યો કે—" આ યુવાનનું મુખ સૌંદર્યની સંપદાએ કરીને પૂર્ણચંદ્રને દાસરૂપ બનાવે છે, કાળું કમળ જાણે આનાં નેત્રોનું નિર્માલ્ય હોય એવું દેખાય છે, આનું વક્ષઃસ્થળ મનોહર નેત્રવાળી સ્ત્રીઓને ક્રીડા કરવા માટે સુવર્ણની શિલા સમાન છે, આના બે સ્કંધો ( ખભા ) સુવર્ણના કળશ જેવા શોભે છે, આનો કંઠ શંખનો તિરસ્કાર કરે છે, આની બે ભુજાઓ શૂરતા રૂપી હસ્તીને બાંધવાના સ્તંભ જેવી શોભે છે, તેની ભૃકુટી જાણે કામદેવનું ધનુષ્ય હોય એવી લાગે છે, તેના કેશનો સમૂહ મયૂરના પીંછા જેવો શોભે છે,, અહો ! સર્વ અંગમાં સંગ કરનારી આની સૌભાગ્ય રચના અલૌકિક જ છે. તેથી આ વૃદ્ધ થયેલા બ્રહ્માની સૃષ્ટિ જણાતી નથી. આ પ્રમાણે જોવા માત્રથી-જ તે વેશ્યા તેનાજ ધ્યાનમાં મગ્ન થઈ ગઈ, અને પૂર્વે કોઈ વખત નહીં જોયા છતાં પણ તેના પર તેણીનો અત્યંત પ્રેમ પ્રગટ થયો. તેણીને જોઈને તારચંદ્ર પણ તેણીનું સૌભાગ્ય અને પોતાની ઉપર પ્રેમ એ વિગેરે ગુણોના સમૂહથી વશ થઈને અત્યંત આનંદ પામ્યો. કામદેવથી પ્રેરાયેલી તેણીએ તેને પોતાના ઘરમાં આવવા નિમંત્રણ કર્યું, ત્યારે તે હસીને બોલ્યો કે—" હું યતિની જેમ અ-કિંચન છું–મારી પાસે કાંઇપણ નથી." ત્યારે તે પણ હાસ્ય કરીને બોલી કે—" હે દેવ ! તમારી પાસે હું ધનને ઇચ્છતી નથી, માત્ર તમારા સૌભાગ્યથી કામક્રીડાની જ ઇચ્છા રાખું છું. ધન તો મારી પાસે પ્રથમથી જ કુબેરની જેટલું અગણિત છે. તેથી પ્રસન્ન થઈને

તમારા નિવાસ વડે મારા આ આવાસ ( ઘર ) ને અલંકૃત કરો. આ પ્રમાણે અત્યંત પ્રાર્થના કરીને અંતઃકરણમાં બહુમાન ધારણ કરતી તેણીએ સ્નેહપૂર્વક પોતાના આવાસમાં તેને રાખ્યો. તેણીએ સ્નાન ભોજનાદિક વડે તેનું એટલું બધું બહુમાન કર્યું કે જેથી તે ચતુર કુમારે તેણીને પોતાને વશવર્તી સ્પષ્ટ રીતે જાણી. અહો ! આ કુમારના અદ્ભુત સૌભાગ્યનું અમે શું વર્ણન કરીયે ? કેમકે વેશ્યાએ પણ આ નિર્ધનનું પણ આટલું બધું માન કર્યું. પછી ત્યાં મોટા વિસ્તારવાળા ભોગોને તે પોતાના ઘરની જેમ ભોગવવા લાગ્યો, અને મદનમંજૂષાએ સર્વ સમૃદ્ધિ પૂર્ણ કરવાથી તે રાત્રી કે દિવસને પણ જાણતો નહોતો. આ કુમારના ભાગ્યના મહિમાની સીમા જ નહોતી, કેમકે ઉલટી વેશ્યા જ તેને અત્યંત ધન આપતી હતી. હંમેશાં ઈચ્છા પ્રમાણે પુષ્કળ ધન આપતી તેણીને જોઇને તેણીની વૃદ્ધ અક્કા ક્રોધ પામી, અને તેણીને કહ્યું કે —" હે મુગ્ધા ! નિર્ધનને વિષે અગ્રેસર એવા આ જાર પુરૂષને ફોગટ ધન આપીને તું તેને કેમ નાશ પમાડે છે ? હે તુચ્છ મતિવાળી પુત્રી ! તું આપણા કુળના આચારને પણ જાણતી નથી ? કે આપણી આખી જાતિમા કોઈએ કોઇ કામુકને કદાચિત ધન આપ્યું નથી. વેશ્યાનું ચિત્ત એક માત્ર ધનમાં જ હોય છે, તેથી તે સૌભાગ્યને, હુશીયારીને, પ્રેમને કે પરાક્રમને કાંઈ પણ ગણતી નથી. માત્ર એક ધનમાં જ લુબ્ધ થયેલી ગણિકાઓ ધનિક જો કુષ્ઠી હોય તો પણ તેને સુંદર શરીરવાળો માને છે, અને મૂર્ખ હોય તો પણ તેને પંડિત માને છે. તેથી કરીને હે પુત્રી ! આ પુરૂષ અસમાન રૂપવાળો અને ગુણલક્ષ્મીનું પાત્ર છે, તો પણ નિર્ધન પુરૂષોનો મુગટ સમાન છે, તેથી તેનો શીઘ્ર ત્યાગ કર. " આ પ્રમાણે સ્પષ્ટ વાણી વડે અક્કાએ કહ્યું ત્યારે તે વાણીની ચતુરાઈ વાળી મદનમંજૂષા બોલી કે—" હે માતા ! આપણા ઘરમાં પ્રથમથી જ માન ન કરી શકાય એટલી બધી ધન સંપદા છે. આ નિર્ધન છતાં પણ સૌંદર્યરૂપી ધન વડે અલંકૃત છે, .તેથી તેણે કેતકીના પુષ્પ સદૃશ ઉજ્વળ ગુણોએ કરીને મારૂં ચિત્ત વશ કર્યું છે, તેથી આ ચિત્ત એક ક્ષણવાર પણ અન્યને વિષે જવાને

અસમર્થ છે. તે કારણથી હે માતા ! હું જીવતાં સુધી આને મૂકી શકું તેમ નથી." આ પ્રમાણે સાંભળીને તે કુમારને વિષે તેણીનું એક ચિત્ત છે એમ નિશ્ચય કરી હૃદયમાં દુષ્ટ એવી પણ તે પાપિષ્ઠ અક્કાએ વચનથી તેણીનું વાક્ય માન્યું. પરંતુ તે કુમારને કાઢવાના ઉપાય માટે તેના મરણનો તેણીએ વિચાર કરી દાસીઓની પાસે તેને ભોજનમાં વિષ અપાવ્યું. પણ સૂર્યના પ્રભાવથી અંધકારની જેમ ગુટિકાના પ્રભાવથી તે વિષ કુમારનો અપકાર કરી શક્યું નહીં. ફરીથી તે અક્કાએ મહા તેજસ્વી તે કુમારની ઉપર ગુપ્ત રીતે કામણ વિગેરે કુકર્મો કરાવ્યાં, તે પણ ગુટિકાના પ્રભાવથીજ તેનો પરાભવ કરી શક્યા નહીં. તેણીના સર્વ પ્રયાસો નિષ્ફળ જવાથી તેણીએ વિચાર્યું કે—"વિષાદિકથી આ મરી શકે તેમ નથી, અને શસ્ત્રાદિકથી સાક્ષાત્ હણવામાં સહન ન થઇ શકે તેવો મોટો અપવાદ મને પ્રાપ્ત થાય, તથા આ કુમાર અહીં રહેશે ત્યાં સુધી ધનનો વ્યય તેવોને તેવો જ છે." આ પ્રમાણે તેણીનું મન ચિંતારૂપ ચિતાથી વ્યાપ્ત થયું, તેથી તેણી ઘરને વિષે જરાપણ રતિ-પ્રીતિને પામતી નહોતી, ત્યારે સમયને નિર્ગમન કરવાના હેતુથી તેણી દાસીઓ સહિત સમુદ્રના કાંઠા પર રહેલા વનમાં ગઈ. ત્યાં તેણીએ સમુદ્રને કાંઠે એક વહાણ જોયું. તે જોઇ તેણીએ નાવિકોને સ્પષ્ટ રીતે પૂછયું કે—"આ વહાણ ક્યાંથી આવ્યું છે ? ક્યાં જવાનું છે ? અને અહીંથી ક્યારે ચાલવાનું છે ?" ત્યારે તેઓ બોલ્યા કે—"રત્નદ્વીપથી આ વહાણ આવેલું છે, અને આજે રાત્રીએ રત્નદ્વીપ તરફ જ જવાનું છે." આ જવાબ સાંભળીને તે દુષ્ટ અક્કા હર્ષ પામી. પછી માયા કપટમાં હુશિયાર તે અક્કાએ કાંઈક ચિત્તમાં ઉપાય વિચારીને વહાણના સ્વામી પાસે આવીને કહ્યું કે—"હે શ્રેષ્ઠી ! હું મારા પુત્ર સહિત તમારી સાથે આવવા ઇચ્છું છું." ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું કે—"હે માતા ! જો તમારે અમારી સાથે આવવા ઇચ્છા હોય તો પુત્રને લઈને મધ્યરાત્રીએ તમારે અહીં આવવું. તે વખતે અમારા વહાણને પ્રયાણ કરવાનું મુહૂર્ત છે" તે સાંભળીને "બહુ સારૂં" એમ કહી અક્કા પોતાને ઘેર ગઇ. પછી સાંજ સમયે કુમારને ઘણી

મદિરા પાઈ. તેથી તે ભોગ ક્રીડાથી શાંત થઈ સુઇ ગયો. મધ્યરાત્રીએ ગાઢ નિદ્રાવાળા તેને જોઇને અક્કા હર્ષ પામી, અને પોતાની દાસીઓ પાસે તેને ઉપડાવીને વહાણની સમીપે આણ્યો. ત્યાં વહાણના સ્વામીને તેણીએ કહ્યું કે—"હું અને મારો પુત્ર આવ્યા છીએ." એમ કહી, કુમારને વહાણમાં સુવાડ્યો. પછી પોતે વહાણની તૈયારી કરવામાં વ્યગ્ર થયેલા જનોને છેતરીને પોતાને ઘેર જતી રહી. અહો ! સ્ત્રીઓનું કપટ કેવું હોય છે ? પછી તેણીએ પુત્રીનો મોતીમય હાર ગુપ્ત રીતે સંતાડી દીધો સ્ત્રીઓનું ચરિત્ર મહાસાગરની જેમ અતિ ગંભીર હોય છે. પછી પ્રાતઃકાળ થતાં મદનમંજૂષા જાગૃત થઈ, અને પોતાના પ્રાણેશને ઘરમાં નહીં જોવાથી અત્યંત ખેદ પામવા લાગી. તેણીએ પોતાની સખીઓ પાસે સમગ્ર નગરમાં શોધ કરાવી, પરંતુ સમુદ્રમાં પડી ગયેલા રત્નની જેમ કોઈ પણ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહીં. ત્યારપછી નેત્રમાંથી પડતા અશ્રુવડે જેણીનું મુખ મલિન થયું હતું એવી મદનમંજૂષા અત્યંત વિહ્વળ થઈને વિલાપ કરવા લાગી કે—"હા હા ! શ્રેષ્ઠ ગુણોના શ્રૃંગાર ! અને સૌભાગ્ય લક્ષ્મીના નિધાન ! હે જીવતેશ ! મને તમારે આધીન જીવિતવાળીને જાણતા છતાં તમે મને મૂકીને ક્યાં ગયા ? મેં તમારો કાંઈ પણ અવિનય કર્યો નથી, તમારી આજ્ઞા પણ લોપી નથી, તો હે સ્વામી ! મને અપરાધ રહિતને તમે સહસા કેમ તજી દીધી ? તમારા વિના આ લક્ષ્મી, આ આભૂષણો, આ અદ્ભુત ક્રીડા ઘર અને આ મારૂં જીવિત પણ અરણ્યના પુષ્પની જેમ નિરર્થક છે." આ પ્રમાણે વિલાપ કરી ઘેલી બનેલી તે ભોજન કરતી નહીં, અને પાણી પણ પીતી નહીં. માત્ર વિરહના દુઃખથી શૂન્ય મનવાળી જ રહી. પછી વૃદ્ધાએ તેણીને કહ્યું કે—"હે પુત્રી ! તું અસ્થાને કેમ શોક કરે છે ? જો તે નિર્ધન પોતે જ જતો રહ્યો, તો ઘરમાંથી અળસ ( અલચ્છી ) ગઈ. પરંતુ કાંઈ પણ લઈને તો નથી ગયોને ?" એમ બોલીને તે દંભના ઘરરૂપ અક્કા સંભ્રાંત થઈને ઘર સંભાળવા લાગી. તેટલામાં મદનમંજૂષાએ પોતાના આભૂષણની પેટી ઉઘાડી જોયું, તો અંદર લક્ષ રૂપીયાના મૂલ્યવાળો પોતાનો હાર દીઠો નહીં. તે જાણીને અક્કા

કોપનો આટોપ-આડંબર કરી બોલી કે—" હે પાપણી ! જો. તે દુષ્ટે હાર ચોરીને તને છેતરી-લુંટી. તું એજ લાગની છે, તારો હાર ચોરાયો તે ઠીક થયું. " આ રીતે તેણીનો તિરસ્કાર કરીને તેણીને ખાવા પીવામાં પ્રવર્તાવી. પછી કેટલાક દિવસ ગયા પછી તેવા પ્રકારે અક્કાએ કુમારને છેતરીને કાઢી મૂક્યો, એ વાત દાસીઓ પાસેથી સાંભળીને મદનમંજૂષાએ ક્રોધથી અક્કાને ઠપકો આપ્યો કે—" હે માતા ! તેં જ મારા ભર્તારને છેતરીને કાઢી મૂક્યો છે, નહીં તો મરતા સુધી તે મને મૂકીને જાય જ નહીં. હે માતા ! ઘરમાં ન માય એટલું ધન ઉપાર્જન કરીને મેં તને આપ્યું છે, તોપણ તને તૃપ્તિ થઇ નહીં. અહો ! લોભ મનુષ્યોનો કેવો પરાભવ કરે છે ? કદાચ સમુદ્ર પાણીથી તૃપ્ત થાય, અગ્નિ કાષ્ટ વડે તૃપ્ત થાય, યાચક-જન દાન વડે તૃપ્ત થાય, પ્રાણી સુખ ભોગવીને તૃપ્ત થાય, અને કદાચ રાજા પણ કોશવડે તૃપ્ત થાય, તો પણ વેશ્યા જન દ્રવ્યવડે તૃપ્ત થાય જ નહીં. હે માતા ! તારે મનમાં એવો દુષ્ટ અભિપ્રાય સ્વપ્નમા પણ વૃથા ધારવો નહીં, કે આ પુત્રી સાધારણ સ્ત્રી ( વેશ્યા ) નો ધર્મ હવે અંગીકાર કરશે. આટલા દિવસ તો મેં તારા વચનથી જેમ તેમ ચેષ્ટા કરી, પરંતુ હે માતા ! હવે તું મારી પ્રતિજ્ઞા સાંભળ—હે માતા ! ભલે હું વિષ ખાઇશ, અને અગ્નિમાં પણ પ્રવેશ કરીશ. પરંતુ તારચંદ્ર વિના બીજા કોઇ પુરૂષને મારૂં અંગ સ્પર્શ કરશે નહીં. " આ પ્રમાણે કહીને સતીની જેમ નિર્મળ શીલનું પાલન કરતી તે સમ્યક્પ્રકારે પતિવ્રતાના અતિકઠીન-દુઃખેથી આચરી શકાય એવા આચારને પાળવા લાગી. તેણી શોભાને માટે સ્નાન કરતી નહીં, મધુર ભોજન જમતી નહીં, શરીરનો સંસ્કાર કરતી નહીં, સારા વસ્ત્રો પહેરતી નહીં, નેત્રમાં અંજન આંજતી નહીં, કોઈના સાથે વાતચીત કરતી નહીં, પોતાના ઘરની બહાર નીકળતી નહીં, શરીર પર અંગરાગ (વિલેપન) માં અનુરાગ ધરતી-લગાડતી નહીં, સંગીત કરાવતી નહીં, અને ગીત સાભળતી નહીં, અહો ! વેશ્યા છતા પણ તે કુલ સ્ત્રીની જેમ તે સ્વામી ઉપર જ તલ્લીન મનવાળી જ રહેવા લાગી. તેમજ તે હૃદય ઉપર હારને ધારણ કરતી નહીં, કપાળે તિલક ( ચાંદલો ) કરતી નહીં, હાથમાં કંકણ પહેરતી

નહીં, ભુજામાં બાજુબંધ પહેરતી નહીં, અને ચરણમાં નૂપુર પહેરતી નહીં, પરંતુ સમગ્ર અંગમાં કેવળ શીલરૂપી આભૂષણને જ ધારણ કરતી હતી.

અહીં મધ્યરાત્રીએ તે વહાણ ચાલ્યા પછી પ્રાતઃકાળ થતાં તારચંદ્ર કુમાર જાગૃત થયો, અને ચોતરફ જળ જોઈને તે વિચારવા લાગ્યો કે—" શું આ હું સ્વપ્ન જોઉં છું ? કે મારી મતિનો કાંઇ ભ્રમ થયો છે ? કે શું આ કોઇની ઈંદ્રજાળ છે ? અથવા શું કોઈએ મારી દૃષ્ટિ બાંધી છે ? અથવા શું આ મારી મૂર્છાઅવસ્થા છે ? અથવા શું આ કોઇ દેવની વિકુર્વણા છે ? અથવા તો આ હું અનલ્પ કલ્પનાઓ વૃથા જ કરૂં છું. કેમકે આ પ્રત્યક્ષ રીતે જ સમુદ્ર દેખાય છે. અને આ વહાણ પણ પ્રત્યક્ષ જ છે. અહીં મને કોઈએ કૌતુકથી કે કપટથી આણેલો છે. અથવા તો ઠીક. મેં જાણ્યું, કે તે દુષ્ટતાને ધારણ કરનારી અક્કાની જ આ ચેષ્ટા છે. કેમકે વેશ્યાઓના કપટની ચતુરાઇનું પ્રમાણ જ નથી. " આ પ્રમાણે તારચંદ્ર ચિંતાતુર હતો, તે વખતે વહાણનો સ્વામી તેને અકસ્માત જોઇને તથા ઓળખીને પ્રસન્ન થયો, તેથી તેણે તત્કાળ ઉભા થઈ તે કુમારને નમસ્કાર કરીને આલિંગન કર્યું. તારચંદ્ર પણ પોતાના મિત્ર કુરૂચંદ્રને ઓળખી હર્ષિત થયો. પછી કુરૂચંદ્રે તેને કહ્યું કે—" હે મિત્ર ! ખોવાઇ ગયેલા ચિંતામણિ રત્નની જેમ આજે તમારૂં દર્શન મને અકસ્માત થયું. હે મિત્ર ! તમે કયે કયે સ્થાને ફર્યા ? તમારા શરીરે નીરોગતા શી રીતે થઈ ? અને અહીં અકસ્માત્ આગમન શી રીતે થયું ? તે સર્વ મને કહો. " આ પ્રમાણે તેના પૂછવાથી તારચંદ્ર કુમારે સમેતશિખર પર્વત ઉપર ગમન, ત્યાં થયેલું નીરોગીપણું વિગેરે વૃત્તાંતથી આરંભીને અક્કાની વંચનાપર્યંત સર્વ હકીકત કહી સંભળાવી. તે સાંભળીને કુરૂચંદ્રનાં નેત્રો અત્યંત વિસ્મય પામવાથી વિકસ્વર થયા. અને તેના જાગૃત સદ્ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યો. પછી રાજપુત્રે તેને પૂછ્યું કે–" હે મિત્ર ! તારૂં અહીં આગમન શી રીતે થયું ? " આ પ્રમાણે પૂછવાથી તે મંત્રીપુત્ર બોલ્યો કે–"હે મિત્ર ! શ્રાવસ્તી નગરીમાંથી તમે નીકળ્યા, ત્યારે તમારા વિયોગથી દુઃખી થયેલા રાજા મહેલમાં કે

ઉદ્યાનમાં કોઇપણ ઠેકાણે રતિને પામ્યા નહીં. તમારી શોધને માટે સર્વ દિશાઓમાં પોતાના સેવકો મોકલ્યા, પરંતુ કોઈએ તમારી ખબર પણ આણી નહીં. પછી તમારા વિના દુઃખી થતો હું ક્ષણમાત્ર પણ રહી શક્યો નહીં, તેથી રાજાની આજ્ઞા લઈને તમારી શોધ માટે હું ત્યાંથી નીકળ્યો, અને તમારા વિરહથી આકુળવ્યાકુળ થયેલો હું અનેક દેશોમાં ભટક્યો, પરંતુ પુણ્યહીન પુરૂષ જેમ નિધાનને ન પામે એમ હું તમને પામ્યો નહીં. ત્યારપછી વહાણનો સ્વામી થઈને અન્ય દ્વીપમાં તમારી શોધ કરવાની ઇચ્છાથી જતાં આજ અહીં તમારૂં અકસ્માત દર્શન થયું. આજે મારો પ્રયાસ સફળ થયો, દેવતાની આશીષ ફળીભૂત થઈ, અને મારૂં ભાગ્ય પણ જાગૃત થયું, કે જેથી તમારૂં દર્શન મને થયું. શ્રાવસ્તી નગરીમાં સર્વે ક્ષેમ કુશળ છે, પરંતુ તમારા વિયોગરૂપી મહાવ્યાધિ રાજાદિકને નિરંતર બાધા-પીડા કરે છે. તેથી હે કૃપાસાગર! તમારા દર્શનથી થતા આનંદ રૂપી અમૃત રસનું સિંચન કરવાથી પિતાદિકના ચિત્ત સંતાપને શાંત કરો." આ પ્રમાણે કુરૂચંદ્રનું વચન સાંભળીને વિકસ્વર બુદ્ધિવાળો તારચંદ્ર માતા પિતાના દર્શન કરવા માટે અત્યંત ઉત્કંઠિત થયો. તેથી શીઘ્રપણે વિશેષ જ્ઞાનવાળો કુમાર સમુદ્રને ઓળંગીને કુરૂચંદ્ર સહિત પોતાની નગરી તરફ ચાલ્યો. પછી અનુક્રમે સતત્ પ્રયાણો વડે તે પોતાની નગરી સમીપ આવી પહોંચ્યો. તેની ખબર મળતાં રાજા પોતે સર્વ સામંતો અને મંત્રીઓ સહિત તેની સન્મુખ આવ્યો. દૂરથી દૃષ્ટિને સુભગ (પ્રિય) એવા પોતાના પુત્રને જોઇને, પૂર્ણ ચંદ્રને જોઇને સમુદ્રની જેમ રાજા ઉલ્લાસ પામ્યો. કુમાર પણ પિતાને જોઇને અલૌકિક આનંદ પામ્યો, કે જે આનંદને કેવળજ્ઞાની અથવા તે એક પોતેજ જાણતો હતો. તે કુમાર વિનયથી નમ્ર થઈ પિતાના ચરણકમળને નમ્યો. પિતાએ પણ તેને ગાઢ આલિંગન કરી તેના મસ્તક પર ચુંબન કર્યું. રાજાના હૃદયમા સ્વચ્છ વાત્સલ્ય (પ્રેમ) ઉછળવા લાગ્યું, તેથી તેણે જન્મોત્સવની જેમ પુત્રના આગમનનો મોટો ઉત્સવ કર્યો. તે વખતે ઘણા ગાયકોના સમૂહો કુમારની ગુણશ્રેણીનું ગાયન કરવા લાગ્યા, નગરીના

લોકો તેના સૌભાગ્યની સ્તુતિ કરવા લાગ્યા. ઘણા વાજિંત્રોના શબ્દોવડે સર્વ દિશાઓ શબ્દમય ગાજી રહી, તથા આગળ અનેક નટીના પેડક ( પેડા ) નું નાટક થવા લાગ્યું, આ રીતે ઉત્સવપૂર્વક કુમારને હસ્તીના સ્કંધ પર બેસાડી મસ્તક પર છત્ર ધારણ કરી રાજાએ આનંદથી પુર પ્રવેશ કરાવ્યો, અને પોતાના મહેલમાં લઇ ગયો. પછી પિતાની આજ્ઞાથી તે કુમારે અગણિત પવિત્ર લાવણ્ય વડે દેવાંગનાઓનો પરાજય કરનારી રાજકન્યાઓનું પાણિગ્રહણ કર્યું.

એકદા રાત્રીને પર્યંતે વિશેષ જ્ઞાનીઓમાં શેખર સમાન રાજા [1]બે પ્રકારે જાગૃત થઇ વિચાર કરવા લાગ્યો કે—" પૂર્વના પુણ્યથી પ્રાપ્ત કરેલી આ રાજ્યલક્ષ્મી ભોગવવાથી દીપકની લક્ષ્મી જેમ તેલનો નાશ કરે છે, તેમ તે પૂર્વના પુણ્યનો નાશ કરે છે. એટલે કે જેમ જેમ રાજ્યલક્ષ્મી ભોગવાતી જાય છે, તેમ તેમ પૂર્વના પુણ્યનો નાશ થતો જાય છે. તેથી કરીને જ્યાં સુધીમાં તે પૂર્વનાં પુણ્યોનો ક્ષય ન થાય, તેટલામાં બીજાં નવાં પુણ્યો ઉપાર્જન કરવાં, તે હવે મારે યોગ્ય છે. ધન રહિત મનુષ્યને જેમ વેશ્યા તજી દે છે, તેમ પુણ્યહીન પુરૂષને જો કે તે સર્વ કળાથી યુક્ત હોય તોપણ લક્ષ્મી દૂરથી તજી દે છે. જેમ નવા મેઘની વૃષ્ટિએ કરીને પૃથ્વી ઉપર ચોતરફથી લતાઓ (ઔષધિઓ) અંકુરાવાળી થાય છે, તેમ પુણ્ય વડે પ્રાણીઓને ચોતરફથી સંપદાઓ અંકુરિત થાય છે—પ્રાપ્ત થાય છે. પરભવમાં જીવ એક પુણ્યથીજ સુખી થાય છે, બીજા [2]કોઇથી સુખી થતો નથી, કેમકે પરભવમાં જીવની પાછળ જેમ પુણ્ય જાય છે, તેમ બીજા કોઇ જતા નથી. વળી કુમાર પણ સામ્રાજ્યનો ભાર ઉપાડવામાં સમર્થ છે, તેથી તેને રાજ્ય સોંપીને મારે દીક્ષા લેવી યોગ્ય છે. " આ પ્રમાણે ધ્યાનની શ્રેણીવડે તેના મનમાં પ્રકાશ પ્રગટ થયો, અને પૃથ્વી તળ ઉપર સૂર્યના તેજ વડે પ્રકાશ પ્રગટ થયો. ત્યાર પછી પ્રાતઃકાળે જિન પૂજાદિક ધર્મ કાર્ય કરીને કૃત્યને જાણનાર રાજાએ અમાત્યો અને સામંતોને બોલાવીને પોતાનો અભિપ્રાય જણાવ્યો. બળાત્કારે તેમની સંમતિ લઇને રાજાએ મોટા ઉત્સવ પૂર્વક તારચંદ્રને સામ્રાજ્ય આપ્યું. ત્યારપછી અભંગ વૈરાગ્યના

૧ દ્રવ્ય અને ભાવથી. ૨ ધન પુત્રાદિકથી.

રસના પૂરવડે તરંગવાળા થયેલા રાજાએ સર્વે જિનચૈત્યોને વિષે અષ્ટાન્હિકા ઉત્સવ કરાવ્યો, અને પછી આચાર્યની સમીપે દીક્ષા ગ્રહણ કરી. પંડિતો હંમેશાં અવસર પ્રમાણે કાર્ય કરનાર હોયજ છે. પછી સુંદર ચારિત્રનું પાલન કરી દુષ્કર તપસ્યા કરી તે રાજર્ષિ સ્વર્ગ સંપત્તિને પામ્યા. તપસ્વીઓને શું દુર્લભ છે?

ત્યારપછી તારચંદ્ર રાજા નવા ઉદય પામેલા સૂર્યની જેમ દીપતો હતો. તેનો ઉદય થવાથી શત્રુઓ અંધકારની જેમ ક્ષણક્ષણુ વારમાં ત્રાસ પામતા હતા. રાજાએ કુરૂચંદ્રને મુખ્ય પ્રધાનનું સ્થાન આપ્યું. મોટાઓની પ્રીતિ પ્રાણીઓને કલ્પલતા જેવી થાય છે. એકદા રાજાએ રત્નપુર થકી આવેલા કોઈ મનુષ્યના મુખથી સાંભળ્યું કે-"મદનમંજૂષા વિરહની પીડાથી દુઃખી અવસ્થા ભોગવે છે, અને પતિવ્રતાનો ધર્મ પાળે છે." તે સાંભળીને તેણીના અપાર સ્નેહનું સ્મરણ કરી રાજાના હૃદયમાં પ્રેમના તરંગો ઉછળ્યા. પછી તેણે પોતાના સેવકો મોકલીને અક્કા સહિત મદનમંજૂષાને શીઘ્ર પોતાના નગરમાં તેડાવી. તે જ્યારે નગરની સમીપે આવી, ત્યારે રાજાની આજ્ઞાથી સમગ્ર પ્રધાનો તથા સામંત રાજાઓ તેણીની સન્મુખ ગયા. કારણકે શીળ જ નમવા યોગ્ય છે. તેણીનું સતીપણું જોઈને અમાત્યાદિક સર્વે અત્યંત વિસ્મય પામ્યા, અને મોટા ઉત્સવપૂર્વક તેણીને રાજમંદિરમાં લાવ્યા. ગ્રીષ્મઋતુની નદીની જેમ તેણીનું લાવણ્યતા રૂપી જળ ક્ષીણ થયું હતું, હંસની જેવા નૂપુરથી તે રહિત હતી. વિલાસ રૂપી તરંગો તેણીને વિષે હતા નહીં, તે મળરૂપી કાદવે કરીને મલિન દેખાતી હતી, તેણીના શરીર પર અલ્પ [1]સ્વર્ણની સ્થિતિ જોવામાં આવતી હતી, જીર્ણ અને મલિન વસ્ત્ર રૂપી સેવાળવાળી તે લાગતી હતી, તથા તેણીના હસ્ત, પાદ અને નેત્ર રૂપી કમળો અત્યંત મ્લાન પામેલા-કરમાઇ ગયેલા હતા. આવા પ્રકારની વેશ્યા છતાં સતીરૂપ પોતાની પ્રિયાને જોઇ રાજા અત્યંત વિસ્મય પામ્યો. પ્રથમ તો રાજા તેણીને અકત્રિમ

---

૧ સૌભાગ્યના ચિંન્હ રૂપ થોડું થોડું સુવર્ણનું આભૂષણ હતું, નદીના પક્ષમાં સુ-અર્ણસ્ એટલે સારૂં જળ કોઇ કોઇ ઠેકાણે જોવામાં આવતું હતું.

પ્રીતિનાં વચનો વડે પ્રસન્ન કરી, પછી મનોહર વસ્ત્રો અને શ્રેષ્ઠ સુવર્ણનાં આભરણો વડે પ્રસન્ન કરી. મદનમંજૂષાએ પણ પ્રિયતમની પ્રાપ્તિથી ઉત્પન્ન થયેલા હર્ષરૂપી અમૃતના પૂરથી વિરહ રૂપી અગ્નિથી તાપ પામેલા આત્માને શાંત કર્યો. સતી સ્ત્રીઓમાં અગ્રેસરી તેણીને રાજાએ પટ્ટરાણી બનાવી. ગુણો જ [1] ગૌરવતાનું સ્થાન છે, પણ ગુણ રહિત માત્ર કુલાદિક ઉત્તમ હોય તો તે ગૌરવતાનું સ્થાન નથી. રાજાએ હારની ચોરીનું કલંક આપનારી અક્કાનો તિરસ્કાર કર્યો, અને તેણીના નાક કાન કાપવાની આજ્ઞા કરી. કહ્યું છે કે—

" वधबन्धच्छिदाद्यं हि प्ररूढः पापपादपः ।
इह लोके फलं दत्ते परलोके तु दुर्गतीः ॥ "

"પાપ રૂપી વૃક્ષ વૃદ્ધિ પામે ત્યારે વધ, બંધન અને છેદન વિગેરે આ લોકમાં ફળ આપે છે, અને પરલોકમાં દુર્ગતિ રૂપ ફળ આપે છે."

પછી મદનમંજૂષા રાણીએ વિનંતિ કરીને તેણીને રાજા પાસેથી છોડાવી. મેઘની વૃષ્ટિની જેમ સત્પુરૂષોની કૃપા સર્વત્ર સરખી જ હોય છે. રાજાએ તત્કાળ તે હાર અક્કા પાસે મંગાવીને હર્ષથી મદનમંજૂષાને અપાવ્યો. પતિ ઉપરની પ્રીતિ સ્ત્રીઓને કલ્પલતા જેવી થાય છે. એકદા તે નગરના ઉદ્યાનમાં સમગ્ર આગમોને જાણનાર સર્વ મુનિઓને વિષે ઇંદ્ર સમાન ગુણસાગર નામના સૂરિ પધાર્યા. ઉદ્યાન પાળકે ગુરૂનું આગમન રાજાને જણાવ્યું, ત્યારે તે મેઘના આગમનથી મયૂરની જેમ અત્યંત પ્રસન્ન થયો, અને તેથી કરીને એક મુગટ સિવાય સર્વ અંગોના અલંકારો રાજાએ તેને આપ્યા. અહો ! ગુરૂને વિષે ભાગ્યવંતોની ભક્તિ કોઇ અલૌકિક જ હોય છે. ત્યારપછી સમગ્ર સામંત અને મંત્રીઓ સહિત રાજા ઉદ્યાનમાં ગુરૂને વાંદવા ગયો. રાજા વિગેરે સર્વે વિધિપૂર્વક ગુરૂને નમસ્કાર કરી ઉચિત આસને સન્મુખ બેઠા, ત્યારે ગુરૂએ પાપનો નાશ કરનારી ધર્મદેશના આપી.

---

૧ બહુમાનનું

ચંદ્રિકાનું પાન કરીને ચકોરની જેમ રાજા તે ધર્મદેશનાનું પાન કરીને પ્રસન્ન થયો, અને પુરજનો સહિત ધર્મના રંગમાં તત્પર થઇ પોતાને ઘેર ગયો. પછી સ્નાન, જિનપૂજા અને ભોજન વિગેરે વિધિને કરીને સુખાસન ઉપર બેઠેલો રાજા શુદ્ધ બુદ્ધિથી વિચાર કરવા લાગ્યો કે—“ જેઓ હંમેશાં કર્ણની તૃપ્તિ થાય ત્યાં સુધી ગુરૂની વાણીનું પાન કરે છે, તે પુરૂષોને ધન્ય છે, તેઓ જ પુણ્યશાળી છે, અને તેઓનો જન્મ જ સફળ છે. જેઓ ગુરૂના ઉપદેશથી હંમેશાં વિધિપૂર્વક ધર્મકાર્યને કરે છે, તે પુરૂષો ધન્યથી પણ અત્યંત ધન્ય છે. અમારો આત્મા તો હંમેશાં રાજ્યની શૃંખલા (સાંકળ) થી બંધાયેલો હોવાથી અમારા દિવસો પશુની જેમ નિષ્ફળ જાય છે અને આવે છે. ગુરૂને પોતાના ઘરમાં સ્થાપન કરી તેમની સેવામાં તત્પર થઇ તેમણે કહેલા વિધિ પ્રમાણે ધર્મનું સેવન કરવું એ ભાગ્યવાન જ કરી શકે છે. નિર્મળ બુદ્ધિવાળો જે પુરૂષ મુનિરાજને વસતિનું દાન આપે છે, તે પોતાના આત્માને શીઘ્રપણે મુક્તિપુરીમાં વસાવે છે ગુરૂને વસતિનું દાન આપીને બુદ્ધિમાન પુરૂષ પોતે સંસાર સમુદ્રને તરી જાય છે, એટલું જ નહીં, પરંતુ ચાર પ્રકારનો શ્રી સંઘ પણ તરે છે. તે હસ્તિપાળ રાજા ખરેખર શ્લાઘા કરવા લાયક છે, કે જેણે દાણ ચૂકવવાની શાળામાં શ્રી વીર પ્રભુને ચાતુર્માસ રાખીને પુણ્ય સત્ર વિસ્તાર્યું. હું તો રાજ્યની વ્યગ્રતાને લીધે ઉદ્યાનમાં ગુરૂને વંદન કરવા નિરંતર જઈ શકતો નથી, તેમજ સમગ્ર લોક પણ જઇ શકતા નથી. તેથી ગુરૂને ઉદ્યાનમાંથી બોલાવીને પોતાના ઘરમાં સ્થાપન કરીને ધર્મનું શ્રવણ કરૂં, તેનું સેવન કરૂં અને જન્મ સફળ કરૂં.” આ પ્રમાણે વિચારીને લાખો કુશળ પુરૂષો હાજર છતાં પણ રાજા પોતે જ ગુરૂને નિમંત્રણ કરવા ગયો. અહો! તેનું વિવેકીપણું કેવું અદ્‌ભુત છે? રાજાએ મોટા ઉત્સવના સમૂહવડે નગરમાં પ્રવેશ કરાવી કલ્પવૃક્ષની જેમ તે ગુરૂને પોતાના મહેલમાં સ્થાપન કર્યા. પછી તે સર્વ સામંતો અને પુરજનો વિગેરે સહિત હંમેશાં ગુરૂ પાસે ધર્મદેશના આદર સહિત સાંભળવા લાગ્યો. તેમની દેશનારૂપી જ્યોતિવડે માણસોના હૃદયનું અજ્ઞાન નાશ

પામ્યું. તેથી તેઓએ અભંગ સમ્યક્ ધર્મ માર્ગનો અંગીકાર કર્યો. તેમાં કેટલાએકે અત્યંત ઉગ્ર મિથ્યાત્વનો ત્યાગ કરીને મુક્તિ રૂપી સ્ત્રીના નિશ્ચળ સંકેતસ્થાન રૂપ સમકિતને અંગીકાર કર્યું, કેટલાક જનોએ સ્વર્ગરૂપી મહેલ ઉપર ચડવાનાં જાણે પગથીયાં હોય, એવાં બાર શ્રાવક વ્રતોને વિધિપૂર્વક ગ્રહણ કર્યાં, કેટલાએકે સુંદર સંવેગના રંગથી મોટી સંપદાનો ત્યાગ કરી ચારિત્ર રૂપી સામ્રાજ્યને હર્ષથી ગ્રહણ કર્યું, તથા કેટલાએકે જાણે સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મીના સત્યંકાર[1] હોય, એવા સામાયિક, જિનપૂજા, વિગેરે ઘણા નિયમોને હર્ષથી સ્વીકાર કર્યા. આ પ્રમાણે સંખ્યાબંધ મનુષ્યો વિવધ ધર્મકર્મમાં તત્પર થયા, પરંતુ કુરૂચંદ્ર મંત્રી ગુરૂકર્મી હોવાથી ધર્મનો પ્રતિબોધ પામ્યો નહીં. કહ્યું છે કે—

" जगतीनयनानन्दसंपादनपरायणा ।
चन्द्रिका न हि चौराय रोचते रुचिराऽप्यहो ॥ "

" જગતના જીવોનાં નેત્રોને આનંદ પમાડવામાં તત્પર મનોહર ચંદ્રિકા પણ ચોરને રૂચતી નથી. "

તે કુરૂચંદ્ર તારચંદ્ર રાજાની દાક્ષિણ્યતાથી જ ગુરૂનો સેવક થઇ તેમને વંદના કરવી તથા તેમની સન્મુખ જવું વિગેરે વિનય કરતો હતો. પુરના લોકોને ધર્મમાં તત્પર જોઇને તથા કુરૂચંદ્રને ધર્મની અરૂચિવાળો જોઇને રાજા હર્ષ તથા વિષાદને પામતો હતો. રાજાએ વિચાર્યું કે—" આ હંમેશાં મારી સાથે જ ધર્મોપદેશનું શ્રવણ કરે છે, તોપણ અલ્પબુદ્ધિવાળો તે પ્રતિબોધ પામતો નથી. સમગ્ર કળાઓમાં આ અત્યંત કુશળ છે, તોપણ ધર્મને વિષે તેની કુશળતા થઈ નહીં. કુકર્મનો વિપાક કેવો દુઃખદાયક છે ? વિશ્વને અંધ કરનાર આ કુકર્મને ધિક્કાર હો, કે જે કુકર્મને લીધે સર્વનો ઉપકાર કરવામાં તત્પર એવા સદ્ધર્મને વિષે પણ જીવોની અરૂચિ ઉત્પન્ન થાય છે. આ મંત્રી મારી સાથે બાલ્યાવસ્થાથી જ મૈત્રીને પામેલો છે, અને તે મૈત્રીને લીધેજ તેને મેં મહામંત્રીનું પદ આપ્યું છે. પરંતુ જ્યાં સુધી એને હું ધર્મકર્મમાં પ્રવીણ ન કરૂં, ત્યાંસુધી તે મિત્રનો મેં શો ઉપકાર કર્યો કહેવાય ? કાંઇજ નહીં. કહ્યું છે કે—

૧ સાંટું–કબૂલાત ( કરાર )

" उपकारो ह्यनल्पोऽपि प्रयाति व्ययमैहिकः ।
स्वल्पोऽप्यनल्पतामेति स पुनः पारलौकिकः ॥ "

" આ લોક સંબંધી મોટો ઉપકાર પણ ક્ષય પામે છે, પરંતુ પરલોક સંબંધી અલ્પ ઉપકાર પણ મોટો થાય છે—મોટા ફળને આપનાર થાય છે. "

હંમેશાં મુનિઓના અતિચાર રહિત આચારને જોવાથી કદાચ આને પ્રતિબોધ થશે; તો એને જ ઘેર હું ગુરૂને સ્થાપન કરવું, તે યોગ્ય છે." આ પ્રમાણે વિચારીને રાજાએ મંત્રીને કહ્યું કે—"અપાર રાજકાર્યના સમૂહના વ્યાપારમાં તમે વ્યગ્ર રહો છો, તેથી ગુરૂની પાસે જવાનો વધારે વખત તમને મળતો નથી. તે માટે હે મંત્રીશ ! તમારા ઘરમાંજ મુનિશ્વરોને તમે રાખો; અને તેમની પાસે વિધિ પ્રમાણે ધર્મ શ્રવણ કરો. કારણકે ધર્મજ અપાર સંસાર સાગરમાં પાળ સમાન છે, સર્વ આપત્તિઓનો નાશ કરવામાં કેતુ સમાન છે, અને સમસ્ત સુખ સંપદાનું કારણ છે. ધન, સ્વજન અને શરીરાદિક પણ જો ધર્મના ઉપયોગમાં ન આવતા હોય, તો તે સર્વે પ્રાણીઓને દુરંત દુર્ગતિમાં પાડવાના હેતુ રૂપ થાય છે." આ પ્રમાણે નરેંદ્રની આજ્ઞા થવાથી તેની આજ્ઞાને વશ થયેલા મંત્રીશ્વરે તે ગુરૂઓને પોતાને ઘેર સ્થાપન કર્યા, અને રાજાની દાક્ષિણ્યતાથી હંમેશાં તેમની પાસે ધર્મશ્રવણ કરવા લાગ્યો. પુરૂષોને આ દાક્ષિણ્યતાનો ગુણ પણ ઓછો નથી. ગુરૂના રસવાળા ઉપદેશ વડે મંત્રી વિસ્મય પામતો હતો. સાકરને બળાત્કારે મુખમાં નાંખી હોય, તો પણ શું તે સ્વાદિષ્ટ ન લાગે ? તેઓની દૂષણ રહિત સર્વ ક્રિયાઓને જોઇ જોઈને તે અનુમોદના કરતો કે —" આ મુનિઓ જિતેંદ્રિયો છે, શાંત સ્વભાવવાળા છે, સમ્યક્ પ્રકારના આચારમાં તત્પર છે, અહો ! નિરંતર સંગ રહિત છે, સંવેગ રૂપી અમૃતના સાગર સમાન છે, સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર છે, શાસ્ત્રોક્ત વિધિને કરનારા છે, તેઓનો ધર્મ પૂર્વાપરના વિરોધ રહિત તથા દૂષણ રહિત છે. " આ પ્રમાણે તેણે ધર્મના અનુરાગ ( પ્રીતિ ) વડે બોધિબીજ ઉપાર્જન કર્યું. પરંતુ ભાગ્યહીન

હોવાથી તેણે ધર્મ અંગીકાર કર્યો નહીં. નીચો અને લુલો માણસ આમ્રનું સ્વાદિષ્ટ ફલ શું લઈ શકે ? જે મનુષ્યો જૈન ધર્મને જાણતા નથી, તેઓ પુણ્ય રહિત છે, અને જે માણસો જાણતાં છતાં તેને આચરતા નથી, તેઓ અત્યંત પુણ્યહીન છે. બીજા બીજા ઉપાયો વડે ધર્મને નહીં અંગીકાર કરતા મંત્રીને જોઈને બુદ્ધિમાન પૃથ્વીપતિએ વિચાર કર્યો કે—" હું મિત્ર છતાં પણ આ ધર્મનો પ્રતિબોધ પામતો નથી, તેથી નિશ્ચય થાય છે કે તેનું ચારિત્રાવરણ કર્મ અતિ બળવાન છે. તો હવે તેને પ્રતિબોધ પમાડવાનો વૃથા પ્રયાસ શા માટે કરવો જોઇએ ? ઉખર ભૂમિમાં શુદ્ધ બીજ વાવવાથી તેનું શું ફળ ? અહો ! પ્રાણીઓને સંસારમાં ધર્મના અંગની સામગ્રી મળવી ઘણી દુર્લભ છે. તેથી હું ગુરૂની પાસે વિશેષે કરીને ધર્મને ગ્રહણ કરૂં. જેમ જેમ મૂઢ પુરૂષો ધર્મમાં પ્રમાદી દેખાય છે, તેમ તેમ ભવ્ય પ્રાણીઓનો ધર્મરંગ દૃઢ થાય છે. " આ પ્રમાણે વિચારીને અત્યંત સંવેગના રસમાં મગ્ન થયેલ રાજાએ બીજા અમાત્યો અને સામંત રાજાઓ સહિત સુવર્ણ, રત્ન અને દિવ્ય વસ્ત્રાદિકનાં દાને કરીને સમગ્ર પૃથ્વીમાં રહેલા સંઘજનો—સાધર્મિક જનોનું સન્માન કરી જિનશાસનની પ્રભાવના કરનારા મોટા ઉત્સવો પૂર્વક ગુરૂ પાસે જઈ બાર વ્રત સહિત ગૃહીધર્મ વિધિપૂર્વક ગ્રહણ કર્યો. જાણે ત્રણ લોકનું સામ્રાજ્ય પામ્યો હોય તેમ સમ્યક્ ધર્મને પામીને હર્ષથી પુષ્ટ થયેલા રાજાએ ચૈત્યોમાં અષ્ટાન્હિકા મહોત્સવ કરાવ્યો. પછી સૂરિએ માસ કલ્પ પૂર્ણ થયે અન્યત્ર વિહાર કર્યો. મુનિઓની અને પક્ષીઓની એક ઠેકાણે સ્થિરતા હોતી નથી. રાજાએ પોતાના સર્વ દેશમાં સમગ્ર કલ્યાણ રૂપી લતાને નવ પલ્લવિત કરવામાં નવા મેઘની શ્રેણી સમાન અમારીને પ્રવર્તાવી. પૃથ્વી રૂપી સ્ત્રીના વક્ષઃસ્થળને અલંકાર કરનારા જાણે મોતીના હાર હોય એવા તેણે જિનચૈત્યો કરાવ્યા. લોકોના નેત્રને આનંદ કરનારી જિનેશ્વરોની મણિ અને સુવર્ણમય અનેક અનુપમ પ્રતિમાઓ ભરાવીને તેણે સ્થાપના કરી. શત્રુંજયાદિક તીર્થોને વિષે અત્યંત મોટા ઉત્સવવાળી અને

[૧]એ પ્રકારના શત્રુને જીતનારી પવિત્ર યાત્રાઓ કરી. તે રાજા નિરંતર પ્રત્યુપકારની ઈચ્છા વિનાજ વિધિ પ્રમાણે દાન કરતો હતો. સત્પુરૂષોને કન્યાની જેમ લક્ષ્મીનું દાન કરવુંજ ઉચિત છે. તે રાજા ચતુર્દશી વિગેરે પર્વતિથિને વિષે કર્મ રૂપી વ્યાધિને હણવા માટે ઔષધની જેવા પૌષધને વિધિપૂર્વક કરતો હતો. આ પ્રમાણે અગણિત પુણ્ય કર્મોને વિસ્તારી અર્હન્મતની પ્રભાવના કરતા તે રાજાએ ચિરકાળ સુધી રાજ્ય ભોગવ્યું. ત્યારપછી અવસર જાણીને પોતાના પુત્રને વિષે રાજ્યનો ભાર નાંખી સમતારૂપી અમૃતવડે વ્યાપ્ત થયેલા તે રાજાએ ચાર પ્રકારના અશનનો ત્યાગ કર્યો, ઇંદ્રિયોને વશ કરી, [૨]ચાર શરણુનો આશ્રય કર્યો, નિરંતર વૃદ્ધિ પામતા શુભાનુબંધિ ધ્યાન રૂપી જલવડે અંતરાત્માને શુદ્ધ કર્યો. છેવટે નમસ્કાર મંત્રનો જાપ કરવામાં સાવધાન તે શ્રીતારચંદ્ર રાજા મૃત્યુ પામી જાણે શય્યાદાનથી ઉત્પન્ન થયેલા પુણ્ય સમૂહથી જ દીપતું હોય એમ દેદીપ્યમાન મણિઓની કાંતિના સમૂહવડે ચોતરફ દીપતું, દિવ્ય સમૃદ્ધિએ કરીને વ્યાપ્ત અને સર્વ પ્રકારની સુખ લક્ષ્મીને વિલાસ કરવાના સ્થાન રૂપ વિમાનને પામીને બારમા દેવલોકને વિષે ઈંદ્રના સમાન વૈભવવાળો દેવ ઉત્પન્ન થયો. ત્યાંથી ચવીને, મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્તમ કુળ પામી, ચારિત્ર લઇ તથા તપસ્યાવડે સમગ્ર કર્મનો ક્ષય કરી તે મોક્ષ પામશે.

હવે તે કુરૂચંદ્ર મંત્રી ધર્મને વિષે વિમુખ હતો, તેથી નિરંતર તેનું મન વિષયોની આકાંક્ષાવડે મલિન થયું હતું. તેથી તે મરીને કોઈ પર્વતમાં વાનર ઉત્પન્ન થયો. જિનધર્મથી જે રહિત હોય, તેને દુર્ગતિજ પ્રાપ્ત થાય છે. એકદા તે પર્વતની પાસે માર્ગમાં સાથની સાથે જતા મુનીશ્વરોને જોઈ જોઈને તે વિચાર કરવા લાગ્યો કે—"આવા પ્રકારના સાધુઓને કોઈ ઠેકાણે મેં પ્રથમ જોયા હતા." આ પ્રમાણે તર્ક વિતર્ક કરતા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પોતાનો પૂર્વ ભવ, મિત્ર રૂપ રાજા, ગુરૂ અને તેનો કરેલો ઉપદેશ એ સર્વનું સ્મરણ કરી ખેદયુક્ત થઇ તે વિચારવા લાગ્યો, કે—

૧ બાહ્ય અને અભ્યંતર. ૨ અરિહંત, સિદ્ધ, સાધુ અને જિનધર્મ.

“ અહો ! સર્વ જનને હિતકારક ગુરૂ મહારાજે તથા રાજાએ પણ પરિણામે હિત કરનારા ઉપદેશો મને અનેક પ્રકારે આપ્યા હતા, પરંતુ આત્માના શત્રુરૂપ મેં તેનો જરા પણ આદર કર્યો નહીં. મરવાની તૈયારીવાળો પ્રાણી વૈદ્યે કહેલા ઉપચારને વિષે આદરવાળો થાયજ નહીં. તેમ મનોહર મૈત્રીવડે શોભતા રાજાએ મારા ઉપર ધર્મનો ઉપકાર કરવા માટે જ ગુરૂને મારા ઘરમાં સ્થાપન કરાવ્યા હતા, તો પણ વૃષ્ટિથી સિંચાયેલા ઉખર ક્ષેત્રની જેમ મહામોહથી ગ્રસ્ત થયેલા મારા હૃદયમાં ધર્મનો અંકુરો ઉગ્યો નહીં. હવે મોટા કલ્પવૃક્ષને મૂળથી ઉખેડી નાંખનાર નિર્ધન મનુષ્યની જેમ સર્વ ધર્મના અંગે કરીને રહિત એવો હું શું ધર્મકાર્ય કરી શકું ? હા ! હા ! એક ક્ષણવારના સુખને માટે થઈને ધર્મથી વિમુખ થયેલા મૂઢ પ્રાણીઓ શા માટે આ અપાર ભવસાગરમાં દુઃખી થતા હશે ! હજુ પણ મારે તે પૂજ્યોનાં વચનો સ્મૃતિપથમા લાવીને યથાયોગ્ય ધર્મ કાર્યમાં પ્રવૃત્તિ કરવી યોગ્ય છે. અથવા જીવહિંસાથી જ મારી આજીવિકા હોવાથી મારે ધર્મની પ્રાપ્તિ ક્યાંથી હોય ? તેથી કરીને હવે તો વિધિ પૂર્વક શરીરનો ત્યાગ કરવો જ યોગ્ય છે. ” આ પ્રમાણે વિચાર કરીને કૃત્યને જાણનાર અને સત્ય સમકિતની વાસનાવાળા તે વાનરે મોટા વૈરાગ્યને લીધે અનશન ગ્રહણ કર્યું. મિત્ર રૂપ તે રાજાની અનુમોદના કરવામાં સાવધાન બુદ્ધિવાળો, પોતાના દુષ્કર્મની નિંદા કરતો, નમસ્કાર મંત્રનું સ્મરણ કરતો તથા અનિત્યાદિક ભાવનાઓને ભાવતો તે વાનર સાત દિવસ અનશનને પાળીને પહેલા દેવલોકમાં પોતાની રૂપસંપદાવડે બીજા દેવોને તૃણ સમાન ગણતો શ્રેષ્ઠ દેવ થયો. વિધિપૂર્વક કરેલો થોડો પણ ધર્મ ઘણી દિવ્ય સંપદાને પ્રાપ્ત કરે છે. તે કુરૂચંદ્રનો જીવ ત્યાંથી ચવીને ઉત્તરોત્તર મનુષ્યાદિક સદ્ગતિને પામીને અનુક્રમે મોક્ષલક્ષ્મીને વરશે. આ કુરૂચંદ્રે દાક્ષિણ્યથી પણ મુનિઓને વસતિદાન કર્યું, તેથી તે જાતિસ્મરણ અને દેવલોકમાં જન્મ પામવા રૂપ ફળને પામ્યો હતો. કારણ કે બીજાના આગ્રહથી પણ શુદ્ધ બીજને સારા ક્ષેત્રમાં વાવ્યું હોય, તો તે યોગ્ય સમયે ફળસંપદાને આપનાર થાય છે જ. અને શ્રી તારચંદ્ર રાજાએ પોતેજ ભક્તિથી વસતિદાન કર્યું

હતું, તે પુણ્યથી તે મરીને અચ્યુત દેવલોકની અદ્ભુત લક્ષ્મી પામ્યો, તથા ત્રીજે ભવે મોક્ષ લક્ષ્મીને પામ્યો. હે સુબુદ્ધિમાન ભવ્ય જનો ! આ પ્રમાણે રાજા અને મંત્રીના દૃષ્ટાંતથી કર્ણને સુખ ઉપજાવનારૂં વસતિદાનનું ઉત્કૃષ્ટ પુણ્ય સાંભળીને શુદ્ધ ભાવથી નિરંતર વસતિદાનના આદરવાળા થાઓ કે જેથી તત્કાળ તમોને સિદ્ધવધૂ વરે-પ્રાપ્ત થાય.

॥ इति चतुर्थः प्रकाशः ॥ ४ ॥





# પાંચમો પ્રકાશ.

---



શાલિભદ્રાદિકની વિભૂતિઓ જેની લીલા માત્રજ છે એવો નિઃસીમ માહાત્મ્યવાળો પાત્રદાન રૂપી કલ્પવૃક્ષ જયવંતો વર્તે છે. હવે ઉપષ્ટંભ નામના ત્રીજા દાનનો શયનદાન નામનો બીજો ભેદ કહેવાય છે, કે જે અત્યંત સુકૃતનું સ્થાન છે. વર્ષાકાળ અને શેષાકાળની અપેક્ષાએ કરીને બે પ્રકારનું શયન કહેવાય છે. તેમાં નિર્દોષ અને ઉત્તમ કાષ્ઠનું બનાવેલું શયન તે પહેલું કહેવાય છે, અને ઊન વગેરેનું બનાવેલું કંબલ વિગેરે વસ્ત્ર તે બીજું શેષાકાળનું શયન કહેવાય છે. ઉત્તમ આચારવાળા મુનિઓને આવુંજ શયન કલ્પે છે. સામાન્ય જનને જો શયનદાન આપ્યું હોય, તો તેથી અગણ્ય પુણ્ય પ્રાપ્ત થાય છે, તો જેઓએ ઘરનો ત્યાગ કર્યો છે, અને જેઓ નિરંતર સ્વાધ્યાય ધ્યાનમાં જ લીન રહે છે, તેઓને શયનદાન કરવાથી અગણ્ય પુણ્ય થાય, તેમાં શું આશ્ચર્ય ? જે મનુષ્ય મુનિઓના વિશ્રામને માટે શયનદાન કરે છે, તે સંસારમાં ભ્રમણ કરીને ખેદ પામેલાને મોક્ષમાં સહેલાઈથી વિશ્રામ મળે છે, કારણકે મોક્ષની સિદ્ધિને કરનારા તેમના (મુનિઓના) સંયમ યોગોને વિષે તેણે શયનદાન વડે સહાય કરેલો છે. અહીં કોઈને શંકા થાય કે—શયન પ્રમાદનું કારણ હોવાથી તેનું દાન મુનિઓને આપવું યોગ્ય નથી. આ શંકા ખોટી છે, કારણ કે તે મુનિઓ શાસ્ત્રવિધિ પ્રમાણે શયન કરે છે, તેથી તેઓ નિરંતર ભાવથી જાગતા જ છે. તેથી બુદ્ધિમાન મનુષ્યે ફળની ઇચ્છા રાખ્યા વિના મોટા વિશુદ્ધ ભાવે કરીને મુનિઓને શયનદાન કરવું. કુશળ પુરૂષોમાં શ્રેષ્ઠ એવો જે પુરૂષ મુનિને શયનનું દાન આપે છે, તે પદ્માકરની જેમ આવૃત્તિ રહિત મોટી અદ્ભુત સંપદાને પામે છે. અહીં પદ્માકરની કથા નીચે પ્રમાણે છે.—

આ જંબુદ્વીપને વિષે ભરતક્ષેત્રની ભૂમિરૂપી સ્ત્રીના તિલક સમાન, દેવનગરની સ્પર્ધા કરનારૂં અને લક્ષ્મીના સમૂહથી વૃદ્ધિ પામતું પુષ્પપુર નામનું નગર છે. સર્વ સુખના સ્થાન રૂપ તે નગરમાં એક સાથે વસવાની ઇચ્છાથી લક્ષ્મીએ સરસ્વતી સાથેનો કજીયો ત્યાગ કર્યો છે. તે નગરમાં સર્વ શત્રુઓને ત્રાસ પમાડનાર, બળનું સ્થાન રૂપ અને સમગ્ર રાજાઓનો [૧] શેખરરૂપ શેખર નામે રાજા હતો. તે રાજાએ પૃથ્વીને નિરંતર સર્વથા પ્રકારે [૨]અનીતિ ભાવને પમાડી છે, તો પણ નીતિ (ન્યાય) વડે સુશોભિત કરી હતી, એ આશ્ચર્ય પામવા જેવું છે. તે રાજાની કૃપાનું સ્થાન રૂપ, નિઃસીમ ગુણોનો નિધિ અને પુણ્યશાળી જનોને મધ્યે તિલક સમાન તિલક નામનો પ્રસિદ્ધ શ્રેષ્ઠી હતો. તેની કીર્તિ ભુવનને વિષે વૃદ્ધિ પામતી હતી, અને તેનું ધન ભવન ( ઘર ) ને વિષે વૃદ્ધિ પામતું હતું, જાણે કે તે બન્નેએ પરસ્પર અત્યંત ઇર્ષ્યા ધારણ કરી હોય એમ લોકોને કલ્પના થતી હતી. તે શ્રેષ્ઠીને શીળરૂપી સિંહને રહેવાની ગુફા જેવી રતિસુંદરી નામની મનોહર પ્રિયા હતી. તે જાણે હાલતી ચાલતી મૂર્તિમાન ઘરની લક્ષ્મી જ હોય તેમ શોભતી હતી, તે સર્વ અંગોને વિષે રતિની જેવું અદ્ભુત્ સૌંદર્ય ધારણ કરવાથી પોતાના નામનું યથાર્થપણું વિસ્તારતી હતી. તે બન્નેનું દયાળુ હૃદય મજીઠના રંગ વડે વસ્ત્રની જેમ જૈનધર્મ રૂપ રંગ વડે કદાપિ નાશ ન પામે એવું રંગાયું હતું. ધર્મકર્મમાં તત્પરપણા વડે તે દંપતીની સમગ્ર કળા નેત્રવડે મુખની શોભાની જેમ અત્યંત શોભતી હતી. સ્થિર પ્રેમને ધારણ કરનાર તે બન્નેએ અવિચ્છિન્ન સુખ ભોગવવાથી મનોહર એવા ઘણા વર્ષો દિવસોની જેમ વ્યતીત કર્યા. એકદા રાત્રિના પાછલા પહોરે જાગૃત થયેલા શ્રેષ્ઠીએ પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરી પોતાનું સ્વરૂપ સ્પષ્ટ રીતે વિચાર્યું કે—" મારી સ્ત્રી સારા શીળવાળી, કોમળ વાણી બોલનારી, મારા પર ભક્તિવાળી, મારા ચિત્તને અનુસરનારી, મારા મનના વિશ્રામનું

૧ મુગટ. ૨ અનીતિપણાને પમાડીને નીતિથી શોભિત કરી તે વિરોધાભાસ અલંકાર છે. તેના પરિહાર માટે અનીતિ–અન્ ઇતિ એટલે સાત પ્રકારની ઇતિ ભય ઉપદ્રવ રહિત પણાને પમાડી એવો અર્થ કરવો.

સ્થાન અને મારા ઘરનું ભૂષણ છે; મારા ઘરમાં ધાન્યના ઢગલાની જેમ સોના, રૂપા ને રત્નોના ઢગલા એટલા બધા છે કે જેની ગણતરી પણ થઈ શકે નહીં. ચીર ( વસ્ત્રો ), કપૂર, કસ્તૂરી વિગેરે વસ્તુઓ સમુદ્રમાં પાણીની જેમ મારા ઘરમાં પાર વિનાની છે; મારા ઘરમાં ચપળ ગતિવાળા, ઉંચા, મનોહર અને પવન જેવા વેગવાળા ઘોડાઓ જાણે કે અલક્ષ્મીને ભય પમાડતા હોય તેમ હેષારવ કરી રહ્યા છે; તે સીવાય બીજા પણ ગાયો, બળદો, ઉંટો અને ઉંટડીઓ વિગેરે ચાર પગાં જાનવરો વનમાં પશુઓની જેમ મારા ઘરમાં ઘણાં છે; આ મારો અપાર પરિવાર મારી આજ્ઞા પાળવામાં જ કેવળ તત્પર છે; મારો સમગ્ર [1]બંધુવર્ગ પણ મારા પર ગાઢ પ્રીતિવાળો છે; મારા પર રાજાની કૃપા કલ્પવૃક્ષના જેવી છે; પુરજનો પણ અત્યંત પ્રીતિથી મારૂં ગૌરવ ( બહુમાન ) કરવામાં તત્પર છે; આ પ્રકારે મારી ગૃહસ્થાશ્રમ રૂપી લતા સર્વ ભોગોથી પલ્લવિત છતાં પણ સંતતિ રૂપ ફળ રહિત હોવાથી મારા મનને પીડા ઉપજાવે છે. આ મારી સમગ્ર મોટી સંપત્તિ પણ પુત્ર વિના અરણ્યના ઉદ્યાનની લક્ષ્મીની જેમ નિષ્ફળ છે. પુત્ર વિનાનું કુળ સમૃદ્ધિવાળું છતાં પણ સેંકડો શાખાઓથી યુક્ત છતાં પણ ફળ વિનાના વૃક્ષની જેમ શોભતું નથી. ચંદ્ર વિનાની રાત્રિ, સૂર્ય વિનાનો દિવસ, અને સુકૃત વિનાનો મનુષ્યજન્મ જેમ શોભતો નથી, તેમ પુત્ર વિનાનું કુળ શોભતુ નથી. હું નિશ્ચિંત થઇને ધર્મ કાર્ય કર્યા કરીશ, એવો મારો ચિરકાળનો મનોરથ પુત્ર વિના અવકેશી ( વાંઝીયા ) વૃક્ષની જેમ નિષ્ફળ-વૃથા થશે. તો મારા વંશ રૂપી આકાશમાં દુષ્કર્મ રૂપી રાત્રિનો નાશ કરી દેદીપ્યમાન સૂર્યની જેમ ( સૂર્ય રૂપ ) પુત્રનો ઉદય શી રીતે થશે ? " આ પ્રમાણે ચિંતાતુર થવાથી શ્રેષ્ઠીનું મુખ નિસ્તેજ થયું. પછી સત્યવાદી એવા તેણે શય્યામાંથી ઉઠી સ્નાનપૂજા વિગેરે પ્રાતઃકાળનું કૃત્ય કર્યું. પછી આસન ઉપર બેઠેલા તે શ્રેષ્ઠીનું ચિત્ત અત્યંત ખેદ યુક્ત જોઇ ચતુર રતિસુંદરીએ દુઃખ સહિત તેને પૂછ્યું કે—" હે નાથ ! શું આજે તમારૂં શરીર રોગના સંગમથી પીડા પામે છે ? કે શું ધનનો

---

૧ સગાં સંબંધી.

નાશ થવાથી આ દીનતા તમારા મનમાં વ્યાપી ગઇ છે ? કે શું રાજાના અપમાનથી તમને આટલી બધી અપાર ગ્લાનિ થઈ છે ? કે શું અજાણપણાને લીધે મારાથી તમારી કાંઇ પણ આજ્ઞા લોપાણી છે ? કે બીજી કાંઈપણ ચિંતા તમને અત્યંત સંતાપ-દુ:ખ ઉત્પન્ન કરે છે ? કારણ કે પ્રથમ કોઈ પણ વખત નહીં ઉત્પન્ન થયેલી મલિનતા આજે જ તમારા મુખ પર દેખાય છે. તો હે સ્વામી ! મારા પર પ્રસન્ન થઈને ચિંતાનું કારણ કહો, શીઘ્રપણે મારા સંદેહનો નાશ કરો, અને ચિત્તનું સમાધાન કરો." તે સાંભળીને શ્રેષ્ઠીએ તેને કહ્યું કે—"હે દેવી ! પૂર્વ પુણ્યના પ્રભાવથી તેં કહેલા ( કોઇ ) રોગાદિક મને સંતાપ કર્તા નથી. પરંતુ હે પ્રિયા ! અંદર રહેલા શલ્યની જેમ મારી [1]શૂન્યતાને કરનારી પુત્રની [2]શૂન્યતા મારા ચિત્તને સંતાપ કરે છે. કહ્યું છે કે—" પુત્ર કાંઇ પિતાના દારિદ્રને દૂર કરી શકતો નથી, વ્યાધિનો નાશ કરી શકતો નથી, આ ભવમાં પણ એકાંતપણે હિતકારક થતો નથી, એકાંતપણે સદ્ગુણવાળો થતો નથી, તેમજ પ્રાણીઓની ગતિ પરભવમાં પોતપોતાના કર્મને અનુસરે ભિન્ન ભિન્ન થાય છે, એટલે કે પુત્ર કાંઈ સદ્ગતિને પમાડતો નથી; તો પણ મનુષ્યોને પુત્રની ચિંતા દુ:ખ ઉત્પન્ન કરે છે. અહો ! મોહનો કેવો વિલાસ છે ? " તે સાંભળીને બુદ્ધિમાન પ્રિયાએ પ્રિયને વિનંતિ કરી કે—" હે સ્વામી ! મારા મનમાં પણ આ બાબતની ચિંતા ઓછી નથી, તેમજ થોડા કાળથી છે એમ પણ નથી. પરંતુ પૂર્વે કરેલું પોતાનું કર્મજ પ્રાણીઓને ફળ આપનારૂં છે; તેના ઉદયને અન્યથા કરવા કોઈ પણ સમર્થ નથી, તો પણ પ્રાણીઓને કોઇપણ કાર્યમાં સિદ્ધિની પ્રાપ્તિ થવી એ ઉદ્યમને જ આધીન છે. અને સર્વ પ્રકારનાં કાર્યની સિદ્ધિમા એક ધર્મજ ઉત્તમ સાધન છે, તેથી તેમાં જ આપણે યત્ન કરીયે. કારણકે પુત્રને માટે બીજું કાંઇ મિથ્યાત્વનું સાધન કરીયે, તો અવશ્ય સમકિતની હાનિ થાય છે. કયો પંડિત એક ખીલી માટે થઇને પોતાનો આખો મહેલ પાડી નાખે ? વળી પુત્રથી આ ભવમાં પણ સુખ પ્રાપ્ત થાય અથવા ન પણ થાય,

૧ ખેદ. ૨ રહિતપણું.

પરંતુ સમકિતથી તો અસંખ્ય સુખની સંપત્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે. તો હે બુદ્ધિમાન ! જિનેશ્વરની આજ્ઞા પાળવામાં તત્પર થઈને એક ચિત્તે ધર્મ કાર્યમાં આળસ રહિત નવા નવા યત્ન કરો. તેમ કરવાથી જો પુણ્યના વશથી તમને પુત્ર થશે તો ઠીક છે, નહીં તો પરલોકનું મોટું પ્રબળ ભાતું કર્યું થશે." આ પ્રમાણે કર્ણને અમૃત જેવું પ્રિયાનું વચન સાંભળીને શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે—" અહો ! ધર્મને વિષે આની દઢતા કોને વખાણવા લાયક નથી ? અહો ! આની બુદ્ધિ કેવી પરિણામમાં હિતકારક છે ? " આ પ્રમાણે વિચાર કરી ઉત્તમ બુદ્ધિવાળો શ્રેષ્ઠી મનમાં આશ્ચર્ય પામી હર્ષિત થયો, અને તેના વચનને મંત્રની જેમ ઇષ્ટ સિદ્ધિને આપનાર છે એમ માનવા લાગ્યો. શું દુર્ગા પક્ષીણીનો અનુકૂળ શબ્દ માન્ય કરવા લાયક નથી થતો ? ત્યારપછી ઘરનું સર્વ કાર્ય ભૃત્યોને સોંપી તેણે શુભ ભાવથી વિશેષ પ્રકારે ધર્મની આરાધના શરૂ કરી. તે આ પ્રમાણે—તે શ્રેષ્ઠીએ મોટા મંડપોની શ્રેણિ વડે સુશોભિત, પાપને ખંડન કરનાર અને સમકિતવંતની દૃષ્ટિએ શીતળતા આપનાર એક મનોહર જિનચૈત્ય કરાવ્યું, તેમાં સુવર્ણની અને મણિઓની વિવિધ ( જુદા જુદા ) જિનેશ્વરોની આનંદ આપનારી અનુપમ પ્રતિમાઓ ભરાવીને સ્થાપન કરી, પછી તે જિનપ્રતિમાને ચંદન, અગરૂ, કપૂર, કસ્તૂરી અને પુષ્પાદિક વડે દરરોજ ત્રણે કાળ નિરીહપણે–શુદ્ધ ભાવથી પૂજવા લાગ્યો. ધર્મોપદેશ રૂપી અમૃતનું પાન કરવામાં તત્પર મનવાળો તે હંમેશાં ગુરૂના ચરણકમળની સેવા કરવા લાગ્યો. તે બુદ્ધિમાન અનેક વાર દ્રવ્ય આપીને બંદીજનોની બેડીઓને પોતાના દુષ્કૃતની જેમ ભંગાવતો હતો. મનોહર આશયવાળા તેણે કલ્યાણની ઈચ્છાથી હર્ષ પૂર્વક જિનસિદ્ધાંતનાં અનેક પુસ્તકો લખાવ્યાં. તેણે રાજાની આજ્ઞા લઈ પૂર્વના દુષ્કર્મ રૂપ શત્રુઓનો વિજય કરનારી ભેરીની જેમ ચોતરફ અખંડ રીતે અમારી–ઘોષણા કરાવી. તે પોતાના દ્રવ્યને જાણે વ્યાજે મૂક્યો હોય તેમ અનંતગુણા લાભને માટે વિધિ પ્રમાણે સુપાત્રાદિકમાં દાન દેવા લાગ્યો. તે બુદ્ધિમાન શ્રદ્ધા સહિત યત્નથી ચિંતામણિ રત્નથી જેમ વિધિ પ્રમાણે પૌષધ અને આવશ્યકાદિકની આરાધના કરવા લાગ્યો. આ પ્રમાણે અગણ્ય પુણ્યકાર્યોને તે કરવા લાગ્યો, તેજ પ્રમાણે તત્વને

જાણનારી અને સર્વજ્ઞની આજ્ઞા પાળવામાં ચતુર તેની પ્રિયા પણ તેવાંજ પુણ્યકાર્યો કરવા લાગી. આ પ્રમાણે કરતાં કેટલેક કાળે જેનો અંત ન આવે એવા તે બન્નેના વિઘ્નોના સમૂહો પુણ્યના પ્રભાવે કરીને સૂર્યના પ્રભાવે કરીને અંધકારની જેમ નાશ પામ્યા.

ત્યારપછી એકદા ગંગા નદીના કાંઠાની જેવી કોમળ શય્યામાં સુતેલી રતિસુંદરીએ પાછલી રાત્રિને સમયે સરોવરની લક્ષ્મીનું ભૂષણ, અપાર શ્રેષ્ઠ સુગંધમાં લુબ્ધ થયેલા ભમરાઓથી વ્યાપ્ત અને ચાર હંસીઓથી શોભતું એક મનોહર કમળ સ્વપ્નમાં જોયું. તે જોઈ હર્ષ પામેલી તેણે પ્રાતઃકાળે તે સ્વપ્ન પતિને જણાવ્યું. તે સાંભળીને તે પણ હર્ષ પામી તેનું ફળ નિર્મળ બુદ્ધિથી કહેવા લાગ્યો કે—"હે દેવી ! આ સ્વપ્ન અનુસારે આપણને કુળને ઉદ્યોત કરનાર ચાર કન્યાથી શોભતો એક પુત્ર ( ચાર કન્યાઓનો સ્વામી થનારો અને કુળને દીપાવે એવો પુત્ર ) થશે." તે સાંભળી 'તમારૂં વચન સત્ય હો.' એમ પતિના વાક્યનો અનુવાદ કરતી તે રતિસુંદરીએ પૃથ્વી જેમ નિધિને ધારણ કરે તેમ ગર્ભ ધારણ કર્યો. ગર્ભના પ્રભાવથી તેણીને જિનપૂજા કરવાના તથા દાનાદિક દેવાના દોહલા (ગર્ભના પ્રભાવને સૂચવનારા મનોરથો) ઉત્પન્ન થયા, તે તેના પતિએ સત્ય પ્રીતિને લીધે તત્કાળ પૂર્ણ કર્યા. અનુક્રમે સમય પૂર્ણ થયે રોહણાચળની પૃથ્વી જાતિવંત ઉજ્વળ રત્નને ઉત્પન્ન કરે તેમ શુભ સમયે તેણે અદ્ભુત રૂપવાળો પુત્ર પ્રસવ્યો. તે વખતે પુત્રના જન્મથી તે બન્નેને એટલો બધો આનંદ થયો કે જેથી તે આનંદની પાસે સમુદ્ર પણ તેને ગાયના પગલા જેવડોજ લાગ્યો. પછી રાજાની આજ્ઞા લઇને તિલક શ્રેષ્ઠીએ હર્ષથી નગરના જનોને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો પુત્રજન્મનો મહોત્સવ કર્યો. પુત્રની માતાએ સ્વપ્નમાં પદ્મ જોયું હતું, તે વિચારીને તેના પિતાએ તેનું પદ્માકર નામ પાડ્યું. પ્રીતિના પાત્રરૂપ ધાત્રીઓએ પ્રયત્નથી પાલન કરાતો તે પુત્ર જાણે મૂર્તિમાન માબાપને હર્ષજ હોય તેમ વૃદ્ધિ પામવા લાગ્યો. ગુરૂને સાક્ષી કરીને કુશળ પુરૂષોમા શિરોમણિ તે પદ્માકરે શુક્લપક્ષની સાક્ષીએ બીજના

ચંદ્રની જેમ સમગ્ર કળાઓ ગ્રહણ કરી. તે કેવળ કામદેવને ક્રીડા કરવાના વન સમાન યુવાવસ્થાને પામ્યો, એટલુંજ નહીં; પરંતુ ગાંભીર્ય અને ધૈર્ય વિગેરે અદ્ભુત ગુણોની સંપત્તિને પણ પામ્યો. પિતાએ તેને મોટા ઉત્સવપૂર્વક મોટા શ્રેષ્ઠિઓના કુળમાં ઉત્પન્ન થયેલી અને પવિત્ર લાવણ્યવાળી ચાર કન્યાઓ સાથે પરણાવ્યો. પછી તે તિલક શ્રેષ્ઠી પુત્રની ઉપર ઘરનો ભાર આરોપણ કરી ધર્મ કાર્ય કરવામાં તત્પર થયો. બુદ્ધિરૂપી ધનવાળા પુરૂષો યથાયોગ્ય કાર્ય કરવામાં કેમ સાવધાન ન હોય ? સમ્યક્ પ્રકારે ધર્મનું આરાધાન કરી શુભ ધ્યાનવડે નિર્મળ બુદ્ધિવાળો તે સમાધિ પૂર્વક મૃત્યુને સાધી સૌધર્મ દેવલોકમાં દેવતા થયો. પદ્માકરે પિતાની સર્વ મરણ ક્રિયા કરી. ત્યારપછી બંધુઓએ એકઠા થઈને તે પદ્માકરને તેના પિતાને સ્થાને સ્થાપન કર્યો. મોટા વૈભવવાળા પદ્માકરે કેવળ ઘરનો ભાર ઉપાડ્યો, એટલુંજ નહીં, પરંતુ સર્વ પ્રકારે જિનભાષિત ધર્મકાર્યની ધૂસરીને પણ ઉપાડી.

એકદા પ્રાતઃકાળે પદ્માકરે પોતાના ઘરની પાસે પૂર્વે નહીં જોયેલું અદ્ભુત મનોહર એક ધવલ મંદિર જોયું. તે મંદિરની ભીંતો દેદીપ્યમાન સ્ફટિક મણિની હતી, સુવર્ણના થાંભલા તથા ભારવટથી તે સુશોભિત હતું, દ્વારમાં પ્રવેશ કરતાં રત્નોનાં ત્રણ તોરણોવડે તે શોભતું હતું, વિમાનનો પણ તિરસ્કાર કરનારી ચિત્રશાળાઓવડે તે અદ્ભુત હતું. કોઈ ઠેકાણે ઉત્તમ ધાન્યના ભરેલા કોઠારોવડે તે મનોહર હતું, કોઇ ઠેકાણે સુવર્ણ, રૂપું અને રત્નોના સમૂહોથી વ્યાપ્ત હતું, કોઇ ઠેકાણે સુંદર દુકૂલાદિક વસ્ત્રો વડે સુંદર હતું, તથા કોઈ ઠેકાણે રૂપા અને તાંબા વિગેરેનાં વિચિત્ર વાસણો વડે શોભિત હતું, વળી તે મંદિરનો મધ્ય ભાગ ચાર વાસગૃહો વડે અલંકૃત હતો. તે વાસગૃહો દિવ્ય સુવર્ણના પલંગ અને ભદ્રાસનો વડે યુક્ત તથા મણિ અને સુવર્ણમય સંખ્યા વગરના સાર ભૂત અલંકાર–આભૂષણોથી ભરેલા હતા, તેમજ મોતીનાં ઝુમખાંથી શોભતા ચંદરવા વડે દેદીપ્યમાન હતાં, સુગંધવાળા ઉત્તમ ધૂપ વડે ચોતરફ તે બહેકી રહ્યાં હતા, અને તેની અંદર નિરંતર દેદીપ્યમાન મણિઓના દીવાઓ ઝળકી રહ્યા હતા, તેથી

જાણે લક્ષ્મીને નિવાસ કરવા યોગ્ય હોય એવાં તે ઘરો શોભતાં હતાં. આવું મંદિર જોઈને પદ્માકરનું મન અત્યંત આશ્ચર્યથી વિકસ્વર થયું. આ વૃત્તાંત સાંભળીને રાજા પણ ઘણા પુરજનો સહિત ત્યાં આવ્યો, અને તે અદ્ભુત મંદિર જોઇ તેનાં નેત્રો આશ્ચર્યના આવેશના વશથી પ્રફુલ્લિત થયાં. પછી "શું આ ઈંદ્રજાળ છે ? કે શું આ આપણી મતિનો ભ્રમ છે ? કે શું કોઈએ આપણી દૃષ્ટિ ( નજર ) બાંધી છે ? કે આ કોઇ દેવનો વિલાસ છે ? કે શું આ સ્વર્ગમાંથી વિમાન ઉતર્યું છે ? " ઇત્યાદિક રાજા, પુરજનો અને પદ્માકર તર્ક વિતર્ક કરવા લાગ્યા. તે વખતે આકાશમાં પ્રગટ રીતે દિવ્ય વાણી પ્રગટ થઈ કે—" હે પુત્ર પદ્માકર ! સ્વચ્છ વત્સલતાના રસથી શોભતા, તારા અગણ્ય પુણ્યથી પ્રેરાયેલા ચિત્તવાળા અને સ્વર્ગમાં દેવપણે ઉત્પન્ન થયેલા તારા પિતાએ તારે માટે જ આ મહેલ કર્યો છે, તેમાં રહીને નિરંતર દેવની જેમ તું ઇચ્છાનુસાર ભોગોને ભોગવ. " તે સાંભળી પંડિતોમાં અગ્રેસર તે રાજા ચિત્તમાં આશ્ચર્ય પામ્યો, અને આનંદ પૂર્વક તેણે તેને તેમાં રહેવાની આજ્ઞા આપી. પછી " અહો ! ધર્મનો મહિમા મોટો છે. " એમ આશ્ચર્યથી પદ્માકરની પ્રશંસા કરતો રાજા પુરજનો સહિત પોતાને ઘેર ગયો. ત્યાર પછી પદ્માકરે ચાર વાસગૃહોમાં ચારે પ્રિયાઓને અનુક્રમે રાખી, અને ત્યાં તેઓની સાથે મોટા વિસ્તારવાળા ભોગો ભોગવવા લાગ્યો. તે કદાચ અન્ય ગામમાં જતો ત્યારે પણ દિવ્ય શક્તિથી તેવી જ રીતે શય્યા વિગેરેથી યુક્ત તેવો જ મહેલ તત્કાળ તૈયાર થતો હતો. કહ્યું છે કે—પુણ્યના પ્રભાવથી પ્રાણીને નવું નવું ઘર, નવી નવી પ્રીતિ, નવું નવું સુખ, નવી નવી ધૃતિ, નવી નવી કાંતિ અને નવી નવી પ્રભુપણાની લક્ષ્મી પ્રાપ્ત થાય છે. પછી અનુક્રમે તે પદ્માકરને ચારે સ્ત્રીઓને વિષે ચાર પુત્રો ઉત્પન્ન થયા, તેઓ ચતુર ચિત્તવાળા અને ચાર વર્ગના સંબંધથી સુંદર આશયવાળા હતા. સર્વ લોકોની જિવ્હાના અગ્ર ભાગ રૂપી મંડપને વિષે તે પદ્માકરની કીર્તિ રૂપી નટી આ પ્રમાણે નૃત્યનો આડંબર કરતી હતી કે—" ખરેખર આ પદ્માકરે પૂર્વ ભવમાં ધર્મ રૂપી કલ્પવૃક્ષની ઉત્તમ આરાધના કરેલી છે, તેથી કરીને તેને દુર્લભ સંપત્તિઓ

પણ શીઘ્રપણે પ્રાપ્ત થાય છે. ખરેખર આ પદ્માકર ઘણાં સુકૃતોની ખાણ રૂપ છે, કેમકે તે મનુષ્ય છતાં તેને દેવની જેમ ઇચ્છિત વસ્તુની સિદ્ધિ તત્કાળ થાય છે.

એકદા નિર્મળ જ્ઞાનથી શોભતા શ્રીમાન **અમર** નામના સૂરીશ્વર ઘણા મુનિઓ સહિત તે નગરની બહાર ઉદ્યાનમાં પધાર્યા. તે જાણીને પુરલોકો અને પરિવાર સહિત શેખર રાજા તથા પદ્માકર પણ પરિવાર સહિત ગુરૂને નમન કરવા ગયા. રાજા વિગેરે સર્વ લોકોએ ગુરૂને ત્રણ પ્રદક્ષિણા કરીને ભક્તિ પૂર્વક પ્રણામ કર્યા. ગુરૂએ પણ તે સર્વેને કલ્યાણને પોષણ કરનારી ધર્મની આશિષ વડે સંતુષ્ટ કર્યા. ત્યારપછી રાજાદિકના પાસે તે શ્રેષ્ઠ ગુરૂએ વૈરાગ્ય વાસનાને વૃદ્ધિ પમાડનારી ધર્મદેશના આ પ્રમાણે કરી—

હે ઉત્તમ બુદ્ધિવાળા ભવ્ય જીવો ! રત્નદ્વીપનો જેવો દુર્લભ મનુષ્ય ભવ પામીને પુણ્ય રૂપી રત્નોને મેળવવા ઉદ્યમ કરો. તે ઘણાં રત્નો તો દૂર રહો, પરંતુ તેમાંથી એક પણ લઇને વિધિ પૂર્વક આરાધ્યું હોય તો તે વિવિધ પ્રકારની લક્ષ્મી આપે છે. આ વિષય ઉપર **રત્નસાર** કુમારનું દૃષ્ટાંત છે. તે તમે સાંભળો—

આ ભરતક્ષેત્રમાં **રત્નપુર** નામનું નગર છે તેમાં રહેલા રત્નમય ચૈત્યો અને નરરત્નો વડે ચોતરફથી શોભતા તે નગરનું નામ પૃથ્વીપર યથાર્થપણે પ્રસિદ્ધ થયું હતું. તેમાં **રત્નાંગદ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે બાહ્ય અને આભ્યંતર શત્રુ તથા મિત્રને નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ હતો. તે રાજાને **રત્નપ્રભા** નામની રાણી હતી, તે રત્નોનાં આભરણો વડે જ માત્ર પોતાના શરીરને શણગારતી હતી, એટલુંજ નહીં, પરંતુ નવા નવા સદ્‌ગુણો વડે પણ શણગારતી હતી, ત્રણ વર્ગની પ્રાપ્તિથી પોતાને ધન્ય માનતા તે દંપતીના વિવિધ સુખવાળા વરસો દિવસોની જેમ જતા હતા. એકદા તે રાણીએ વનના દાવાનળની જેવી કાંતિવાળા રત્નોનો સમૂહ સ્વપ્નમાં જોયો, અને રોહણાચળની પૃથ્વી જેમ રત્નને ધારણ કરે, તેમ તેણે શુભ ગર્ભ ધારણ કર્યો. અનુક્રમે નવ માસ પૂર્ણ થયે શુભ સમયે તેણે જેમ પૂર્વ દિશા સૂર્યને પ્રસવે તેમ કાંતિ વડે દિશાઓને પ્રકાશિત કરતા પુત્રને પ્રસવ્યો. પ્રિયંવદા

નામની દાસીએ હર્ષથી રાજાને વધામણી આપી કે-" હે દેવ ! દેવ-કુમારનું જાણે પ્રતિબિંબ આવ્યું હોય એવા પુત્ર રત્નને રત્નપ્રભા મહાદેવીએ જન્મ આપ્યો છે. " તે સાંભળીને રાજા પણ હર્ષના સમૂહથી પુષ્ટ થયો, અને તે દાસીને સારભૂત તે તે અલંકાર અને વસ્ત્ર વિગેરે ઈચ્છિત દાન આપીને રાજાએ તેને લક્ષ્મી વડે અદાસી કરી. ત્યારપછી પ્રાત:કાળે રાજાએ દેવોને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો પુત્રનો જન્મોત્સવ મોટા હર્ષથી કર્યો. અનુક્રમે સૂતક નિવૃત્ત થયે રાજાએ સ્વજનોનું સન્માન કરી સ્વપ્નને અનુસારે તે પુત્રનું રત્નસાર નામ પાડયું. પ્રેમ રૂપ જળના પાત્રરૂપ ધાત્રીઓએ પાલન કરાતો તે કુમાર માતા પિતાના તે તે મનોરથો સહિત અનુક્રમે વૃદ્ધિ પામ્યો. તે આઠ વર્ષનો થયો ત્યારે તેના માતા પિતાએ વિ-ચાર્યું કે-ગુણરત્નોની ખાણ રૂપ આ કુમારને હવે ભણાવવો ઉચિત છે. ઘણાં આભૂષણો વડે શણગાર્યા છતા પણ મનુષ્ય વિદ્યા વિના શોભતો નથી. સુગંધ વિનાનું પુષ્પ સુંદર વર્ણ-રંગવાળું હોય તો પણ શું તે શોભે છે ? પુરૂષ કળાના અભ્યાસ વિના કુળને શોભાવી શકતો નથી. ઘાટ ઘડ્યા વિનાનું સોનું શું અલંકારપણાને પામે છે ? વિદ્યાજ મનુષ્યનું અનુપમ રૂપ છે, વિદ્યાજ ગુપ્ત ધન છે, વિદ્યાજ પરમ દૈવત છે, અને વિદ્યાજ સર્વત્ર ગૌરવતાને પમાડે છે; પણ વિદ્યા વિનાનો પુરૂષ ખરેખર પશુજ છે. " એમ વિચારીને રાજાએ માર્ગશીર્ષ માસની શુક્લ પંચમીને દિવસે પુષ્ય નક્ષત્રમાં સૂર્ય રહેલો હતો ત્યારે શ્રીકંઠ નામના ઉપાધ્યાયની સમીપે પુત્રને મહોત્સવ પૂર્વક ભણવા મોકલ્યો. તે ઉપાધ્યાયે પણ તેને સમગ્ર કળાઓ શીઘ્રપણે શીખવી દીધી. સારા ક્ષેત્રમાં બીજ વાવવાથી તે તત્કાલ ફળદાયક થાય છે. સમગ્ર કળામાં પ્રવીણ થયેલા કુમારને જાણીને કળાચાર્ય તેને સભામા બેઠેલા રાજા પાસે લઇ ગયો. સમગ્ર કળામાં નિપુણ થયેલા પુત્રને જોઇ રાજા આનંદ પામ્યો, અને આચાર્યને દારિદ્રનો નાશ કરનાર ધન વડે ખુશી કર્યો. તેટલામાં શીઘ્રપણે આવીને વક્ષ:સ્થળમા પુષ્પમાળાવડે શોભતા ઉદ્યાનપાળે હાથ જોડી રાજાને વિજ્ઞપ્તિ કરી કે-" હે સ્વામીન્ ! ચાર દાંત વડે ભયંકર મુખવાળો, શ્વેત કાંતિવાળો અને ઘણા ઝરતા મદ વડે મદો-ન્મત્ત થયેલો કોઇ ગજેંદ્ર કોઇ પણ ઠેકાણેથી આવીને આપના કુસુ-

માકંદ નામના ઉદ્યાનને ઉપદ્રવ કરે છે. પ્રથમ મોટા વાયુથી પણ જે ભાંગી શકાતા નહીં, એવા આકાશ સુધી પહોંચેલા વૃક્ષોને પણ તે હાથી કમળના નાળની જેમ ક્રીડા માત્રમાં ભાંગી નાંખે છે. પ્રફુલ્લિત થયેલા પલ્લવોવાળી મલ્લી વિગેરે મોટી લતાઓને કમલિનીની જેમ ક્રીડા માત્રથીજ મૂળ સહિત ઉખેડી નાંખે છે. તેથી કરીને હે પ્રભુ! તેને પકડવાનો કોઈ પણ ઉપાય શીઘ્રપણે કરો. પૃથ્વીનું રક્ષણ કરનાર તમારે આ બાબતમાં વિલંબ કરવો યોગ્ય નથી." તે સાંભળીને રાજાએ પોતે વનમાં જવાની તૈયારી કરવા માંડી, તેટલામાં શ્રેષ્ઠ પરાક્રમવાળા કુમારે તેને વિનંતિ કરી કે–"હે દેવ! મૃગલાની ઉપર કેશરી સિંહની જેમ તે એક પશુ માત્ર ઉપર મહા પરાક્રમવાળા આપને આવા પરાક્રમ કરવાનો આરંભ શા માટે કરવો જોઈએ? આ વિષયમાં કૃપા કરીને મને આજ્ઞા આપો, જેથી કરીને શીઘ્રપણે તેને વશ કરી આપની પાસે લાવું." તે સાંભળી રાજા બોલ્યો કે–"હે વત્સ! તેં સારૂં કહ્યું. કેવળ તેં તારૂં શૂરવીરપણુંજ પ્રગટ કર્યું એમ નથી, પરંતુ નિષ્કપટપણે પિતાપરની ભક્તિ પણ તેં પ્રગટ કરી છે. તો ભલે આ કાર્ય તુંજ કર." આ પ્રમાણે રાજાએ કહ્યું કે તરતજ પ્રૌઢ પ્રતાપવાળો કુમાર પરિવાર સહિત ઘોડાપર આરૂઢ થઈ તે વનમાં ગયો. ત્યાં કમળના નાળની જેમ વૃક્ષોના સમૂહને ચોતરફથી ઉખેડી નાંખતા તે હાથીને જોઈ રાજપુત્રે તેની તર્જના કરી કે–"અરે પાપી! આ અપાર વૃક્ષોને ઉખેડવાથી શું ફળ છે? જો તારામાં કાંઈપણ શૂરતા હોય તો મારી સાથે યુદ્ધ કર." આ પ્રમાણે કુમારે તેનો આક્ષેપ કર્યો, ત્યારે ક્રોધથી ધમધમતો તે હાથી પોતાની સૂંઢ ઉંચી કરી દાંતોને દેખાડતો તેની તરફ દોડ્યો. કુમારે પણ તરતજ ઘોડા પરથી ઉતરી ધૈર્યતાથી પોતાના ઉત્તરીય વસ્ત્રનો દડો કરી હાથીની પાસે ફેંક્યો. તેનાપર હાથીએ કોપથી દંત પ્રહાર કર્યા. તે વખતે અતુલ પરાક્રમી કુમાર પણ સિંહની જેમ તેના દાંતપર પગ મૂકી તેનાપર ચડી ગયો, તેટલામાં તે હાથી સર્વના દેખતાં આકાશમાં ઉડ્યો, વીજળીના ચમકારાની જેમ તરતજ તે અદૃશ્ય થયો, વિવિધ રત્નોની શોભાને ધારણ કરતા વૈતાઢ્ય પર્વત ઉપર ગયો, અને ત્યાં શ્રીપુર નામના નગરની સીમાને શોભાવનાર અને સુશોભિત વૃક્ષોની શ્રેણિવડે મનોહર ઉદ્યાનમાં જઈને

રહ્યો. પછી તેણે હાથીના રૂપનો ત્યાગ કરી વિદ્યાધરની અદ્ભુત મૂર્તિને પ્રગટ કરી કોમળ વાણીવડે કુમારને કહ્યું કે–" હે સ્વામી! ક્ષણવાર આ અશોકવૃક્ષની તળે બેસો. જેટલામાં હું તમારૂં આગમન શ્રેષ્ઠ વિદ્યાધર રાજાને નિવેદન કરૂં." એમ કહીને તે ગયો, ત્યારે કુમારે વિચાર્યું કે–" આ વિદ્યાધરે આવા કપટથી મને અહીં પર્વત પર કેમ આણ્યો હશે? અથવા આ ચિંતા કરવાથી શું ફળ? પ્રાણીઓને પૂર્વનાં શુભાશુભ કર્મોજ સંપત્તિ અને વિપત્તિને આપનારાં હોય છે. હમણાં તો હું મનુષ્યોનાં નેત્રો અને હૃદયને જોવાથી જ આનંદ આપનારી આ ઉદ્યાનની શોભાને જોઉં." એમ વિચારી તે ચોતરફ ફરવા લાગ્યો, તે વખતે એક કેળના મંડપમા રહેલી સુંદર આકૃતિવાળી એક કન્યાને તેની સખી સહિત જોઇ લતાની પાછળ છુપાઇને તે વિચારવા લાગ્યો કે–" અહો! મનોહર આકૃતિવાળી આ કન્યાનું મુખ ચંદ્રને હાસ રૂપ બનાવે છે, તેનું રૂપ સુવર્ણની શોભાને જીતે છે, તેનો વેણીદંડ ભમરીઓની શોભાને દૂર કરે છે, અને તેનાં નેત્રો શ્યામ કમળને જીતનારાં છે; અથવા તો આનું શું વર્ણન કરવું? તેનું સમગ્ર શરીર વિકસ્વર સૌભાગ્યને ધારણ કરનારૂં છે હું ધારૂં છું કે આ મનોહર અંગવાળી હમણાં કોઈના વિરહથી પીડિત છે, અને તેથી કોઇક ભાગ્યવાનના વિશ્વને વિષે અદ્ભુત સૌભાગ્યને પ્રગટ કરે છે." આ પ્રમાણે તે કુમાર વિચાર કરતો હતો, તેટલામાં પલ્યંકમા રહેલી તે કન્યા વિલાપ કરતી કરતી પોતાની ચંપકલતા નામની સખીને કહેવા લાગી કે—" હે સખી! વિરહથી પીડાયેલી હું જો કે તેવા પ્રકારના મનોહર મારા ઘરને પણ છોડીને અહીં વસંતની લક્ષ્મીથી શોભતા આ ઉદ્યાનમાં આવી છું, તો પણ જાણે અગ્નિથી બળતું હોય એમ કામ જ્વરથી તપેલું મારૂં શરીર જરા પણ શાંતિને પામતું નથી. કેમકે આ પુષ્પની માળા મને અગ્નિ જેવી લાગે છે, ભમરાના ગુંજારવ મને આક્રંદ ( રૂદન ) જેવા લાગે છે, કોયલોના સમૂહના શબ્દો મને વિલાપ જેવા લાગે છે, આમ્રવૃક્ષની મંજરી મને જ્વાળા જેવી લાગે છે, અને કંકેલીના પલ્લવો મને મૃત્યુ ક્ષણ જેવા લાગે છે; વધારે શુ કહું? તેના વિના બીજાં સર્વ શણગારો મને અંગારા જેવા લાગે છે. તેને મેળવવા માટે મેં કામદેવાદિક સેંકડો દેવોની

ઉત્તમ પુષ્પાદિક સામગ્રી વડે સારી રીતે પૂજા કરી છે, તો પણ હું મંદભાગ્યવાળી હોવાથી મને તેનો સમાગમ થયો નહીં, હવે શરણ રહિત થયેલી મારે મરણ શિવાય બીજું કાંઇપણ શરણ નથી." આ પ્રમાણે તેના વચનો સાંભળીને કુમારે વિચાર્યું કે— "અહો ! તે પુરૂષનું અદ્દભુત ભાગ્ય જાણવું, કે જેને વિષે આસક્ત ચિત્તવાળી આ [1]કૃશોદરી આ પ્રમાણે દુઃખી થાય છે." ત્યારપછી સખીએ કન્યાને કહ્યું કે—"હે સખી ! તું શોક ન કર, સ્વસ્થ થા, તારો આ મનોરથ શીઘ્રપણે સફળ થશે, કારણકે તારા પિતાએ રત્નપુરમા રત્નાંગદ રાજાના તે રત્નસાર કુમારને અહીં લાવવા માટે સુવેગ વિદ્યાધરને મોકલ્યો છે, તે વિદ્યાધર પણ હમણાંજ આવ્યો છે, અને રાજાને તેણે કહ્યું છે કે—'મેં હાથીનું રૂપ ધારણ કરી તે કુમારને તમારા ઉદ્યાનમાં લાવી મૂક્યો છે.' આ વૃત્તાંત સાંભળીને મને ઘણો આનંદ થયો, અને તે કહેવા માટે હું અહીં તારી પાસે આવી છું; માટે તું અમંદ આનંદને પામ, સમગ્ર વિષાદને મૂકી દે." આ પ્રમાણે તે બન્ને સ્ત્રીઓની ઉક્તિ પ્રત્યુક્તિ સાંભળીને મનમા પ્રસન્ન થયેલો રાજપુત્ર ફરીથી અશોક વૃક્ષની નીચે આવી વિચાર કરવા લાગ્યો કે—"હું ધારૂં છું કે આ કમલાક્ષીના પાણિગ્રહણને માટેજ તેના પિતાએ મને અહીં અણાવ્યો છે, તો હે ચિત્ત ! તું અત્યંત આનંદથી નૃત્ય કર." ત્યારપછી વિદ્યાધરના રાજાએ મોકલેલા તેના વિદ્યાધર સેવકોએ આવી તત્કાળ રાજાની જેમ તે કુમારને વીંટી લીધો. તેઓએ તેને મોટા અશ્વ ઉપર બેસાડ્યો, અને ઉત્સવ પૂર્વક પુર પ્રવેશ કરાવી તેને ઘણી સમૃદ્ધિવાળા જૂદા મહેલમાં સ્થાપન કર્યો. પછી વિદ્યાધરનો રાજા પણ તરતજ ત્યાં આવ્યો, અને કામદેવની જેવા કુમારને જોઇ હર્ષ પામીને બોલ્યો કે—"મોટા ભાગ્યવાન હે કુમાર ! જે કાર્ય માટે તમને મેં શીઘ્રપણે અહીં અણાવ્યા છે, તેનું કારણ સાંભળો.—મારે **શ્રીમતી** નામની રાણીની કુક્ષિ રૂપી છીપમાં મોતી સમાન, અદ્દભુત ગુણવાળી અને ચોસઠ કળાને ભણેલી રત્નમંજરી નામની પુત્રી છે; એકદા પ્રાત:કાળે સભામા બેઠેલા મને પ્રણામ

---

૧ કૃશ ઉદરવાળી ( સ્ત્રી )

કરવા માટે તેની માતાએ તેને મોકલી, ત્યારે તે નમ્રતાવાળીને મેં મારા ઉત્સંગમાં બેસાડી. તે વખતે તેણીનું મનોહર રૂપ જોઇ હર્ષ પામેલા મેં સભાસદોને કહ્યું કે–" આને લાયક કોઈ પણ રાજપુત્રની શોધ કરવી જોઇએ." તે વખતે કોઇ બંદી બોલ્યો કે–' હે દેવ ! રત્નપુરના સ્વામી રત્નાંગદ રાજાનો અતુલ પરાક્રમવાળો અને ઉત્તમ ભાગ્ય તથા સૌભાગ્યવાળો રત્નસાર નામે કુમાર છે, તેજ લક્ષ્મીને નારાયણની જેમ આ કુંવરીને યોગ્ય છે.' આ પ્રમાણે તેનું વચન સાંભળીને તે કન્યા તમારા ઉપરજ પ્રીતિવાળા થઇ છે, અને બીજા વિદ્યાધર કુમારોનું નામ પણ સાંભળતી નથી, માત્ર કોઈપણ ઠેકાણે જરાપણ શાંતિને પામ્યા વિના તમારા ગુણ સમૂહનુંજ ધ્યાન કરતી કષ્ટથી રહી છે; તેથી કરીને અમારા પર કૃપા કરી તત્કાળ તેને પરણીને અમને આનંદ આપો. કારણ કે સત્પુરૂષો સર્વના મનની સમાધિ કરવામાં સાવધાન બુદ્ધિવાળા હોય છે." તે સાંભળી બુદ્ધિમાન કુમારે તે વિદ્યાધર રાજાને કહ્યું કે–" હે રાજા ! હું હમણાં તમારી આજ્ઞાનેજ આધીન છું." તે સાંભળીને પ્રસન્ન થયેલા તે રાજા વિદ્યાધરોને અને વિદ્યાધરીઓને ત્યાં યથાયોગ્ય કાર્યમાં નીમીને પોતાના મહેલમાં ગયો. પછી બન્ને ઠેકાણે શુભ મુહૂર્તે મંગળના ગીત ગાવા પૂર્વક વિવાહનો ઉત્સવ પ્રારંભ્યો. તેમાં સૌભાગ્યવંતી સ્ત્રીઓએ સુવર્ણના કુંભોમાં આણેલાં તીર્થનાં જળવડે હર્ષથી વહુ તથા વરને નવરાવ્યા. પછી ચંદનના રસવડે તે બન્નેને લેપ કર્યો, તે વખતે તેઓ જાણે કે પુણ્યરૂપી લક્ષ્મીના કટાક્ષના સમૂહવડે ચોતરફ વ્યાપ્ત થયા હોય તેમ શોભવા લાગ્યા. પરણવાના અલંકારો, વસ્ત્રો અને પુષ્પોની માળાવડે ભૂષિત કરેલા તે બન્ને તે વખતે જાણે ચાલતા કલ્પવૃક્ષ અને કલ્પલતા હોય તેમ શોભતા હતા. પછી સર્વ સમૃદ્ધિ સહિત મોટા અશ્વ ઉપર આરૂઢ થઈને રાજકુમાર પોતાના મહેલથી ચાલ્યો, તેની આગળ વાજિંત્રો વાગતા હતા, અને નટીઓ નૃત્ય કરતી હતી. એ રીતે ઉત્સવપૂર્વક તે રાજાના મહેલ પાસે આવ્યો, ત્યાં દ્વારમાં સાસુએ લવણનું ઉતારવું વિગેરે–રીત રીવાજ પ્રમાણે કર્યું, ત્યાર-

પછી રાજપુત્રે વિવાહ મંડપમાં પ્રવેશ કર્યો. ત્યાં અગ્નિની સાક્ષીએ શુભ મુહૂર્તે મંગળનાં ગીતો પૂર્વક વિદ્યાધર રાજાએ પોતાની પુત્રી કુમારને પરણાવી. પાણિમોચનની ક્રિયા વખતે વિદ્યાધરેંદ્રે તેને શ્રેષ્ઠ અલંકારો, વસ્ત્રો તથા વિવિધ પ્રકારની પાઠ બોલવાથી જ સિદ્ધ થનારી વિદ્યાઓ આપી. ત્યારપછી કુમાર વહુને લઈને મોટી ઋદ્ધિથી પોતાના મહેલમાં આવ્યો. તે બન્નેને કૃષ્ણ અને લક્ષ્મીની જેવો પરસ્પર ગાઢ પ્રેમ થયો.

એક દિવસ કુમાર પોતાના ગૃહના ઉદ્યાનમાં પ્રિયા સાથે ક્રીડા કરતો હતો, તે વખતે અકસ્માત્ આકાશ માર્ગે ઉડતો કોઈ પોપટ તેના હસ્તકમળમાં આવીને બેઠો. કુમારે તે પોતાના ક્રીડા પોપટને ઓળખ્યો, તેથી પ્રીતિ વડે તેને આલિંગન કરી હર્ષથી ઉત્સુકતા પૂર્વક તેને પૂછ્યું કે—" હે શુકરાજ ! માતા પિતાના અને પુરજનોના કુશળ સમાચાર કહે. તે સાંભળવા મારૂં મન અત્યંત ઉત્કંઠિત છે. " ત્યારે શુક બોલ્યો કે—" તે વખતે હાથીએ તમારૂં હરણ કર્યું સાંભળીને તમારા માતા પિતા વિગેરે સર્વ લોકો ઘણો ખેદ પામ્યા છે. વળી નિરંતર તમારા વિયોગના દુઃખના વશથી નીકળતા અશ્રુજળ વડે તેમનાં નેત્રો ભીંજાએલાં જ રહે છે, તેઓનું ચેતન ઉડી ગયા જેવું થયું છે, અને અત્યંત શોકથી દુઃખી થયેલા હોવાથી જાણે ચિત્રમાં આળેખેલા હોય તેમ સર્વદા મહા કષ્ટથી રહેલા છે, હું પણ તે વખતે તમારા વિયોગથી અત્યંત દુઃખી થઈ મૂર્છા પામ્યો હતો, પરંતુ તમારા પુણ્યના પ્રભાવથી જ જીવ્યો છું. પછી મેં તે સર્વને કહ્યું કે—" હે રાજાદિક સર્વ લોકો ! મારૂં વચન સાંભળો. એક માસને અંતે તે કુમારને અથવા તેના વૃત્તાંતને જો હું ન લાવું, તો જ્વાળાની શ્રેણિ વડે પ્રચંડ એવા અગ્નિના કુંડમાં હું પ્રવેશ કરીશ. તેથી તમે સર્વે વિષાદને તજી સ્વસ્થ ચિત્તે રહો.' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને હું નગરમાંથી બહાર નીકળ્યો. સર્વ ગામો અને ઉદ્યાનો વિગેરે સ્થાનોમાં હું ઘણું ભમ્યો, પરંતુ જેમ ભાગ્યહીન પુરૂષ નિધિને ન પામે તેમ તમને કોઈ પણ ઠેકાણે જોયા નહીં. છેવટ આજે અહીં દૃષ્ટિને આનંદ આપનાર તમને ભાગ્ય યોગે જોયા તે બહુ સારૂં થયું. હવે તમે વિલંબ ન કરો. પિતા વિગેરે

મનુષ્યોના આનંદને માટે શીઘ્ર ચાલો. કારણકે મારો અવધિ પણ પ્રાયે પૂર્ણ થવા આવ્યો છે." તે સાંભળીને કુમારનાં નેત્રો અશ્રુવડે વ્યાપ્ત થયાં, તેણે વિચાર્યું કે—" વિષય સુખમાં મૂઢ થયેલા મને ધિક્કાર છે. અહીં રહેવાથી મેં દુર્બુદ્ધિએ સ્વભાવથી જ વત્સલતાને ધારણ કરનાર માતા પિતા વિગેરે સમગ્ર લોકોને આવી કષ્ટકારી દશા પમાડી. જેઓ નિરંતર સેવા કરીને માતા પિતાને પ્રસન્ન કરે છે, તેજ પુત્રો વખાણવા લાયક છે. તો હજુ પણ ત્યાં જઇને તેમને સેવાવડે પ્રસન્ન કરૂં. હવે મારે અહીં જરા પણ રહેવું એ સર્વથા યોગ્ય નથી." એમ નિશ્ચય કરી કુમારે શુકને સાથે લઈ રાજા પાસે જઈ વિનંતિ કરી કે—" હે રાજા! આ શુકરાજ રત્નપુરથી આજ આવ્યો છે. તેણે મારા વિયોગથી પીડાતા માત પિતાનું વૃત્તાંત કહ્યું, ત્યારથી મારૂં મન માબાપના દર્શનમાં અત્યંત ઉત્સુક થયું છે, તેથી મને ત્યાં જવાની શીઘ્ર આજ્ઞા આપો." તે સાંભળી બુદ્ધિમાન રાજાએ ગદગદ કંઠે તેને કહ્યું કે-" હે વત્સ! તું જા, એમ જો હું કહું તો તે ઠીક નથી, અહીં રહે એમ કહું તો તે પણ સારૂં નથી, અને મૌન રહું- કાંઈ પણ જવાબ ન આપું તો ઉદાસીનતા થાય છે. તો હું શું કહું? અથવા આવા વિચારો કરવાથી શું? એટલું જ કહું છું કે તું શીઘ્રપણે વિયોગથી પીડાતા પોતાના માબાપને ખુશી કર." આ પ્રમાણે કુમારને આજ્ઞા આપી રાજાએ પોતાની પુત્રીને બોલાવી તેને આ પ્રમાણે વિશેષ કાર્યનો ઉપદેશ આપ્યો—" હે પુત્રી! પોતાનો પતિ પોતાની પાસે આવે ત્યારે ઉભા થવું, તેની સાથે વાત કરવામાં નમ્રતા રાખવી, તેના ચરણ ઉપર દૃષ્ટિ રાખવી, તેને એ- સવા આસન આપવું, તેની સર્વ સેવા જાતે કરવી, તેના સુતા પછી પોતે સુવું, અને તેના જાગ્યા પહેલાં પોતે શય્યાનો ત્યાગ કરવો. આ પ્રમાણે પૂર્વાચાર્યોએ કુલવધૂના શુદ્ધ ધર્મો કહેલા છે." આ પ્રમાણે રત્નમંજરીને શિખામણ આપીને રાજાએ પુત્રી સહિત કુમારને તેના ઘર તરફ જવા વિદાય કર્યો. કુમાર પણ પોતાની પ્રિયા, પોપટ અને મિત્ર વિદ્યાધરો સહિત મોટા વિમાનમાં આરૂઢ થઈ આકાશ માર્ગે ચાલ્યો. વિમાનમાં રહેલો કુમાર વાયુની જેમ આ- કાશને ઓળંગી ક્ષણવારમાં રત્નપુરની નજીક પહોંચ્યો. વિમાનને

આવતાં જોઈ લોકોએ તર્ક કર્યો કે—"શું આ સમુદ્રમાં ઉત્પન્ન થયેલા રત્નોના સમૂહોને વાયુએ આકાશમાં ઉછાળ્યા છે ? કે શું સૂર્યાદિક જ્યોતિષનો સમૂહ નિરંતર ભ્રમણ કરવાના શ્રમના ભયને લીધે આકાશમાંથી પૃથ્વી પર આવે છે ? કે શું પુણ્યના ફળને પ્રત્યક્ષ દેખાડવા માટે સ્વર્ગ પોતેજ અહીં આવે છે ?" આ પ્રમાણે પુરજનોને કલ્પના કરાવતી વિમાનની શ્રેણિ શોભતી હતી. ત્યારપછી પ્રથમ પોપટ રાજા પાસે ગયો, ત્યાં સિંહાસન પર બેઠેલા પુત્રના શોકથી અત્યંત કષ્ટ પામતા રાજાને તેણે વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! ખેદનો ત્યાગ કરો. આનંદને ધારણ કરો. કારણકે આ તમારો પુત્ર પ્રિયા સહિત અદ્ભુત લક્ષ્મીએ કરીને આવે છે." તે સાંભળી પુત્રના આગમનથી રાજા અત્યંત હર્ષ પામ્યો, અને નગરમાં આ પ્રમાણે મોટા ઉત્સવોની શ્રેણિ કરાવી—ઠેકાણે ઠેકાણે આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવા માંચાઓ રચાવ્યા, દરેક દ્વારે તોરણો સહિત કેળના સ્તંભો ઉભા કર્યા, માર્ગમાં ઠેકાણે ઠેકાણે કલ્યાણકારક મોતીના સાથીયાઓ કરાવ્યા, કુમારથી ઉત્પન્ન થયેલા જાણે કીર્તિના સમૂહો હોય એવા ધ્વજો બંધાવ્યા, રાજમાર્ગમાં ચંદન અને કેસરના રસો છંટાવ્યા, વેશ્યાઓ દૃષ્ટિને શીતળતા ઉત્પન્ન કરે તેવું નૃત્ય કરવા લાગી, રાજપુત્રના મોટા ઉગ્ર પુણ્યને માણસો પાસે કહેતા હોય એમ મૃદંગ વિગેરે વાજિંત્રોની શ્રેણિ ઉંચે સ્વરે વાગવા લાગી, સધવા સ્ત્રીઓ મધુર સ્વરે ધવળ મંગળ ગાવા લાગી, અને બંદીજનો સ્ફુટ રીતે કુમારની બિરૂદાવળી બોલવા લાગ્યા. આ પ્રમાણે અપાર ઉત્સવો થતા હતા, તે વખતે પરિવાર સહિત કુમાર પુરજનોને આશ્ચર્ય ઉત્પન્ન કરતો વિમાનમાંથી નીચે ઉતર્યો. પછી પોતાના મહેલમાં પ્રવેશ કરી માતા પિતાના ચરણકમળમાં તેણે નમન કર્યું. તેઓએ પણ અત્યંત આનંદથી તેની પ્રસંશા કરી કહ્યું કે—"હે વત્સ! તારા વિરહાગ્નિથી ઉત્પન્ન થયેલા જે તાપનું અત્યંત દુઃખ નિરંતર અમે અનુભવ્યું, તે સર્વ હમણાં તારા દર્શનરૂપી અમૃત રસે નાશ કર્યું છે. હવે તું તારૂં વૃત્તાંત અમને કહે." તે સાંભળી કુમારે વિચાર્યું કે—"સત્પુરૂષો પોતાનું નામ પણ બોલતા નથી, તો મારે મારૂં પોતાનું વૃત્તાંત શીરીતે કહેવું ?" એમ વિચારી તેણે ભૃકુટીની

સંજ્ઞા વડે પોપટને આજ્ઞા કરી, ત્યારે તેણે તેનું સર્વ ચરિત્ર કહ્યું. તે સાંભળી રાજા અત્યંત આનંદ પામ્યો, અને પોતાના પુત્રને સર્વ રાજ્યનો ભાર ઉપાડવામાં સમર્થ થયો જાણી બુદ્ધિમાન રાજા બોલ્યો કે—"હે વત્સ ! લોકમાં ખ્યાતિ પામેલી આ ક્ષમા ( પૃથ્વી ) નું મેં સારી રીતે અત્યાર સુધી પાલન કર્યું છે. હવે તેનો ભાર તારા ઉપર આરોપણ કરવા ઇચ્છું છું, અને સર્વ પ્રકારના સુખને કરનારી જે જિનાગમમાં ક્ષમા ( ક્ષાંતિ ) સંભળાય છે, તે બીજીજ છે, તો હે નિર્મળ હૃદયવાળા ! તેનાજ ભારને ઉપાડવા હવે અમારી ઈચ્છા છે. તે ભાર સર્વ સંવર ( વિરતિ ) વિના વહન કરી શકાય તેવો નથી, તેથી તું રાજ્યને અંગીકાર કર, અને અમે તે ( સંવર )ને અંગીકાર કરીયે. શાસ્ત્રમાં કહ્યું છે કે—માબાપને જિનભાષિત ધર્મના માર્ગમાં પ્રવર્તાવવાથી પુત્ર સારી રીતે અનૃણપણાને પામે છે, અન્યથા પ્રકારે પામતો નથી. તે વિષે સ્થાનાંગમાં કહ્યું છે કે— " આ દુનિયામાં ત્રણ જણ [1]દુષ્પ્રતિકાર્ય છે, તે આ પ્રમાણે—માતા પિતા ૧, સ્વામી ૨ અને ધર્માચાર્ય ૩. તેમાં કેટલાક ભક્તિવંત પુત્રો માતપિતાને શતપાક અને સહસ્રપાક તેલ વડે અભ્યંગ કરી, સુગંધ ગંધદ્રવ્યવડે ઉદ્વર્તન કરી, ઉષ્ણ જળ વડે સ્નાન કરાવી, સર્વ અલંકાર વડે વિભૂષિત કરી, મનોહર સ્થાલીપાક ( રાંધવા )થી શુદ્ધ કરેલા અઢાર પ્રકારના શાક સહિત સુંદર ભોજન જમાડી જાવજીવ પર્યંત પોતાની પીઠ પર ચડાવી તેમને વહન કરે, તોપણ તે માતા પિતાએ કરેલા ઉપકારનો બદલો વળતો નથી. પરંતુ જો તે માતા-પિતાને કેવળી ભાષિત ધર્મ કહીને, પ્રજ્ઞાપના કરીને તે ધર્મમાં સ્થાપન કરનારો થાય, તો માતાપિતાનો તે અનૃણ થાય છે." ઈત્યાદિ. તે સાંભળીને રત્નસારે પણ " ગુરૂ જનની વાણી ઓળંગવા લાયક નથી. " એમ વિચારીને રાજાની આજ્ઞા અંગીકાર કરી. જે પિતાની વાણીનો સ્વીકાર કરે, તેજ પુત્ર કહેવાય છે. ત્યારપછી શ્રેષ્ઠ બુદ્ધિવાળા રાજાએ ઉત્સવ સહિત પુત્ર ઉપર સામ્રાજ્યનો ભાર સ્થાપન કર્યો, અને પોતે જ્ઞાનભાનુ નામના ગુરૂની પાસે ચારિત્ર

૧ જેના ઉપકારનો બદલો ન વાળી શકાય એવા.

અંગીકાર કર્યું. તે રાજર્ષિ હજાર વર્ષ સુધી દુષ્કર તપસ્યા કરી, કર્મનો ક્ષય કરી, કેવળ જ્ઞાન પામી મોક્ષે ગયા.

રાજ્યને ભોગવતો રત્નસાર રાજા એકદા રાત્રીને છેલ્લે પહોરે દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે જાગૃત થવાથી વિચારવા લાગ્યો કે—" પૂર્વ જન્મમાં મેં એવું શું શુભ કર્મ કર્યું હશે ? કે જેથી આવા પ્રકારનું ઐશ્વર્ય અનાયાસે મને પ્રાપ્ત થયું ? જો કોઈ જ્ઞાનના અતિશયથી શોભતા ગુરૂ મહારાજ અહીં પધારે તો તેને આ વૈભવનો હેતુ પૂછીને હું શંકા રહિત થાઉં." આ પ્રમાણે તે વિચાર કરતો હતો, તેટલામાં રાત્રિ સમાપ્ત થઇ, અને ચોતરફથી અંધકારના સમૂહનો નાશ કરી પ્રકાશ પ્રગટ થયો. ત્યારપછી તે નરનાથ પ્રાતઃક્રિયા કરીને સુધર્મા સભાને જેમ ઇંદ્ર શોભાવે તેમ પોતાની સભાને જેટલામાં શોભાવતો હતો, તેટલામાં ઉદ્યાનપાળે આવી રાજાને વિજ્ઞપ્તિ કરી કે—" હે સ્વામી ! હમણાં આપણા કુસુમાકર નામના ઉદ્યાનમાં ઘણા શિષ્યોના પરિવારવાળા, જિનાગમનો પાર પામેલા અને વિવિધ પ્રકારની લબ્ધિવાળા શ્રી વિનયંધર નામના સૂરિમહારાજ પધાર્યા છે." તે સાંભળીને રાજાના શરીર ઉપર હર્ષથી રોમાંચરૂપી કંચુક વિકસ્વર થયો, અને તત્કાળ પોતાના વાંછિત અર્થની સિદ્ધિ પ્રાપ્ત થવાથી અત્યંત હર્ષિત થઇ વિચારવા લાગ્યો કે—" અહો ! મને આજે અકસ્માત ગુરૂ મહારાજનો સમાગમ થયો, તે વાદળા વિના મેઘની વૃષ્ટિ થઇ, પુષ્પ વિના ફળની ઋદ્ધિ પ્રાપ્ત થઈ, અને મારૂં પુણ્ય પારપક્વ થયું—ઉદયમાં આવ્યું." ત્યારપછી રાજાએ તેને પ્રીતિદાન આપી સંતુષ્ટ કર્યો. કેમકે વિવેકી મનુષ્યો કદાપિ ઉચિતનું ઉલ્લંઘન કરતા નથી. પછી રાજા ગજેંદ્રપર આરૂઢ થઇ પરિવાર સહિત અદ્ભુત સમૃદ્ધિએ કરીને તરત જ તે ઉદ્યાનમાં આવ્યો. ત્યાં રાજ્યનાં પાંચ ચિન્હો ÷ તજીને શ્રી ગુરૂને પંચાંગ પ્રણામ કરી ઉચિત સ્થાને બેઠો. ગુરૂ મહારાજે પણ રાજા વિગેરે સર્વ જનોને પુણ્ય લક્ષ્મીને પોષણ કરનારી ધર્મલાભની આશિષવડે સંતુષ્ટ કરી ધર્મદેશના આપી કે—"હે ભવ્ય જીવો !

÷ છત્ર, ચામર, મુકુટ, યાન અને ખડ્ગ એ પાંચ અભિગમ. ક્વચિત્ યાનને બદલે ઉપાનહ પણ ગણાય છે.

ઉત્તમ કુળાદિક સહિત આ દુર્લભ મનુષ્યભવ પામીને પ્રમાદનો ત્યાગ કરી ધર્મનું સેવન કરો. કેમકે તે ધર્મ એકાંત હિતકારક તથા પરલોકમાં સહાયકારક વિગેરે ગુણવાળો હોવાથી બંધુ અને ધનાદિક કરતાં પણ અતિ પ્રધાન કહેવાય છે." ઇત્યાદિક ધર્મદેશના સાંભળીને રાજાનું મન વ્રત લેવા તત્પર થયું, તોપણ પોતાનો પૂર્વભવ જાણવાની ઈચ્છાથી તેણે સદ્ગુરૂને પૂછયું કે—"હે સ્વામી! મારા પર કૃપા કરીને મારા પૂર્વભવનું વૃત્તાંત કહો." ત્યારે ગુરૂ પણ શ્રુતજ્ઞાનથી તેનો પૂર્વભવ જાણીને આ પ્રમાણે બોલ્યા—

આ ભરતક્ષેત્રમાં હાથીઓનું નિવાસસ્થાન વિંધ્યાચળ નામનો પર્વત છે, તેની તળેટીમાં **સોમપલ્લી** નામની એક પલ્લી હતી, તેમાં ભદ્રિક સ્વભાવવાળો **સોમ** નામનો પલ્લીપતિ હતો, તેને નામથી તથા ક્રિયાથી પણ **સોમા** નામની પ્રિયા હતી. એકદા **દમઘોષ** નામના મહર્ષિ સાથથી ભૂલા પડ્યા, તેથી અટન કરતા કરતા જાણે તેના પુણ્યથી પ્રેરાયા હોય તેમ તે પલ્લીમાં આવી ચડ્યા. તે મુનિઓને બુદ્ધિરહિત અને અત્યંત રૌદ્ર પરિણામવાળા ભિલ્લો જેમ વાઘો ઉત્તમ બળદોને ઉપદ્રવ કરે તેમ ઉપદ્રવ કરવા લાગ્યા. પરંતુ કૃપાના સમૂહથી વિકસ્વર થયેલા તે નિપુણ પલ્લીપતિએ તેને જોઈ નરકથી પોતાના આત્માની જેમ તેઓથી તેમને મુક્ત કરાવ્યા, અને પછી ભક્તિ સહિત જાતે તેમની સાથે જઈ તે યતિઓને કોઇ નગરમાં પહોંચાડ્યા. દયાળુનો વિવેક એવોજ હોય છે. પછી પ્રસન્નતાથી પલ્લીપતિ તે યતિઓને નમસ્કાર કરી પોતાના ઘર તરફ પાછો વળ્યો, તે વખતે મુનીશ્વરોએ તેને કહ્યું કે—"હે ભદ્ર! પુણ્યથી રહિત થયેલા ભિલ્લોના ઉપદ્રવથી ઉત્તમ કરૂણાવાળા તેં અમને મૂકાવ્યા છે. એક સામાન્ય પ્રાણીનું રક્ષણ પણ મોટી સંપત્તિ આપનાર થાય છે, તો અતિચાર રહિત ચારિત્રને પાળનાર મહાત્માનું રક્ષણ કરવાથી સમૃદ્ધિ પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય છે? તેથી આ પુણ્યના પ્રભાવથી તું સંપત્તિનું સ્થાન થઈશ, તોપણ તને પરિણામે હિતકારક થાય એવો કાંઈક ઉપકાર કરવા અમારી ઇચ્છા છે." ત્યારે તે પણ બોલ્યો કે—"હે પૂજ્ય! ભવિષ્ય કાળમાં જે હિતકારક હોય, તે આપ શીઘ્ર કહો, તેમાં હું નિરંતર યત્ન કરીશ."

ત્યારે તે ગુરૂએ મોક્ષ લક્ષ્મીના દૂત સમાન પંચપરમેષ્ઠિના નમસ્કારનો તેની પાસે ઉપદેશ કર્યો, અને કહ્યું કે—" આ નમસ્કારનું માત્ર સ્મરણ કરવાથીજ પ્રાણીઓની ભવ ભવના વિપત્તિઓ દૂર થાય છે, અને સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—જે પ્રાણીઓના કંઠની સમીપે શ્રી નમસ્કાર મંત્ર આળોટતો હોય, અર્થાત્ કંઠે થયેલો હોય, હૃદયમાં રટન કરાતો હોય તેમને ભૂત પ્રેતો ચાકર રૂપ થાય છે, વ્યંતરો વિઘ્ન કરી શકતા નથી, યક્ષો તેમની રક્ષા કરવામાં તત્પર–સાવધાન હોય છે, વિવિધ પ્રકારની વ્યાધિઓ તેમને બાધા કરી શકતી નથી, તથા અગ્નિ, જળ અને વિષાદિકથી ઉત્પન્ન થતા ભયંકર ઉપસર્ગો તેમને અપકાર કરી શકતા નથી. આ મંત્ર સમગ્ર મંગળોમાં પ્રથમ મંગળ છે, અને સર્વ આગમોનું રહસ્ય છે, એમ પંડિતો કહે છે. જિનેશ્વરની પૂજા કરવા પૂર્વક આ મંત્રનો લક્ષ જાપ કરવાથી તીર્થંકર નામ કર્મ પણ બંધાય છે. તેમાં સંશય નથી. તેથી કરીને હે ભદ્ર ! આ મંત્રને તું હૃદયમાં ધારણ કર અને નિરંતર તેનું સ્મરણ કરજે. તેમ કરવાથી સર્વે અદ્ભુત સંપત્તિઓ તને પોતાની મેળેજ (અનાયાસે) પ્રાપ્ત થશે." તે સાંભળીને પલ્લીપતિ મુનિ પાસે વિધિ સહિત તે મંત્ર શીખ્યો. પોતાના કલ્યાણકારક પદાર્થ ઉપર કયો સચેતન આદર ન કરે ? મુનિ પાસેથી ચિંતામણિરત્નની જેમ તે દુર્લભ મંત્રને પામીને પોતાના આત્માને ધન્ય માનતો તે પલ્લીપતિ મુનિઓને નમસ્કાર કરી પોતાને ઘેર ગયો. પલ્લીપતિએ તે પંચ નમસ્કાર મંત્ર પોતાની પ્રિયાને પણ શીખવ્યો, ત્યારે તેણીએ તેને મોતીનાં હારની જેમ પોતાના કંઠનું આભરણ કર્યો. તે દંપતીએ હંમેશાં તે મંત્રનો તપ, સ્તુતિ, જાપ, ધ્યાન અને પૂજા વિગેરે સર્વ વિધિપૂર્વક કર્યું અને જાવજીવ સુધી ભક્તિ પૂર્વક તેની આરાધના કરી. ત્યારપછી આયુષ્ય પૂર્ણ થયે મરણ પામીને તે પલ્લીપતિનો જીવ તે પુણ્યના પ્રભાવથી તું રાજા થયો છે, અને તેની સ્ત્રી પણ મરીને આ તારી પ્રિયા રત્નમંજરી થઈ છે. અહો ! જગતમાં નમસ્કાર રૂપી રત્નની અદ્ભુત શક્તિ છે, કારણ કે તે એક જ મંત્ર સર્વ ઈચ્છિત સંપદાને આપનાર છે."

આ પ્રમાણે પોતાનો પૂર્વ ભવ સાંભળીને પ્રિયા સહિત

રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું, અને મનોહર સંવેગ પ્રાપ્ત થવાથી તેણે ગુરૂને કહ્યું કે—" હે પૂજ્ય ! એક ક્ષણવાર રાહ જુઓ. હું ઘેર જઈ મારા પુત્રને મારા રાજ્ય પર બેસાડી દીક્ષા લેવા આવું છું " તે સાંભળી સૂરીશ્વરે પણ તેને ઉત્સાહ પમાડ્યો કે—" હે રાજા ! તું ધન્ય છે, તારો જન્મ પવિત્ર છે, અને ખરેખર તું તત્ત્વને જાણનાર છે. કે જેથી પ્રતિબંધ રહિત આવી તારી બુદ્ધિ છે. તો હે શિષ્ટ ! તું વિલંબ કરીશ નહીં. કેમકે ધર્મના કાર્યમાં વિઘ્ન ઘણા હોય છે. " ત્યારપછી રાજાએ પોતાના મહેલમાં જઈ રત્નમંજરીના પુત્ર રત્નશેખરને રાજ્ય પર બેસાડ્યો, બીજા સર્વ પરિવારને યોગ્યતા પ્રમાણે સત્કાર કર્યો, અને અમારી પડહ[1] પૂર્વક જિનચૈત્યોમાં અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. ત્યારપછી પોતાના પુત્ર રત્નશેખર રાજાએ તેનો [2]નિષ્ક્રમણ ઉત્સવ કર્યો, તે દીન હીન જનોને મોટું દાન આપવા લાગ્યો, અને " ચિરકાળ સુધી તમે ચારિત્રને પાળો " એવી પુરજનોની વાણી કર્ણપથમાં કરતો ( સાંભળતો ) તે રાજા ઉદ્યાનમાં આવ્યો, અને તેણે ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે—" હે પ્રભુ ! મારા પર કૃપા કરીને સંસાર રૂપી ઉંડા કૂવામાં પડતા એવા મને મારી પત્ની સહિત વ્રતરૂપી દોરડા વડે ખેંચી કાઢો. " તે સાંભળી ગુરૂએ તે રાજાને તેની સ્ત્રી સહિત દીક્ષા આપી. પછી તે રાજર્ષિએ થોડા વખતમાં ગ્રહણા અને આસેવના એ બન્ને શિક્ષા શીખી લીધી. છેવટ તે રાજર્ષિ દાતરડાની જેમ પવિત્ર ચારિત્ર વડે થોડા સમયમાં કર્મોનું નિર્મૂળ ઉન્મૂલન કરી મોક્ષ પદને પામ્યા. આ પ્રમાણે જો ધર્મમય એક જ રત્નને ગ્રહણ કર્યું હોય તો તે મોક્ષના સુખ વિગેરે મહા ફળને આપે છે, તો હે ભવ્ય જીવો ! તે ધર્મરત્નનો સંગ્રહ કરો કે જેથી તમને શીઘ્રપણે અદ્‌ભુત સંપત્તિઓ પ્રાપ્ત થાય.

આ પ્રમાણે ગુરૂની ધર્મદેશના સાંભળીને શુભ ભાવવાળા થયેલા રાજાદિક હર્ષ પામીને સમકિત વિગેરેને પામ્યા. ત્યારપછી અવસર જાણી સ્વચ્છ બુદ્ધિવાળા રાજાએ જેના જ્ઞાન રૂપી દર્પણમાં સર્વ પદાર્થો સંક્રમ્યા હતા એવા ગુરૂને પૂછયું કે—" હે પૂજ્ય ! આ પદ્માકરે પૂર્વભવમાં શું પુણ્ય કર્યું હતું ? કે જેથી દેવો પણ

૧ ઉદ્‌ઘોષણા. ૨ દીક્ષા.

તેને નિરંતર ઇચ્છિત સંપત્તિઓ આપે છે ?" ત્યારે ગુરૂ બોલ્યા કે—"હે રાજેંદ્ર ! આ પદ્માકરે પૂર્વ ભવમાં જે પુણ્ય કર્યું હતું, તે હું કહું છું. તમે સાંભળો.

આ ભરત ક્ષેત્રમાં ભોગપુર નામનું નગર છે. તેમાં રત્નનાં ચૈત્યો હોવાથી રાત્રિ પણ દિવસ જેવી દેખાતી હતી. તેમાં નંદનવનની જેવો. નંદન નામે લક્ષ્મીવાન શ્રેષ્ઠી હતો, તેના સમકિત વિગેરે ગુણો કલ્પવૃક્ષની જેમ શોભતા હતા. એકદા જ્ઞાનસાગર નામના સૂરિ મહારાજ ઘણા સાધુઓના પરિવાર સહિત ચાતુર્માસ કરવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. ત્યા સજ્ઝાય, યોગ, ધ્યાન અને તપની વૃદ્ધિ કરનારા તેઓ નિર્દોષ ઉપાશ્રયમા સ્વસ્થ ચિત્તે રહ્યા. વર્ષાકાળમાં પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે ચક્ષુથી ન જોઇ શકાય તેવા સૂક્ષ્મ, ત્રસ અને સ્થાવર ઘણા સંમૂર્છિમ જીવો ઉત્પન્ન થાય છે, તેઓની વિશેષ પ્રકારે રક્ષા કરવા માટે જિનેશ્વરોએ મુનિઓને વર્ષાકાળમાં કાષ્ઠનું શયન અને આસન રાખવાની આજ્ઞા આપી છે. તેથી કરીને શ્રીગુરૂની આજ્ઞાથી અષાઢ માસની શુકલ દશમીને દિવસે કાષ્ઠની શય્યા લેવા માટે બે સાધુઓ ગામમાં ફરતા ફરતા તે નંદન શ્રેષ્ઠીના પૂર્વ જન્મના પુણ્યયોગે જાણે કે જંગમ કલ્પવૃક્ષ હોય તેમ તેને ઘેર આવ્યા. જાણે મૂર્તિમાન ધર્મજ હોય તેમ તેમને પોતાના આંગણામાં આવ્યા જોઇ હર્ષના રોમાંચથી વ્યાપ્ત થયેલો નંદન તત્કાળ ઉભો થઇ સાત આઠ પગલા તેમની સન્મુખ જઈ ભક્તિથી વિધિપૂર્વક સારી રીતે વંદના કરી હાથ જોડીને બોલ્યો કે—"અહો ! આજે મારા ગૃહાંગણમાં આપનું આગમન થયું છે, તે વાદળાં વિનાની વૃષ્ટિ જેવું થયું છે, મારવાડના દેશમાં કલ્પવૃક્ષની પ્રાપ્તિ જેવું થયું છે, ગરીબના ઘરમાં ચિંતામણિ રત્નની પ્રાપ્તિ જેવું થયું છે, અમાવાસ્યાની રાત્રિએ ચંદ્રના ઉદય જેવું થયુ છે, ઉખર ક્ષેત્રમા ધાન્ય પાકવા જેવું થયું છે, અને પર્વતના શિખર ઉપર કમળ વિકસ્વર થાય એવું થયું છે. આપ કૃપા કરીને આપના આવવાનું પ્રયોજન કહો, કે જેથી વસંત ઋતુવડે લતાની જેમ મારી પ્રીતિ વૃદ્ધિ પામે—મારા હૃદયમાં અધિક પ્રીતિ ઉત્પન્ન થાય." ત્યારે તે બેમાથી જે મોટા સાધુ હતા, તે બોલ્યા કે—"અમે અમારા ગુરૂની આજ્ઞાથી તમારી પાસે કાષ્ઠની શય્યા ( યાચવા ) માટે આવ્યા છીયે." તે સાંભળી શ્રેષ્ઠી અત્યંત

પ્રસન્ન થયો, અને કોમળ, નિર્મળ, સારા સાંધાવાળું, શુદ્ધ કાષ્ઠનું બનાવેલું, ભાંગ્યા તુટ્યા વિનાનું, છિદ્ર રહિત અને દોષ રહિત એવું લાંબું શયનીય જાણે પોતાના ગુણનો સમૂહ હોય તેમ તેણે તેમની પાસે પ્રગટ કર્યું-તેમને દેખાડયું, તથા હર્ષથી કહ્યું કે—"પ્રસન્ન થઈને આ શયન ગ્રહણ કરો, હંમેશાં આનો ઉપયોગ કરજો, તથા આ અત્યારથી આપનેજ સ્વાધીન હો." તે સાંભળી મોટા સાધુ બોલ્યા કે—"હે શ્રેષ્ઠી ! તપસ્વીઓને માત્ર વર્ષાકાળમાંજ કાષ્ઠની શય્યા કલ્પે છે, હંમેશાં કલ્પતી નથી. તેથી આ શય્યા તો તમારીજ છે, અમે તો માત્ર કાર્તિકી પૂર્ણિમા સુધી જ રાખવાના છીયે." તે સાભળી 'ભલે, તેમ હો.' એમ આનંદથી નંદને કહ્યું. તથા તે નંદન શ્રેષ્ઠીએ વિશાળ, નિર્મળ વિવિધ પ્રકારના અનુકૂળ ગુણો (દોરા) થી વણેલું જાણે પોતાનું પરલોકનું ભાતુંજ હોય તેમ એક કંબલ પણ આપ્યો. તે શ્રેષ્ઠીનો અધિક હર્ષ જોઈ તથા તે બન્ને વસ્તુનું એષણીયપણું જોઈ અનુગ્રહ કરવામાં તત્પર તે સાધુઓએ તે બન્ને વસ્તુ ગ્રહણ કરી. ત્યારપછી તે બન્ને વસ્તુ લઈને તેઓ ગુરૂની પાસે આવ્યા, અને ઈર્યાપથિકી પડિક્કમીને તે વસ્તુ ગુરૂને દેખાડી. તે શય્યામાં કંબલનો સંથારો પથરાય છે, તેના પર સૂરિરાજ વિશ્રાંતિ લે છે, અહો ! શ્રેષ્ઠીનું કેવું ભાગ્ય ? સ્વાધ્યાય, ધર્મદેશના, ધ્યાન, વાચના અને અધ્યાપન ( ભણાવવું ) એ વિગેરે વડે થાકી ગયેલા શ્રીગુરૂ મહારાજ શ્રુતની નીતિ વડે તેના પર વિશ્રાતિ લેતા હતા. તેના પર વિશ્રાંતિ લેતા ગુરૂને જોઈ જોઈને નિરંતર 'હું ધન્ય છું' એમ વિચારી પોતાના આત્માને અનુમોદતો (કૃતાર્થ માનતો) હતો. તેની તે અનુમોદનારૂપી નિર્મળ ચંદ્રિકા શય્યાદાનના પુણ્યરૂપી સમુદ્રને નિરંતર તરંગવાળી કરતી હતી. તે અગણ્ય પુણ્યના પ્રભાવે કરીને તે નંદન સ્વર્ગમાં દેવાગનાના ભોગને પ્રિય થયો. ત્યાં તે અભંગ અને અદ્દભુત વિસ્તારવાળા સ્વર્ગના ભોગો અનુભવીને પછી અહીં આ પદ્મમાકર દિવ્ય સુખનો નિધિરૂપ થયો છે. અક્ષય નિધિની જેવા તે શય્યાદાનના પુણ્યથી પ્રેરાયેલો તેનો પિતા તિલક શ્રેષ્ઠી કે જે સ્વર્ગમાં દેવ થયો છે, તે તેને સ્નેહની દૃઢ બુદ્ધિથી ગોભદ્રે શાલિભદ્રને આપી હતી તેમ ઈચ્છા પ્રમાણે વિવિધ પ્રકારની સુવર્ણનો મહેલ વિગેરે અદ્દભુત સંપત્તિ દિવ્ય શક્તિથી આપે છે. કહ્યું છે કે—"પુણ્યશાળી-

ના પૂર્વ જન્મનું પુણ્ય વિઘ્નનું હરણ કરે છે, વિપત્તિઓને છેદે છે, લક્ષ્મીનું પોષણ કરે છે, પાપનો નાશ કરે છે, રાજ્ય લક્ષ્મીને વિસ્તારે છે, પ્રતિષ્ઠાના[1] ઉદયને આપે છે, સુખને પુષ્ટ કરે છે, તથા દેવતાઓને કિંકર બનાવે છે, (યાવત્ તે) શું શું નિઃસીમ હિત નથી કરતું ?" આ પ્રમાણે ગુરૂએ કહેલા અને કર્ણને સુખ કરનારા પોતાના બે પૂર્વ ભવોને કર્ણ ગોચર કરીને પદ્માકર "અહો ! શય્યાદાનનું કેવું પુણ્ય છે ?" એમ વિચારી શુદ્ધ અંતઃકરણવાળો થઈ ઊહાપોહ કરતાં જાતિ સ્મરણ જ્ઞાન પામ્યો. ત્યારપછી હર્ષવડે પુષ્ટ થયેલો તે શ્રી ગુરૂને પ્રણામ કરી વિનય પૂર્વક બે હાથ જોડી બોલ્યો કે—"હે પ્રભુ ! હે ભગવાન્ ! આપે જે મારા પૂર્વ ભવાદિક કહ્યા, તે સર્વ તે જ પ્રમાણે થયા છે. હું પણ હમણાં જાતિ સ્મરણ થવાથી તે સર્વ સાક્ષાત્પણે જોઉં છું. અહો ! આપનું જ્ઞાન હદ વિનાનું છે.' આ પ્રમાણે કહીને હર્ષથી શુદ્ધ બુદ્ધિવાળા તેણે ગુરૂની પાસે બાર વ્રતથી વિસ્તારવાળો શ્રાદ્ધ (શ્રાવક) ધર્મ અંગીકાર કર્યો, અને "મારે મુનિઓને નિરંતર શય્યાદાન કરવું." એવો ઉગ્ર અભિગ્રહ તેણે આનંદથી લીધો. ગુરૂએ કહેલા તેનું મનોહર ચરિત્ર સાંભળવાથી 'અહો ! શય્યાદાનનું કેવું પુણ્ય છે ?' એ પ્રમાણે વિચારી શુદ્ધ અંતઃકરણવાળા થયેલા રાજાદિક તથા પદ્માકર પણ જિનેશ્વરે કહેલા પુણ્યની નિપુણતાવડે શોભતા સર્વે પોત પોતાને ઘેર ગયા. અપરિમિત સુકૃતો વડે જિન મતનો ઉદ્યોત કરતો અને પાત્રને વિષે નિર્દોષ શયનાદિક દાન કરવામાં તત્પર આ પદ્માકર ચિરકાળ સુધી શુદ્ધ વિધિ પૂર્વક શ્રાવક ધર્મની આરાધના કરી સ્વર્ગમા ગયો. આ પ્રમાણે દેવ અને મનુષ્યના આઠ ભવ સુધી શય્યાદાનના પુણ્ય રૂપી કલ્પવૃક્ષે પ્રાપ્ત કરેલા અદ્દભુત ભોગના સમૂહને ભોગવીને છેવટ નિર્મળ ચારિત્ર યોગ પામીને કેવળ જ્ઞાન-દર્શન પ્રાપ્ત કરી તે પદ્માકર મોક્ષે ગયો. આ પદ્માકરના ઉદાહરણથી મુનિઓને શય્યાદાન આપવાનું અગણ્ય પુણ્ય છે, એમ સાંભળીને પવિત્ર ભાવવાળા હે બુદ્ધિમાન જનો ! તમે સારી રીતે વિધિ પૂર્વક શય્યાદાન કરવામાં યત્ન કરો !

## इति पञ्चमः प्रकाशः ॥५॥



---

१ કીર્તિના.



# પ્રકાશ છઠ્ઠો. ( ૬ )



અહો ! જેનો દાનની પ્રસિદ્ધ રૂપી દીવો હજુ સુધી બળે છે, તે વિશ્વના.[૧]પાવક આદિનાથ પ્રકાશને કરો. હવે ઉપષ્ટંભ દાનનો નિર્દોષ આસનનું દાનકરવારૂપ તથા પુણ્ય સમૂહના અંકુરા રૂપ ત્રીજો ભેદ કહેવાય છે. વિવિધ પ્રકારના સૂક્ષ્મ જીવોના સમૂહવડે વ્યાપ્ત એવા કેવળ ભૂતળ ઉપર મુનિઓને બેસવાની તીર્થંકરોએ અનુજ્ઞા આપી નથી. તેથી કરીને વર્ષાકાળે કાષ્ઠમય પ્રાસુક ( નિર્દોષ ) આસન ઉપર મુનિઓ બેસે છે, બાકીના શેષાકાળે ઊર્ણાના આસન ઉપર બેસે છે, તે કારણથી પુણ્યશાળી શ્રાવકે નિરંતર સમય પ્રમાણે મુનીશ્વરોને મોટા ભાવથી આસન દાન કરવું. જે મનુષ્ય પ્રસન્ન ચિત્ત વડે મુનીશ્વરોને આસન દાન કરે છે, તેને અવશ્ય સ્વર્ગ અને મોક્ષ રૂપી મહેલમાં આસન મળે છે. જેના આસનપર સુખે બેસીને સાધુઓ વાચના, અધ્યાપન વિગેરે ક્રિયાઓ સાધે છે, તે પુરૂષો ધન્ય અને પુણ્યવંત છે. મુનિઓને આસન દાન કરનાર પુરૂષને ચારિત્રની પ્રાપ્તિ સુલભ થાય છે. કારણ કે તેઓને ચારિત્રની ક્રિયામાં તેણે સહાય કરી છે. જે પુરૂષ મુનીશ્વરોને આસન દાન આપે છે, તેને બીજા ભવમાં ઇંદ્ર અને ચક્રવર્તી વિગેરેના આસન પર બેસવાનું સુલભ થાય છે. જે પુરૂષ યતિઓને શુદ્ધ ભાવ પૂર્વક આસન દાન કરે છે, તે કરિરાજની જેમ મોટી રાજ્યલક્ષ્મીને પામે છે.

## આસન દાન ઉપર કરિરાજની કથા.

ભરતક્ષેત્રની પૃથ્વીનું ભૂષણ કાંચનપુર નામે નગર છે, તે

---

૧ અગ્નિ–પવિત્ર કરનાર.

સુવર્ણના મહેલો વડે ઉત્કૃષ્ટ શોભાને પામે છે. તે નગરમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થો પરસ્પર બાધા પીડા રહિત પરસ્પર જાણે અત્યંત મૈત્રીને પામ્યા હોય તેમ શુદ્ધ રીતે પ્રવર્તતા હતા. તે નગરમાં શત્રુઓનો નાશ કરનાર હસ્તી નામે રાજા હતો, તે નિરંતર નીતિ રૂપી લતાને વિકસ્વર કરવામાં મેઘ સમાન હતો. યુદ્ધમાં દરેક શત્રુઓનું તે [1]પંચત્વ કરતો હતો, તો પણ તે તેમના કુળનો ક્ષય કરનાર તરીકે પ્રસિદ્ધ થયો તે આશ્ચર્ય છે. તે રાજાને જાણે પૃથ્વી પર આવેલી દેવી હોય તેવી કમલા નામની રાણી હતી. તે માત્ર નેત્રના નિમેષ ઉપરથી જ મનુષ્ય છે એમ જણાતું હતું. શીલરૂપ આભ્યંતર ભૂષણ વડે જ તે ભૂષિત હતી, તો પણ વ્યવહારથી બાહ્ય અલંકારોને તે ધારણ કરતી હતી. તે રાજાને ઘણી કાંતાઓ છતાં તે જ એક પ્રિય હતી. પુષ્પની જાતિઓ ઘણી છતાં જાઈના પુષ્પનીજ વિશેષ માન્યતા હોય છે. સર્વ પ્રકારે મનોહર મોટા રાજ્યને ભોગવતાં તે રાજાને પ્રહરોની જેમ વરસો વ્યતીત થયા; પરંતુ તેના રાજ્યની ધૂસરીને ધારણ કરનાર એક પણ પુત્ર થયો નહીં, તેથી અત્યંત ખેદ યુક્ત થઈ તે વિચારવા લાગ્યો કે—" જરાવસ્થા મારા શરીરને પિશાચીની જેમ જીર્ણ કરે છે, અને મારા મસ્તક ઉપર ધર્મ રાજાના જાણે દૂત આવ્યા હોય, એમ પળીયાં આવ્યાં છે. તો પણ હજુ સુધી કુળના મંડન રૂપ પુત્રને મેં જોયો નહીં કે જેથી વૃક્ષ રૂપ જેને આશ્રીને રાજ્ય લક્ષ્મીરૂપ લતા વૃદ્ધિને પામે. આ મોટી રાજ્યલક્ષ્મી મોટા પરિવાર સહિત છતાં પણ તારાઓ સહિત છતાં પણ ચંદ્ર વિનાના આકાશની જેમ પુત્ર વિના શોભતી નથી. પુત્રને રાજ્ય પર સ્થાપન કરીને પછી હું પ્રવ્રજ્યા અંગીકાર કરીશ, એવો ચિરકાળનો મારો મનોરથ શી રીતે સફળ થશે ? મારા પૂર્વજો જ ધન્ય હતા. કારણ કે તેઓ વૃદ્ધાવસ્થાનું મુખ જોયા પહેલાં જ પોતાના પુત્રને વિષે રાજ્ય સ્થાપન કરી તપસ્યા કરવા નીકળી જતા હતા. "

આ પ્રમાણે ચિંતાતુર અને પુત્રની પ્રાપ્તિનો ઉપાય કરવામાં તત્પર

---

૧ એક એક શત્રુઓનું પાંચ પણું કરવાથી તેમના કુળની વૃદ્ધિ થવી જોઇએ, જેથી ક્ષય કરનાર બની શકે નહીં, તેથી વિરોધ આવ્યો, તેના પરિહાર માટે પંચત્વ એટલે મરણ કરતો હતો. તેથી કુળનો ક્ષય કરનાર થયો.

તે રાજા વરસની જેવડા દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. એકદા રાજાએ ભૂત, ભવિષ્ય અને વર્તમાનના ભાવો કહેવામાં નિપુણ નિમિત્તિયાને પ્રશ્ન પૂછયો કે—"હે વિદ્વાન્! મારે પુત્ર ક્યારે થશે? તેનો સંભવ શી રીતે છે? અને તે કેવો થશે? એ સર્વ હકીકત કહે." તે સાંભળીને ચર્મ ચક્ષુથી ન જોઈ શકાય તેવી સર્વ હકીકત જ્યોતિષ શાસ્ત્ર રૂપ ચક્ષુ વડે સારી રીતે જોઇને તેણે રાજાને કહ્યું કે—"હે રાજા! રાજ્યનો ભાર ઉપાડવામાં ધુરંધર તમારે પુત્ર થશે, પરંતુ તેનો સંભવ પુણ્યના પ્રભાવથી છે, એમ દેખાય છે. તેથી કરીને હે રાજા! માત્ર એક અગણ્ય પુણ્યનેજ વિસ્તારો. કારણ કે મનની વાંછા પૂર્ણ કરવામાં એક પુણ્ય જ ચિંતામણિ રૂપ છે." આ પ્રમાણે કર્ણને અમૃતની વૃષ્ટિ સમાન તેની વાણી સાભળીને પ્રસન્ન થયેલા રાજાએ ઘણું દ્રવ્ય આપી તેને સંતુષ્ટ કર્યો. પછી ભાવતું હતું અને વૈદ્યે કહ્યું, એ કહેવત પ્રમાણે તેના વચનને માનતા રાજાએ સર્વજ્ઞે કહેલા ધર્મમાં જ મનને એકતાન કર્યું. તેથી તેણે રાણી સહિત પ્રાસાદ કરાવવા, પ્રતિમા ભરાવવી, જિનપૂજા કરવી, ગુરૂની સેવા કરવી, દાન દેવું, અમારી પ્રવર્તાવવી, દુષ્કર તપ કરવો અને શ્રી તીર્થની યાત્રા કરવી એ વિગેરે ધર્મકાર્યવડે નિર્મળ અને અનુપમ પુણ્ય એકઠું કર્યું, કે જેથી તેના સમગ્રપાપો શીઘ્રપણે કૌતરાંની જેમ નાશી ગયાં—ઉડી ગયાં. ત્યારપછી કેટલેક કાળે શુભ આશયવાળી કમળા દેવીએ જેમ આકાશ ઘણા ઉજ્વળ વાદળાંમાં ઢંકાયેલા સૂર્યને ધારણ કરે તેમ પુણ્યવંત ગર્ભને ધારણ કર્યો. તે જ રાત્રિમા તેણીએ અમંદ મદના સુગંધને વિષે લુબ્ધ થયેલા ભમરાના સમૂહથી શોભતા હાથીને સ્વપ્નમાં જોયો. પ્રાતઃકાળે પુત્રની ઉત્પત્તિનો સાક્ષીરૂપ તે સ્વપ્ન રાણીએ રાજાને કહ્યો, તેણે રાજાના કાનનો અતિથિ થઇને રાજાને પ્રસન્ન કર્યો. ÷ અનુક્રમે સમય પૂર્ણ થયે તેણીએ રોહણાચળની પૃથ્વી જેમ રત્નને પ્રસવે તેમ દેદીપ્યમાન કાંતિવડે સૂતિકાગૃહને પ્રકાશિત કરતા પુત્રને પ્રસવ્યો. તે સાંભળી રાજાએ અનુક્રમે નગરીના જનોને સુખકારક અને સમગ્ર યાચકોને ખુશ કરનાર પુત્ર

÷ અર્થાત્ તે કથન સાંભળીને રાજા હર્ષ—સંતોષ પામ્યો.

જન્મના મહોત્સવો કર્યા. પછી પૂજ્યવર્ગની પૂજા કરવા પૂર્વક રાજાએ કરિ ( હાથી ) ના સ્વપ્નને અનુસારે તેનું કરિરાજ એવું સ્ફુટ નામ પાડયું. વૃદ્ધિ પામતા આ કુમારની સાથે ચંદ્રની સ્પર્ધા શી રીતે ઘટે ? કારણ કે આ કુમાર બોતેર કળાઓને પામ્યો હતો, અને ચંદ્ર તો સોળજ કળાને પામેલો હતો. રાજાએ તે કુમારને ઉત્સવ પૂર્વક નિર્મળ લાવણ્ય રૂપી જળની નદી સમાન મનોહર અંગવાળી રમણીઓ ( સ્ત્રીઓ ) પરણાવી.

અન્યદા વનના દાવાગ્નિ જેવા સંસારથી ઉત્પન્ન થયેલા તાપને નવા મેઘની જેમ સમાવતો અને સમતા રસયુક્ત ગુરૂનો ધર્મોપદેશ સાંભળીને હસ્તી રાજાએ વૈરાગ્ય રસના સમૂહવડે મનને પૂર્ણ કર્યું. તેથી વિષ જેવા વિષય સુખમાં વિમુખ થયેલા રાજાએ પોતાના સામ્રાજ્ય ઉપર કરિરાજને મોટા ઉત્સવ પૂર્વક સ્થાપન કર્યો. પછી તેણે મોટા ઉત્સવવડે પ્રશસ્ત દીક્ષાનો આશ્રય કર્યો. શુદ્ધ બુદ્ધિવાળા કદાપિ આત્મહિત કરવામાં મુંઝાતા નથી–પ્રમાદ કરતા નથી. તે રાજર્ષિ ઘણા વર્ષો સુધી દુષ્કર ચારિત્ર કરણી–તપસ્યાને અતિચાર રહિત પાળીને ઉત્તમ ગતિ પામ્યા. ત્યારપછી સ્વર્ગના રાજ્યની જેમ પોતાના મોટા સમૃદ્ધિવાળા રાજ્યને ભોગવતો અને સર્વ તેજસ્વીઓમાં શ્રેષ્ઠ એવો તે કરિરાજ નામનો રાજા શોભતો હતો.

એકદા તે કાચનપુરમાં દૂરદેશથી કોઇક અપાર બુદ્ધિવાળો અને કળાનો નિધિરૂપ સુમતિ નામનો [1]રથકારનો પુત્ર આવ્યો. પ્રસન્ન થયેલા સાક્ષાત્ વિશ્વકર્માએ તેને ઘણી, અતુલ્ય અને સર્વ જનોને વિસ્મય કરનારી શિલ્પકળા શીખવી હતી. તેની જ્ઞાતિ નહીં જાણતા છતાં પણ કળાવાન હોવાથી તેને તે નગરના રહીશ કોઇ રથકારે પોતાની પુત્રી પરણાવી. કળા જ સર્વત્ર ગૌરવતાને પામે છે. તે રથકાર પુત્રે ત્યાં જ નિવાસ કરી તેણીની સાથે ક્રીડા કરતાં કેટલોક કાળ લીલામાત્રમાં વ્યતીત કર્યો. તેના સાસરીઆઓ હંમેશા રથાદિક કરવા માટે શ્રેષ્ઠ કાષ્ઠ લેવા અરણ્યમાં જતા હતા, તે વખતે

[1] સુથાર.

તેમની સાથે તે પણ જતો હતો, પરંતુ કાંઈપણ લેતો નહોતો. કારણ કે પ્રવીણ પુરૂષની મતિ જેવી તેવી વસ્તુ ઉપર ઠરતી નથી. તે જોઈ તેના સાળાઓએ તેને કહ્યું કે—"હે બાળક જેવા બનેવી! તમે આ ઉત્તમ ઉત્તમ કાષ્ઠને પણ કેમ લેતા નથી?" ત્યારે તે બોલ્યો કે—"હે સાળાઓ! હું આમાં કોઈ યોગ્ય કાષ્ઠ જોતો નથી." તે સાંભળી પરસ્પર હાથ તાળીયો દેતા સાળાઓ હસીને બોલ્યા કે—"અહો! આ મૂર્ખ છતી આંખે લાકડાંને દેખતો નથી. અહો! સુંદર કાષ્ઠોને મૂકી મૂકીને ચાલ્યો જાય છે. અહો! આ બનેવીનું વિવેકીપણું કોઈ અલૌકિક છે. અથવા તો આ આપણો બનેવી ગાંડો જ લાગે છે. આવો હુશીઆર બહેનનો પતિ ભાગ્યથી જ મળે છે." આ પ્રમાણે સાળાઓની કરેલી મશ્કરીને હસી કાઢી જાણે પોતે સાંભળતો જ નથી—એમ રહેતો હતો. બુદ્ધિમાનની બુદ્ધિ અગાધ હોય છે.

એકદા સાળા વિગેરેની સાથે અરણ્યમાંથી પાછા આવતાં તેણે કોઈ ચિતામાં અર્ધું બળેલું શ્રેષ્ઠ કાષ્ઠ જોયું. તે લેવાનું તેનું મન જોઈ હાસ્યવડે પહોળા મુખવાળા સાળાઓએ તેની અનેક પ્રકારની હાંસી કરી, તો પણ તેણે ચિતાના મનુષ્ય પાસે અત્યંત આગ્રહ પૂર્વક માગીને લીધું. પછી ઘેર આવી તે કાષ્ઠ વડે જાણે પોતાના આત્માને દ્રવ્યનો સમૂહ પીરસવા માટે હોય એવી એક સુંદર દર્વી (કડછી) બનાવી. પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે—"હે પ્રિયા! આ દર્વી વડે દેવાતી વસ્તુ ખૂટશે નહીં, તેથી આ દર્વી એક લક્ષ દ્રવ્યે કરીને વેચવાની છે, અન્યથા વેચવી નહીં." આ પ્રમાણે પોતાની હુશિયાર સ્ત્રીને શિખામણ દઈને પતિએ તેને ચૌટામાં વેચવા આપી. ત્યારપછી પ્રાતઃકાળે તે વિચક્ષણ સ્ત્રી પતિની શિક્ષા સંભારતી હાથમાં તે દર્વીને ઉંચી રાખી ચૌટામા જઈને રહી—બેઠી. 'આ દર્વી શી રીતે દેવી છે?' (તેની શી કીંમત છે?) એમ ગ્રાહકોએ પૂછયું, ત્યારે તેણીએ કહ્યું કે—"જે પુરૂષ પૂરેપૂરા લક્ષ દ્રવ્યને આપે, તેજ આને ગ્રહણ કરે તેમ છે." તે સાંભળી વિચાર કર્યા વિનાજ તે ગ્રાહકોએ હાસી સહિત કહ્યું કે—"જો લાખ લેવાની તારી ઇચ્છા હોય તો પીપળે જા. (પીપળાના

વૃક્ષ ઉપર ઘણી લાખ હોય છે. )" કેટલાક ચતુર પુરૂષોએ તેણીને પૂછ્યું કે—" હે ભદ્રે ! આનું આટલું બધું મૂલ્ય કેમ કહે છે ? " ત્યારે તે બોલી કે—" આનો પ્રભાવ સાવધાન થઈને સાંભળો— આ દર્વીથી અપાતી ચીજ કદાપિ ઓછી થતી નથી, તેથી આનું લાખ દ્રવ્યનું મૂલ્ય પણ ઘણું.જ ઓછું છે. હે મનુષ્યો ! હું ગુણોનું જ મૂલ્ય કહું છું. કાષ્ઠનું મૂલ્ય કહેતી નથી. કેમકે કલ્પલતા કાષ્ઠ રૂપે છે તો પણ શું તે અમૂલ્ય નથી ? " આ પ્રમાણે તેણીએ ગુણનો ઉત્કર્ષ ( અધિકપણું ) કહ્યા છતાં પણ અવિશ્વાસને લીધે કોઇએ તે દર્વી ખરીદ કરી નહીં. અધૈર્ય ( અવિશ્વાસ ) ના વિલાસને ધિક્કાર છે. જે પુરૂષ જે વસ્તુના ગુણને જાણતો ન હોય, તે પુરૂષ તેમાં આદરવાળો હોતો નથી. કેમકે ધરાખ સ્વાદિષ્ઠ છે, તો પણ ઉંટ તેની સામું પણ જોતો નથી. છેવટ સાયંકાળને સમયે રાજાનો મોટો મંત્રી ત્યાંથી નીકળ્યો. તેણે તેણીને પૂછ્યું, ત્યારે પણ તેણીએ તે જ જવાબ આપ્યો. તે સાંભળી " મણિ, મંત્ર અને ઔષધિનો મહિમા વાણીથી કહી શકાતો નથી, અને પૃથ્વી બહુ રત્નવાળી છે." એમ વિચારી તે વિચક્ષણ મંત્રીશ્વરે તેણીના મનને વિશ્વાસ પમાડી તે દર્વી ગ્રહણ કરી. પછી પોતાને ઘેર આવી રાત્રિનો સમય થયે તે દર્વી રૂપાના પાટલા પર સ્થાપન કરી તેની કપૂર અને પુષ્પ વિગેરે સામગ્રી વડે પૂજા કરી તે નિપુણ મંત્રી સુઈ ગયો. પછી પ્રાતઃકાળે ઉઠી પ્રધાન તે દર્વી વડે જે જે વસ્તુ આપવા લાગ્યો, તે સર્વ ચક્રવર્તીના નિધાનની જેમ અક્ષય થઈ. આ પ્રમાણે તેના ગુણનો ઉત્કર્ષ જોઇ મંત્રીને પ્રતીતિ થઈ, તેથી તે રથકારને ઘેર તેણે લાખ દ્રવ્ય મોકલ્યું. ત્યાર પછી પ્રધાને રાજા પાસે જઇ રથકારની બનાવટના ગુણ કહેવા પૂર્વક તે દર્વી તેને દેખાડી. પ્રધાનો દીર્ઘદૃષ્ટિવાળાજ હોય છે. તે સાંભળી આશ્ચર્ય પામેલો રાજા તેની પરીક્ષા કરી હર્ષ પામ્યો. અને તેને તેણે કોશ ( ખજાના ) માં સ્થાપન કરી. કોણ કલ્પલતાનો ત્યાગ કરે ? " તે શિલ્પી ( કારીગર ) ફરી પણ આવું શિલ્પ કરે, તો તે મારા મનના વિનોદને માટે હંમેશાં તમારે મને દેખાડવું. " એમ રાજાએ મંત્રીને કહીને ઘણી પ્રસન્નતાથી કોશના અધિકારી પાસેથી મત્રીને લક્ષ દ્રવ્ય અપાવ્યું. અહીં તે રથકારના

સાળા વિગેરે " અહો ! આ બનેવીની કુશળતા અદ્‌ભુત અને અતુલ છે. " એમ કહી હર્ષથી વિકસ્વર નેત્ર કરી તેની પ્રશંસા કરવા લાગ્યા. તેના સાસરીયા વિગેરે બીજા પણ તેને અત્યંત બહુમાન આપવા લાગ્યા. લક્ષ્મી જેના મુખ સામું જુએ છે, તેની સન્મુખ કોણ ન થાય ?

અન્યદા તે રથકારે અરણ્યનાં કાષ્ઠો જોતાં જોતાં એક દિવ્ય દળ જોયું, તેથી તે લઇને તેણે ઘેર આણ્યું. વિદ્વાનોની દૃષ્ટિ સારભૂત વસ્તુ ઉપર જ હોય છે, જગતમાં ભ્રમણ કરવાથી ખેદ પામેલી લક્ષ્મીને જાણે પોતાના ઘરમાં વિશ્રાંતિ આપવા માટે જ હોય તેમ તેણે તે કાષ્ઠનો મનોહર પલ્યંક બનાવ્યો. પછી તેણે પોતાની પ્રિયાને તે પલ્યંક આપી પ્રથમની જ જેમ શિક્ષા દઇ તેને વેચવા માટે ચૌટામાં મોકલી. તે સ્ત્રી પણ પલ્યંકને લઇને પ્રાતઃકાળે ચૌટામાં ગઈ. ગ્રાહકોએ મૂલ્ય પૂછયું, ત્યારે તેણીએ લક્ષ દ્રવ્ય મૂલ્ય કહ્યું. કેટલાએક તો લક્ષનું શ્રવણ કરવાથી ભય પામીનેજ તેની સમીપે આવ્યા નહીં. શું પુણ્ય રહિત પ્રાણીઓ કલ્પવૃક્ષની સમીપે આવી શકે ? મૂર્ખપણાને લીધે કોઈ પણ મનુષ્યે તે પલ્યંક લીધો નહીં, અપરીક્ષકો રત્નની પરીક્ષા કરી શકે જ નહીં. અથવા તો તેવી વસ્તુ જેવા તેવાને ઘેર રહી શકતી નથી. શું ચિંતામણિ રત્ન જેવાતેવાના હાથમાં રહી શકે ? દિવસને છેડે સાયંકાળે મંત્રીએ આવી તેણીને પૂછયું, ત્યારે તેણીએ પણ સ્પષ્ટ રીતે તેજ પ્રમાણે મૂલ્ય કહ્યું, તેનો ગુણ પૂછયો, ત્યારે તે બોલી કે—" રાત્રિને વિષે તેમાં સુતેલો પુરૂષ જ તેના ગુણ જાણશે. આ પલ્યંકનો ગુણ જોયા પછી જો તમને રૂચે તો આનું મૂલ્ય મને આપવું, અને ન રૂચે તો મારો પલ્યંક જ પાછો આપવો. " આવું તેણીનું યુક્તિવાળું વચન અંગીકાર કરીને મંત્રીશ્વર જાણે ભેટણું લાવ્યો હોય તેમ તે પર્યંક રાજાપાસે લાવ્યો, અને બોલ્યો કે—" હે સ્વામી આ પલ્યંક તે જ શિલ્પીએ કર્યો છે, અને આનો ગુણ રાત્રિને વિષે આની અંદર સુતેલાથી જ જાણી શકાય છે. " તે સાંભળીને રાજાએ તે માંચાની પુષ્પાદિક વડે પૂજા કરી, પછી સાયંકાળની વિધિ કરીને, તેમા કૌતુકથી સુતો. તેમાં સુખેથી સુતા

છતાં પણ આજીવિકાની ચિંતાથી દરિદ્ર માણસને જેમ નિદ્રા ન આવે, તેમ રાજાને તેનું માહાત્મ્ય જોવાની ઇચ્છાથી નિદ્રા આવી નહીં, તેટલામાં દિવ્ય પ્રભાવને લીધે તે પલ્યંકના ચાર પાયાઓ જાણે કોઇ વિદ્વાન હોય તેમ પરસ્પર વાર્તા કરવા લાગ્યા કે–"અરે! આપણે જેના સમગ્ર કર્મ ક્ષીણ થયા હોય એવા પુરૂષની જેમ શા માટે બેસી રહેવું જોઇએ? બુદ્ધિ રહિત પુરૂષોનો સમય નિદ્રાદિક પ્રમાદમાંજ જતો રહે છે. આશ્ચર્યકારક કથા, નૃત્ય અને સંગીત વિગેરેના વિનોદ વિના આપણને આ ત્રણ પહોરવાળી રાત્રી પણ કરોડ પહોરવાળી ( હોય એવી લાંબી ) થશે. તેથી કરીને આપણે રાત્રિને સુખે નિર્ગમન કરવા માટે કાંઇક આશ્ચર્યકારક અને રસવડે મનોહર કથાની પ્રસ્તાવના કરીયે." તે સાંભળી રાજા પણ "દિવ્ય ભાષાવડે બોલતા આ કાષ્ઠના પાયા કેવી કથા કરશે?" એમ વિચારી આશ્ચર્ય પામી સાવધાન થયો.

પછી તે ચાર પાયામાંથી પ્રથમ જાણે વાચાળ હોય તેમ પહેલો બોલ્યો કે—"શાસ્ત્રોમાં ચાર પુરૂષાર્થો સંભળાય છે. પરંતુ તેમાં એક કામ પુરૂષાર્થ જ પ્રધાન છે. કારણ કે તે એકમાંજ એકાંત સુખ સમાયેલું છે. ઉદાર એવા શબ્દ, રૂપ વિગેરે ભોગ વિલાસમય આ કામજ છે. તેથી વિશ્વમાં મનોહર આ કામજ સર્વ પ્રકારના સુખનું કારણ છે. ક્ષુધા તૃષા વિગેરેથી ઉત્પન્ન થયેલું જે દુઃખ અનુભવાય છે, તે પ્રકાશને અભાવે અંધકારની જેમ કામના અભાવથી જ અનુભવાય છે, આ કામની જેમ અર્થમા એકાંત સુખનું કારણપણું મનાતું નથી, કેમકે અર્થની પ્રાપ્તિ કરવામાં, ખર્ચ કરવામાં અને રક્ષણ કરવામાં દુઃખજ સમાયેલું છે. કહ્યું છે કે–જે દુર્ગમ અરણ્ય અને સમુદ્ર વિગેરેમાં ગમન કરવું પડે છે, જે નીચ પુરૂષની સેવા કરવી પડે છે, જે માતા, પિતા અને બંધુ વિગેરેને મારે છે, જે ચોરી વિગેરે દુષ્કર્મ કરાય છે, જે સમગ્ર રાત્રિ જાગરણ કરાય છે, તથા જે દીન વચનાદિક બોલાય છે, તે સર્વ પ્રસિદ્ધ એવા ધનની જગતને આકુળ વ્યાકુળ કરનારી દુષ્ટ ચેષ્ટાજ છે. જો કદાચ કામભોગમાં અર્થનો ઉપયોગ થાય, તોજ તે સુખકારક થાય છે, નહીં તો મમ્મણ શેઠની જેમ દુઃખદાયક નિવડે છે.

અને ધર્મ તથા મોક્ષ તો ધૂર્ત્ત જનની કલ્પનારૂપી શિલ્પીએ કલ્પેલા છે, તેઓ પ્રત્યક્ષના વિષયથી દૂર હોવાથી અછતા અને અતાત્વિક છે. પ્રાણીઓને પૂર્વના પુણ્ય અને પાપના યોગથી શુભ અને અશુભ થાય છે, એમ જે કહેવું તેમાં પણ એકાંત નિયમ નથી. કારણકે કોઇ પથ્થર પ્રતિમારૂપે થઇ પૂજાય છે, અને કોઇ પથ્થર પગે અથડાય છે, તેમાં કાંઇ પુણ્ય પાપ વિગેરે કારણ નથી. જે મોક્ષમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ, વચન, વર્ણ, ઇચ્છા, બુદ્ધિ, સુખ, દુઃખ વિગેરે કાંઇ પણ નથી, તે મોક્ષમાં અને આકાશના પુષ્પમાં કાંઇ પણ વિશેષ નથી. ( અર્થાત્ મોક્ષ અછતો-કલ્પિત માત્ર જ છે. ) કદાચ ધર્મ અને મોક્ષ તાત્વિક-સત્ય છે એમ માનીયે, તોપણ તેનાપર બુદ્ધિમાન પુરૂષે આદર કરવા જેવું નથી. કારણકે બુદ્ધિમાન પુરૂષો સુખના અભિલાષી હોય છે; અને આ ધર્મ તથા મોક્ષ તો દુઃખથી સધાય છે (કષ્ટ સહન કરવાથી તેઓ સિદ્ધ થાય છે.) તે આ પ્રમાણે —જે ભયંકર ઉપસર્ગોને સહન કરે છે, જે નિરંતર મોટી તપસ્યાઓ વડે સમગ્ર શરીરને શુષ્ક કરે છે, જે ઘણા મળનું સ્થળ હોય છે, જે સર્વ મનોહર પદાર્થોના સમૂહમાં ઇંદ્રિયોને નિયમમાં રાખે છે, જે મોટા તાપ, ટાઢ, વિગેરેથી ઉત્પન્ન થતા કષ્ટને નિરંતર સહન કરે છે, અને જે કાયોત્સર્ગ વિગેરે ક્રિયાઓ કરવામાં અત્યંત ધીરજવાન હોય છે, તેવો જ પુરૂષ વિધિ પ્રમાણે ધર્મનું આરાધન કરવા સમર્થ થાય છે. મોક્ષ પ્રાપ્ત કરવામાં પણ આવો જ પુરૂષ સમર્થ હોય છે, તે સિવાય બીજો કોઇ પણ સમર્થ નથી. અને આવું કષ્ટ કરવાથી પણ પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે, તે તો માત્ર સોગન આપીને સાચું મનાવવા જેવું છે. જે પુરૂષ કામો પ્રાપ્ત થયા છતાં પણ અધિક સુખ મેળવવામાં લોભી થઇને તે કામોનો ત્યાગ કરે છે તેને વાનરની જેમ અપાર પશ્ચાત્તાપ થાય છે, તેની કથા આ પ્રમાણે—

એક અરણ્યને વિષે પરસ્પર પ્રીતિવાળા વાનર અને વાનરી રહેતા હતા, તેઓ પરસ્પરના વિયોગને સહન કરતા નહોતા. તેઓ જાણે એક દોરડાથી બંધાયેલા હોય તેમ વૃક્ષ ઉપર ચડવું, તેનાથી ઉતરવું, કુદકા મારવા, એ વિગેરે સર્વ ક્રીડાઓ સાથેજ કરતા

હતા. એક દિવસ ગંગા નદીને કાંઠે વાનરી સાથે રમતો તે વાનર [1]વાનીરના વૃક્ષ ઉપરથી અજાણતા પૃથ્વીપર પડ્યો. તરતજ તે તીર્થના પ્રભાવથી તે વાનર જાણે કે તેણે વિદ્યા સાધી હોય તેમ દેવકુમારની જેવો સુંદર મનુષ્ય થયો. તેને તેવો જોઈને વાનરી પણ તેજ માર્ગે પડીને તત્કાળ દેવાંગના જેવી નારી થઇ. પરસ્પર નવા થયેલા પ્રેમના અતિશયને ધારણ કરતા તે બન્નેએ પ્રથમની જેમ રાત્રિ દિવસ વિયોગ રહિત ચિરકાળ સુધી વિલાસ કર્યો. કોઈ દિવસે પતિએ પ્રિયાને કહ્યું કે—" જેમ આપણે પહેલાં તિર્યંચમાથી મનુષ્ય થયા હતા, તેમ હમણાં આપણે દેવ થઇએ. " ત્યારે તેણીએ પતિને કહ્યું કે—" હે દેવ ( સ્વામી )! દેવપણાનું કાંઇ પ્રયોજન નથી. મનુષ્યના ભોગો જ ભોગવીયે. કારણ કે અસંતોષ સર્વ દુઃખોની ખાણ છે. " આ પ્રમાણે તેણીએ નિષેધ કર્યા છતાં પણ તે મૂઢે અતિલોભને લીધે પૂર્વની જેમ તેજ વૃક્ષ ઉપરથી કાંઈ પણ ડર રહિત ઝંપાપાત કર્યો. હવે તે તીર્થનો પ્રભાવ એવો છે કે—જો તિર્યંચ પડે તો તે મનુષ્ય થાય, અને મનુષ્ય પડે તો તે દેવ થાય. પરંતુ જો ફરીથી પડે તો પાછા હતા તેવા જ થાય છે. તેથી ફરીને તે પુરૂષ ફરીથી ઝંપાપાત કરવાથી પાછો વાનર થઇ ગયો. તેને વાનર થયો જોઇને તે સ્ત્રીએ તેના જેવું કર્યું નહીં. ત્યાં એક દિવસ રાજાના સીપાઈઓએ અદ્ભુત સૌભાગ્યવાળી તેણીને જોઈ તેણીને રાજાને સોંપી. કારણકે જે સ્વામી રહિત હોય તેનો સ્વામી રાજાજ હોય છે. રાજાએ તે મનોહર આકૃતિવાળીને હર્ષથી પોતાની પટ્ટરાણી કરી. કેમકે સારા લક્ષણવાળી આકૃતિ લક્ષ્મીની સાક્ષીછે. તે વાનરને કોઈ નટ લોકોએ પકડીને તેને નાટ્ય શીખવ્યું. પછી એક દિવસે તેજ રાજાની પાસે તે નટોએ નૃત્ય પ્રારંભ્યું. તેમાં તે વાનર પાસે તેઓએ અદ્ભુત નૃત્ય કરાવ્યું. તે વખતે રાજાના અર્ધ આસન પર બેઠેલી તે સ્ત્રીને જોઈ વાનર રોવા લાગ્યો. પોતાની પ્રિયાને જોઈ જોઇને તથા પૂર્વનું સુખ સંભારી સંભારીને વારંવાર અશ્રુપાત કરતા તે વાનરે અત્યંત પશ્ચાત્તાપ કર્યો. બોલવામાં ચતુર તે રાણીએ પણ તેને ઓળખીને

૧ નેતરના.

કહ્યું કે—"હે કપિ ! પોતે વાવેલા અવિવેક રૂપી વૃક્ષનું ફળ ભોગવ." રાજા વિગેરે પણ તેણીની પાસેથી તેનું વૃત્તાંત સાંભળીને અત્યંત વિસ્મય પામ્યા, અને સર્વ આપત્તિઓનું મૂળ અસંતોષ છે એમ માનવા લાગ્યા. તેથી કરીને જે મનુષ્ય આ ભવમાં કામોને પામ્યા છતાં પણ પરલોકમાં અધિક સમૃદ્ધિ મેળવવા માટે ક્લેશોને સહન કરે છે, તે વાનરની જેમ પાછળથી અત્યંત પશ્ચાત્તાપ પામે છે. આ પ્રમાણે સર્વ પુરૂષાર્થમાં કામનું જ પ્રથમ સ્થાન છે–મુખ્યતા છે, એમ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે સાંભળીને બોલવામાં ચતુર બીજા પાયાએ તેને કહ્યું કે—"હે વાદી ! તેં જે કહ્યું તે યુક્તિ યુક્ત નથી. કારણકે સર્વ પુરૂષાર્થમાં અર્થનીજ પ્રધાનતા સિદ્ધ થયેલી છે. કેમકે કામનું મૂળ કારણ અર્થ જ છે. અર્થ વિના કામનો અસંભવ છે. કામના અર્થીજનો અર્થને માટેજ ક્લેશ પામતા દેખાય છે. સમગ્ર સુખનું હેતુ પણું વિત્તનુંજ ઘટી શકે છે. કારણ કે માત્ર વિત્તને જોવાથીજ બાળકનું મન પણ ઉલ્લાસ પામે છે. વળી હે વાદી ! તેં અર્થનો યોગ છતાં પણ જે મમ્મણ શેઠનું દુ:ખ વર્ણવ્યું, તે અયોગ્ય છે; કારણ કે તે દુ:ખ તેની કૃપણતાએ કરેલું છે. ( કાંઈ અર્થે દુ:ખ કર્યું નથી. ) ધનવડે મોટા ઘોડાઓ, અક્ષય ભોગો, સારા સૌભાગ્યવાળી સ્ત્રીઓ, ગર્જના કરતા ગજેન્દ્રો, શ્રેષ્ઠ વસ્ત્રો, અને મોટી મોટી ભક્તિ કરનારા ચાકરો પ્રાપ્ત થાય છે. ધનવડે સર્વ મનુષ્યો સ્વજન થાય છે, સમગ્ર શત્રુઓ પણ મિત્ર થાય છે, અને રાજા પણ મોટી પ્રસન્નતાને ધારણ કરે છે. ધન વડે કોણ કોણ વશ ન થાય ? વૈભવ વડે નીચ માણસ પણ ઉંચપણાને પામે છે, અકુલીન પણ કુલીનપણાને પામે છે, અને લાઘવતાવાળો (હલકો) પણ ગૌરવતાને પામે છે. વૈભવ વડે શું શું શુભ નથી થતું ? જેઓ જ્ઞાનથી વૃદ્ધ હોય, તપવડે વૃદ્ધ હોય, સ્વજન પણાએ કરીને વૃદ્ધ હોય, અને જેઓ વયવડે વૃદ્ધ હોય, તે સર્વે ધનવડે વૃદ્ધ કહેવાતા પુરૂષોની પાસે રહીને [1]કિંકરપણાનો આશ્રય કરે છે તે આશ્ચર્ય છે. ધનવાનને મુંગાપણાનો દોષ હોય તો તે પરિમિતભાષી કહેવાય છે, તેનામાં જો

૧ તેના કહેવા પ્રમાણે ચાલે છે.

ચપળતાનો દોષ હોય તો તે ઉદ્યમી કહેવાય છે, તે જો આળસુ હોય તો તે સ્થિરતાવાળો ગણાય છે, તેનામાં જડપણું હોય તો તે સરળ-પણું કહેવાય છે, વાચાળપણું હોય તો બોલવામાં હુશિયાર ગણાય છે, પાત્ર અને અપાત્રના વિવેકનું જ્ઞાન ન હોય તો ઉદારતા કહેવાય છે, અને તેનામા ઉદ્ધતપણું હોય તો તે તેજસ્વી ગણાય છે. ધનવા-નના કયા કયા દોષો પણ ગુણ રૂપે નથી થતા ? ગુણવાન હોય, પૂજ્ય હોય અને પ્રતિષ્ઠા પામેલો હોય, તોપણ વિત્ત રહિત પુરૂષ માન્યતાને પામતો નથી. શાસ્ત્રમાં પણ સંભળાય છે કે—પહેલાં દશરથનો પુત્ર ભરત પૃથ્વીનો રાજા થયો, અને પિતાની આજ્ઞાને વશવર્તી રામે વનમાં પ્રયાણ કર્યું. તે વખતે શ્રીરામ વનમાં કોઈ આશ્રમમાં આવ્યા, તેને ઓળખતા છતાં તાપસના પતિએ તેની સામા જવું, ઉભા થવું, વિગેરે કાંઇ પણ સત્કાર કર્યો નહીં. પછી બાર વર્ષ વ્યતીત થયા બાદ રાવણને લીલાવડે ઉન્મૂલન કરી અલંકારની જેમ લંકાનું રાજ્ય પ્રાપ્ત કરી મોટી ઋદ્ધિ સહિત રામ તે જ આશ્રમમાં ફરીથી આવ્યા, તે વખતે તે જ તપસ્વી તેની સન્મુખ ગયા, ફળાદિક આપ્યા, અને અર્ઘ્ય પાદ્ય વિગેરે વડે તેનો સત્કાર કર્યો, તે જોઇ તેને રામે કહ્યું કે—"તમે પણ તે જ છો, હું પણ તે જ છું અને આ આશ્રમ પણ તે જ છે. પ્રથમ કાંઇપણ મારો આદર તમે કર્યો નહોતો, અને આજે આટલો બધો આદર કેમ કર્યો ?" ત્યારે તે તાપસ બોલ્યો કે—"હે રામ ! ધનનું ઉપાર્જન કરો. આ જગતમાં સર્વનું કારણ ધન જ છે. નિર્ધનમાં અને મરેલામાં હું કાંઈપણ આંતરૂં જોતા નથી." ધન કેવળ આ લોકમાં જ [1] મહત્ત્વાદિકનું કારણ છે, એમ નથી; પરંતુ ધર્મનું અદ્વિતીય કારણ હોવાથી પર-લોકમાં પણ મહત્ત્વાદિકનું કારણ છે. કેમકે વિત્ત વિનાના ગૃહસ્થા-શ્રમીનું મન નિરંતર પોતાની આજીવિકામાં જ આકુળ વ્યાકુળ હોય છે, તેથી તે એકાગ્ર ચિત્તે ધર્મનું શ્રવણ પણ કરી શકતો નથી, તો ધર્મના અનુષ્ઠાનનું કરવું તો દૂર જ રહો. કારણ કે ધનને ઉપાર્જન કરવામાં વ્યગ્ર હોવાથી તે કદાપિ તૃપ્ત થતો નથી. શ્રદ્ધાવાળો પ્રાણી પણ ધન વિના ચૈત્ય કરાવવું, પ્રતિમા ભરાવવી, જિનપૂજા કરવી

૧ બહુમાન વિગેરે.

મહોત્સવ કરવો, તીર્થયાત્રા કરવી, તપનું ઉજમણું કરવું, જ્ઞાન લખાવવું, સંઘની ભકિત કરવી, દયા દાન દેવું, અને કોઈનો ઉપકાર કરવો, એ વિગેરે ધર્મકાર્યને જરા પણ સાધી શકતો નથી. કારણ કે ધન વિના તે સર્વનો અસંભવ છે. ધર્મનું કારણ ધન છે, એ વાત સિદ્ધ થવાથી સિદ્ધિનું ( મોક્ષનું ) કારણ પણ ધન જ સિદ્ધ થાય છે, કેમકે ધનથી ધર્મ થાય છે, ધર્મથી કર્મક્ષય છે, અને કર્મક્ષયથી મોક્ષ થાય છે. તે ઉપર દંડવીર્ય રાજાની કથા સાંભળો.

અયોધ્યા નગરીમાં આદીશ્વર ભગવાનના વંશને વિષે આઠમો રાજા દંડવીર્ય થયો, તે મહા પરાક્રમી અને ભરતના ત્રણ ખંડનો સ્વામી હતો. સોળ હજાર રાજાઓ તેની સેવા કરતા હતા, તે નિરંતર સમ્યક્ પ્રકારની વિધિપૂર્વક ધર્મની આરાધના કરતો હતો, "હું જેટલા સાધર્મિકને જાણું તેટલાને જમાડીને પછી જ મારે જમવું" એ પ્રમાણે તેણે જાવજીવ પર્યંતનો ઉગ્ર અભિગ્રહ લીધો હતો. "મારી દાનશાળામાં તમારે ભોજન કરવું. અને નિરંતર ધર્મ કર્યા કરવો." એમ કહીને તેણે પોતાના મહેલમાં લાખો સાધર્મિકોને રાખ્યા હતા. તેમાં કેટલાએકે જ્ઞાનાદિક ત્રણ રત્નને પ્રગટ કરવામા કુશળ એવા સુવર્ણના ત્રણ દોરા વડે પોતાનું હૃદય શોભાવ્યું હતુ, 'અમે હંમેશાં શ્રાવકનાં બાર વ્રતોને ધારણ કરીએ છીએ,' એવું જણાવવા માટે કેટલાકે પોતાના શરીર ઉપર બાર તિલકો ધારણ કર્યાં હતાં, કેટલાએક અરિહંત વિગેરેના ગુણ સમૂહની સ્તુતિ રૂપ પવિત્રતાવડે શોભતા ચાર વેદોને ઉંચે સ્વરે ઘોષ કરતા હતા, કેટલાક પુષ્પોને લાવતા હતા, કેટલાએક અરિહંતની પ્રતિમાને જળવડે સ્નાત્ર કરતા હતા, કેટલાએક દીપને પ્રગટાવતા હતા, કેટલાએક સુગંધિ ધૂપને ઉખેવતા હતા, કેટલાએક મુક્તાફળ ( મોતી ) વડે અષ્ટ મંગળને આળેખતા હતા, આ પ્રમાણે અરિહંતની પૂજામાં યત્ન કરતા હતા, કેટલાએક સામાયિક વ્રત લઇને પદ્મ આસને બેસી નાસિકાના અગ્ર ભાગ ઉપર નેત્રોને સ્થાપન કરી શ્રી નમસ્કાર મંત્રનો જાપ કરતા હતા. તથા કેટલાએક શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાનમાં તત્પર રહી દુષ્ટ આઠકર્મ રૂપી ઇંધણાને બાળનાર ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ

વિગેરે દુષ્કર તપ કરતા હતા. આ પ્રમાણે ક્રિયામાં ઉદ્યમવંત જાણે કે મૂર્તિમાન ધર્મ જ હોય તેવા શ્રાવકોને નિરંતર સર્વ મનોરથને પૂર્ણ કરનાર રાજા ભોજન કરાવતો હતો. પ્રાયે કરીને તેને ઘેર હંમેશાં કરોડ શ્રાવકો ભોજન કરતા હતા, તેથી તે રાજાએ કોટિભોજી એવું બિરૂદ ધારણ કર્યું હતું.

કોઈ એક દિવસે સ્વર્ગમાં રહેલો ઇંદ્ર તેની ધર્મને વિષે સ્થિરતા વિગેરે અદ્ભુત ગુણોની સંપદા જોઇને અત્યંત આશ્ચર્ય પામ્યો. તેથી તેની પરિક્ષા કરવા માટે તે જાતે અયોધ્યામાં આવ્યો, અને બીજા તેવાજ કરોડો શ્રાવકોને તેણે વિકુર્વ્યા. કરોડો નવા શ્રાવકોને આવેલા જોઈ જોઇને દંડવીર્ય રાજા 'અહો ! મારૂં કેવું ભાગ્ય છે. અહો ! મારૂં કેવું ભાગ્ય છે !' એમ ધારી મનમાં અત્યંત હર્ષ પામ્યો. પછી વિશાળ દાનશાળાઓમાં ભાઈઓની જેમ આદર સહિત તે રાજા પોતે સર્વેને ભકિતથી ભોજન કરાવવા લાગ્યો. પરંતુ ઇંદ્ર બીજા બીજા–નવા નવા શ્રાવકો વિકુર્વતો ગયો, તેથી સમુદ્રના જળની જેમ તેઓના પારને તે પામ્યો નહીં. તેમને ભોજન કરાવતાં જ શું બીજા કોઇને આવી સાધર્મિની ભક્તિ છે એમ જાણે જોવાને ઇચ્છતો હોય તેમ સૂર્ય બીજા દ્વીપમાં ગયો–અસ્ત પામ્યો. આ પ્રમાણે શ્રદ્ધાથી સાધર્મિકની ભકિત કરતાં તે રાજાને આઠ ઉપવાસ થયા, પરંતુ તેના હૃદયમાં લેશ પણ ક્લેશ થયો નહીં. તેના હૃદયમાં ખેદ તો થયો નહીં, પરંતુ ઉલટું તેનું મન ઉલ્લાસ પામ્યું, તે જોઇને ઇંદ્ર પોતાનું રૂપ ધારણ કરી વાર વાર હર્ષથી તેની પ્રશંસા કરવા લાગ્યો કે—" હે દંડવીર્ય ! હે મહા ધૈર્યવાન્ ! તું ચરમ શરીરી છે, તું ધન્ય છે, કારણ-કે સાધર્મિકને વિષે તારી ભકિત અદ્ભુત જણાય છે. તેં આજે ભરત અને આદિત્યયશા ( સૂર્યયશા ) વિગેરે તારા સર્વ પૂર્વજોને તારા [1]તે તે ગુણોએ કરીને પ્રગટ કર્યા છે. ઉત્તમ પુત્ર રૂપ તારાવડે આજે સ્વામીનો વંશ શોભે છે. સૂર્ય વિના બીજા ગ્રહો વડે આકાશ શોભતું નથી. હે રાજા ! હું ઇંદ્ર છું. તારી પરીક્ષા કરવા આવ્યો છું. જગતમાં ઉત્તમ ગુણવાળા તારા આત્માની પરીક્ષા મારાથી શી રીતે થાય ?

૧ તેઓમાં જે જે ગુણો હતા, તે તે ગુણો તારામાં છે માટે.

આ પરીક્ષાવડે મેં તને જે સંતાપ પમાડ્યો છે, તે મારા અપરાધને તું ક્ષમા કર. કારણ કે સત્પુરૂષો સર્વ સહન કરનાર હોય છે. ભરતચક્રીનું સર્વ કાર્ય કરવાની તારી યોગ્યતા છે, માટે તું શત્રુંજયની યાત્રા તથા તીર્થનો ઉદ્ધાર કર. હું પણ તરતજ ત્યાં આવીને તને સહાય કરીશ." તે સાંભળીને રાજાએ હર્ષ પામી તેને કહ્યું કે—"હે ઇંદ્ર! તમે મને બહુ સારૂં કહ્યું. તમે મને ભરત જેવા પૂજ્ય છો. તમારી વાણીથી હમણાં જ હું સંઘને બોલાવીને યાત્રા માટે પ્રયાણ કરૂં છું." તે સાંભળીને હર્ષથી ઇંદ્ર તેને દિવ્ય બે કુંડળ, બાણ સહિત ધનુષ, હાર અને રથ આપીને સ્વર્ગે ગયો. ત્યારપછી મોટું કાર્ય કરનાર દંડવીર્ય રાજાએ ત્રણે ખંડમાંથી સંઘને બોલાવી સુવર્ણના દેવાલયમાં આદિનાથની રત્નમય પ્રતિમા સ્થાપન કરી યાત્રા માટે પ્રયાણ કર્યું. માર્ગમાં ઠેકાણે ઠેકાણે સ્નાત્ર પૂજા, ધ્વજારોપણ વિગેરે મહોત્સવોને કરતો અને કરોડો વિત્તનો વ્યય કરતો તે રાજા અનુક્રમે શત્રુંજય પહોંચ્યો. તત્કાળ ઈંદ્ર પણ ત્યાં આવ્યો, તેના કહેવા પ્રમાણે વિધિ પૂર્વક રાજાએ સુવર્ણના પુષ્પાદિકથી તીર્થની પૂજા તથા સ્નાત્રાદિક મહોત્સવો કર્યા. દેવોને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી ઉત્સવોની શ્રેણીને કરતો તથા ઇચ્છા પ્રમાણે યાચકોને દાન દેતો તે રાજા કલ્પવૃક્ષ જેવો દેખાયો. ત્યાં ઈંદ્રની આજ્ઞા મુજબ રાજાએ હર્ષથી જીર્ણ થયેલા ચૈત્યોનો સુવર્ણ અને રત્નની શિલાઓના સમૂહવડે ઉદ્ધાર કર્યો. એજ પ્રમાણે રૈવતાચળ પર્વત ઉપર પણ યાત્રા તથા ઉદ્ધાર કરીને મોટા ઉત્સવો પૂર્વક તે રાજા નિર્વિઘ્નપણે પોતાને ઘેર આવ્યો. પછી સંઘનો સુવર્ણ, રત્ન અને વસ્ત્ર વડે અનેક પ્રકારે સત્કાર કરી નિર્વિઘ્નપણે તેમને પોતપોતાને ઘેર પહોંચાડ્યા. સ્ફટિક મણિ વિગેરેવડે અરિહંતોના કરોડો ચૈત્યો કરાવીને તેણે નિરંતર જિન સાસનની પ્રભાવના કરી. એકદા ભરત ચક્રીની જેમ અરિસામાં શરીરની શોભા જોતાં અંતઃકરણમાં ઉચ્ચ ભાવના થવાથી તે દંડવીર્ય રાજાને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. અર્ધ પૂર્વ સુધી ચારિત્ર પર્યાયને પાળી શુદ્ધિ બુદ્ધિ વાળા તે કેવળી સમગ્ર કર્મનો ક્ષય કરી મોક્ષ પદ પામ્યા. આ પ્રમાણે દંડવીર્ય રાજા-

ને અર્થથીજ કામ, ધર્મ અને મોક્ષ પ્રાપ્ત થયા. માટે સર્વ પુરૂષાર્થમાં અર્થનીજ પ્રધાનતા યોગ્ય છે.

આ પ્રમાણે સાંભળી ત્રીજો પાચો પણ વાદીની જેમ બોલ્યો કે—" હે વાદી ! તેં જે અર્થની જ પ્રધાનતા કહી, તે અયોગ્ય છે. કારણ કે અર્થનું કારણ ધર્મ જ છે. કેમકે ધર્મ વિના પ્રાણીઓને કદાપિં અર્થની પ્રાપ્તિ થતી નથી. શાસ્ત્રમાં સંભળાય છે કે-વસ્તુપાળ કે જે પૂર્વ જન્મમાં સંગમ હતો, તે પુણ્યના પ્રભાવથી જ જગતને વિસ્મય કરનારી દિવ્ય સંપદાને પામ્યો હતો. અહો ! એકજ દિવસ ધર્મનું આરાધન કરવાથી દ્રમક ( ગરીબ માણસ ) પણ ત્રણ ખંડનો સ્વામિ સંપ્રતિ નામે રાજા થયો હતો, અર્થનું કારણ ધર્મ સિદ્ધ થવાથી કામનું કારણ પણ ધર્મજ સિદ્ધ થાય છે. કેમકે અર્થની પ્રાપ્તિ થવાથી સર્વ કામની સંપદાઓ સુલભ છે. જેમ દહીં અને ઘી એ બન્નેનું કારણ દૂધ છે, તેમ અર્થ અને કામ એ બન્નેનું કારણ ધર્મજ કહેલો છે. ધર્મમાં તત્પર રહેનારા મનુષ્યને આ ભવમાં પણ પગલે પગલે સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. આ વિષય ઉપર ધર્મબુદ્ધ નામના મંત્રીની કથા છે, તે તમે સાંભળો.—

પૃથ્વીનું વિભૂષણ રૂપ પૃથ્વીભૂષણ નામે નગર છે. તેમાં રહેલા મનુષ્યો સદ્‌ગુણ રૂપ ભૂષણોવડે પોતાના આત્માને શોભાવતા હતા. તેમાં સાર્થક નામવાળો પાપબુદ્ધિ નામનો રાજા હતો. તેની બુદ્ધિ કદાપિ મનોહર ધર્મમાં પણ આનંદ પામતી નહોતી તેને સદ્વિચારની દૃષ્ટિવાળો ધર્મબુદ્ધિ નામનો મંત્રી હતો તેણે નિરંતર પોતાનું નામ સત્ય અર્થવાળું કર્યું હતું. રાજા રાત્રિ દિવસ વ્યસનાદિક પાપમાં જ પ્રવર્તતો હતો. ભુંડ કદાપિ કાદવ વિના બીજે ઠેકાણે આનંદ પામતો નથી. કોઈ એક દિવસ પ્રધાને રાજાને કહ્યું કે—" હે પૃથ્વીપતિ ! તમે પાપમાં પ્રવૃત્તિ ન કરો. કારણ કે પાપમાં જે પ્રવર્તે છે, તેની સંપત્તિઓ ક્ષીણ થાય છે. મોટું પુણ્ય છતાં પણ જો અનિતિ હોય તો તે લક્ષ્મીનો નાશ કરે છે, કેમકે દીવામાં ઘણું તેલ છતાં પણ શું તેને વાયરો બુઝાવી દેતો નથી ? તેથી કરીને તમે પાપનો ત્યાગ કરીને સમ્યક પ્રકારે ધર્મનું આચરણ કરો, કે જેથી દિવસે દિવસે વૃદ્ધિ પામતી સંપત્તિ તમને પ્રાપ્ત થાય."

તે સાંભળીને રાજાએ કહ્યું કે—“ આ જગતમાં દાન, વ્રત વિગેરે પુણ્યકાર્ય કર્યા છતાં પણ કોઈએ સંપત્તિ પ્રાપ્ત કરી નથી; ઉલટો ધર્મમાં તેનો વ્યય કરવાથી અને ધર્મની વ્યગ્રતાને લીધે નવી લક્ષ્મી ઉપાર્જન નહીં કરવાથી પૂર્વની લક્ષ્મીની દિવસે દિવસે હાનિ થાય છે. તું જ જો, કે સમ્યક્ પ્રકારે ધર્મનું આરાધન કરતા છતાં પણ સેંકડો મનુષ્યો દૌર્ભાગ્ય અને દારિદ્રાદિક વડે અનેક પ્રકારે દુઃખી થાય છે. પરલોકમાં ધર્મથી શુભની પ્રાપ્તિ થાય, તે તો કોણ વિદ્વાન શ્રદ્ધા કરે—માને ? તેથી કરીને તે અદૃષ્ટ સુખને માટે કયો બુદ્ધિમાન આત્માને ફોગટ ક્લેશ પમાડે ? અને પાપમાં પ્રવર્તનારને તો આ ભવમાં જ જાણે પરસ્પર સ્પર્ધા[1] કરતી હોય તેમ સંપદાઓ રાત્રિદિવસ વૃદ્ધિ પામે છે. તે આ પ્રમાણે—ખેતી વિગેરેમાં મોટા આરંભરૂપ પાપ વ્યાપારને કરનાર કણબી લોકો સંપત્તિનું સ્થાન થાય છે. વળી તું જો કે ખોટો વેપાર અને પરનો દ્વેષ એ વિગેરે પાપથી પ્રાપ્ત કરેલી લક્ષ્મીવડે વણિક લોકો કુબેર જેવા ધનાઢ્ય જોવામાં આવે છે, તેમજ તું જો કે દુષ્ટ શીળ અને કુટિલતા વિગેરે અનાચાર સેવવામાં તત્પર રહેનારી વેશ્યાઓ દેવાંગનાઓની જેમ ભોગોને ભોગવે છે, અમે પણ શત્રુનો ઘાત અને તેમના નગરો લુંટવા વિગેરે પાપ કરીને સર્વ પ્રકારે વૃદ્ધિ પામતી રાજ્ય સંપદાને ભોગવીએ છીએ, અને તું તો ધર્મમાં જ તત્પર હોવા છતાં પણ તેવી લક્ષ્મીને ભોગવતો નથી, અને થોડી ઘણી પણ તારી પાસે જે સંપત્તિ છે, તે પણ મેં જ આપેલી છે, પરંતુ તારા પુણ્યની નિપુણતાથી તે પ્રાપ્ત થઈ નથી. જો એમ ન હોય તો તું કોઈ પણ ઠેકાણે અહીંથી જઈને તારા પુણ્યનું ફળ દેખાડ. ” તે સાંભળીને મંત્રીએ ચિત્તમાં વિચાર્યું કે—“ મારો ચિરકાળનો યાત્રાનો મનોરથ આજે સફળ થાઓ. વળી દેશાંતરમાં ગયા વિના હું રાજાને પુણ્યનું ફળ દેખાડી શકીશ નહીં, તેથી મારે પરદેશ જવું. એ જ શ્રેષ્ઠ છે. ” એમ વિચારી રાજાની આજ્ઞાનો સ્વીકાર કરી તે મિષથી આનંદપૂર્વક શત્રુંજયાદિક તીર્થોની યાત્રા કરવા ચાલ્યો. માર્ગમાં તે વિવિધ

[1] પાપ જાણે હું વધું, અને સંપદા જાણે હું વધું એવી સ્પર્ધા.

પ્રકારનાં તીર્થોને ભક્તિથી વંદના કરતો શત્રુંજય ઉપર રહેલા જિનેશ્વરને નમવા માટે જતાં માર્ગમાં એક મોટી વિકટ અટવીમાં આવ્યો. તેની મધ્યે તેને કોઈ ભયંકર આકૃતિવાળો રાક્ષસ મળ્યો. તેને જોઈ મંત્રીએ ધીરજ રાખીને 'હે મામા !' એમ બોલી તેને નમસ્કાર કર્યો. ત્યારે રાક્ષસ બોલ્યો કે—" અરે ! તું મને મામો કહીશ નહીં. કારણકે હું સાત દિવસથી ભૂખ્યો છું, તેથી તને ખાવાનો છું." તે સાંભળી મંત્રી પણ બોલ્યો કે—" હું હમણાં કોઈ મોટા કાર્યને માટે નીકળેલો છું; તે કાર્ય કરીને શીઘ્રપણે પાછો વળવાનો છું. તેથી મારા પર પ્રસન્ન થઇને હમણાં તું મને છોડી દે. હું જ્યારે પાછો વળું, ત્યારે તારી ઇચ્છા પ્રમાણે કરજે. કારણ કે હું તારે આધીન છું." આવી વાણી સાંભળીને પ્રસન્ન થયેલા રાક્ષસે તેને તેના પુણ્યના પ્રસાદથી મૂકી દીધો, ત્યારે હર્ષથી વિકસ્વર નેત્રવાળો તે મંત્રી અનુક્રમે તીર્થને વિષે પહોંચ્યો. ત્યાં યુગાદીશને નમીને અદ્ભુત રચના વડે પૂજા કરીને ભક્તિવડે તલ્લીન મનવાળો થઇને વંદના કરવા લાગ્યો. તે વખતે તેના અંતઃકરણની ઉદાર ભક્તિ સાક્ષાત્ જોઇ વશ થયેલા ગોમુખ નામના યક્ષે પ્રત્યક્ષ થઈ તેને કહ્યું કે—" હે ભદ્ર ! તારી ભક્તિથી હું તુષ્ટમાન થયો છું, માટે ઇચ્છા પ્રમાણે વરદાન માગ." ત્યારે મંત્રી પણ બોલ્યો કે—" મને ધર્મની પ્રાપ્તિ થઇ છે, તેથી બીજું મારે શું માગવાનું છે ?" તે સાંભળી તેના સંતોષથી પ્રસન્ન થયેલો યક્ષ તેને સમગ્ર ઇચ્છા પૂર્ણ કરનાર કામકુંભ આપી અદૃશ્ય થયો. ત્યારપછી તે મંત્રી ત્રણ દિવસ તીર્થની સેવા વડે જન્મને સફળ કરી કામકુંભ સહિત પોતાના ઘર તરફ પાછો વળ્યો. માર્ગમાં આવતાં તેને તેજ રાક્ષસ મળ્યો. અને તે બોલ્યો કે—"હવે હું તારું ભક્ષણ કરૂં, ભક્ષણ કરૂં." ત્યારે મંત્રીએ તેને કહ્યું કે—" આ મારા અપવિત્ર શરીરને ખાવાથી તને શો સ્વાદ આવશે ? માટે હે દયાળુ ! અમૃત જેવા મનોહર દિવ્ય આહારનું ભોજન કર." તે સાંભળી રાક્ષસ બોલ્યો કે—" ભલે તેમ હો. પરંતુ તે દિવ્ય આહાર મને જલદી હમણાંજ આપ." ત્યારે મંત્રીએ પણ કામકુંભ પાસે તેને દિવ્ય આહાર અપાવ્યો. તે આહારને ખાતાં ખાતાં રાક્ષસ તૃપ્ત થઇને

બોલ્યો કે—" સર્વ ઇચ્છિત અર્થને સાધનાર આ મારા દિવ્ય લકુટ (લાકડી) ને તું ગ્રહણ કર, અને હે મહાશય ! આ કામકુંભ મને આપ." તે સાંભળીને મંત્રીએ પણ તેમ કર્યું. મહાન પુરૂષો કોઇની પ્રાર્થનાનો ભંગ કરતા નથી. ત્યારપછી આગળ જતાં મધ્યાન્હ સમયે મંત્રીને ક્ષુધા લાગી. તેથી તે કામકુંભને લાવવા માટે તેણે લકુટને આજ્ઞા આપી. તે લકુટ પણ ત્યાં જઈ તે રાક્ષસને અત્યંત કુટી કુટીને શ્રેષ્ઠ સુભટની જેમ કામકુંભ લઇને આવ્યો. કર્મની અનુકૂળતાએ કરીને કઇ વસ્તુની અનુકૂળતા ન હોય ? કેમકે શત્રુનું જ શસ્ત્ર શત્રુનો નાશ કરી પોતાની સંપત્તિને માટે થયું. ત્યાર પછી તે બન્ને વસ્તુ લઇને મંત્રી આગળ ચાલ્યો. તેટલામાં કોઇ ઠેકાણે શત્રુંજયને નમીને આવેલા એક સંઘને તેણે જોયો. તે જોઈ તેણે વિચાર કર્યો કે—" અહો ! મારાં પૂર્વનાં અગણ્ય પુણ્યો જાગતાં છે, કે જેથી આ સંઘે અકસ્માત્ અહીં આવી મારી દૃષ્ટિને પવિત્ર કરી. તેથી કરીને આની ભક્તિ કરી હું મારો જન્મ સફળ કરૂં. કારણ કે તીર્થના યાત્રાળુઓનો સત્કાર કરવાથી અનંત પુણ્ય બંધાય છે." આ પ્રમાણે વિચાર કરીને નિર્મળ હૃદયવાળા તે મંત્રીએ ભોજનને માટે આખા સંઘને ભક્તિથી નિમંત્રણ કર્યું. આવા કાર્યમાં કોણ પ્રમાદ કરે ? પછી કામકુંભના પ્રભાવથી તરતજ તૈયાર કરેલી દિવ્ય રસોઇ વડે તેણે શ્રીસંઘને ભોજન કરાવ્યું. પછી મનના ઉલ્લાસથી મનુષ્યોના ચિત્તને અનુકૂળ ( ગમતાં ) રત્ન જડિત વસ્ત્રો વડે તે આખા સંઘને તેણે પહેરામણી કરી. તે સર્વ જોઇ તુષ્ટ થયેલા સંઘપતિએ હર્ષથી અત્યંત પ્રાર્થના કરીને તે મહાત્મા મંત્રીને બે ચામરો આપ્યા, કે જેના વીંઝવાના વાયુથી સર્વ પ્રકારની આધિ તથા વ્યાધિનો નાશ થઈ જાય. કયો બુદ્ધિમાન પુરૂષ યોગ્ય વસ્તુ સુપાત્રને ન આપે ? પછી જાણે મૂર્તિમાન [1]ત્રણ પુરૂષાર્થ હોય એવી તે ત્રણ વસ્તુથી શોભતો તે મંત્રી અનુક્રમે જાણે મૂર્તિમાન મહોત્સવ હોય તેમ પોતાને ઘેર પહોંચ્યો.

અહીં તેજ દિવસે પાપબુદ્ધિ રાજાએ વિચાર કર્યો કે—" મેં મંત્રીને ધર્મની પરીક્ષા કરવા મોકલ્યો છે, પરંતુ તેના સમાચાર

૧ ધર્મ, અર્થ અને કામ.

પણ જણાતા નથી. તો હવે હું પોતે જ ધર્મની પરીક્ષા કરૂં. જેની પ્રત્યક્ષ પરીક્ષા કરી હોય, તેજ પ્રમાણરૂપ થાય છે. આ રત્ન જેની પાસે જશે, તેના કર્મના અનુસારથી હું પુણ્ય અથવા પાપને વિષે સુખનું કારણ અંગીકાર કરીશ." એમ વિચારીને રાજાએ લક્ષ મૂલ્યવાળું રત્ન એક બીજોરામાં ગોપવીને બજારમાં વેચવા માટે ગુપ્ત રીતે દાસીને આપ્યું. તે દાસીએ તે બીજોરૂં શાકપીઠમાં આણ્યું. તે વખતે ત્યાં મંત્રીની સ્ત્રી આવી. તેણી તેને મૂલ્યવડે ખરીદ કરી પોતાને ઘેર લઇ ગઈ. પછી તેણીએ તે ફળને કાપ્યું, તો તેમાંથી દેદીપ્યમાન કાંતિવાળું રત્ન નીકળ્યું. તે તેણીએ મંત્રીને આપ્યું. પુણ્યશાળીપાસે સંપત્તિ વિના પ્રયાસે પ્રાપ્ત થાય છે. રાજાએ દાસીના મુખથી મંત્રીને ઘેર રત્ન ગયાનું સાંભળ્યું, તેથી "અહો ! ધર્મનું માહાત્મ્ય અચિંત્ય છે." એમ વિચારી તેને કાંઇક શ્રદ્ધા થઇ. ત્યાર પછી મંત્રીએ જિનપૂજા અને ભોજન વિગેરે કરી વિચાર્યું કે—"રાજા પ્રત્યક્ષ રીતેજ ધર્મનું ફળ જુએ (જુએ તેમ કરૂં)." એ પ્રમાણે તેને બુદ્ધિ ઉત્પન્ન થવાથી તેણે કામકુંભ પાસે તત્કાળ જાણે સ્વર્ગનું વિમાન ઉતર્યું હોય તેવો સાત માળનો સુવર્ણ અને રત્નમય એક મહેલ કરાવ્યો. તેમા રાત્રિએ મનુષ્યોના નેત્રોને સ્તંભિત કરે તેવું બત્રીશ પ્રકારવાળું નૃત્ય પ્રારભ્યું, તે જોઈ જોઇને તથા સાંભળી સાંભળીને રાજા આશ્ચર્ય પામ્યો, અને "શું આ ઇંદ્રજાળ છે? કે શું સ્વપ્ન છે? કે શું સ્વર્ગ ઉતર્યું છે?" ઇત્યાદિક અનેક કલ્પના કરવા લાગ્યો, તેની નિદ્રાનો નાશ થયો, અને ત્રણ પહોરવાળી રાત્રિને જાણે કરોડ પહોરવાળી હોય તેમ નિર્ગમન કરી. પછી પ્રાતઃકાળે જેટલામાં રાજા મંત્રીને ઘેર જોવા આવ્યો, તેટલામાં તે સર્વ સંહરીને રાજા પાસે આવ્યો. અને રાજા પાસે રત્નનો ભરેલો થાળ ભેટરૂપ મૂકયો. રાજાએ પણ તે સંપદાને જોઇને આશ્ચર્ય પૂર્વક પૂછયું કે—"હે મંત્રી ! આવી અદ્ભુત સંપત્તિ તેં શી રીતે ઉપાર્જન કરી? તે કહે." ત્યારે મંત્રી પણ બોલ્યો કે—"હે સ્વામી ! આ સંપત્તિ મેં પુણ્યથી ઉપાર્જન કરી છે. મનુષ્યોને પુણ્ય વિના કાંઇપણ શુભ થતું નથી." તે સાંભળી રાજા દિઙ્મૂઢ બની ગયો. પછી તેને રજા આપી રાજા પોતાને ઘેર ગયા. રાજાએ વિચાર્યું કે—

"મંત્રીએ કાંઈપણ બહારથી સંપત્તિ આણી સાંભળી નથી, તો તેણે રત્નનો ભરેલો થાળ મને ક્યાંથી ભેટ આપ્યો? અથવા તેણે તત્કાળ દિવ્ય આવાસ શી રીતે બનાવ્યો? પરદેશમાં ભ્રમણ કરી કરીને તેણે શી અદ્ભુત વસ્તુ આણી છે? તો કોઇ પણ મિષથી તે સદ્બુદ્ધિનું ઘર હું જોઉં." એમ વિચારી એકદા રાજાએ હસીને અમાત્યને કહ્યું કે—"હે મંત્રી! ધર્મથી સંપત્તિ પામીને અમને એક વાર પણ જમાડ્યા તો નહીં." ત્યારે મંત્રીએ કહ્યું કે—"હે સ્વામી! આજે જ મારા પર કૃપા કરી પધારો." રાજાએ કહ્યું —"શીઘ્રપણે સર્વ સામગ્રી શી રીતે તૈયાર થશે?" તેણે કહ્યું—"ધર્મના પ્રસાદથી મારે સર્વ તત્કાળ સિદ્ધ થશે." ત્યારે 'બહુ સારૂં.' એમ કહી વિસ્મય પામેલા રાજાએ તેને રજા આપી. પછી સર્વ સામંત, રાજા વિગેરેને પરિવાર સહિત રાજાએ ભોજન કરવા બોલાવ્યા. 'મંત્રીના ઘરના ચુલામાં તો ઉંદરડા આળોટે છે.' એમ મનુષ્યના મુખથી સાંભળીને રાજા અત્યંત વિસ્મય પામ્યો, પછી મધ્યાન્હ સમયે મંત્રીએ સર્વ સામંતાદિક પરિવાર સહિત ભોજન કરવા બોલાવેલો રાજા તેને ઘેર ગયો, ત્યાં કામકુંભે આપેલા તે તે અમૃત જેવા સ્વાદિષ્ટ આહાર વડે તેણે તત્કાળ સામંતાદિક સહિત રાજાને જમાડ્યો. પછી ચિત્તને આનંદ આપનાર દિવ્ય વસ્રો વડે તેણે સર્વને પહેરામણી કરી. તે સર્વ જોઈ આશ્ચર્ય પામી રાજાએ તેને પૂછ્યું કે—"હે પુણ્યશાળી! તું દેશાંતરથી શી દિવ્ય વસ્તુ લાવ્યો છે? કે જેના પ્રસાદથી તારી સર્વ વાંછિત સિદ્ધિઓ થાય છે?" ત્યારે મંત્રીએ કહ્યું કે—"મને પુણ્યના પ્રભાવથી કામકુંભ મળ્યો છે." રાજાએ કહ્યું—'તે મને આપ.' મંત્રીએ કહ્યું—"આ કામકુંભ પુણ્યને આધીન છે. તેથી તે પાપીને ઘેર જતો નથી. સૂર્યને આધીન રહેનારો આતપ શું સૂર્ય વિના રહી શકે? અને કદાચ પ્રાપ્ત થાય તો ઉલટો ઉલ્કાપાતની જેમ અનર્થ ઉત્પન્ન કરે છે." તે સાંભળીને રાજા બોલ્યો કે—"ભલે ગમે તેમ થાય. તોપણ તે મને આપ." ત્યારે મંત્રીએ તેને તે ઘટ આપ્યો. રાજાએ પણ તેને કોશમાં મૂકી સેંકડો સુભટોથી તેનું રક્ષણ કરાવ્યું.

પછી પ્રાતઃકાળે મંત્રીએ લકુટને તે ઘટ લાવવાની આજ્ઞા કરી. ત્યારે તે લકુટ સુભટના સૈન્યને કુટી કુટીને તે ઘટને પાછો લાવ્યો. ત્યારપછી રાજાએ મંત્રીને કહ્યું કે—"તારી વાણી સત્ય થઈ, પરંતુ હે દયાળુ! મારા સૈન્યને સાજું કર." ત્યારે મંત્રીએ શીઘ્રપણે ચામરોના વાયુવડે આખા સૈન્યને સાજું કર્યું, સત્પુરૂષોની સંપત્તિ એ પરોપકાર કરવામાંજ આદરવાળી હોય છે, "અહો! ધર્મમાં તારી કેવી સ્થિર બુદ્ધિ છે? અહો! તારા ધર્મનું ફળ કેવું છે?" એમ કહી રાજાએ હર્ષથી મંત્રીને વસ્ત્રાદિક આપી સત્કાર કર્યો. ત્યારપછી રાજાને ધર્મની પ્રતીતિ થવાથી મનમાં હર્ષ પામી મંત્રીની પાસે તેણે જૈન ધર્મ અંગીકાર કર્યો. પછી તે બન્ને (રાજા અને મંત્રી) ચિરકાળ સુધી રાજ્યનું પાલન કરી, તે તે અદ્ભુત પુણ્યના કાર્યોવડે નિરંતર જિનશાસનની પ્રભાવના કરી, દીક્ષા ગ્રહણ કરી તથા તીવ્ર તપ કરી છેવટ અસંખ્ય સુખ રૂપ સિદ્ધિને પામ્યા. આ પ્રમાણે તે બન્નેને ધર્મના પ્રભાવથીજ કામ, અર્થ અને મોક્ષ પણ પ્રાપ્ત થયા, તેથી સર્વ પુરૂષાર્થોમાં હું ધર્મની પ્રધાનતા કહું છું.

તે સાંભળી વાદમાં આદરવાળો ચોથો પાચો બોલ્યો કે—"હે વાદી! બુદ્ધિમાન તેં જે ધર્મની પ્રધાનતા કહી, તે સત્ય છે. (ઠીક છે) પરંતુ તે કર્મમાર્ગનો આશ્રય કરીને યોગ્ય કહેવાય છે, અને તે માર્ગનો મધ્યમ પુરૂષોજ આશ્રય કરે છે, ઉત્તમ પુરૂષો તેનો સ્વીકાર કરતા નથી. કેમકે દેવ અને મનુષ્ય સંબંધી દુઃખ મિશ્રિત સુખને મેળવવાની ઇચ્છાવાળા મધ્યમ પુરૂષો વિવિધ પ્રકારના દાનાદિક ધર્મ ઉપર આદર કરે છે. પરંતુ ઉત્તમ પુરૂષો એકાંત સુખવાળા મોક્ષને જ ઇચ્છે છે, તેથી તેઓ મોક્ષને પમાડનારા નિષ્કર્મ માર્ગનીજ આરાધના કરવા ઉદ્યમવંત હોય છે. તે આ પ્રમાણે—

વિચાર પૂર્વક કાર્ય કરનારા મહાત્માઓની સર્વ પ્રવૃત્તિ પ્રયોજન વિનાની હોતી નથી, અને તે પ્રયોજન સ્વપરનો ઉપકાર કરવો તેજ છે, તે ઉપકાર સુખને મેળવવાનું કારણ છે, અને જે સુખ એકાંતિક હોય, અક્ષય હોય, અને દુઃખ મિશ્રિત ન હોય, તે જ તાત્વિક છે, બીજું સુખ તાત્વિક નથી. સંસારિક કોઈ પણ સુખ તેવા પ્રકારનું તાત્વિક નથી. કેમકે તે સંસારિક સુખ તે તાત્વિક સુખથી

વિપરીત છે, એમ સર્વ કોઈના જાણુવામાં છે. તે આ રીતે—અમૃત ભોજન, મણિના વિમાન, દેવાંગનાઓ, વાંછિત અર્થની સિદ્ધિ અને કલ્પવૃક્ષ એ વિગેરે વડે ઉત્પન્ન થયેલું સમગ્ર દેવતાઈ સુખ પણ ઈ-ર્ષ્યાદિકથી દુ:ખમય છે, તથા પરિણામે તિર્યંચાદિક ગતિ રૂપ દુ:ખને આપનારૂં છે. ચક્રવર્તીના વૈભવાદિકથી ઉત્પન્ન થયેલું મનુષ્ય સંબંધી અસંખ્ય સુખ પણ રોગ, શોક અને જન્માદિકથી મિશ્રિત છે, અને પરિણામે નારકાદિક દુ:ખને આપનારૂં છે. જો અનુત્તર વિમાનવાસી દેવોને પણ અક્ષય સુખ નથી, તો પછી તેની નીચેના સ્થાનોમાં વર્તતાને અક્ષય સુખ ન હોય તેનું તો કહેવુંજ શું? તેવું અક્ષય સુખ તો સમગ્ર કર્મના ક્ષય રૂપ મોક્ષમાંજ છે, અને તેની પ્રાપ્તિ નિષ્કર્મ માર્ગમાં રહેલાનેજ થાય છે. અધર્મની જેમ ધર્મનો પણ ક્ષય થવાથીજ મોક્ષ મળે છે. કારણકે તે ધર્મ પણ મોક્ષમાં જનારને સુવર્ણની બેડી સમાન છે. તેથી કરીનેજ મોક્ષ પામવાની ઈચ્છાવાળા ઉત્તમ પુરૂષો કર્મમાર્ગનો સર્વથા ત્યાગ કરીને નિષ્કર્મ માર્ગનોજ સ્વીકાર કરે છે. પ્રથમ તીર્થંકર કે જે નિરંતર ધર્મ અને ન્યાયનોજ વિસ્તાર કરતા હતા, તોપણ તેણે તેનો ત્યાગ કરી મોક્ષ મેળવવા માટે સર્વ સંવરને ધારણ કર્યો હતો. ભરત ચક્રી કે જે નિરંતર શ્રાવકની ભક્તિ, તીર્થયાત્રા અને જીર્ણોદ્ધાર વિગેરે ધર્મ કૃત્યમાં પ્રવર્તેલા હતા, તેણે પણ મુક્તિને માટે સર્વ સંવર અંગીકાર કર્યો હતો. સગર ચક્રી કે જે હજારો દેવોવડે સેવાતા હતા, તેણે પણ મોક્ષમાં ઉત્સુક થવાથી છખંડ પૃથ્વીના સામ્રાજ્યનો વિષની જેમ ત્યાગ કર્યો હતો. હરિષેણ કે જેણે આખી પૃથ્વીને અદ્દભુત જિન ચૈત્યો વડે અલંકૃત કરી હતી, તેણે પણ મોક્ષ મે-ળવવા માટે ચારિત્રનો સ્વીકાર કર્યો હતો. શ્રીરામ કે જે પોતાની સંતતિની જેમ પોતાની પ્રજાનું પાલન કરતા હતા, અને જેણે રાજ્યને નીતિ તથા ધર્મથી અલંકૃત કર્યું હતું, તેણે પણ મોક્ષને વિષે ઉત્સુક થઈને તૃણની જેમ રાજ્યનો ત્યાગ કર્યો હતો. બીજા પણ મહા ભુજ પરાક્રમવાળા પાંડવો વિગેરેએ મોક્ષના અર્થી થઈને મોટા સામ્રાજ્યનો ત્યાગ કરી સર્વ સંયમ ધારણ કર્યો હતો. વળી તેં ધર્મને સ્થાને જે મંત્રીનું દૃષ્ટાંત આપ્યું, તથા બીજા પાયાએ

અર્થને સ્થાને જે દંડવીર્યનું દૃષ્ટાંત આપ્યું, તે બન્નેએ પણ મુક્તિને માટે ઉદ્યમવંત થવાથી તે દાનાદિક અદ્ભુત ધર્મનો અને તે અદ્ભુત સંપત્તિનો ત્યાગ કરીને સર્વ સંવર ધારણ કર્યો હતો. તેથી કરીને સર્વ પુરૂષાર્થોને વિષે મોક્ષનીજ મુખ્યતા છે, તેને માટેજ વિદ્વાન પુરૂષો ધર્મ, અર્થ અને કામનો પણ ત્યાગ કરે છે.

તે સાંભળીને વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવો ત્રીજો પાયો ફરીથી બોલ્યો કે—"તેં જે મોક્ષની મુખ્યતા કહી, તે સત્યજ છે. પરંતુ હાલ આપણામાં મોક્ષ સાધવાની યોગ્યતા છે નહીં, કેમકે તેને સાધવામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રવાળો પુરૂષ શક્તિમાન હોય છે. વળી ધર્મ પણ જે ભાવપૂજા રૂપ કહેવાય છે, તે પણ આપણને ઘટતો નથી. કારણકે લેશ પણ વિરતિ સ્વીકાર કરવા આપણે સમર્થ નથી. પરંતુ આપણે દ્રવ્યપૂજા રૂપ ધર્મ કરવાને શક્તિમાન છીયે. તેથી તે ધર્મની આરાધના કરવામાં આપણે ઉદ્યમ કરવો યોગ્ય છે. ધર્મથી જ દુઃખે કરીને પામી શકાય તેવા મનુષ્ય જન્મ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ અને નીરોગતા વિગેરે પામી શકાય છે, કે જેઓ સિદ્ધિ–મોક્ષ મેળવવાનાં સાધન રૂપ છે. હજુ રાત્રિ ઘણી બાકી છે, તેથી હમણાં શાશ્વત ચૈત્યો વડે સુશોભિત વૈતાઢ્ય પર્વત ઉપર જઈ આપણે અરિહંતની દ્રવ્યભક્તિ કરીએ. કારણ કે એક જિનભક્તિ પણ સર્વ સંપત્તિને આપનારી છે. આ પ્રમાણે તે ત્રીજા પાયાનું કહેલું વચન બીજા ત્રણે પાયાઓએ પણ અંગીકાર કર્યું.

આ પ્રમાણે સાંભળી રાજાએ વિચાર કર્યો કે—"અહો! આ પાયાઓએ આવો યુક્તિમય વાદ શી રીતે કર્યો ? કેવી રીતે ધર્મ અને મોક્ષની મુખ્યતા સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરી ? ધર્મ અને મોક્ષ ઉપર તેઓનો આભ્યંતર આદર કેવો સ્ફુરે છે ? તેથી આ બુદ્ધિમાનોની કુશળતા કોને વખાણવા લાયક નથી ? અહો ! મારૂં પણ ભાગ્ય જાગૃત થયેલું સ્ફુરે છે, કે જેથી આ પાયાઓનો વાદ સાંભળીને મારી બુદ્ધિ પણ હમણાં ધર્મમાં દૃઢ થઈ. વળી આમની સહાયથી શાશ્વત જિનોને હું વાંદી શકીશ." એમ વિચારીને રાજા યોગીની જેમ અંગોને ગોપવીને તે પલ્યંકમાં નિશ્ચળ રહ્યો.

ત્યારપછી તે ચારે પાયાઓ જાણે કે [1]પાખરેલા ગરૂડ હોય તેમ પહોળી થતી પાંખોના વ્યાપારથી ચાલતા એક સાથે પર્યંક સહિત આકાશમાં ઉડ્યા. ક્ષણવારમાં વૈતાઢ્ય ઉપર ગયા, ત્યાં બહાર મંચકને મૂકી તેઓ યક્ષનું રૂપ ધારણ કરી હર્ષથી જિનચૈત્યમાં પેઠા. ત્યાં અરિહંતોની શાશ્વતી રત્નમય પ્રતિમાઓને હર્ષથી વાંદી કલ્પવૃક્ષનાં પુષ્પાદિક વડે તેમની પૂજા કરી. પછી ત્યાં કિંનર દેવોએ કોમળ સ્વરે કરાતાં નૃત્યોને તેમાં જ એક નેત્રોને સ્થાપન કરી જોવા લાગ્યા. રાજા પણ પલ્યંકમાંથી ઉભો થયો, તો કાંતિવડે આકાશને પ્રકાશ કરનાર અદ્ભુત પ્રાસાદ જોઇ આશ્ચર્ય વડે વિકસ્વર થયો. પછી તેની અંદર ગુપ્ત રીતે પ્રવેશ કરી અદ્ભુત મનોહર પ્રતિમાઓને પ્રણામ કરી પોતાના જન્મને સફળ માનવા લાગ્યો. ત્યાં દેવોનો સમૂહ સંગીતમાં વ્યગ્ર હતો, તેથી કોઇ ઠેકાણે ઉભો રહી જાણે તેનું શરીર સ્તંભિત થયું હોય એમ સ્થિર થઇને તે પણ નાટ્ય જોવા લાગ્યો. જોતા જોતાં રાજાએ વિચાર કર્યો કે—" આ પ્રખ્યાત કીર્તવાળા યક્ષો પુણ્યવંતોમા મુખ્ય છે, કેમકે તેઓ હંમેશાં આ અદ્ભુત પ્રતિમાઓને વંદન કરે છે, અહો ! આમની આવી નૃત્ય કળા કોઇ ઠેકાણે દેખાતી નથી, કેમકે આ નૃત્યકળા મનુષ્યોનાં નેત્રો રૂપી મૃગલાઓને પકડવાની જાળ જેવી શોભે છે. આ જોનાર સભાસદો કોને વખાણવા લાયક નથી, કેમકે તેઓ નિમેષ રહિત દષ્ટિ વડે આવું ઉત્તમ નૃત્ય હંમેશાં જુએ છે. " આ પ્રમાણે વિચારતો રાજા નૃત્યની સન્મુખ બન્ને નેત્રોને સ્થિર રાખી ત્રણ પહોરવાળી રાત્રિને ઘણા પહોરની થાય તો ઠીક એમ ઇચ્છવા લાગ્યો. ત્યારપછી તે ચારે યક્ષો પરસ્પર બોલ્યા કે—" હવે રાત્રિ ઉનાળાની નદીની જેમ થોડી બાકી રહી છે. જો કદાચ પલ્યંકમાં સુતેલો તે બીચારો મનુષ્ય જાગી જશે, તો તે ગામમાં આણેલા મૃગની જેમ આકુળ વ્યાકુળ થશે. આકુળતાને લીધે કદાચ તેનું મરણ થઇ જાય, માટે તેને હવે તેના સ્થાનમા મૂકવા માટે આપણે જઇએ. " આ પ્રમાણે તેની વાતચીત સાભળીને રાજા શીઘ્રપણે પાછો આવીને પલ્યંકમાં વસ્ત્ર ઓઢીને સુઇ ગયો. તે યક્ષો પણ થોડી

૧ પલાણ નાખેલા.

વારે ત્યાં આવી પાયાના સ્વરૂપને પામ્યા, અને પછી તે પલ્યંકને ઉપાડી રાજાના મંદિરમાં આવ્યા. પ્રાતઃકાળે રાજાએ મંત્રીને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર સમગ્ર રાત્રિનું વૃત્તાંત કહ્યું. વિદ્વાનોને ઉત્સુક કરવાનું કારણ તે વૃત્તાંત સાંભળીને મંત્રી વિગેરે સર્વ સભાસદોનું હૃદય વિસ્મયથી વિકસ્વર થયું. પછી રાજાએ તે શિલ્પીને બોલાવી કહ્યું કે—" તારી શિલ્પવિદ્યાના કુશળતા યથાર્થ રીતે કહેવાને કોણ સમર્થ છે? કારણકે તારી કુશળતા વિશ્વકર્માને પણ ઉલ્લંઘન કરે છે." આ પ્રમાણે તેની પ્રશંસા કરીને રાજાએ તેને લાખો મણિ, સુવર્ણ અને આભૂષણો આપી સંતુષ્ટ કર્યો. પછી તે રાજા હમેશાં વિવિધ પ્રકારના આશ્ચર્યવાળી પૃથ્વીને જોઈ જોઈને પોતાનાં નેત્રોને ચરિતાર્થ-કૃતાર્થ કરતો હતો, અષ્ટાપદ વિગેરે તીર્થોને હર્ષથી વાંદી વાંદીને પોતાના મનમાં પોતાના મનુષ્ય જન્મને સફળ માનવા લાગ્યો, તથા પલ્યંકમાં સુખે બેસીને સ્વેચ્છાપૂર્વક વિમાનમાં બેઠેલા વિદ્યાધરની જેમ તે હંમેશાં આકાશરૂપ આંગણામાં ક્રીડા કરતો હતો. એકદા હર્ષથી રાજાએ તે શિલ્પીરાજને કહ્યું કે—" મારે પલ્યંકમાં બેસવું એ શોભાનું કારણ નથી, પણ લજ્જાને કરનારૂં છે. તારી પાસે સમગ્ર મોટી મોટી શિલ્પકળાઓ છે; એવી કોઈપણ રત્નની જાતિ નથી, કે જે રોહણાચળ પર્વતપર ન હોય, તેથી કરીને હે કપટ રહિત! પલ્યંકની જેમ આકાશમાં ગતિ કરવામાં સમર્થ એવા એક હસ્તીરત્નને તું મારે માટે પ્રયત્નથી બનાવ." તે સાંભળી શિલ્પી બોલ્યો કે—" હે દેવ! તેવું દિવ્ય કાષ્ઠ અરણ્યમાં દેખાતું નથી, કે જે વડે તેવો હાથી બનાવી શકાય. હે દેવ! તેવું કાષ્ઠ સદ્‌ભાગ્યના સમૂહથીજ દેખાય છે. વન વનમાં કાંઈ કલ્પવૃક્ષ સુલભ હોતો નથી." તે સાંભળીને સ્વાર્થમાં તત્પર રાજાએ તેને ફરીથી કહ્યું કે—" તોપણ તેવું કાષ્ઠ ઘણા વનોમાં પણ જઈને તું શોધી લાવ, સાથે ઈચ્છામા આવે તેટલું દ્રવ્ય મારા ખજાનામાંથી લે, સહાયને માટે મારા સેવકોને સાથે રાખ, અને અતુલ સ્વાદવાળા ખાદ્ય, ભોજ્ય, વિગેરે વસ્તુઓથી ભરેલા તથા માર્ગમાં આનંદ આપનારા આ રથોને ગ્રહણ કર." આ પ્રમાણે રાજાની અત્યંત કૃપા જોઈને તે બુદ્ધિમાન તેનું વચન અંગી-

કાર કરી સર્વ સામગ્રી સહિત વનમાં ગયો. સેવકોના સમૂહના પરિવાર સહિત તે નિરંતર વનમાં અટન કરવા લાગ્યો, પરંતુ કલ્પવૃક્ષની જેમ તેવું કાષ્ઠ કોઈપણ ઠેકાણે જોયું નહીં. વનમાં ફરતાં તેને છ માસ વીતી ગયા, ત્યારે કોઈએક દિવસે તેણે તેવો એક દિવ્ય મહાવૃક્ષ જોયો. તેની ધૂપ, કપૂર અને પુષ્પાદિક વડે વિધિ પ્રમાણે પૂજા કરી જાણે કે પ્રભુની–રાજાની ચિંતાને છેદતો હોય તેમ નિરંતરપણે તેણે તે વૃક્ષ છેદ્યો. પછી ઘેર આવી તે કાષ્ઠના દળનો જાણે બીજો ઇંદ્રનોજ હાથી હોય એવો મોટો ઉત્કૃષ્ટ ગજેંદ્ર તેણે બનાવ્યો. પછી તેણે શુભ દિવસે તે હાથી રાજાને આપ્યો. રાજા પણ સંપૂર્ણ લક્ષણવાળા તેને જોઈ અત્યંત હર્ષ પામ્યો અને તે શિલ્પીને તેણે તેના ચિંતવ્યાથી પણ અધિક ધન આપ્યું. કારણકે અદ્ભુત વસ્તુનુ મૂલ્ય કરી તેની લઘુતા કરવી યોગ્ય નથી. ત્યારપછી તે મોટા હાથી પર આરૂઢ થઇ આકાશમાં ઉડયો, તે વખતે તે ઐરાવણ ઉપર આરૂઢ થયેલા ઇંદ્રની જેવો શોભવા લાગ્યો. પછી દેશો, નગરો અને ગામો વિગેરે વડે મનોહર પૃથ્વીને જોતા તે રાજાએ કોને આશ્ચર્ય ન પમાડયો ? જે શત્રુઓ પોતાને આધીન થાય તેવા નહોતા, તેઓને પણ તેણે અકસ્માત્ આકાશ માર્ગે વીજળીની જેમ તેમની પાસે આવી તેઓને વશ કર્યા. તે હાથી પર આરૂઢ થયેલા, અત્યંત પ્રૌઢ કાંતિવાળા અને સન્મુખ ન જોઈ શકાય તેવા જાણે કે ગરૂડ ઉપર બેઠેલો કૃષ્ણજ હોય એમ તે રાજાને જોઇને સમગ્ર શત્રુ રાજાઓ ઘણા બળવાન છતાં પણ કિંકરોની જેમ તેની આજ્ઞાને પોતાના મસ્તકપર ચડાવતા હતા. આ પ્રમાણે તે રાજા એક છત્રવાળું નિષ્કંટક રાજ્ય ભોગવવા લાગ્યો. પુરૂષોને પૂર્વના સંચય ( એકઠા ) કરેલા પુણ્યથી શું શું પ્રાપ્ત ન થાય ?

એકદા અતુલ જ્ઞાનથી શોભતા શ્રી ધર્મઘોષ નામના ઉત્તમ ગુરૂએ આવીને તે નગરના ઉદ્યાનને અલંકૃત કર્યું. તે વખતે વનપાળે આવીને રાજાને ગુરૂનું આગમન નિવેદન કર્યું. તે સાંભળી નવા મેઘનું આગમન સાંભળી મોરની જેમ રાજા આનંદ પામ્યો. રાજાએ પ્રીતિદાન આપીને તેને સંતોષ પમાડ્યો. શું વિદ્વાન માણસો ઉચિત કાર્યમાં કોઈ વખત પણ મુંઝાય ? ત્યારપછી સમગ્ર સામંતો, પુર-

જનો અને પરિવાર સહિત રાજા તત્કાળ વિકાસ પામતા આનંદ સહિત ઉદ્યાનમાં ગયો. પાપકર્મને દૂર કરનાર સૂરિને વિધિપૂર્વક પ્રણામ કરીને ભક્તિરસથી પુષ્ટ થયેલા રાજા વિગેરે સર્વે ગુરૂની સમીપે બેઠા. તેમની પાસે સૂરીંદ્રે સમગ્ર પાપરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્યની પ્રભા સમાન કલ્યાણકારક ધર્મદેશના આપી, ચંદ્રિકાનું પાન કરી ચકોર પક્ષીની જેમ તે દેશનામૃતનું તૃપ્તિ થાય ત્યાં સુધી પાન કરી રાજા વિગેરે સર્વ જનો અત્યંત હર્ષની સંપત્તિને પામ્યા. પછી અવસર પામીને વિનયથી નમ્ર થઇ રાજાએ તેમને કહ્યું કે—"હે પૂજ્ય ! સમગ્ર વિશ્વને જોનારા આપની જેવા સર્વ જાણી જોઈ શકે છે. તેથી આપ મારાપર કૃપા કરીને કહો કે—દર્વી, પલ્યંક અને હાથી એ ત્રણ દિવ્ય વસ્તુ સહિત આટલી મોટી રાજ્યલક્ષ્મી મને કયા પુણ્ય કર્મથી પ્રાપ્ત થઇ ?" તે સાંભળીને જગતપૂજ્ય શ્રી ગુરૂ મહારાજ બોલ્યા કે—"હે રાજા ! શુભ અથવા અશુભ સર્વ પૂર્વજન્મના કર્મને જ અનુસરીને પ્રાપ્ત થાય છે. હે કુશળ રાજા ! ત્રણ દિવ્ય વસ્તુ સહિત આ મોટું સામ્રાજ્ય તેં જે પુણ્યવડે જે રીતે ઉપાર્જન કર્યું છે, તે તું સાંભળ.—

ભરતક્ષેત્રની ભૂમિરૂપી સ્ત્રીના સુવર્ણના કુંડલ રૂપ અને અભંગુર ( અક્ષય ) મંગળ લક્ષ્મીને રહેવાનું સ્થાનરૂપ મંગળપુર નામનું નગર છે, તે નગરને પૃથ્વીપાળ નામનો રાજા પાલન કરતો હતો, તેની આજ્ઞાને અનેક રાજાઓ પોતાના નમ્ર મસ્તક ઉપર ધારણ કરતા હતા, તેના પ્રતાપરૂપી અગ્નિને શત્રુ રાજાઓની સ્ત્રીઓના નેત્રાશ્રુરૂપી નવીન મેઘ વૃદ્ધિ પમાડતો હતો એ આશ્ચર્ય છે. તે નગરમાં પુરૂષોત્તમ,[1] સુદર્શનને[2] ધારણ કરનાર અને શ્રીમાન[3] જાણે બીજો લક્ષ્મીધર ( કૃષ્ણ ) હોય એવો લક્ષ્મીધર નામે શ્રેષ્ઠી રહેતો હતો. બુદ્ધિનું તે નિધાન શ્રેષ્ઠી રાજાના રાજ્યકાર્યની ધૂરાને ઉપાડવામાં જ કેવળ ધુરંધર હતો એટલું જ નહીં પરંતુ શુદ્ધ જૈન ધર્મની સમ્યક્ પ્રકારે આરાધના કરવામાં પણ તે ધુરંધર હતો. એકદા તે નગરમાં શ્રુતના પારગામી અને સદ્ધર્મ

૧ કૃષ્ણનું બીજું નામ–પુરૂષોમાં ઉત્તમ ૨ સુદર્શનનામનું ચક્ર–સમકિત. ૩ લક્ષ્મી નામની સ્ત્રીવાળો–ધનવાળો.

રૂપ ઉદ્યાનને પલ્લવિત કરવામાં વર્ષાઋતુ સમાન **ધર્મસાર** નામના ઉત્તમ ગુરૂ પધાર્યા. તે જાણી પૃથ્વીપાળ રાજા, નગરના લોકો અને લક્ષ્મીધર પણ અહંપૂર્વિકાએ કરીને ગુરૂ પાસે આવી નમસ્કાર કરી બેઠા. પછી રાજા વિગેરે સર્વેએ ઉત્સુકતા પૂર્વક ગુરૂ પાસે સમગ્ર સંશયોનો નાશ કરનારી ધર્મદેશના સાંભળી. તે વખતે ગુરૂનું માત્ર કંબલ રૂપ જ આસન જોઇને સ્ફુરાયમાન ભક્તિવડે મનમાં પ્રસન્ન થતો લક્ષ્મીધર શ્રેષ્ઠી ખેદ પામ્યો, તેથી પોતાના ચિત્તની જેવું ઉંચું, પોતાના પુણ્યની જેવું નિશ્ચળ અને પોતાના આનંદની જેમ વિશાળ એક ઉત્તમ પાટ પોતાને ઘેરથી મંગાવી હર્ષ પૂર્વક ગુરૂની પાસે મૂકી તેના પર બેસવા માટે તેને અત્યંત પ્રાર્થના કરી કે—"હે ભગવાન! આપ ત્રણ જગતને પૂજ્ય છો અને ગુણની સંપત્તિ વડે મોટા છો, તેથી આપને નીચા આસન પર બેસવું યોગ્ય નથી. આપની જેવા મહાત્માઓ સિંહાસન પર બેઠેલા જ શોભે છે. કેમકે શ્રેષ્ઠ રત્નનું સ્થાપન સુવર્ણના અલંકારમાંજ યોગ્ય છે. તેથી કરીને આપ મારા પર પ્રસન્ન થઇ આ પાટ પર બેસો, અને મારા પાપનો નાશ કરો. કારણ કે મહાત્માઓ બીજાના ઉપર અનુગ્રહ (કૃપા) કરવામાં આગ્રહી (તત્પર) હોય છે." તે સાંભળી મનોહર વાણી બોલનાર શ્રેષ્ઠ ગુરૂએ શ્રેષ્ઠીને કહ્યું કે—"હે બુદ્ધિમાન! તું નિષ્કપટ ભક્તિને લીધે આ પ્રમાણે વિનંતિ કરે છે, પરંતુ સાધુઓને વર્ષાકાળમાંજ જીવદયાને માટેજ કાષ્ઠનું શયન તથા આસન રાખવાનું જિનેશ્વરોએ કહેલું છે. તથા શેષાકાળના આઠ માસમાં ઉર્ણાનું આસન રાખવાનું કહેલું છે. અમૂઢ લક્ષ્ય (જ્ઞાન) વાળા સર્વજ્ઞો જે હિત હોય તેને જ કહે છે. માત્ર ઉંચા આસન ઉપર બેસવાથી જ મનુષ્યોની મોટાઇ કહેવી યોગ્ય નથી. કારણ કે આભ્યંતર ગુણોની લક્ષ્મી વિના મોટાઈ હોઈ શકતી નથી. જે પંડિત મુનિઓ વર્ષાકાળ વિના પાટ વિગેરેનો ઉપયોગ કરે, તે ચારિત્રવાળા કહેવાય નહીં, કારણ કે તેમને ભ્રષ્ટાચારી કહેલા છે. તે વિષે આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કે "ઓસન્નો બે પ્રકારનો છે— સર્વ ઓસન્નો અને દેશ ઓસન્નો. શેષાકાળના આઠ માસમાં જે

પાટ, પાટીયા તથા રાખી મૂકેલા ઔષધ વિગેરેનો ઉપયોગ કરે તે સર્વ ઓસન્નો જાણવો." જિનેશ્વરની આજ્ઞા માનનાર બુદ્ધિમાન દાતારે પણ મુનીશ્વરોને સર્વ વસ્તુ વિધિ પૂર્વકજ આપવી જોઇએ. કારણ કે સર્વજ્ઞની આજ્ઞાએ કરીને જો દાન આપ્યું હોય તો તે મોટા ફળની સિદ્ધિને માટે થાય છે. વિધિ વિના વાવેલું બીજ ધાન્યને માટે થતું નથી. મુનિઓને વિધિ પૂર્વક આસનનું દાન આપ્યું હોય, તો તે સ્વાતિ નક્ષત્રમાં પડેલા મેઘના જળની જેમ [1]મૌક્તિકની લક્ષ્મી માટે થાય છે. તેથી કરીને વિવેકી પુરૂષે સર્વજ્ઞની આજ્ઞાને અનુસારે મુનિઓને આસનનું દાન આપવું, કે જેથી તેને મોક્ષમાં આસન મળે." આ પ્રમાણે તત્ત્વાર્થને દેખાડનારી ગુરૂની વાણી સાંભળીને શ્રેષ્ઠી ચિત્તમાં અત્યંત આનંદ પામ્યો, અને પછી તેણે તે પાટ પોતાને ઘેર પાછી મોકલી. પછી તેણે અત્યંત સંવેગથી અભિગ્રહ ધારણ કર્યો કે—" મારે નિરંતર મુનિઓને સમય પ્રમાણે આસનનું દાન આપવું. પછી રાજા વિગેરે સર્વ જનો સમ્યક્ત્વાદિક ધર્મને અંગીકાર કરી અત્યંત પ્રસન્ન થઈને પોત પોતાને ઘેર ગયા. શ્રેષ્ઠીએ ગુરૂને તે કાળે બેસવાને યોગ્ય એવા નિર્મળ કંબલો જાણે પોતાનું પરલોકનું ભાતું આપતો હોય તેમ હર્ષથી આપ્યાં. પછી માસ કલ્પ પૂર્ણ થયે શ્રી ગુરૂએ અન્યત્ર વિહાર કર્યો. પક્ષીઓની અને નિઃસંગ મુનિઓની સ્થિતિ સરખી જ હોય છે—તેઓ એક ઠેકાણે ચિરકાળ રહેતા નથી. ઉત્કૃષ્ટ ધર્મના અનુષ્ઠાન ( પાલન ) માં તત્પર બુદ્ધિવાળો તે શ્રેષ્ઠી પણ નિરંતર પોતાના નિયમને જીવની જેમ પાળતો હતો. એકદા પૃથ્વી પર વિહાર કરતા ધર્મસાર ગુરૂ જાણે કે તે શ્રેષ્ઠીના પૂર્વ પુણ્યથી પ્રેરાયા હોય તેમ ફરી તે જ નગરમા પધાર્યા. ત્યાં જાણે કે તે શ્રેષ્ઠીને અદ્ભુત સામ્રાજ્ય આપવા રહ્યા હોય તેમ વર્ષાકાળનું ચોમાસું રહ્યા. પુણ્ય રૂપી લતાને વિકસ્વર કરવામાં વસંત ઋતુ સમાન ગુરૂના આગમનથી કોયલની જેમ તે શ્રેષ્ઠીનું મન અત્યંત હર્ષ પામ્યું. નિઃસીમ ( અત્યંત ) ભાવનાવાળો તે રાત્રિ દિવસ આવશ્યકાદિક પુણ્યક્રિયાને વિસ્તારતો ( કરતો ) હતો, અને ગુરૂની સેવામાં તત્પર

---

૧ મોતી—મોક્ષ.

રહેતો હતો. રાજા વિગેરે અન્ય સર્વે જનો પણ પુણ્યરૂપી સુગંધમાં લુબ્ધ થઈને કમળને ભમરાની જેમ હર્ષ સહિત તે ગુરૂને સેવતા હતા. તે શ્રેષ્ઠીએ વર્ષાકાળના આસનને માટે ગુરૂને પ્રથમ વિજ્ઞપ્તિ કરી. કયો ચેતનાવાળો પ્રાણી પોતાના આત્મહિતમાં ઉત્સાહવાન ન થાય ? પછી ગુરૂની આજ્ઞાથી બે સાધુઓ જાણે કે મૂર્તિમાન ધર્મ જ હોય એમ જાતે જ તેને ઘેર આસનની શુદ્ધતા જોવા માટે ગયા. તે વખતે તે શ્રેષ્ઠીએ હર્ષ પામીને તેમની પાસે બીજા નાનાં મોટાં શુદ્ધ આસનો સહિત તે મોટી પાટ પણ પ્રગટ કરી–હાજર કરી. શુદ્ધ બુદ્ધિ વડે નવ કોટિ શુદ્ધ તે આસન જાણીને તે સાધુઓએ પાછા આવી ગુરૂને તેની શુદ્ધિ જણાવી. પછી ગુરૂની આજ્ઞા થવાથી શ્રેષ્ઠીએ પોતાને રાજ્ય મળે તે વખતે તેને ફરી મેળવવાની ઈચ્છાથી જાણે થાપણ મૂકતો હોય તેમ તે મુનિઓને તે શ્રેષ્ઠ પાટ આપી. મુનિઓએ પ્રતિલેખના (પડિલેહણ) કરીને તે ગુરૂને આપી. ગુરૂ તેના પર બેઠા. અહો ! તે શ્રેષ્ઠીનું અભંગ ભાગ્ય કેવું જાગૃત છે! [1]મહાતપની વૃદ્ધિથી દેદીપ્યમાન યમનાપિતા સૂર્યની જેમ ગુરૂ ઉદયાચળ પર્વતની જેવા તે ઉંચા પટ્ટ ઉપર ચઢ્યા–બેઠા. પછી હંમેશાં પ્રાતઃકાળે [2]સચ્ચક્રને આનંદ આપનારી, વિવિધ પુણ્ય માર્ગને પ્રકાશ કરનારી, જગતના સમસ્ત પ્રાણીઓને પ્રતિબોધ કરનારી તથા ગાઢ અજ્ઞાન રૂપ અંધકારના સેંકડો કકડા કરનારી પોતાની [3]ગવીની શ્રેણિને વિસ્તારવા લાગ્યા. પુણ્યનો ઉદ્યોત કરતા તેને નિરંતર જોઈ જોઈને કોક પક્ષીની જેમ શ્રેષ્ઠી વારંવાર અત્યંત આનંદ પામતો હતો અને વિચાર કરતો હતો કે—"મોટી સભામાં મારી પાટ ઉપર બેસીને ગુરૂ મહારાજ જાતે પાપને નાશ કરનારી ધર્મદેશના આપે છે, અને આ બીજા સર્વ મુનિઓ મારાં આપેલાં આસનો ઉપર સુખેથી બેસીને વાચના, અધ્યાપન વિગેરે પુણ્ય ક્રિયાને કરે છે. તેથી અવશ્ય મારૂં અન્યૂન પુણ્ય ઉદયમાં આવ્યું છે, કેમકે કારણની સુંદરતા વિના કાર્યની સુંદરતા હોતી નથી. આજે સર્વ શ્રાવકોની સંખ્યામાં મારી પ્રથમ

૧ સૂર્યના પક્ષમાં મોટો તડકો–ગુરૂના પક્ષમા મોટો તપ. ૨ સારા ચક્રવાક પક્ષી–સત્પુરૂષના સમૂહ. ૩ કિરણો–વાણી–દેશના.

રેખા વિકાસ પામી છે, અને મારી સર્વ સંપત્તિ આજે સફળ થઈ છે. તેથી હું ધારૂં છું કે થોડા વખતમાં મારો કોઈ આશ્ચર્યકારક મોટો ઉદય થશે. કેમકે રાત્રિમાં પ્રકાશનો ઉદય થાય તો તે સૂર્યના ઉદયને જણાવે છે." આ પ્રમાણે તે શ્રેષ્ઠી શ્રેષ્ઠ અનુમોદના રૂપી ગંગાનદીના જળવડે પોતાના દાન પુણ્ય રૂપી કલ્પવૃક્ષને તે પ્રકારે નિરંતર સીંચતો હતો, કે જેથી તે વૃક્ષ સેંકડો શાખાઓ વડે વિસ્તાર પામીને ક્ષય ન પામે તેવી સુંદર છાયાના સુખને આપી થોડા કાળમાંજ મોક્ષ રૂપી ફળને આપનાર થશે. આ પ્રમાણે શુદ્ધ બુદ્ધિ વાળા તેણે અભંગ રંગવડે જાવજીવ પર્યંત ચિંતામણિ રત્નની જેમ પોતાના અભિગ્રહનું આરાધન–પાલન કર્યું. ત્યારપછી સમ્યક્ પ્રકારે વિધિ પૂર્વક તે ભવનો ત્યાગ કરી–મરણ પામી હે રાજા! શુદ્ધ આસનના દાનના પુણ્ય પ્રભાવથી પ્રશસ્ત ( દિવ્ય ) એવી એ ત્રણ વસ્તુ સહિત રાજ્ય સંપત્તિનો તું સ્વામી થયો છે."

આ પ્રમાણે પોતાનો પૂર્વ ભવ સાંભળી કરિરાજ રાજાના મનમાં નવા હર્ષનો સમૂહ ઉત્પન્ન થયો, અને તેજ વખતે વૃદ્ધિ પામતા શુદ્ધ અધ્યવસાયને લીધે તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી કરીને જેમ બુદ્ધિમાન પુરૂષ પ્રાતઃકાળે જાગૃત થાય ત્યારે પોતાનું સમગ્ર રાત્રિ સંબંધિ વૃત્તાંત જાણે તેમ તે રાજાએ ગુરૂએ કહેલો સમગ્ર પોતાનો ભવ પોતે સાક્ષાત્ જોયો. તે વખતે તેણે હર્ષથી ગુરૂને નમસ્કાર કરી કહ્યું કે—" હે પૂજ્ય ! આપે જેવો મારો પૂર્વભવ કહ્યો, તેવોજ મેં પોતે પણ જાતિ સ્મરણને લીધે પ્રત્યક્ષ જોયો છે. અહો ! સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના સર્વ પદાર્થોને પ્રકાશ કરવાના વ્રતવાળું આપનું જ્ઞાન શોભે છે. તેની પાસે સૂર્યાદિક પણ કેવળ ખદ્યોત ( ખજવા ) ના બાળક જેવાજ દેખાય છે. અહો ! કેવળ મુનીંદ્રને આસન માત્રનું જ દાન કરવાથી આટલું બધું પુણ્ય મને થયું ! કે જેનો આવો અદ્ભુત મહિમા મને પ્રાપ્ત થયો. તો હે પ્રભુ ! દીક્ષા વિના અન્યૂન ( સંપૂર્ણ ) પુણ્ય પ્રાપ્ત થતું નથી. તેથી જો મારી યોગ્યતા હોય તો મને દીક્ષા આપો." તે સાંભળીને વિચક્ષણ ગુરૂ બોલ્યા કે—" ભોગનું ફળ આપનારા કર્મના નિયોગથી હાલ તમારી સંયમની યોગ્યતા નથી તેથી શ્રેષ્ઠ એવા ગૃહ

સ્થીના ધર્મને તમે અંગીકાર કરો.” તે સાંભળીને શ્રદ્ધાના નિધિ અને પંડિતોના સ્વામી તે રાજાએ શ્રી ગુરૂ મહારાજની પાસે હર્ષથી સર્વ કલ્યાણના ઉદયનો લક્ષ્મીનું જાણે સાટું કરતા હોય તેમ બાર પ્રકારનો ગૃહી ધર્મ અંગીકાર કર્યો. પછી સામંત અને પુરોહિત વિગેરે ઘણા જનો હર્ષથી સુપાત્ર દાન વિગેરે ધર્મકાર્યમાં આદરવાળા થયા. સાક્ષાત્ જેવા થયેલા કાર્યમાં કયો પુરૂષ પ્રમાદ કરે ? પછી પુરજનો સહિત રાજા સૂરિને પ્રણામ કરી પોતાની નગરીમાં ગયો, અને શુદ્ધ મનવાળા તે રાજાએ કલ્પવૃક્ષની જેમ તે ધર્મની અંતઃકરણના આદર પૂર્વક આરાધના કરી. તેણે દેદીપ્યમાન સુવર્ણ અને મણિમય ઘણી જિનપ્રતિમાઓ ભરાવી, ચિત્તને આનંદ આપનારા ચૈત્યો કરાવ્યાં, નિરંતર ઘણા સુપાત્રોને બહુમાન આપવા પૂર્વક અનેક યાત્રાઓ કરી, અને ચિરકાળ સુધી મોટું સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ્યું. છેવટ પાપસમૂહનો નાશ કરવામાં નિપુણ એવી દીક્ષાને અંગીકાર કરી સર્વ કર્મનો ક્ષય કરી તેણે સિદ્ધિરૂપી મહેલમાં અત્યંત સ્થિર આસન મેળવ્યું. આ પ્રમાણે કરિરાજ રાજાની મુનિને આસન દાન આપવા રૂપ કલ્પવૃક્ષની આ ફળ ઋદ્ધિ સાંભળીને ઉત્તમ ફળનો અભિલાષ કરનારા હે પંડિતો ! એકાગ્ર ચિત્તે તમે તેનું જ સેવન કરો.

**॥इति षष्ठः प्रकाशः ॥ ६**





# પ્રકાશ સાતમો.



શ્રી ગૌતમ સ્વામી મને અક્ષય સંપત્તિ આપો. કારણ કે તે તપસ્વીઓને આપેલી ખીરની જેમ તેણે આપેલી સર્વ વસ્તુ અક્ષય થાય છે. હવે મોક્ષ સુખની લક્ષ્મીનો સાક્ષી રૂપ ધર્મોપષ્ટંભ દાનમાં રહેલો આહાર દાન નામનો ચોથો ભેદ કહેવાય છે. પુણ્ય ક્રિયામાં ઉપકાર-સહાય કરનાર દેહ છે, અને તેનું [1]ઉપાદાન કારણ આહાર (અન્ન) છે, વસતિ વિગેરેને જે કારણ કહેવામાં આવ્યું તે [2]સહકારી કારણ છે, તેથી કરીને ક્ષેત્રના સઘળા વ્યાપારોમાં જેમ બીજનું વાવવું મુખ્ય છે, તેમ સર્વ દાનોમાં આહારનુ દાન મુખ્ય છે. જે મનુષ્ય જિનેશ્વરને દીક્ષા લીધા પછી પહેલું પારણું કરાવે છે, તેને અન્ન દાનના પ્રભાવથી તેજ ભવે અથવા ત્રીજે ભવે મોક્ષ મળે છે. લોકમાં પણ સર્વ દાનો કરતાં અન્નદાનની પ્રધાનતા સંભળાય છે. કેમકે શ્રીરામ બારવર્ષ સુધી વનમાં રહી રાવણને હણી લંકાનું રાજ્ય મેળવી જ્યારે અયોધ્યા નગરીમાં આવ્યા, ત્યારે તેણે મહાજનને અન્નની કુશળતા પૂછી હતી. તે વખતે મહાજન એક બીજાનું મુખ જોઇને કાંઇક હસ્યા, તે જાણી બુદ્ધિમાન રામે તેઓને ભોજન કરવા માટે નિમંત્રણ કર્યું. પછી તે સર્વેને સમય થયે આસનોપર બેસાડી મોટા થાળો મૂકી તેમાં પોતાના ખજાનામાંથી મંગાવીને અમૂલ્ય રત્નો પીરસાવ્યા. તે વખતે તે સર્વે એક બીજાના મુખ જોવા લાગ્યા, તે જોઈ રાજાએ સ્મિત કરીને કહ્યું કે—" તમે કેમ જમતા નથી ? " ત્યારે તેઓ બોલ્યા કે—" અમે આ નવીન રસવતી જમવા શક્તિમાન નથી. " આ પ્રમાણે બોલતા તેઓને રાજાએ ઉપાલંભ સહિત કહ્યું કે—" ત્યારે અન્નનું ક્ષેમ કુશળ

---

૧ ઘટનું ઉપાદાન કારણ માટી છે. ૨ ઘટનુ સહકારી કારણ ચક્ર, દંડ વિગેરે છે.

પૂછતી વખતે તમે કેમ ઉપહાસ કરતા હતા ? તમે નથી જાણુતા કે સમગ્ર ધનથી પણુ અન્ન રૂપી ધન પ્રધાન છે. જુઓ કે રાજાથી રંક પર્યંત સર્વે પ્રાણીઓ અન્નની પ્રાપ્તિ વિના મરણુ પામે છે. અને તેના હોવાપણાથી જીવે છે. જે અન્નની નીપજ ( ઉત્પત્તિ ) મહા કષ્ટથી થઈ શકે છે. અને જેનો નિરંતર વ્યય ( ઉપયોગ ) છે, તે જ અન્ન રૂપી રત્નની કુશળતા પૂછવી યોગ્ય છે. કહ્યું છે કે—

" पृथिव्यां त्रीणि रत्नानि जलमन्नं सुभाषितम् ।
मूढैः पाषाणखण्डेषु रत्नसंज्ञा नियोजिता ॥ "

" પૃથ્વીપર જળ, અન્ન અને [1]સુભાષિત એ ત્રણુ જ રત્નો છે. જેમણે પથ્થરના કકડામાં રત્નની સંજ્ઞા કહી છે, તેઓ મૂઢ છે. "

તે સાંભળી મહાજનોએ તેનું વચન અંગીકાર કરી તેને ખમાવ્યા. પછી રામે તે સર્વને ઉત્તમ ભોજન જમાડી, તેમને રજા આપી. તેથી કરીને સર્વત્ર અન્ન દાન જ મુખ્ય છે. તેમાં પણુ પાત્રને વિષે અન્નદાન કર્યું હોય તો તે વિશેષ પ્રશસ્ત છે. વૃષ્ટિ ધાન્યનો ઉપકાર કરે છે, પરંતુ તે જો છીપમાં પડે તો શું તેમાં મોતી પેદા ન થાય ? પૃથ્વી પર તે એક શ્રેયાંસ કુમાર જ કલ્યાણુના નિધાન છે. કેમકે તેણે યુગાદીશને શેરડીના રસનું પ્રથમ દાન કર્યું હતું. તે શ્રેયાંસ કુમારે આ ભરત ક્ષેત્રમાં સૌથી પ્રથમ ×બહુધાન્યોપકારક પાત્ર દાન રૂપી પાણીની નીક પ્રવર્તાવી છે. જાતિસ્મરણુજ્ઞાન વડે કરીને આ શ્રેયાંસ કુમારે લોકોની પાસે પાત્રદાનનો વિધિ ન કહ્યો હોત તો મુનીશ્વરોને શું કલ્પે અને શું ન કલ્પે ? તે કોણુ જાણી શકત ? પાત્રદાનના પ્રભાવથી જ શાલિભદ્ર વિગેરે સ્વર્ગના ભોગ જેવી મનોહર અદ્‌ભુત સમૃદ્ધિ પામ્યા હતા. અહો ! સુપાત્ર દાનના માહાત્મ્યની કેટલીક પ્રશંસા કરીએ ? કેમકે કેવળ અન્નદાનથી જ સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી સુલભ થાય છે. જે પુરૂષ અન્નનું દાન કરી યતિઓને ઉપષ્ટંભ–સહાય કરે છે, તેણે

૧ સારૂ પ્રિય ન્યાયયુક્ત વચન.

× બહુ પ્રકારે અન્યનો ઉપકાર કરનારી–બહુ ધાન્યને ઉપકાર કરનારી.

પરમાર્થથી તીર્થનો [1]અવિચ્છેદ કર્યો છે એમ જાણવું. ધર્મ શરીરથી બને છે, તે શરીર અન્નથી ટકી રહે છે, અને તે અન્ન ઘર વિનાના યતિઓ પાસે હોતું નથી. તેથી કરીને યતિઓને અન્ન દાન કરવામાં બુદ્ધિમાન મનુષ્યે યત્ન કરવો જોઈએ. તે દાન દેય ( દેવા લાયક ચીજ ), દાતાર અને ગ્રહણ કરનાર એ ત્રણવડે શુદ્ધ હોય તો તે મોક્ષને માટે થાય છે. કારણ કે શુદ્ધ બીજ વાવ્યું હોય તો તે ધાન્યની સંપત્તિને માટે થાય છે. જેમાં આધાકર્મ વિગેરે બેંતાળીશ દોષોમાંના કોઈપણ દોષથી દેય ( આપવા લાયક ) વસ્તુ દૂષિત થયેલી ન હોય, તો તેને વિદ્વાનો દેયશુદ્ધ કહે છે, આવી શુદ્ધ વસ્તુનું જ દાન દાતારને અત્યંત ફલની સમૃદ્ધિ આપનારૂં થાય છે, કેમકે કારણની શુદ્ધિથી જ કાર્યની શુદ્ધિ થાય છે. જો સુપાત્રને વિષે પણ ભક્તિથી અનેષણીય ( અકલ્પ્ય ) દાન દીધું હોય, તો તે દાતારને દાનના ફળની પ્રાપ્તિ વખતે અલ્પ આયુષ્ય વિગેરે દુષ્ટપણું× ( દોષવાળા પણું ) આપે છે. તે વિષે શ્રી ઠાણાંગમાં કહ્યું છે કે—

" ત્રણ સ્થાનો વડે કરીને જીવો અલ્પ આયુષ્ય બંધાય એવુ કર્મ કરે છે, તે આ પ્રમાણે—જે મનુષ્ય જીવોનો અતિપાત-વિનાશ કરનારો થાય, મૃષાવાદ બોલનારો થાય, તથા તેવા પ્રકારના ( શુદ્ધ ) શ્રમણને કે માહણ ( શ્રાવક )ને અપ્રાસુક અને અનેષણીય અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો પ્રતિલાભ કરનાર ( વહોરાવનાર ) થાય, તે પુરૂષ આ ત્રણ સ્થાનવડે અલ્પ આયુષ્યનો બંધ થાય તેવું કર્મ કરે છે—બાંધે છે. "

એવું જ શુદ્ધ દાન લેવાથી ગ્રહણ કરનારને પણ પરિણામે હિતકારક થાય છે. કારણ કે દેય વસ્તુની શુદ્ધિ વિના ચારિત્રની શુદ્ધિ થતી નથી. અશુદ્ધ આહારનું ભોજન કરનાર યતિઓને જિનેશ્વરની

---

૧ તે ખરી રીતે તીર્થ—શાસન—પ્રવચન—ચતુર્વિધ સંઘની રક્ષા કરે છે એમ કાર્ય કારણોનો નિયમ જોતા નિઃશંક કહી શકાય.

× અર્થાત્ દોષિલો આહાર સાધુને વહોરાવવાથી દાતાર અલ્પ આયુષ્ય બાંધે છે. તેમ થતાં ગમે તેવી વિશાળ ભોગ સામગ્રી દાન-પુણ્યથી મેળવ્યાં છતાં તે વધારે વખત ભોગવી ન શકાય એ ગંભીર ફળહાનિનો વિચાર કરી ભક્તિવંત સભ્યજનોએ વિવેક ધારવો ઘટે છે.

આજ્ઞાનો ભંગ તથા મિથ્યાત્વ વિગેરે લાખો દુઃખોને આપનારા દોષો લાગે છે. તે વિષે પાંચમા અંગમાં કહ્યું છે કે—

"( હે ભગવન્ ! ) આધાકર્મ દોષવાળા આહારને ભોજન કરતો શ્રમણ નિર્ગ્રંથ શું બાંધે ? શું કરે ? શું એકઠું કરે ? અને શું વૃદ્ધિ પમાડે ? " ( ભગવાન જવાબ આપે છે કે— ) "હે ગૌતમ ! આધાકર્મને ભોગવતો શ્રમણ નિર્ગ્રંથ આયુષ્ય કર્મ વિનાની બીજી સાત કર્મની પ્રકૃતિઓ શિથિલ બંધવાળી બાંધી હોય તો ગાઢ બંધવાળી કરે છે, થોડા કાળની સ્થિતિવાળી હોય તો લાંબા કાળની સ્થિતિવાળી કરે છે, મંદ રસવાળી હોય તો તીવ્ર રસવાળી કરે છે, તથા અલ્પ પ્રદેશવાળી બાંધી હોય તો ઘણા પ્રદેશવાળી કરે છે, અને આયુષ્યકર્મને કદાચિત બાંધે અને કદાચિત ન પણ બાંધે, વળી અસાતા વેદનીય કર્મને વારંવાર વૃદ્ધિ પમાડે છે, તેમજ અનાદિ, અનંત અને લાંબા માર્ગવાળી ચતુરંત સંસારરૂપ અટવીમાં ભ્રમણ કર્યા કરે છે." ( ગૌતમસ્વામીએ પૂછ્યું કે— ) " હે ભગવન્ ! શા હેતુથી એવું કહો છો કે આધાકર્મને ભોગવતો શ્રમણ યાવત્ ભ્રમણ કરે છે ?" ( ભગવાને જવાબ આપ્યો કે— ) " હે ગૌતમ ! આધાકર્મને ભોગવતો શ્રમણ પોતાના ધર્મને ઉલ્લંઘન કરે છે, અને પોતાના ધર્મને ઉલ્લંઘન કરતો તે પૃથ્વીકાયની ( જીવિત ) આકાંક્ષા ( દયા ) રાખતો નથી, તે યાવત્ ત્રસકાયની પણ આકાંક્ષા રાખતો નથી. તથા જે જે જીવોનાં શરીરોનો આહાર કરે છે, તે જીવોની તે આકાંક્ષા રાખતો નથી. તેથી કરીને હે ગૌતમ ! ( મારાથી ) એમ કહેવાય છે કે આધાકર્મને ભોગવતો સાધુ યાવત્ સંસાર કાંતારમા ભ્રમણ કર્યા કરે છે. "

દાતાર માણસ સાધુને દાન આપતી વખતે મનમાં વિચાર કરે કે—" અહો ! આ મારૂં વિત્ત ( વસ્તુ ) શુદ્ધ છે, મારૂં ચિત્ત પણ શ્રદ્ધાયુક્ત છે, તથા અહો ! આ સુપાત્ર સાધુ સર્વ ગુણોની લક્ષ્મીનું પાત્ર-સ્થાનક છે. કોઈને એકલું વિત્તજ હોય છે, કોઈને એકલું ચિત્તજ હોય છે, કોઈને કદાચ તે બન્ને હોય છે, પરતું મને તો આજે વિત્ત, ચિત્ત અને પાત્ર એ ત્રણે મળ્યાં છે." આ પ્રમાણે વિચાર કરી પ્રીતિથી

આખા શરીરે રોમાંચિત થઈ દાન દેતી વખતે સર્વ સાવદ્ય વ્યાપારથી નિવૃત્ત થઇ સ્પર્ધા, આશંસા ( ઇચ્છા ) અને યશકીર્તિ વિગેરે અશુભ પરિણામ રૂપ દોષ વડે દૂષિત થયા વિના દાતાર જે દાન આપે છે, તે દાતૃશુદ્ધ કહેવાય છે. મહાવ્રતને ધારણ કરનાર, પાંચ સમિતિવાળો, ત્રણ ગુપ્તિવાળો, ધર્મનો ઉપદેશ કરનાર, ભિક્ષા માત્રથી આજીવિકા કરનાર, તપસ્યાનું નિધાન તથા આ ભવમાં દાતારનો ઉપકાર કરવામાં પરાઙ્મુખ ( રહિત ) સાધુ ચારિત્ર ધર્મની સિદ્ધિને માટે જે દાન ગ્રહણ કરે છે, તે ગ્રાહકશુદ્ધ કહેવાય છે. જે મનુષ્યની સિદ્ધિ ( મોક્ષ ) નજીકમાં થવાની હોય તે આ ત્રણ પ્રકારે વિશુદ્ધ દાન કરી શકે છે. કેમકે આમ્ર વૃક્ષને ફળ આવવાનો સમય નજીક આવે છે, ત્યારે જ તેને મંજરી ( મોર ) આવે છે. આ સર્વ પાત્ર તથા અપાત્રનો વિચાર મોક્ષના ફળવાળા દાનમાં જોવાનો છે. પરંતુ અનુકંપા વિગેરે દાન તો સત્પુરૂષોને સર્વત્ર ઉચિત જ છે. આ વિધિએ કરીને જ પુરૂષ ચિત્તની વૃત્તિ ( ભાવ ) પવિત્ર રાખીને સુપાત્રને અન્નદાન કરે છે, તે કનકરથ નામના વિદ્યાધર રાજાની જેમ શીઘ્રપણે સમગ્ર પ્રકારની લક્ષ્મી પામે છે, તેની કથા નીચે પ્રમાણે—

આ ભરતક્ષેત્રમાં રત્નની ખાણો વડે વ્યાપ્ત વૈતાઢ્ય નામે પર્વત છે. તેના શિખરોને અરિહંતના ચૈત્યોની શ્રેણિ શોભાવે છે. વિવિધ પ્રકારના રત્નો વડે સુશોભિત તે પર્વત ભરતક્ષેત્રની પૃથ્વી રૂપ સ્ત્રીના સીંદૂરથી પૂરેલા સેંથાની શોભાને નિરંતર ધારણ કરે છે. તે પર્વત ઉપર ઉત્તર અને દક્ષિણમાં બે શ્રેણિઓ રહેલી છે. તે જાણે કે આકાશમાં આધાર વિના રહેલા પહેલા બે દેવલોક આવીને રહ્યા હોય તેમ શોભે છે. ત્યાં દક્ષિણ શ્રેણિને શોભાવવામાં કનક ( સુવર્ણ ) ના ભૂષણ સમાન કનકપુર નામે પ્રસિદ્ધ પુર છે, તેમાં કનકના મહેલો હોવાથી તે અત્યંત શોભે છે. તેમાં જીતી ન શકાય એવા શત્રુ રાજાઓને મથન કરનાર કનકરથ નામનો વિદ્યાધર પોતાની આજ્ઞા વિસ્તારતો હતો. ( રાજ્ય કરતો હતો. ) પૂર્વના પુણ્યથી જાણે પ્રેરાયો હોય તેમ તેના પિતાએ તપસ્યા ( દીક્ષા ) અંગીકાર કરતી વખતે તેને બાલ્યાવસ્થામાં જ સામ્રાજ્ય ઉપર સ્થાપન કર્યો હતો. સર્વ વિદ્યાધરોમાં અગ્રેસર એવા તેણે બાલ્યાવસ્થામાં જ લક્ષ્મી

રૂપી લતાના પલ્લવો ઉત્પન્ન કરવામાં પાણીની નીક સમાન અનુપમ અને અદ્ભુત વિદ્યાઓ સાધી હતી. તેના વડે રાજાવાળી થયેલી આખી દક્ષિણ શ્રેણિ કેવળ શોભતી હતી એટલું જ નહીં, પરંતુ જગતમાં અદ્ભુત એવા તે તે ધૈર્યાદિક ગુણો વડે તે શ્રેણી [1]ઉત્તર પણ હતી.

એકદા તે કનકરથ રાજા આશ્ચર્ય જોવાના કૌતુકથી રાત્રિ સમયે [2]વીરચર્યા વડે એકલો જ પોતાના મહેલમાંથી નીકળ્યો. કહ્યું છે કે—

" नीचाः स्वदेहसंतुष्टा मध्यमा धनबुद्धयः ।
उत्तमाः सततं तत्तदद्भुतैककृतादराः ॥ "

" નીચ (કનિષ્ઠ) મનુષ્યો પોતાના શરીરથી જ સંતોષી રહે છે, મધ્યમ પુરૂષો ધન મેળવવાની બુદ્ધિવાળા હોય છે, અને ઉત્તમ પુરૂષો નિરંતર તે તે પ્રકારના અદ્ભુત જોવામાં જ આદર કરનારા હોય છે.

તે ચતુર રાજા આશ્ચર્યથી ભરેલી પોતાની નગરીને જોતો જોતો કોઇ ઠેકાણે નાટક થતું હતું તે જોઇ કોઇક દેવકુળમાં જઇને રહ્યો. ત્યાં ગવૈયાઓ મધુર સ્વરે સંગીત કરતા હતા, તેમાં ગવાતી આ એક ગાથા તેણે કર્ણના અતિથિ રૂપ કરી—સાંભળી.—

" हंसा सव्वत्थ सिया सिहिणो सव्वत्थ चित्तिअंगरुहा ।
सव्वत्थ जम्ममरणे सव्वत्थ वि भोइणं भोआ ॥ "

" હંસો સર્વત્ર શ્વેત જ હોય છે, સર્વત્ર મયૂરોનાં પીછાં ચિત્ર વિચિત્ર જ હોય છે, સર્વત્ર જન્મ અને મરણ રહેલા છે, અને ભોગી જનોને સર્વત્ર ભોગ મળ્યા જ કરે છે. "

આ ગાથા સાંભળીને રાજાએ તેને વિચારના વિષયમાં મૂકી. કારણ કે વિવેકી પુરૂષોને મધ્યે જે ઉત્તમ હોય તે માત્ર શ્રવણ કર-

---

૧ દક્ષિણ શ્રેણિ ઉત્તર શ્રેણિ થઇ શકે નહીં, તેથી વિરોધ આવ્યો, તેના પરિહાર માટે ઉત્તર એટલે પ્રધાન–મુખ્ય હતી એવો અર્થ કરવો.

૨ છુપી રીતે ફરવું તે.

વાથી જ તેને ગ્રહણ ( સ્વીકાર ) કરનાર હોતો નથી. તે ગાથાનો અર્થ સારી રીતે નિશ્ચિત કરીને તેણે મનમાં વિચાર્યું કે—" આ ગાથાના ત્રણ પાદનો અર્થ તો બરાબર મળતો આવે છે, પરંતુ ચોથા પાદનો અર્થ શી રીતે બરાબર હશે ? કેમકે ભોગી પુરૂષોના ભોગો તેવા પ્રકારના યોગ વિના અત્યંત દુર્લભ હોવા જોઈએ. જ્યાં ભોગની સામગ્રી હોય ત્યાં જ ભોગીઓને ભોગ પ્રાપ્ત થાય છે. શું કોઈ રાજા એકલો વનમાં ગયો હોય તો તે રંક જેવો નથી થતો ? જેમ હું અહીં મારા રાજ્યમાં ભોગ ભોગવું છું, તે જ રીતે પરદેશમાં પણ કોઈની સહાય વિના એકલો જ હું ભોગને પામું, તો હું ચોથા પાદનો અર્થ પણ બરાબર યુક્તિવાળો માનું, તેથી કરીને મારે સત્યતાને માટે તેની પરીક્ષા કરવી યોગ્ય છે. કસોટી ઉપર કસ કર્યા વિના સુવર્ણની શુદ્ધતા કહી શકાતી નથી. " એમ વિચારીને રાજા પોતાના મહેલમાં આવ્યો. પછી પ્રાતઃકાળે મંત્રીને બોલાવી તેને પોતાનો અભિપ્રાય જણાવી રાજાએ તેને કહ્યું કે—"હું આ કાર્યને માટે અહીંથી સો યોજન દૂર રહેલા તામ્રચૂડ નામના નગરમા જાઉં છું, અને તારે આવતી કાલે સૈન્ય સહિત ત્યા આવવું. " એમ કહીને રાજા તત્કાળ આકાશ માર્ગે ચાલ્યો. શું કૌતુકી માણસ કોઇ પણ કાર્યમાં આળસ કરે ? પછી રાજાએ વિચાર્યું કે—" પરદેશમાં ગયા છતાં પણ મારી શરીરની આકૃતિ મનોહર હોવાથી તથા દેદીપ્યમાન ઉત્તમ વેષ હોવાથી લોકમાં મારી માન્યતા થશે. " એમ વિચારી તેણે પોતાના શરીરને ગળતા કોઢવાળું અને ખરાબ આકૃતિવાળું કર્યું, અને રંક મનુષ્યની જેમ તે નગરમાં આવી ચૌટામાં રહ્યો.

આ તામ્રચૂડ નગરમાં તે વખતે ઈંદ્રની જેવો કોઈની સહાય વિના જ મહા બળવાન તથા નામથી અને અર્થથી પણ જિતારિ નામનો રાજા હતો. તેને લાવણ્ય રૂપ જળની નદી સમાન, સર્વ સ્ત્રીઓમાં શિરોમણિ અને નિર્મળ શીળને ધારણ કરનારી ધારિણી નામની પત્ની હતી. તથા તે રાજાને તે રાણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી, સર્વ આશ્ચર્ય કારક સૌભાગ્યના વૈભવવાળી અને કામદેવ રૂપી આમ્રવૃક્ષની મંજરી સમાન મદનમંજરી નામની પુત્રી હતી.

અસાધારણ ગુણોવડે તે કોને આદર–માન કરવા લાયક નહોતી ? કારણકે તે ગુણોજ ગૌરવ–આદર–સત્કારને પાત્ર થાય છે, તેવા ગુણ વિના કેવળ પુત્ર કે પુત્રી કંઇ સર્વ માન્ય થઇ શકતા નથી. તે કન્યા બાલ્યાવસ્થામાં પણ જિન ધર્મને વિષે નિપુણતા પામેલી હતી. શું દરાખ કાચી હોય તોપણ સ્વાદ આપતી નથી ? એક દિવસ રાજા પોતાની સભામાં બેઠો હતો, તે વખતે નમસ્કાર કરતા અનેક રાજાઓના મુગટોની માળા ( શ્રેણિ ) વડે તેના ચરણ પૂજાતા હતા, રાજ્ય લક્ષ્મીના મદના ઉન્માદથી તેનું શરીર પુષ્ટ થયું હતું, ઇંદ્રની પણ પ્રભુતાને તે તૃણ સમાન પણ માનતો ન હોતો, બીજા સર્વ રાજાઓને તે કિંકર સમાન ગણતો હતો, બંદી જનોના સમૂહે કરેલી શ્લાઘા રૂપી વાયરાવડે તે ચપળતાને પામ્યો હતો, વિસ્તારવાળા છત્રવડેજ જાણે ઢંકાયા હોય તેમ તેના આભ્યંતર નેત્રો ઢંકાઇ ગયાં હતાં, વેશ્યા જનોના હાથમાં રહેલા વીંઝાતા ચામરોથી ઉત્પન્ન થયેલા વાયુવડે જાણે ઓલાઇ ગયો હોય તેમ તેનો વિવેક રૂપી દેદીપ્યમાન દીવો બુઝાઇ ગયો હતો, અને હર્ષથી નમસ્કાર કરવા આવેલી મદનમંજરી પુત્રીને તેણે પોતાના ઉત્સંગમાં બેસાડી હતી, ( એવે વખતે ) સદ્ગુરૂ પાસે શિષ્યોની જેમ વિનય સહિત પોતાની સન્મુખ રહેલા શ્રેષ્ઠીઓ, સામંતો અને મંત્રીઓને તેણે કહ્યું કે—" હે સભાસદો ! તમો સર્વે વિચારીને કહો કે આવી અદ્ભુત સંપત્તિ તમે કોની કૃપાથી ભોગવો છો ?" આ પ્રમાણે રાજાની વાણીનું મદિરાની જેમ પાન કરીને વિવેક રહિત થયેલા તેઓ મદોન્મત્તની જેમ બોલ્યા કે—"હે દેવ ! આપજ અમારૂં દૈવત છો, આપજ પૃથ્વી પર વિધાતા છો, હે રાજા ! આપજ કલ્પવૃક્ષ છો, અને આપજ ચિંતામણિ રત્ન છો. આપ હર્ષથી જેની સન્મુખ એક નિમેષ માત્ર પણ જુઓ છો, તેના પર હર્ષિત થયેલી સમગ્ર લક્ષ્મી કટાક્ષો નાંખે છે. તેથી કરીને હાલ દેદીપ્યમાન પ્રભાવવાળો આપનોજ પ્રસાદ સર્વને સુખ સંપત્તિ આપવા સમર્થ છે, બીજા કોઇનો પ્રસાદ સુખ આપવા સમર્થ નથી. " આ પ્રમાણે તે સર્વ સભાસદો ખુશામતના વચનની ચતુરાઇનું નાટક કરતા હતા, તે વખતે તે મદનમંજરીએ પોતાની નાસિકા વાંકી કરી મુખ મરડ્યું. તે જોઇ રાજા

જાણે કોપ પામ્યો હોય તેમ તેણે તેણીને કહ્યું કે—"દૂધથી ભીંજાયેલા મુખવાળી હે મુગ્ધા ! કેમ તેં મુખને વાંકું કર્યું" આ પ્રમાણે રાજાના પૂછવાથી વિશેષ બુદ્ધિવાળી તે સ્પષ્ટ રીતે બોલી. કેમકે બુદ્ધિમાન મનુષ્ય કોઇપણ ઠેકાણે માયા કપટવાળું વચન બોલવાનું શીખેલો હોતો નથી. તેથી તે બોલી કે—"હે દેવ ! આ માયાવીઓનાં માયામય વચનો જાણે વિવેકને હણવાનાં શસ્ત્રો હોય તેમ મારા હૃદયને પીડા ઉપજાવે છે. કેમકે રંકથી રાજા સુધી સર્વ પ્રાણીઓને સંપત્તિ કે વિપત્તિ આપવામાં એક પૂર્વ જન્મનું કર્મજ સમર્થ છે, બીજો કોઇ પણ સમર્થ નથી. પૂર્વે જેણે જે પ્રકારે જે શુભાશુભ કર્મ કર્યું હોય છે, તેને તે જ પ્રકારે જાણે દોરડા વડે બાંધેલું હોય તેમ તેની પાસે હાજર થાય છે. અને ધાન્ય પાકવામાં ઉત્તરાના પવનની જેમ તમારો પ્રભાવ તો માત્ર નિમિત્તપણાને ધારણ કરે છે. જો એમ ન હોય તો આ સર્વે તમારી સરખી જ સેવા કરે છે, તોપણ તમારો પ્રસાદ તેઓને જૂદી જૂદી ( ન્યૂનાધિક ) સુખ લક્ષ્મી આપવામાં આદરવાળો કેમ છે ? હે દેવ ! આ સર્વે માયાવીઓ તમારી ઇચ્છા પ્રમાણે જ બોલે છે, તેથી જેમ નીચ વૈદ્ય મનગમતા ઔષધને બતાવે, તેમ તેઓ ખોટી રીતે મોઢે મીઠું મીઠું બોલે છે. ખેદની વાત છે કે રાજાઓ કળાવાન છતાં પણ સેવકોના ખુશામત ભરેલાં વચનોથી મદમાં આવી વિવેક દૃષ્ટિ રહિત થઇ વિકળતાને ( અહંકારને ) પામે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, સ્વભાવ અને ભવિતવ્યતા એ વિગેરે જંતુના કર્મને અનુસરીને તેને તત્કાળ ફળ આપે છે. તો હે પિતા ! તમે તત્ત્વને જાણો છો, છતાં તમારે 'આ સભાસદો મારી કૃપાથી સંપત્તિ ભોગવે છે.' એવો ગર્વ કરવો યોગ્ય નથી." આ પ્રમાણે [1]કવાથની જેમ પરિણામે હિતકારક તે પુત્રીના વચનનો આસ્વાદ કરીને રાજા કોપ પામ્યો, અને જાણે સંનિપાતનો વ્યાધિ થયો હોય તેમ તે પ્રલાપ કરવા લાગ્યો કે—"અરે ! પિતૃદ્વેષિણી ! વાચાળ ! સર્વદા મારા પ્રસાદને પ્રત્યક્ષ જોતા છતા પણ તું તેને કેમ ઓળવે છે ! હે કૃતઘ્ની ! હે દુષ્ટ ! હે વાચાલ !

૧ ઉકાળાની જેમ.

મારા પ્રસાદથી ઘણાં અલંકાર અને વસ્ત્રાદિક ભોગવતાં છતાં પણ તું આ શું બકવા કરે છે ? " તે સાંભળી મદનમંજરી હસીને વિનયપૂર્વક બોલી કે—" હે દેવ ! પુણ્યના પ્રભાવથી જ હું તમારે ઘેર સુખવાળી થઈ છું. સૌભાગ્ય, આરોગ્ય, દીર્ઘઆયુષ્ય, સ્વામીપણું અને ઉંચ કુળ વિગેરે સર્વ પૂર્વના પુણ્યથી જ થાય છે, અને પાપથી તે સર્વથા અન્યથા પ્રકારે થાય છે. મેં પણ પૂર્વ જન્મમાં અવશ્ય સુખ આપનારૂં ધર્મકાર્ય કર્યું હશે, અને તેથી કરીને જ આ ઉંચ કુળ વિગેરે સંપત્તિનું સ્થાન હું પામી છું. તો હે પિતા ! તમે ચિત્તમાં વિચાર કરો કે પૂર્વના પુણ્યથી જ સંપત્તિની પ્રાપ્તિ થાય છે, અને પાપથી વિપત્તિ પ્રાપ્ત થાય છે." તે સાંભળીને કોપના આટોપથી વાંકી કરેલી ભૃકુટી વડે ભયંકર દેખાતા રાજાએ ઉત્સંગમાંથી સર્પિણીની જેમ તે પુત્રીને નીચે ઉતારી કહ્યું કે " હે પિતાના દ્રોહરૂપી પાપવાળી ! હે પોતાના આત્માને તાપ પમાડનારી ! દુષ્ટ ! દૂર જા. હે દુષ્ટ સુખવાળી ! તારા સત્કર્મનું ફળ જલદી ભોગવ." આ પ્રમાણે તેનો તિરસ્કાર કરી રાજાએ તેના પાણિગ્રહણને માટે જ્ઞાતિ, ધન અને ઉમ્મરથી રહિત, વિવિધ પ્રકારની વ્યાધિથી પીડાયેલ, સ્થાવરની જેમ સર્વ અંગે વિનાશ પામેલ અને સર્વ અંગે કુલક્ષણવાળા કોઈ પુરૂષને શોધી લાવવા પોતાના પુરૂષોને ( સેવકોને ) હુકમ કર્યો. તે સાંભળી સભાસદોએ રાજાનો કોપ શાંત કરવા તેને કહ્યું કે—" હે દેવ ! વાંકા દૈવથી બળેલી આ મુગ્ધાને શી ખબર પડે ? એનામાં બુદ્ધિ ક્યાંથી હોય ? પ્રસન્ન થયેલા આપજ સેવકોને કલ્પવૃક્ષ સમાન છો, અને રોષ પામેલા આપજ યમરાજથી પણ વિશેષ દુઃખ આપનાર છો. " તે વખતે મદનમંજરીએ હસીને તેઓને કહ્યું કે—" હે સભ્યો ! તમો સત્ય વાત જાણતા છતાં ધનના લેશની ઇચ્છાથી વ્યર્થ સુખપ્રિય, મોઢે મીઠું, કેવળ ખુશામત ભરેલું શા માટે બોલો છો ? " તેવામાં તેણીની માતાને ખબર મળવાથી તે પણ શીઘ્રપણે સભામાં આવી, અને તેણે પુત્રીને કહ્યું કે—" હે પુત્રી ! તારા પિતાને તું જલદી શાંત કર. કઠોર વચન બોલીને તેને ક્રોધવડે ભયંકર ન કર. નહીં તો તે ક્રોધને લીધે તારી એટલી બધી વિડંબના કરશે કે

જેથી તું જીંદગી પર્યંત દુઃખરૂપી સમુદ્રમાં ડૂબી જઇશ." તે સાંભળીને તેણે માતાને કહ્યું કે—"હે માતા ! મારે જાણે અદ્વિતીય–ઉત્કૃષ્ટ જીવિત હોય એવું અત્યંત પ્રિય અને શ્રેષ્ઠ સત્યવ્રત છે. (તો) આ લોકના સુખ માટે તે વ્રતનો હું કેમ ભંગ કરૂં ? કેમકે બુદ્ધિમાન માણસ ઈંધણાને માટે કલ્પવૃક્ષને છેદતો નથી. ભલે આપત્તિ આવી પડે, સંપત્તિ દૂર જાય, અત્યંત અપકીર્તિ પ્રાપ્ત થાય, અને પ્રાણો પ્રયાણ કરવા તૈયાર થાય, તોપણ પંડિતો અસત્ય બોલતા નથી. તેથી કરીને હે માતા ! સત્યવ્રતમાં રહેવાથી જો કદાચ મને દુઃખ પ્રાપ્ત થાય તો તે મને સુખરૂપજ છે. કારણ કે સુવર્ણના અલંકારનો ભાર પણ પ્રીતિને વૃદ્ધિ પમાડે છે." આ પ્રમાણે પરિણામે હિતકારક તેણીના શ્રેષ્ઠ વચનોવડે ઘીની જેમ રાજાનો ક્રોધાગ્નિ જાજ્વલ્યમાન થયો. તેથી તેણે પોતાના કઠોર અંતઃકરણવાળા સેવકોને ફરીથી આજ્ઞા આપી, ત્યારે તેઓ નગરમાં ચોતરફ તેવા વરની શોધ કરવા લાગ્યા. નગરમાં ભ્રમણ કરતા તેઓએ ચૌટામાં રહેલા સર્વ અંગે ગળતા કોઢને લીધે જેનું અંગ સંકોચાયેલું હતું, જે હાલી ચાલી પણ શકતો નહોતો, જેણે જીર્ણ વસ્ત્ર પહેરેલું હતું, તથા જેના આખા શરીર ઉપર માખીઓ ચોટેલી હતી, તેવા તે પુરૂષને જોયો, તેથી તેઓ જાણે રાજાનો પ્રસાદ પ્રાપ્ત થયો હોય તેમ હર્ષ પામ્યા. પછી તેઓએ તેને કહ્યું કે—"અરે ! અહીંથી જલદી ઉઠ. તને રાજા બોલાવે છે. કેમકે તારૂં લાવણ્ય સાંભળીને રાજા તને પોતાની કન્યા આપવા ઇચ્છે છે." તે સાંભળીને જાણે દુઃખથી પીડાતો હોય તેમ તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો કે— "હે રાજસેવકો ! મુખ ઉંચું કરીને કેમ મારી હાંસી કરો છો ? હું નિરંતર દુષ્ટ દુર્દૈવ વડેજ હણાયેલો છું. તમારે પડ્યા ઉપર પાટુનો પ્રહાર કરવો યોગ્ય નથી. રાજાની પુત્રી ક્યાં ? અને રંકનો નાયક હું ક્યાં ? બીચારા કાગડાને હંસી પ્રિયા થઇ શકતી નથી." આ પ્રમાણે તેના કહ્યા છતાં પણ તે રાજસેવકો બળાત્કારે તેને ખાંધે ચડાવી રાજાની પાસે લઇ ગયા. સર્વ અંગે મનોહર ગુણવાળા વરને પામીને જેમ કન્યાનો પિતા હર્ષ પામે, તેમ આ રાજા પણ પોતાને મન ગમતો તે વર મળવાથી હર્ષ પામ્યો. ફરીથી રાજાએ

પુત્રીને કહ્યું કે—" હે મૂર્ખ ! હજી પણ જો તું સુખ સંપત્તિનું કારણ મારા પ્રસાદને માને તો તને શ્રેષ્ઠ અલંકારોવડે દેદીપ્યમાન કરીને કામદેવની જેવા અત્યંત મનોહર રાજપુત્ર સાથે પરણાવું, અને જો પોતાના કર્મના પ્રસાદનેજ તું નિશ્ચે માનતી હો, તો તારા કર્મે આણેલા આ વરને તું શીઘ્રપણે અંગીકાર કર." તે સાંભળીને તે પુત્રી હસીને બોલી કે—" જો આ મારા કર્મે આણેલો હોય અને વળી પિતાએ કહેલો-સંમત કરેલો હોય, તો મારે આજ પ્રમાણ છે-માન્ય છે." ત્યારપછી તે કુષ્ઠીએ સ્પષ્ટ વાણીવડે રાજાને કહ્યું કે—" આની સાથે મારો વિવાહ કરવો, તે આપને બોલવું પણ યોગ્ય નથી. રોગથી ઘેરાયેલો હું રંક ક્યાં ? અને સૌભાગ્ય તથા ભાગ્યની ભૂમિરૂપ આ આપની પુત્રી ક્યાં ? શું દાવાનળથી દગ્ધ થયેલું કેરડાનું ઝાડ કલ્પલતાને આશ્રયરૂપ થઇ શકે ? વળી મારો અસાધ્ય વ્યાધિ હોવાથી હું આજ કાલજ મરૂં તેવો છું. તો મારી સાથે આ કન્યાનો વિવાહ કરીને કયો બુદ્ધિમાન એને દુઃખી કરે ?" તે સાંભળી રાજાએ તેને કહ્યું કે—" આ તેના પિતાની શત્રુ છે, તે પોતાનેજ પંડિત માને છે, તેથી મારા ગુણને તૃણ સમાન પણ માનતી નથી, અને પોતાના આત્માનીજ શત્રુરૂપ તે પોતાના કર્મનું પ્રમાણપણું માને છે. તેથી કરીને તને તેણીના વર તરીકે અહીં આણ્યો છે, અને તુંજ તેને યોગ્ય છે." આ પ્રમાણે કહીને રાજાએ તે વિકસ્વર મુખવાળી મદનમંજરીને જીર્ણ વસ્ત્ર પહેરાવી તેની સાથે પરાણે પરણાવી. આ કાર્યમાં કન્યાની માતા તથા સર્વ પરિવારે નિષેધ કર્યા છતાં પણ રાજાની ક્રૂરતાને લીધે તથા પુત્રીના અત્યંત ધૈર્યને લીધે તે બન્નેનો વિવાહ થયો. પછી રાજાએ તેને કહ્યું કે—" હે જડ બુદ્ધિવાળી ! અત્યારેજ આ તારા સત્કર્મરૂપી વૃક્ષને મંજરી ઉત્પન્ન થઇ, અને હવે તેનું ફળ તારે મારી નગરીનો ત્યાગ કરીને ભોગવવું." એમ કહી રાજાએ તેને રજા આપી, ત્યારે તે માબાપને હર્ષથી પ્રણામ કરી પોતાના પતિનો હાથ ઝાલી વિકસ્વર મુખે ચાલી. તે વખતે શોક વડે વ્યાપ્ત થયેલા પુરના લોકો હાહાકાર કરવા લાગ્યા. પછી તે કન્યા

તે પુરૂષને મહા મહેનતે ચૌટા સુધી લાવી. તેટલામાં હાહા એમ બોલી વિલાપ કરતો તે 'હું એક પગલું પણ ચાલી શકું તેમ નથી.' એમ વિરસ સ્વરે બોલતો જાણે મૂર્છા આવી હોય તેમ પૃથ્વી પર પડી ગયો. તે જોઇ કેટલાક લોકો રાજાની નિંદા કરવા લાગ્યા, કેટલાક પુત્રીની નિંદા કરવા લાગ્યા, અને કેટલાક કેવળ ભવિતવ્યતાને જ પ્રમાણ કરવા લાગ્યા. ત્યારપછી મદનમંજરીએ તેને વિનયથી કહ્યું કે–" હે સ્વામી ! મારા સ્કંધ ઉપર તમે ચડો, તો હું તમને ઇચ્છિત સ્થાને લઈ જાઉં." ત્યારે તે જાણે અત્યંત પીડા પામતો હોય તેમ બોલ્યો કે–" જો રાજાની આજ્ઞા થાય તો આજે અહીંજ રહીયે, અને કાલે સમયને ઉચિત હશે તેમ કરશું. " આ પ્રમાણે તે બન્નેની વાતચીત સાંભળી મહાજને રાજાને વિનંતિ કરી તેની આજ્ઞા લઈ તે બન્નેને કૃપાવડે એક કોટડીમાં રાખ્યા, અને તે મહાજને જ ઉત્તમ ભોજન પાન તૈયાર કરી. તેને આપ્યાં, ત્યારે તેણીએ પ્રથમ પોતાના સ્વામીને જમાડ્યો, પછી પોતે જમી. પછી દુ:ખે કરીને જોઇ શકાય એવી તેણીની દુર્દશાને જોવામાં જાણે કે અસમર્થ હોય એવો સૂર્ય પરોપકાર કરવામાં અસમર્થ એવા ઉત્તમ પુરૂષની જેમ અન્ય સ્થાને જતો રહ્યો–અસ્ત પામ્યો. તે વખતે તેણીના મિત્રના મુખની જેમ કમળો કરમાઇ ગયાં, અને તેણીના શત્રુના મુખની જેમ પોયણાંઓ વિકસ્વર થયાં. " આ રાજા ખરેખર અવિચારી પુરૂષોનો સરદાર છે." એમ જાણે ઉંચે સ્વરે બોલતા હોય તેમ પક્ષીઓના સમૂહો શબ્દ કરતા હતા. રાજાના રાગની સાથે જાણે પોતાની સમાનતા–તુલ્યતા જણાવતો હોય એમ સંધ્યાકાળનો રાગ એક ક્ષણવાર રહીને નષ્ટ થયો. કન્યાને અનુસરનારી ( તેના પર પ્રીતિવાળી ) તેની માતા વિગેરે પરિવાર જનોના હૃદયમાં દુ:ખનો સમૂહ નહીં સમાવાથી જાણે બહાર નીકળ્યો હોય તેમ અંધકારનો સમૂહ ચોતરફ વ્યાપી ગયો–પથરાઇ ગયો તેણીની આવી દશા જોઇ જોઇને પ્રિય સખીઓની જેમ સમગ્ર દિશાઓનાં મુખ અત્યંત મલિન થયા. " શું આ કન્યા કુષ્ઠી પતિનો ત્યાગ કરશે કે નહીં ? " એવા કૌતકને લીધે આકાશ તારાઓના મિષથી વિકસ્વર નેત્રવાળું થયું–જોવાને માટે તત્પર થયું. ત્યારપછી રાત્રિએ મદન

મંજરી સ્વામીને માટે યથાયોગ્ય શય્યા પાથરવી, તેના પગ ધોવા, તથા તેની વિશ્રામણા[1] કરવી, એ વિગેરે કરવાથી દેવની જેમ તેની આરાધના કરવા લાગી. તે જોઈ મનમાં ખાત્રી થવાથી તે વિદ્યાધર રાજાએ વિચાર કર્યો કે-" તે ગાથાના ચોથા પાદનો અર્થ બરાબર સત્ય થયો. અહો ! તે પ્રકારે હું કોઢીયો થયો, તોપણ મને આવા પ્રકારની ભોગની સમૃદ્ધિ પ્રાપ્ત થઈ. તેથી કરીને સુખ દેવામાં એક મારૂં પુણ્યજ મુખ્ય છે. વળી આ સ્ત્રીની કર્મ ઉપર કેવી આશ્ચર્યકારક દૃઢતા છે, કે જેથી તેણીએ મોટા વિસ્તારવાળા ભોગોને પણ તૃણ સમાન ગણ્યા. આના સત્ય રૂપ બખ્તરની દૃઢતા કોને વખાણવા લાયક નથી ? કે જે બખ્તરને મારા વિવાહની વિડંબના રૂપી શસ્ત્ર પણ ભેદી શક્યું નહીં. આનું પતિવ્રતાનું આચરણ કોને આશ્ચર્ય પમાડનાર નથી ? કેમકે પોતે રાજપુત્રી છતાં રાજાની જેમ મારૂં કુષ્ઠીનું આરાધન-સેવન કરે છે. તો આના સત્યતા, નિષ્કપટતા, ધર્મતા અને ધીરતા વિગેરે ગુણો યથાર્થ રીતે વાણીના માર્ગમાં મુસાફર રૂપ શી રીતે થાય? (વાણીવડે તેના ગુણોનું શી રીતે વર્ણન થઈ શકે ?) તોપણ વિનોદને માટે આની કાંઈક પરીક્ષા કરૂં." એમ વિચારી આનંદથી ધીમે ધીમે તે બોલ્યો કે-" હે ભદ્રે ! હું તો આ પૂર્વના કર્મનું ફળ ભોગવું છું. પરંતુ સ્ત્રીઓમાં શિરોમણિ રૂપ તારી આવી દશા કેમ થઈ ? તેં રાજાનો કાંઈક અવિનય કર્યો હશે એવો તો હૃદયમાં તર્ક પણ થતો નથી. કેમકે ચંદ્રની લેખામાંથી વિષની વૃષ્ટિ કદાપિ થાયજ નહીં. તો ખરેખર આ બાબતમાં રાજાના નિર્વિવેકપણાનોજ વિલાસ છે. શું લક્ષ્મી રૂપ મદિરા પંડિતને પણ ઉન્મત્ત ન કરે ? હે ભદ્રે ! આ તારી કાંતિ, આ મૂર્તિ, આ બુદ્ધિ અને આ તારૂં વય વિગેરે સર્વે મારે વિષે આંધળાના મંડન-અલંકાર જેવું નિષ્ફળ છે. મારા શરીરના સંગથી તારી પણ આ રૂપસંપત્તિ એક ક્ષણમાં કાંજીના સંગથી ખીરની જેમ નાશ પામશે. મારા પૂર્વકર્મના ઉદયરૂપી આ જાજ્વલ્યમાન અગ્નિને વિષે તારી વિડંબનાથી ઉત્પન્ન થયેલ પાપ રૂપી ઘી આહુતિ રૂપ થશે-હોમાશે. ( એટલે કે તારા દુઃખનો હું નિમિત્ત થવાથી તેનું પાપ મને લાગશે, તેથી મારા કર્મના

[1] શરીર ચાંપવુ તે.

ઉદય રૂપ અગ્નિમાં વધારો થશે–હું વધારે પાપી થઈશ. ) વળી તને [1]અહંપૂર્વિકા પૂર્વક ઘણા રાજપુત્રો વરે તેમ છે. કેમકે કેતકીના પુષ્પ ઉપર કયા કયા ભમરાઓ ઉત્સુક ચિત્તવાળા ન હોય ? તેથી કરીને તું મારા પર પ્રસન્ન થઇને–કૃપા કરીને બીજે ઠેકાણે જવાનું અંગીકાર કર. કેમકે આ રાત્રિ શુભ કાર્ય કરવાની કામધેનુ છે." આ પ્રમાણે કહીને તે મોન રહ્યો. તે વખતે તેના ચરણ ઉપર દૃષ્ટિ રાખીને રહેલી તે ચતુર કન્યા ધીરજ અને ખેદ સહિત બોલી કે—" હે પ્રાણેશ ! આ બાબતમાં રાજાનો લેશ પણ દોષ નથી. પરંતુ અવશ્ય ભોગવવા લાયક પોતાના પૂર્વ કર્મનો જ દોષ છે. સંપત્તિ અને વિપત્તિનો સ્વામી–રાજા કર્મ વિપાક જ છે. તે સિવાય બીજા સર્વ કોઈ ખરી રીતે તો તે ( રાજા ) ના કિંકરો છે. તમે મને બીજે ઠેકાણે જવાનું જે અયોગ્ય વચન કહ્યું, તે અગ્નિની જેમ મારા હૃદયને બાળે છે. એવો ધર્મ વેશ્યાઓનો હોય છે, કુળવાન સ્ત્રીઓનો હોતો નથી. બુદ્ધિમાન મનુષ્યો નીચ મનુષ્યોનો આચાર આચરતા ( કરતા ) નથી. કુળવાન સ્ત્રીઓને કુરૂપ હોય તો પણ પતિ જ ગતિ છે. લતાઓ સુકાઈ ગયેલા વૃક્ષને પણ તજતી નથી. તમારા સંગ વડે મારા બાહ્ય અંગોનો વિનાશ થશે, તોપણ કદિ નાશ ન પામે એવો મારો પતિવ્રતાનો આચાર જીવની જેમ ચિરકાળ જીવો એમ હું ઈચ્છું છું. હે દેવ ! સ્ત્રીઓને ભવ ભવને વિષે સારા સૌભાગ્યવાળો પતિ મળવો સુલભ છે. પરંતુ જન્મ પર્યંત નિર્મળ શીળ પાળવું એ જ એક દુર્લભ છે. સર્વ દોષોને નિવાસ કરવાનું સ્થાન રૂપ સ્ત્રી જાતિનો જન્મ અત્યંત નિંદેલો છે. તેમાં પણ જો શીળ ન હોય તો તે સ્ત્રીજન્મ પાપીથી પણ મહા પાપી છે. કુળવાન સ્ત્રીઓનું ઉત્કૃષ્ટ આભૂષણ શીળ જ કહેલું છે, અને બહારના આભરણોનો આડંબર તો માત્ર અભિમાનના જ સુખને માટે છે. ( આ સુખ છે એવા અભિમાનને જ ઉત્પન્ન કરે છે–વાસ્તવિક સુખ નથી. ) સર્વ સુખની ખાણ રૂપ અને મેરૂ પર્વતની જેવો મોટો શીળનો મહિમા ક્યાં ? તથા દુઃખ દાયક અને સર્ષપના દાણા જેવડું વિષય સુખ ક્યાં ? તેવા તુચ્છ સુખને માટે મારા જીવિત રૂપ શીળને હું કેમ

---

[1] હું પહેલો હું પહેલો એવા ઉત્સાહ પૂર્વક.

નાશ પમાડું ? કયો બુદ્ધિમાન પીતળને માટે સુવર્ણને ગુમાવે ? તો હે દેવ ! જીંદગી પર્યંત તમે જ મારૂં શરણ છો, અને હે સ્વામી ! આ મારા પ્રાણો પણ તમારા જ માર્ગને અનુસરનારા છે. ( તમારા પ્રાણની સાથે જ જવાવાળા છે. ) આ પ્રમાણે તમે તમારા ચિત્તમા નિશ્ચય કરી હે પ્રભુ ! હવે પછી આવી દાવાનળની જ્વાળા જેવી વાણી બોલશો નહીં. " આ પ્રમાણે પુણ્ય રૂપી ઉદ્યાનને વિકસ્વર કરવામાં પાણીની નીક સમાન તેણીની વાણી સાંભળીને વિદ્યાધર અત્યંત હર્ષ પામ્યો, અને તેણે તેણીનું વચન અંગીકાર કર્યું. પછી તેણે વિચાર્યું કે—" અહો ! આ સ્ત્રી નાની છતાં તેનું શીળ ઉજ્વળ અને અદ્ભુત છે. સૂર્યની ઉગતી પ્રભા પણ દેદીપ્યમાન જ હોય છે. વળી મારા સુતા વિના આ પતિવ્રતા શયન કરશે નહીં. " એમ વિચારી તે ક્ષણવાર કપટ નિદ્રાએ સુતો ત્યારપછી પતિએ પોતાનો સ્વીકાર કરવાથી આનંદ પામેલી તે કન્યા નિદ્રા આવવાથી પંચપરમેષ્ઠિ નમસ્કારનું સ્મરણ કરી નિદ્રા વશ થઇ. તે બન્ને આ પ્રમાણે વાતો કરતા હતા, તેમાં રાત્રિ પ્રાયે કરીને સમાપ્ત થવા આવી હતી, તે સાથે તેણીની દુર્દશા પણ સમાપ્ત થઇ હતી. પછી પોતાનું કાર્ય સિદ્ધ થવાથી તે વિદ્યાધર રાજાએ કામસાધની વિદ્યાનું સ્મરણ કરી નટની જેમ પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું. પછી ત્યાં પંદર માળનો સ્ફટિક મણિની ભીંતવાળો જાણે પોતાનો પુણ્યસમૂહ હોય તેવો ઉજ્વળ મોટો મહેલ રચ્યો. તે મહેલના આકાશમાં ગયેલા ઉપલા માળમાં તે રત્નના સિંહાસન ઉપર બેઠો, તે સુવર્ણના અલંકારો વડે દેદીપ્યમાન થયો, સુવર્ણના સ્તંભો ઉપર રહેલી પુતળીઓ ઉત્તમ ગીત વડે મદનમંજરી સહિત તેના ગુણોને ગાતી હતી, જાણે પિંડરૂપ થયેલો તેનો યશ હોય એવું ઉજ્વળ છત્ર તેના મસ્તક પર શોભતું હતું, પુણ્યની શ્રેણિની જેમ ચામરોની શ્રેણિ વડે તે શોભતો હતો, સ્થગીધર અને પ્રતિહાર વિગેરે પરિવાર તેની ચોતરફ ઉભેલો હતો, તેની પાસે વેશ્યાઓનો સમૂહ અખંડ રીતે નૃત્ય કરતો હતો. ઉંચે સ્વરે વાગતા વાજિત્રોના ધ્વનિ નગરીના લોકોને જાગૃત કરતા હતા, તથા કપૂર વિગેરેના શ્રેષ્ઠ સુગંધે સર્વ દિશાઓ વાસિત કરી હતી આ પ્રમાણે તે વિદ્યાધર

રાજા તત્કાળ પોતાની વિદ્યાના પ્રભાવથી જાણે કે પૃથ્વીપર નિવાસ કરીને રહેલો ઇંદ્ર જ હોય તેમ શોભતો હતો. તે વખતે તેની પ્રિયા પણ જાગૃત થઇને ઉત્તમ અલંકાર અને વસ્ત્રથી શણગારેલા પોતાના શરીરને તથા તેવી રીતે રહેલા પોતાના પતિને જોઇ જોઇને આશ્ચર્ય પામી, તથા " શું આ ઈંદ્રજાળ છે ?' કે શું આ મતિનો ભ્રમ છે ? કે શું આ સ્વપ્ન છે ? કે શું આ કોઈ દેવની રચના છે?" એ પ્રમાણે વિચારીને અંતઃકરણમાં વિસ્મય, શંકા અને તર્ક વિતર્કથી આકુળ વ્યાકુળ થયેલી તેણીને તેણે પોતાનું પ્રથમથી આરંભીને સર્વ વૃત્તાંત સ્પષ્ટ રીતે જણાવ્યું, અને વળી કહ્યું કે—"હે દેવી ! મારા ઈચ્છિત કાર્યની પરીક્ષા તને પરણ્યો તે જ વખતે સિદ્ધ થઈ હતી, તોપણ પછીથી તારી પરીક્ષા કરવા માટે મેં વિલંબ કર્યો હતો. અહો ! તારૂં સત્ય અત્યંત ઉગ્ર છે, અહો તારૂં સત્ત્વ અદ્ભુત છે. અહો! તારૂં શીળ અત્યંત નિશ્ચળ છે, અને અહો! તારી બુદ્ધિ અતિ નિર્મળ છે. આ સર્વ ગુણો તને તત્કાળ ફળીભૂત થયા છે, કારણ કે હે પ્રિયા ! હમણાં તું એક મોટા વિદ્યાધર રાજાની પ્રાણેશ્વરી થઇ છે. મારી નિર્મળતા–પ્રસિદ્ધિ સર્વત્ર પૃથ્વીતળ ઉપર જાગૃત જ છે, તો પણ તારા પિતાનો દુષ્ટ અભિપ્રાય નાશ પામે, અને એક ધર્મ જ સર્વ સુખ સંપત્તિનું કામણ છે, એમ સર્વ લોક પોત પોતાના મનમાં નિશ્ચય કરે, એવા હેતુથી જ હે દેવી ! મેં દેવની જેમ વિદ્યાના પ્રભાવથી આ દિવ્ય મહેલ વિગેરે સર્વ રચ્યું છે. " આ પ્રમાણે સાંભળીને મદનમંજરી તેની અદ્ભુત સમૃદ્ધિ જોવા લાગી, અને પ્રભાતકાળની પ્રભાની સાથે પોતે પણ હર્ષ વડે ઉલ્લાસ પામી. સર્વ લોકો આ બન્નેના પુણ્યની સમૃદ્ધિ પ્રગટ રીતે જુઓ–એમ જાણે ઇચ્છતો હોય તેમ સૂર્યે ચોતરફ પ્રકાશ વિસ્તાર્યો. પછી જાણે કે સ્વર્ગનું વિમાન ઉતર્યું હોય એવા તે મહેલને જોવા માટે જાણે મંત્રથી ખેંચાયા હોય એવા પુરના જનો તે મહેલની ચોતરફ વીંટાઇ ગયા. 'અહો ! ધર્મનું માહાત્મ્ય કેવું છે ?' એવો મનુષ્યોનો શબ્દ સાંભળી તથા તે સર્વ વૃત્તાંત પોતાના સેવક દ્વારા જાણી જિતારિ રાજા પણ શીઘ્રપણે ત્યાં આવ્યો. તે વખતે મહેલના દરવાજામાં રહેલી રત્નની પુતળીએ તેને આચમન કરાવ્યું, આગળ જતાં દરેક દ્વારે

રહેલા પ્રતિહારીએ તેને ચડવાનો માર્ગ દેખાડયો, તે મહેલના સર્વ સૌંદર્ય (શોભા)ને જાણે ક્રમ વિના જ ( એકી વખતે ) જોવાને ઈચ્છતો હોય તેમ રત્નની ભીંતોમાં પ્રતિબિંબ પડવાથી તેણે અનેક રૂપો ધારણ કર્યાં, અને તેનું મન વિવિધ તર્ક વિતર્કના સંબંધથી વ્યાકુળ થયું. આ રીતે જિતારિ રાજા કૈલાસ જેવા તે ઉંચા મહેલ ઉપર ચડયો. તે જ વખતે આકાશમાર્ગે વાજિત્રોના શબ્દવડે દિશાઓના મુખને વાચાળ કરતો તે વિદ્યાધર રાજાનો મંત્રી સૈન્યના સમૂહ સહિત ત્યાં આવ્યો. તે મંત્રી તથા બીજા સર્વ વિદ્યાધરો પોતાના સ્વામીને પ્રણામ કરીને દેવતાઓ જેમ ઈંદ્રને સેવે તેમ આનંદથી તેની સેવા કરવા લાગ્યા. આવા પ્રકારના જમાઈને જોઈને સસરો ( રાજા ) આશ્ચર્ય પામ્યો, તે વખતે ત્યાં મધુર સ્વરે બંદી ઉંચેથી બોલ્યો કે—" આ વૈતાઢયના સ્વામીપણાથી શોભતો શ્રી કનકરથ રાજા પરિપકવ થયેલા ( ઉદયમા આવેલા ) પુણ્યો વડે જ જિતારીરાજાની પુત્રીનો પતિ થાય છે." પછી ઉભા થઈને જમાઈએ તથા પુત્રીએ પણ તેને નમસ્કાર કર્યા, તે જ વખતે રાજાએ પણ તે બન્નેને નમસ્કાર કર્યા. પંડિતો સમયને જાણનારા હોય છે, ત્યારપછી રાણી ધારિણી વિગેરે પણ સર્વ પરિવાર ત્યાં આવ્યો, તેમને સર્વેને વિદ્યાધર રાજાએ યોગ્યતા પ્રમાણે બેસાડ્યા. ત્યારપછી જિતારિ રાજા આસન પર બેસી મનમાં લજ્જા પામતો પુત્રીને પોતાના ઉત્સંગમાં બેસાડી કહેવા લાગ્યો કે—" ધર્મના સમ્યક્ જ્ઞાનવાળી હે પુત્રી ! મારા દુષ્ટ આચરણને તું ક્ષમા કર. તારા પુણ્યનો આવો પ્રભાવ મેં જાણ્યો નહોતો. તારૂં હિતકારક અને સત્ય વચન કોને ગ્રહણ કરવા લાયક ન હોય ? પરંતુ અહંકારના વશથી જ તે વખતે મેં તારા વચનની અવગણના કરી હતી. તે આજે મને તારા પુણ્યનો મહિમાજ કેવળ દેખાડ્યો એમ નથી, પરંતુ ધર્મનું ફળ દેખાડવાથી તેં સ્પષ્ટ રીતે સમ્યક્ ધર્મ પણ મને સમજાવ્યો છે. તારા ભાગ્યની સ્તુતિ કરવા કોણ સમર્થ થઈ શકે ? કેમકે તેં પથ્થર લેવાના ઇરાદાથી હાથ લાંબો કર્યો, અને હાથમાં ચિંતામણિ રત્ન પ્રાપ્ત થયું. આ તારૂં સત્યવ્રતમાં રહેવાપણું, આ તારૂં ધર્મમાં વિદ્વાનપણું અને આ તારૂં સાહસિકપણું એ ત્રણે ત્રણ ભુવનમાં

સર્વ ઉપમા ને ઉલ્લંઘન કરનાર છે. ( અર્થાત્ અનુપમ છે. ) લવણ સમુદ્ર જેવા મારાથી ઉત્પન્ન-થયાં છતાં તું પુત્રી લક્ષ્મીની જેમ કુળના અલંકાર રૂપ થઇ છે, તારા ગુણની શ્રેણિ વિશ્વને વખાણવા લાયક છે. હે પુત્રી ! હમણાં તું સમગ્ર વિવેકીજનોમાં ઉત્કૃષ્ટ મર્યાદા ( હદ )ને પામી છે, અને હું નિર્વિવેકી જનોની હદને પામ્યો છું. તેં ધર્મને ઉજ્વળ કર્યો છે, અને તેં કુળનો ઉદ્યોત કર્યો છે. તેથી અમે માનીયે છીએ કે—તુંજ એક પૃથ્વીતળ ઉપર ધન્ય છે." તે સાંભળીને મદનમંજરીએ વિનયથી પિતાને કહ્યું કે—" હે પિતા ! તમે વૃથા ખેદ ન કરો, કેમકે આ કાર્ય પણ તમે કર્યું નથી. પરંતુ વિપાકને પામેલા મારા કર્મથીજ આ થયું છે. કારણ કે તે કર્મ જ પ્રાણીઓની સંપત્તિ અને વિપત્તિનું કારણ છે. હે પિતા ! જે ધર્મ વડે તત્ત્વથી સમગ્ર કર્માદિકની સ્થિતિઓ જાણી શકાય છે, તે જૈનધર્મને દૃઢ રીતે તત્કાળ અંગીકાર કરો. " તે સાંભળીને રાજાએ પ્રસન્ન થઇ સત્ય ધર્મ અંગીકાર કર્યો. પછી જમાઈ તથા પુત્રીને ગજેંદ્ર ઉપર બેસાડી મોટા ઉત્સવ પૂર્વક પોતાના મહેલમાં લઈ જઇ રાજાએ મનોહર વસ્ત્રો અને આભૂષણો આપી તેમનો સત્કાર કર્યો. તે બન્નેની કીર્તિ જેમ જેમ વૃદ્ધિને પામી, તેમ તેમ લોકમાં જિનધર્મની પ્રભા (કાંતિ) પ્રચાર પામી. અર્થાત્ જૈનધર્મનો પ્રભાવ જગતમાં વિશેષ પ્રસરવા લાગ્યો. પછી રાજાએ પ્રિયા અને પરિવાર સહિત વિદ્યાધર રાજાને ભોજન કરાવ્યું, ત્યારપછી તે પોતાના નગર તરફ ચાલ્યો. અનુક્રમે પોતાના નગરને પામીને વિવિધ પ્રકારના વાજિત્રના શબ્દવડે સમગ્ર દિશાઓને વાચાળ કરતા અને ચતુરંગ સેના વડે પરિવરેલા તે વિદ્યાધરેંદ્રે પુર પ્રવેશ કર્યો, તે વખતે ઉત્તમ શણગારના સંબંધથી મદનમંજરીની સુંદરતા બમણી થઈ હતી, જાણે બીજી લક્ષ્મીદેવી હોય તેમ તે સુખાસન ( મીયાના )માં બેઠી હતી, અને જાણે અતુલ શીળના નિર્મળપણાથી પરાભવ પામેલી ગંગા નદી હોય એવા મનોહર ચામરોની શ્રેણિ વડે તે ચોતરફ સેવાતી—વીંઝાતી હતી, જાણે કે ધર્મ રૂપી કલ્પવૃક્ષની મંજરી હોય એવી તેણીને રાજા પુરજનોને દેખાડતો હતો, આવી રીતે પુર પ્રવેશ કરાવીને રાજાએ તે પ્રિયાને અંતઃપુરના અલંકાર રૂપ કરી. ગુણો

વડે પ્રશંસા કરવા લાયક તેણીને રાજાએ પટ્ટરાણીનું સ્થાન આપ્યું. સ્ત્રીઓને પતિ ઉપરની પ્રીતિ કલ્પલતાની જેમ ફળ આપનારી થાય છે. ધર્મનું માહાત્મ્ય જોવાથી તે બન્ને પોતાના ચિત્તને ધર્મમાં જ રાખતા હતા. શું હિતેચ્છુ પુરૂષો પ્રત્યક્ષ સિદ્ધ કરેલા કાર્યમાં કદાપિ આળસુ થાય ? તે રાજા વિદ્યાના પ્રભાવથી ( પ્રિયા સાહત ) વિવિધ તીર્થોને વંદના કરતો હતો. કારણ કે જે કળા ધર્મને વિષે ઉપયોગી થાય તેજ સફળ છે.

એકદા તે વિદ્યાધરેંદ્ર પ્રિયા અને પરિવાર સહિત નંદનવનમાં જિનચૈત્યોને વાંદવા ગયો. ત્યાં પવિત્ર જ્ઞાનથી શોભતા ચારણ મુનિને જોઈ તેને પ્રણામ કરી તેની પાસે તે પત્તિ–કિંકરની જેમ નમ્રતાથી બેઠો. તે વખતે મુનિએ તેને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા ફળવાળી ધર્મલાભની આશિષ વડે આનંદ પમાડીને દેશનાની વાણી રૂપી ઉત્તમ અમૃત ભોજન વડે જમાડ્યા–દેશના આપી કે—સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મીને ઈચ્છનાર બુદ્ધિમાન પુરૂષે ધર્મ કરવો જોઇએ. કારણ કે તે લક્ષ્મીનું મૂળ કારણ ધર્મ જ છે. તે દાન, શીળ, તપ અને ભાવ એવા ચાર પ્રકારનો છે. તેમાં પણ જિનેંદ્રોએ દાનને પ્રથમ કહ્યું છે. તે દાનના અનેક ભેદો છે, તોપણ તેમાં પાત્ર દાન કરવું એ સૌથી શ્રેષ્ઠ છે. તે વિધિ પ્રમાણે પાત્રને વિષે આપ્યું હોય તો અનંત ગણું ફળદાયક થાય છે. અહો ! ધન નામનો સાર્થવાહ પાત્રદાનના પ્રભાવથી તીર્થંકરપણાની પ્રાપ્તિ થાય ત્યાંસુધીની અધિકાધિક સમૃદ્ધિ પામ્યો હતો. પાત્રદાન રૂપી કલ્પવૃક્ષનો મહિમા કોણ માપી શકે ? કેમકે શાલિભદ્રને પ્રાપ્ત થયેલી સંપત્તિઓ તો તે વૃક્ષના પુષ્પ રૂપ હતી. જિનેશ્વરનું ચૈત્ય, તેની પ્રતિમા, જ્ઞાનનું પુસ્તક અને ચાર પ્રકારનો સંઘ એ સાત પ્રકારે પાત્ર કહેવાય છે. જે મનુષ્ય પાત્રને વિષે થોડું પણ દાન આપે છે, તેને અક્ષય લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને જે કુબુદ્ધિમાન દાનનો નિષેધ કરે છે, તેને સંપત્તિઓ દૂરથી તજે છે. આ વિષય ઉપર ભદ્ર તથા અતિભદ્રની સત્ય કથા કહું છું, તે સાભળો —

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પૃથ્વી રૂપી સ્ત્રીના હૃદયના હાર

જેવું કાંપિલ્ય નામનું નગર છે, તે મહેલના અગ્ર ભાગ ઉપર ફરકતી ધ્વજાઓના મિષથી જાણે પોતાની સમૃદ્ધિ વડે સ્વર્ગની તર્જના કરતું હોય તેમ શોભે છે. તેના પ્રભાવના વૈભવની સત્ય સ્તુતિ કોણ કરી શકે? કેમકે તેમાં શ્રી વિમલનાથ જિનેશ્વરે પોતે જ જન્મ લીધો હતો. તે નગરમાં અમિત લક્ષ્મીનું સ્થાન જિતશત્રુ નામે રાજા હતો. તે સંગ્રામમાં કદાપિ પોતાના નામને વ્યર્થ કરતો નહોતો. તે નગરમાં રાજાની પ્રીતિનું પાત્ર વસંત નામનો ઉત્તમ શ્રેષ્ઠી રહેતો હતો. તે પુણ્ય રૂપી લતાને વિકસ્વર કરવામાં વસંત ઋતુની જેમ શોભતો હતો. સુદર્શન[1] વડે શોભતા અને [2]પુરૂષોત્તમપણાને ધારણ કરતા તેને નામથી અને ગુણથી પણ કમળા નામની સ્ત્રી હતી. જૈનધર્મ રૂપી રાજાએ તે બન્નેના ચિત્તને પોતાની રાજધાની કરી હતી. તેથી તેને દૂર કરવાને કુતર્ક રૂપી તસ્કરો શક્તિમાન નહોતા. તે બન્નેના પરસ્પર અત્યંત વૃદ્ધિ પામતી પ્રીતિ પૂર્વક ધર્મ, અર્થ અને કામને આધીન એવા ઘણા દિવસો વ્યતીત થયા. એકદા વનના દાવાનળની જ્વાળા જેવી અને સર્વ સુખને નાશ કરનારી પુત્રના અભાવે કરેલી ચિંતા તેમના મનને તાપ પમાડવા લાગી. પુત્ર કાંઈ પિતાના દારિદ્રનો નાશ કરી શકતો નથી, વ્યાધિનો વિનાશ કરી શકતો નથી, આ ભવમાં પણ એકાંતપણે હિતકારક થતો નથી, એકાંતપણે સદ્ગુણી જ હોતો નથી, તથા પ્રાણીઓની ગતિ પરલોકમાં પોતપોતાના કર્મને લીધે ભિન્ન ભિન્ન છે, તોપણ પ્રાણીઓને પુત્રની ચિંતા પીડા પમાડે છે, એ મોહ રાજનો જ વિલાસ છે. " પુરૂષોને પુણ્યના વશથી જ સર્વ મનચ્છિતની સિદ્ધિ થાય છે. શું વેલડીની ઉત્પત્તિ કંદ ( મૂળ )ને આધીન નથી ? " આ પ્રમાણે તે બન્ને વિચાર કરી પુણ્ય કાર્યમાં પ્રવર્ત્યા. કેમકે ડાહ્યા પુરૂષો સારા ઉપાયમાં જ પ્રવર્તે છે. પછી તેણે સમકિત દૃષ્ટિવાળાઓની દૃષ્ટિને શીતળતા ઉત્પન્ન કરે તેવા જિનચૈત્યો કરાવ્યાં, તેમાં શ્રેષ્ઠ અને અનુપમ પ્રતિમાઓ ભરાવી સ્થાપન કરી, જિનચૈત્યોમાં પૂજા ઉત્સવ કર્યા, ભક્તિ પૂર્વક અતુલ્ય સાધર્મિક વાત્સલ્ય કર્યાં, જન્મની પવિત્રતાને કરનારી ઘણી તીર્થયાત્રાઓ

૧ સમકિત–તે નામનુ ચક્ર. ૨ પુરૂષોમાં ઉત્તમપણું–કૃષ્ણનું બીજું નામ.

કરી, પ્રમાણ વિનાનાં પાત્રદાન કર્યાં, શુભનો ઉદય કરનારી દયા પાળી, જિનાગમનાં પુસ્તકો લખાવ્યાં, પોતાના દ્રવ્યથી બંદીઓને છોડાવ્યા, દુસ્તપ તપસ્યા કરી, તથા બીજાં પણ પુણ્યકાર્યો તેમણે પ્રીતિ પૂર્વક કર્યાં. પછી ચિત્ત રૂપ ઉદયાચળ પર્વત ઉપર પુણ્ય રૂપી સૂર્યનો ઉદય થવાથી રાત્રિના અંધકારના સમૂહની જેમ તેમનાં વિઘ્નના સમૂહો નાશ પામ્યા; તેથી કરીને પુણ્યના સુગંધથી શોભતી કમળાએ જેમ પૃથ્વી શ્રેષ્ઠ રત્નના નિધાનને ધારણ કરે તેમ અદ્ભુત ગર્ભને ધારણ કર્યો. પાપના સમૂહનો નાશ કરનાર તેણીનાં પ્રશસ્ત દાનાદિક દોહલાઓને તેણીની ઇચ્છા પ્રમાણે શ્રેષ્ઠીએ ઉત્સાહ પૂર્વક પૂર્ણ કર્યા. અનુક્રમે સમય પૂર્ણ થયે જેમ રોહણાચળ પર્વતની પૃથ્વી નિર્મળ મણિયુગને ઉત્પન્ન કરે તેમ તેણીએ એક સાથે બે શ્રેષ્ઠ પુત્રોને ઉત્પન્ન કર્યા. ધર્મ અણચિંતવ્યા ફળને આપે છે, તે વાત સત્યજ છે, કેમકે તેમણે એક પુત્રની ઇચ્છા કરી હતી, અને ધર્મે તો તેને બે પુત્રરત્નો આપ્યાં. પુત્ર રહિત તેઓને બે પુત્ર ઉત્પન્ન થવાથી એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થઈ કે તે પ્રીતિને એક સર્વજ્ઞ જ જાણે, અથવા તેમનું પોતાનું ચિત્ત જાણે. પછી વિવિધ પ્રકારના મોટા ઉત્સવો કરીને હર્ષથી માતપિતાએ તેનાં ભદ્ર અને અતિભદ્ર નામ પાડયાં. ધાત્રી માતાના દૂધના પૂર રૂપી નીકના સિંચન કરવાથી અનુક્રમે તે બન્ને આમ્રવૃક્ષના અંકુરાની જેમ વૃદ્ધિ પામ્યા: બાલ્યાવસ્થામાં જ તેઓને પિતાએ સમગ્ર કળાઓ શીખવી. કેમકે ચંદ્ર ઉગતી કળાવાળો જ પૂજ્ય છે. પણ નષ્ટ પામતી કળાવાળો પૂજ્ય નથી. અનુક્રમે કામદેવને ક્રીડા કરવાના ઉદ્યાન સમાન યુવાવસ્થાને પામેલા તે બન્ને જાણે કે બે [1]અશ્વિનિકુમાર પૃથ્વી ઉપર ઉતર્યા હોય તેમ શોભતા હતા. યુવાવસ્થા વડે બમણી સુંદરતા પામેલા તે બન્ને પુત્રોને તેના પિતાએ અગણિત ઉત્સવો વડે ઉત્તમ કુળની બે કન્યાઓ પરણાવી. પછી પુણ્યના પાત્રરૂપ તે બન્ને પુત્રો ઉપર ઘરનો ભાર આરોપણ કરીને તેમના માતાપિતા સમ્યક્પ્રકારે ધર્મની આરાધના કરી સ્વર્ગે ગયા.

---

૧ સાથે જન્મેલા દેવના બે વૈદ્યો અશ્વિનીકુમાર નામના અત્યંત સૌંદર્યવાળા કહેવાય છે.

ત્યારપછી વિકસ્વર પુણ્યવાળા ભદ્રે માતપિતાની ઉત્તર ક્રિયા કર્યા પછી તેના બંધુવર્ગે તેને તેના પિતાને સ્થાને સ્થાપન કર્યો. ધર્મમાં જાગૃત બુદ્ધિવાળા, ચંદ્ર જેવા ઉજ્વળ યશવાળા અને સર્વ ઉચિત કાર્ય કરવામાં વિચક્ષણ તે ભદ્રે પિતાનો કાર્યભાર ઉપાડયો. અકૃત્રિમ પ્રેમવાળો તે પોતાના નાના ભાઇને સર્વ કાર્યમાં બહુમાન આપતો હતો. આમ કરવાથી જ ભાઇઓની પ્રીતિ પરસ્પર વૃદ્ધિ પામે છે. નાનો ભાઇ પણ મોટા ભાઇ ઉપર નિર્મળ ભક્તિ રાખતો હતો. કારણ કે જેવી ભક્તિ પિતા ઉપર હોય તેવી જ ભક્તિ મોટા ભાઇ પર રાખવી જોઈએ. આ પ્રમાણે પરસ્પર ચિત્ત અને વિત્તમાં ભેદ રાખ્યા વિના જ તે બન્ને ભાઈનો કેટલોક કાળ સુખમય વ્યતીત થયો. ત્યારપછી તેમની સ્ત્રીઓ પરસ્પર ઇર્ષ્યા કરવા લાગી. કારણ કે સ્ત્રીઓને સ્વભાવથી જ ઇર્ષ્યા, ક્રોધ વિગેરે દોષો સુલભ હોય છે. નિમિત્ત વિના પણ તે બન્ને પરસ્પર કલહ કરવા લાગી. સ્ત્રીઓ સ્વભાવથીજ કલહ કરવામાં હુશિયાર હોય છે. તેમનો કલહ પતિઓએ નિવાર્યો, તોપણ ગયો નહી. કેમકે પ્રસરતું નદીનું પૂર કોણ રોકી શકે ? પછી સ્ત્રીઓના કહેવાથી ભાઈઓની પણ પરસ્પરની પ્રીતિ ઓછી થવા લાગી. શું કાંજીના સંબંધથી દૂધ વિકારને ન પામે ? અનુક્રમે સ્ત્રીઓનો કલહ તેમના પતિઓમાં પણ સંક્રમ્યો. સમીપે રહેલો અગ્નિ પાસેના ઘરને પણ લાગે છે. 'સ્ત્રીઓ અનર્થનું મૂળ છે.' એ કહેવત શું ખોટી છે ? કેમકે તે સ્ત્રીઓના પ્રયોગથી ( વચનથી ) કુળવાન પુરૂષોને પણ કલહ થાય છે. જે સ્ત્રી ઉગતી કલહ રૂપી લતાને પ્રફુલ્લિત કરવામાં મેઘની ઘટા સમાન છે, જે દયા રહિત ( નિર્દયપણે ) માતા પિતાના પ્રેમને ગળે હાથ દઇ કાંઢી મૂકે છે, તથા જે બંધુઓની પ્રીતિ રૂપી લતાના સમૂહને ભેદવામાં ખડ્ગની ધારા સમાન છે, તે સમગ્ર દોષોને સેવનારી સ્ત્રીનું વામા એવું નામ કહેવાય છે, તે યોગ્યજ છે. ત્યારપછી તે બન્ને ભાઇઓ પોતે જ વિચાર કરીને પોતાની મીલકત વહેંચીને લાખ લાખ ધન લઈને જૂદા થયા. નાના ભાઇથી જૂદા થયેલા ભદ્રની લક્ષ્મી સૂર્યથી જૂદા થયેલા ચંદ્રની કળાની જેમ અનેક પ્રકારે વૃદ્ધિ પામવા લાગી, તેને સર્વ વેપારમા લાભ જ થવા લાગ્યો. પોતાનું

શુભ કર્મ સન્મુખ હોય તો સર્વ શુભ જ થાય છે. તે પોતાના ન્યાયથી ઉપાર્જન કરેલા વિત્તને સારા સ્થાનની પ્રાપ્તિથી સારા લાભની ઇચ્છા રાખીને જાણે થાપણ મૂકતો હોય તેમ સુપાત્રને સ્વાધીન કરતો હતો-સુપાત્ર દાનમાં ખર્ચતો હતો. તેના અત્યંત ઉંચા ચડેલા પુણ્ય રૂપી મેઘના યોગથી વર્ષાકાળની નદીની જેમ તેની લક્ષ્મી વૃદ્ધિ પામી. તેનું ધન વૃદ્ધિ પામવાથી તેની પ્રતિષ્ઠા (કીર્તિ) પણ વૃદ્ધિ પામી. કેમકે દીવો અધિક પ્રદીપ્ત હોય તો તેનો પ્રકાશ પણ વૃદ્ધિ પામે છે. બીજા નાના ભાઇની લક્ષ્મી કૃષ્ણપક્ષને પામેલા ચંદ્રની કાંતિની જેમ ક્ષણે ક્ષણે ક્ષીણ થવા લાગી. તેણે હર્ષથી લાભની આશા વડે પોતાના દ્રવ્યને વેપાર વિગેરેમાં સ્થાપન કર્યું. પરંતુ ઉલટું અભાગ્યને લીધે હાથમાં રાખેલા પાણીની જેમ ઓછું થવા લાગ્યું. તેના દ્રવ્યને અગ્નિ, ચોર, જળ, અને રાજા વિગેરે ઉપદ્રવ પમાડવા લાગ્યા. વિધાતા પ્રતિકૂળ હોય ત્યારે સર્વ વિપરીત થાય છે. આ પ્રમાણે અનુક્રમે દિવસે દિવસે ઓછી થતી તેની લક્ષ્મી ઉત્કર્ષને પામેલા ગ્રીષ્મ ઋતુની તળાવડીની જેમ અત્યંત કૃશ (ક્ષીણ) થઇ. દ્રવ્ય ક્ષીણ થવાથી તેના ગુણો પણ ક્ષીણ થયા. સૂર્ય અસ્ત પામે ત્યારે શું તેના કિરણો સ્ફુરાયમાન થાય ? તેના ગુણનો નાશ થવાથી તેની મોટાઇ ( કીર્તિ ) પણ ચોતરફથી નાશ પામવા લાગી. દીવો બુઝાઇ જાય, ત્યારે પ્રકાશ પણ નાશ પામેજ છે સુખના વિકાસને સર્વથા પ્રકારે નાશ કરનારૂં તેનું નિર્ધનપણું એટલું બધું થયું કે જેથી ખાવા પીવાની વિધિમા પણ તેને સંદેહ થયો. નિર્ધનતાથી દુઃખી થયેલો તે પૂર્વની તેવા પ્રકારની અદ્ભુત સમૃદ્ધિને સંભારી સંભારીને ખેદ રૂપી સમુદ્રમાં ડૂબી ગયો. નિર્ધન થયેલા તેને મોટા ભાઇની સંપત્તિનો પ્રકર્ષ[૧] તૃષાથી પીડાયેલા પથિકને ગ્રીષ્મ ઋતુના તાપની જેમ અત્યંત દુઃખ દાયક થયો. કોઇ પણ ઠેકાણેથી તે દ્રવ્યને પામ્યો નહીં, તેથી હૃદયમાં અત્યંત ખેદ પામ્યો, તેના બુદ્ધિ નષ્ટ થઇ, તેથી ભાઇના ઉપર ઇર્ષ્યા પ્રગટ થવાથી તે વિચારવા લાગ્યો કે—"નિરંતર ખર્ચ કરતા છતા પણ મારા ભાઇનું દ્રવ્ય કૂવાના પાણીની જેમ અખુટ દેખાય છે, અને ખર્ચ કર્યા વિના પણ મારૂં ધન

૧ અધિકપણું.

અરણ્યમાં રહેલા તળાવના પાણીની જેમ ખુટી ગયું. તો ખરેખર તે માયાવીએ દ્વેષ ભાવથી મને છેતરીને મારાથી છાનું ધન ગોપવી રાખ્યું છે. માયાવી પુરૂષો શું ન કરે ? " આ પ્રમાણે વિચારીને તે મોટા ભાઇ સાથે કલહ કરવા લાગ્યો. બન્ને પ્રકારના [1]જડની નીચ માર્ગે જ ગતિ હોય છે. ત્યારે તે પુણ્યવંત ભદ્રે અત્યંત આનંદથી તેને કહ્યું કે—" હે વત્સ ! આ વગર વિચાર્યો કજીયો તેં કેમ આરંભ્યો છે ? સમગ્ર કલ્યાણ રૂપી લતાના સમૂહને બાળવામાં દાવાનળ સમાન કજીઓ બીજાની સાથે કરવો તે પણ નિંદવા લાયક છે, તો પછી ભાઇની સાથે કજીયો કરવો તેને માટે તો શું કહેવું ? કયો બુદ્ધિમાન માણસ દ્રવ્યાદિકનાં લોભથી ભાઇને છેતરે ? કેમકે બીજાને છેતરનાર માણસ પોતાના આત્માને જ છેતરે છે. હું માનું છું કે હું બીજા કોઇને; પણ કદાપિ છેતરતો નથી, તો ધર્મના મર્મને ( રહસ્યને ) જાણનાર હું તને–ભાઇને શી રીતે છેતરૂં ? તેથી મત્સરભાવને તજીને હૃદય નિર્મળ કર, કે જેથી પથ્થરની રેખાની જેમ આપણી પ્રીતિ ક્ષય પામે નહીં. જો કદાચ વેપાર વિગેરેમાં ખોટ જવાથી તારૂં દ્રવ્ય ક્ષીણ થયું હોય, તો ખુશીથી જોઇએ તેટલું ( દ્રવ્ય ) મારે ઘેરથી તું લઇ જા. કેમકે હે ભાઇ ! મારા ઘરમાં રહેલું ધન પણ તારૂં જ છે. આપણી જૂદાઇ માત્ર જૂદા જૂદા સ્થાને રહેવા જેટલી જ છે. " આ પ્રમાણે ઉનાળાના સૂર્યના તાપથી તપેલાને જેમ ચંદ્ર પોતાના કોમળ કિરણો વડે શાંત પમાડે તેમ પ્રીતિનાં વચન વડે તેને તેણે પ્રથમ શાંત કર્યો, અને પછી ઘણું ધન આપીને પણ તેને પ્રસન્ન કર્યો. કારણ કે સત્પુરૂષો શરદ ઋતુના વાદળાંની જેમ વાણી માત્રના જ સારવાળા હોતા નથી. અતિભદ્ર તેના દાન અને સન્માનથી મનમાં અત્યંત ખુશી થયો, અને આત્મામાં વિકસ્વર થઇ મોટા ભાઇને હર્ષથી કહેવા લાગ્યો કે—" તું વયવડે મોટો છે, એટલું જ નહીં, પરંતુ શ્રેષ્ઠ ગુણો વડે પણ તું મોટો છે. કેમકે તારી આવી ધર્મિષ્ઠ બુદ્ધિ દેખાય છે. ઔદાર્ય, ગાંભીર્ય અને ધૈર્ય વિગેરે ગુણોનો સમુદ્ર તું ક્યાં ? અને ઉત્કટ

1 જડ એટલે મૂર્ખ અને જળ એટલે પાણી એ બન્ને નીચે નીચે સ્થાને જ જનારા હોય છે.

ક્રોધાદિક દોષોના સંગથી દૂષિત થયેલો હું ક્યાં ? આપણે બન્ને એકજ વંશમાં ઉત્પન્ન થયા છીયે, તોપણ ક્ષીર સમુદ્રથી ઉત્પન્ન થયેલા અમૃત અને વિષની જેમ આપણામાં કેટલું બધું અંતર છે ? તેથી કરીને હે ભાઇ ! ક્રોધથી કહેવાયેલા મારા કઠોર વચનને તું ક્ષમા કરજે. આજથી તું જ પિતાની જેમ મારે પૂજ્ય છો." આ પ્રમાણે અત્યંત મોટા પ્રેમ રૂપી અમૃત રસને ઝરનારી વાણી વડે તેણે શ્રેષ્ઠ ફળવાળી મોટા ભાઇની પ્રીતિ રૂપી લતાને નવ પલ્લવવાળી કરી. પછી તે હર્ષ પામતો ધન લઈને પોતાને ઘેર ગયો, અને જેમ ઘટે તેમ યુક્તિથી વેપાર વિગેરેમાં તેનો ઉપયોગ કર્યો. જેમ દીવા વડે મધ્યરાત્રિમાં પ્રકાશ થોડી મુદત ટકી શકે છે, તેમ તે ધન વડે તેને કેટલોક કાળ સુખ મળ્યું. પછી અનુક્રમે પુણ્યહીન એવા તેનું તે ધન પણ ક્ષીણ થયું. કાણા ઘડામાં પાણીની સ્થિતિ ચિરકાળ સુધી રહી શકતી નથી. ચંદ્રનો પ્રથમ ઉદય થઇ પછી અસ્ત થાય ત્યારે જેમ રાત્રિ અંધકારમય થાય છે, તેમ ધનનો અભાવ થવાથી તેની પાછી તેવી જ દુઃખી સ્થિતિ થઈ. તે વખતે પણ ગાઢ સ્નેહ-વાળા ભદ્રે તેને ફરીથી ધન આપ્યું. જે સમૃદ્ધિવાળો બંધુ આપ-ત્તિમાં પડેલા પોતાના બંધુનો ઉદ્ધાર ન કરે, તે દુષ્ટ બંધુ જાણવો. આ પ્રમાણે એકવીશ વાર મોટા ભાઇએ તેને ધન આપ્યું. મહા-શયવાળા પુરૂષો પરોપકાર કરવામાં ઉદ્વેગ પામતા નથી. તેને વારંવાર દીધેલું ધન વારંવાર ક્ષીણ થયું. વારંવાર સૂર્યના તાપમાં સ્થાપન કરેલું પાણી શું રહી શકે ? તો પણ રાક્ષસીના જેવી દરિ-દ્રતાએ તેની પીઠ મૂકી નહીં, કેમકે ભાઇ ધન આપવામાં સમર્થ છે, પરંતુ કર્મની અનુકૂળતા કરી આપવામાં સમર્થ નથી. "અહો ! ભદ્રના ભાગ્યનો વૈભવ કેવો વિકસ્વર (જાગૃત) અને અભંગ છે ? કે આટલી બધી વાર નાના ભાઇને આપ્યા છતાં પણ તેનું ધન વૃદ્ધિજ પામે છે. અહો ! આની ઉદારતા કોઇ અસાધારણ છે; જુઓ, કે તેણે હર્ષથી પોતાના ભાઇને એકવીશ વાર અત્યંત ધન આપ્યું. વળી આ નાનો ભાઇ નામે કરીને જ અતિભદ્ર છે એમ નથી, પરંતુ અર્થથી પણ તે અતિભદ્ર[1] છે. કેમકે તે પોતાના મોટા ભાઈથી જે દિવસે

[1] કલ્યાણને ઓળંગી ગયેલો—કલ્યાણ–પુન્ય રહિત થયેલો.

જૂદો થયો, ત્યારથી જ તેનું ભદ્ર થયું નહીં. આણે પૂર્વ જન્મમાં દાન આપ્યું નહીં હોય, અથવા કોઇને આપતાં નિષેધ કર્યો હશે. એમ ન હોય તો આનું ધન વારંવાર કેમ હાનિ પામે ? આ બન્ને ભાઇઓનો વેપાર સરખો છે, મૂડી પણ સરખી હતી, રૂપ પણ સરખું છે, અને કુળાદિક પણ સરખું છે, તો પણ પુણ્ય અને અપુણ્યના પ્રભાવથી એ બન્નેમાં કેટલો તફાવત છે ? " આ પ્રમાણે બાળકથી રાજા પર્યંત સર્વલોકોની જિંહ્વા રૂપી રંગમંડપમાં નટીની જેમ તે બન્નેના કીર્તિ તથા અપકીર્તિની પ્રસિદ્ધિ નૃત્ય કરતી હતી.

એકદા ધર્મ ( ધર્મોપદેશ )નું દાન કરવાના જ સ્વભાવવાળા અને વિકસ્વર વિશેષ જ્ઞાનથી શોભતા **શ્રીશીળ** નામના સૂરિરાજ ત્યાં પધાર્યા. તે સાંભળીને રાજા, ભદ્ર, અને અતિભદ્ર અને સર્વ પુરજનો આનંદના સમૂહથી શીઘ્રપણે તે શ્રેષ્ઠ ગુરૂને વાંદવા ગયા. તે સર્વે વિધિપૂર્વક ગુરૂને પ્રણામ કરી યોગ્ય સ્થાને બેઠા, ત્યારે તે મુનીશ્વરે અમૃત રસની જેવી ધર્મદેશના દીધી. દેશનાને અંતે રાજાએ શ્રી ગુરૂ મહારાજને પૂછયું કે—" હે પૂજ્ય ! આ ભદ્ર અને અતિભદ્ર બન્ને ભાઇઓ એક સાથે જન્મ્યા છે. તે બન્નેનું જન્મલગ્ન વિગેરે સમાન છતાં પણ તેઓ જૂદા થયા પછી મોટાની સમૃદ્ધિ વૃદ્ધિ પામે છે, અને નાનાની હાનિ પામે છે; તેનું કારણ કહીને અમારા કર્ણને પારણું કરાવો, કે જેથી આ પર્ષદાના સર્વ મનુષ્યો પ્રસન્ન થાય. " ત્યારે ગુરૂ સ્પષ્ટ અર્થનો નિર્ણય કરનારી વાણી વડે બોલ્યા કે—" હે રાજા ! આ બન્ને બાબતમાં શુભ અને અશુભ કર્મ જ કારણભૂત છે. સમગ્ર સાધનો સરખાં છતાં પણ જે ફળ ( પરિણામ )માં વિશેષ દેખાય, તેનું કારણ પ્રાણીઓનાં વિવિધ પ્રકારનાં પૂર્વ જન્મનાં કર્મો જ છે. હે રાજા ! આ બન્નેએ પૂર્વ જન્મમાં જે શુભ તથા અશુભ કર્મ કર્યું છે, તે હું કહું છું. તમે બધા સાવધાન થઈ સાંભળો—

અદ્ભુત લક્ષ્મીવડે શોભતી જે નગરીએ જેમ કમાલની સરોવરને શોભાવે તેમ ભરતક્ષેત્રને શોભાવ્યું છે, તેવી કાંતી નામની નગરી છે. તેમા શંખની જેવા ગંભીર શબ્દવાળો અને સ્વભાવથીજ નિર્મળ શંખ નામે શ્રેષ્ઠી હતો. પરંતુ તે શંખની જેમ અંતઃકરણમાં કુટિલતા

રહિત હતો, એ આશ્ચર્ય છે. જેમ અગસ્ત્યના ઉદય વડે સમગ્ર જળાશયો નિર્મળ થાય, તેમ ધર્મના ઉપયોગવડે તેની સમગ્ર કળાઓ નિર્મળ હતી. તેને પદ્મશ્રી નામની પ્રિયા હતી, તે જાણે સાક્ષાત્ પદ્મમાં વસનારી શ્રી ( લક્ષ્મી ) હોય તેમ શોભતી હતી, અને તેણે શીળ રૂપી સુગંધના સમૂહ વડે સર્વ દિશાઓ વાસિત કરી હતી. તેમને અસંખ્ય પુણ્યના લાવણ્યવાળી પુણ્યશ્રી નામની પુત્રી હતી. તે જાણે કે તેણીને વરનારની સાક્ષાત્ પુણ્યશ્રી-પુણ્યલક્ષ્મી હોય તેમ શોભતી હતી. તે શ્રેષ્ઠીને ધન્ય અને પુણ્યક નામના બે કર્મકર (ચાકર) હતા. તેઓ વિવિધ કર્મ કરવામાં નિપુણ, હાથના ચોખ્ખા અને વિનયની ખાણ રૂપ હતા. તેમાં સારા સાધુઓના સંબંધથી શુદ્ધ બુદ્ધિવાળો ધન્ય ધર્મમાં રાગી હતો, અને બીજો કર્મની વિચિત્રતાને લીધે તેવો નહોતો. એકદા શ્રેષ્ઠીએ જાણે સંસાર રૂપી નાટકનો પૂર્વરંગ હોય એવો પોતાની કન્યાનો પાણિગ્રહણનો ઉત્સવ પ્રારભ્યો. તે ઉત્સવમાં પોતાના સારા પુણ્યે જાણે પ્રેર્યો હોય એવા તે શ્રેષ્ઠીએ ઓદનાદિક પાક સામગ્રી તૈયાર કરવા વિગેરે કાર્યમાં તે બન્ને કર્મકરોને નીમ્યા હતા. તે અવસરે જાણે કે સંસાર સાગરમાંથી ભવ્યોને તારવા ઇચ્છતા હોય તેમ હાથમા તુંબડું રાખીને પાપ રહિત બે સાધુઓ તે પાકને સ્થાને આવ્યા. તેમને જોઇ ધન્ય પુરૂષોનો મુગટ સમાન પુણ્ય ( પવિત્ર ) બુદ્ધિવાળો ધન્ય જાણે કે પુણ્યમય ફળ લેવા ઉભો થયો હોય તેમ હર્ષપૂર્વક ઉભો થયો, અને પોતાની સન્મુખ આવતી સીમા વિનાની અદ્ભુત સંપત્તિને જાણે લેવા જતો હોય તેમ તેમની સન્મુખ હર્ષથી સાત આઠ પગલાં ચાલ્યો, તેમને ભક્તિપૂર્વક વિધિ પ્રમાણે નમસ્કાર કરી તે બોલ્યો કે—"હે પૂજ્યો! પ્રસન્ન થઇને મને આજ્ઞા આપો, કે આપ શા હેતુથી અત્ર પધાર્યા છો ?" તે સાંભળીને તે બેમાંથી એક મોટા સાધુ બોલ્યા કે—"મોટા પરિવારવાળા અમારા ગુરૂ વિહાર કરતા કરતા પરિવાર સહિત આ નગરીની બહાર આવેલા છે, તેમાં તપસ્વી શૈક્ષક, સ્થવિર અને ક્ષુલ્લક વિગેરે મુનિઓ લાંબો વિહાર કરવાથી થાકી ગયા છે, તથા અત્યંત તરસ્યા થયા છે. તેમને માટે પ્રાસુક

જળ લેવા નગરની અંદર ફરતા ફરતા અમે અહીં તમારે ઘેર આવ્યા છીએ.” તે સાંભળીને ધન્યનું શરીર હર્ષના રોમાંચના સમૂહથી વ્યાપ્ત થયું. અને પુણ્યશાળીને પણ માન્ય કરવા લાયક તેણે વિનયપૂર્વક તેમને વિજ્ઞપ્તિ કરી કે—“આપને જે પુરૂષો હર્ષ પૂર્વક શ્રેષ્ઠ વસ્તુઓ આપે છે, તે જ પુરૂષો પૃથ્વી પર ધન્ય છે. અને તેઓએ જ પૃથ્વી પર સારો જન્મ ધારણ કર્યો છે, ( તેમનો જન્મ સફળ છે. ) પરંતુ અમે આ ઘરના સ્વામી નથી, તેથી અમે તેવું દાન આપવા સમર્થ નથી. કેમકે ધન રહિત મનુષ્ય કલમ જાતિના ચોખા વાવી શકતો નથી. તેથી કરીને આ કુંડીઓમાં પુષ્કળ ચોખાનું ધોણ ( પાણી ) છે, તે ત્યાગ કરવાનું હોવાથી અમારા સ્વાધીનમાં છે, માટે તેને ગ્રહણ કરી અમારા પર અનુગ્રહ કરો.” આ પ્રમાણે દાન રૂપી કલ્પવૃક્ષના ક્યારા રૂપ વચનને તે ધન્ય બોલતો હતો, તેવામા તેને અપુણ્યવંતમાં અગ્રેસર પુણ્યકે કહ્યું કે—“હે મિત્ર ! આ સાધુઓ માયાવી, અન્ય જનોને છેતરવામાં નિપુણ, અસત્ય બોલવામાં ચતુર અને શૌચ આચારથી રહિત હોય છે, નિંદવા લાયક આ સાધુઓનું મુખ જોવું પણ ઉચિત નથી, તેથી હે ભાઇ ! તેઓને પાણી આપવું પણ તારે યોગ્ય નથી.” આ પ્રમાણે દાનનો નિષેધ કરી પોતાના સુખનો નિષેધ કરનાર તે પુણ્યકને ધન્યે ક્રોધ પામી કહ્યું કે— “અરે ! પાપી ! કાનને શૂળ ઉત્પન્ન કરે તેવું આ પાપી વચન તું કેમ બોલ્યો ? આવું દુષ્ટ વચન બોલવામાં તારી જીભ કેમ વળી ? સર્વ પાપવ્યાપારથી નિવૃત્ત થયેલા, પુણ્ય કર્મમાંજ પ્રવર્તેલા અને ગુણની સંપદા વડે મોટાઇને પામેલા આ સાધુઓ જગતને પૂજ્ય છે. મદ વડે અંધ થયેલા જે પુરૂષો આ સાધુઓની નિંદા કરે છે, તેઓ ભવ ભવને વિષે દુઃખોની ખાણ થાય છે જેઓ મુનીશ્વરોની નિંદા કરે છે, તેઓને તે ( નિંદા રૂપ પાપ કર્મ ) દુર્ભાગ્યપણું આપે છે, અત્યંત ભયંકર દારિદ્ર આપે છે, કીર્તિને કાપી નાખે છે, દુર્ગતિને આપે છે, આપત્તિ પ્રાપ્ત કરાવે છે. સર્વથા પાપને દેદીપ્યમાન કરે છે, અને ધર્મનો નાશ કરે છે. મુનિનિંદા પ્રાણીઓને શું શું દુઃખ નથી આપતી ? બીજા પ્રાણીની નિંદા કરી હોય તો પણ તે વિવિધ પ્રકારના અનર્થને કરનારો થાય છે, તો પછી જેમણે સર્વ સંગનો

ત્યાગ કર્યો છે, અને જેઓએ મુક્તિ માર્ગમાં જ પ્રયાણ કર્યું છે, તેવા મુનિઓની નિંદા અનર્થ કરનારી થાય તેમા શું કહેવું ? તેથી કરીને હે ભાઈ ! હવે પછી મુનીશ્વરોની નિંદા તું કરીશ નહીં. આત્માનું હિત ઇચ્છનાર કયો પુરૂષ આત્માને અહિતકારક કર્મ કરે ? જગતને પૂજવા લાયક આ મુનિઓજ દાનને લાયક છે. કેમકે તેઓને આપેલું દાન અનંત ગણું ફળ આપે છે." આ પ્રમાણે ભક્તિ પૂર્વક વચનની યુક્તિ રૂપી જળની નીકવડે સીંચન કરવાથી દાનપુણ્ય રૂપી કલ્પવૃક્ષને અત્યત વૃદ્ધિ પમાડતા તે પુણ્ય બુદ્ધિવાળા ધન્યે તેમને પોતાના હર્ષની જેમ ઘણું અને પોતાના આત્માની જેવું નિર્મળ ચોખાનું પાણી આપ્યું. તે વખતે તેણે પાત્રદાનવડે સર્વ સુખનું કામણ રૂપ અને લક્ષ્મીના ભોગ રૂપ ફળ આપનારૂં શુભ કર્મ દૃઢ બંધનથી બાંધ્યું, અને ક્લિષ્ટ ( અશુભ ) પરિણામવાળા તે પુણ્ય રહિત પુણ્યકે સમગ્ર આપત્તિનું કારણ રૂપ અશુભ કર્મ બાંધ્યું. હે રાજા ! તે બન્ને અનુક્રમે મરણ પામીને અહીં ભદ્ર અને અતિભદ્ર નામના આ બે ભાઈઓ થયા છે પાત્ર દાનના મહા પુણ્ય રૂપ મેઘના આગમનથી આ ભદ્રની સંપત્તિ રૂપ લતા વૃદ્ધિ પામે છે. પાત્રને વિષે અસાર ( તુચ્છ ) વસ્તુનું દાન કર્યું હોય તોપણ તે મોટો લાભ આપનાર થાય છે. કેમકે છીપને વિષે પડેલું મેઘનું જળ મુક્તાફળને માટે થાય છે. પાત્રદાનના પ્રભાવની પ્રશંસા કરવા કોણ શક્તિમાન છે ? કેમકે ચિંતામણિ અને કલ્પવૃક્ષ વિગેરે દિવ્ય પદાર્થો પણ પાત્ર દાન કરનારનું દાસ પણું પામેલા છે. પ્રાણીઓને જે અભંગ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, જે મોટું અતુલ્ય સામ્રાજ્ય મળે છે, જે અવિનશ્વર માહાત્મ્ય પ્રાપ્ત થાય છે, જે અત્યંત વિસ્તાર પામતી કીર્તિ પ્રાપ્ત થાય છે, જે અસંખ્ય સુખની પ્રાપ્તિવડે મનોહર દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે, અને જે આપત્તિના લેશ રહિત સંપત્તિઓ પ્રાપ્ત થાય છે, તે સર્વ સુપાત્રને આપેલા વિત્ત ( પદાર્થ ) નો મહિમા સ્પષ્ટ રીતે ઉલ્લાસ પામે છે. જે દુર્બુદ્ધિવાળો મનુષ્ય બીજા દાન કરનારને નિષેધ કરે છે, તેને અતિભદ્રની જેમ દારિદ્ર પ્રાપ્ત થાય છે. જેઓએ પૂર્વ જન્મમા દાનનું વિઘ્ન કર્યું હોય, તેઓ આ ભવે ઘેર ઘેર માત્ર

અનાજને માટેજ 'મને આપો, આપો.' એમ બોલતા ભીખ માગે છે. જેઓ શક્તિ પ્રમાણે દાન કરતા નથી, તેઓ નિર્મળ ચિત્તવાળા પુરૂષોને નિંદવા લાયક છે, અને જેઓ દાન કરનારને નિષેધ કરે છે, તે તો અત્યંત નિંદવા લાયક છે. દાનની વિરાધના કરનાર પ્રાણીને ભવે ભવે દારિદ્રય, દુર્ભાગ્યપણું, રોગીપણું, કલંક, દુર્ગતિ, અલ્પ આયુષ્ય, દાસપણું અને શત્રુનો પરાભવ વિગેરેનાં દુઃખો પ્રાપ્ત થાય છે. તેથી કરીને હે ભવ્ય પ્રાણીઓ ! પોતાની સંપત્તિ પ્રમાણે સુપાત્રાદિકમાં દાન આપો, અને દાન આપનારને ઉત્સાહ પમાડવામાં સાવધાન થાઓ."

આ પ્રમાણે બુદ્ધિમાન જનોને આનંદ આપવાનું કારણ ગુરૂની વાણી સાંભળીને જિતશત્રુ રાજા વિગેરે લોકો પાત્રદાન કરવામાં આદરવાળા થયા. તથા તે બે ભાઇઓ પોતાના પૂર્વના સુકૃત અને દુષ્કૃતની અનુક્રમે અનુમોદના અને નિંદા કરવા લાગ્યા, તેઓ મનમાં પ્રતિબોધ પામ્યા, અને વિશેષ પ્રકારના શુદ્ધ અધ્યવસાયથી તત્કાળ વિસ્મય સહિત પૂર્વ જન્મની સ્મૃતિને પામ્યા—જાતિસ્મરણ જ્ઞાનને પામ્યા. જે પ્રમાણે ગુરૂએ પોતાનો પૂર્વ ભવ કહ્યો, તેજ પ્રકારે જોવાથી તેઓ અત્યંત આનંદ પામ્યા. પછી ઉત્કટ ભક્તિવાળા તેઓએ ગુરૂને પ્રણામ કરી કહ્યું કે—"હે ભગવાન ! આપે અમારો પૂર્વ ભવ યથાર્થ રીતે કહ્યો છે. કેમકે જાતિસ્મરણને લીધે અમે પણ તે ભવ તેજ પ્રમાણે સાક્ષાત્ જોયો છે. અહો ! આપનો આ જ્ઞાનરૂપ આદર્શ (અરિસો) કોઇ અદ્ભુત છે, કે જેથી તેમાં અત્યંત દૂર રહેલા પદાર્થો પણ ભાસે છે—દેખાય છે. કદાચ પૃથ્વી, આકાશ અને સમુદ્રાદિકની સીમા આવે, તોપણ વિશ્વના પદાર્થોને જાણનારા આપની જેવાના જ્ઞાનની સીમાજ નથી." આ પ્રમાણે ગુરૂની સ્તુતિ કરીને તે બન્ને ભાઇઓએ હર્ષથી તેની પાસે બાર વ્રતવડે મનોહર શ્રાવકધર્મ અંગીકાર કર્યો, અને રાજા વિગેરે લોકોએ પણ ઉદ્યમ સહિત સમકિત વિગેરે ધર્મ અંગીકાર કર્યો. કયો સચેતન પ્રાણી રત્નાકરે જઇને રત્ન ગ્રહણ ન કરે ? ત્યારપછી સૂરીશ્વરને પ્રણામ કરી પરિવાર સહિત રાજા, પુરજનો અને તે બન્ને ભાઇઓ પોતપોતાને ઘેર ગયા. ધર્મના રંગના સંબં-

ધથી તે બન્ને ભાઈઓની પરસ્પર પ્રીતિ વૃદ્ધિ પામવા લાગી. શું ચંદ્રના સંગથી સમુદ્રની વેળા વૃદ્ધિ ન પામે ? તેઓ હંમેશાં સુપાત્ર વિગેરેને દાન આપવામાં અત્યંત પ્રવૃત્ત થયા. જેનું સારૂં ફળ નિશ્ચિત કરેલું હોય, તેવા કાર્યમાં બુદ્ધિમાન પુરૂષ આળસુ થતા નથી. અતિભદ્રની સંપત્તિ પણ ધર્મના યોગથી વૃદ્ધિ પામવા લાગી. શું વસંત ઋતુનો અવતાર થવાથી લતાઓ વૃદ્ધિ ન પામે ? આ પ્રમાણે તે બન્ને ભાઈઓ ચિરકાળ સુધી અનેક પ્રકારે શુદ્ધ ધર્મની આરાધના કરી સ્વર્ગે ગયા. ત્યાંથી ચવીને મનુષ્યની તથા દેવની સંપદા ભોગવીને અનુક્રમે થોડા ભવમાંજ તેઓ મોક્ષ પામશે. હે ભવ્યો ! આ પ્રમાણે અલ્પ એવા પણ પાત્રદાનનો નિઃસીમ વૈભવ સમ્યક્ પ્રકારે જાણીને તે પાત્ર દાનમાંજ નિરંતર યત્ન કરો. ”

આ પ્રમાણે તે ચારણ મુનિની ધર્મવાણી રૂપ રસવતી ( ભોજન ) નો આસ્વાદ કરીને તે કનકરથ નામના વિદ્યાધર રાજાએ અત્યંત હર્ષ પામીને ગુરૂને પ્રશ્ન કર્યો કે–“ હે પૂજ્ય ! મેં તથા આ મદનમંજરીએ પૂર્વ જન્મમાં શું સુકૃત કર્યું હતું ? કે જેથી કરીને ભોગની સામગ્રી વિના પણ સર્વ ભોગ અમને પ્રાપ્ત થયા ? ” ત્યારે તે ચારણમુનિએ તે વિદ્યાધરના ચક્રવર્તીને કહ્યું કે– “ સત્પાત્રના દાનના પ્રભાવથી જ તમોને પણ મોટી ઋદ્ધિ પ્રાપ્ત થઈ છે. તે આ પ્રમાણે:—

આ જ ભરતક્ષેત્રમાં મગધ દેશની પૃથ્વીનું મંડન રૂપ અને સુંદરતાનું એક સ્થાન રૂપ **શાલિગ્રામ** નામનું ગામ હતું. તેમાં **ધનદેવ** નામનો કપટ રહિત એક કુટુંબી ( કણબી ) રહેતો હતો, તે અલ્પ ઋદ્ધિવાળો છતા પણ નિરંતર દાનધર્મમાં ઉત્સુક હતો. તેને **યશોમતી** નામની પ્રિયા હતી. તે સુવર્ણના ભાર (અલંકાર) વિના પણ પ્રશસ્ત ગુણોરૂપી ભૂષણોવડે પોતાનાં અંગોને શોભાવતી હતી. સંપત્તિનો અભાવ છતાં પણ સ્થિર ( દૃઢ ) પ્રેમને લીધે તેમનો સમય સુખમય નિર્ગમન થતો હતો કેમકે દંપતીનો પરસ્પર પ્રેમજ સુખનો હેતુ છે. એકદા તેને ઘેર અનેક સદ્ગુણ રૂપી રત્નોની

ખાણુ, અતિચાર રહિત ચારિત્રનું પાલન કરનાર અને જાણે કે મૂર્ત્તિમાન શાંત રસ હોય એવા ધર્મરૂચિ નામના મુનિરાજ માસક્ષમણુના પારણાને માટે જાણે કે તેનું દારિદ્ર દૂર કરવા કલ્પવૃક્ષ જ આવ્યો હોય તેમ આવ્યા. તેને ઘરે આવેલા જોઈને મહા બુદ્ધિશાળી તે દંપતીએ અત્યંત આનંદ પામી વિચાર કર્યો કે– " અહો ! આજે અમારાં પુણ્યો ફળીભૂત થયાં, અહો ! અમારાં પાપ નાશ પામ્યાં. અહો ! વંધ્યાને ઘેર પુત્રનો જન્મ થયો, અહો ! મારવાડ દેશમાં કલ્પવૃક્ષ ઉગ્યો, અહો ! જળ રહિત પ્રદેશમાં દેવ ગંગા આવી. અને અહો ! અમાવાસ્યાની રાત્રિએ ચંદ્રનો ઉદય થયો, કે જેથી આવા ગામમાં અમારે ઘેર આવા મહાત્મા સાધુ પધાર્યા. જો આવા સુપાત્રને ભક્તિથી કાંઈ પણ અપાય, તો લક્ષ્મીની, જન્મની અને જીવિતની પણ સફળતા થાય. આને જેવું તેવું દાન આપ્યું હોય તોપણ તે મોટું ફળ આપનાર થાય તેવું છે. કેમકે ગાયને તુચ્છ ઘાસ આપવાથી પણ તે મધુર દૂધ આપે છે. " આ પ્રમાણે વિચારી મનના ઉલ્લાસને લીધે વિકસ્વર રોમાંચ રૂપી કંચુકને ધારણ કરતા તે દંપતીએ શીઘ્રપણે ઉભા થઈ તે મુનિને પ્રણામ કર્યા. પછી હર્ષને લીધે નેત્રમાં આવેલા અશ્રુજળના પ્રવાહ વડે પુણ્ય રૂપી વૃક્ષને જાણે સીંચતા હોય, અને જાણે સમગ્ર પંકને ધોતા હોય એવા અને વૃદ્ધિ પામતા શુભ આશયવાળા તેઓએ બહુ માનપૂર્વક પોતાના ઘરમાં રહેલા ઉત્તમ અને શુદ્ધ અન્નવડે તેને પ્રતિલાભ્યા. આ પ્રમાણે સર્વ ઉપાયથી શુદ્ધ પાત્ર દાનના પ્રભાવથી વિધિ પૂર્વક મરણ પામીને તમે સર્વ અદ્ભુત સમૃદ્ધિવાળા થયા છો. પાત્ર દાનના અગણિત પ્રભાવની શી સ્તુતિ કરીએ ? કેમકે તેની પાસે કલ્પવૃક્ષ વિગેરે કિંકર રૂપ છે. પાત્ર દાન પ્રાણીઓને જગતમાં અદ્ભુત સૌભાગ્ય આપે છે, અત્યંત મોટું ઐશ્વર્ય તેને આધીન કરે છે, સ્વર્ગના શુભ ભોગોનો સમૂહ આપે છે, કીર્તિને અત્યંત વિસ્તારનારી કરે છે, અને મુક્તિરૂપ લક્ષ્મીને આપે છે. પાત્રને આધીન કરેલું ( આપેલું ) વિત્ત પ્રાણીઓને શું શું હિત કરતું નથી ? જે કોઈ મનુષ્ય ચળુ (અંજલી–ખોબા) વડે સમુદ્રના પાણીનું માપ કરે, આકાશમાં રહેલા તારાઓને ગણવા શક્તિમાન થાય,

તથા નદીની રેતીના કણીયાઓનું પ્રમાણ કરે, તે પણ પાત્રદાનના ગુણો કહેવા સમર્થ થતો નથી. ”

આ પ્રમાણે પોતાનો પાત્રદાનથી મનોહર પૂર્વ ભવ સાંભળીને પ્રિયા સહિત વિદ્યાધર રાજા અત્યંત ખુશી થયો. ત્યારપછી મુનિ પાસેથી નિધિની જેમ શ્રાવક ધર્મને ગ્રહણ કરી આનંદથી તેને પ્રણામ કરી તે વિદ્યાધર પતિ પોતાના નગરમાં ગયો. પાત્ર દાનનું તેવું ફળ જાણીને તે હંમેશાં હર્ષથી પોતાનું ન્યાય વડે ઉપાર્જન કરેલું દ્રવ્ય પાત્રને આધીન કરવા લાગ્યો. તે વિમાનમાં બેસીને મોટા મહોત્સવ પૂર્વક નંદીશ્વરાદિક તીર્થની ઘણી પવિત્ર યાત્રાઓ કરવા લાગ્યો. વિચારવાન તે રાજા દુસ્તર ભવસાગરને તારનારી જાણે નાવા હોય એવી જિનેશ્વરની ત્રિકાળ પૂજા કરતો હતો. એકાગ્ર બુદ્ધિવાળો તે ભાવરોગના સમૂહને હણવા માટે જાણે ઔષધ હોય એવાં પૌષધ, આવશ્યક વિગેરે પુણ્યકાર્યોનું સેવન કરતો હતો. આ પ્રમાણે ધર્મની આરાધના કરતા અને અદ્વિતીય ( એકાંત ) સુખને ભોગવતા તેણે ચિરકાળ સુધી ઈંદ્રની જેમ સામ્રાજ્યનું પાલન કર્યું.

એકદા નગરની બહાર ઉદ્યાનમાં શ્રી ગુરૂ પધાર્યા. તેની પાસે જઈ રાજાએ સંસારના તાપને નાશ કરનારી આ પ્રમાણે ધર્મ દેશના સાંભળી.—“ જે પ્રાણી મનુષ્યાદિક સામગ્રી પામીને ધર્મનો આદર કરતો નથી, તે મૂર્ખ રોહણાચળ પર્વતને પામ્યા છતાં પણ મણિને ગ્રહણ કરતો નથી એમ જાણવું. કષાય રૂપી અગ્નિની જ્વાળાના સમૂહવડે ભયંકર આ ભવાટવીને વિષે સંસારથી ભય પામેલાઓને શરણ કરવા લાયક ધર્મ જ ઉચું સ્થાન છે. જેમનું ચિત્ત વિષયમાં આસક્ત હોય તેઓને ધર્મ ઉચિતપણે પરિણમતો નથી. શું ગળીથી રંગેલા વસ્ત્ર ઉપર કેસરનો રંગ ચોટે ? વિષની જેમ વિષયોનો ત્યાગ કરીને જેઓ સારી રીતે ધર્મનુ સેવન કરે છે, તેઓનો જ મનુષ્ય ભવ સફળ છે. આ શરીર નદીની રેતીનું બનાવેલ ક્રીડાગૃહ જેવું ક્ષણિક છે, લક્ષ્મી રૂની શ્રેણિ જેવી ચંચળ છે, યુવાવસ્થા હાથીના કાન જેવી ચપળ છે, બળ વાયુ કે વાયડા જેવું અસ્થિર છે, ભોગો મોટા તરગની જેમ અત્યંત ભંગુર

( નશ્વંત ) છે, તથા પ્રિય વસ્તુનો સમાગમ સ્વપ્ન જેવો છે, માત્ર એક શ્રી ધર્મ જ આત્મા સાથે રહેનાર, સુખકારક અને નિશ્ચળ છે. તે ધર્મ જિનેશ્વરે કહેલો જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ છે, તે ધર્મનું યથાર્થ આરાધન કરવા સર્વ સંવર ( સર્વ વિરતિ ) ને ધારણ કરનાર પુરૂષ શક્તિમાન છે. તે સંવર ધર્મનું આરાધન કરીને જ અનંત જીવો સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે, અને સિદ્ધ થવાના છે. તેથી કરીને આ ધર્મમાં જ યત્ન કરવો યોગ્ય છે. ” આ પ્રમાણે શ્રી ગુરૂ રૂપ મેઘે અત્યંત નિર્મળ પુણ્યામૃતની વૃષ્ટિ કરી, ત્યારે રાજાના મન રૂપી પૃથ્વી ઉપર ચારિત્ર ધમના ( ધર્મરૂપી ) અંકુરાઓ પ્રગટ થયા, સમતા રૂપી સરોવર ભરાઈ ગયું, લોભ રૂપી અગ્નિ અત્યંત શાંત થઈ ગયો, અને વૈરાગ્ય રૂપી નદી તત્કાળ ચોતરફથી અત્યંત ઉત્કૃષ્ટ પૂરને પામી. ( બે કાંઠે પૂર આવ્યું. ) ત્યારપછી તરત જ તે વિદ્યાધર રાજાએ પોતાના પુત્રને રાજ્ય સોંપ્યું, અરિહંતના ચૈત્યોમાં મોટા અઠ્ઠાઈ ઉત્સવો કર્યા, પછી પુત્રે તેનો દીક્ષા ઉત્સવ કર્યો. એ રીતે આત્માનું દમન કરનાર તે રાજાએ મદનમંજરી સાથે ગુરૂના ચરણની સમીપે જઈ હર્ષ પૂર્વક દીક્ષા અંગીકાર કરી. ચિરકાળ સુધી નિરતિચાર ચારિત્રને પાળી છેવટ તે બન્ને વિધિ પૂર્વક અનશન ગ્રહણ કરી દેવસંપત્તિ પામ્યા. ત્યાંથી ચવી ધર્મ શ્રદ્ધાદિક વડે મનોહર મનુષ્ય જન્મ પામી ચારિત્ર ગ્રહણ કરી અલ્પ કાળમાં જ તેઓ મોક્ષ પદ પામશે. આ પ્રમાણે સુપાત્રને અન્નદાન દેવાનો અતુલ મહિમા સાંભળીને હે પુણ્ય બુદ્ધિવાળા ભવ્યો ! તે અન્નદાનમાં જ એક ચિત્તવાળા થઇને અત્યંત યત્ન કરો, કે જેથી તમને પ્રયત્ન વિના જ સમગ્ર સુખસંપત્તિ વરે—પ્રાપ્ત થાય

## ॥ इति सप्तमः प्रकाशः ॥ ७





# પ્રકાશ આઠમો



શ્રી વર્ધમાન સ્વામી સુખની વૃદ્ધિ કરનાર હો. તેણે પ્રથમ નયસારના ભવમા સુપાત્રને વિશુદ્ધ અન્નનું દાન કરી અરિહંત પદરૂપી કલ્પવૃક્ષનું બીજ વાવ્યું હતું. હવે પુણ્યની ખાણરૂપ સુપાત્ર પાનદાન ( સુપાત્રને પાણીનું દાન કરવા ) નામનો ધર્માર્થદાનનો પાંચમો પ્રકાર કહેવાય છે. સર્વ આરંભથી નિવૃત્ત થયેલા મુનિઓને પ્રાસુક ( અચિત્ત-નિર્જીવ ) જળ કલ્પે છે. કેમકે તેઓએ જાવજીવ પર્યંત છકાય જીવની રક્ષા અંગીકાર કરેલી છે. જેના એક બિંદુમા અસંખ્ય જીવો રહેલા છે, તેવા જળનો આરંભ સંયમીને શી રીતે ઉચિત હોય ? શ્રી મહાવીર સ્વામી પોતાના ભાઈના આગ્રહથી ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ તેમણે બે વર્ષ સુધી કાચા પાણીનો આરંભ ( ઉપયોગ ) કર્યો ન હતો. અપ્કાયનો આરંભ કરવાથી છ એ કાયની વિરાધના થાય છે, કારણ કે જળમા બીજા પાંચ કાયોનો સંભવ છે. તે વિષે શ્રી ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કે—

" जत्थ जलं तत्थ वणं जत्थ वणं तत्थ निच्छिओ अग्गी ।
तेऊ वाउ सहगया तसा य पच्चक्खया चेव ॥ "

" જ્યાં જળ હોય ત્યાં વનસ્પતિ હોય છે, જ્યા વનસ્પતિ હોય ત્યાં અવશ્ય અગ્નિ હોય છે, તેજની સાથે વાયુ અવશ્ય રહેલો હોય છે, તથા ત્રસકાય તો ( જળમાં ) પ્રત્યક્ષજ જોવામાં આવે છે. ( પૃથ્વી વિના જળ રહી શકે નહીં તેથી પૃથ્વીકાય પણ આવી જાય છે. ) "

જેઓ વ્રત ધારણ કરીને પણ તે જળનો આરંભ કરે છે

તેઓ સંયમી કહેવાય નહીં. પરંતુ તેમને વેષ ધારણ કરનાર પાંખંડી સમજવા. તે વિષે ઉપદેશમાળામાં કહ્યું છે કે—

" दगपाणं पुप्फफलं अणेसणिज्जं गिहत्थकिच्चाइं।
अजया पडिसेवंती जइवेसविडंवगा नवरं॥ "

" અસંયમીઓ અનેષણીય જળપાન, પુષ્પ, ફળ અને બીજાં ગૃહસ્થનાં કૃત્યો સેવે છે, તેઓને યતિવેષના વિડંબક જાણવા. "

આ કારણથી યતિઓને પ્રાસુક જ પાણી ગ્રહણ કરવું યોગ્ય છે. તે પ્રાસુક જળ આરનાળ વિગેરે નવ પ્રકારે છે. એમ ગણધરોએ કહ્યું છે. તે વિષે શ્રી કલ્પાદિકમાં કહ્યું છે કે—

" उस्सेइम १ संसेइम २ चाउलउदगं ३ तिल ४ तुस ५ जवाणं ६।
आयामं ७ सोवीरं ८ सुद्धवियडं ९ जलं नवहा॥ "

" ૧ ચૂર્ણનું પ્રક્ષાલન જળ તે ઉત્સ્વેદિમ, ૨ પત્રાદિકને ઉકાળ્યા હોય તેને શીતળ જળથી સિંચેલું જળ તે સંસ્વેદિમ, ૩ ચાવલ–ચોખાનું ધોણ તે ચાવલોદક, ૪ તલનું ધોવણ, ૫ તુષ-વ્રીહિનું ધોવણ, ૬ જવનું ધોવણ, ૭ ધાન્યનું ઓસાવણ, ૮ સૌવીર કાંજિક જળ ( છાશ ઉપર વળેલી આશ ) અને ૯ શુદ્ધ વિકટ ( ત્રણ ઉકાળાથી ઉકળેલું ) ઉષ્ણજળ અથવા વર્ણ ગંધ રસવડે બદલાઈ શુદ્ધ–અચિત્ત–નિર્જીવ થયેલું જળ. એ રીતે નવ પ્રકારનું જળ કહ્યું છે. " ( આ ઉપરાંત બીજાં દ્રાક્ષોદકાદિક બાર પ્રકારનાં પ્રાસુક જળ કહ્યાં છે. )

આ નવ પ્રકારમાંથી કોઈ પણ પ્રકારનું જળ શ્રુત જ્ઞાનીઓ ગ્રહણ કરે છે. કારણ કે જિનેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હોય તો તે [1]દુરંત દુર્ગતિ આપનાર થાય છે. આગમમાં કોઈ ઠેકાણે જે જૂદા વર્ણને પામેલું જળ પ્રાસુક કહેલું છે, તે તો આ નવ પ્રકારના જળને અભાવે ( અપવાદ માર્ગે ) કહેલું છે, પરંતુ મુખ્યપણે કહ્યું નથી. તે વિષે પ્રવચન સારોદ્ધારમાં કહ્યું છે કે—

૧ અપાર.

" गिरिहज्ज आरनालं अंबिलधावण तिदंडउकालिअं ।
वन्नंतराइपत्तं फासुअसलिलं च तयभावे ॥ "

ભાવાર્થ—આરનાળ, આંબિલ ( કોઠાંદિક ) નું ધોવણ અને ત્રણવાર ઉકળેલું એવું પાણી અનુક્રમે વર્ણ ગંધ રસવડે પરિણામાંતર પામેલું પ્રાસુક ( શુદ્ધ નિર્જીવ ) જળ ( સાધુને લેવું કલ્પે છે. )

ઉત્સર્ગ માર્ગે તે જૂદા વર્ણને પામેલું જળ યતિને ગ્રહણ કરવું યોગ્ય નથી. કેમકે તેવું જળ લેવાથી તેની પ્રવૃત્તિ વધતી જાય, તેમજ અનવસ્થા વિગેરે દોષો પણ લાગે. શાસ્ત્રમાં સંભળાય છે કે–કેવળજ્ઞાનવડે શોભતા શ્રી વર્ધમાન સ્વામી ઉદાયી રાજાને પ્રતિબોધ કરવા જતા હતા, તે વખતે માર્ગમાં સૂર્યના તાપાદિકવડે દ્રહાદિકનું જળ અચિત્ત થયેલું જોયું. તથા સાધુઓ અત્યંત તૃષાને લીધે પ્રાણાંત કષ્ટમાં પડ્યા હતા, તોપણ અનવસ્થાના દોષથી ભય પામીને ભગવાને તે જળ પીવાની અનુજ્ઞા આપી નહીં. વળી પ્રથમ વૃષ્ટિ થાય ત્યારે તળાવ વિગેરેનું જળ જૂદા વર્ણને પામેલું થઈ જાય છે, તેથી તે મુનિને ગ્રહણ કરવા લાયક થઈ જશે. હવે જેઓ શ્રુતમાં કહેલા કાંજિકાદિક પ્રાસુક જળને પણ નિંદે છે, તેઓ નિશ્ચે મૂઢ બુદ્ધિવાળા છે એમ જાણવું, તેઓને સાધુજ કહી શકાય નહીં. તે વિષે ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે—

" आयामगं चेव जवोदगं च सीअं सोवीरं च जवोदगं (गं) च ।
नो हीलए पिंडं नीरसं तु पंतकुलाइं परिव्वए जे स भिक्खू ॥ "

" આયામ–ધાન્યનું અવસાવણ ( ઓસાવણ ), જવનું ધોવણ જે શીત હોય, સૌવીર–કાંજિકજળ અને જવનું ધોવણ ( જે શીત હોય ) તેને તેમજ નીરસ ( કસ વગરનો અથવા તથા પ્રકારના રસ–સ્વાદ વગરનો ) આહાર ગોચરી નિમિત્તે અંત–પ્રાન્ત કુલોમાં ફરતાં મળે તેની ઉપેક્ષા ન કરે તેનેજ ખરો ( શાસ્ત્રાજ્ઞાધારક–પાલક ) સાધુ જાણવો. "

બુદ્ધિમાને જરત્નીર આગમમાં કહેલું નથી એમ કહેવું નહીં. કેમકે ઉપર કહેલા નવ પ્રકારના જળની જેમ જરત્ નીરનો

પાઠ પણ આગમમાં સ્પષ્ટ રીતે કહેલો છે. તે વિષે શ્રી નિશીથ ભાષ્યમાં કહ્યું છે કે—

" कंजिअआयामासइ संसट्ठुसिणोदगस्स वा असई ।
फासुअजलं तसजढं तस्सासइ तसेहिं जं रहिअं ॥ "

" કાંજિકજળ અને આયામ–ધાન્યનું ઓસાવણ, તેમજ સંસૃષ્ટ અને ઉષ્ણ ( ઉકાળેલું ) પ્રાસુક–નિર્જીવ જળ અણલાભે છતે ( પ્રાપ્ત થઈ ન શકે ત્યારે ) ત્રસમુક્ત–ત્રસ ( પોરા વિગેરે જીવ ) રહિત ( અન્ય ) પ્રાસુક જળ ( પણ લેવું કલ્પે ). ઈત્યાદિક નિશીથ ચૂર્ણી મધ્યે વર્ણવેલું છે તે જરત્ પાણીજ સમજવું. તેમજ શ્રી દશવૈકાલિક સૂત્રમાં પણ ' તહેવુચ્ચાવયં પાણં ' ' અહુવા વાર ધોઅણં ' ઈત્યાદિ વર્ણવેલ છે.

આ સર્વ પ્રકારનું જળ યતિને માટે જ જિનેશ્વરોએ કહેલું છે, એમ ધારવું નહીં. કારણ કે શ્રાવકને આશ્રીને બીજી જાતના જળનું પાન આગમમાં સંભળાતું નથી. ( અર્થાત્ શ્રાવકને પણ ઉપર કહેલા પ્રકારવાળું જ જળ પીવાનું છે. ) ગૃહસ્થીઓને પણ સચિત્ત વસ્તુનો ત્યાગ કરવાનું શ્રુતમાં સંભળાય છે. તેથી કરીને તેઓને પરિશેષપણાથી આટલી જાતના જ પાણી પીવાની આજ્ઞા સિદ્ધ થાય છે. વળી જો કદાચ ગૃહસ્થીઓ આવા જળને ગ્રહણ ન કરે ( ન પીએ ) તો યતિને પણ તે જળ કલ્પે નહીં, કારણ કે ગૃહસ્થીએ તેવું જળ યતિને માટે જ આરંભેલું કહેવાય. તેથી કરીને જિનેશ્વરની આજ્ઞાને માનનાર પ્રાસુક જળને પીનાર ગૃહસ્થીએ આટલા પ્રકારમાંથી કોઇ પણ પ્રકારનું જળ ગ્રહણ કરવું–પીવું જોઈએ. તથા બુદ્ધિમાન શ્રાવકે ભક્તિપૂર્વક શુદ્ધભાવથી તેવું જ જળ સાધુઓને આપવું જોઈએ. કેમકે જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે જ આપેલું દાન મોક્ષલક્ષ્મીનું કારણ થઇ શકે છે. જે માણસ હર્ષથી ચિત્તમાં સમતાને ધારણ કરનાર મુનિઓને નિર્દોષ જળનું દાન કરે છે, તેણે સમગ્ર દુઃખોને જળાંજળિ આપી એમ જાણવું. જે મુનિઓને સ્વચ્છ (નિર્મળ) ભાવથી પ્રાસુક જળ આપે છે, તે રત્નપાળ રાજાની જેમ દિવ્ય સંપત્તિઓને પામે છે. તેની કથા નીચે પ્રમાણે—

સુવર્ણના અને મણિઓના સુશોભિત પ્રાસાદોની કાંતિવડે સર્વ દિશાઓને વિચિત્ર વર્ણવાળી કરનાર **પાટલીપુર** નામનું નગર છે. તે નગરને **વિનયપાળ** નામનો રાજા પાલન કરતો હતો. તે રાજાના સર્વ ગુણોની લક્ષ્મીને વિશ્રાંતિ કરવાનું સ્થાન હતો. તેને રાજ્ય રૂપી લતાના ક્યારા સમાન **શ્રી રત્નપાળ** નામે પુત્ર હતો. તે વિનયવડે ઉલ્લાસ પામતા સર્વ પ્રકારના ગુણોના ઉદયને પામેલો હતો. તેને સર્વ કળાઓ જાણે કે તેના અત્યંત અદ્ભુત સૌભાગ્ય વડે મોહ પામી હોય તેમ એકી વખતે આલિંગન કરતી હતી. તેના હૃદયને કળાઓએ રૂંધેલું જોઈને, તેનું મુખ સરસ્વતીએ રૂંધેલું જોઇને, તથા તેના બે હસ્ત લક્ષ્મીએ રૂંધેલા જોઇને નવી યુવાવસ્થા રૂપ લક્ષ્મી જાણે ઉત્કંઠા પામી હોય તેમ તેને સર્વ અંગે આલિંગન કરતી હતી. જેમ કૃપણ સ્ત્રીના હાથથી જમનારાઓ તૃપ્તિ ન પામે, તેમ આ કુમારના શ્રેષ્ઠ સૌંદર્યથી જોનારાઓ તૃપ્ત થતા નહોતા.

એકદા મોટી સભામાં બેઠેલા રાજાને પ્રતિહારે આવી પ્રણામ કરી હાથ જોડી વિજ્ઞપ્તિ કરી કે—" હંસપુરના સ્વામી **વીરસેન** રાજાએ તેના પ્રધાન પુરૂષોને મોકલેલા છે, તેઓ દ્વારમાં આવી રહ્યા છે, અને આપના દર્શન માટે ઉત્સુકતા ધરાવે છે. " તે સાંભળીને "શીઘ્રપણે તેમને અહીં મોકલ." એમ રાજાના કહેવાથી પ્રતિહારે તેઓને સભામાં પ્રવેશ કરાવ્યો તેઓએ રાજાની પાસે ભેટણું મૂકી ભક્તિથી નમસ્કાર કર્યા. ત્યારપછી સુખેથી બેઠેલા તેઓને રાજાએ પૂછયું કે—" વીરસેન રાજા કુશળ છે ? અને તેનો લક્ષ્મીમાન દેશ તથા પ્રજા પણ કુશળ છે ? " તેઓએ જવાબ દીધો કે—" તમો જેના સહાયભૂત છો, તે રાજાના રાજ્યમાં વિઘ્ન કરવા દેવ પણ સમર્થ નથી. પરંતુ આપને વિજ્ઞપ્તિ કરવાની એ છે જે—શ્રીવીરસેન રાજાને **શૃંગારસુંદરી** નામની પુત્રી છે. તે પોતાના સૌભાગ્યવડે દેવાંગનાઓને પણ જીતનારી છે. સરસ્વતીએ સમાન જાતિપણાને લીધે તેણીને સહાય કરી હોય તેમ તે સમગ્ર કળાઓમાં કુશળપણું પામેલી છે. તેના હૃદયે ત્યાગ કરેલી કુટિલતાએ તેના કેશનો આશ્રય કર્યો છે, કેશોએ ત્યાગ કરેલી તુચ્છતા[1]એ તેણીના મધ્યભાગનો

[1] પાતળાપણું.

( ઉદરનો ) આશ્રય કર્યો છે, મધ્યભાગે તજેલી વિશાળતા તેના બે નેત્રોમાં આવીને રહી છે, નેત્રોએ મૂકેલી સૂક્ષ્મતા મતિનો આશ્રય કરીને રહી છે, બુદ્ધિએ ત્યાગ કરેલી વક્રતા બે ભુજાને ભજે છે, અને ભુજાએ ત્યાગ કરેલી સરલતાએ નાસિકાનો આશ્રય કર્યો છે. હું માનું છું કે—" સર્વ ઉત્તમ ઉત્તમ અને અદ્ભુત સ્ત્રીઓના પરમાણુઓ-વડે વિધાતાએ તેણીને બનાવી છે, અને તેમાંથી શેષ રહેલા પરમાણુઓ વડે સર્વ દેવાંગનાઓ બનાવી છે. એકદા રાજાએ તેણીને પાણિગ્રહણને યોગ્ય થયેલી જોઇને વિચાર કર્યો કે—" આ અનુપમ રૂપવાળીને યોગ્ય કયો વર હશે ?" એમ વિચારીને તેણે પુત્રીના પતિ વિષે મોટા મંત્રીઓને પૂછયું, ત્યારે તેઓ બોલ્યા કે—" હે દેવ ! આ કન્યા સાક્ષાત્ સ્વર્ગમાંથી દેવી જ ઉતરેલી છે. તેથી હે દેવ ! આને યોગ્ય પતિ મળવો દુર્લભ છે. તે કારણથી એનો દમયંતીની જેમ સ્વયંવર કરવો ઉચિત છે. કારણ કે સ્વયંવરને વિષે ઘણા રાજાઓ અને રાજકુમારો એકત્ર થવાથી કદાચ કોઈ પણ પુત્રીને યોગ્ય પતિ મળી આવે. " તે સાંભળીને તેમ કરવું ઉચિત લાગવાથી સ્વયંવર કરવાની ઇચ્છાવાળા રાજાએ સર્વ ઠેકાણેથી જુવાન રાજાઓને બોલાવ્યા છે. તેઓને વસવા માટે નગરની ચોતરફ ફરતા જાનીવાસાની જેવા અદ્ભુત સેંકડો આવાસો તૈયાર કરાવ્યા છે, અને તેઓમાં ચોખા, દાળ, ઘી, તેલ, જળ અને ઘાસ વિગેરેના સમૂહો રાજાએ તૈયાર કરાવી રાખ્યા છે. બુદ્ધિમાન પુરૂષો ઉચિતતા સાચવવાવાળા કેમ ન હોય ? તમોને બોલાવવા માટે રાજાએ અમને અહીં મોકલ્યા છે. તેથી કરીને કૃપા કરી શીઘ્રપણે તેનો હર્ષ પૂર્ણ કરો. " તે સાંભળીને વિનયપાળ રાજાએ સુંદર વિચારવાળી વાણીવડે કહ્યું કે—" અહો ! વૃદ્ધિ પામતી પ્રીતિના વશથી વીરસેન રાજાએ અમને આમંત્રણ કર્યું છે, તે અયોગ્ય છે, કારણ કે ત્યાં અમારે વૃદ્ધને આવવાનો સમય નથી. આવા લગ્ન પ્રસંગમાં તો બીજી વયવાળા ( યુવાવસ્થાવાળા ) નીજ યોગ્યતા ઘટે છે, અને અમારી જેવા ત્રીજી વયવાળાને તો ધર્મકાર્ય કરવું જ ઘટે છે, તેથી કરીને નવા યૌવન વયવાળા અને સર્વ ગુણોને ઉપાર્જન કરવામાં ઉદ્યમી અમારા

રત્નપાળ નામના પુત્રને તેડી જાઓ.” તે સાભળી તેઓ મૂર્તિમાન કામદેવની જેવા તે કુમારને જોઇ આશ્ચર્ય પામ્યા, અને આજ કન્યાને યોગ્ય છે એમ માની વિધાતાની સૃષ્ટિની પ્રશંસા કરવા લાગ્યા કે—“ અહો ! વિધાતાનું સાવધાનપણું કેવું છે ? કારણ કે ઘણા કાર્યવાળો છતાં પણ સરખા સરખા સ્ત્રી પુરૂષોને બનાવવામાં તે સદ્બુદ્ધિવાળો ભૂલી જતો નથી.” ત્યારપછી તે પ્રધાન પુરૂષો તથા સભાસદો રાજાને કહેવા લાગ્યા કે–“ આવો વિવેક તમારા વિના બીજા કોને હોય ?” ત્યારપછી રાજાએ સૈન્યના સમૂહ સહિત તે શુભ પરિણામવાળા કુમારને વિવાહ માટે તરતજ મોકલ્યો. કુમાર પણ માર્ગમાં સવ ઠેકાણે રાજાઓને વશ કરતો તથા પોતાના તેજને વૃદ્ધિ પમાડતો હંસપુરની સમીપે આવી પહોંચ્યો. તે જાણી વીરસેન રાજા દંભરહિત તેની સન્મુખ ગયો, અને આગત સ્વાગત કરી તેને શ્રેષ્ઠ આવાસમાં ઉતારો આપ્યો. બીજા આવેલા રાજાઓને પણ તે રાજાએ આગત સ્વાગત પૂર્વક યોગ્યતા પ્રમાણે આવાસોને વિષે ઉતારા આપ્યા સમગ્ર વસ્તુથી તૈયાર કરેલા તે નવા આવાસોમાં તે સર્વે રાજાઓ પોતાના મહેલમાં જેમ રહે તેમ સુખેથી રહ્યા. ત્યારપછી વીરસેન રાજાએ સેવકો પાસે મોટો સ્વયંવર મંડપ તૈયાર કરાવ્યો, તેની ઉપર રહેલા સુવર્ણ કળશો સૂર્યની જેવા શોભતા હતા. ત્યારપછી લગ્નને દિવસે વીરસેન રાજાએ સર્વ રાજાઓને બોલાવી સ્વયંવર મંડપમા ઉંચા માચાઓ ઉપર યોગ્યતા પ્રમાણે બેસાડ્યા. તે સર્વ રાજાઓને મધ્યે રત્નપાળ કુમાર તારાઓની મધ્યે ચંદ્રની જેમ સૌંદર્યની સંપત્તિવડે વિશેષ શોભતો હતો. તે વખતે સર્વ જનોની દૃષ્ટિઓ બીજા સર્વ રાજાઓને મૂકીને જેમ ભમરીઓ કેતકીના પુષ્પને સેવે તેમ શીઘ્રપણે એકી વખતે તે કુમારનેજ સેવવા લાગી. ત્યારપછી રાજાએ કન્યાને સ્વયંવર મંડપમાં બોલાવી. તે વખતે કૌટુંબિક સ્ત્રીઓ મધુર સ્વરે મંગળ ગીતો ગાવા લાગી, તથા મેઘની જેવા ગંભીર વાજિત્રના શબ્દવડે આકાશ ગર્જના કરવા લાગ્યું, તે કન્યાએ સર્વ અંગે દિવ્ય શણગાર સજ્યો, હાથમાં સ્વયંવર માળાને રાખી. તેની દાસીઓ તેની ચોતરફ સેવા કરતી હતી, તેના મસ્તકપર છત્ર

ધારણ કરેલું હતું, અને મનુષ્યોએ વહન કરાતા મોટા વિમાન (મીયાના) માં તે બેઠી હતી. આ રીતે જાણે મૂર્તિમાન બીજી લક્ષ્મી દેવી હોય તેમ તે સ્વયંવર મંડપમાં આવી. તે કન્યાએ મંડપમાં પ્રવેશ કર્યો કે તરતજ એકી વખતે સર્વ રાજાઓની દૃષ્ટિઓ તે કન્યાના ઉછળતા લાવણ્યરૂપી જળને પીવાની ઇચ્છાથી તેણીના ઉપર પડી. તે સુંદર મુખવાળી કન્યાએ એક ક્ષણમાં તેઓનાં મનનું હરણ કર્યું; તેથી તેઓ જાણે શૂન્ય બન્યા હોય તેમ તે તે પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યા. તેમા કોઈક રાજા “ અહો ! આની મૂર્તિ કેવી સુંદર છે ? અહો ! આની કાંતિ કેવી દેદીપ્યમાન છે ? ” એમ જાણે વર્ણન કરતો હોય તેમ પોતાના મસ્તકને કંપાવતો હતો. “ આ કન્યા દેવને પણ દુર્લભ છે, તે મને શી રીતે પરણે ? ” એમ જાણે મનમાં વિચારતો હોય એવો કોઈક રાજા સ્તબ્ધ થઇ ગયો. ” આ કન્યા સાક્ષાત્ લક્ષ્મી પોતે જ છે, અને તે કમળમાં જ ક્રીડા કરે છે. ” એમ ધારીને કોઇ રાજાએ હાથમાં ક્રીડા કમળ રાખ્યું. “ આ કન્યાને બીજો કોઈ રાજા ગ્રહણ કરશે, તો તેની પાસેથી હું તેનું બળાત્કારે હરણ કરીશ. ” એમ જાણે ધારતો હોય તેમ કોઈ રાજા વારંવાર પોતાના ખભા ઉપર દૃષ્ટિ નાંખતો હતો. ” આ કન્યાનો મને લાભ થાય એવી મારા કપાળમાં વિધાતાની લીપિ લખેલી છે કે નહીં ? ” એમ જાણે જોતો હોય તેમ કોઇ રાજા મણિના કંકણમાં પ્રતિબિંબિત થયેલા તિલકને જોતો હતો, તે કન્યાના લાવણ્ય રૂપી મદિરાનું જાણે પાન કર્યું હોય એવો કોઈ રાજા ઉન્મત્તપણે ગવૈયાની જેમ મધુર સ્વરે ગાયન ગાતો હતો, તથા કોઇ રાજા કામદેવ રૂપી પિશાચથી ગ્રહણ કરાયો હોય તેમ ઘેલો થઈને પોતાનું મુખ ઉંચું કરી અકસ્માત્ ( કારણ વિના ) હસવા લાગ્યો. આવી રીતે અનેક પ્રકારે રાજાઓ ભાવોને–ચેષ્ટાઓને પ્રગટ કરતા હતા, તે વખતે તે રાજપુત્રીએ ચોતરફ પોતાની સરળ–નિર્વિકાર દૃષ્ટિ નાંખી. ત્યારપછી રાજાની આજ્ઞાથી પ્રગલ્ભ વાણીવાળી અને સર્વ રાજાઓનાં નામ, કુળ, આચાર વિગેરેને જાણતી પ્રતીહારીએ તે કન્યાને કહ્યું કે–‘ હે દેવી ! આ તને વરવાની ઇચ્છાવાળા રાજાઓ અહીં આવ્યા છે, અને તેઓ માત્ર

એક તારાજ ઉપર દૃષ્ટિ રાખીને રહ્યા છે. માટે તારી ઈચ્છામાં આવે તેને તું વર." તે સાંભળીને મનોહર નેત્રવાળી અને સર્વનાં નેત્રોની અતિથિરૂપ તે કન્યા પોતાનાં નેત્રોને વિશેષ વિકસ્વર કરી સર્વ રાજાઓને જોતી જોતી ચાલી. તે વખતે તે પ્રતીહારી દરેક રાજાઓનાં નામાદિક કહેવા લાગી. તેમાં તે કન્યાએ કેટલાકને મૌનવડે, કેટલાકને મુખ વક્ર કરવાવડે, કેટલાકને નાસિકા મરડવા વડે, કેટલાકને ભ્રૂકુટીના ભંગવડે અને કેટલાકને હાથની સંજ્ઞાવડે રૂચિ વિનાનો પુરૂષ જેમ ઉત્તમ ભોજનનો નિષેધ કરે તેમ નિષેધ કર્યા. સૂર્યની કાંતિની જેમ સંચાર કરતી તે સ્વયંવરા કન્યા જે જે રાજાને ઉલ્લંઘન કરી આગળ જતી હતી, તે તે રાજા છાયા સહિત છતાં પણ અત્યંત [1]છાયા રહિત થયા, એ આશ્ચર્ય છે. ત્યારપછી અનુક્રમે રત્નપાળ કુમાર પાસે આવીને તે સ્થિર થઈ. મંજરીવાળા આમ્રવૃક્ષને છોડીને ભમરી કયાં જાય ? તે જોઈ પ્રતીહારીએ તેણીના મનનો ભાવ જાણી કહ્યું કે-" હે દેવી ! આ રત્નપાળ નામનો કુમાર છે. તેનું અદ્ભુત ચરિત્ર સાંભળ—સ્વર્ગની સમૃદ્ધિને ચોરનાર શ્રીપાટલીપુર નામનું નગર છે, તેમાં વિનયપાળ નામે રાજા પૃથ્વીનું પાલન કરે છે. તે રાજાએ શત્રુના હૃદયમાં ચિરકાળથી રહેલી શૂરતા અને અહંકૃતિ ( અહંકાર ) ને કાઢી મૂકી તેને ઠેકાણે નપુંસકપણાને અને ભયને નિવાસ કરાવ્યો છે તેનો પુત્ર આ કુમાર કાર્તિકસ્વામીના જેવો મહા પરાક્રમી છે, આનું રૂપ અને દાન [2]કામથી પણ અધિક શોભે છે. સુંદરતા અને શૂરતાના પાત્રરૂપ આને જોવામાત્રથી જ સ્ત્રીઓનાં વસ્ત્રો અને શત્રુઓનાં શસ્ત્રો પડી જાય છે. પૃથ્વીનો ભાર ઉપાડવામાં ધુર્ય સમાન આને જાણીને કૂર્મ ( કાચબો ) તથા શેષનાગ વિગેરે હવે સુખે કરીને સુવા માટે તૈયાર

૧ સૂર્યની કાંતિ જેને ઉલ્લંઘન કરે તે પ્રથમ ( ઉલ્લંઘન કર્યા પહેલા ) છાયા રહિત હોવો જોઇએ, અને પછી છાયા સહિત હોવો જોઇએ, તેને બદલે અત્રે વિપરીત હોવાથી આશ્ચર્ય થયું, તેથી વિરોધ જણાય છે તેના પરિહાર માટે છાયા શબ્દનો અર્થ શોભા કરવો.

૨ રૂપ કામદેવથી અને દાન ઇચ્છાથી વધારે એટલે યાચકની યાચનાથી વધારે છે.

થયા છે. હે દેવી ! આ કુમાર દેવકુમારના જેવો છે, અને આ જાગૃત થયેલા ( ઉદયમાં આવેલા ) અદ્ભુત ભાગ્ય હોય તો જ ભર્તા તરીકે પામી શકાય છે. હે દેવી ! આ કુમાર પોતાના જમણા હાથમાં પૃથ્વીનો ભાર ઉપાડવાની તૈયારીમા છે, તેના ડાબા હાથમાં સુખને માટે [1]પ્રતિમાન થવાને તું લાયક છે. આકૃતિ, પ્રકૃતિ, યશ અને વય વડે આ કુમાર જ તને સર્વ પ્રકારે યોગ્ય દેખાય છે. હે દેવી ! અદ્ભુત સૌભાગ્યવાળી તને રચીને વિધાતાએ જો તારી તુલ્ય આ કુમારને ન રચ્યો હોત, તો તે વિધાતાની શી નિપુણતા કહેવાત ? તેથી કરીને જેમ વિષ્ણુની પ્રિયા લક્ષ્મી છે, ઈંદ્રની પ્રિયા ઈંદ્રાણી છે, અને મહાદેવની પ્રિયા પાર્વતી છે, તેમ તું આ કુમારની પ્રાણ વલ્લભા થા." આ પ્રમાણે તે પ્રતીહારીએ બમણો ઉત્સાહ પમાડેલી શ્રૃંગાર-સુંદરીએ ઉત્કંઠા પૂર્વક તેના કંઠમા વરમાળા આરોપણ કરી. તે વખતે સર્વે મનુષ્યો વારંવાર બોલવા લાગ્યા કે—" અહો ! આ કુમારીએ સારો વર વર્યો, સારો વર વર્યો–પસંદ કર્યો. " એમ કહી તેની પ્રશંસા કરી, અને સર્વ વાજિંત્રોના શબ્દે આકાશને પૂર્ણ કરી દીધું. પરંતુ તેણીએ બાલ્યાવસ્થાવાળા રત્નપાળને વરેલો જોઈ બીજા સર્વે રાજાઓ ઉત્કટ ( અત્યંત ) કોપ પામ્યા, અને બોલ્યા કે—" પરાક્રમ વડે દિશાઓને આક્રમણ કરનાર અને મોટી સમૃદ્ધિ વાળા અમે છતાં આ બિચારા બાળકની કન્યા વરવામાં શી યોગ્યતા છે ? જો અમારા દેખતા છતાં પણ આ બોકડા જેવો આ કન્યાને વરશે, તો ખેદની વાત છે કે અમે જીવતા છતા મરેલા જ છીયે. આ કન્યાને તેના પિતાએ પ્રથમથીજ આને વરવાનું શીખવી રાખ્યું હશે, નહીં તો અમને મોટી ઋદ્ધિવાળા સર્વને છોડીને આને કેમ વરે ? અને હૃદયમાં દુષ્ટ અભિપ્રાય ધારણ કરતા આ શત્રુ રૂપ વીરસેને અમને કેવળ વિડંબના પમાડવા માટે જ અહીં બોલાવ્યા છે. તેથી કરીને આ વીરસેન સહિત રત્નપાળને મૂળથી ઉખેડી નાંખીને ગરીબ માણસના ઘરમાંથી મણિની જેમ આ કન્યાને અમે લઈ લેશું. " આ

---

૧ એક તરફના ત્રાજવાના છાબડામાં ઘી વિગેરેનો ભાર એક મણ હોય તો બીજા છાબડામા મણીકા મૂકીએ તે પ્રતિમાન કહેવાય છે (સમભાગી)

પ્રમાણે વિચાર કરીને તે સર્વ રાજાઓએ પોતાનું ત્રીશ [1]અક્ષૌહિણી જેટલું સૈન્ય એકઠું કરી યુદ્ધમાં તૈયાર થઈ કુમારને તિરસ્કાર પૂર્વક કહ્યું કે—" અરે બાળક રત્નપાળ ! તું વરમાળાને છોડી દે. શું તું નથી જાણતો કે આ કન્યા તને કાળ રૂપે પરણવાની છે ? ગુણ અને અગુણની પરીક્ષા કરવામાં શૂન્ય ચિત્તવાળી આ કન્યાએ તને વરમાળ નાંખી, તેટલાથી તું ગર્વ વડે વૃથા ઉદ્ધત કંધરાવાળો ન થા. અમારી પાસે રહેલી આ ( કન્યા ) ને સ્વીકાર કરવાની તારી શી ઇચ્છા ? ( તારે ઇચ્છા રાખવી જ નકામી છે. ) સિંહના કંઠમાં રહેલી કેસરા ( ચાળ ) ને લેવા કોણ ઇચ્છા કરે ? તેથી તું વરમાળાને મૂકી દે. નહીં તો આ ખડ્ગ વડે આ કન્યા સહિત તારૂં ગળું કમળના નાળની જેમ છેદાશે. " આ પ્રમાણે તેઓ વડે તિરસ્કાર કરાયેલો રત્નપાળ હસીને બોલ્યો કે—" તે કન્યા તમને વરી નહીં, તેમાં મારા પર વૃથા કોપ શા માટે કરો છો ? જે વિધાતાએ તમને આવા દુર્ભાગ્ય વડે દગ્ધ શરીરવાળા બનાવ્યા છે, તે વિધાતા ઉપરજ અત્યારે તમે કેમ કોપ કરતા નથી ? પરસ્ત્રીની કામના (ઇચ્છા) રૂપ પાપથી તમારો આત્મા મલિન થયો છે, તેથી તમોને શુદ્ધ કરવા માટે હમણાં આ મારી ખડ્ગધારારૂપી તીર્થજ તમારૂં શરણ છે." આ પ્રમાણે કહીને કુમાર પણ તત્કાળ યુદ્ધ કરવા તૈયાર થયો. તેજના પાત્રરૂપ ક્ષત્રિયો તિરસ્કારને સહન કરતા નથી. વીરસેન રાજાએ પણ જમાઈના પક્ષનો આશ્રય કરી યુદ્ધને માટે પોતાની ચતુરંગ સેના તૈયાર કરી. આ અવસરે પુરના લોકો અને પત્નિઓ ઠેકાણે ઠેકાણે એકઠા થઇને પરસ્પર વાતો કરવા લાગ્યા કે—" અહો ! આ હર્ષને સ્થાને ખેદ થયો, ભોજનના આરંભમાં જ છીંક થઇ, અને માંગલિક સમયે લાકડીયે લાકડી ઉડવાનો વખત આવ્યો, કે જેથી આ કન્યાના પાણિગ્રહણના ઉત્સવને વખતે વિશ્વનો સંહાર કરનાર આ યુદ્ધનો આરંભ અકસ્માત્ પ્રાપ્ત થયો. અહો ! આ કન્યાને વિષે વિધાતાની કેવી [2]દુરંત પ્રતિકૂળતા છે ? કે જેથી આવા હર્ષમય સમયે આવું અશુભ પ્રાપ્ત થયું. જગતનો ક્ષય કરનાર આ યુદ્ધમાં હેતુ રૂપ બનેલી

---

૧ એક અક્ષૌહિણીમાં ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડા અને ૧૦૯૩૫૦ પત્તિઓ–પાળા હોય છે. ૨ જેનો પાર ન પમાય એવી.

આ રાજકન્યા રાજાના વંશમાં કાળ રાત્રિ જેવી ઉત્પન્ન થઈ જણાય છે.” આ પ્રમાણે કર્ણને કરવત જેવાં લાગતાં તેઓનાં વચનો સાંભળી બુદ્ધિમાન શૃંગાર સુંદરી હૃદયમાં ખેદ પામી વિચારવા લાગી કે—“ પાપી પ્રાણીઓમાં અગ્રેસર થયેલા મારા આત્માને ધિક્કાર હો. કેમકે મારે નિમિત્તે અપાર પ્રાણીઓનો સંહાર કરવાનો હેતુ રૂપ આ રણસંગ્રામ કરવાનો વખત આવ્યો. એક જીવના વધમાં હેતુ રૂપ થનાર પ્રાણી નરકે જાય છે, તો આટલા બધા જીવોના વધનું કારણ બનેલી હું કઈ ગતિમાં જઈશ ? આ સત્યવાદી જનો મારી નિંદા કરે છે, તે યોગ્ય જ છે. કેમકે આજે હું અપાર પાપનું કારણ થયેલી છું.” આ પ્રમાણે ચિંતામાં જ તલ્લીન થયેલી તેણીની પ્રશસ્ત બુદ્ધિ વિકાસ પામી. કારણ કે સ્ત્રીઓને ઈષ્ટ કાર્ય સાધનારી તાત્કાલિક મતિ હોય જ છે. પછી તેણીએ અવસર આવે કાર્ય કરવા માટે બુદ્ધિના નિધિ સુબુદ્ધિ મંત્રીને તથા રક્ષપાળને પણ એકાંતમાં પોતાનો વિચાર જણાવ્યો. ત્યારપછી તેણીએ પોતાનો હાથ ઉંચો કરી સર્વ રાજાઓને કહ્યું કે—“ હે રાજાઓ ! સ્વસ્થ ( શાંત ) થઈને એક ક્ષણવાર મારી વાણી સાંભળો.—અકસ્માત આ તમોએ ફોગટ પ્રાણીનો વધ શા માટે આરંભ્યો છે ? કારણ કે હું કોઈ પણ પુરૂષને પરણવાની નથી. મારે નિમિત્તે વિશ્વનો પ્રલય કરનાર આ યુદ્ધનો પ્રારંભ થયો છે, તેથી મારા પાણિગ્રહણનો ઉત્સવ શી રીતે યોગ્ય હોય ? તેથી કરીને પાપના કારણ રૂપ આ મારા દેહને હું અવશ્ય અગ્નિની જ્વાળાવડે વ્યાપ્ત એવી ચિતામાં ભસ્મભૂત કરૂં છું.” આ પ્રમાણે તેણીએ તેઓને કહીને મંત્રીએ આદેશ કરેલા કિંકરો પાસે કાષ્ઠવડે ચિતા તૈયાર કરાવી. સ્ત્રીઓની બુદ્ધિ અગાધ હોય છે. પછી સ્નાન કરીને તથા દેવ પૂજા વિગેરે શુભ કાર્ય કરીને તેણી સર્વ રાજાઓના દેખતાં ચિતાની સમીપે ગઈ. તે વખતે સુબુદ્ધિ મંત્રીએ સર્વ રાજાઓને કહ્યું કે—“ અત્યંત સાહસિક જે રાજા આ કન્યાની સાથે ચિતામાં પ્રવેશ કરશે, તે તેણીને પરણશે.” તે સાંભળીને સર્વ રાજાઓ એક બીજાનાં મુખ જોવા લાગ્યા. કેમકે અગ્નિમાં પ્રવેશ કરવાથી મૃત્યુ જ થાય છે, તેમાં કાંઈપણ સંશય નથી. તેઓ ‘ હવે શું કરવું ? ’ એવા વિચારથી મૂઢ બની ગયા,

વિલખા થયા, મુખ નીચું રાખીને રહ્યા, અને કાંઈપણ જવાબ દેવા શક્તિમાન થયા નહીં. ત્યારે મંત્રીએ ફરીથી કહ્યું કે—"આ બાબત તમારે ત્રણ દિવસ સુધી વિચાર કરી જેમ ઉચિત લાગે તેમ કરવું." તે સાંભળી આશ્ચર્ય પામેલા સર્વ રાજાઓ પોતપોતાના આવાસમાં ગયા. તે કન્યા નગરની સમીપે રહેલી શ્વેતવતી નદીને કાંઠે રચેલી ચિતાની સમીપે અગ્નિમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કરીને ત્રણ રાત્રિ સુધી રહી. ત્યારપછી ચોથે દિવસે ચિત્તમા કૌતુક વડે વ્યાપ્ત થયેલા સર્વ રાજાઓ ત્યાં આવ્યા, તેમને મંત્રીએ તે જ પ્રમાણે કહ્યું, ત્યારે તેઓએ પણ અત્યંત હાસ્ય કરીને મંત્રીને કહ્યું કે—"જેણે વરમાળા સ્વીકાર કરી છે, તે જ તેણીને પરણશે." તે સાંભળી રત્નપાળ ઉભો થઈ હાથ ઉંચો કરી આક્ષેપ સહિત બોલ્યો કે—"હું પરાક્રમીઓમાં મુખ્ય છું. તમારી જેવો કાતર—બીકણ નથી. આવા દુષ્કર ઉપાયથી પણ હું આ સ્વયંવરાને પરણીશ. મહા સત્વવાળા પુરૂષો પ્રાણનો નાશ થાય તોપણ સ્વીકાર કરેલા કાર્યનો ત્યાગ કરતા નથી. જ્યાંસુધી સત્ત્વ વડે શોભતા મહાપુરૂષો કોઇ પણ કાર્યને અંગીકાર કરતા નથી, ત્યાંસુધી જ સર્વ કાર્યની વિષમ ગતિ લાગે છે—કાર્ય કરવું મુશ્કેલીવાળું લાગે છે. સાહસથી જીવનાર પુરૂષોને સર્પ પુષ્પની માળા જેવો થાય છે, અગ્નિ જળ તુલ્ય થાય છે, વિષ અમૃત સમાન થાય છે, સમુદ્ર પૃથ્વીતળ રૂપ થાય છે, દેવતાઓ તેની સેવા કરવા રસિક બને છે, અને વિકટ–ભયાનક અટવી ઘરના આંગણા જેવી થાય છે. તેથી કરીને હે રાજાઓ! તમે જુઓ. હું આની સાથે ચિતામાં પ્રવેશ કરીશ, અને તમારી કીર્તિ સહિત જ આ કન્યાનો સ્વીકાર કરીશ." આ પ્રમાણે તે બોલતો હતો, તેટલામા તે કન્યાએ ચિતામાં પ્રવેશ કર્યો, તેણીની પાછળ તરતજ નેપથ્યને વિષે નટીની પાછળ નટની જેમ રત્નપાળે પણ પ્રવેશ કર્યો. તે વખતે હાહારવ કરતા પુરના લોકોએ દાસીને ઘણી રીતે વારી, તોપણ તેણીના કહેવાથી તે દાસીએ તેમાં અગ્નિ સળગાવ્યો. ચિતામાં અગ્નિ જાજવલ્યમાન થયો, તે વખતે સમગ્ર લોકો ખેદ પામ્યા, અને સ્વયંવરમાં આવેલા તે રાજાઓ હર્ષ પામી હસવા લાગ્યા. પછી ત્રણ રાત્રિના મંત્રીના ગુપ્ત પ્રયોગથી ચિતાની અંદર રાખેલા દ્વારવાળી

સુરંગમાં થઇને તે બન્ને વિઘ્ન રહિતપણે રાજમહેલમાં આવી પહોંચ્યા. અદૃશ્ય અંજન વડે જાણે તેમનાં નેત્રો આંજ્યાં હોય તેમ તે બન્ને રાજાના ઘરની મધ્યે જતા કોઇએ પણ જોયા નહીં, અને ગવાક્ષમાં બેઠેલા તે બન્નેને જોઇ સર્વ લોકો વિસ્મય પામી બોલવા લાગ્યા કે—" અહો ! આ કુમારની કેવી અદ્ભુત શક્તિ છે ? તેનુ ધૈર્ય કેવું છે ? અને તેની કળા કેવી આશ્ચર્યકારક છે ? શું એણે સર્વ કાર્યને સાધનારી કોઇ વિદ્યા સાધી છે ? કે શું સર્વ ઇષ્ટ કાર્યની સિદ્ધિ કરનાર કોઇ પણ દેવ સિદ્ધ થયો છે ? કે જેથી કરીને આ કુમાર જ્વાળા વડે દેદીપ્યમાન થયેલા અગ્નિમાંથી પ્રિયા સહિત અક્ષત શરીરવાળો બહાર નીકળી કોઇએ ન જણાય તેમ અહીં આવ્યો. " આ પ્રમાણે અંતઃકરણમાં આશ્ચર્ય પામેલા સર્વ પુરજનો અને સર્વ તે રાજાઓ તેમને જોવા માટે ઉત્કંઠા પૂર્વક રાજમહેલમાં આવ્યા. ત્યારપછી તે સર્વ રાજાઓના દેખતાં જ મોટા ઉત્સવ વડે વીરસેન રાજાએ રત્નપાલ કુમારને પોતાની પુત્રી સાથે પરણાવ્યો. ત્યારપછી રાજાએ સર્વ રાજાઓનો વસ્ત્રાદિકથી સત્કાર કરી તેમને રજા આપી, ત્યારે તે સર્વે લજ્જા વડે શ્યામ મુખવાળા થઇને પોતપોતાના નગર તરફ ગયા. કુમાર પણ કેટલાક દિવસો સુધી ત્યાં રહ્યો, પછી રાજાએ તેને હાથી વિગેરે આપી સત્કાર કરી રજા આપી, ત્યારે તે પોતાના નગર તરફ ચાલ્યો. જાણે કે મૂર્તિમાન જય લક્ષ્મી હોય તેવી શૃંગાર સુંદરી અને પરિવાર સહિત કુમાર અનુક્રમે પોતાની નગરીએ પહોંચ્યો. ત્યાં વાણીના વિષયમાં ન આવે એવા ઉત્સાહ અને ઉત્સવ વડે રાજાએ તેને પ્રિયા સહિત નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી પોતાના પુત્રને રાજ્યની ધૂંસરી ઉપાડવામાં ધુરંધર જાણી રાજાને ચારિત્ર લેવાની ઇચ્છા થઇ, તેથી તેણે તેને શિક્ષા આપી કે—" હે વત્સ ! જો કે વિશુદ્ધ બુદ્ધિ, શ્રેષ્ઠ આચરણ અને શાસ્ત્રનું પારગામીપણું એ વિગેરે વડે તું વૃદ્ધાવસ્થા વિના જ વૃદ્ધ જેવો છે, તોપણ તારી યોગ્યતા હોવાથી હું તને કાંઇક ઉપદેશ આપું છું. કેમકે યોગ્ય વસ્તુમાં કયો કયો સંસ્કાર કરવા લાયક નથી ? હે વત્સ ! આ રાજ્ય ઘણાં કાર્યોના સમૂહથી વ્યાપ્ત છે, તેમાં સર્વ પરિવાર કેવળ સ્વાર્થમાં જ તત્પર અને મોટે

અત્યંત મીઠું બોલનાર હોય છે, કંડીયામાં રહેલા સર્પની જેમ તે રાજ્ય નિરંતર સાવધાનપણે સંભાળવા લાયક છે, નહીં તો તે પોતાનો જ વિનાશ કરનાર થાય છે, તે રાજ્ય વાનરની જેમ અત્યંત ચપળ હોય છે, તેને તેવા તેવા યોગ્ય ગુણો વડે નિયમમાં રાખવા લાયક છે, નહીં તો ક્ષણ વારમાં એક શાખા (રાજાના વંશ) થી બીજી શાખા (વંશ) માં જતાં તેને શી રીતે નિવારી શકાય? પાકેલા સારા ક્ષેત્રની જેમ તે રાજ્ય પ્રયત્ન વડે રક્ષણ કરવા લાયક છે, કેમકે તેને ઉપદ્રવ કરવા માટે પશુઓની જેમ દુષ્ટ મદવાળા મનુષ્યો તૈયાર જ હોય છે, તે રાજ્યને નવા ઉદ્યાનની જેમ નિરંતર ન્યાય ધર્મ રૂપી નવું જળ સિંચવું યોગ્ય છે, નહીં તો કુમાર્ગ રૂપી તડકા વડે સુકાઈ જાય છે. વળી હે વત્સ ! નવી યુવાવસ્થાથી જે મદરૂપી અંધકાર ઉત્પન્ન થાય છે, તેને સૂર્ય કે ચંદ્ર ભેદી શક્તા નથી, રત્નની કાંતિ છેદી શક્તી નથી, અને દીવાની પ્રભા દૂર કરી શક્તી નથી. હે વત્સ ! રાજ્યના મદરૂપી અંધતા વિકસ્વર કમળના જેવાં નેત્રોવાળા મનુષ્યોને પણ અંધ કરી નાંખે છે, અને તે અંધતા અંજનના પ્રભાવથી દૂર થઈ શક્તી નથી. એકલોજ યૌવનના મદરૂપી અગ્નિ ગુણ રૂપી અરણ્યને ભસ્મભૂત્ કરી નાંખે છે, તો પછી તે અગ્નિ રાજ્યના મદરૂપી વાયુની સહાયતાવાળો હોય તો તેને માટે શું કહેવું ? વળી હે વત્સ ! શું તું નથી જાણતો ? કે આ લક્ષ્મી ક્ષીરસાગરમાં સાથે રહેવાના પરિચયને લીધે કલ્પવૃક્ષના નવાંકુરો પાસેથી રાગને, વિષ પાસેથી મોહનતાને, કૌસ્તુભ મણિ પાસેથી અત્યંત કઠોરતાને, ચંદ્રના ખંડ ( કકડા ) પાસેથી વક્રતાને તથા મદિરા પાસેથી ઉન્માદને ગ્રહણ કરીનેજ બહાર નીકળી છે. ચિરકાળના પિતાની સાથેના પરિચયથી તેના તરંગોની ચપળતા પોતાને પ્રાપ્ત થયેલી હોવાથી તે લક્ષ્મી કોઈપણ ઠેકાણે સ્થિરતાને પામતી નથી. સરસ્વતીની સાથે સપત્ની ભાવ હોવાથી તે સરસ્વતીએ આલિંગન કરેલા પુરૂષ પાસે જતી નથી, ખર્ચના પ્રયાસથી જાણે ભય પામી હોય, તેમ તે દાતાર પાસે પણ જતી નથી, શૂરવીરને તે કંટકની જેમ દૂરથીજ તજે છે, વિનયવંતને તે કલંકિતની જેમ સન્મુખ પણ જોતી નથી, જાણે કે અપવિત્ર હોય એમ ધારી તે

ગુણવાનનો સ્પર્શ પણ કરતી નથી, ઉન્મત્તની જેમ ચતુર પુરૂષની તે હાંસી કરે છે, રૂપને જોઈને, રાજાને જોઈને, કુળને જોઈને, બળને જોઈને, શૌર્યને જોઈને કે ધૈર્યને જોઈને લક્ષ્મી સ્થિરતાને પામતી નથી, જેમ પણ્યાંગના ( વેશ્યા ) એક ધનનેજ જુએ છે, તેમ લક્ષ્મી એક પુણ્યનેજ માત્ર જુએ છે. તેથી લક્ષ્મીના અર્થીએ નિરંતર પુણ્ય ઉપાર્જન કરવામાંજ યત્ન કરવો ઉચિત છે. જેઓનું મન વિષયમાં આસક્ત થયું હોય, તેઓને તે પુણ્ય કરવું અશક્ય છે. કેમકે વ્યસન બાહ્ય અને આભ્યંતર સંપદાનો નાશ કરનાર છે. અપાર વ્યસનની આસક્તિ રૂપી મદિરા વડે પુરૂષનું ચૈતન્ય નાશ પામે છે, તેથી તેને બાહ્ય અને આભ્યંતર શત્રુઓ સહેલાઈથી છળી શકે છે. આ સામ્રાજ્ય રૂપી દૃઢ મૂળવાળું વૃક્ષ [1]કોશ વડે કરીને મોટા સ્કંધવાળું છે, રાજા વડે અદ્ભુત છાયાવાળું છે, પુત્ર પુત્રીની સંતતિ વડે વિસ્તાર પામતી શાખા અને પ્રશાખાઓથી વ્યાપ્ત છે, વિવિધ પ્રકારના રત્ન, સુવર્ણ અને વિદ્રુમ ( પરવાળાં ) વિગેરે વડે ઘણા વિકસ્વર પલ્લવોવાળું છે, યશરૂપી પુષ્પોના સુગંધ સમૂહ વડે યાચકો રૂપી ભમરાના સમૂહને લોભ પમાડનારૂં છે, ભિન્ન ભિન્ન દેશના [2]કળાપ્રવીણ લોકો રૂપી પક્ષીઓના સમૂહે તેનો આશ્રય કરેલો છે, પ્રાસાદો વડે તે ઉંચાઇવાળું છે, અને પત્તિઓ રૂપી પાંદડાં વડે ચોતરફથી પરિવરેલું છે. તેને અન્યાય રૂપી મોટા તરંગસમૂહથી વ્યાપ્ત અને મુશ્કેલીથી ઉલ્લંઘન કરી શકાય એવો વ્યસન નામનો સમુદ્ર એક ક્ષણ માત્રમાં મૂળ સહિત ઉખેડી નાંખે છે. મહા પરાક્રમી કૃષ્ણ, નળ, રાવણ અને પાંડવો વિગેરે વ્યસનથીજ મોટી આપત્તિ પામ્યા હતા એમ શાસ્ત્રમાં સંભળાય છે. સત્યકિ (વિદ્યાધર) મહા વિદ્યાવાળો અને સમકિતધારી હતો, તોપણ નિરંતર વિષયની આસક્તિને લીધે અકાળ મૃત્યુ અને દુર્ગતિને પામ્યો. બારમો ચક્રવર્તી પ્રમાદની આસક્તિને લીધે સોળ વર્ષ સુધી અંધાપો પામ્યો, અને મરીને સાતમી નરકે ગયો. માણસોને જે વિષયની ઉન્મત્તતા થાય છે, તે મદિરાનું પાન કર્યા વિનાજ ઉત્પન્ન થાય છે,

૧ કોશરૂપી સ્કંધવાળું છે. એમ દરેક ઠેકાણે જાણવું.

૨ કળાઓમાં નિપુણ.

ચિરકાળ સુધી સ્થિર રહે છે, અને તે ઔષધના બળથી દૂર કરી શકાતી નથી. તેથી કરીને હે વત્સ ! તે વિષયમાં મનની આસક્તિ રાખ્યા વિનાજ તું પ્રવર્તજે, તેમ કરવાથી તું લોકોની હાંસીને પાત્રનહીં થાય, દુર્જનોની નિંદાનું પાત્ર પણ નહીં થાય, ધૂર્તો તને ઠગી શકશે નહીં, સ્ત્રીઓ તને ફસાવી શકશે નહીં, કામદેવ તને વશ કરી શકશે નહીં, રાજ્યનો મદ તને ઉન્મત્ત કરી શકશે નહીં, પંડિત પુરૂષો તારી સ્તુતિ કરશે, વૈરીઓ તારો પરાભવ કરી શકશે નહીં, ગુરૂજનો તારૂં આદર સન્માન કરશે, અને પ્રજાઓ તારી સ્તુતિ કરશે. આ રીતે રાજ્યનુ પાલન કરવાથી તારી બાહ્ય અને આભ્યંતર લક્ષ્મીઓને ઇંદ્રો પણ હરી શકશે નહી, અને દિન પ્રતિદિન વૃદ્ધિ પામશે. તું સ્વભાવથી જ પ્રવીણ છે, અને સર્વ સત્કૃત્યોમા અગ્રેસર છે, તોપણ આ લક્ષ્મી ચતુરને પણ એક ક્ષણમાત્રમાં ચપળ કરી દે છે. તેથી કરીને હે વત્સ ! હું તને વારંવાર કહું છું કે હવે તું આ પૂર્વજોએ ઉપાડેલી રાજ્ય ધુરાને ઉપાડીલે, અને હું નિષ્કપટપણે સંયમ રૂપ ઐશ્વર્યને ગ્રહણ કરૂં. માણુસોને સમયાનુસાર કૃત્ય કરવું કલ્યાણકારક છે." આ પ્રમાણે શિક્ષા રૂપ અમૃત વડે અંદરથી અને તીર્થનાં જળવડે બહારથી રત્નપાળને સ્નાન કરાવી રાજાએ તેને રાજ્ય પર સ્થાપન કર્યો. ત્યારપછી માયા રહિત રાજાએ જિનચૈત્યોમાં અઠ્ઠાઈ ઉત્સવ કર્યો, અને પછી પુત્રે કરેલા નિષ્ક્રમણ (દીક્ષા) ઉત્સવ સહિત તેણે દીક્ષા અંગીકાર કરી. ચિરકાળ સંયમનું આરાધન કરી, દુષ્કર તપસ્યાનુ સેવન કરી તથા કેવળ લક્ષ્મીને પ્રાપ્ત કરી તે રાજર્ષિ મોક્ષે ગયા.

ત્યારપછી અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરતો અને નીતિ રૂપી કમળને વિકસ્વર કરતો રત્નપાળ રાજા ઉદય પામતા સૂર્યની જેમ શોભવા લાગ્યો. તેને શૃંગારસુંદરી વિગેરે હજારો સ્ત્રીઓ હતી, તે સર્વે પોતાના સૌભાગ્યવડે દેવાંગનાઓનો પરાભવ કરતી હતી. તે રાજાના સમગ્ર રાજ્યકાર્યમા જય નામનો મંત્રી ધુરંધર હતો, તેની બુદ્ધિનો પાર પોતે બૃહસ્પતિ પણ પામી શકે તેમ નહોતું. પરંતુ તે મંત્રી શંખની જેમ અંતઃકરણમાં અત્યંત કુટિલતા

સહિત હતો, અને તે રાજાને માત્ર મધુર વાણી વડે જ રંજન કરતો હતો. તેથી સરળ સ્વભાવવાળો રાજા સર્વ પ્રયત્નથી સર્વ કાર્ય કરનારા તેને જોઇ જોઇને ચિત્તમાં પ્રસન્ન થતો હતો. કોઇનો વિશ્વાસ કરવો નહીં એવી ગુરૂએ કહેલી રાજનીતિને જાણતાં છતાં પણ તેણે તે જયને બહારથી સર્વ કાર્યમાં વિશ્વાસુ તરીકે અંગીકાર કર્યો હતો. તે અપ્રમાણિક મંત્રીએ રાજાને એટલો બધો વશ કરી લીધો, કે જેથી તેણે સર્વ રાજ્યકાર્યમાં તેને જ સ્વતંત્રતા આપી. તેથી વ્યાપાર ( કામકાજ ) રહિત થયેલો રાજા કામ ભોગમાં આસક્ત થયો, પ્રાયે કરીને નિરૂદ્યમી પુરૂષ પ્રમાદ વડે મર્દન કરાય છે–ફસાય છે, પોતાના પ્રમાદનો ઉપદ્રવ દૂર કરવા ઇચ્છતા પુરૂષે નિરંતર ધર્મકાર્યમાં પોતાના આત્માને ઉદ્યમી કરવો જોઇએ. સુવર્ણનું રક્ષણ કરનાર પુરૂષનું ચિત્ત અન્ય અન્ય સ્થળમાં વ્યાકુળ રહેવાથી જેમ સોની ખુશી થાય તેમ નિરંતર વિષયમાં આસક્ત થયેલા રાજાને જોઇ તે જય મંત્રી ખુશી થતો હતો. મુગ્ધપણાને લીધે બિલાડીને દૂધ ભળાવ્યાની જેમ સમગ્ર રાજ્ય તે મંત્રીને આધીન કરીને રાજા નિરંતર અંતઃપુરમાં જ ઇચ્છાનુસાર વિલાસ કરવા લાગ્યો. તે રાજા ક્ષણવાર સૌભાગ્ય વડે મનોહર સ્ત્રીઓની સાથે ક્રીડા કરતો હતો, ક્ષણવાર પંચમ રાગથી ગવાતા સંગીતમાં આનંદ પામતો હતો, ક્ષણવાર બીજાં કૃત્યોને ભૂલી જઇ નૃત્ય જોતો હતો, ક્ષણવાર દીર્ઘ નેત્રવાળી સ્ત્રીઓની સાથે વાવોમાં ક્રીડા કરતો હતો, ક્ષણવાર સ્ત્રીઓએ રચેલા સમગ્ર પુષ્પોના અલંકારોને ધારણ કરતો અને જાણે મૂર્તિમાન કામદેવ જ હોય એવો તે રાજા રમણીય આરામમાં રમતો હતો, તથા ક્ષણવાર વાસભવનમાં ( મહેલમાં ), ક્ષણવાર તેના ગવાક્ષમાં અને ક્ષણવાર તેની અગાશીમાં સ્વેચ્છાએ ક્રીડા કરતો હતો, એ પ્રમાણે દેવોને પણ દુર્લભ એવા પાંચ પ્રકારના ભોગોને ભોગવતો તે રાજા જાણે કામદેવ રૂપી અપસ્મારના[1] વ્યાધિવાળો હોય તેમ રાજસભાને પણ સંભારતો નહોતો.

ત્યારપછી જેમ ભૂખ્યો માણસ, પાસે ભોજનનો ભરેલો થાળ જોઇ જમવા માટે ઉત્સુક થાય તેમ જય મંત્રી યત્ન વિના જ પ્રાપ્ત થયેલા

[1] વાઇનો વ્યાધિ.

રાજ્યને ભોગવવા ઉત્સુક થયો. તેથી તેણે પ્રતિહાર, પુરોહિત અને બીજા પ્રધાનો વિગેરે સર્વને તેમનો ગ્રાસ (પગાર) વધારી દઇ પોતાને આધીન કર્યા. "હું આ રાજાને કયા ઉપાયથી કાઢી મૂકીને સ્વેચ્છાથી રાજ્ય ભોગવું ?" એ પ્રમાણે તે વારંવાર વિચાર કરતો હતો. તેવામાં એકદા રાજાની જેમ પોતે સભામાં સિંહાસન પર બેઠો હતો, તે વખતે કોઇ વિદ્યાસિદ્ધ પુરૂષે આવી તેને આશીર્વાદ પૂર્વક નમન કર્યું. "આ કોઇ અદ્ભુત વિદ્યાવાન લાગે છે." એમ ધારી જય મંત્રીએ તેનું સન્માન કરી તેની ઇચ્છા પ્રમાણે તેને ભોજનાદિકનું દાન કરી સંતુષ્ટ કર્યો. તે પુરૂષે પણ તેની અકત્રિમ ભક્તિ વડે અત્યંત સંતુષ્ટ થઇ અમાત્યને અવસ્વાપિની વિદ્યા આપી ખુશી કર્યો. પછી એકદા તેણે વિદ્યાવડે રાત્રિમાં રાજાને પરિવાર સહિત ગાઢ નિદ્રા પમાડી. પાપીની વિદ્યા પાપ માટે જ હોય છે. પછી પોતાના ખાનગી સેવકો પાસે પલ્યંક સહિત રાજાને એક મોટા શૂન્ય અરણ્યમાં મૂકાવ્યો. દુષ્ટ બુદ્ધિવાળાને કાંઇ પણ અકૃત્ય હોતું નથી. આ દુરાચારી મંત્રીએ પોતાના સેવકો પાસે રાજાને જે મરાવી નાંખ્યો નહીં, તેમાં રાજાના પૂર્વના ઉદયમાં આવેલા પુણ્યનો જ પ્રભાવ હતો. પછી તે દુષ્ટ ચેષ્ટાવાળો મંત્રી પકવાન્નની શૂન્ય દુકાનની જેમ તથા માખી વિનાના મધની જેમ ઇચ્છા પ્રમાણે રાજ્ય ભોગવવા લાગ્યો. તેણે પ્રથમથી જ સામંતાદિકને દ્રવ્યાદિક વડે પોતાના કર્યા હતા, તેથી તેઓ તેની આજ્ઞાને આધીન થઇ તેની સેવા કરવા લાગ્યા. પછી ધીમે ધીમે તે તે ઉપાયો વડે એક શૃંગારસુંદરી વિના બીજી સર્વ અંતઃપુરની સ્ત્રીઓ સાથે તે દુરાચાર સેવવા લાગ્યો. એકદા અત્યંત રાગથી અંધ થયેલા જય મંત્રીએ શૃંગારસુંદરીની પણ વિવિધ પ્રકારની મધુર વાણી વડે પ્રાર્થના કરી. તેથી તેણીએ અત્યંત કોપ પામી તેનો અત્યંત તિરસ્કાર કર્યો, અને કહ્યું કે—"અરે દુષ્ટ ! નિર્લજ્જ ! આવું પાપિષ્ઠ વચન મારી પાસે કેમ બોલ્યો ? પ્રાણનો અંત થાય તો પણ મારૂં શીળ લોપવા કોઇ પણ સમર્થ નથી. કલ્પાંત કાળે પણ મોટા વાયુથી શું મેરૂ પર્વત કંપાયમાન થાય ? મોક્ષ લક્ષ્મીના સ્થાન રૂપ શીળ મને પ્રાણથી પણ વધારે પ્રિય છે, તેથી તે શીળને માટે મારૂં જીવિત પણ હું તૃણની

જેમ તજી દઈશ. સ્વામીનો દ્રોહ કરવાથી ઉત્પન્ન થયેલા પાપ વડે કરીને તું ચંડાળથી પણ વધારે નિંદવા લાયક છે. તારૂં મુખ જોવું પણ વિવેકી પુરૂષને યોગ્ય નથી. રે દુરાચારી ! મારા દૃષ્ટિ માર્ગથી તું દૂર થા. કેમકે તારૂં મુખ જોવાથી પણ દુરંત પાપ લાગે છે. " આ પ્રમાણે તેણીએ તિરસ્કાર કરાયેલો મંત્રી ક્રોધથી ધમધમ્યો, અને તેથી કરીને હંમેશાં તે નિર્દય તેણીને પાંચસો કોરડા મારવા લાગ્યો ! કસાઈની જેમ નિરંતર લોઢાની સાંડસી વડે તેણીના શરીરમાંથી નિર્દયપણે અનેકવાર માંસના ખંડો કાપવા લાગ્યો ! અને કોઈ કોઈ વાર તે કુબુદ્ધિવાળો નિર્દય મુખ અને નાસિકાને બાંધી બાંધીને એક ઘડી સુધી તેણીને શ્વાસોશ્વાસ રહિત કરતો હતો. આવી રીતે જીવિતનો અંત કરનારા નિર્દય ઉપાયોવડે એક માસ સુધી તેણે પરમાધામીની જેમ કદર્થના પમાડી. તોપણ તે પતિવ્રતાએ તેનું વચન અંગીકાર કર્યું નહીં. ધન્ય સતી. સતીઓને પોતાનું શીળ જેવું પ્રિય હોય છે, તેવું શરીર-જીવિત પ્રિય હોતું નથી.

એકદા જયમંત્રીના શ્રેષ્ઠ બુદ્ધિવાળા કોઈ મિત્રે તેને કહ્યું કે— " હે દેવ ! આ શૃંગારસુંદરી મહાસતી છે, તેની વિડંબના કરવી યોગ્ય નથી. મહાસતીઓ શીળના મહિમાવડે શું શું ન કરી શકે ? જળને સ્થળરૂપ કરી શકે છે, અને સ્થળને જળરૂપ કરી શકે છે, ચતુરંગ સૈન્યના સમૂહને પણ લીલામાત્રમાં સ્તંભિત કરે છે, જાજ્વલ્યમાન જ્વાળાવાળા અગ્નિને પણ શીતળ કરી દે છે, ઘણા ભૂત પ્રેતાદિકને ક્રૌંચ પક્ષીની જેવા બંધનથી બાંધી શકે છે, શત્રુએ કરેલી સર્વ પ્રકારની આપત્તિઓને તત્કાળ સંપત્તિરૂપ કરી શકે છે, રોષ પામેલી સતી સ્ત્રીઓ શાપવડે રાજાને પણ તેના સસાંગ રાજ્ય સહિત તત્કાળ ભસ્મસાત્ કરી દે છે. આ ઉપર એક દૃષ્ટાંત છે, તે તમે સાંભળો:—

રત્નપુર નામના નગરમાં પુણ્યના પ્રવાહને વહન કરનાર ધનસાર નામનો સાર્થવાહ હતો. તેને ધનશ્રી નામની પ્રિયા હતી. તે જાણે મૂર્તિમાન પુણ્ય લક્ષ્મી હોય તેમ શોભતી હતી, અને તે પોતાના આત્માને તથા કુળને ઉજ્વળ ગુણોવડે શોભાવતી હતી.

તેણીને વિષે રહેલું અદ્ભુત રૂપ અને શીળ મણિથી શોભતા સુવર્ણના અલંકારની ઉપમાને પોષણ કરતાં હતાં. એકદા પ્રત્યક્ષ લક્ષ્મીજ હોય તેવી તેણીને પોતાના ઘરની બારીમા બેઠેલી જોઇને આકાશમાં જતો કોઈ દુષ્ટ બુદ્ધિવાળો વિદ્યાધર મોહિત થયો. તેથી તરત જ તેણીની પાસે આવી પ્રગટ રીતે ખુશામતના વચન બોલવામાં ચતુર તે વિદ્યાધરે તેની ઘણી પ્રાર્થના કરી. કામાંધ પુરૂષો શું શું નિંદ્ય કર્મ ન કરે ? અને શું શું ન બોલે ? પરંતુ શીળને જીવિતથી અધિક માનનારી તેણીએ તેનું વચન માન્યું નહીં. જે સંકટમાં પણ શીળનો લોપ ન કરે, તેજ સતી કહેવાય. તેણીના નહીં માનવાથી તે વિદ્યાધર તેણીને વિદ્યાના બળથી ઉપદ્રવ કરવા તૈયાર થયો ! કામદેવથી ઉન્મત્ત થયેલો પુરૂષ મદિરાના ઉન્માદવાળાથી જરાપણ ઓછો નથી. તેનો ઉપદ્રવ જોઈ પોતાના શીળના લોપ થવાની તૈયારીથી પીડાયેલી તેણીએ કોપ કરીને તેને શ્રાપ દીધો કે—" રે અધમ ! તું શીઘ્રપણે સપ્તાંગ રાજ્યથી ભ્રષ્ટતાને પામ." ત્યારે તે બોલ્યો કે— " મને વિદ્યાધરને તારો શાપ કાંઇપણ ફળ આપી શકશે નહીં. કેમકે ગારૂડિઓને વિષે સર્પનો કોપ પ્રસરતો નથી. પરંતુ રે સ્ત્રી ! અત્યારે તો દિવસ છે, તેથી રાત્રિએ ફરીથી હું અહીં આવીશ, અને ઘરમાં રહેલી હઇશ તો પણ તને હું બળાત્કારે લઇ જઇશ. " તે સાંભળી શીળના અચિંત્ય મહિમાથી શોભતી તે સતી પણ બોલી કે— " મારી વાણીથી સૂર્ય અસ્ત જ નહીં પામે, એમ તું નિશ્ચે જાણ." આ તેણીના વચનને નહીં સાભળ્યા જેવા કરીને તે વિદ્યાધર પોતાને ઘેર ગયો. તેટલામાં અકસ્માત્ તેનું ઘર અગ્નિ વડે ભસ્મસાત્ થઈ ગયું, અકસ્માત્ વ્યાધિ થવાથી તેનો પુત્ર મરણ પામ્યો, તેની હાથી ઘોડા વિગેરે સેના પણ મરકીની વ્યાધિથી મરી ગઈ, અને તેના દેશને જાણે ન ધણીયાતો હોય તેમ વેરીઓએ ઉપદ્રવ પમાડ્યો. આ પ્રમાણે રાજ્યથી ભ્રષ્ટ થયેલો તે અત્યંત દુઃખથી પીડા પામી વિચારવા લાગ્યો કે—" હહા ! મેં દુષ્ટબુદ્ધિએ ધર્મરૂપી ધનવાળી સતીની જે વિરાધના કરી, તે જ પાપના ફળની આ વાનકી મને તત્કાળ પ્રાપ્ત થઈ. અહો ! તે શીળવતીની શક્તિ કોઇ અદ્ભુત જ છે. તેના શીળથી મારૂ મોટું રાજ્ય ક્ષણવારમાં નષ્ટ થયું. " આ

પ્રમાણે તે ખેદપૂર્વક વિચાર કરતો હતો, તેટલામાં કોઈક વિદ્યાધરે આવી તેને કહ્યું કે—“ હે દેવ ! આજે મેં કોઈ અલૌકિક મોટું કૌતુક જોયું, તે એ કે રત્નપુર નામના નગરમાં સૂર્ય અસ્તજ પામતો નથી, કોઈપણ કારણથી સ્તંભિત થયેલા તેને આજ ત્રણ દિવસ વીતી ગયા છે. ત્યાંના લોકો આ કોઈ ઉપદ્રવ છે એમ ધારીને ભયથી વ્યાકુળ થઈ તેની શાંતિને માટે તે તે શાંતિક ક્રિયાઓ કરવા લાગ્યા છે. આ હકીકત મેં મારી દૃષ્ટિએ જ જોઈ છે, ત્યાંથી જ હું અહીં આવ્યો છું. આવું આશ્ચર્ય કદાપિ કોઈએ જોયું કે સાંભળ્યું પણ નથી. ” તે સાંભળી વિદ્યાધર રાજા વધારે વિસ્મય પામી વિચારવા લાગ્યો કે—“ અહો ! તેણીના શીળનો પ્રભાવ ત્રણ જગતને ઉલ્લંઘન કરે છે. તેણીએ શીળના ભંગના ભયથી વ્યાકુળ થઈને શીળનાજ બળથી સૂર્યને પણ પોતાના કિંકરની જેમ રૂંધ્યો. તે વખતે તે સતી જે જે વચન લીલાથી પણ બોલી, તે તે દેવતાની જેમ તેમ જ થયું, અન્યથા થયું નહીં. મને પણ કદાચ તે ક્રોધથી ભસ્મસાત કરી દેશે, માટે હમણાં જ તેણીની પાસે જઇને મારે તેણીનો અનુનય ( વિનય ) કરવો યોગ્ય છે. ” આ પ્રમાણે વિચારીને તે તરતજ ત્યાં ગયો, તે સતીને નમસ્કાર કર્યા અને તેણીના સ્વજનોની સમક્ષ લજ્જાથી ખમાવા લાગ્યો કે—“ હે સતી ! મેં દુષ્ટ પંડિતે રાગાંધ થઈને તારી વિરાધના કરી, તેથી હું ઘણી આપત્તિને પામ્યો છું. મારા અપરાધને તું ક્ષમા કર. હે માતા ! તારા શીળનો પ્રભાવ મેં પ્રત્યક્ષ જોયો છે, અને આ સૂર્ય પણ તારા જ શીળના પ્રભાવથી સ્તંભિત થઇ અસ્ત પામતો નથી. તેથી હવે તું પ્રસન્ન થા. આ સૂર્યને અને મને શાપથી મુક્ત કર, મુક્ત કર. કે જેથી આ સૂર્ય બીજા દ્વીપમાં જાય, અને હું પણ મારી લક્ષ્મી પાછી પામું. ” તે સાંભળી તેણીએ આજ્ઞા આપી, એટલે સૂર્ય અસ્ત પામ્યો, અને તેને પણ કહ્યું કે—“ તું તારી સંપદા શીઘ્રપણે પામીશ. ” એમ કહી તેને હર્ષ પમાડ્યો. આ સર્વ જોઈ લોકોએ વિદ્યાધરને પૂછ્યું કે—‘ આ શું ? ’ ત્યારે તેણે તેમની પાસે તેણીના શીળનો વૈભવ પોતાની દુષ્ટ ચેષ્ટા કહેવા પૂર્વક સ્પષ્ટ રીતે જણાવી કહ્યું કે—“ અહો ! આના શીળની શક્તિ વિશ્વને ઉલ્લંઘન

કરે તેવી છે. " તે સર્વ સાંભળીને તે વખતે તેણીના ચરિત્રથી ચમત્કાર પામેલા કોણે તેણીની સ્તુતિ ન કરી ? ત્યારપછી તે વિદ્યાધર તેણીને પ્રણામ કરી પોતાને સ્થાને ગયો, અને તેણીના આશીર્વાદના પ્રસાદથી અનુક્રમે પોતાના મોટા રાજ્યને પણ પામ્યો.

તેથી કરીને હું કહું છું, કે હે સ્વામી ! દૃઢ વ્રતવાળી આ સતીઓ પૂજા સત્કારને જ લાયક છે, તેમની જરા પણ હીલના–કદર્થના કરવી યોગ્ય નથી. " તે સાંભળી જય મંત્રી ભય પામ્યો, શાંત થયો, અને તેણીને ખમાવી તેણે છોડી દીધી, તથા કહ્યું કે—" તારૂં શીળ તું પાળ, અને સુખેથી રહે. " કસાઇની જેવા તે જયથી મુક્ત થયેલી શ્રૃંગારસુંદરી હર્ષ પામી, અને પ્રશસ્ત મનવાળી તે મનમાં વિચારવા લાગી કે—" જો મારા જીવિતેશ્વર જીવતા હોય, તો તેના સંગમની આશાથી સ્વજનની સમીપે રહી ધર્મ કાર્યમાં તત્પર થઈ સમય નિર્ગમન કરૂં, અને જો મારા સ્વામી જીવતા ન હોય તો ધર્મવિધિ પ્રમાણે મરણને સાધું. કેમકે જીવવાથી કદાચ ફરીને પણ શીળનું સંકટ આવી પડે. " એમ વિચારીને તે સતીએ શ્રેષ્ઠ નિમિત્તિયાને બોલાવીને પૂછયું કે—" મારા પતિની કુશળતા છે કે નહીં ? અને તે મને ક્યારે મળશે ? " ત્યારે તેણે સારી રીતે નિમિત્તથી જાણીને કહ્યું કે—" હે માતા ! મનમાં શાંતિ રાખો. નિરંતર ધર્મનું આરાધન કરો, ધર્મના જ પ્રસાદથી મોટી સમૃદ્ધિ પામીને તમારા પતિ તમને બાર વર્ષે પોતે જ અહીં આવીને મળશે. " તે સાભળીને તે હર્ષ પામી, ભક્તિવડે તે નિમિત્તિયાનો ઇચ્છા પ્રમાણે સત્કાર કર્યો, અને પતિ આવે ત્યાં સુધી આંબિલનું વ્રત લીધું, તથા આંતરે આંતરે છઠ્ઠ, અઠ્ઠમ, પાંચ ઉપવાસ, પંદર ઉપવાસ અને માસના ઉપવાસ વિગેરે દુષ્કર તપ કરવા લાગી. તે પતિવ્રતા દર્પણમાં પોતાનું મુખ જોતી નહીં, શરીરે અંગરાગ–વિલેપન કરતી નહીં, શરીરની કાંતિને માટે સ્નાન કરતી નહીં, ભભકતું વસ્ત્ર પહેરતી નહીં, આંખમાં અંજન આંજતી નહીં, અને પલ્યંક વિગેરે શયનમાં સુતી નહીં. હંમેશા ત્રિકાળ જિનપૂજા કરતી હતી, પોષધ, સામાયિક વિગેરે કરતી હતી, અને યોગિનીની જેમ સંગ રહિત થઈ સમયને નિર્ગમન કરવા લાગી.

અહીં રત્નપાળ રાજાને તે જય નામના દુષ્ટ મંત્રીએ શૂન્ય વનમાં મૂકાવ્યો હતો, તે જે સમયે સુતો હતો, તે સમયે પોતાની મેળે જાગૃત થયો. ચોતરફ શૂન્ય અરણ્ય જોઇને 'આ મને શું થયું ?' એમ ભ્રાંતિ પામી મનમાં ચિંતવવા લાગ્યો કે—"ઠીક, જાણ્યું. દુષ્ટ હૃદયવાળામાં શિરોમણિ અને રાજ્યને બથાવી પડેલા તે જ અધમ મંત્રીની આ દુષ્ટ ચેષ્ટા છે. હ હા ! ખોળામા સુતેલાનું ગળું કાપવા જેવું અને મોટા અંધ કૂવામાં ઉતારી દોરડું કાપવા જેવું આ અધમે મને શું કર્યું ? અથવા તેનો શો દોષ છે ? મારો દુષ્ટમતિવાળાનો જ આ દોષ છે, કે જેથી મેં મૂર્ખે સર્વ કાર્યમાં તેનો જ વિશ્વાસ રાખ્યો. દુષ્ટબુદ્ધિવાળા મને ધિક્કાર છે, કે જેથી મેં પિતાના વચનનો અનાદર કરી વિષ વૃક્ષની જેવા વિષયો ઉપર અત્યંત આસક્તિ કરી. વિદ્વાન પુરૂષો વ્યસનને દુરંત ( અપાર ) આપત્તિનું સ્થાન કહે છે, તે સર્વ આજે મેં પોતે જ અનુભવ્યું. અથવા તો આ વિષયમાં ઉલ્લંઘન ન થઇ શકે એવા મારા પૂર્વ કર્મનો જ અપરાધ છે. કેમકે તે કર્મ જ સંપત્તિ અને આપત્તિના હેતુ રૂપ સારી અને નબળી બુદ્ધિ આપે છે. પ્રલય કાળના સમુદ્રની જેમ આવી પડતા પૂર્વ કર્મના પરિપાક ( ઉદય ) ને ઇંદ્ર, ચક્રવર્તી કે વાસુદેવ વિગેરે કોઇ પણ ઉલ્લંઘન કરી શકતું નથી." આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના મનને ધીરજ આપી, પ્રાતઃકાળ થતાં પંચ પરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરી વનમા અટન કરતાં કોઇ પર્વત જોઇ તેના પર ચડ્યો. ત્યાં દૃઢ બંધનથી બાંધેલા કોઇ ઉત્તમ આકૃતિવાળા મનુષ્યને તેણે જોયો, અને તેનું હૃદય દયાની વૃષ્ટિથી આર્દ્ર થયું. એટલે તરતજ બંધુની જેમ તેના બંધનને રાજાએ છેદી નાંખ્યા. ઉત્તમ પુરૂષો બીજાની આપત્તિ દૂર કરવામાં મંદ થતા ( આળસ કરતા ) નથી. તેનું શરીર સ્વસ્થ કર્યા પછી રાજાએ તેને પૂછ્યું કે—"હે મિત્ર ! તું કોણ છે ? તારૂં નિવાસસ્થાન ક્યાં છે ? અને આ પ્રમાણે કોણે તને બાંધ્યો હતો ?" આ પ્રમાણે રાજાએ ઉપકાર અને મીષ્ટ વચન વડે તેને પ્રસન્ન કર્યો, ત્યારે જાણે પોતાનો ભાઇ હોય એવા તેની પાસે તેણે પોતાનું વૃત્તાંત સત્ય રીતે કહ્યું કે—"અદ્ભુત વિદ્યાઓના સ્થાન રૂપ વૈતાઢ્ય પર્વત ઉપર

ગગનવલ્લભ નામનું નગર છે. તેમાં સર્વ વિદ્યાધરોનો અગ્રેસર વલ્લભ નામે રાજા છે. તેનો હું હેમાંગદ નામનો પુત્ર છું. આજે હું મારી પ્રિયા સહિત નંદીશ્વર દ્વીપે દેવોને વાંદવા આકાશ. માર્ગે ચાલ્યો જતો હતો. તેટલામાં મારો શત્રુ વિદ્યાધર શ્યેન પક્ષીની જેમ અકસ્માત્ આવીને રાક્ષસી વિદ્યાના બળવડે મને બાંધી મારી પ્રિયાનું હરણ કરી ગયો. મારી પ્રિયાને લઈને તે પાપી અહીં સમીપે જ ગયો છે, હમણાંજ તે મને હણવાની ઈચ્છાથી અહીં આવશે. હે મહા ભાગ્યવાન ! મારાં જાગતાં સદ્ભાગ્યને લીધે જ તારૂં અહીં આવવું થયું છે. નહીં તો યમની જેવા તેનાથી ગ્રસાયેલા મારૂં જીવિત ક્યાંથી હોય ? " આ અવસરે ત્યાં તે રાક્ષસ વિદ્યાધર આવ્યો. તેની સામે હાથમાં ખડ્ગ લઇ કુમાર ક્રોધથી દોડ્યો. દેવતાઓથી પણ ન જોઈ શકાય તેવું ભયંકર ખડ્ગા ખડ્ગીનું યુદ્ધ થયું, તેમાં રાજાએ ખડ્ગના બળથી તે વિદ્યાધરને જીતી લીધો, તેથી તે વિદ્યાધર તે સ્ત્રીને મૂકીને કાગડાની જેમ નાસી ગયો. પાપી માણુસ વિદ્યાનો બળવાન હોય તોપણ તેનો જય થતો નથી. તે વખતે હેમાંગદ પ્રિયાની પ્રાપ્તિથી મનમાં હર્ષ પામ્યો, તેના ચરિત્રથી આશ્ચર્ય પામ્યો, અને તેથી તેની સ્તુતિ કરવા લાગ્યો— "અહો ! મેઘની જેમ તારી કૃપા સર્વ લોકને સાધારણ છે. કેમકે જન્મથી પ્રારંભીને પણ કદાપિ મને તેં જોયો નથી, તોપણ તેં મારા પર આટલો બધો ઉપકાર કર્યો ? અહો ! અન્યનું કાર્ય કરવામાં તારી આસક્તિ અલૌકિક છે, કે જેથી મૃત્યુના સંકટમાં પડીને પણ તું મારી પ્રિયાને પાછી લાવ્યો. અહો ! તારૂં અલૌકિક પરાક્રમ વિશ્વને ઉલ્લંઘન કરે તેવું છે, કે જેથી વિદ્યાવડે બલિષ્ઠ એવા પણ વિદ્યાધરને તેં લીલા માત્રમાંજ જીતી લીધો. હે મહાપુરૂષ ! તને મારૂં સર્વસ્વ આપું, તોપણ હું તારા ઋણમાંથી મુક્ત થાઉં નહીં, તોપણ મારા મનને આનંદ આપવા માટે તારો કાંઇક પ્રત્યુપકાર કરવા હું ઈચ્છું છું. " એમ કહી રાજાને સર્પનું વિષ ઉતારનારી ઓષધિ હર્ષથી આપીને તે ખેચર પ્રિયા સહિત પોતાના નગરમાં ગયો.

ત્યારપછી રત્નપાળ રાજા તે ઔષધિને લઇ પર્વત પરથી નીચે ઉતરી ધૈર્યને ધારણ કરી અનુક્રમે પૃથ્વીતળ પર અટન કરતો મૂલસ્થાન નામના પુરમાં ગયો. પુરની બહાર અનાથાશ્રમમાં (ધર્મશાળામાં) રહેલા કોઈ પરદેશી માંદા શ્રાવકને અંત્ય અવસ્થાએ પહોંચેલો જોયો. રાજા દયાથી અને ધર્મબુદ્ધિથી તેની સેવા કરવા લાગ્યો. કારણ કે ધર્મી મનુષ્યો સાધર્મિકને બંધુથી અધિક માને છે. ઉદાર બુદ્ધિવાળા તેણે તેને આરાધનાદિક ક્રિયા વિધિ પ્રમાણે કરાવી, અને પંચ નમસ્કારનું સ્મરણ કરાવ્યું. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી તેણે તે શ્રાવકની સેવા કરી, તે શુભ ધ્યાનવડે મરણ પામી સ્વર્ગમાં દેવતા થયો. સત્સંગ શું શું ફળ ન આપે? ત્યાર પછી રાજા તેનું મરણ કૃત્ય કરીને નગરમાં પેઠો, તે વખતે રાજમાર્ગમાં તેણે પડહની ઉદ્ઘોષણા સાંભળી કે—" હે મંત્રવાદીઓ! આજે રાત્રિએ બળવાહન રાજાની પુત્રીને નિર્દય રીતે સર્પ કરડ્યો છે. રાજાએ અપાર ઉપાયો કરાવ્યા છે, તોપણ તેણીને ચૈતન્ય પ્રાપ્ત થયું નથી, અને તે અંત્ય અવસ્થાને પામી છે તો જે પુરૂષ જાતે તે રત્નવતી નામની કન્યાને જીવાડશે, તેને રાજા પ્રીતિપૂર્વક અર્ધરાજ્ય સહિત તે કન્યા પરણાવશે." તે સાંભળીને રત્નપાળ રાજાએ તે પડહનો સ્પર્શ કરી પોતાની પાસેની ઔષધિના રસ વડે તેણીને તત્કાળ સજ્જ કરી. સત્પુરૂષોની કળા પરને માટે જ હોય છે. ત્યારપછી તે રત્નપાળનું રૂપ, સૌભાગ્ય અને કળાદિક ગુણોથી રંજિત થયેલા રાજાએ વિલંબ કર્યા વિના જ તેને પોતાની પુત્રી પરણાવી, પછી રાજાએ જમાઈને પોતાનું અર્ધરાજ્ય આપ્યું. સત્પુરૂષો પોતાની પ્રતિજ્ઞા પાળવામાં લોભી થતા નથી. આ અવસરે રાજાના દૂતો ત્યાં આવ્યા, ( તેઓ દરેક દેશોમાં ફરતા હોવાથી ) તેઓએ રત્નપાળ રાજાને ઓળખી પોતાના રાજાને કહ્યું કે—" હે દેવ! આ જમાઇ તો પુણ્યથી જ મળી શકે છે. આ વિનયપાળ રાજાનો પુત્ર રત્નપાળ નામે રાજા છે, તે મોટા પરાક્રમનું સ્થાન છે, અને સર્વ રાજાઓનો અલંકાર છે." તે સાંભળીને હર્ષ પામેલો બળવાહન રાજા 'અહો! જાણ્યા વિના પણ

પુત્રી ઉત્તમ સ્થાને દેવાઈ ' એમ ધારી ખુશી થયો. પછી રાજાએ જમાઇને ફરીથી અત્યંત સત્કાર કર્યો, અને આદર પૂર્વક જૂદો આવાસ ( મહેલ ) આપીને તેને તેમાં રાખ્યો.

એકદા કોઈ ભાટે કહેલી શૃંગારસુંદરીની શીલસંપત્તિ સાંભળીને રત્નપાળ રાજા ખુશી થયો, અને જય મંત્રી પર કોપ પામ્યો. તેથી તેણે પોતાનો પ્રથમથી સર્વ વૃત્તાંત રાજાને જણાવ્યો, એટલે તે સસરાએ પણ તેને પ્રયાણ કરવાની રજા આપી. પછી ચતુરંગ સેનાથી પરિવરેલો રત્નપાળ રાજા રત્નવતી પ્રિયા સહિત પોતાના નગર તરફ ઉત્સુકતા પૂર્વક ચાલ્યો. માર્ગમાં કોઈ મોટા અરણ્યમાં સૈન્યનો પડાવ નાંખીને રહ્યો હતો. ત્યાં તેણે રાત્રિને સમયે દૂર સ્થાનથી આવતો કર્ણને અમૃત સમાન ગીતનો સ્વર સાંભળ્યો તરત જ તે શય્યામાંથી ઉભો થયો, અને ' મધ્ય રાત્રિએ આ સ્વર ક્યાંથી અને કોનો છે ? ' એમ વિચારી કૌતુકથી એકલો જ હાથમાં ખડ્ગ ધારણ કરી તે શબ્દને અનુસારે ત્યાં ગયો, તો દૃષ્ટિને પ્રસન્ન કરનાર અરિહંતનો પ્રાસાદ જોઈ હર્ષથી જેટલામાં તે તેમાં પ્રવેશ કરવા લાગ્યો, તેટલામાં વીજળીની જેવી પ્રકાશવાળી કોઇ વિદ્યાધરી સખીઓ સહિત વિમાનમાં બેસી આકાશમાં ઉડી ગઈ. ' આ કોણ હશે ? ' એમ વિચારી મનમાં વિસ્મય પામી તેણે તેમાં પ્રવેશ કર્યો, તેમાં રહેલી આદિનાથની સુવર્ણમય પ્રતિમાને વંદના કરી, તે પ્રતિમાને જોઈ જોઇને તેણે પોતાનાં નેત્રો પવિત્ર કર્યાં, સ્તુતિ કરી કરીને વાણી પવિત્ર કરી, અને ધ્યાન કરી કરીને મન પવિત્ર કર્યું. ત્યારપછી તેની જગતીમાં ( ફરતીમાં ) તે ભમવા લાગ્યો, અને ચોતરફની અદ્ભુત રમણીયતા જોવા લાગ્યો. તેવામાં કોઇ ઠેકાણે સૌભાગ્યમંજરીના નામના ચિન્હવાળું એક વલય ( કંકણુ ) પડેલું તેના જોવામાં આવ્યું, તેની રત્નની કાંતિથી આકાશ પ્રકાશમાન દેખાતું હતું. તે વલય તેણે લઇ લીધું. પછી રાત્રિ પ્રભાત રૂપ થયે તે પોતાના સૈન્યમાં આવ્યો. ત્યાંથી પ્રયાણ કરી અનુક્રમે સૈન્ય સહિત તે પાટલીપુરની નજીક આવી પહોંચ્યો. તેને આવતો સાંભળી જય રાજા ગર્વથી સમગ્ર સૈન્ય તૈયાર કરી તેની સામે લડવા

ચાલ્યો. તે બન્નેના સૈન્યમાં કોઈ ઠેકાણે ખડ્ગ ખડ્ગ વડે કોઈ ઠેકાણે ભાલે ભાલે તથા કોઈ ઠેકાણે બાણુ બાણુવડે યુદ્ધ શરૂ થયું. તેમા જય રાજાએ પોતાનું સૈન્ય ભગ્ન થયેલું જોઈ રત્નપાળના આખા સૈન્યમાં અવસ્વાપિની નિદ્રા મૂકી. તેનાથી જાણે મૂર્છા પામ્યા હોય અને જાણે વિષના આવેશને પામ્યા હોય તેમ સર્વે સૈનિકો ચેતના રહિત થઇ પૃથ્વી પર ઘૂર્ણિત થઈને પડ્યા. પરંતુ પુણ્યના ઉદયને પામેલા રત્નપાળ રાજાને તે નિદ્રા પરાભવ પમાડી શકી નહીં. દુષ્ટ મંત્રો પુણ્ય રહિત જીવોને વિષે સમર્થ થાય છે, પણ બીજા પુણ્યશાળી ઉપર અસર કરી શકતા નથી. રત્નપાળ રાજા પોતાનું સમગ્ર સૈન્ય ચૈતન્ય રહિત જોઇ ક્ષણવાર ચિંતાતુર થયો, અને હવે શું કરવું ? એવા વિચારથી આકુળ વ્યાકુળ થયો. આ અવસરે તેણે સેવા કરેલો શ્રાવક કે જે દેવ થયો હતો, તેણે અવધિજ્ઞાન વડે રાજાની આપત્તિ જોઈ, અને તે તત્કાળ ત્યાં આવ્યો. તે દેવે સર્વની અવસ્વાપિની નિદ્રા હરી લીધી, તેથી તેઓ ઉત્સાહ સહિત યુદ્ધમાં તૈયાર થયા. રાજા પણ બમણો ઉત્સાહી થઈ તરવાર તરવાર વડે યુદ્ધ કરી શ્રી કૃષ્ણે કંસને હણ્યો હતો, તેમ તેણે શીઘ્રપણે જયને હણ્યો. તે અધમ મંત્રી મરીને સાતમી નરકે ગયો. આવા કુકર્મીઓનું સ્થાન નરકમાં જ હોય છે. બીજા મંત્રીઓ, સામંતો અને પત્તિઓ વિગેરે સર્વે પોતાના પૂર્વના સેવકોએ વિલખા મુખવાળા થઈ વારંવાર ખમાવી ખમાવીને વિનય પૂર્વક રાજાને નમસ્કાર કર્યા. પછી તે દેવે પ્રત્યક્ષ થઈ રાજાને કહ્યું કે—"હે રાજા ! તેં જે શ્રાવકની સેવા કરી હતી, તે જ હું દેવ થયેલો છું. પરદેશમાં માંદો થયેલો હું જે આ સંપત્તિ પામ્યો છું, તે મારી બાહ્ય અને આભ્યંતર ચિકિત્સા કરનાર તારો જ પ્રભાવ છે. તને સહાય કરવાની ઈચ્છાથી હું અહીં આવ્યો છું, અને તારા સૈન્યની અવસ્વાપિની નિદ્રાનું હરણ વિગેરે મેં કર્યું છે. હું તારા સેંકડો ઉપકાર કરૂં, તોપણ તારા ઋણથી મુક્ત થઈ શકું તેમ નથી. કારણ કે ધર્મનો ઉપકાર કરનાર પુરૂષનો બદલો વળી શકતો નથી. હે રાજા ! તારા સામ્રાજ્યને તું અલંકૃત કર, તારી પ્રજાને તું પ્રસન્ન કર, અને હું પણ તેમા કાંઈક યથાશક્તિ તારી ભક્તિ કરૂં."

તે સાંભળી તે દેવની સમૃદ્ધિ જોવાથી, તેના આગમનથી અને તેણે કરેલી ભક્તિથી રાજા અંતઃકરણમાં આનંદ પામ્યો, અને નગર તરફ ચાલ્યો. તે વખતે દેવે રાજાને માથે તેનું આખું સૈન્ય ઢંકાઈ જાય તેટલું મોટું છત્ર ધારણ કર્યું, બન્ને પડખે ચામરોની શ્રેણી વીંજવા લાગ્યો, આગળ સંવર્તક વાયુ વિકુર્વીને કંટકાદિક દૂર કરતો હતો, સુગંધિ જળ છાંટીને ચોતરફથી રજને શાંત કરતો હતો, પંચરંગી પુષ્પોના સમૂહ વડે પૃથ્વીને ઢાંકી દીધી હતી, આગળ સેંકડો ધ્વજાઓ ચલાવતો હતો, તથા "આ રાજાની આજ્ઞાની જે અવજ્ઞા કરશે તે પોતાની મેળે જ પ્રલય પામશે, અને તેની સેવા કરનાર મોટી સમૃદ્ધિથી વૃદ્ધિ પામશે." આવી આકાશવાણી સહિત આકાશમાં દેવદુંદુભિ વગાડતો હતો, તથા આગળ દિવ્ય સંગીતને કરતો હતો. આ રીતે તેણે પુર પ્રવેશનો ઉત્સવ કર્યો. રાજા મહેલમાં ગયો, ત્યારે જેમ મેઘ જળધારાને વરસાવે તેમ તેણે હર્ષથી સેંકડો સુવર્ણની કોટિની વૃષ્ટિ કરી. પછી "ફરીથી વખતસર આવીને તારો ઉપકાર હું કરીશ." એમ રાજાને કહી તે દેવ સ્વર્ગે ગયો. પછી ઇંદ્રની જેવા પરાક્રમી રાજાએ સિંહાસન પર બેસી સમગ્ર લોકને યોગ્યતા પ્રમાણે પ્રિય આલાપ વડે પ્રસન્ન કર્યા. પછી શ્રૃંગારસુંદરીના ગુણસમૂહથી હર્ષ પામેલા રાજાએ તેને પારણું કરાવી પટ્ટરાણી બનાવી. આ રીતે તેણે ચિરકાળ સુધી ફરીથી પોતાનું મોટું રાજ્ય પાલન કર્યું. ચંદ્રની જેમ સુવૃત્ત[1] પુરૂષ ગયેલી લક્ષ્મીને પણ ફરીથી મેળવે છે.

એકદા સુધર્મા સભામાં ઇંદ્રની જેમ પોતાની સભામાં રત્નપાળ રાજા બેઠો હતો, તે વખતે ઉદ્યાનપાળે આવી તેને વિજ્ઞપ્તિ કરી કે— "હે દેવ ! જાણે સાક્ષાત્ યમરાજ હોય એવો કોઇ પ્રચંડ વનનો હાથી મદોન્મત્ત થઈને પોતાની ભયંકર સૂંઢવડે ઉદ્યાનમાં ઉપદ્રવ કરે છે." તે સાંભળીને રાજાનું મુખ કોપથી કંપવા લાગ્યું, તરત જ તે અશ્વ ઉપર આરૂઢ થઈ અલ્પ પરિવાર સહિત તે વનમાં ગયો. ત્યાં અશ્વ ઉપરથી નીચે ઉતરી રાજાએ ધૈર્યવડે તે હાથીની તર્જના

1 સારા આચરણવાળો, ચંદ્ર સારો ગોળાકારવાળો.

કરી કે—" હે દુષ્ટ મદવાળા! અમારા આ ઉદ્યાનને કેમ વૃથા ઉખેડી નાંખે છે? જો તારામાં કાંઇ પણ શૂરવીરતા હોય તો મારી સાથે યુદ્ધ કર." આ પ્રમાણે રાજાનો તિરસ્કાર પામેલો હાથી ક્રોધથી ઉદ્ધત થઇ રાજા તરફ દોડ્યો. હાથીને શિક્ષા આપવામાં નિપુણ તે રાજાએ ક્ષણવાર તો તેને ક્રીડા કરાવી, અને પછી વેગથી તે મોટા હાથી ઉપર રાજા જેટલામાં ચડ્યો, તેટલામાં તે હાથી રાજાને લઈને આકાશમાં ઉડ્યો, અને સર્વ લોક જોતાં છતાં તે ચક્ષુને અદૃશ્ય થયો. " આ હાથી મને બીજા દ્વીપમાં ન લઈ જાઓ." એમ શંકા થવાથી તે રાજાએ માર્ગમાં કોઈ સરોવર જોયું, તેમાં ઝંપાપાત કર્યો. પોતાના હાથવડે તે સરોવરને તરી તેને કાંઠે આવી રાજા ચોતરફ જોવા લાગ્યો, તેટલામાં તેના કાંઠાની પૃથ્વીનું ભૂષણ સમાન એક ત્રણ માળનો દિવ્ય મહેલ જોયો. કૌતુક ઉત્પન્ન થવાથી તે રાજા તેના ઉપર ચડ્યો, તો એક મનોહર પર્યંક ઉપર બે રાખના ઢગલા જોયા, તથા ત્યાં એક શીંકા ઉપર લટકાવેલું રસનું મોટું તુંબડું જોઈ કૌતુક જોવાની ઇચ્છાથી ઉત્કંઠા પૂર્વક તે તેણે હાથવડે ગ્રહણ કર્યું. સંભ્રમથી ( ભયથી ) ગ્રહણ કરતાં તે તુંબડામાંથી રસના બિંદુ નીચે રાખમાં પડ્યા કે તરતજ તે બન્ને રાખના ઢગલા બે દિવ્ય કન્યા રૂપે થયા. "અહો! આ રસનું મહાત્મ્ય અચિંત્ય છે. આ બે સ્ત્રીઓ કોણ હશે?" એમ વિચારી વિસ્મયથી વિકસ્વર થયેલા રાજાએ તે સ્ત્રીઓને પૂછયું કે—" તમે કોણ છો? આ મહેલ અહીં શાથી છે? અને આ અદ્દ્ભુત રસનું તુંબડું ક્યાંથી?" આ પ્રમાણે રાજાની વાણી સાંભળી આનંદ પામેલી તે કન્યાઓમાંથી મોટી કન્યા તેની પાસે બોલી કે—"મહાબળ નામના વિદ્યાધર રાજાની અમે પુત્રીઓ છીયે. મારૂં નામ પત્રવલ્લી છે, અને આ મારી નાની બેનનું નામ મોહવલ્લી છે, એકદા અમે મહેલના ગવાક્ષમાં બેઠી હતી, તે વખતે એક માતંગ નામના વિદ્યાધરે અમને પરણવાની ઇચ્છાથી કોઈ ન જાણે તેમ અમારૂં હરણ કર્યું. પછી અમને અહીં આ શૂન્ય અરણ્યમાં લાવી તે ખેચરે તત્કાળ વિદ્યાથી આ મનોહર મહેલ રચી અમને અહીં રાખી, તે ખેચર કોઇ ઠેકાણે જવાને ઇચ્છે છે, તે વખતે અમને પોતાની વિદ્યાથી ભસ્મ રૂપ કરે છે, અને જ્યારે પાછો આવે છે,

ત્યારે આ તુંબડાના રસવડે અમને જીવતી કરે છે. તે હમણાં અમને ભસ્મરૂપ કરીને કોઈ સ્થાને ગયો છે, તે વિવાહની સામગ્રી લઈને હમણાં જ પાછો આવવાનો છે. વળી તમે આકૃતિ અને પ્રકૃતિ જોતાં ઉત્તમ પુરૂષ છો એમ તર્ક થાય છે, તો માતંગથી પણ માતંગ ( ચંડાળથી પણ ચંડાળ ) જેવા તે માતંગથી અમને છોડાવો. ” તે સાંભળીને રાજા પણ તેમની મધુર વાણીથી અને પૂર્વભવના સ્નેહથી તેમને વિષે અનુરક્ત થયો, અને તેથી જેટલામાં તેમની પ્રત્યે કાંઈક ધૈર્ય સહિત બોલે છે, તેટલામાં તે કન્યાઓ સાથે પરણવાની ઉત્કંઠાવાળો તે ખેચર હાથમાં પાણિગ્રહણ કરવાની સામગ્રી લઈને આવ્યો. તે વખતે તેજ ગજેંદ્રે કોઈ પણ ઠેકાણેથી અકસ્માત્ આવી પોતાના શુંડાદંડ વડે તે ખેચરને તત્કાળ દડાની જેમ આકાશમાં ઉછાળ્યો, અને આકાશથી પડતા તેને તીક્ષ્ણ દાંતે પકડી તેના કકડા કરી દિશાઓનું બળિદાન રૂપ કર્યો. પાપકર્મ કરનારાઓનું મૃત્યુ એવી જ રીતે થાય છે. પછી તરત જ વીજળીના ઉદ્યોતની જેમ તે હાથી અદૃશ્ય થયો. તે જોઇ વિદ્યાધરીઓ તથા રાજા પણ આશ્ચર્ય પામ્યા. આ અવસરે પોતાની પુત્રીઓની શોધ માટે પૃથ્વીપર ફરતો તે મહાબલ વિદ્યાધર રાજા ત્યાં અકસ્માત્ આવી ચડ્યો. તે પોતાના પિતાને જોઈ કન્યાઓ હર્ષ પામી, પ્રણામ કરી બોલી કે—“ ભસ્મરૂપ કરેલી અમને આ મહા પુરૂષે જીવાડી છે, તથા તે માતંગ વિદ્યાધરને હમણાં જ કોઈ માતંગે ( હાથીએ ) આવી હણ્યો છે. ” તે સાંભળી હર્ષિત થયેલા વિદ્યાધર રાજાએ રત્નપાળને કહ્યું કે—“ વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં રત્નસાર નામના નગરનો સ્વામી હું મહાબળ નામનો ખેચર આ પુત્રીઓનો પિતા છું. મેં એક વખત કોઈ નિમિત્તિયાને પૂછ્યું કે—આ મારી પુત્રીઓનો પતિ કોણ થશે ? ત્યારે તેણે સ્પષ્ટ રીતે કહ્યું કે—માતંગ ખેચરે હરણ કરીને ભસ્મરૂપ બનાવેલી તમારી પુત્રીઓને અકસ્માત આવીને જે બુદ્ધિમાન જીવાડશે, અને જેની સહાય કરવા માટે કોઇ હાથી આવીને તે ખેચરને મારશે ( હણશે ), તે તમારી બે પુત્રીઓનો સ્વામી થશે, એમ જાણો. તે સમગ્ર વચન કન્યાઓના પુણ્યવડે

આજે સત્ય થયું. તો હે ઉત્તમ પુરૂષ ! મારા પર પ્રસન્ન થઇને મારૂં નગર જલદી પવિત્ર કરો, કે જેથી તમને બન્ને કન્યાઓ પરણાવી હું મારા હર્ષને પૂર્ણ કરૂં. " આ અવસરે કોઇક દેવે પ્રગટ થઇને રાજાને કહ્યું કે—" હે રાજા ! તે જ હું તારો મિત્ર શ્રાવકનો જીવ દેવ થયેલો છું, મેં જ મંત્રીની સાથે યુદ્ધમાં તને સહાય કરી હતી, હમણાં પણ હાથી થઇને તેના મિષવડે આ બે કન્યાની પ્રાપ્તિ કરાવવા માટે તને અહીં લાવ્યો છું, તથા તારા શત્રુને પણ મેં જ માર્યો છે. હે રાજા ! આ દિવ્ય રસથી ભરેલું તુંબડું પણ આદરપૂર્વક તું જ ગ્રહણ કર. આ તુંબડાનું વૃત્તાંત અદ્ભુત છે, તે તું સાંભળ.—આ તુંબડું પામવા ( મેલવવા )માટે તે માતંગ વિદ્યાધરે ચોવીશ વર્ષ સુધી કંદ, મૂળ અને ફળનો આહાર કરી દુષ્કર તપ કર્યો છે, હંમેશાં નીચું મુખ રાખીને ( ઉંધે મસ્તકે ) બે પ્રહર સુધી મંત્રનું ધ્યાન ધર્યું છે, અને હંમેશાં મોટી મૂલ્યવાળી વસ્તુઓનો અગ્નિમાં હોમ કર્યો છે. આ પ્રમાણે આરાધન કરીને નાગેંદ્ર પાસેથી તેણે આ રસ મેળવ્યો છે. તેનો પ્રભાવ ત્રણ લોકમાં પણ માય નહીં તેટલો બધો છે. કેમકે આના એક બિંદુના પણ સ્પર્શથી કોટી પળ લોઢું તરત જ ઉંચી જાતનું સુવર્ણ થઇ જાય છે, આનાવડે અસાધ્ય વ્યાધિઓ પણ શાંતિ ( નાશ ) પામે છે, આ અઢારે જાતના દુષ્ટ કુષ્ઠના વ્યાધિને શીઘ્ર નાશ કરે છે; વિષાદિકથી મૂર્છા પામેલા જીવોને અમૃતની જેમ આ જીવાડે છે, આના સ્પર્શથી જ ભૂતાદિકની મોટી પીડાઓ નષ્ટ થાય છે, આના તિલકવડે કપાળમાં અલંકૃત કરાયેલો પુરૂષ યુદ્ધમાં દેવ અને દાનવોથી પણ પરાભવ પામતો નથી, તથા ચક્રવર્ત્તિના નિધિની જેમ આનો સ્વ-પરના ઉપકાર માટે ઉપયોગ કર્યા છતાં પણ કદાપિ તે ક્ષીણ થતો નથી. તારા પુણ્યથી પ્રેરાયેલા મેં આ રસ તને જ આપ્યો છે, તે તપ વિના પણ તારા સર્વ મનોરથોની સિદ્ધિ કરશે. હે મિત્ર! જાવજીવ પર્યંત આ રસનું જીવની જેમ તું રક્ષણ કરજે." આ પ્રમાણે રત્નપાળને કહીને પછી તેણે મહાબલ રાજાને કહ્યું કે-"ભાગ્ય સૌભાગ્ય વિગેરે સર્વ પ્રકારના ગુણોવડે અદ્ભુત આ પાટલીપુરનો સ્વામી રત્નપાળ નામે રાજા છે. આ અગણિત પુણ્યવડે જ

કન્યાના વર તરીકે મળી શકે છે." આ પ્રમાણે કહીને રાજાને પ્રણામ કરી તે દેવ અદૃશ્ય થયો. પછી ખેચરેશ્વરે વિચાર્યું કે-"અહો! આ રાજાના પુણ્યનો મહિમા લોકોત્તર છે. કેમકે તેને મુશ્કેલીથી સાધી શકાય તેવા કાર્યમાં દેવો સહાયકારક છે. ખરેખર મારાં પણ અપાર ભાગ્યો જાગે છે, કે જેથી આવો સર્વ ગુણોનો વિધાતા જમાઈ મને મળ્યો." આ પ્રમાણે વિચારી ચિત્તમાં આશ્ચર્ય પામતો ખેચરેંદ્ર હર્ષથી તેને પોતાના વિમાનમાં બેસાડી પોતાના નગરમાં લઈ ગયો. પછી પવિત્ર દિવસે મોટા અગણ્ય ઉત્સવો પૂર્વક જેમ કામદેવને રતિ અને પ્રીતિ પરણાવે તેમ તે રત્નપાળ રાજાને પોતાની બે કન્યાઓ પરણાવી. પછી ત્યાં તે ખેચરેશ્વરે પ્રીતિથી કેટલાક દિવસ તેને રાખ્યો, અને તે શ્રેષ્ઠ રાજા તેમની સાથે દિવ્ય ભોગો ભોગવવા લાગ્યો.

એકદા ખેચરેશ્વર ( મહાબળ ) રત્નપાળ સહિત સભામાં બેઠો હતો, તે વખતે કોઈ દૂતે આવી રાજાને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે—"હે રાજા! આ વૈતાઢ્ય ઉપર ગગનવલ્લભ નામનું નગર છે. તેમાં વલ્લભ નામનો વિદ્યાધર રાજા છે, તેને [1]હેમાંગદ નામે પુત્ર છે તે ( હેમાંગદ ) ને રૂપ લક્ષ્મીનું પાત્ર સમાન સૌભાગ્યમંજરી નામે પુત્રી છે. તે પુત્રીએ શ્રેષ્ઠ વરની ઇચ્છાથી કુળદેવીની સેવા કરી હતી, તેથી પ્રસન્ન થયેલી દેવીએ એકદા તેને દિવ્ય વલય આપ્યું હતું, અને કહ્યું હતું કે—આ વલયના પ્રભાવથી તારા સર્વ મનોરથ પૂર્ણ થશે. પછી કોઈ દિવસ રાત્રિએ અરણ્યમાં કોઈ જિનચૈત્યને વિષે તે જઈને હર્ષથી નૃત્ય કરતી હતી, તેવામાં ઉપયોગ નહીં રહેવાથી તેના હાથમાથી તે વલય પડી ગયું. તે જાણીને તે અત્યંત દુઃખ પામી, તેથી તે ભોજન કરતી નહીં, પાણી પણ પીતી ન હોતી, અને ભવનમાં કે વનમાં કોઈ પણ ઠેકાણે શાંતિ પામતી નહોતી. ત્યાર પછી વિદ્યાધરોએ ચોતરફ તે વલયની શોધ કરી, પરંતુ પડી ગયેલા ચિંતામણિ રત્નની જેમ તે કોઇ પણ

[1] રત્નપાળને કોઇ પર્વત ઉપર વિષહર ઔષધિ આપનાર જે પ્રથમ આવી ગયો છે તે.

ઠેકાણે પ્રાપ્ત થયું નહીં. ત્યારે તે કન્યાએ તે વલયની પ્રાપ્તિ થતાં સુધી ભોજનનો ત્યાગ કર્યો, અને તેની ફરી પ્રાપ્તિ થવા માટે ફળનો આહાર કરી તે તપસ્વીની તપસ્યા કરવા લાગી. પછી રાજાએ એકદા કોઈ નિમિત્તિયાને પૂછયું, ત્યારે તેણે કહ્યું કે—" તે વલયને ગ્રહણ કરનાર પુરૂષ આ કન્યાના સ્વયંવરમા જાતે આવી તેને પરણશે." હેમાંગદ રાજા અત્યંત હર્ષ પામ્યો, નિમિત્તિયાનો સત્કાર કરી રજા આપી અને પછી ઉત્કંઠા પૂર્વક શીઘ્રપણે સ્વયંવર મંડપ કરાવ્યો. પછી સર્વ વિદ્યાધર રાજાઓને બોલાવવા માટે રાજાએ સેવકોને સર્વત્ર મોકલ્યા છે, અને હે સ્વામી ! તમને બોલાવવા માટે મને અહીં મોકલ્યો છે. તમારી સાથે વિશેષ પ્રીતિ હોવાથી તમારા આગમનને તે અત્યંત ઇચ્છે છે, માટે હે પ્રભુ ! ત્યાં આવીને મિત્રના હર્ષમાં વૃદ્ધિ કરો." તે સાંભળીને મહાબળ અને રત્નપાળ પરિવાર સહિત હેમાંગદ વિદ્યાધરેંદ્રના નગરમાં ગયા, બીજા પણ ખેચરેશ્વરો ત્યાં શીઘ્રપણે આવ્યા, તે સર્વેનો યોગ્યતા પ્રમાણે હેમાંગદે સત્કાર કર્યો, ત્યાર પછી શુભ દિવસે સ્વયંવર મંડપમાં ઉંચા માંચાઓ ઉપર સર્વે રાજાઓને તેમની મોટાઇના અનુક્રમે બેસાડ્યા. પછી વાજિંત્રોના નાદપૂર્વક સર્વ અંગે વિભૂષિત કરેલી કન્યાને રાજાએ સુખાસનમાં બેસાડી ત્યાં મંડપમાં બોલાવી. પછી રાજાએ તેને આજ્ઞા આપી કે–" હે પુત્રી ! આ સર્વ રાજાઓ તને વરવા માટે આવેલા છે, તું તારી ઈચ્છા પ્રમાણે ગમે તેને વર." ત્યારપછી રાજાની આજ્ઞાથી નિપુણ પ્રતીહારી દરેક રાજાને દેખાડી તેનું વર્ણન કરવા લાગી. તેમને જોતી જોતી તે કન્યા મંડપમાં ચાલી; પરંતુ તે કન્યા રાજાઓની કાંતિ, મુખ, વક્ષસ્થળ, નેત્ર, મસ્તક, મુગટ, વેષ, નખની કાંતિ, શણગાર કે આકૃતિ કાંઈ પણ જોતી નહોતી; માત્ર વારંવાર વલયના ભૂષણ રૂપ હાથને જ જોતી હતી. તે વલય રહિત હાથને જોતી જોતી સૌભાગ્ય વડે કામદેવને પણ પરાભવ કરનાર તેમને જાણે દુર્ભાગી હોય તેમ તજીને આગળ ચાલી. છેવટ વલયવડે હાથને શોભાવનાર તથા નેત્રને આનંદ આપનાર રત્નપાળને જોઈ તે કન્યા અત્યંત હર્ષ પામી ત્યાં જ ઉત્સુકતાથી ઉભી રહી. પરંતુ પ્રતીહારીએ તેને પૂર્વે કોઈ પણ વખત જોયો ન હોવાથી ઓળખ્યો નહીં,

તેથી તેના અદ્ભુત ચરિત્રને કાંઈ પણ વિશેષે કરીને પ્રગટ કરી શકી નહીં. તોપણ શંખની જેવા કંઠવાળી તે કન્યાએ તેના જ કંઠમાં વરમાળા આરોપણ કરી. કારણ કે સ્વયંવરા કન્યાઓને પોતાના મનની રૂચિ ( ઈચ્છા ) જ પ્રમાણ હોય છે. પોતાની કન્યાએ વરેલા રત્નપાળને વારંવાર જોઇ હેમાંગદે પોતાના મિત્રને ઓળખ્યો તેથી તે અત્યંત હર્ષ પામ્યો. પરંતુ બીજા મહાબળવાન સર્વ વિદ્યાધર રાજાઓ કોપ પામ્યા, કે 'અમો વિદ્યાધરેંદ્રો છતાં પૃથ્વી પર ચાલનાર મનુષ્ય કેમ વરાય? જો કે મુગ્ધપણાને લીધે આ અજ્ઞાની કન્યા તેને વરી છે, તો પણ તે ભૂમિચર તેણીનું પાણિગ્રહણ કરશે તો અમે તેને સહન કરશું નહીં—જોઈ શકશું નહીં." આ પ્રમાણે બોલતા તેઓ સર્વે એકઠા થયા, અને રત્નપાળ રાજાની સાથે યુદ્ધ કરવા સૈન્ય સહિત તૈયાર થયા તે જોઇ રત્નપાળ રાજાએ પણ પોતાના કપાળ ઉપર તે રસનું તિલક કર્યું, અને ઉંચું આયુધ કરી તેમની સામે લડવા ઉભો થયો. પછી તે મહા શૂરવીર રત્નપાળે એવી રીતે હાથ ચાલાકી વાપરી કે જેથી તે સમગ્ર વિદ્યાધરો કાગડાની જેમ જૂદી જૂદી દિશામાં નાસી ગયા, પછી રત્નપાળ રાજાની આજ્ઞા સ્વીકારીને તે સર્વે વિદ્યાધરોએ એકઠા થઈ તે કન્યા તેની સાથે મોટા ઉત્સવ પૂર્વક પરણાવી. રત્નપાળ રાજાને હસ્ત મેળાપના ઉત્સવમાં હેમાંગદ રાજાએ હર્ષથી રોહિણી વિગેરે મહા વિદ્યાઓ આપી. હેમાંગદે તેને સહાય કરી, તેથી તેણે વિધિપૂર્વક સર્વ વિદ્યાઓ સાધી લીધી. ધર્મિષ્ઠ પુરૂષોને અસાધ્ય શું છે? પછી બન્ને શ્રેણિમાં રહેલા સર્વ વિદ્યાધરો મોટા મોટા પ્રાભૃત હાથમાં લઈને ચક્રવર્તીની જેમ રત્નપાળને સેવવા લાગ્યા ( ભેટ આપવા લાગ્યા ). ત્યારપછી નવી પરણેલી સ્ત્રીઓ સહિત તે રત્નપાળ વિમાનમાં આરૂઢ થયો, અને વિદ્યાધરોની સેનાના સમૂહવડે વીંટાયેલો તે પોતાની નગરીમાં ગયો.

ત્રણ ખંડના સામ્રાજ્યને અખંડ રીતે પાળતો અને દાતારોનો મુગટ સમાન તે રત્નપાળ રાજા આ પ્રમાણે દાન દેતો હતો. સત્યવાણીના મતમાં રહેલો તે રાજા હંમેશાં જિનપ્રાસાદ, જિનબિંબ વિગેરે સાત ક્ષેત્રોમાં ત્રીશ કોટી સુવર્ણનો વ્યય કરતો હતો, અરિ-

હંત વિગેરેના ગુણસમૂહની સ્તુતિ કરનારા યાચકોને તે હંમેશાં બે કોટી સુવર્ણનું દાન કરી પ્રસન્ન કરતો હતો, આપત્તિમાં આવેલા દિનાદિકનો ઉદ્ધાર કરવામાં તે દયાળુ રાજા હંમેશાં દશ કોટી સુવર્ણનો વ્યય કરતો હતો, અહો ! તેનું દાતારપણું કેવું અદ્ભુત છે ? જે પુરૂષ અપૂર્વ અને અદ્ભુત કાવ્ય ( શ્લોક )અથવા કથા કહે–સંભળાવે, તો તે દરેકને તેટલા ( દશદશ ) કોટી સુવર્ણનું દાન હંમેશાં આપતો હતો ( કુલ વીશ કોટી થયા ) હાથી, ઘોડા, પત્તિ, સામંત અને અંતઃપુર વિગેરે ઘરના ખર્ચમાં તેને હંમેશાં આડત્રીશ કોટી દ્રવ્યનો વ્યય થતો હતો; આ પ્રમાણે રસના પ્રભાવથી હંમેશાં સો કોટી દ્રવ્ય ઉત્પન્ન કરીને તેટલો ખર્ચ કરીને તે રાજા ચક્રવર્તીને પણ ઉલ્લંઘન કરતો હતો.

આવા અવસરે તે નગરમાં કોઇ જુગારી રહેતો હતો, તેની બુદ્ધિને કોઇ પરાભવ કરી શકતું નહીં, તે હંમેશાં જુગારના અખાડામા લાખ દ્રવ્યની હારજીત કરતો હતો. તેમાં છેવટ સાયંકાળે તેની પાસે એક રૂપીઆનો ત્રીજો ભાગ જ બાકી રહેતો હતો, પરિમિત ઘઉનો આટો વેચાતો લઇ કુંભારના નિભાડા પાસે જઈ તેની રોટલી પકાવતો હતો પછી રાત્રિએ ચંડીકા દેવીના મંદિરમાં જઇ તેની મૂર્તિના ખભા ઉપર પગ મૂકી દીવાના તેલવડે તે રોટલી ચોપડીને તે [1]નિઃશૂકપણે ખાતો હતો. તે જોઈ કોપ પામેલી દેવીએ એકદા તેને બીવરાવવાનો વિચાર કર્યો, તેથી તેણે સર્પણના જેવી ભયંકર જીન્હા મુખમાંથી બહાર કાઢી ત્યારે તે જુગારીએ નિઃશંકપણે તેના મુખમાં રોટલીનો કકડો આપ્યો. તે દેવીએ માયાવડે ખાધો, અને ફરીથી જિન્હા બહાર કાઢી, તે વખતે "અરે રાંડ ચંડિકા ! મારી રોટલી ખાવામાં લુબ્ધ થઇ છે ?" એમ આક્રોશ કરતો તે જુગારી ક્રોધથી તેણીના મુખમાં થૂંક્યો. તેથી ખેદ પામેલી દેવી "દુષ્ટના થૂંકથી એંઠી–અપવિત્ર થયેલી જીભને હવે હું મુખમાં પાછી શી રીતે નાખું ?" એમ વિચારી તેજ સ્થિતિએ રહી, પ્રાતઃકાળે દેવીને તેવા પ્રકારની જોઇને 'આ કાંઇ ઉત્પાત છે' એમ

૧ મનમા અશુચિપણાની શંકા વિના.

શંકા પામી પુરજનો સેંકડો શાંતિક કર્મ કરવા-કરાવવા લાગ્યા, તોપણ દેવીએ પોતાની જિહ્વા મુખમાં નાંખી નહીં. તેથી અત્યંત શંકાતુર થઇને લોકોએ આઘોષણા કરાવી કે—" જે પુરૂષ આ ઉત્પાતને છેદશે, તે સો સોનામહોર પામશે. " તે સાંભળીને તે ધૃષ્ટે ( નીડરે ) શીઘ્ર પણે પડહનો સ્પર્શ કર્યો. પછી તે જુગારી દેવીના મંદિરમાં ગયો, સર્વજનોને બહાર કાઢયા, અને પછી એક મોટી શીલા ઉપાડી ઉદ્ધતપણે તેણે દેવીને કહ્યું કે— " અરે ! પોતાના આત્માને પંડિત માનનારી ચંડી ! જિહ્વાને પાછી મુખમાં નાંખ, નહીં તો હમણાં આ પથ્થરવડે તારા મુખના સો કકડા કરૂં છું." તે સાંભળી તેને તેવો નિઃશૂક અને ધૃષ્ટ જોઇને દેવી અત્યંત શંકા પામી અને બીજી કોઇ ગતિ—ઉપાય નહીં હોવાથી તત્કાળ તેણીએ જિહ્વા મુખમાં લઇ લીધી. તે જોઇ ગામના લોકોએ હર્ષ પામી અંગીકાર કરેલું દ્રવ્ય તેને આપ્યું. તે ધન તેજ દિવસે તે ધૂર્તે જુગારમાં ગુમાવ્યું. પાછો તેજ પ્રમાણે તે રોટલી અને દીવાનું તેલ ખાવા લાગ્યો. કેમકે જે જેમાં લુબ્ધ હોય તે તેને મૂકવું અશકય હોય છે. તેથી દેવી તેના ઉપર અત્યંત કોપ પામી, અને તેનો કાંઇ પણ અપકાર કરવાની તેની ઇચ્છા થઇ, પરંતુ અત્યંત સાહસિક તેની સન્મુખ વક્ર દૃષ્ટિથી જોવાને પણ તે શક્તિમાન થઇ નહીં. છેવટ દેવીએ ખેદ પામીને પોતાનો દીવોજ દિવ્ય શક્તિવડે મંદિરમાંથી બહાર કાઢયો. હાંકી ન શકાય તેવો કૂતરો પાસે આવે ત્યારે ભોજન કરનાર ભોજનની થાલીનેજ આઘી મૂકે દે છે. તે જુગારી પણ તેની પાછળ દોડયો અને તેને કહ્યું કે— " અરે દીવા ! ઉભો રહે, કયાં જાય છે ? જેમ કર્મ જીવની પીઠ છોડે નહીં, તેમ હું તારી પીઠ છોડીશ નહીં. " ત્યારે દીવાએ જવાબ આપ્યો કે-" અરે ધૂર્ત! તું લુખી રોટલી ખા. હું બીજા દ્વીપમાં જઇશ, પરંતુ તને તેલ નહીં આપું." ત્યારે ધૂર્ત પણ બોલ્યો કે-" ભલે બીજા દ્વીપમાં જા, કે સ્વર્ગમાં જા, કે પાતાળમાં જા. જ્યાં તું જઇશ, ત્યાં હું આવીશ, અને તારૂં તેલ લઇશ." ત્યારે દીવાએ ફરીથી તેને કહ્યું કે-" દિવ્ય શક્તિવડે જતાં યુગને અંતે પણ તું મને પામી શકીશ નહીં, માટે પાછો કેમ વળતો નથી ? આ પ્રમાણે વિવાદ કરતો દેવની જેવો તે દીવો તેને દૂર અરણ્યમાં લઇ ગયો, અને

દિવસનો ઉદય થતાં તત્કાળ પોતાની મેળેજ બુઝાઈ ગયો. 'વેરીને સર્પની જેમ દૂર ફેંકી દીધો.' એમ ધારીને દેવી હર્ષ પામી, અને ધૂર્ત શૂન્ય અરણ્યમાં જવાથી ખેદ પામ્યો. "દેવીએ મને છેતરીને અહીં અરણ્યમાં આણ્યો." એમ મનમાં વિચાર કરતો તે વનમાં ભ્રમણ કરવા લાગ્યો. તેટલામાં કોઈ ઠેકાણે તેણે એક બળતો અગ્નિનો કુંડ જોયો. તે કુંડને કાંઠે નવા યૌવન વયવાળી અને દિવ્ય લાવણ્યવાળી બે કન્યાઓને તથા દીન અને સમગ્ર અંગે હીન એક પુરૂષને જોયો. તેમને જોઇ ધૂર્તે પૂછયું કે—"તમે બે કોણ છો ? આ પુરૂષ કોણ છે ? અને આ કુંડ શા માટે છે ? આ પ્રમાણે તેના પૂછયા છતાં પણ તે કન્યાઓએ કાંઈ પણ જવાબ આપ્યો નહીં. તેથી આશ્ચર્ય પામેલા તેણે શીઘ્રપણે પોતાના નગરમાં પાછો આવી દશકોટી દ્રવ્ય આપનાર રાજા પાસે તે અદ્ભુત વાત કહી. તે સાંભળી રાજા પણ આશ્ચર્ય પામી તેને સાથે લઈને વનમાં ગયો. ત્યાં તેના કહ્યા પ્રમાણે સર્વ જોઈને રાજાએ કન્યાઓને સ્નેહ પૂર્વક કહ્યું કે—" આ શૂન્ય વનમાં તમે બે કોણ છો ? અને આ અગ્નિનો કુંડ વિગેરે શું છે ? હું સર્વનું રક્ષણ કરવામાં સમર્થ રત્નપાળ નામનો રાજા છું." આ પ્રમાણે તેના વચનથી તે બન્ને અત્યંત હર્ષ પામી. પછી તેમાંથી જે મોટી હતી તે રાજા પ્રત્યે બોલી કે—" અમારૂં આશ્ચર્ય કારક ચરિત્ર સાંભળો. અમે વિશ્વાવસુ નામના વિદ્યાધર રાજાની પુત્રીઓ છીએ. મારૂં નામ વિશ્વસેના છે. અને આ મારી નાની બેન ગંધર્વસેના નામની છે. અમે યુવાવસ્થાને પામી, તો પણ અમને યોગ્ય વર મળ્યો નહીં, તેથી એકદા અમારા પિતાએ શ્રેષ્ઠ નિમિત્તિયાને પૂછ્યું, ત્યારે તે સ્પષ્ટ રીતે બોલ્યો કે—" એક શૂન્ય અરણ્યમાં અગ્નિ દેવતાએ અધિષ્ઠિત એક કુંડ કરો, અને તેમાં જવાળાના સમૂહથી વ્યાપ્ત એવો અગ્નિ સળગાવવો. તે અગ્નિ મંત્ર, તંત્ર, વિદ્યા, સિદ્ધિ, ઔષધિ કે બીજા કોઈ વડે પણ બાંધી શકાતો નથી. તે કુંડની અંદર જે સાત્વિક શિરોમણિ પુરૂષ સ્નાન કરી અખંડિત શરીરવાળોજ બહાર નીકળશે, તે તમારી બન્ને કન્યાઓનો પતિ થશે, અને તે ચક્રવર્તી થશે." તે સાંભળીને અમારા પિતાએ પ્રસન્ન થઈ તેને પ્રીતિદાન આપી ખુશી કર્યો, અને અહીં આવી આ કુંડાદિક કરી અમને અહીં રાખી

છે. અમને વરવા માટે સેંકડો શ્રેષ્ઠ યુવાનો અહીં આવી ગયા છે, પરંતુ તેમાંથી કોઇ પણ કલ્પાંત કાળના સૂર્યની જેમ આ કુંડની સન્મુખ પણ જોઈ શકયો નથી. માત્ર આ એક વિદ્યાધર અમને પરણવાની ઇચ્છાથી આને વિષે ઝંપાપાત કરવા તૈયાર થયો. પરંતુ તેણે મનમાં શંકા કરી, તેથી કુંડની દેવીએ તેને આવો વિકળ અંગવાળો કરી દીધો છે. જેને કેવળ એક શ્રેષ્ઠ સત્ત્વપ્રધાન (સાત્ત્વિક)જ વૃત્તિ હોય, તેને અદ્‌ભુત સંપત્તિઓ પ્રાપ્ત થાય છે, અને જેને બીકણપણાને લીધે કાંઇપણ શંકા થાય, તો તેને પગલે પગલે વિપત્તિ પ્રાપ્ત થાય છે." તે સાંભળીને મનમાં આશ્ચર્ય પામેલા, અત્યંત ધૈર્યવાળા, સાત્ત્વિક જનોમાં શિરોમણિ અને હૃદયમાં જરા પણ કંપરહિત તે રાજાએ તે કુંડમાં ઝંપાપાત કર્યો. તરતજ અગ્નિનો કુંડ અમૃતનો કુંડ થઈ ગયો, અને રાજાનું શરીર વજ્ર જેવું થયું, સત્ત્વના પ્રસાદથી તત્કાળ શી શી અદ્‌ભુત વસ્તુ પ્રાપ્ત થતી નથી ? ત્યાર પછી તે વૃત્તાંત સેવકો પાસેથી સાંભળીને તત્કાળ વિશ્વાવસુ વિદ્યાધર રાજા મોટા પરિવાર સહિત ત્યાં આવ્યો. તે રાજાને પ્રથમ વિદ્યાધરીઓનો પતિ થયેલો હોવાથી ઓળખ્યો, અને તેથી તેનું અત્યંત સાત્ત્વિકપણું જાણી તે વિદ્યાધર રાજા વિશેષ હર્ષ પામ્યો. પછી વિદ્યાના બળથી તત્કાળ સર્વ સામગ્રી તૈયાર કરી ત્યાંજ મોટા ઉત્સવ પૂર્વક બન્ને પુત્રી સાથે તેણે તેને પરણાવ્યો. પછી રત્નપાળ રાજા બન્ને પ્રિયા સહિત વિમાનપર આરૂઢ થઈ વિદ્યાધરોના સમૂહ સહિત પોતાની નગરીમાં ગયો. પછી રાજાએ તે જુગારીને દશનું બમણું એટલે વીશ કોટી દ્રવ્ય આપી દ્યૂતના વ્યસનનો ત્યાગ કરાવી ધર્મ માર્ગમાં પ્રવર્તાવી નગરનું શ્રેષ્ઠી પદ આપ્યું. પછી વિશ્વાવસુ વિગેરે વિદ્યાધરોનો સત્કાર કરી તેમને રજા આપી એક છત્રવાળા રાજ્યનું પાલન કરવા લાગ્યો.

એકદા ગ્રીષ્મ ઋતુને સમયે રત્નપાળ રાજા ગંગા નદીમાં પોતે જ ક્રીડા કરવાની ઇચ્છાથી નાવમાં આરૂઢ થયો. તેટલામાં અકસ્માત્ પ્રચંડ વાયુના ઝપાટાથી પ્રેરાઇને તે નાવા ક્રોધથી વ્યાકુળ થયેલી સ્ત્રીની જેમ વેગથી ચાલવા લાગી. આડે માર્ગે જતી કુલટા સ્ત્રીને જેમ તેના બંધુઓ રોકી ન શકે તેમ ઉન્માર્ગે જતી તે

નાવાને મહા બળવાન સુભટો તથા પાણીમાં તરનારા ખલાસીઓ પણ રોકવા સમર્થ થયા નહીં. ' આ શું ? ' એમ ભ્રાંતિ પામેલો રાજા નદીના બન્ને કાંઠાપર રહેલા ગામ નગરાદિકને જાણે કુંભારના ચક્ર ઉપર ચડાવ્યા હોય તેમ ભમતા જોવા લાગ્યો. પ્રચંડ વેગથી જતી તે નાવા બે ઘડીમાં તો પૂર્વ સમુદ્રને કાંઠે જઇ પહોંચી, અને ત્યાંજ તે પોતાની મેળે સ્થિર થઇ. પછી રાજા નાવમાંથી ઉતરીને કાંઠાના વનમાં આવી વિશ્રાંતિ લેવા બેઠો. તેટલામાં ત્યાં અકસ્માત્ કોઇ પુરૂષ આવ્યો. તેણે રાજાને પ્રણામ કરી કહ્યું કે—સ્વર્ગની જેવો આ પૂર્વ દેશ કહેવાય છે. તેના અલંકારરૂપ આ દેવનગરીના જેવી **રત્નપુરી** નામની નગરી છે. તેમાં સર્વ શત્રુઓને ત્રાસ પમાડનાર **રત્નસેન** નામે રાજા છે. તે આખી પૂર્વ દિશાના મોટા રાજ્યને ભોગવે છે, તે વીશ કરોડ ગામોનો સ્વામી છે, અગ્યાર લાખ હાથીઓનો અધિપતિ છે, દશ લાખ ઘોડાનો સ્વામી છે, મોટા વીશ લાખ રથોનો અધીશ્વર છે, તથા વીશ કરોડ પત્તિઓને દૃષ્ટિવડેજ આજ્ઞા કરનાર છે. પરંતુ તેને પુત્ર નહીં હોવાથી તે પોતાના સર્વ રાજ્યને શૂન્ય માનતો હતો. તે રાજાને પોતાની કાંતિવડે કનકનો ( સુવર્ણનો ) પરાભવ કરનાર **કનકાવળી** નામની પ્રિયા છે. તેણીએ એકદા અદ્ભુત સૌભાગ્યવાળી બે કન્યાઓને જન્મ આપ્યો. તેમાં મોટીનું નામ **કનકમંજરી** છે, અને નાની **ગુણમંજરી** નામની છે. અનુક્રમે નવા યૌવન રૂપી મેઘે તેમના રૂપવૃક્ષને વૃદ્ધિ પમાડયું. તેવામાં પૂર્વ જન્મના દુષ્કર્મના ઉદયને લીધે મોટી કન્યાનું શરીર ગળતા કોઢવડે દૂષિત થયું, અને નાની નેત્ર રહિત ( અંધ ) થઇ. રાજાએ વૈદ્યોના સમૂહોને બોલાવી બોલાવીને તે કન્યાઓના અપાર ઉપાયો કરાવ્યા છે; પરંતુ ઔષધ, ભેષજ, ચૂર્ણ, અંજન, મંત્ર કે તંત્ર કોઇવડે પણ તેમને લેશ પણ ગુણ થયો નહીં. તેઓના શરીરમાં દુઃસહ વેદના થાય છે, તે પણ લેશ માત્ર શાંત થતી નથી. કુકર્મના વિપાકને વ્યર્થ કરવા કોણ સમર્થ છે ? તેથી કરીને તે બન્ને કન્યાઓ અસહ્ય દુઃખને લીધે મૃત્યુને અંગીકાર કરવા તૈયાર થઈ. પ્રાયે કરીને સ્ત્રીઓ વિપત્તિમાં મરણને જ શરણ કરે છે. તેના માબાપ પણ તેના

દુ:ખના આવેશથી અત્યંત દુ:ખી થયા, તેથી તેઓ પણ તેજ પ્રમાણે મૃત્યુનું શરણ કરવા તૈયાર થયા. કારણ કે મોહજ પ્રાણીઓને અંધ કરનાર છે. ત્યારપછી મંત્રીઓએ વિચાર કરી રાજ્યની અધિષ્ઠાતા દેવીની સેવા કરી, ત્યારે તે દેવી પણ આકાશમાં રહીને સર્વ લોક સાંભળે તેમ સ્પષ્ટ રીતે બોલી કે—

"વહાણમાં બેઠેલા પાટલીપુર નગરના રત્નપાળ નામે શ્રેષ્ઠ રાજાને હું પ્રાત:કાળે સમુદ્રને કાંઠે લાવીશ. તે રાજા બન્ને કન્યાઓને સાજી કરશે." એમ કહીને દેવી અદૃશ્ય થઈ. તે સાંભળી રાજા વિગેરે સર્વે અત્યંત આનંદ પામ્યા. હે દેવ! દેવીના સહાયથી તમારૂં અહીં આગમન થયું છે. અહીંથી તમારૂં નગર પાંચસો યોજન દૂર છે. હે દેવ! અમારા રાજાની આજ્ઞાથી હું તમારી પાસે વહેલો આવ્યો છું, અને તે રાજા પણ દેવીના આ દેશથી હમણાં જ મોટા પરિવાર સહિત આવે છે." આ પ્રમાણે તે પુરૂષ વાત કરતો હતો, તેટલામાં અમાત્યો, સામંતો અને પત્તિઓ વિગેરે પરિવાર સહિત રત્નસેન રાજા વાજિત્રવડે આકાશને શબ્દમય કરતો ત્યાં આવી પહોંચ્યો. રત્નપાળ રાજાને જોઇ આનંદ પામી સ્નેહપૂર્વક તેણે તેને નમસ્કાર કર્યો, અને પછી મનુષ્યોને આશ્ચર્ય પમાડનાર મોટા ઉત્સવ પૂર્વક તેને પુર પ્રવેશ કરાવ્યો. પછી અશન, પાન વિગેરે વડે તેનું સન્માન કરી રત્નસેન રાજાએ રત્નપાળ પાસે પ્રાર્થના કરી કે—"હે સ્વામી! આ બે કન્યાઓને સાજી કરો. કારણ કે અમને દેવીએ તેવો આદેશ આપેલો છે." તે સાંભળી રત્નપાળ રાજાએ પોતાના બાજુબંધમાં રાખેલા તે રસવડે કોઢથી દૂષણ પામેલી કન્યાના કપાળમાં તિલક કર્યું. તરત જ ઋજુતાથી દુર્જનતાની જેમ અને ઉદારતાથી અપયશની જેમ તે રસના પ્રભાવથી તેણીનો દુષ્ટ કુષ્ઠ રોગ નષ્ટ થયો, અને દાવાનળથી બળેલી વેલડી જેમ નવી વૃષ્ટિના જળના સંબંધથી અધિક શોભાવાળી થાય, તેમ તેણીની રૂપલક્ષ્મી પ્રથમના કરતાં અધિક મનોહર થઇ. પછી રાજાએ બીજી કન્યાનાં નેત્રોમાં તે રસ આંજ્યો, એટલે તત્કાળ તેણીની સમગ્ર વેદના શાંત થઇ

અને સૂર્યનો ઉદય થતાં કમળની જેમ તેણીનાં નેત્રો વિકસ્વર થયાં, તથા દિવસે પણ આકાશમાં રહેલા તારાઓને જોઈ શકે એવાં સમર્થ ( તેજસ્વી ) થયાં. ત્યારપછી રત્નસેન રાજા વિગેરે અત્યંત હર્ષ પામી રત્નપાળ રાજાને કહેવા લાગ્યા કે—" હે સ્વામી ! જેમ તમે આ કન્યાઓને સાજી કરીને અમારો દુઃખસાગરમાંથી ઉદ્ધાર કર્યો, તેમ હવે તેઓનું પાણિગ્રહણ કરીને અમારો ચિંતા સમુદ્રમાંથી પણ ઉદ્ધાર કરો, કે જેથી સ્વસ્થ થયેલા અમે સ્વાર્થ ( આત્મહિત ) સાધવા સાવધાન થઈએ." આ પ્રમાણે તેમની પ્રાર્થનાથી તેમણે જ કરેલા મોટા ઉત્સવપૂર્વક રત્નપાળ રાજાએ તે બન્ને કન્યાઓનું પાણિગ્રહણ કર્યું. જ્યાં પુણ્ય હોય, ત્યાં કઇ કઇ સંપદા ન હોય ? ત્યાર પછી પ્રથમથીજ પોતાની પુત્રીના વ્યાધિથી અભંગ ( ઉત્કટ ) વૈરાગ્ય પામેલો રત્નસેન રાજા શુદ્ધ ચિત્તે વિચાર કરવા લાગ્યો કે—" લાખો વર્ષો વીતી ગયા છતાં પણ મને એક પણ પુત્ર પ્રાપ્ત થયો નહીં. હવે તેની આશા રાખવી પણ મારે યોગ્ય નથી. હવે તો વૃદ્ધાવસ્થા હોવાથી સારી રીતે ધર્મની સેવા કરવી જ યોગ્ય છે, પંડિતોએ વૃદ્ધાવસ્થામાં વિષયોની આસક્તિ રાખવી, તે કેવળ વિડંબના ( રૂપ ) જ છે. વળી રાજ્યનો ભાર ઉપાડવામાં ધુરંધર મને મારા પુણ્યથી આવો જમાઈ મળ્યો છે, તેથી તેના ઉપર રાજ્યનો ભાર મૂકી મારે સંયમ લેવો યોગ્ય છે. જેઓ વૃદ્ધાવસ્થાનું મુખ જોયા પહેલાં જ રજની જેમ રાજ્યનો ત્યાગ કરીને સંયમ રૂપી ઐશ્વર્યનો સ્વીકાર કરે છે, તે રાજાઓ જ ધન્ય છે. જેઓ આ શરીરની સહાયવડે મોક્ષરૂપ ફળવાળા તપને કરે છે, તેઓનું જ શરીર સફળ છે, એમાં કાંઇ પણ સંદેહ નથી." આ પ્રમાણે વૈરાગ્યની રચનાવડે મોટા તરંગવાળા થયેલા રાજાએ હર્ષથી પોતાનું રાજ્ય રત્નપાળ જમાઈને આપ્યું, અને પોતે શ્રીગુરૂની સમીપે દીક્ષા ગ્રહણ કરી દુષ્કર તપ કરી શ્રેષ્ઠ ગતિને ( મોક્ષને ) પામ્યો.

અહીં રત્નપાળ રાજા પુણ્યથી પ્રાપ્ત થયેલા રાજ્યનું પાલન કરતો બન્ને સ્ત્રીઓ સહિત કેટલોક કાળ ત્યાં જ રહ્યા. પછી તે રાજ્ય ઉપર મંત્રીને સ્થાપન કરી રત્નપાળ રાજાએ સ્વર્ગના

રાજ્યને ઇંદ્રની જેમ પોતાના સામ્રાજ્યને અલંકૃત કર્યું. આ રાજાને અનુક્રમે શૃંગાર સુંદરી ૧, રત્નવતી ૨, પત્રવલ્લી ૩, મોહવલ્લી ૪, સૌભાગ્યમંજરી ૫, દેવસેના ૬, ગંધર્વસેના ૭, કનકમંજરી ૮ અને ગુણમંજરી ૯ એ નવ સ્ત્રીઓ થઈ. જાણે કે પૃથ્વીના નવ ખંડમાંથી ઉત્તમોત્તમ સૌંદર્યના પરમાણુઓ લઈને તેમને નિપજાવી હોય તેમ તેઓ શોભતી હતી. તે રત્નપાળ ત્રીશ કરોડ ગામનો, વીશ હજાર નગરનો, દશ હજાર દ્વીપોનો અને દશ હજાર દુર્ગોનો પ્રભુ હતો. ત્રીશ હજાર ખંડીયા રાજાઓનો, દશ હજાર મુગટબદ્ધ રાજાઓનો અને બાર હજાર [1]વેળાકુળોનો તે નાયક હતો. ચાળીશ કરોડ પત્તિ, ચાળીશ લાખ રથ, ચાળીશ લાખ ઘોડા અને ત્રીશ લાખ હાથીઓનો તે નેતા હતો. તે પાંચ હજાર જળદુર્ગોનો[2] અધિપતિ હતો. તથા રાત્રિ દિવસ હજારો વિદ્યાધરો તેની સેવા કરતા હતા. રત્નપાળ રાજાના વૈભવને સમ્યક્ પ્રકારે ( પૂર્ણરીતે ) વર્ણન કરવા કોણ સમર્થ થાય ? કેમકે તે હંમેશાં દાનભોગમાં સો કરોડ દ્રવ્યનો વ્યય કરતો હતો. તેના પુણ્યનો મહિમા સીમા રહિત હતો, તેનું પ્રમાણ કરવા કોણ સમર્થ થાય ? કેમકે હંમેશાં તેને તે રસમાંથી તેટલું દ્રવ્ય પ્રાપ્ત થતું હતું. પ્રત્યક્ષ અમૃત રસની જેવો તે ઉત્તમ રસ હોવાથી તેના આખા રાજ્યમાં કોઇને પણ વ્યાધિઓ બાધા કરી શકતી નહોતી. કલ્પવૃક્ષની જેમ તે રાજા સર્વ મનોરથોને પરિપૂર્ણ કરનાર હોવાથી યુગલીયાની જેમ તેના રાજ્યના માણસોને દારિદ્રનો ઉપદ્રવ હતો નહીં. પોતાની સંતતિની જેમ તે રાજા પ્રજાઓનું પાલન કરતો હતો, તેથી તેના રાજ્યમાં મરકી, શત્રુનો ભય, સાત પ્રકારની ઇતિઓ-ઉપદ્રવો તથા અનીતિઓ ( અન્યાય ) કાંઇ પણ હતું નહીં. આ પ્રમાણે દિવ્ય સુખો ભોગવતા અને પૃથ્વીનું શાસન કરતા તેના સુખે સુખે દશ લાખ વર્ષ વ્યતીત થયા. તે રાજાને મેઘરથ, હેમરથ, અને શતરથ વિગેરે નામવાળા સો પુત્રો ઉત્પન્ન થયા હતા.

એકદા તે નગરના ઉદ્યાનમાં મહાસેન નામના કેવળી સમવસર્યા. તેને વંદના કરવા રત્નપાળ રાજા અંતઃપુર અને પરિવાર સહિત

૧ બંદરોનો ૨ ગામની ફરતો જળની ખાઇ રૂપ કિલ્લો હોય તે.

ગયો. રાજાએ ગુરૂને ત્રણ પ્રદક્ષિણા કરી વિધિ પ્રમાણે નમસ્કાર કર્યા. ગુરૂએ પણ સુખને પોષણ કરનારી ધર્મલાભની આશિષ વડે તેને સંતુષ્ટ કર્યો. પછી ગુરૂએ રાજા વિગેરેની પાસે ધર્મનો ઉપદેશ કર્યો. કારણ કે જેની પાસે જે પણ્ય ( વસ્તુ ) હોય, તે તેજ વસ્તુને દેખાડે છે—" પુણ્યવડે પુરૂષનો ઉત્તમ કુળમાં જન્મ થાય છે, પાંચે ઇંદ્રિયોની સુંદરતા થાય છે, અનુપમ:રાજ્યાદિકની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે, પ્રશંસા કરવા લાયક અદ્ભુત ભોગોની પ્રાપ્તિ થાય છે અને સ્ત્રી પુત્રાદિકનો સંબંધ મનને પ્રીતિ ઉપજાવે તેવો થાય છે, સુકૃત વડે પુરૂષોને શું શું શુભ નથી થતું ? વળી નીચ કુળમાં જન્મ કુટુંબનો ક્લેશ, પ્રિય વસ્તુનો વિયોગ, અપ્રિયનો સંયોગ અને દરિદ્રતા, દુર્ભાગ્યતા તથા શત્રુઓથી પ્રાપ્ત થતો પરાભવ એ સર્વ પ્રાણીઓને પાપનાં ફળ છે. હિંસા. અસત્ય, ચોરી અને કુશીળતા ( મૈથુન ) વિગેરે સમગ્ર પાપને મૂકીને હે વિવેકી જનો ! ધર્મ વિધિમાં ઉદ્યમ કરો, કે જેથી તત્કાળ તમોને લક્ષ્મી પોતે જ આવીને વરે. " આ પ્રમાણે ગુરૂ પાસેથી અમૃત જેવો ઉપદેશ સાંભળીને રાજા પ્રસન્ન થયો, પછી તેણે ગુરૂને નમસ્કાર કરી નિર્મળ વાણીવડે પૂછયું કે— "તે જય મંત્રીએ હું બળવાન છતાં પણ મારૂં રાજ્ય લઈ લીધું તે કયા કર્મવડે ? કયા કર્મવડે શૃંગારસુંદરીને દુઃસહ વ્યથા ભોગવવી પડી ? હું કયા કર્મવડે અધિક અધિક રાજ્ય લક્ષ્મીને પામ્યો ? કયા કર્મથી કનકમંજરીને કોઢ થયો ? કયા કર્મથી ગુણમંજરીને અંધતા પ્રાપ્ત થઇ ? અને તે બન્નેને ક્યા કર્મવડે ગુણ થયો ? અને કયા કર્મવડે હું દુર્લભ રસ પામ્યો ? " તે સાંભળીને કેવળી બોલ્યા કે—" હે રાજા ! તે સર્વ વૃત્તાંત હું કહું છું. તે તમે સાંભળો.—

આજ ભરતક્ષેત્રમાં પુરૂષરત્નોથી શોભતું રત્નપુર નામે નગર છે. તેમાં **રત્નવીર** નામે રાજા હતો. તે પુણ્ય કર્મવડે પવિત્ર હતો, તથા તે શત્રુઓના [૧]પંચત્વને વિસ્તારતા છતાં તેઓના કુળનો ક્ષય કરનાર હતો. તે રાજાને લાવણ્યતાવાળી **શ્રીદેવી** વિગેરે નવ સ્ત્રીઓ

---

૧ શત્રુઓના પંચત્વ એટલે પાંચપણાને વિસ્તારવાથી તેના કુળની વૃદ્ધિ થવી જોઇએ. છતાં ક્ષય કરનાર કહ્યો, એ વિરોધ આવ્યો, તેના પરિહાર માટે પંચત્વ એટલે મરણ અર્થ કરવો.

હતી. તે જાણે કે પૃથ્વીના નવ ખંડમાંથી સાર સાર લઈને બનાવી હોય તેમ શોભતી હતી. તે નગરમાં સિદ્ધદત્ત અને ધનદત્ત નામના બે વણિક્ પુત્રો બાલ્યાવસ્થાથીજ પરસ્પર દૃઢ મિત્રાઈવાળા હતા. તેઓ અલ્પ સમૃદ્ધિવાળા હતા, તેથી મહાજનમાં કોઇ પણ ઠેકાણે તેવા માન સત્કારને પામતા ન હોતા, તેથી કરીને તેઓ મનમાં ખેદ પામતા હતા, કે—"ધન વિના મનુષ્યોને દાન સન્માન, સ્વજનપણું, ડહાપણપણું વિગેરે કાંઈ પણ પ્રાપ્ત થતું નથી, તેની સન્મુખ કોઈ જોતું પણ નથી. ધનને માટે આપણે અત્યંત હજારો ઉદ્યમો કર્યા, પરંતુ એક પણ ઉપાય અવકેશીના ( વંધ્ય–વાંઝીયા ) વૃક્ષની જેમ આપણને ફળીભૂત થયો નહીં. હવે આપણે ધનને ઉપાર્જન કરવાનો કોઇ એવો ઉપાય કરીએ, કે જે શીઘ્ર અત્યંત ફળદાયક થાય અને અખૂટ લક્ષ્મી મળે." આ પ્રમાણે વિચાર કરીને કાર્યને જાણનાર તે બન્ને ઉપવાસમાં તત્પર રહી માહાત્મ્ય વડે પ્રસિદ્ધિ પામેલી કામદેવતાની આરાધના કરવા લાગ્યા. એક-વીશ ઉપવાસ વડે તે દેવી પણ પ્રત્યક્ષ થઈને બોલી કે—"હું તમારી ભક્તિથી પ્રસન્ન થઈ છું. તમારી ઇચ્છા પ્રમાણે વરદાન માગો." તે સાંભળી શુદ્ધ બુદ્ધિના નિધિ ધનદત્તે દેવીને કહ્યું કે— "હે દેવી! અમને વિવેક વડે શોભતી લક્ષ્મી આપો." ત્યારે તે પણ બોલી કે—" તે બેમાંથી એક માગો. એક સાથે બે વરદાન ન માગો. કેમકે દેવતા પણ પુરૂષોને તેના કર્મને અનુસારે જ આપી શકે છે." તે સાંભળીને સિદ્ધદત્તે વિચાર્યું કે—" વિદ્વત્તા વિગેરે સર્વે ગુણો લોકમાં લક્ષ્મીથીજ પ્રાપ્ત થાય છે." એમ વિચારી મૂઢ બુદ્ધિને લીધે તેણે એક લક્ષ્મીજ માગી. અને ધનદત્તે સદ્બુદ્ધિ ઉત્પન્ન થવાથી વિચાર્યું કે—"વિવેકજ ત્રણ લોકની સમગ્ર લક્ષ્મી-નું કારણ છે." એમ વિચારી તેણે એકલો વિવેકજ માગ્યો. તે સાંભળી પોત પોતાની પ્રાર્થના ( માગણી ) પ્રમાણે તેમને એક એક વરદાન આપીને તે દેવી તત્કાળ અદૃશ્ય થઇ, અને તેઓ પણ પોતાને ઘેર ગયા.

એકદા સિદ્ધદત્તને ઘેર મધ્યાન્હ સમયે આશ્ચર્ય ઉપજાવે તેવી વિવિધ પ્રકારની મંત્રસિદ્ધિવાળો કોઇ શ્રેષ્ઠ યોગી આવ્યો. તેને જોઈ

લુબ્ધ બુદ્ધિવાળા સિદ્ધદત્તે ધાર્યું કે—"આ કોઇ સિદ્ધિનું સ્થાન હોય તેમ સંભવે છે." એમ વિચારી તેને ઇચ્છા પ્રમાણે ભક્તિથી ભોજન કરાવ્યું. તેની ભક્તિથી સંતુષ્ટ થયેલા તે યોગીએ સિદ્ધદત્તને મંત્રવડે મંત્રીને કાકડીનાં બીજ આપ્યાં, અને તેનું ફળ કહ્યું કે—"હે વત્સ ! આ બીજને વિધિ પ્રમાણે વાવવાથી એક મુહૂર્તમાં જ નવ પલ્લવવાળી વેલડીઓ ફળ સહિત ઉત્પન્ન થશે, અને અમૃત જેવા ઘણા રસથી વ્યાપ્ત તેના ફળનો પ્રભાવ એવો છે કે તેને સેવનારની ક્ષુધા–તૃષા તથા તાપને તે શાંત કરે છે. તેનું ફળ ખાવાથી વાયુના ચોરાશી દોષો, નેત્રના સડસઠ દોષો અને અઢાર પ્રકારના કોઢને પણ તત્કાળ નાશ કરે છે. સન્નિપાત વિગેરે સર્વ દુઃખસાધ્ય વ્યાધિઓ પણ મેઘની વૃષ્ટિ વડે દાવાનળની જેમ તે ફળ વડે શાંત થાય છે. તે ફળનું સેવન કરવાથી [1]સ્થાવર અને [2]જંગમ બન્ને પ્રકારનું વિષ નાશ પામે છે ( ઉતરી જાય છે ), વિશેષ શું કહેવું.? આનું ફળ સમગ્ર રોગને હરણ કરનાર ઉત્કૃષ્ટ રસાયણ રૂપ છે. તેથી આ બીયાં તારે યત્નથી સાચવી રાખવાં."

આ પ્રમાણે કહીને તે યોગીંદ્ર પોતાને સ્થાને ગયો. પછી સિદ્ધદત્તે પણ શુભ દિવસે તે બીજો વિધિ પ્રમાણે વાવ્યાં, અને તેની એક મુહૂર્તમાં જ પ્રફુલ્લિત પલ્લવવાળી તથા ફળવાળી વેલડીઓ ઉત્પન્ન થઇ. તેનાં ફળ વડે જાણે ધન્વંતરિ વૈદ્ય હોય તેમ તેણે બીજાં ઔષધોથી અસાધ્ય એવા લોકોના દુષ્ટ વ્યાધિઓ નાશ પમાડ્યા. તે વખતે તેણે તેનું એક એક ફળ સો સો રૂપીયે, હજાર રૂપીયાવડે, દશ હજારવડે અને કોઇ ઠેકાણે લાખ રૂપીયાવડે પણ વેચ્યું. તે ફળથી ઉપાર્જન કરેલા ધન વડે તે મોટો ધનાઢ્ય થયો. અવશ્ય દેવતાની વાણી શીઘ્રપણે પ્રમાણિક ( સત્ય ) થાય છે. એકદા તે કરીયાણાં વડે વહાણ ભરીને સમુદ્ર માર્ગે વેપાર કરવા નીકળ્યો. કારણ કે અપરિમિત ( માપી ન શકાય તેટલું ) ધન હોય તો પણ સંતોષ વિના તૃપ્તિ થતી નથી. તે અનુક્રમે બીજા દ્વીપમાં ગયો, ત્યાં કરીયાણાંનો ક્રય વિક્રય કર્યો, ત્યાંથી બીજાં અસંખ્ય કરીયાણાં લીધાં, પછી ત્યાંથી પાછો વળ્યો. માર્ગમાં ઉત્કટ વાયુવડે સમુદ્ર શો-

૧ અફીણ વિગેરે. ૨ સર્પ વિગેરે.

તરફથી ક્ષોભ પામ્યો—ઉછળવા લાગ્યો, અને ગેડીવડે દડાની જેમ તેના તરંગો વડે તેનું વહાણુ ચળાચળ (અસ્થિર) કર્યું. તે વખતે સિદ્ધદત્ત તથા બીજા સર્વે લોકોનાં ચિત્ત વહાણુની જેમ કંપવા લાગ્યાં, પોતાના જીવિતમાં સંશય પામ્યા, અને આકુળ વ્યાકુળ થયા. " આ વહાણુ હળવું કરીયે, તો કદાચ નહીં બૂડે. " એમ ધારી નિરૂપાય બનેલા તેઓએ વહાણુમાંથી સમગ્ર કરીયાણું સમુદ્રમાં નાંખી દીધું. ત્યારપછી ચપળ તરંગોએ તે વહાણુને આમતેમ ઉછાળી એક શૂન્ય દ્વીપે પહોંચાડ્યું, અને માણુસો જીવવાની આશા પામ્યા. પછી તેઓ વહાણુમાંથી ઉતરીને સ્વસ્થપણે તીરની ભૂમિ પર રહ્યા. ત્યાં રહેતાં અલ્પ કાળમા જ તેમનું સમગ્ર અનાજ ખૂટી ગયું. પાણી વિના માછલાંની જેમ અન્ન વિના સર્વે લોકો અત્યંત દુઃખી થયા. કારણુ કે અન્ન મનુષ્યોનું જીવિત છે. પછી સિદ્ધદત્તે વિધિ પ્રમાણે ત્યાં તે બીજ વાવ્યાં. તેથી તેના વેલાઓ ઉગ્યા, અને તરત જ તેને ફળ પણુ આવ્યાં. કલ્પલતાની જેવી તે લતાઓનાં ફળો ખાઇને યુગલિયાની જેમ તેઓ ઉદ્યમ રહિત સુખે કરીને ત્યાં રહ્યા.

કોઇ એક દિવસે ત્યાં તે ફળના ગંધથી એક જળ માનુષી આવી, અને તેણે તે ફળો ખાધાં. સ્વાદિષ્ટ ચીજ કોને ન રૂચે ? તેને ફળ ખાતી જોઇ સિદ્ધદત્તે તેને ખાવાનો નિષેધ કર્યો અને પછી તે ચતુરે પોતાના હાથમા એક રત્ન રાખી તેને દેખાડ્યું. તેણે પણુ ધૂર્તપણુાને લીધે તર્ક કરીને જાણ્યું કે—"આ પુરૂષ મને એવું કહે છે કે—જો તુ મને રત્ન લાવી આપે, તો આ ફળો હું તને આપું." આ પ્રમાણે જાણી ફળમાં લુબ્ધ થયેલી તેણે શીઘ્રપણે સમુદ્રમાં પ્રવેશ કરી રત્ન લાવી તેને આપ્યું, એટલે તેણે પણુ તે-ણીને ફળ આપ્યાં. તે જળમાનુષી જેટલાં રત્નો તેને લાવીને આપતી હતી, તેટલાં ફળો તેણીને સિદ્ધદત્ત દેતો હતો. જેને જે વસ્તુ દુર્લભ હોય, તેને તે વસ્તુની ઇચ્છા હોય છે. આ પ્રમાણે જળમા-નુષીની સાથે ક્રયવિક્રય કરતાં સિદ્ધદત્તે જાણે નવો પર્વત હોય તે-ટલાં રત્નનો સમૂહ એકઠો કર્યો. તે રત્નોવડે વહાણુ પૂર્ણ ભરીને

કુશળતાથી તે પોતાના નગરમાં આવ્યો. ત્યાં અવિવેકીપણાને લીધે રાજાને થોડી ભેટ કરી. તેથી રત્નવીર રાજા રત્નનો લોભ લાગવાથી કોપાયમાન થયો, અને તેથી કરીને પોતાના સીપાઈઓને આજ્ઞા આપી તેનું વહાણુ રોકાવ્યું. તે અવિવેકી સિદ્ધદત્તે પહેલાં મહાજન સાથે પણ સારાસારી રાખી ન હોતી, તેથી તેનાવતી મહાજને પણુ તે વિષયમાં રાજાને કાંઈ પણુ વિજ્ઞપ્તિ કરી નહીં. " હવે હું શું કરૂં ? ક્યાં જાઉં ? કયો ઉપાય કરૂં ? " ઇત્યાદિક ચિંતાથી આકુળ વ્યાકુળ થઈને તેણે મહા કષ્ટે કરીને બાર દિવસ નિર્ગમન કર્યા. તેરમે દિવસે રાજાને પોતાને જ સદ્બુદ્ધિ ઉત્પન્ન થઇ કે—"આ પારકાં રત્નો લોભથી મારે ગ્રહણુ કરવાં યોગ્ય નથી." એમ વિચારી તેણે તેના વહાણુ ઉપરથી પોતાની આજ્ઞા પાછી ખેંચી તેનું વહાણુ મુક્ત કર્યું. શું પોતાની મેળે જ અત્યંત ભરતીમાં આવેલા સમુદ્રને બીજો કોઇ નિવારી શકે ? પછી હર્ષ પામેલા સિદ્ધદત્તે વહાણુમાંથી મણિના સમૂહો ઉતારી પોતાના ઘરમાં ધાન્યના કોઠારની જેમ તેના મોટા કોઠાર ભર્યા. પછી તે રત્નોને વેચીને તેણે છાસઠ કરોડ સોનામહોરો ઉપાર્જન કરી, પરંતુ તે સર્વ ધન જાણે કે કોઈ ભૂતે અધિષ્ઠિત કર્યું હોય તેમ દાન ભોગ રહિત જ રહ્યું. જેમ ચંદ્રને તેનું કલંક દૂષિત કરે છે, સમુદ્રને ખારાપણું દૂષિત કરે છે, ધર્મને મિથ્યાત્વ દૂષિત કરે છે, રૂપને કુશીળપણું દૂષિત કરે છે, અનીતિ રાજ્યને દૂષિત કરે છે, અને કાંજી દૂધને દૂષિત કરે છે, તેમ તે અવિવેકીની કૃપણુતાએ તેની લક્ષ્મીને દૂષિત કરી. જાણે કાંઈ કલંકને લીધે તેને નાત બહાર કર્યો હોય તેમ તે ખર્ચના ભયને લીધે મહાજનના સમૂહમાં કદાપિ જતો નહોતો. જેમ બ્રાહ્મણુની પુરી (શેરી) પાસે ચંડાળ જઈ શકતો નથી, તેમ દુષ્ટ બુદ્ધિવાળો તે અધર્મી કદાપિ ધર્મશાળાની સમીપે પણુ નીકળતો નહોતો. લક્ષ્મી રૂપી મદિરાથી મત્ત થયેલો તે મહાજનને એક તૃણુ સમાન પણુ ગણુતો નહીં, તેથી તે નિરંતર તેમની આંખે ચડ્યા હતો. તે કોઈ પણુ વખત દેવપૂજા કરતો નહોતો. સદ્ગુરૂને સેવતો નહોતો, સત્પુરૂષોનો સત્કાર કરતો ન હોતો, અને દુઃખી જન ઉપર ઉપકાર કરતો ન હોતો. કેવળ લોભની વ્યાકુળતાને

લીધે ધન ઉપાર્જન કરવાના તે તે ઉપાયમાં જ તલ્લીન હોવાથી તે પશુની જેમ પોતાના જન્મને કેવળ નિરર્થક જ ગુમાવતો હતો.

હવે અહીં ધનદત્તના ચિત્તને દેવતાએ તૈયાર કરીને આપેલો વિવેક રૂપી મણિનો દીવો સારી રીતે પ્રકાશ કરતો હતો તેથી યથા-યોગ્ય વ્યાપારવડે તે તત્કાળ ધનાઢ્ય થયો. પ્રાયે કરીને સંપત્તિ ઉપાર્જન કરવામાં વિવેક જ ચતુરાઈને ધારણ કરે છે. શુદ્ધ ભાવ-વાળો અને સદ્બુદ્ધિવાળો તે હમેશાં દેવભક્તિ કરતો હતો. કારણ કે તે ધારતો હતો કે–'દેવભકિત જ સર્વ સંપત્તિનું કારણ છે.' તત્વ અને અતત્ત્વને પ્રકાશ કરવામાં ગુરૂ જ સમર્થ છે. એમ જાણ-વાથી તે હંમેશાં મન, વચન અને કાયાની શુદ્ધિ વડે મોટી ભક્તિ પૂર્વક ગુરૂની આરાધના કરતો હતો. સર્વ પ્રકારના વહેવારમાં તે મહાજનો સાથે મળતો હતો, અને દિન–પ્રતિદિન યશ, માન અને મહાત્મ્ય વડે તે વૃદ્ધિ પામવા લાગ્યો. 'કજીયો સમગ્ર કલ્યાણ લતાને ઉન્મૂલન કરવામાં હાથી સમાન છે, તથા વિપ-ત્તિનું સ્થાન છે.' એમ જાણીને તે કોઇ પણ ઠેકાણે કજીયો કરતો નહોતો. 'અસત્ય બોલવાથી અવિશ્વાસ, અપ્રિતિ, લઘુતા, નિંદા વિગેરે કયા કયા દોષો પુષ્ટ થતા નથી?' એમ ધારીને તે કદાપિ અસત્ય વચન બોલતો નહોતો. 'ચોરી રૂપી વૃક્ષ આ ભવમાં વધ-બંધાદિક ફળને આપે છે, અને પરલોકમાં નરકની વેદના આપે છે.' એમ જાણી તે કદાપિ અદત્ત ગ્રહણ કરતો નહોતો. 'પરસ્ત્રીનું સેવન કરનાર આ ભવમાં અને પરભવમા સર્વ આપત્તિઓને પામે છે.' એમ વિચારીને તે કદાપિ અન્ય સ્ત્રીને દૃષ્ટિ વડે પણ જોતો નહોતો. નીતિને જાણનાર તે ધનદત્ત સમજતો હતો કે—'વ્યસનો દુઃખરૂપી વિષ વૃક્ષનું મૂળ છે.' તેથી તે શત્રુની જેમ તે વ્યસનથી દૂર ચાલતો હતો. 'આ વિનયાદિક ગુણો જ પુરૂષોને શોભાવે છે, અને અલંકારનો સમૂહ તો ભારભૂત છે.' એમ ધારીને તે વિનયાદિક ગુણોનોજ આદર કરતો હતો. 'ધનનું દાન દેવાથી યશ અને મોક્ષ રૂપ ફળ પ્રાપ્ત થાય છે. તથા ભોગવવાથી તો તે મળ–મૂત્ર રૂપ થાય છે.' એમ ધારીને તે ન્યાયોપાર્જિત ધનનું આવક પ્રમાણે દાન

કરતો હતો. આ પ્રમાણે તે નિરંતર સર્વ ઠેકાણે સદાચારનું જ આચરણ કરતો હતો, તેથી તેનું દર્શન સર્વ લોકને પ્રિય લાગતું હતું.

એકદા તે નગરમાં કોઈ પરદેશી વણિક કોઈક મઠમાં રોગની પીડાથી મરણ પામ્યો. કારણકે મૃત્યુ પ્રાણીઓને સહજ હાથમાં જ રહેલું છે. તેનો અગ્નિસંસ્કાર કરવા માટે મહાજન તથા ધનદત્ત એકઠા થયા. સત્પુરૂષો સર્વત્ર ઉચિત કરવામાં તત્પર હોય છે. ત્યાં સિદ્ધદત્તને બોલાવ્યા છતાં પણ તે આવ્યો નહીં. પાંચ માણસોમાં જે ન આવે, તેનાથી બીજો કોઇ જડ–મૂર્ખ નથી. પછી તે વણિકજનો તે શબને લઈ શ્મશાનમાં ગયા. ત્યાં તેમણે વનના કાષ્ઠો વડે ચિતા રચી; પરંતુ તે મરનારની જ્ઞાતિ અજાણી હોવાથી તેને કોઈ અગ્નિ મુકનાર મળ્યું નહીં. પ્રાયે કરીને આવી વિધિમાં સ્વજનોનો જ અધિકાર હોય છે. ત્યારે મહાજને તે વિધિ કરવા માટે ધનદત્તને કહ્યું. 'કામ કરવાની આજ્ઞા આપવામાં સર્વ કોઈ ઉત્સુક–ડહાપણવાળા હોય છે.' 'પંચનું વચન માનવું જોઇએ.' એમ વિચારીને ધનદત્તે તેમનું વચન અંગીકાર કર્યું; ત્યારે બીજા સર્વે દૂર જઇને એક વૃક્ષની છાયામાં બેઠા. પછી ચિતામાં શબને સુવાડીને ધનદત્ત તેનાં વસ્ત્ર દૂર કરવા લાગ્યો, તેટલામાં તેણે લૂગડાને છેડે દૃઢ બંધનવાળી ગાંઠ જોઈ. તે ગાંઠ છોડીને તેણે જોયું, તો જાણે કે મૂર્તિમાન તેના પુણ્યના સમૂહો હોય એવા પાંચ દેદીપ્યમાન મણિઓ પ્રગટ થયા. તે જોઈ તેણે વિચાર્યું કે–"આ પારકું દ્રવ્ય મારે સર્વથા પ્રકારે લેવું ઉચિત નથી. કેમકે પરદ્રવ્યનું ગ્રહણ બન્ને લોકમાં હિતકર નથી." આ પ્રમાણે વિચારી તત્ત્વાર્થને જાણનાર તે ધનદત્ત તેનું સર્વ કાર્ય શીઘ્રપણે કરીને મહાજન પાસે આવ્યો, અને તે રત્નો તેમને દેખાડીને કહ્યું કે—"આ રત્નો શબના વસ્ત્રે બાંધેલાં હતાં. હું અદત્તને ગ્રહણ કરતો નથી, માટે તમે ગ્રહણ કરો." તેનો આવો સંતોષ જોઇને મહાજનો વિસ્મય પામ્યા, અને પ્રીતિ પૂર્વક બોલ્યા, કે-"હે વત્સ! આ રત્નો તુંજ ગ્રહણ કર. અમોએ તને જ આપ્યા છે, તેથી તે ગ્રહણ કરવામાં તને અદત્તગ્રહણથી ઉત્પન્ન થતું પાપ લાગશે નહીં." ત્યારે તે પણ બોલ્યો કે—"જેનો સ્વામી મરણ પામ્યો હોય, તેવી વસ્તુનો સ્વામી રાજા જ હોય છે. તેથી

તમારો આ રત્નો આપવાનો અધિકાર નથી. " એમ બોલીને તેણે તે રત્નો બળાત્કારે મહાજનના હાથમાં મૂક્યાં. પછી સર્વે જનો સ્નાન કરી પોતપોતાને સ્થાને ગયા. ત્યાર પછી આ વૃત્તાંત સાંભળીને રાજા પણ વિસ્મય પામ્યો અને પ્રસન્નતા પૂર્વક તે રત્નો મહાજન પાસેથી લઇ પોતે જ ધનદત્તને આપ્યાં. જે મનુષ્ય શુદ્ધ અંતઃકરણ પૂર્વક પરનું અદત્ત ધન લેતો ન હોય, તેને અદ્ભુત સંપત્તિઓ ચોતરફથી આવી આવીને શીઘ્રપણે પોતાની મેળે જ વરે છે. પછી ધનદત્તે તે રત્નો પાંચ લાખ સોનામહોરો વડે વેચી યથાયોગ્ય પ્રમાણે દાન, ભોગ અને વેપાર વિગેરેમાં તેનો ઉપભોગ કર્યો.

એકદા વેપાર કરવાની ઇચ્છાથી ધનદત્તને પોતાનો દિવસ ચડતો છે કે પડતો છે ? તે જાણવાની ઇચ્છા થઈ. તેથી તેણે વિચાર્યું કે-" જેમ અલ્પ ભોજન કરવાથી તેનું અજીર્ણ પણ અલ્પ જ થાય છે, અને જેમ થોડે ઉંચેથી પડીયે તો થોડી વેદના થાય છે, તેમ થોડા કરીયાણાનો વેપાર કરવાથી ખોટ પણ થોડી આવે છે. " આ પ્રમાણે વિવેક આવવાથી તેણે એક બકરી વેચાતી લઈ વનમાં ચરવા મૂકી. તે બકરી જાણે કે તેના પૂર્વ કર્મના વૈભવને શોધતી હોય તેમ અહીં તહીં ચરવા લાગી. પછી તે જ દિવસે તે બકરીને એક વરૂએ મારી નાંખી. એ જ પ્રમાણે તેણે બે ત્રણ વાર બકરી મૂકી, તો તે પ્રમાણે થયું. તેથી તેણે પોતાનો પડતો દિવસ જાણી વિશેષ પ્રકારનો કાંઇ પણ વેપાર કર્યો નહીં. ડાહ્યા પુરૂષો સારા નબળા અવસરનો નિશ્ચય કરીને પછી કાર્યમાં યત્ન કરે છે. પછી કેટલોક કાળ ગયા પછી ફરીથી તેણે બકરી ખરીદ કરીને વનમાં ચરવા મૂકી, ત્યારે તે દિવસે બકરી વીયાણી. એ જ પ્રમાણે જે જે બકરીને તેણે ખરીદ કરી, તે તે તરત જ વીયાવા લાગી; તેથી થોડા દિવસમાં જ તેને ઘેર બકરીઓનું મોટું ટોળું થયું. આ પ્રમાણે પોતાનો ચડતો દિવસ માનીને તેણે પહેલે દિવસે જ પરદેશથી આવેલા કરીયાણાને પાંચ લાખ સોનામહોર વડે ખરીદ કર્યાં. પછી સાતમે દિવસે ત્યાં અન્ય દ્વીપમાંથી કોઇ વહાણનો વેપારી આવ્યો, તેને તેણે તે સર્વ કરીયાણું વેચાતું આપ્યું. તેમાં તેને બમણો લાભ મળવાથી તે દશ લાખનો સ્વામી

થયો. પોતાનું કર્મ ( દૈવ ) અનુકૂળ હોય તો સંપત્તિ કાંઈ પણ દુર્લભ નથી. આ પ્રમાણે નિરંતર વહેતી પાણીની નીક સમાન વાણિજ્ય ( વેપાર ) વડે તેની ઋદ્ધિ ઉદ્યાન લક્ષ્મીની જેમ નિરંતર વૃદ્ધિ પામવા લાગી. અનુક્રમે તે બાર કરોડ સુવર્ણનો સ્વામી થયો. પુણ્યે જેની સહાય કરી હોય એવું વાણિજ્ય ( વેપાર ) ખરેખર કલ્પવૃક્ષ જ છે.

એકદા ધનદત્તે અને સિદ્ધદત્તે માર્ગમાં કોઈ ઠેકાણે રાજાના પુત્રને તથા સામંતના પુત્રને કલહ કરતા જોયા. તે જોઈ " દાવાનળની જેમ કલહની પાસે ઉભા રહેવું યોગ્ય નથી. " એવી બુદ્ધિથી ધનદત્ત નરકની જેવા તે બન્નેને દૂરથી જ ઓળંગી ગયો. " શું એમનો કલહ કે તેઓ પોતે ઉછળીને આપણને ચોટી જશે ? " એવી ઉદ્ધત બુદ્ધિથી સિદ્ધદત્ત તેમની પાસે ગયો. તેને જ તે બન્નેએ પોતાના ન્યાય અન્યાયમાં સાક્ષી રૂપ કર્યો, અને તે બન્ને વિવાદ કરતા કરતા રાજા પાસે ગયા. બન્નેએ પોતાનો ન્યાય અને બીજાનો અન્યાય છે એમ રાજાને કહ્યું, ત્યારે રાજાએ 'આ બાબતમાં સાક્ષી કોણ છે ?' એમ પૂછવાથી તેઓએ સિદ્ધદત્તનું નામ આપ્યું. ત્યારે સિદ્ધદત્તને બોલાવી રાજાએ તેમની હકિકત પૂછી, તે વખતે બુદ્ધિ વિનાના તે સિદ્ધદત્તે માન્ય કરવા લાયક રાજપુત્રનો અન્યાય અને સામંતના પુત્રનો ન્યાય કહ્યો. તે સાંભળી રાજાએ ક્રોધથી તે સાક્ષીને ખોટો પાડ્યો, અને અખંડિત આજ્ઞાવાળા રાજાએ તેનો વીશ કરોડ દ્રવ્યનો દંડ કર્યો. તે સિદ્ધદત્ત સર્વનો દ્વેષી હોવાથી નગરના કોઈ પણ માણસે તેનો પક્ષ કર્યો નહીં. કેમકે જે મહાજનનો વિરોધી હોય, તે સુખલક્ષ્મીનો સંબંધી ( ભોગવનાર ) હોતો નથી.

એકદા મનોહર રૂપવાળા તે બન્ને ( ધનદત્ત અને સિદ્ધદત્ત ) રાજમાર્ગમાં જતા હતા. તે વખતે તેમણે પોતાના મહેલની બારીમાં બેઠેલી રતિશ્રી નામની મંત્રીની પત્નીને જોઈ. તેણીએ તે બન્ને ઉપર અત્યંત અનુરાગ મોહ ( પ્રીતિ ) ધારણ કર્યો. ખરેખર નદી, વીજળી અને સ્ત્રીને વિષે સ્થિરતા હોતી નથી. તેઓએ પણ મનોહર વેષને ધારણ કરીને બેઠેલી તેણીને જોઈ. ચક્ષુ પોતાના વિષયમાં આવેલા રૂપને જોયા વગર રહી શકે નહીં. ખરેખર શુદ્ધ બુદ્ધિ

રૂપ ધનવાળા ધનદત્તે વિચાર્યું કે—" સરાગ દૃષ્ટિવડે પરસ્ત્રીની સન્મુખ જે જોવું, તે પણ બન્ને લોકને વિરોધી છે. "એમ વિચારી જેમ ઉદ્વેગ કરનાર શત્રુથી, ભયંકર સર્પથી અને પ્રચંડ તપતા સૂર્યથી દૃષ્ટિને ખેંચી લે, તેમ તેણીની ઉપરથી દૃષ્ટિ ખેંચી લઈને તે આગળ ચાલ્યો. અને કામદેવથી અંધ થયેલો સિદ્ધદત્ત તો ઉંચી દૃષ્ટિ રાખી તેણીની સન્મુખ જ જોતો જાણે પૃથ્વીમાં થાંભલો ખોડ્યો હોય તેમ સ્થિર ઉભો રહ્યો. તેણીની સાથે વારંવાર હાસ્યાદિક કરતા તે નિર્લજ્જને સીપાઇઓએ જોયો, તેથી તત્કાળ તેને પકડી બાંધી તેનો અન્યાય જણાવવા પૂર્વક રાજાને સોંપ્યો. કેમકે રાજા આ ભવમાંજ પાપીઓને શિક્ષા કરનાર છે. રાજાએ પણ તેના પર કોપ કરી તેનો દશ કરોડ દ્રવ્યનો દંડ કર્યો. અન્યાયવંતના ઘરમાં લક્ષ્મી સ્થિર રહેતી નથી. આ પ્રમાણે વિવેક રહિતપણાને લીધે સિદ્ધદત્તનું ધન ઓછું થતું ગયું, અને વિવેકને લીધે ધનદત્તનું ધન નિરંતર વૃદ્ધિ પામવા લાગ્યું.

એકદા ધનદત્તને ઘેર એકાંતમાં કોઈ વેપારી આવ્યો, તેણે તેને કરોડ કરોડ મૂલ્યનાં દશ રત્નો દેખાડ્યો. તે જોઈ ધનદત્તે તેને પૂછ્યું કે 'આનું શું મૂલ્ય છે ?' ત્યારે તેણે તેના દશ હજાર રૂપીયા મૂલ્ય કર્યું. તે સાંભળીને બુદ્ધિમાન ધનદત્તે મનમાં વિચાર્યું કે—" આ રત્નો તો ઘણાં મૂલ્યવાળાં છે, અને આ તો તેનું અલ્પ મૂલ્ય કહે છે, તેથી ખરેખર આ ક્યાંઈથી ચોરીને લાવ્યો જણાય છે. ચોરે આણેલી વસ્તુને જે ગ્રહણ કરે, તે ચોરની જેટલા જ દંડનુ પાત્ર થાય છે. " આ પ્રમાણે વિચારીને ઘણો લાભ જોયા છતાં પણ ધનદત્તે તે રત્નો લીધાં નહીં. ત્યાર પછી તે વેપારીએ સિદ્ધદત્ત પાસે જઇ તેને તે રત્નો દેખાડ્યાં. તેણે મોટો લાભ જોઇ એકાંતમાં તે રત્નો વેચાતાં લીધાં. કૂટ ( ખોટો ) વેપાર કરતો લોભી તે વણિક લાભને જ જુએ છે, પરંતુ દૂધ પીતો બિલાડો જેમ દંડ ( લાકડી ) ને જોતો નથી, તેમ તે રાજ દંડને જોતો નથી. એકદા તે ચોરને નગરના આરક્ષકોએ પકડ્યો, અને તેને પૂછ્યું કે—" લોકોનું ચોરેલું ધન ક્યાં છે ? તે કહે. નહીં તો તારૂં મરણ આવ્યું જાણ. " એમ કહીને તેઓએ તેને અત્યંત માર્યો, ત્યારે તેણે ચોરેલું સર્વ ધન

દેખાડયું. તે સર્વ પોતપોતાનું ઓળખીને લોકોએ લઈ લીધું. પછી તેઓએ તેનો આક્ષેપ ( તિરસ્કાર ) કરીને કહ્યું કે—" અરે ! રાજાના ખજાનામાંથી લીધેલાં રત્નોને કેમ ઓળવે છે ? " ત્યારે તે સ્પષ્ટ રીતે બોલ્યો કે—" તે રત્નો મેં પ્રથમ ધનદત્તને દેખાડયાં હતાં, પરંતુ કોઈ પણ કારણને લીધે તેણે જાણે કાંકરા હોય એમ ધારીને તે લીધાં નહીં, પછી મેં તે રત્નો સિદ્ધદત્તને દેખાડયાં, ત્યારે તે લોભીએ એકાંતમાં મને દશ હજાર રૂપીયા આપીને તે મારી પાસેથી લીધાં છે. " ( તે સાંભળીને કોટવાળો તેને રાજા પાસે લઈ ગયા, અને તેને સર્વ હકીકત જાહેર કરી. ) તે સાંભળીને ક્રોધ પામેલા રાજાએ સિદ્ધદત્ત પાસેથી કેવળ તે રત્નોજ લીધાં એટલુંજ નહીં પરંતુ તેના ઘરનું સર્વ ધન લઈ લીધું. રાજાનો ક્રોધ અત્યંત ભયંકર હોય છે. ત્યાર પછી સિદ્ધદત્ત દારિદ્ર વડે અત્યંત પરાભવ પામ્યો. અવિવેકને લીધે આ લોકમાં પણ શું શું દુઃખ પ્રાપ્ત થતું નથી ? તેથી દુઃખ ગર્ભિત વૈરાગ્યને લીધે તેણે તાપસની દીક્ષા ગ્રહણ કરી. કેમકે અવિવેકી માણસ પરલોકનું સારૂં સાધન કરી શકતો નથી. પછી રાજાએ સ્વચ્છ બુદ્ધિવાળા ધનદત્તને પણ બોલાવીને પૂછયું કે—" તેં કેમ રત્નો લીધાં નહીં ? " ત્યારે તેણે જેવી હતી તેવી સત્ય હકિકત જાહેર કરી કે—" હે સ્વામી ! તે મનુષ્યે મારી પાસે એકાંતમાં આવીને મને તે રત્નો બતાવ્યાં, તે શંકા સહિત વાત કરતો હતો, તથા તેણે તેનું ઘણું અલ્પ મૂલ્ય મને કહ્યું આ વિગેરે હેતુથી ચોરીને આણેલાં આ રત્નો છે એમ મને નિશ્ચય થવાથી મેં તે લીધાં નહીં. " તે સાંભળી–"અહો ! આની બુદ્ધિ કેવી શુદ્ધ છે ? અને અહો આનું વ્રત કેવું તીવ્ર છે ? " આ પ્રમાણે તેની પ્રશંસા કરી રાજાએ પણ તેનું અમાન ( ઘણું ) સન્માન કર્યું. વ્યસનાદિકમાં આસક્તિ રહિત અને વિવેકથી વેપાર કરતા તે ધનદત્તની લક્ષ્મી મેઘવડે લતાની જેમ નિરંતર વૃદ્ધિ પામતી હતી.

એકદા તે રત્નવીર રાજાની સભામાં એક ધૂર્ત કરોડ કરોડના મૂલ્યવાળાં પાંચ રત્નો લઈને આવ્યો. તેણે સભાસદોને કહ્યું કે—" સમુદ્રમાં કાદવ અને પાણી એ બન્નેમાં શું થોડું છે ? અને

શું વધારે છે ? આ વિષેનો નિશ્ચય કહો. જે આ બાબતનો નિર્ણય કરે, અને મને પણ પ્રતીતિ ઉપજાવે–કબૂલ કરાવે તેને હું આશ્ચર્ય પામવા પૂર્વક આ પાંચ રત્નો આપી દઉં." તે સાભળી તેને જવાબ દેવામાં તીક્ષ્ણ બુદ્ધિવાળાઓ પણ મૂઢ થઈ ગયા, અને કોણે પોતાનું મન સંદેહ રૂપી હીંચોળામાં ન હીંચકાવ્યું ? પછી દેવીના પ્રસાદથી વિકસ્વર બુદ્ધિવાળો ધનદત્ત બોલ્યો કે–"સમુદ્રમાં કાદવ અધિક છે, અને પાણી થોડું છે, એમ તું નિશ્ચે જાણ. જો તને મારા વચન પર વિશ્વાસ ન આવતો હોય, તો ગંગા વિગેરે નદીઓનો પ્રવાહ સમુદ્રમાં જતો અટકાવીને પછી તેના પાણીનું માન કર, અને ત્યારપછી કાદવનું પણ માન કરી લે. જો કાદવથી વધારે પાણી થાય, તો હું તને પાંચ કરોડ સુવર્ણ આપું." આ પ્રમાણે તેણે ધૂર્તને ઉત્તર રહિત કરી જીતી લીધો. પછી રાજાની આજ્ઞાથી ધનદત્તને તેણે પાંચે રત્નો આપ્યાં.

એકદા તે નગરમાં મનોહર રૂપવાળો, દેદીપ્યમાન અલંકારને ધારણ કરનાર અને નવા યૌવન વયવાળો કોઈ કપટનો નિધિ મહેભ્ય-( વણિક ) સાર્થવાહ બનીને આવ્યો, અને બાર કરોડ સુવર્ણના ધનવાળી અનંગસેના નામની ગણિકાને ઘેર ગયો. તેને જોઈ કપટ કરવામાં અદ્વિતીય ચતુર તે ગણિકા પણ તેને ધનાઢ્ય જાણી ચાટુ વચન કહેવા લાગી, અને વિવિધ પ્રકારની ચેષ્ટા કરવા પૂર્વક બોલી કે—"અહો ! આજે મારાં અગણ્ય પુણ્યો ઉદયમાં આવ્યાં, કે જેથી કરીને મારે ઘેર જંગમ કલ્પવૃક્ષ રૂપ તમે પધાર્યા. આજે રાત્રિના છેલ્લા પહોરે મને સ્વપ્ન આવ્યું હતું, તેમાં જાણે કોઇ દેવ પ્રસન્ન થયો હોય તેમ તમારી પાસેથી મને બાર કરોડ સુવર્ણ મળ્યું હતું, તે મારે તો અત્યારે સત્ય થયું. પરંતુ લોકોક્તિ તો અન્યથા પ્રકારે છે કે સ્વપ્નમાં પ્રાપ્ત થયેલી વસ્તુ કોને સાચી રીતે મળી છે ?" તે સાંભળીને હાજર જવાબ દેવાની બુદ્ધિવાળા તે ધૂર્તે તેણીને કહ્યું કે–"હે ભદ્રે ! તેં સાચું જ કહ્યું છે. કેમકે સાંભળ—મારે તારે ઘેર બાર વર્ષ સુધી રહેવું છે, એમ કહીને મેં આજે તારા ઘરમાં સ્વપ્નમાં બાર કરોડ સુવર્ણ ( સ્થાપણ –અનામત ) મૂક્યું છે. વળી સૌંદર્ય, ચતુરાઈ અને પ્રીતિ વિગેરે

તારા ગુણોને આધીન થયેલો હું તારે ઘેર જીવિત પર્યંત પણ રહીશ, પરંતુ હમણાં કોઈ સાર્થ દેશાંતરમાં જાય છે, અને ત્યાં અત્યંત લાભ થવાનો સંભવ છે. તેથી તેની સાથે જવા માટે હું તૈયાર થયો છું. કેમકે જ્યાં લાભનો સંભવ હોય ત્યાં વાણિયાઓ કદાપિ આળસુ હોતા નથી. તો હે પ્રિયા! હમણાં તું મને તે બાર કરોડ સુવર્ણ પાછું આપ કેમકે મુડી વિના દૂર દેશમાં વેપાર થઈ શકતો નથી. વેપાર કરીને હું તત્કાળ અહીં જ પાછો આવીશ કેમકે આ તારા કામણ વડે હું તને આધીન થયેલો છું." તે સાંભળીને તે ગણિકા તેને જવાબ આપી શકી નહીં, તેણીની સર્વ આશા તે ધૂર્તે વ્યર્થ કરી, તેથી ફાળ ચૂકેલી વાનરીની જેમ તે અત્યંત વિલખી ( લજ્જાળુ ) થઈ પછી વારંવાર વિવાદ કરતો તે તેણીને ચૌટામાં લઈ ગયો. તેનાથી અત્યંત ઉદ્વેગ પામવાથી તેણીએ નગરમાં પડહ વગડાવ્યો કે—"જે આ મારા વિવાદને ભાંગે, તેને હું કરોડ દ્રવ્ય આપીશ." તે સાંભળી દ્રવ્યના લોભથી ઘણા લોકો તે બાબતમાં ઉપાયો કરવા લાગ્યા; પરંતુ કોઈ પણ તે વાદ ભાંગવા સમર્થ થયું નહીં. છેવટે ધનદત્તની બુદ્ધિ આ વિષયમાં પણ અસ્ખલિતપણે પ્રવર્તી. તેણે એક હાથમાં બાર કરોડ સુવર્ણની કીંમતવાળાં બાર રત્નો રાખ્યાં, અને બીજા હાથમાં અરિસો રાખ્યો, તે અરિસામાં તે રત્નોનું પ્રતિબિંબ પાડીને ધૂર્તને કહ્યું કે—"હે ભદ્ર! આ દર્પણમા દેખાતાં રત્નોને તું લઈ લે." તે સાંભળી ધૂર્ત ક્રોધ સહિત બોલ્યો કે—"આ પ્રતિબિંબવાળાં રત્નો વડે શું? ( તે શી રીતે લેવાય? )" ત્યારે ધનદત્ત પણ બોલ્યો કે—"હે ભદ્ર! શું તેં લોકોક્તિ સાંભળી નથી કે—પુરૂષની જેવી ભાવના હોય તેવી તેને સિદ્ધિ થાય છે. જેવો પ્રાસાદ હોય તેવી જ તેમાં પ્રતિમા પણ હોય છે, અને જેવા દેવ તેવી તેની પત્રિકા—પૂજા પાત્રી પણ હોય છે. એજ રીતે તેં જે પ્રમાણે આને ઘેર સ્વપ્નમાં ધન આપ્યું છે, તેજ પ્રમાણે આ તને પાછું આપે છે, કેમકે સ્વપ્ન અને પ્રતિબિંબ એ બન્નેમાં કાંઈ પણ તફાવત નથી." તે સાંભળીને ધૂર્ત વિલખો થઈ પોતાને સ્થાને જતો રહ્યો. ગણિકાએ પણ હર્ષ પામીને ધનદત્તને કોટિ સુવર્ણ આપ્યું આ પ્રમાણે

વિવેકરૂપ કલ્પવૃક્ષ વડે ધનદત્તનું ધન અનુક્રમે વૃદ્ધિ પામ્યું, તેથી તે પંચાવન કરોડ સુવર્ણનો સ્વામી થયો.

એકદા રાજાની આજ્ઞાથી નગરના આરક્ષકોએ એક ચોરને કારાગૃહમાં નાંખ્યો હતો. પાપીઓનું શાસન કરનાર રાજા જ હોય છે. તે ચોર ક્ષુધા તૃષા વિગેરે દુઃખોને સહન કરી મરણ પામ્યો, અને અકાળ નિર્જરાને લીધે તે રાક્ષસ થયો. તરત જ તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ કર્યો, તો પોતાને રાજાએ દુઃખ આપ્યું જાણ્યું, તેથી તેને કોપ થયો, અને સિંહ જેમ હાથીને પકડે તેમ તેણે હણવા માટે રાજાને પકડ્યો, જેમ કસાઇ બકરાને અંત્યદશા પમાડે, તેમ તે રાક્ષસે તેને અંત્યદશાએ પહોંચાડ્યો. ત્યારે પુરના લોકો સર્વ એકઠા થઈ તેને પ્રસન્ન કરવા કહેવા લાગ્યા કે–"હે દેવ! પ્રસન્ન થા. ન્યાયમાર્ગે ચાલનારા અમારા સ્વામીને મૂકી દે. તારી ઈચ્છા પ્રમાણે બીજું બળિદાન અમે તને આપીએ." તે સાંભળી તે રાક્ષસ બોલ્યો કે—"જો કોઈ વીર પુરૂષ પોતાના શરીરનું બળિદાન આપે તો હું આ રાજાને મૂકી દઉં.", તે સાંભળીને સર્વે લોકોનાં ચિત્ત કાયર ( બીકણ ) થયાં, અને દાન દેવા વખતે કૃપણ માણસની જેમ તેઓ નીચા મુખવાળા થયા. ત્યારે પરોપકાર કરવામા રસિકતાવાળા ધનદત્તે તેને કહ્યું કે—"હે દેવ! હું મારૂં શરીર બળિદાનરૂપ કરૂં છું. તું રાજાની ઉપર વક્રતાને તજી દે." તે સાંભળી તેના સત્ત્વથી પ્રસન્ન થઇ રાક્ષસે રાજાને મૂકી દીધો. મહાત્માઓનું સત્ત્વ સ્વપરના ઉપકાર કરવામાં જ વ્રતવાળું હોય છે. પછી તે રાક્ષસે જતી વખતે હર્ષવડે ધનદત્તને બાર કરોડ સુવર્ણ આપ્યું. પરોપકારી માણસને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે. રાજા પણ અત્યંત હર્ષ પામ્યો, તેને ઘણે પ્રકારે પહેરામણી આપી, અને હર્ષથી સર્વ વેપારીઓમાં તેને મુખ્ય કર્યો. વિવેક રૂપી કામકુંભ વડે ધનદત્તનું ધન વૃદ્ધિ પામ્યું, અને તે અડસઠ કરોડ સુવર્ણનો સ્વામી થયો.

એકદા રત્નવીર રાજા વસંત ઋતુમાં અંતઃપુર સહિત આનંદથી નગરની બહાર ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. ત્યાં ક્ષણવાર ગીત

સાંભળવા વડે, ક્ષણવાર નૃત્ય જોવા વડે અને ક્ષણવાર વનની લક્ષ્મી જોવાવડે ક્રીડા કરતાં ત્યાં જ મધ્યાન્હ સમય થયો, તેથી પાકશાળાના અધિકારીઓએ દાળ, ચોખા વિગેરે મનોહર રસોઈ ત્યાં જ શીઘ્રપણે તૈયાર કરી. એવામાં દેવભદ્ર નામનાં આચાર્ય શ્રેષ્ઠ મુનિઓના પરિવાર સહિત બાર યોજનના અરણ્યમાં સાર્થની સાથે વિહાર કરતા હતા, તેઓ દૈવયોગે સાર્થથી ભૂલા પડ્યા. પરંતુ સ્વાર્થથી ભૂલા પડયા નહોતા, તૃષાથી પીડા પામ્યા, પરંતુ લોભથી પીડા પાંમ્યા નહોતા, તપસ્યાને લીધે તેઓ શરીરે દુર્બળ થયા હતા, પરંતુ તે સાધુના ગુણસમૂહ વડે પુષ્ટ હતા, બહારથી મળ સહિત હતા, પરંતુ અંતઃકરણમાં નિર્મળતાથી શોભતા હતા, બહારના અટવીના માર્ગમાં ચાલવાથી થાકી ગયા હતા, પરંતુ મુક્તિમાર્ગે ચાલવામાં થાકી ગયા નહોતા, સૂર્યના તાપથી તપી ગયા હતા, પરંતુ કોઇના પર કોપ કરીને તપ્યા નહોતા, ક્ષુધાને લીધે તેમની સ્થિતિ ખરાબ થઈ હતી, પરંતુ એષણાની ગવેષણા કરવામાં સ્વસ્થ–સાવધાન હતા, તથા તેમણે ત્રણ દિવસે અટવીનું ઉલ્લંઘન કર્યું હતુ, પરંતુ ભવરૂપી અટવીને હવે ઓળંગવાના હતા,- એવા કેટલાક મુનીશ્વરો પોતાના ગુરૂથી વિખૂટા પડેલા ત્યાં આવ્યા, તેઓને જોઈ રાજા અત્યંત આનંદ પામ્યો, અને હર્ષના આવેશથી તેમની સન્મુખ ગયો, તેમને તેણે નમસ્કાર કર્યા, અને ઘણો આગ્રહ કરીને પોતાના આવાસમાં તેડી લાવ્યો. પછી ભક્તિપૂર્વક રાજાએ તે મુનિઓને ઘણા ભોજનને માટે તથા પોતાના ભાવની જેવું સ્વચ્છ ઘણું ચોખાનું જળ લેવા માટે નિમંત્રણ કર્યું. મુનિઓએ પણ તે જળ પ્રાસુક જાણીને પોતાનું નાંદી પાત્ર ( તુંબી–જળપાત્ર ) ધર્યું. તેને રાજાએ જળવડે પૂરી દીધું, અને પોતાના આત્માને સુકૃત વડે પૂરી દીધો. શ્રીદેવી વિગેરે તેની નવે પ્રિયાઓએ આદર સહિત શુભ ભાવ પૂર્વક તેઓને ભક્ત પાન (ભોજન) વહોરાવ્યું તે વાપરીને મુનિઓ સ્વસ્થ થયા, અને મોક્ષના કારણરૂપ વિવિધ પ્રકારના સંયમયોગ સાધવાને વિષે સમર્થ થયા. પછી સાંજને સમયે રાજા અંતઃપુર અને પરિવાર સહિત મુનિઓ પાસે ગયો, અને તેમને સર્વને નાના મોટાના અનુક્રમથી વિશેષ ભક્તિથી

વંદના કરી. તેઓએ પણ પાપને નાશ કરનારી ધર્માશિષ વડે તેને પ્રસન્ન કર્યો. પછી મોટા સાધુએ રાજાની પાસે પુણ્ય માર્ગનો ઉપદેશ કર્યો કે—

સર્વ જીવો સુખની અભિલાષા કરે છે, અને દુઃખના ઉપર દ્વેષ કરે છે. તેમાં એકાંતપણે સુખની પ્રાપ્તિ અને દુઃખનો ક્ષય માત્ર મોક્ષમાં જ છે. તે મોક્ષ મેળવવાના બે માર્ગો સર્વજ્ઞોએ સારી રીતે દેખાડયા છે. તેમાં પહેલો માર્ગ યતિધર્મ છે. તેમાં સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ હોય છે. તે માર્ગમાં સારી રીતે દાખલ થયેલા ( યતિમાર્ગ—ક્ષમાદિક દશ વિધ ધર્મને યથાર્થ પામેલા ) પ્રાણીઓ એક અંતર્મુહૂર્ત માત્રમાં પણ મરૂદેવી માતાની જેમ મોક્ષપદને પામે છે. પરંતુ પાંચ મેરૂ પર્વતની જેવા પાંચ મહાવ્રતો કે જે પૂર્વના મહા ધીર પુરૂષોએ ધારણ કર્યા છે, તે કાતર ( કાયર—સુખશીલ—પુરૂષાર્થહીન ) પુરૂષોવડે દુઃખે ધારણ કરી શકાય તેવા છે, પૃથ્વીના ભારની જેવા મોટા અઢાર હજાર શીલાંગના ભારને વહન કરવા કયો મનુષ્ય સમર્થ હોય ? દેવ, તિર્યંચ અને મનુષ્યના કરેલા ભયંકર ઉપસર્ગોને, બુભુક્ષા ( ક્ષુધા ) વિગેરે બાવીશ દુઃસહ પરીસહોને અને જગતનો જય કરવામાં પ્રવીણ તથા ચક્રવર્તી અને ઈંદ્રાદિકથી પણ ન જીતી શકાય તેવા રાગ દ્વેષ રૂપી મોટા સુભટોને જીતવા કોણ સમર્થ છે ? આથી કરીને જ મહા ધૈર્યવાળા, પોતાના શરીરની પણ અપેક્ષા રહિત અને દૃઢ વ્રતવાળા પુરૂષો જ આ માર્ગે જવા સમર્થ થાય છે. બીજો શ્રાવક ધર્મ છે. તેમાં દેશથી સાવદ્ય ( પાપ ) વ્યાપાર વર્જવાના હોય છે. આ ધર્મને પણ પ્રાણી અત્યંત કર્મની લઘુતા થાય ત્યારે જ પામી શકે છે. કારણ કે આયુષ કર્મને વર્જીને બાકીના સાત કર્મોની સ્થિતિ એક કોટાકોટી સાગરોપમથી ન્યૂન જેટલી જ્યારે થાય ત્યારે ભવ્ય પ્રાણીઓ સમકિતને પામે છે. તેટલી સ્થિતિમાંથી પણ પલ્યોપમ પૃથક્ત્વ એટલે બેથી નવ પલ્યોપમની સ્થિતિનો ક્ષય કરે ત્યારે શુદ્ધ પરિણામ થવાથી દેશવિરતિ પ્રાપ્ત થઈ શકે છે. તે વિષે આગમમાં કહ્યું છે કે—

" सम्मत्तम्मी ( म्मिउ ) लद्धे पलिय पहुत्तेण सावओ होइ ।
चरणोवसमखयाणं, सागरसंखंतरा हुंति ॥ "

" સમકિત પામ્યા પછી બેથી નવ પલ્યોપમ જાય ત્યારે શ્રાવક ( દેશ વિરતિવાળો ) થાય છે. અને ત્યારપછી સંખ્યાતા સાગરોપમ જાય ત્યારે ચારિત્રાવરણનો ક્ષયોપશમ થાય છે, એટલે ક્ષાયોપશમિક ભાવનું સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત થાય છે. "

કોઈ કોઈ વિરલા શ્રાવકો જ આ દેશવિરતિ ધર્મનું આરાધન કરીને એકાવતારી[1] થાય છે, અને ઉત્કર્ષથી તો દેશવિરતિનું પાલન કરનારાઓ આઠ ભવની અંદર આઠે દુષ્ટ કર્મોનો ક્ષય કરી સિદ્ધિપદને પામે છે. આ દેશવિરતિ ધર્મના તેરસો કરોડ ભેદો છે. તેથી કરીને વિવેકી જનોએ સમકિત સહિત આ ધર્મ સુખે કરીને સેવવા લાયક છે.

આ પ્રમાણે સાંભળીને રાજાએ તે ગુરૂ પાસે શ્રાવકધર્મ અંગીકાર કર્યો. વિદ્વાનો પોતાની શક્તિ પ્રમાણે જ ( કંઈપણ વ્રત નિયમાદિક ) અંગીકાર કરે છે. તેની નવે સ્ત્રીઓએ પણ હર્ષથી તે ધર્મ ગ્રહણ કર્યો. જે સ્ત્રી પતિના સદાચરણને અનુસરે નહીં, તે ખરાબ સ્ત્રી જાણવી. ત્યારપછી રાજા મુનીશ્વરને નમસ્કાર કરી પોતાને ઘેર ગયો, અને મુનિઓ પણ અનુક્રમે પોતાના ગુરૂની સમીપે ગયા. રાજા વિશુદ્ધપણે શ્રાવક ધર્મનું પાલન કરવા લાગ્યો. કેમકે ઉત્તમ પુરૂષો અંગીકાર કરેલા વ્રતને પાળવામાં પ્રમાદ કરતા નથી: ત્યારપછી તે રાજા ( રત્નવીર ) મરીને હે રાજા ! તું ( રત્નપાળ ) થયો છે. શ્રાદ્ધ ધર્મના પ્રભાવથી તમે આવી રાજ્યની સંપત્તિ પામ્યા છો. તુંબીપાત્ર માત્ર જળનું દાન કરવાથી રસનું તુંબડું તમને પ્રાપ્ત થયું છે. કેમકે સુપાત્રને થોડું પણ આપ્યું હોય, તો તે મોટી સંપત્તિ આપનાર થાય છે. તે સિદ્ધદત્ત તાપસવ્રતનું પાલન કરીને તમારો જય નામનો મંત્રી થયો છે. કારણ કે અજ્ઞાન તપનું ફળ એટલું જ હોય છે. તમે તેનું વહાણ બાર દિવસ સુધી રોકી રાખ્યું હતું, તેથી બાર વર્ષ સુધી તેણે આ ભવમાં તમારૂં રાજ્ય ગ્રહણ કર્યું. શ્રીદેવી વિગેરે જે નવ સ્ત્રીઓ તમારે પૂર્વ જન્મમાં હતી, તે જ આ ભવે પણ શૃંગારસુંદરી વિગેરે સ્ત્રીઓ થઈ છે. આ

---

[1] વચમાં એક સ્વર્ગ–વિમાનાદિ સંબંધી દેવાદિક ભવ કરી પછી મનુષ્ય ભવ પામીને મોક્ષે જાય તે.

શૃંગારસુંદરીએ આ ભવથી સો ભવ પહેલાં કાયોત્સર્ગ રહેલા કોઇ મુનિના ઉપર ધૂળ નાંખીને તેને ઉપદ્રવ કર્યો હતો, તે કર્મવડે આ દુઃસહ વેદના પ્રાપ્ત થઇ. કોટિ કલ્પવડે પણ કરેલાં કર્મનો ભોગવ્યા વિના ક્ષય થતો નથી. ધનદત્તનો જીવ મરીને તે પરદેશી શ્રાવક થયો, કે જેની તેં સેવા કરી હતી. તે આ ભવે મરીને દેવ થયો, અને તારા ઉપર તેણે ઘણો ઉપકાર કર્યો. પૂર્વ જન્મમાં કનકમંજરીએ ચાકરને " અરે ! કોઢીયા ! કેમ કામ કરતો નથી ? " અને ગુણમંજરીએ " અરે આંધળા ! કેમ દેખતો નથી ? " એમ આક્રોશપૂર્વક કહ્યું હતું. તે કર્મવડે આ જન્મમાં તે બન્ને તેવી દુર્દશાને પામી હતી. વચનવડે પણ બાંધેલું કર્મ કાયા વડે જ ભોગવાય છે. હે રત્નપાળ રાજા ? સુપાત્રને કરેલા જળદાન રૂપ તારો કલ્પવૃક્ષ જન્મ પર્યંત અત્યંત અદ્ભુત મનુષ્ય સંબંધી સુખ સંપત્તિની પરંપરા વડે પુષ્પવાળો થયો છે, અને હવે શીઘ્રપણે તે તને મોક્ષ સુખની લક્ષ્મીવડે ફળદાયી થશે.

આ પ્રમાણે અમૃતને ઝરનારી ગુરૂની વાણી સાંભળી ઉત્કૃષ્ટ વૈરાગ્ય રંગને પામી પ્રાણીઓની શુભાશુભ કર્મની સ્થિતિને જાણી રત્નપાળ રાજાએ પોતાના રાજ્યપર પોતાના પુત્રને સ્થાપન કરી, તેવા તેવા શ્રેષ્ઠ મોટા ઉત્સવો પૂર્વક નવે સ્ત્રીઓ સહિત દીક્ષા અંગીકાર કરી. તે રાજર્ષિ ઘણા વર્ષો સુધી નિરતિચારપણે ચારિત્રના પાલન સાથે સેંકડો ઉગ્ર તપસ્યાનું આચરણ કરી સર્વ સ્ત્રીઓ સહિત દેવગતિ પામ્યો, ત્યાંથી ચવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ મોક્ષ પદ પામશે. હે ભવ્ય પ્રાણીઓ ! આ પ્રમાણે સત્ય વિચારવડે મનોહર અને મુનિને જળદાન કરવા રૂપ પુણ્યવડે દેદીપ્યમાન શ્રી રત્નપાળ નામના રાજાનું અદ્ભુત ચરિત્ર સાંભળીને તે જળનું દાન કરવામાં નિરંતર વિધિપૂર્વક પ્રયત્ન કરો, કે જેથી સમગ્ર લક્ષ્મીઓ તમને વરવા માટે તત્કાળ ઉત્સુકતા ધારણ કરે.

इति अष्टमः प्रकाशः





# નવમો પ્રકાશ.



જે ણે જીવાનંદના ભવમાં મુનિની ચિકિત્સા કરવાથી પોતાના ભાવરોગની ચિકિત્સા કરી હતી, તે શ્રી યુગાદીશ ( આદિનાથ ) લક્ષ્મીને માટે થાઓ. હવે ઔષધ દાન નામનો [1]ધર્માર્થ દાનમાં રહેલો છઠ્ઠો ભેદ કહેવાય છે. તેથી અક્ષય સુખ (મોક્ષ સુખ) પ્રાપ્ત થાય છે. મુનિઓને ધર્મનું આરાધન કરવામાં મુખ્ય સાધન શરીર જ છે. તે શરીર જો વ્યાધિ રહિત હોય તો ધર્મનું આરાધન સારી રીતે સાધી શકાય છે. મુનીશ્વરોને પણ પૂર્વના કર્મને લીધે વ્યાધિ થવાનો સંભવ છે, તેથી તે વ્યાધિનો નાશ કરવા માટે બુદ્ધિમાન પુરૂષે તેઓને વિધિ પ્રમાણે ઔષધનું દાન આપવું જોઈએ. જે ઉદાર બુદ્ધિવાળો પુરૂષ હર્ષપૂર્વક સાધુઓને બંધુઓની જેમ ચિકિત્સા કરે છે, તે પુરૂષ વાસ્તવિક રીતે જોતાં ધર્મતીર્થનોજ ઉદ્ધાર કરે છે, એમ જાણવું. ધર્મ સંબંધી સર્વ પ્રકારનાં દાનોમાં આ ઔષધ દાનનીજ મુખ્યતા છે. કેમકે પોતે અરિહંતેજ આનું માહાત્મ્ય ઉત્કૃષ્ટ કહ્યું છે. તે વિષે આગમમાં કહ્યું છે કે— . .

"હે ભગવાન! જે ગ્લાન સાધુની વૈયાવચ્ચ કરે તે પુરૂષ ધન્ય છે? કે જે આપના દર્શનને અંગીકાર કરે તેને ધન્ય છે?" (જવાબ) "હે ગૌતમ! જે પુરૂષ ગ્લાનની પરિચર્યા ( સેવા ) કરે છે તે મારા દર્શનને અંગીકાર કરે છે—પામે છે, અને જે મારૂં દર્શન પામે છે, તે ગ્લાનની પરિચર્યા કરે છે. કેમકે અરિહંતના દર્શનમાં આજ્ઞાનું શરણ કરવું એજ સાર—તત્ત્વ છે. તેથી કરીને હે ગૌતમ! એમ કહેવાય છે કે જે ગ્લાનની પરિચર્યા કરે છે, તે મારા દર્શનને અંગીકાર કરે છે."

---

1 ઉપષ્ટંભ દાનનો.

નિર્મળ અંતઃકરણવડે મુનિની તુચ્છ ( જેવી તેવી ) ચિકિત્સા કરી હોય તો પણ તે તિર્યંચોને પણ તત્કાળ આશ્ચર્યકારક સંપત્તિ આપે છે. પહેલાં દ્વારકા નગરીમાં જેનો પૂર્વ ભવ વૈતરણી વૈદ્યનો હતો એવો એક વાનર વિંધ્યાચળ પર્વતની અટવીમાં યૂથનો નાયક ( થઈ ) રહેતો હતો. ત્યાં એકદા કોઇ મુનિ આવ્યા, તેનો પગ કાંટાથી વીંધાયેલો હતો, તે મુનિને જોઈ જાતિ સ્મરણ જ્ઞાન થયું, તેથી શુભ ભાવવાળા તે વાનરે ભક્તિપૂર્વક વિશલ્યા નામની ઓષધિવડે મુનિને શલ્ય રહિત કર્યા, પછી સમ્યક્ પ્રકારે અનશન કરી મૃત્યુ પામી તે મુનિની ચિકિત્સાના પ્રભાવથી સહસ્રાર દેવલોકમાં અઢાર સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. જે પુરૂષ મુનિઓને પ્રાસુક ઔષધનું દાન કરી તેમને નીરૂજ ( રોગ રહિત ) કરે છે, તે ધન્ય પુરૂષ શીઘ્રપણે પોતાના આત્માને નીરૂજ ( મોક્ષ ) સ્થાનમાં લઇ જાય છે. પહેલા તીર્થંકરે ( ઋષભદેવ સ્વામીએ ) પ્રથમ વૈદ્યના ભવમાં મુનિના કોઢની ચિકિત્સા કરવામાં તેવા પ્રકારના તેલનું દાન કરવાથી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું હતું, તે વૈદ્યના મિત્રોએ સહાય કરી હતી, તેથી તેઓ ઉત્કૃષ્ટ લક્ષ્મી પામ્યા હતા, તથા એક વણિકે ચંદન અને કંબલ આપ્યા હતા, તે તેજ ભવે મોક્ષ પામ્યો હતો. સાધુને રોગ રહિત કરવાથી તે સાધુ જે જે ધર્મ ક્રિયા કરે, તે તે ક્રિયાના અંશ ( ભાગ ) ને તે સાજો કરનાર અવશ્ય પામે છે. જે પુરૂષ અખંડિત ભાવથી યતિઓને ઔષધદાન કરે છે, તે અદ્ભુત અને અખંડિત લક્ષ્મીને પામે છે. અને ખંડિત ભાવથી આપે તો ખંડિત લક્ષ્મીને પામે છે. આ ઉપર વિવિધ પ્રકારના આશ્ચર્યકારક વૃત્તાંતવડે મનોહર ધનદત્તના મોટાભાઈ ધનદેવની કથા સાંભળો—

આ પૃથ્વીપર અદ્ભુત સંપત્તિનું સ્થાન સિંહલદ્વીપ નામનો દ્વીપ છે, તે જાણે કે સમુદ્રના જળમાં સ્વર્ગજ આવીને પ્રતિબિંબ રૂપે રહ્યું હોય એમ તર્ક કરાય છે. તેમાં શૂરતાવડે શોભતો અને મનુષ્યોમાં સિંહ સમાન સિંહલેશ્વર નામે રાજા હતો. તે હાથીના જેવા દુર્જય શત્રુઓને ત્રાસ પમાડનાર હતો. વિષ્ણુને લક્ષ્મીની જેવી અને ઇંદ્રને ઇંદ્રાણી જેવી તેને સિંહલદેવી નામની

પ્રિયા હતી. શ્રી કૃષ્ણે લક્ષ્મી ( રૂકિમણી ) ને વિષે જેમ પ્રદ્યુમ્ન ઉત્પન્ન કર્યો હતો, તેમ તેણે તેણીને વિષે અધિક તેજસ્વી પુત્ર ઉત્પન્ન કર્યો. ઉગતા ( બીજના ) ચંદ્રની જેમ તે કુમાર લીલા માત્રથી જ સમગ્ર કલાઓને શીખી ગયો, પરંતુ દોષના લેશ પણ સંબંધને તે પામ્યો નહોતો. જેમ સૂર્ય કમળને વિકસ્વર કરે તેમ યૌવન વયે તેનું રૂપ વિકસ્વર કર્યું, તેથી તેમાં નિરંતર સ્ત્રીઓનાં નેત્રો રૂપી ભ્રમરની શ્રેણી વિલાસ કરતી હતી. તેનું વક્ષઃસ્થળ[1] બુદ્ધિની સાથે વિશાળતાને પામ્યું, તેના બે સ્કંધ કીર્તિની સાથે સ્થૂળતાને પામ્યા, તેનાં બે નેત્રો ગુરૂ ( પિતા ) ની વાણી સાથે કર્ણના મૂળમાં વિશ્રાંતિ પામ્યાં, તેના બે હાથ ( કરતલ) પુરજનોની સાથે રાગને[2] પામ્યા. તેના બે બાહુ માહાત્મ્યની સાથે પુષ્ટતાને પામ્યા, તથા તેની ડાઢી મૂછ પરાક્રમની સાથે ઉત્પન્ન થઈ. જેમ પદ્મને ભમરાઓ ઘેરી લે, તેમ સૌભાગ્ય રૂપી સુગંધના સમૂહે બોલાવેલા સમાન રૂપવાળા અનેક કુમારો તેના મિત્ર થઈને તે કુમારને હર્ષથી ઘેરી લેતા હતા.

એકદા વસંત ઋતુમાં તે કુમાર પરિવાર સહિત[3] જયંતની જેમ ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. વનની મધ્યે રહેલો તે રાજપુત્ર જાણે કે ઉદ્યાનમાં ઉતરેલા વસંતને મળવા આવેલો સાક્ષાત્ કામદેવ હોય તેમ શોભવા લાગ્યો. નેત્રરૂપી મૃગલાઓની વાગુરા ( જાળ ) સમાન વન લક્ષ્મીને તે જોતો હતો, તેટલામાં તેણે દૂર રહેલા નિકુંજ ( લતામંડપ )ની અંદર પ્રસરતો દીન શબ્દ સાંભળ્યો. તુરત જ ધૈર્યવાન તે કુમાર તે શબ્દની પાછળ દોડ્યો. કેમકે મહા પુરૂષો અન્યના પ્રાણનું રક્ષણ કરવામાં તત્પર હોય છે. જેટલામાં તે કુમાર ત્યાં ગયો, તેટલામાં તેણે કોઈ કન્યાને કઇ દિશામાં જાઉં એવા વિચારથી વ્યાકુળ થઈ નાસતી જોઈ. તેણીની પાછળ ઉંચી સૂંઢ કરીને જાણે યમરાજ જ હોય એવો એક મદોન્મત્ત હાથી તેણીને હણવાની ઇચ્છાથી દોડતો હતો, તે કન્યા પણ "હે માતા ! તું ક્યાં છે ? હે

---

૧ વક્ષઃસ્થળ અને બુદ્ધિ બંન્ને વિશાળતાને પામ્યા એમ જાણવું.

૨ હસ્તતળ રાતા થયા, અને પુરના લોકો તેનાપર પ્રીતિવાળા થયા.

૩ ઈંદ્રનો પુત્ર.

પિતા ! તું ક્યાં છે ? હે કુળદેવી ! તું ક્યાં ગઇ ? આવા મારા દુઃખની વખતે તમે મારાથી દૂર કેમ થયા ? હે વનદેવી ! કોઇ શૂરવીર શિરોમણિને તું શોધી લાવ, કે જે બંધુ ( સંબંધી )ની જેમ આ વિકટ સંકટમાંથી મને બચાવે. હે જગતના ચક્ષુ ( સૂર્ય ) ! મારૂં રક્ષણ કર. રક્ષણ કર. આ વનનો હાથી મને યમરાજને ઘેર પહોંચાડે છે. તેથી મારૂં રક્ષણ કર. કારણ કે તું જગતનો સાક્ષી છે." આ પ્રમાણે ગદ્ગદ્ સ્વરે વિલાપ કરીને વનના પશુઓને પણ રોવરાવતી હતી, તેણીના નેત્રો ઝરતા અશ્રુના પૂરથી વ્યાપ્ત હતાં, અને ત્રાસ પામેલી જાણે મૃગલી હોય, તેમ તે સર્વ દિશાઓમાં દૃષ્ટિ નાંખતી હતી. આવી અવસ્થાવાળી તેણીને જોઇને તે દયાળુ કુમારે વિચાર્યું કે—"અહો ! આની આવી દુષ્ટ અવસ્થા કેમ થઇ ? અન્ય પ્રાણીની વિપત્તિને જોઇને જેનું ચિત્ત કૃપાળુ થતું નથી, તેવા માતાની યુવાવસ્થાને નાશ કરનાર પુત્રને તેની માતા જન્મજ ન આપો. સર્વ કોઇને વિપત્તિરૂપી સમુદ્રમાંથી પોતાની શક્તિથી બહાર કાઢવો તે મહા પુરૂષોને ઉચિત છે, તો એક અબળાને વિપત્તિમાંથી મુક્ત કરવી તેમાં તો શું કહેવું ?" આ પ્રમાણે વિચાર કરી તે બોલ્યો કે—"હે કમલાક્ષી ! તું ભય પામીશ નહીં, હું તારૂં રક્ષણ કરનાર છું. મેં રક્ષા કરવા અર્થે દીક્ષા લીધી છે તેથી તારે યમરાજથી પણ ભય રાખવો નહીં. જો, એક લીલા માત્રમા જ આ મદોન્મત્ત હાથીને હમણાં જ હું દૂર કરૂં છું." આ પ્રમાણે કુમારે પ્રથમ તેણીને વચનામૃત વડે જ જીવાડી. પછી હાથીને શિક્ષા આપવામાં વિચક્ષણ તે કુમારે તે હાથીને ક્ષણવાર ક્રીડા કરાવી, અને તેને અત્યંત ત્રાસ પમાડી પોતાનું સિંહ નામ સત્ય કરી બતાવ્યું. તેનું તેવા પ્રકારનું પરાક્રમ જોઇ તે કન્યા વિસ્મય પામી, આનંદ પામી, અને પોતાના પ્રાણનો રક્ષક થવાથી તેને પોતાના સ્વામી તરીકે માનવા લાગી. પછી જાણે કે મૂર્તિમાન જયલક્ષ્મી હોય એવી તે કન્યાને સાથે લઇ બંદીજનો વડે ગુણોની સ્તુતિ કરાતા તે કુમારે રાજા પાસે જઇ તેને નમસ્કાર કર્યા. રાજાએ તે વૃત્તાંત સાંભળી અત્યંત પ્રસન્ન થઇ તેની પ્રશંસા કરી, અને તે કન્યાનું અદ્ભુત રૂપ જોઇ

હૃદયમાં વિસ્મય પામ્યો. આ અવસરે પુત્રીનું વૃત્તાંત સાંભળી તેનો પિતા ધનમિત્ર શ્રેષ્ઠિ મનમાં આનંદ પામ્યો અને રાજા પાસે આવી તેને તેણે નમસ્કાર કર્યા. પુત્રીને કુમાર ઉપર રાગવાળી જોઈ શ્રેષ્ઠીએ તે કુમારને આપી, ત્યારે રાજાએ શુભ દિવસે મોટા ઉત્સવ પૂર્વક કુમારની સાથે તેને પરણાવી. ત્યાર પછી દેવાંગનાને પણ તૃણ સમાન કરનારી ( રૂપથી જીતનારી ) તે ધનવતી પ્રિયાની સાથે રતિની સાથે કામદેવની જેમ તે કુમાર શોભતો હતો. તે અદ્ભુત ચરિત્રે કરીને મેઘ વડે કરીને નદીની જેમ તેની કીર્તિ ચોતરફથી ભરપૂર થઈ. સાકર જેમ દૂધને વિશેષ કરે, તેમ પ્રસરતી તેની કીર્તિએ લોકો વડે હંમેશાં પીવાતા તેના લાવણ્ય રસને વિશેષ વૃદ્ધિ પમાડ્યો. તે કુમારને જોવા માટે ગવાક્ષોમાંથી નીકળેલાં સ્ત્રીઓનાં મુખના સમૂહો વડે શોભતું આકાશ જાણે કે લાખો ચંદ્રવાળું હોય એવું લોકોએ જોયું. તે કુમાર નગરમાં ફરતો હતો ત્યારે તેને જોવા માટે ઉત્સુક થયેલી સ્ત્રીઓ અર્ધા કરેલા કામને પણ શીઘ્રપણે ત્યાગ કરતી હતી. કુમારના દર્શન રૂપ ઉત્સવથી હર્ષ પામેલી સ્ત્રીઓ ગીત સંગીતાદિક ઉત્સવોને પણ તૃણસમાન ગણતી હતી. વિકસ્વર નેત્રવાળી સ્ત્રીઓ વિશાળ દૃષ્ટિ વડે તે કુમારને જોતી હતી, તેની સ્તુતિ કરતી હતી, અને તેના ગુણ ગાતી હતી. તોપણ બુદ્ધિમાન તે કુમાર મુનીશ્વરની જેમ તેઓને વિષે જરા પણ રાગ કરતો નહોતો. પરંતુ તેને જોવાની ઈચ્છાથી તે સ્ત્રીઓ નિરંતર જતી હોવાથી ઘરનાં કાર્યો સીદાતાં હતાં. તેથી તેઓના પુરૂષો અત્યંત ખેદ પામ્યા. અને તેઓએ એકાંતમાં જઈને રાજાને તે વિજ્ઞપ્તિ કરી. કેમકે પ્રજાઓ ન્યાયમાર્ગના પથિક સમાન રાજાને પિતા તુલ્ય માને છે. ત્યાર પછી જ્યારે કુમાર રાજાને નમવા આવ્યો ત્યારે રાજાએ તેને કહ્યું કે—“ હે વત્સ ! બહાર ફરવાથી તારૂં શરીર ક્લેશ પામે છે, વળી ઇચ્છા પ્રમાણે અટન કરવાથી શીખેલી કળાઓ પણ ભૂલી જવાય છે, તેથી તારે ઘરમાં જ રહીને કળાનો અભ્યાસ કર્યા કરવો. ” તે સાંભળીને-પિતાની આજ્ઞાથી પવિત્ર થયેલા બે ત્રણ દિવસ તેણે સુવર્ણના પાંજરામાં હંસની જેમ પોતાના ઘરમાં જ રહીને ક્રીડા કરી. પછી બીજે દિવસે તે ઘરની બહાર નીકળતોહતો,

તે વખતે દરવાજામાં રહેલા પ્રતીહારે તેને જવાનો નિષેધ કરી કહ્યું કે—“ હે સ્વામી ! આપને ઘરમાંજ રહેવાની રાજાએ આજ્ઞા કરી છે. ” તે સાંભળીને કુમાર ચિત્તમાં ચકિત થયો, અને આગ્રહ પૂર્વક સ્પષ્ટ સવિસ્તર હકિકત પૂછી, ત્યારે દ્વારપાળે સત્ય વાત તેની પાસે પ્રગટ કરી. તે સાંભળી કુમારનાં નેત્રો લજ્જાથી મંદ થયાં, અને તે પ્રતિહારને વાણીવડે યોગ્યતા પ્રમાણે સંતોષ પમાડી પોતાના ઘરમાં પાછો આવ્યો. પછી તે બુદ્ધિમાને વિચાર કર્યો કે—“ અહો ! કર્મના ઉદયની વિચિત્રતા આશ્ચર્યકારક છે, કે જેથી કરીને [1]દુષિત ધાતુની જેમ મારો ગુણ પણ દોષની પ્રાપ્તિને માટે થયો. અનર્થના સ્થાનરૂપ આ મારા સુંદર રૂપને ધિક્કાર છે, કે જેથી પોપટની જેમ આવી બંધનની આપત્તિને હું પામ્યો. અહો ! પિતાની ચતુરાઇ બેહદ છે, અને તેની ગંભીરતા અદ્ભુત છે, કેમકે તેણે મને બહુ માન પૂર્વક સ્વેચ્છાએ ફરતો અટકાવ્યો. બીજા પુત્રો પિતાને પ્રીતિ કરનાર થાય છે, અને હું તો પુરજનોનો ઠપકો અપાવવાથી તેના ચિત્તને સંતાપ કરનાર થયો. આજથી મારે નગરની અંદર ચાલવું યોગ્ય નથી. કેમકે પિતાની આજ્ઞાનો લોપ કરવાથી પાપની પ્રાપ્તિ થાય. પરંતુ બાંધેલા પશુની જેમ હું કેટલા દિવસ ઘરમાં ને ઘરમાં નિર્ગમન કરીશ ? તેથી કલંકવાળા પુરૂષની જેમ મારે પરદેશમાં જવું કલ્યાણકારક છે. વળી મનુષ્યનો આત્મા સુવર્ણની જેમ પરદેશ રૂપી કસોટી ઉપર જ્યાં સુધી ઘસાતો નથી, ત્યાં સુધી તેની કાંઇ પણ કિંમત થતી નથી. કહ્યું છે કે—પૃથ્વી પર પર્યટન કરવાથી ઉત્કૃષ્ટ સંપત્તિ પ્રાપ્ત થાય છે, વિદ્વાનોનો પરિચય થાય છે, વિવિધ પ્રકારની વિદ્યા પ્રાપ્ત થાય છે, યશનો વિસ્તાર થાય છે, મનની ધીરજતા વધે છે, જૂદી જૂદી ભાષાનું જ્ઞાન થાય છે, અને પોતાની કળાની પ્રતીતિ થાય છે. પૃથ્વીનું નિરીક્ષણ કરનાર ( જોનાર ) ને કયો કયો ગુણ થતો નથી ? ” આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને તે બુદ્ધિમાન કુમાર જેટલામાં પરદેશ ગમનનો આરંભ કરતો હતો, તેટલામાં તેને પોતાની પ્રિયા યાદ આવી; તેથી તેણે વિચાર્યું કે—“ નવી પરણેલી અને મારા પર અત્યંત પ્રીતિવાળી મારી પ્રિયા અકસ્માત્ મારા વિરહ

[1] વ્યાકરણની રીતે દુષનો ગુણ કરવાથી દોષ બને છે.

રૂપી અગ્નિથી તાપ પામીને કદાચ મરી પણ જશે, તો મને સ્ત્રીહ-ત્યાનું પાપ લાગશે. તેથી મારે પ્રિયાને મનોહર વાણીવડે સમજાવીને જવું યોગ્ય છે." એમ વિચારીને તે તરતજ શયનગૃહમાં ગયો. તેને જોઇને તે હર્ષ પામી એકદમ ઉભી થઈ, અને તેને આસન આપ્યું. તેના પર બેસીને તે બોલ્યો કે—"હે દેવી! હું કૌતુક (આશ્ચર્ય) જોવાની ઇચ્છાથી દેશાંતરમાં જવા ઇચ્છું છું. તારી ઉપરની પ્રીતિના રંગને લીધે હું શીઘ્રપણે પાછો આવીશ. ત્યાં સુધી તારે અહીં સાસુની સેવામાં સાવધાન થઇને રહેવું." તે સાંભળીને તેણીનાં નેત્રો અશ્રુથી મિશ્ર થયાં, અને અત્યંત ખેદ પામીને બોલી કે—"હે સ્વામી! તમારા વિના એક ક્ષણ માત્ર પણ હું અહીં રહેવા શક્તિમાન નથી. તમારે પણ મને અહીં મૂકીને કોઈપણ ઠેકાણે જવું યુકત નથી. શું ચંદ્ર ચંદ્રિકાને છોડીને કદાપિ બીજા દ્વીપમાં જાય છે?" ત્યારે ફરીથી કુમારે પ્રિયાને કહ્યું કે—"હે દેવી! તારૂં શરીર કોમળ હોવાથી તું માર્ગમાં ટાઢ, તડકો વિગેરે કષ્ટને શી રીતે સહન કરી શકીશ? વાહન વિના તારાથી માર્ગમાં ચાલી શકાશે નહીં. તેથી તું અહીંજ રહે. સાથે આવીને મારા પગબંધન રૂપ ન થા." તે સાંભળીને તે પણ બોલી કે—"અહીં મહેલમાં રહેવાથી પણ મને તમારા વિરહનું જેવું કષ્ટ લાગશે, તેવું કષ્ટ માર્ગમા તમારી સાથે ચાલવાથી મને લાગવાનું નથી. તેથી કરીને હું તમારી સેવા વિના અહીં રહીશ નહીં, અને શરીરની છાયાની જેમ તમારૂં પગબંધન હું નહીં થાઉં." આ પ્રમાણે તેણીનો નિશ્ચય જાણી તેણીને સાથે લઇ કાર્યને જાણનાર તે કુમાર રાત્રિની સહાય વડે (રાત્રિને સમયે) નગરીની બહાર જલદી નીકળી ગયો. અનુક્રમે ચાલતાં તે સમુદ્રને કિનારે પહોંચ્યો. ત્યાં કોઇ વહાણવટીનું વહાણ હતું, તે ચાલવાની તૈયારીમાંજ હતું, તેમાં ભાડુ કરીને તે પ્રિયા સહિત તેમાં બેઠો. પછી જાણે મૂર્તિમાન વાયુજ હોય એવી ત્વરાથી વહાણ ચાલવા માંડયું. માર્ગમાં કુમાર પોતાની પ્રિયાને સમુદ્રના વિવિધ આશ્ચર્યોને દેખાડતો હતો. આગળ જતાં કલ્પાંત કાળના વાયુની જેવા દુષ્ટ વાયુના વંટોળીયામાં પડવાથી તે વહાણ ભાંગી ગયું, તે સાથે તેમાં બેઠેલા લોકોનું પૂર્વ

જન્મનું શુભ કર્મ પણ ભાંગી ગયું. તે વખતે કેટલાક લોકો હાથમાં આવેલા પાટીયાને મિત્રની જેમ બે હાથવડે ગાઢ આલિંગન કરી સમુદ્રને કિનારે પહોચ્યા. કેટલાએક વહાણના લોકો જાણે કે લોભની આકુળતાને લીધે શીઘ્રપણે રત્નો ગ્રહણ કરવા ઇચ્છતા હોય તેમ સમુદ્રની અંદર પડ્યા—ડૂબી ગયા. ધનવતી પણ પોતાના પતિની જેમ પાટીયાને આલિંગન કરી અનુકૂળ તરંગોએ કરીને કાંઠાના વનમાં પહોંચી ગઈ. ત્યાં જળકણના વરસાદને વરસાવતી પવનની કોમળ લેહેરોએ સખીની જેમ ખારા જળથી દગ્ધ થયેલી તેણીને તત્કાળ આશ્વાસન કર્યું. "મારી જેમ મારા સ્વામી પણ અહીં કોઈ ઠેકાણે આવી પહોંચ્યા હશે." એમ ધારી તેને મેળવવાની ઇચ્છાથી તે ધનવતી સમુદ્રને કિનારે ચોતરફ તેની શોધ કરવા લાગી. પરંતુ તે ચપળ નેત્રવાળીએ ખોવાયેલા ચિંતામણિ રત્નની જેમ તેને ક્યાંઇ પણ જોયો નહીં. તેથી વિરહથી વિહ્‌વળ થયેલી તે આંખમાંથી અશ્રુ મૂકતી વિલાપ કરવા લાગી કે—"હહા ! મેં પૂર્વ જન્મમાં સપત્ની ( શોક ) ની ઇર્ષ્યા વિગેરે પાપ કર્મ કર્યું હશે, તેથી કરીને આવી રીતે પતિના વિયોગનું દુઃખ મને પ્રાપ્ત થયું. હહા ! આ [1]દુસ્તર અરણ્યમાં હું એકલી કેમ પડી ? અહીં મારૂં પિતા, માતા, ભ્રાતા કે પતિ કોઇ પણ શરણ નથી. તો આ પ્રમાણે દુઃખથી દગ્ધ થયેલી મારે હવે જીવવું વૃથા છે. પતિથી વિયોગ પામેલી સ્ત્રીઓને મરણજ શરણ હોય છે." આ પ્રમાણે વિચારી તે મરવા તૈયાર થઈ, પંચપરમેષ્ઠી નમસ્કારનું ધ્યાન કરવા લાગી, પછી જેટલામાં એક વૃક્ષ ઉપર પોતાના શરીરને બાંધી લટકાવવા જાય છે, તેટલામાં ત્યાં કાષ્ઠાદિક લેવાની ઇચ્છાવાળો, બુદ્ધિમાન અને તેણીના પુણ્યકર્મે પ્રેરેલો જાણે તેણીનો બંધુ હોય એવો કોઇ શ્રાવક આવી ચડયો. તે દયાળુએ તેણીને તેવી રીતે જોઇને કહ્યું કે—"હે ભદ્રે ! આ શું આરંભ્યું ? તારે શું દુઃખ છે ? તું કોણ છે ? કહે." આ પ્રમાણે સહોદરની જેવા તેના વચનામૃતથી પ્રસન્ન થયેલી તેણે પોતાનો પતિવિયોગાદિક સત્ય વૃત્તાંત કહ્યો. ત્યારે તે શ્રાવક ફરીથી બોલ્યો કે—"ધર્મ માર્ગને સ્પર્શ કરનારા પુરૂષોને જેમ

૧ ઓળંગી ન શકાય તેવું.

અન્ય પ્રાણીનો વિનાશ કરવો યોગ્ય નથી, તેમ પોતાનો વિનાશ કરવો પણ યોગ્ય નથી. વળી પોતાના શરીરનો વિનાશ કરવાથી કાંઈ દુઃખનો ક્ષય થતો નથી, પરંતુ દુષ્કર્મનો નાશ થવાથીજ દુઃખનો ક્ષય થાય છે, કારણ કે દુઃખનું મૂળ દુષ્કર્મ જ છે, અનેક ભવમાં ઉપાર્જન કરેલાં તે દુષ્કર્મો પણ સૂર્યવડે અંધકારની જેમ ધર્મ વડે જ નાશ પામે છે. તેથી કરીને સુખનુંજ એક કારણ રૂપ ધર્મને તું નિષ્કપટપણે કર, અને તે ધર્મકાર્યમાં હું ભાઇની જેમ તારી સહાય કરીશ." તે સાંભળીને તે બોલી કે—"હે ભાઈ! તેં સત્ય કહ્યું છે. પરંતુ આવી દુર્દશાને પામેલા મારી જેવાને સમ્યક્પ્રકારે ધર્મનું આરાધન કરવું દુષ્કર છે." ત્યારે તે પણ બોલ્યો કે—"તોપણ તારે સાહસપણે મૃત્યુ કરવું યોગ્ય નથી. કારણ કે તારો પતિ કદાચ જીવતો પણ હોઇ શકે છે. તો તું મારૂં વચન સાંભળ, અને તે પ્રમાણે કર, કે અહીં સંપત્તિ વડે દેવનગર જેવું કુસુમપુર નામનું નગર છે. તેની બહાર ઉદ્યાનમાં સ્વર્ગના વિમાનની લક્ષ્મીને ગર્વ રહિત કરનાર સુંદર શ્રીમાન્ આદિનાથનું ચૈત્ય છે, અને તેની સમીપે શ્રી આદિનાથના ચરણ કમલમાં ભ્રમરપણાને પામેલી ચક્રેશ્વરી દેવીનું મંદિર છે. તે કષ્ટથી પીડા પામેલા પ્રાણીઓની વિવિધ કામનાઓને પૂર્ણ કરનાર હોવાથી તે પ્રિયમેલક તીર્થના નામથી પૃથ્વી પર પ્રસિદ્ધ થયું છે. ત્યાં તું આવ, શ્રી યુગાદીશની સેવામાં તત્પર થા, અને ચક્રેશ્વરી દેવીની પાસે દુષ્કર તપનું આચરણ કર. તારી તપસ્યાથી પ્રસન્ન થઇને તે દેવી જો કોઇ પણ ઠેકાણે તારો પતિ જીવતો હશે, તો મેળવી આપશે, અથવા તેનું વૃત્તાંત તને કહેશે. આ પ્રમાણે રાહ જોતાં જો તારો પતિ તને મળે, તો તું તેની સાથે રહીને ચિરકાળ સુધી ધર્મનું પાલન કરજે, અને જો કદાચ તેનું અકુશળ જાણવામાં આવે તો પછી મરવાનું તારા હાથમાં જ છે, અને ત્યાં સુધી કરેલો તપ તારે પરલોકનું ભાતું થશે. આ પ્રમાણે તેનું યુક્તિવાળું વચન તેણીએ અંગીકાર કર્યું. કયો પંડિત પોતાને હિત કરનારૂં વચન અંગીકાર ન કરે? પછી તે શ્રાવક પોતાની સાથે ઘણું ભોજન લાવ્યો હતો, તેમાંથી તેને પણ ભોજન કરાવ્યું, અને પછી

હર્ષથી તેણીને પ્રિયમેલક તીર્થે પહોંચાડી. ત્યાં તે ધનવતીએ વાવમાં સ્નાન કર્યું, ઋષભદેવની વિધિ પૂર્વક પૂજા કરી, પછી ચક્રેશ્વરી દેવીને નમસ્કાર કરી તેણે વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવી! જ્યારે તું મને મારો પતિ મેળવી આપીશ, અથવા તેની મને ખબર કહીશ, ત્યારે હું ભોજન કરીશ, અન્યથા નહીં કરૂં, એમ તું અવશ્ય જાણજે." આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને તે એકાગ્ર ચિત્તે ત્યાં રહી. પછી ત્રીજી રાત્રીએ અદૃશ્ય રીતે આકાશ વાણી થઈ કે—"હે સુંદર અંગવાળી! અહીંજ પ્રયત્ન પૂર્વક યુગાદીશની સેવા કરતી તું તારા પતિને મેળવીશ, તારા મનમાં તું જરા પણ અરતિ (ખેદ) કરીશ નહીં. હવે તું ભોજન કર." આ પ્રમાણે કર્ણને અમૃત સમાન વાણી સાંભળીને તેણીનું મન હર્ષ પામ્યું, અને પતિનો મેળાપ થાય ત્યાંસુધી તેણે મૌન વ્રત ગ્રહણ કર્યું, દુષ્કર તપ કરવા લાગી, [1]શીલોંછવૃત્તિવડે આજીવિકા કરવા લાગી, અને જિનેશ્વરની સેવામાં તત્પર થઇ સમય નિર્ગમન કરવા લાગી.

અહીં તે સિંહલસિંહ કુમાર પણ પાટીયું પામવાથી સમુદ્રને તરી તેના કાંઠે રહેલા વનમાં વિશ્રાંતિ લેવા બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે—"ઘર આગળ મનુષ્યોનો ઠપકો, પરદેશમાં આવી વિપત્તિ અને તેમાં પણ પ્રિયાનો વિયોગ મને પ્રાપ્ત થયો, માટે મારૂં કર્મ હમણાં વિપરીત વર્તે છે. અથવા આવો શોક કરવાથી શું ફળ? કારણકે પૂર્વ કર્મના ઉદયને લીધે મનુષ્યોને સંપત્તિ તથા વિપત્તિ પ્રાપ્ત થાય છે. તેથી ખરેખર મેં પૂર્વ જન્મમાં અખંડ પુણ્ય કર્યું નહીં હોય, કે જેથી રાજપુત્ર થયા છતાં હું આવી દશા પામ્યો. અથવા તો તત્વજ્ઞાની પુરૂષોને ત્યાં વિપત્તિજ સંપત્તિ રૂપ છે. કેમકે વિપત્તિ ભોગવવાથી પૂર્વનાં દુષ્કર્મોનો ક્ષય થાય છે." આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના મનને ધીરજ આપી, પછી ફળ વિગેરેનું ભક્ષણ કરી આજીવિકા કરી, અને પછી પૃથ્વી પર અટન કરતો તે

૧ ખેતરમાં ખળામાં વિગેરે સ્થાને વેરાએલા અનાજના દાણા વીણી તે વડે આજીવિકા કરવી તે શીલોંછવૃત્તિ કહેવાય છે, અથવા અપરિચિત ગૃહસ્થને ઘેરથી નાંખી દેવા જેવું તુચ્છ અન્ન માગી તે વડે આજીવિકા કરવી, તે પણ શીલોછવૃત્તિ કહેવાય છે.

અનુક્રમે રત્નપુર નામના નગરમાં ગયો. તે પુરમાં રત્નપ્રભ નામનો રાજા હતો. તેને સ્ત્રીઓમાં રત્ન સમાન રત્નસુંદરી નામની પ્રિયા હતી. તેમને લાવણ્ય રૂપી અમૃતની નીક સમાન રત્નવતી નામની કન્યા હતી. તેણીને જોઇને યુવાન પુરૂષો દેવાંગનાઓને તૃણ સમાન ગણતા હતા. તે કન્યા એકદા પોતાની સખીઓ સાથે હર્ષથી પ્રમદ નામના ઉદ્યાનમાં ક્રીડા કરતી હતી, તેટલામાં તેણીને કોઇ સર્પે નિર્દયપણે ડંખ માર્યો. તેના ચોતરફ પ્રસરતા વિષના તરંગો (વેગ) વડે તે નખથી શિખા પર્યંત વ્યાપ્ત થઇ, અને છેદાયેલા મૂળવાળી વેલડીની જેમ તે પૃથ્વીતળ ઉપર આળોટવા લાગી. તરતજ રાજાના આદેશથી વિષનો નાશ કરનાર વૈદ્યો આદરપૂર્વક ઘણી ઘણી ચિકિત્સાઓ વડે તેની ચિકિત્સા કરવા લાગ્યા. પરંતુ જડ પુરૂષને આપેલો ઉપદેશ જેમ વૃથા થાય, તેમ વૈદ્યોએ કરેલા તેના સેંકડો ઉપાયો નિષ્ફળ થયા. ત્યારે દુઃખથી પીડા પામેલા રાજાએ મંત્રી વિગેરેની સલાહથી નગરના ચૌટામા પ્રગટ રીતે પડહ વગડાવ્યો કે—"જે પુરૂષ મારા જીવિતથી પણ અધિક પ્રિય મારી પુત્રીને સજજ કરશે, તે પુરૂષ રતિને કામદેવની જેમ મારી પુત્રીને ઉત્સવ સહિત પરણશે, આ પ્રમાણે આઘોષણા સાંભળીને કન્યાની પ્રાપ્તિનો લાભ છતાં પણ કોઇપણ પંડિત જેમ પૃથ્વી પર રહેલો પુરૂષ ચંદ્રનો સ્પર્શ ન કરી શકે તેમ તે પડહનો સ્પર્શ કરી શક્યો નહીં. પરંતુ તે કુમારે નિઃસ્પૃહ છતા પણ દયાની બુદ્ધિથી તેનો સ્પર્શ કર્યો. કેમકે મહાત્માઓની કળા અન્યના ઉપકાર માટેજ હોય છે. તે વખતે રાજપુરૂષો પ્રીતિયુક્ત થઇને જાણે કન્યાનું મૂર્તિમાન ચૈતન્ય જ હોય એવા તેને તુરતજ રાજા પાસે લઇ ગયા. રાજા પણ તેને જોતાં જ પ્રસન્ન થયો, અને પોતાની પુત્રી જાણે જીવતી જ છે એમ માનવા લાગ્યો. પછી પ્રીતિ પૂર્વક વાતચીત કરી તેને બંધુની જેમ આનંદ પમાડી હર્ષથી કહ્યું કે—"હે વત્સ! તારી આકૃતિથીજ તારૂં સમગ્ર કળાઓમાં કુશળપણું છે એમ નિશ્ચય થાય છે. કારણ કે આકૃતિજ સમગ્ર ગુણ લક્ષ્મીની સાક્ષી છે. તો હે મહાશય! આને રોગ રહિત કરીને આખા નગરને પ્રીતિયુક્ત કર. હવે વિલંબ કરવાનો અવસર નથી." તે સાંભળી દયારૂપી પુણ્યની

બુદ્ધિવાળા તે કુમારે પોતાની પાસે રહેલા વિષને હરણ કરનાર મણિને જળવડે ધોઇ તે જળ કન્યા ઉપર છાંટયું, તરતજ તેણીનો સમગ્ર વિષનો આવેશ નાશ પામ્યો, તે સ્વસ્થતાને પામી, અને જાણે સુઇને ઉઠી હોય તેમ શીઘ્રપણે ઉભી થઇ. તે [1]કળાવાનને પોતાના પાસે જોઇ તે કન્યા પ્રીતિ યુક્ત થઇ, અને પોયણીની જેમ તેણીનાં નેત્ર રૂપ પોયણાં વિકસ્વર થયાં, તે યુક્તજ છે. પુત્રીને જીવાડેલી જોઇ રાજા આનંદ પામ્યો, અને હર્ષ રૂપી અમૃતને વરસાવનારી વાણીવડે તે કુમાર પ્રત્યે બોલ્યો કે—" જગતમાં કરૂણા રૂપી પુણ્ય કરનારા પુરૂષોને મધ્યે હું તને અગ્રેસર માનું છું. કારણ કે તારી સમગ્ર કળાઓ પરોપકાર કરવામાં જ કુશળ છે. જે પુરૂષ શક્તિમાન છતાં અન્યની પીડાને હરણ ન કરે, તે કુબુદ્ધિ જાણવો, તે કેવળ પૃથ્વી ઉપર ભારભૂત જ છે, તેવા પુત્રને તેની માતાએ જન્મ જ આપવો ન જોઇએ. હે વત્સ ! આ તારા અદ્ભુત આચરણ વડેજ તારા ઉચ્ચ કુલાદિકનો નિશ્ચય થાયજ છે. કારણ કે રત્નની ઉત્પત્તિ રત્નાકર ( સમુદ્ર ) વિના અન્યસ્થળે હોતી નથી. તોપણ હે મિત્ર ! તારા વૃત્તાંત રૂપી મધુર દૂધને ઝરનારી વાણીવડે અમારા કર્ણ રૂપી વાછરડાને તું પારણું કરાવ." ત્યારે તે કુમારે સંક્ષેપથી પોતાના પિતા વિગેરેનું નામ કહ્યુ. કેમકે સત્પુરૂષો પરની નિંદા કરવામાં જેમ મંદ (આળસુ) હોય છે, તેમ પોતાની સ્તુતિ કરવામાં પણ મંદ હોય છે. તેને સિંહલેશ્વર રાજાનો પુત્ર જાણીને તે રાજાનો હર્ષ વિશેષ વિકસ્વર થયો. પછી રાજાએ કન્યાનું પાણિગ્રહણ કરવા તેને વિનંતિ કરી. કુળવાન અને કળાવાન જમાઇ કોને ઇષ્ટ ન હોય ? તે સાંભળી પ્રિયાના વિરહથી પીડા પામેલા કુમારે તેણીનું પાણિગ્રહણ માન્ય કર્યું નહીં. કારણ કે ઉત્તમ પુરૂષો અંગીકાર કરેલી પ્રીતિને વિપત્તિમાં પણ તજતા નથી. ત્યારે ફરીથી રાજાએ તેને કહ્યું કે—" તારા જેવો સર્વ ગુણોથી પૂર્ણ પુરૂષ પુત્રીના પતિ તરીકે અગણ્ય પુણ્યથીજ પમાય છે. તેમ છતાં જો કદાચ આ કન્યાને હું તારી

[1] બીજા પક્ષમાં કળાવાન એટલે ચંદ્ર જાણવો. તેને જોઇ પોયણા વિકસ્વર થાય છે.

સાથે ન પરણાવું તો પ્રતિજ્ઞાનો ભંગ કર્યાનું પાપ મને લાગે. અથવા તો ઘણું શું કહેવું ? પરંતુ આ કન્યાજ તારા ઉપર પ્રીતિવાળી થઇ છે, અને તારાજ ઉપકારથી ખરીદ કરાયેલી છે, તેથી તે બીજાને ઇચ્છતી નથી. માટે અમૃતપાનને તુલ્ય આના પાણિગ્રહણ વડે ચિંતા રૂપી અગ્નિથી બળતા અમારા ચિત્તને તું શીતળ કર." આ પ્રમાણે અત્યંત આગ્રહ કરીને રાજાએ બળાત્કારે અતુલ મહોત્સવ વડે પવિત્ર લાવણ્યવાળી તે કન્યાને તેની સાથે પરણાવી. હસ્તમેળાપના ઉત્સવમાં પ્રસન્ન ચિત્તવાળા રાજાએ જમાઇને ઘણા હાથી, ઘોડા અને સુવર્ણ વિગેરે આપ્યું. પછી રાજાએ ચૂનાવડે ઉજ્વળ મહેલ કરાવી તેમાં પ્રીતિપૂર્વક પુત્રી સહિત જમાઇને ઉતારો આપ્યો. આ પ્રમાણે રાજાએ અનેક પ્રકારે તેનું સન્માન કર્યું, તથા તે રત્નવતીએ ભક્તિપૂર્વક તેની સેવા કરી, તોપણ ધનવતી વિના કુમારને કોઇ પણ ઠેકાણે પ્રીતિ થઈ નહીં. તેમ છતાં તેની પીડાને કોઇ પંડિત પણ જાણી શક્યો નહીં. કેમકે સત્પુરૂષોનું હૃદય સમુદ્રની જેમ[1] અથાગ હોય છે. ધનવતીના વિયોગને લીધે તે પૃથ્વીપર સંથારો કરી તેમાં સુતો, અને મુનિની જેમ નિરંતર નિર્મળ શીળનું પાલન કરવા લાગ્યો. તોપણ રત્નવતીને ઉદ્વેગ ન થાય એવા હેતુથી તે નિરંતર પ્રીતિ રૂપ અમૃતમય રસિક વાતોથી તે પ્રિયાને પણ ખુશી કરતો હતો.

એકદા પરસ્પર અમૃતધારાની જેવી પ્રેમગોષ્ઠી થતી હતી તે વખતે રત્નવતીએ પતિને પ્રીતિપૂર્વક કહ્યું કે—"હે દેવ ! સુવર્ણમય અનેક પર્યંકો છતાં મુનિની જેમ તમે આ પ્રમાણે પૃથ્વીપર કેમ શયન કરો છો ?" તે સાંભળી કુમારે વિચાર કર્યો કે—"ખરેખર આ પ્રિયાને સપત્ની ( શોક ) નું નામ સાંભળતાં જ ઇર્ષ્યા થશે. કેમકે સ્ત્રીઓને સપત્નીનું નામ પણ વિષ કરતાં અધિક કડવું લાગે છે. તેથી પોતાની લઘુતા અને બીજાને અપ્રીતિ થાય એવું વચન બોલવું યોગ્ય નથી." એમ વિચારી તે સમયને ઉચિત વચન બોલ્યો કે—"હે દેવી ! હું દેશાંતર જોવા ઘેરથી નીકળ્યો, તે વખતે માતાપિતાને જલદી મળવાની ઇચ્છાથી મેં બે અભિગ્રહો

1 તાગ ન આવે તેવું–ગંભીર.

ધાર્યો છે કે—હું જ્યાં સુધી ફરીથી માતાપિતાના ચરણકમળને ન વાંદું ત્યાં સુધી મારે શીળ પાળવું અને પૃથ્વી તળ ઉપર શયન કરવું." આ પ્રમાણે સાંભળી તે રત્નવતી પણ વિસ્મય પામી, અને બોલવામાં ચતુર એવી તે બોલી કે—"તમારી માબાપ ઉપર આટલી બધી પ્રીતિ છે, તે કોને વખાણવા લાયક ન હોય ? કોંઈક જ મહાત્માના [1]માનસમાં રાજહંસીના જેવી નિર્મળ (ઉજ્વળ) માતાપિતા પરની ભક્તિ વિલાસ કરનારી હોય છે. જે માતપિતાની સેવા વડે પવિત્ર થયો ન હોય તે કુપુત્ર જાણવો, અને જે સાસુ સસરાની ભક્તિ ન કરે તે ખરાબ વહુ જાણવી. તેથી મારૂં મન પણ તમારા માતાપિતાના ચરણ કમળની સેવા કરવા હમણાં અત્યંત ઉત્કંઠિત થયું છે. તો હે સ્વામી ! હવે પોતાના નગર તરફ શીઘ્રપણે જવાની તૈયારી કરો. એમ કરવાથી આપનો અભિગ્રહ પણ સફળ થશે." આ પ્રમાણે તેણીની વાણીની યુક્તિ સાંભળીને કુમાર વિસ્મય પામ્યો, અને બોલ્યો કે—"હા, આપણે હવે જલદી જઈશું." એમ કહી તેણીના વચનને અનુમોદના આપી, પછી તેણે મનમાં વિચાર કર્યો કે—"આટલા દિવસો ગયા, તોપણ પ્રથમની પ્રિયાના કાંઇ પણ ખબર મને મળ્યા નહીં. તો શું તે મારા વિરહની પીડાથી સમુદ્રમા જ ડુબી ગઇ ? કે પાટીયું મળવાથી કોઇ બીજા દ્વીપમાં ઉતરી ગઇ ?" આ પ્રમાણે વિચાર કરીને તેણે એકાંતમાં કોઇ નિમિત્તિયાને પૂછયું, ત્યારે તે પણ જ્યોતિષ શાસ્ત્રરૂપ નેત્ર વડે જોઇને તરત જ બોલ્યો કે—"તમારી પ્રિયા કોઇ પણ બીજા દ્વીપમાં જીવતી છે, અને તેને તમે ઉદ્યમ કરવાથી અવશ્ય મેળવશો." આવી તેની અમૃત જેવી વાણી સાંભળીને કુમાર ખુશી થયો, અને સુવર્ણના અલંકાર આપી તેને સંતુષ્ટ કર્યો. ત્યાર પછી તેણે વિચાર કર્યો કે—"હું હમણાં પરદેશમાં રહેલો છું, તેમજ આ પ્રિયાના બંધનમાં છું, તેથી પ્રિયાને મેળવવાનો શો ઉપાય કરૂં ? વળી મારા વિરહથી આતુર થયેલા મારા માતા પિતા મારી ખબર નહીં જાણવાથી નિરંતર અત્યંત દુઃખ પામતા હશે. તેથી હમણા ઘેર જઇ માતા પિતાને નમન કરી તેમની પાસે આ-

[1] મનમાં, બીજા પક્ષમાં માનસ સરોવરમાં.

પ્રિયાને મૂકી પછી તે પ્રિયાની શોધ માટે ઉદ્યમ કરૂં." એમ વિચારી તે તત્કાળ રાજા પાસે ગયો. તેને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! મારા માતાપિતાને મળવા મારૂં મન અત્યંત ઉત્કંઠિત થયું છે. તેઓ મારા વિયોગથી અત્યંત પીડા પામતા હશે. તેથી મને ઘેર જવા માટે શીઘ્ર આજ્ઞા આપો." આવો કુમારનો નિશ્ચય જાણીને રાજા બોલ્યો કે—"હે વત્સ! તેં જવાનો નિશ્ચય કર્યો હોય તો અમે તને નિષેધ કરવા શક્તિમાન નથી, તેમજ તારા વિયોગના ભયથી રજા આપવા માટે પણ સમર્થ નથી. તેથી તને એટલું જ કહીયે છીયે કે ફરીથી જલદી તારો સમાગમ અમને થાઓ." એમ કહીને રાજાએ તેને જવા માટે એક મોટું વહાણ આપ્યું, અને તે હૃદયને આનંદ આપનારા દ્રવ્ય વડે પરિપૂર્ણ ભરી દીધું. પછી દૃષ્ટિ અને મનને મનોહર લાગે તેવાં વસ્ત્રો અને દૂષણ રહિત ભૂષણો વડે રાજાએ જમાઈ તથા પુત્રીનો સારો સત્કાર કર્યો, પછી જવાની તૈયારી કરીને પુત્રી પિતાને વંદન કરવા ગઇ તે વખતે રાજાએ તેને ધરાખ જેવી મધુર વાણી વડે શિક્ષા આપી કે—"હે પુત્રી! નિરંતર સાસુ સસરાની ભક્તિ કરવી, પતિ ઉપર અકૃત્રિમ (સ્વાભાવિક) પ્રીતિ રાખવી, સપત્નીઓ ઉપર ઈર્ષ્યા રાખવી નહીં, નણંદનો વિનય રાખવો, બંધુઓ (સગા સંબંધી) ઉપર સારો સ્નેહ રાખવો, પરિવાર ઉપર વત્સલતા રાખવી, અશુભ કાર્યથી દૂર રહેવું, પુણ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરવી, પ્રિય વચન બોલવું, લજ્જાળુ થવું, તથા ઉચિતતા પ્રમાણે દાન આપવું. ઇત્યાદિક ગુણો સ્ત્રીઓને શ્વશુરને ઘેર સ્થિર પ્રતિષ્ઠા આપનાર થાય છે. સ્ત્રીઓને ઉજ્વળ શીળ જ ઉત્કૃષ્ટ મંડન છે, માટે તેનું જ નિરંતર પાલન કરવું. કેમકે તે શીળ જ આ લોક અને પરલોકની લક્ષ્મીનું પરમ કારણ છે. આ પતિવ્રતાના શુદ્ધ ધર્મોનું એવી રીતે આરાધન કરજે, કે જેથી તું પોતાના વંશ રૂપી મહેલના શિખર ઉપર ધ્વજા રૂપ થઇ શકે." ત્યાર પછી પ્રશસ્ત મુહૂર્તે કુમારે પ્રિયા સહિત માંગલિક કૃત્ય કરી રાજાને પ્રણામ કરી પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. તે વખતે રાજાએ "મારી જ જેમ આ કુમારની તારે સેવા કરવી." એમ કહીને કુમારને સહાય કરવા માટે રૂદ્ર નામના મંત્રીને કુમાર

સાથે મોકલ્યો, અને પોતે પણ સમુદ્રના કિનારા સુધી તેને વળાવા ગયો. પછી અશ્રુવડે ભીનાં નેત્રવાળો રાજા મહા કષ્ટથી પાછો વળ્યો.

હવે સિંહલસિંહ કુમાર પ્રિયા અને મંત્રી સહિત વહાણમાં બેસી સિંહલદ્વીપ તરફ જવાની ઇચ્છાથી શીઘ્રપણે ચાલ્યો. સરળ હૃદયવાળા કુમારે સર્વ કાર્ય મંત્રીને સોંપ્યું, અને પોતે પ્રિયા સહિત અદ્ભુત કૌતુક જોવા વિગેરેના કાર્યમાં ક્રીડા કરવા લાગ્યો. આ કુમાર પ્રિયા સાથે વહાણના મધ્ય ભાગમાં ઉંચે સ્થાને બેઠો હતો, તેથી તે પાલક નામના વિમાનમાં ઇંદ્રાણી સહિત બેઠેલા ઇંદ્રની જેમ શોભતો હતો. એકદા પવિત્ર લાવણ્યવાળી રત્નવતીને જોઈને દુષ્ટ આશયવાળો અને અલ્પ બુદ્ધિવાળો રૂદ્ર મંત્રી એકાંતમાં વિચાર કરવા લાગ્યો કે—" આ રત્નવતીનું મુખ સંપૂર્ણ પૂર્ણિમાના ચંદ્ર જેવું છે, બે ઓષ્ઠ શ્રેષ્ઠ ( જાતિવંત ) પરવાળા જેવા છે. દાંત નિર્મળ મોતી જેવા છે, હાથ પગના નખો મણિ જેવા છે, અને સ્તનો [1]વૈડૂર્ય રત્નથી ઢાંકેલા સુવર્ણના કલશ જેવા છે. તેથી લોકો આ સુંદર આકૃતિવાળીનું રત્નવતી નામ કહે છે, તે યોગ્ય જ છે. આ કમળના સરખા નેત્રવાળી જેના પર માત્ર હર્ષથી કટાક્ષ જ નાંખે, તો તેનો જન્મ અને જીવિત સફળ છે, તો પછી જેને તે સ્વીકાર કરે તેને માટે તો શું કહેવું ? આ કુમારની હયાતીમાં એ મારો સ્વીકાર કરે જ નહીં, તેથી આ કુમારને સમુદ્રમાં નાંખી દઈ રત્નવતીને મારી પ્રિયા બનાવું. ઘણા લાખો પ્રમાણવાળું આ વહાણમાં રહેલું સર્વ દ્રવ્ય યત્ન વિના જ મારે આધીન થશે. આ સમગ્ર પરિવાર પ્રથમથી જ મારે વશ છે, તેમ છતાં હજુ પણ વિશેષ પ્રકારનું દાન સન્માન આપીને મારે આધીન કરી દઉં. " આ પ્રમાણે નિશ્ચય કરીને તે દુષ્ટાત્મા રાહુ જેમ ચંદ્રનું છિદ્ર જુએ તેમ કુમારનો અપકાર કરવાની ઇચ્છાથી છિદ્ર જોવા લાગ્યો. રાજાના રાજ્યને ગ્રહણ કરવા ઇચ્છતા પુરૂષની જેમ તેણે સર્વ પરિવારને બમણો પગાર કરી દઇ પોતાને વશ કરી લીધો. ' આ પાપી મારા દેખતાં કુકર્મ ન કરો. ' એમ ધારીને સૂર્યે પોતાના આત્માને અસ્તાચળ પર્વત વડે ઢાંકી દીધો. સર્વ દિશા-

[1] વૈડૂર્ય રત્ન કાળા હોવાથી સ્તનની ડીંટડી સમાન કહેવાય છે.

ઓએ જાણે કે કુમારની આપત્તિ જોઇને દુઃખ પામી હોય તેમ અંધકાર વડે અત્યંત મલિનપણું ધારણ કર્યું. આપત્તિ પામેલા કુમારને જોઇને દયાળુ થયેલા તારાઓ જાણે તેનું રક્ષણ કરવા ઇચ્છતા હોય તેમ આકાશમાં ચળકવા લાગ્યા. આવી અંધારી રાત્રિએ સ્થિર અંતઃકરણવાળો કુમાર શરીર ચિંતાને માટે શય્યામાંથી ઉઠીને વહાણના પ્રાંત ભાગ ઉપર ગયો. તે વખતે છિદ્ર જોવામાં તત્પર મંત્રી તેને જોઇ હર્ષ પામ્યો, અને જાણે પોતાના આત્માને નરકમાં નાંખતો હોય, તેમ તે કુમારને તેણે સમુદ્રમાં નાંખી દીધો. આવું દુષ્ટ કાર્ય કરીને તે મંત્રી શય્યામાં સુખે સુઇ ગયો. દુષ્ટ મનવાળા પ્રાણીઓ પોતાના કુકર્મની સિદ્ધિ થાય ત્યારે અત્યંત સુખ માને છે. કેવળ એકલો લોભ જ અગ્નિની જેમ મનુષ્યોને અનર્થ કરનાર થાય છે, તો વળી અત્યંત પ્રસરતા કામદેવ રૂપી પવનથી ઉદ્ધત થયેલો તે શું ન કરે? અહીં વાસગૃહમાં રહેલી ચતુર રાજપુત્રીએ પતિના આવવાની ક્ષણવાર રાહ જોઇ, પરંતુ વિલંબ થયા છતાં તે આવ્યો નહીં, ત્યારે શંકાવાળા મન સહિત તેણીએ પોતાની સખીઓ પાસે તેની શોધ કરાવી, અને પોતે પણ શોધવા લાગી. તોપણ તેને ક્યાંઇ જોયો નહીં, તેથી તે ઉંચે સ્વરે પોકાર કરવા લાગી કે—"અરે માણસો! દોડો, દોડો, મારા પતિ કોઇક ઠેકાણે પડી ગયા." તે સાંભળી સર્વ માણસો એકઠા થઇ ગયા, અને કપટની રચના કરવામાં નિપુણ મંત્રી પણ ઉદ્વેગ સહિત 'શું થયું? શું થયું?' એમ બોલતો બોલતો આવ્યો, તથા સર્વ મનુષ્યોને કહેવા લાગ્યો કે—"કુમાર ક્યાં પડ્યા? શી રીતે પડ્યા? અરે જલદી તપાસ કરો." એ પ્રમાણે કપટના વચનની ચતુરાઇ રચવા લાગ્યો. ત્યારપછી રાજપુત્રી વિલાપ કરવા લાગી કે—"હહા! કામદેવ સરખા આકારવાળા! હહા! ઉત્તમ ગુણોવડે મનોહર પ્રાણનાથ! મને—તમારી દાસીને મૂકીને તમે ક્યાં ગયા? મારૂં શરણ એક તમે જ છો." આ પ્રમાણે આક્રંદ કરતી શોક વડે આકુળ વ્યાકુળ થયેલી તે પતિવ્રતા સમુદ્રમાં ઝંપાપાત કરવા તૈયાર થઇ, તે વખતે મંત્રીએ તેણીનો હાથ ઝાલી કોમળ વચન વડે કહ્યું કે—"હે દેવી! તું

આટલો બધો વિલાપ ન કર, મનને સ્થિર કર, આપણા સેવકો પાસે શોધ કરાવી હમણાં જ કુમારને મેળવી આપીશ, અથવા આ સમુદ્રને ઓળંગીને પછી પણ મેળવી આપીશ. કદાચ દૈવયોગે તેનું મરણ થયું હશે, તો તારા માતા પિતાની સાથે તને મેળવીશ. ત્યાં સ્વજનોની સંમતિ લઇ જેમ ઇચ્છામાં આવે તેમ કરવું, પરંતુ હમણાં જ પ્રાણ ત્યાગ કરવો યોગ્ય નથી. કારણ કે બીજું કોઇપણ કાર્ય સહસા વિચાર્યા વિના કરવું ન જોઇએ, તો પછી સહસા મરણ કરવું કેમ ઉચિત હોય ? વળી હમણાં જ મરવાથી પણ તે પતિ મળી શકતો નથી. કેમકે પ્રાણીઓની ગતિ પોતપોતાના કર્મને લીધે ભિન્ન ભિન્ન હોય છે, અને જીવવાથી તો કદાચ તું તારા પતિને પામી શકશે. કેમકે જીવતો નર ભદ્ર પામે છે એવું તેં શું નથી સાંભળ્યું ?" આ પ્રમાણે માયા વડે સંસ્કાર કરેલા શાંતિના વચનો વડે મંત્રીએ તેને આશ્વાસન પમાડી, ત્યારે તેણી મરતાં અટકી, અને વિરહના દુઃખમા મગ્ન થઈને રહી. પછી મંત્રીએ માયાવડે ખલાસીઓ પાસે જળમાં કુમારની શોધ કરાવી, પરંતુ તેનો કાંઇ પણ પત્તો લાગ્યો નહીં, કેમકે તેને દૂર પાડ્યો હતો. પછી 'તે કુમાર કદાચ સમુદ્રને કિનારે પહોંચ્યો હશે.' એમ રાજપુત્રીને કહી તેણે નાવિકો પાસે વહાણ શીઘ્રપણે ચલાવ્યું. માર્ગમાં રત્નવતીના ચિત્તને પ્રસન્ન કરવા માટે તે માયાવી પૂર્વના નાનપણથી જ પરિચયને લીધે પ્રીતિપૂર્વક આલાપ વિગેરે કરવા વડે વિવિધ ઉપાયો કરવા લાગ્યો. એકદા રત્નવતી પતિના વિયોગથી વારંવાર વિલાપ કરવા લાગી, તે વખતે એકાંતમા તે અધમ મંત્રીએ લજ્જાનો ત્યાગ કરી તેણીને કહ્યું કે—"હે દેવી ! હવે ફોગટ ઘણો શોક શા માટે કરે છે ? જે ગયા તે ગયા જ હોય છે. તેઓ કદાપિ પાછા આવતા નથી. તો હવે હે દેવી ! મારા પર પ્રસન્ન થઈને મને આજ્ઞા આપ, હું તારી આજ્ઞાને આધીન છું, એમ તું મને જાણ. ઘણું દ્રવ્ય આપણે આધીન છે, તારૂં વય નવું યૌવનવાળું છે, તેથી મનને સ્થિર રાખી મારૂં કહેવું અંગીકાર કર" આ પ્રમાણે શીળને લુંટનારૂં, કર્ણને કડવું લાગે તેવું અને જાણે કાળકૂટ વિષ જ હોય એવું તે મંત્રીનું વચન સાંભળી રાજપુત્રી અત્યંત સંતાપ પામી, તેણીએ પોતાની બુદ્ધિથી વિચાર્યું

કે—"અવશ્ય આ દુરાત્માએજ દુષ્ટ આશયથી મારા પતિને સમુદ્રમાં કોઈ ઠેકાણે નાંખી દીધો છે. આવા દુષ્ટ હેતુથી જ કુટિલ અંત:કરણવાળા આણે પ્રથમથી જ સમગ્ર પરિવાર દાન સન્માનાદિક વડે પોતાને વશ કરી લીધો છે. તેથી અત્યારે હું સહાય વિનાની તેમજ અબળા છું. હવે મારા શીળને પાળવાનો ઉપાય માત્ર એક મરણને જ હું ધારૂં છું, પરંતુ અત્યારે મારૂં મન ઘણું ઉલ્લાસ પામ્યું છે, મારૂં ડાબું અંગ ફરકે છે, એ વિગેરે શુભ ચિન્હો જ્ઞાનીની જેમ મને થોડા સમયમાં પ્રિયની પ્રાપ્તિ જણાવે છે. તો કદાચ જીવતા મારા પતિ મને ક્યાંક મળે પણ ખરા ! કારણ કે પૂર્વના કર્મનો ઉદય વિચિત્ર હોય છે. તેથી કરીને હાલ તો શીળનું રક્ષણ કરવા માટે આ દુષ્ટ મંત્રીને છેતરૂં. કારણ કે વાંકે લાકડે વાંકો વેધ કરવામા આવે છે. જો કદાચ કાંઠે ગયા પછી ત્યા પતિનો મેળાપ થશે, તો તેજ મારૂં શરણ છે, અને જો તેની પ્રાપ્તિ નહીં થાય, તો મરવું મારા હાથમાં જ છે." આ પ્રમાણે વિચાર કરીને કાર્ય કરવામાં નિપુણ તે રાજપુત્રી હસીને બોલી કે—"હે મંત્રી ! તમે તમારો અભિપ્રાય જણાવ્યો તે સારૂં કર્યું. કારણ કે પતિની આશાનો ભંગ થવાથી મને પણ તેજ ઈષ્ટ છે. પરંતુ લજ્જાના વશથી હું તેવું બોલવામાં મંદ હતી–બોલી શકતી નહોતી. બાલ્યાવસ્થાથી જ આપણે સાથે રહેલા હોવાથી આપણા હૃદયરૂપી ક્યારામાં જે પ્રીતિ રૂપ લતા ઉગેલી છે, તે હમણાં ફળવાળી થાઓ, પરંતુ તે કુમારની મરણ ક્રિયા કર્યા વિના હમણાં જ તે પ્રમાણે વર્તવું યોગ્ય નથી. કેમકે એમ કરવાથી સાંભળી ન શકાય એવા લોકાપવાદ આપણને પ્રાપ્ત થાય. તેથી દેશાંતરમાં જઇ તેની મરણ–ક્રિયા કર્યા પછી આપણે ઇચ્છા પ્રમાણે કરશું. એમ કરવાથી આપણને અપકીર્તિ પ્રાપ્ત નહીં થાય." આ પ્રમાણે કર્ણને સુખ કરનારૂં તેણીનું વચન સાંભળીને મંત્રી ખુશી થયો. પછી ખલાસીઓ પાસે તેણે શીઘ્ર વહાણ ચલાવ્યું. થોડેક દૂર જતાં દુષ્ટ વાયુએ તે વહાણ [1]આવર્તમાં ( વમળમાં ) નાંખ્યું, અને જાણે કે તે દુષ્ટ મંત્રીના

---

૧ પાણીમાં ટેકરા કે ખાડાને લીધે જે ઠેકાણે પાણી ફરતુ રહે છે તે આવર્ત કહેવાયછે. તેમાં આવેલા વહાણ વિગેરે પદાર્થો તેમાં ભ્રમણ કરી ડૂબી જાય છે.

પાપના ભારથી ભારે થયું હોય તેમ તે તત્કાળ ભાંગી ગયું. તે વખતે એક પાટીયું હાથમાં આવવાથી રત્નવતી તેની સહાયથી કાંઠે આવી પહોંચી. સર્વ ઠેકાણે પ્રાણીઓની રક્ષા કરવામાંજ શીળે દીક્ષા લીધેલી છે. તેણીએ વિચાર કર્યો કે—“ તે સદ્બુદ્ધિવાળા વિધાતાને હું શું શું [૨]બળિદાન આપું ? કે જેણે કસાઈ પાસેથી બકરીની જેમ દુષ્ટ મંત્રીથી મારૂં રક્ષણ કર્યું. ” આ પ્રમાણે વિચાર કરતી અને વનના ફળાદિક ખાઇને આજીવિકા કરતી તે રત્નવતી શુભકર્મની પ્રેરણાથી કુસુમપુરમાં જ આવી. તેણીએ પણ લોકના મુખથી તે પ્રિયમેલક તીર્થનો પ્રભાવ સાંભળ્યો. તેથી તે પણ ધનવતીની જ જેમ ત્યાજ તપમાં તત્પર થઈને રહી. તે દુષ્ટ મંત્રી પણ તેજ રીતે ( પાટીયાવડે ) સમુદ્રને તરી ફરતો ફરતો દૈવયોગે જાણે પોતાના પાપના ફળની વાનકી જોવા આવ્યો હોય તેમ તેજ કુસુમપુરમાં આવ્યો. ત્યાં વચનની ચતુરાઇથી રાજાના મનનું રંજન કરી તેણે મંત્રી પદ પ્રાપ્ત કર્યું. મનુષ્યોને પરિચય થવાથી જ પ્રીતિ થાય છે.

હવે જે વખતે તે પાપી મંત્રીએ સિંહલસિંહ કુમારને સમુદ્રમાં પાડયો, તે વખતે તેને કોઈએ અદૃશ્ય રૂપે તરતજ હાથમાં ગ્રહણ કર્યો, અને તેને સમુદ્ર ઉતારી કોઇ તાપસના આશ્રમમાં મૂકયો. મોટી આપત્તિ પામેલાને પણ પુણ્ય જ રક્ષણ કરે છે. ત્યાં સ્વસ્થ થઈ વિશ્રાંતિને માટે બેસી કુમાર મનમાં વિચાર કરવા લાગ્યો કે— અહો ! તે દુષ્ટ મંત્રીએ કેવો વિશ્વાસઘાત કર્યો. અવશ્ય તે પાપીનું મન મારી પ્રિયા ઉપર અથવા ધન ઉપર લોભવડે વ્યાકુળ થયેલું છે. તેથી જ મને તેણે સમુદ્રમા પાડ્યો છે. લોભથી જેમનો આત્મા અંધ થયો હોય, તેઓ શું શું કુકર્મ કરતા નથી ? કારણ કે લોભ જ સર્વ દુષ્કૃત રૂપ લતાનું મૂળ છે. આ બાબતમાં તે મંત્રીનો કાંઈ પણ દોષ નથી, પરંતુ મારા પૂર્વના પાપકર્મનો જ દોષ છે. કેમકે તે પૂર્વકર્મો જ સંપદા અને વિપદા આપવામા સમર્થ છે. અરે ! મારૂં કર્મ કેવું પ્રતિકૂળ છે ? કે જેણે પ્રથમની સ્ત્રીનો વિયોગ આપી.

૨ પૂજા, ભેટ, નૈવેદ્ય વિગેરે,

ને પણ તૃપ્ત નહીં થવાથી બીજી પ્રિયાનો પણ વિયોગ આપ્યો. તો પણ મારૂં પૂર્વનું કાંઇક પણ પરિપક્વ પુણ્ય હજુ સ્ફુરાયમાન (જાગતું) છે. કેમકે સમુદ્રમાં ડુબતા મને કોઇએ તત્કાળ અહીં લાવી મૂક્યો. તેથી કરીને એમ નક્કી થાય છે કે—મેં પૂર્વ જન્મમાં ખંડિત પુણ્ય કર્યું હશે. કેમકે તેવા પુણ્યનું જ આવું ફળ દેખાય છે." આ પ્રમાણે વિચાર રૂપી શરાણ ઉપર બુદ્ધિને તીક્ષ્ણ કરી કુમારે અત્યંત ધૈર્ય ધારણ કરી શેષ રાત્રિ પૂર્ણ કરી. ત્યારપછી આ કુમારનું કયા બુદ્ધિમાને રક્ષણ કર્યું ? તે પૃથ્વીપર જાણે જોવા ઇચ્છતો હોય એવો સૂર્ય ઉદયાચળ પર્વત પર આરૂઢ થયો. અંધકારને દૂર કરતો સૂર્ય જાણે કે કુમારને કહેતો હોય કે સત્પુરૂષો આંતરે આંતરે વિપત્તિવાળી જ સુખસંપત્તિને પામે છે. હું ધારૂં છું કે કુમારનું વિઘ્ન દૂર થવાથી બંદીજનોની જેમ પક્ષીઓ કોલાહળના મિષથી જય જય શબ્દ વિસ્તારવા લાગ્યા. કુમારની આપત્તિ નાશ પામેલી જોઈને જાણે આનંદ પામી હોય તેમ સમગ્ર દિશાઓ પ્રસન્ન મુખવાળી થઈ. ત્યારપછી દેવનું સ્મરણ વિગેરે પ્રાતઃકાળનું કૃત્ય કરીને વિશાળ નેત્રવાળા કુમારે તપસ્વીઓની પર્ણશાળામાં પ્રવેશ કર્યો. ત્યાં સુખને માટે ધર્મકાર્ય કરતા અને તપવડે પવિત્ર થયેલા તપસ્વીઓને જોઇ તે વિસ્મય પામ્યો. તેમાં કેટલાએક પદ્માસને બેઠા હતા, હરિણનું ચર્મ તેમણે પહેરેલું હતું, તેનાં નેત્રો બંધ હતાં, અને તેમણે ઈંદ્રિયોનો જય કર્યો હતો, એવી રીતે તેઓ પરમાત્માનું ધ્યાન કરતા હતા; કેટલાએક શરીરને હલાવ્યા વિના નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી જાણે લક્ષ્મીની વરમાળા હોય એવી જપમાળાને લઈ જાપ કરતા હતા; કેટલાએક દયાળુ તપસ્વીઓ કોમળ નીવાર નામના ધાન્યને જળવડે આર્દ્ર કરી પોતાના બાળની જેમ મૃગનાં બાળકોને આદર પૂર્વક ખવરાવતા હતા; કેટલાએક જાણે પ્રીતિના પૂર હોય એવા તળાવમાંથી આણેલા અપાર જળવડે પોતે વાવેલા વૃક્ષોને સીંચતા હતા, તથા કેટલાએક તપસ્વીઓ દુષ્કર્મને બાળવાની ઇચ્છાથી પંચાગ્નિનું સેવન કરતા હતા. જિનધર્મ વિના વિવેક ક્યાંથી હોય ? આ પ્રમાણે તે કુમાર જોતો જોતો તાપસેશ્વરના આશ્રમમાં ગયો. ત્યાં કલ્યાણકારક ભક્તિ-

વાળા તે કુમારે કુળપતિને હર્ષથી નમસ્કાર કર્યો. ત્યારે કુલપતિએ તેને પ્રીતિરૂપી અમૃતની વૃષ્ટિ સમાન આશિષ આપી, અને પછી આસન તથા આલાપાદિકવડે તેનો સત્કાર કર્યો. સર્વ અંગે સારા લક્ષણોવાળું તે કુમારનું શરીર તથા મનોહર આકૃતિ જોઇ હર્ષ પામેલો તાપસેશ્વર મનમાં વિચાર કરવા લાગ્યો કે—"આની અલ્પ કાળમાં જ મોટી પ્રતિષ્ઠા ( સમૃદ્ધિ ) થવાની છે. એમ અષ્ટમીના ચંદ્ર જેવું આનું કપાળ જ સ્પષ્ટ રીતે કહે છે. રાજ્યલક્ષ્મીરૂપી કમલાક્ષી ( સ્ત્રી ) ની સાથે ક્રીડા કરવા માટે આનું વક્ષઃસ્થળ સુવર્ણના ચતુઃશાળની લીલા ( શોભા ) નો આશ્રય કરે છે. ધનુષ અને ચક્ર વિગેરે ચિન્હો આના હસ્તકમળને શોભાવે છે, તેથી તેઓ શું આને રાજાની સંપત્તિ પ્રાપ્ત થવાની છે એમ નથી કહેતા ? આ સમગ્ર રાજાઓમાં અગ્રેસર થશે એમ આના પાદતળ ( પગનાં તળીયા ) માં રહેલી ઊર્ધ્વરેખા જ જણાવે છે. આ આકૃતિવડે આ સર્વ ગુણોનું એક સ્થાન છે એમ જણાય છે. આવો પુરૂષ ઘણા ભાગ્યનો યોગ હોય તોજ પુત્રીના પતિ તરીકે મળી શકે છે." આ પ્રમાણે વિચારીને હર્ષના તરંગથી વિકસ્વર નેત્રવાળા તે કુળપતિએ તેને કહ્યું કે—"હે મિત્ર ! તારી આકૃતિ જ તારૂં ઉત્તમ પુરૂષપણું જણાવે છે. અમો વનમાં રહેનારા હોવાથી તારી અતિથિને ઉચિત સત્ક્રિયા શું કરીએ ? અમારી ફળની આજીવિકા હોવાથી અમારી પાસે મનોહર ભોજન પણ નથી, અને સર્વ સંગના ત્યાગી હોવાથી સુવર્ણ રત્નાદિક ધન પણ નથી. તેથી કરીને આ કન્યા જ તારી વાસ્તવિક અતિથિ સત્ક્રિયા તરીકે હો." તે સાંભળી રાજપુત્ર બોલ્યો કે—"તમે આવું અસંગત કેમ બોલો છો ? તાપસના વ્રતમાં રહેલી આ કન્યા પાણિગ્રહણને લાયક નથી. આનું પાણિગ્રહણ કરનાર પુરૂષ વ્રતનો લોપ કરવાથી ઉત્પન્ન થયેલા અને સુખનો નાશ કરનારા મોટા પાપથી લેપાય છે." ત્યારે તાપસેશ્વરે તેને કહ્યું કે—"આ કન્યાએ વ્રત લીધું નથી. આનું વૃત્તાંત હું મૂળથી કહું છું, તે તું સાંભળ.

સમૃદ્ધિવડે સ્વર્ગના નગરની સ્પર્ધા કરનારૂં 'પૃથ્વીભૂષણ' નામનું પુર છે. તેમાં પવિત્ર ચરિત્રવાળો હું 'જિતશત્રુ' નામે રાજા

હતો. એકદા રાત્રિના છેલ્લા પહોરે બે[1] પ્રકારે જાગૃત થયેલા મેં ચિંતવ્યું કે—હું આ મોટું રાજ્ય પૂર્વના પુણ્યને લીધે ભોગવું છું. તે પુણ્ય જ્યાં સુધી અવશેષ રહ્યું છે, ત્યાં સુધીમાં મારે બીજું નવું પુણ્ય ઉપાર્જન કરવું યોગ્ય છે. કેમકે મનુષ્ય સર્વ દ્રવ્ય ખુટી ગયા પછી નવું ઉપાર્જન કરી શકતો નથી. એકઠું કરેલું એક પુણ્ય જ પરલોકમાં સુખકારક છે અને શરીર, બંધુજન તથા લક્ષ્મી તો આ લોકમાં પણ દુઃખદાયક છે. પુણ્ય રહિત પ્રાણી ભાતા વિનાના મુસાફર જેમ પરદેશમાં દુઃખી થાય છે તેમ પરલોકમાં દુઃખી થાય છે. આ પ્રમાણે વિચારીને મોટા વૈરાગ્યના તરંગોવાળા મેં પ્રધાનાદિકને મારો વિચાર જણાવી મારા પુત્રને રાજ્યપર સ્થાપન કર્યો. ત્યારપછી મેં મારી પ્રિયા સહિત તાપસી દીક્ષા ગ્રહણ કરી. અનુક્રમે મારા ગુરૂએ પોતાના કુળપતિના સ્થાન પર મને સ્થાપન કર્યો, અને પોતે સ્વર્ગવાસ કર્યો. હું રાજ્યમાં હતો ત્યારે આ મારી પ્રિયા ગર્ભિણી હતી. પરંતુ વ્રતમાં વિઘ્ન આવશે એવા ભયથી તેણીએ પોતાનો ગર્ભ મને જણાવ્યો નહીં. પછી શુભ સમયે પૃથ્વીએ જેમ જાનકી ( સીતા ) ને જન્મ આપ્યો તેમ લાવણ્યવડે પવિત્ર અંગવાળી આ કન્યાને તેણીએ જન્મ આપ્યો. આના શ્રેષ્ઠ ગુણો તથા રૂપનો અતિશય જોઈને હર્ષથી અમે તેનું રૂપવતી નામ પાડયું છે. અનુક્રમે આ શરીર અને સુંદરતાવડે વૃદ્ધિ પામવા લાગી, તેમતેમ યોગ્ય વરની પ્રાપ્તિ ન થવાથી અમારી ચિંતાને પણ તે વૃદ્ધિ પમાડવા લાગી. આ કન્યાના ઉદયમાં આવેલા પૂર્વના પુણ્યકર્મની પ્રેરણાથી સર્વ ગુણોરૂપી રત્નની ખાણરૂપ તું વર અકસ્માત્ આવ્યો છે. તેથી કરીને વ્રતવાળી નહીં થયેલી આ કન્યા અમે તને જ આપી છે, તેને તું નિઃશંક રીતે પરણી અમારી ચિંતા દૂર કર. ”

આ પ્રમાણે કુળપતિના આગ્રહથી કુમારે તેણીનું પાણિગ્રહણ કબુલ કર્યું, ત્યારે તે કુળપતિએ શુભ દિવસે તેના વિવાહોત્સવનો પ્રારંભ કર્યો. કુમારના સૌભાગ્યથી તે બુદ્ધિશાળી કન્યા તરત જ તેનાપર અત્યંત પ્રીતિવાળી થઈ, તેથી કોઈક પ્રકારે એકાંત અવસર મેળવી પોતના પિતા પાસે બે દિવ્ય વસ્તુ છે તે વાત તેણીએ કુમારને

[1] દ્રવ્યથી અને ભાવથી.

જણાવી દીધી. પછી હસ્તમેળાપને વખતે કુમારે કન્યાનો હાથ ગ્રહ્યો, તેને મૂકવાનું કહ્યા છતાં કુમારે મૂક્યો નહીં, ત્યારે કુળપતિએ પ્રીતિપૂર્વક કહ્યું કે—" હે વત્સ ! તારી ઇચ્છા હોય તે માગ. " ત્યારે કુમારે તેને કહ્યું કે—" દિવ્ય પ્રભાવથી શોભતી ખટ્વા ( ખાટલી ) અને કંથા ( કામળી ) એ બે ચીજ તમારી પાસે છે, તેના પરજ મારી સ્પૃહા છે, માટે તે બે વસ્તુ મને આપો. તે સાંભળીને ખેદયુક્ત થઈ તાપસે વિચાર કર્યો કે—" મારૂં ઘર જ કુટ્યું, હવે હું શું કરૂં ? જો તે બે વસ્તુ નહીં આપું, તો મારૂં વચન મિથ્યા થાય છે. મહાત્માઓ પ્રાણાંતે પણ પોતાનું વચન મૂકતા નથી. વળી તે દિવ્ય વસ્તુઓનું પાત્ર પણ આ કુમાર વિના બીજું કોણ છે ? પાત્રને વિષે નાંખેલી વસ્તુ મોટા ગુણને માટે થાય છે. " આ પ્રમાણે વિચારીને તે તાપસપતિએ હર્ષથી તે બન્ને વસ્તુ તેને આપી, અને કહ્યું કે—" હે વત્સ ! આ વસ્તુનો પ્રભાવ સાંભળ.—આ ખટ્વા પોતાની ઉપર આરૂઢ થયેલાને વિદ્યાધરને વિદ્યાની જેમ આકાશ માર્ગે ઉડીને એક ક્ષણવારમાં ઇચ્છેલા સ્થાને લઈ જાય છે, તથા આ કંથાની વિધિપૂર્વક પૂજા કરી તેની પાસે માગવાથી કલ્પવૃક્ષની મંજરીની જેમ તે હમેશાં સો સોનામહોરો આપે છે. " પછી રૂપવતી, ખટ્વા અને કંથા એ ત્રણ વસ્તુ વડે સામ્રાજ્યના કારણરૂપ જાણે મૂર્તિમાન ત્રણ શક્તિઓ[1] વડે જ શોભતો હોય તેમ તે શોભવા લાગ્યો. પછી કુળપતિના આગ્રહથી કુમાર કેટલાક દિવસ ત્યાં આશ્રમમાં રહ્યો. પછી એકદા કુમારે વિચાર કર્યો કે—" અહો ! કર્મના વિપાકની કોઈ અપૂર્વ વિચિત્રતા છે. કારણકે મને કોઈ ઠેકાણે સંપત્તિ પ્રાપ્ત થાય છે, અને કોઈ ઠેકાણે આપત્તિ પ્રાપ્ત થાય છે. મારી બીજી પ્રિયાને તે પાપી મંત્રીએ ગ્રહણ કરી છે, તે ક્યાં હશે ? જીવતી હશે કે મરી ગઈ હશે ? તેની પણ મને કાંઈ ખબર નથી. મારી પહેલી સ્ત્રી તો નિમિત્તિયાએ જીવતી કહી છે, તેથી હવે તેણીની શોધને માટે મારે આરંભ કરવો યોગ્ય છે. " આ પ્રમાણે વિચાર કરીને કુમાર તપસ્વીની રજા લઈ પ્રિયા સહિત કંથાને ગ્રહણ

1 પ્રભુ શક્તિ, ઉત્સાહ શક્તિ અને મંત્ર શક્તિ.

કરી ખટ્વા ઉપર આરૂઢ થયો. પછી કુમારે ખટ્વાને કહ્યું કે—" જે સ્થાને ધનવતી હોય ત્યાં તું જા. " આ પ્રમાણે કહેવાથી તે ખટ્વા તત્કાળ કુસુમપુરના ઉદ્યાનમાં પહોંચી. આ અવસરે રૂપવતી તૃષાથી અત્યંત પીડાવા લાગી, તેથી કુમારે તે ખટ્વાને આકાશમાંથી નીચે પૃથ્વીપર ઉતારી. પછી કંથા અને ખટ્વા સહિત રૂપવતીને એક વૃક્ષની નીચે મૂકીને શીઘ્રપણે જળ લાવવા સમીપે રહેલા કોઈ કૂવા તરફ ગયો. ત્યાં જઈ જેટલામાં તે કૂવામાંથી જળ કાઢતો હતો, તેટલામાં કૂવાની અંદર રહેલા કોઈ સર્પે મિત્રની જેમ તેને મનુષ્ય વાણીવડે કહ્યું કે—" હે મિત્ર ! મારા પર મોટી દયા કરીને મને આ કુવામાંથી બહાર કાઢ. મહાત્માઓ કોઇ પણ ઠેકાણે પરોપકાર કરવામાં પશ્ચાત રહેતા નથી. " આ પ્રમાણે વચન બોલતા તેને જોઇને કુમારનું મન વિસ્મયવડે વિકસ્વર થયું, અને દયા આવવાથી તેને બહાર કાઢવા માટે પોતાનું ઉત્તરીય વસ્ત્ર ( ખેસ ) તેણે કૂવામાં નાંખ્યું. તે વસ્ત્રને પકડી તે સર્પ તત્કાળ ચડીને કુમાર પાસે આવ્યો અને તે કુમારને જ કરડ્યો. સર્પની જાતિને આવું કૃત્ય કરવું યોગ્ય જ છે. તેના વિષના આવેશથી સાયંકાળના સંબંધથી કમળ સંકોચાઈ જાય તેમ કુમાર કુબ્જ[1] થઇ ગયો. આવું પોતાનું રૂપ જોઇને ખેદ પામેલા કુમારે તેને કહ્યું કે—" હે સર્પ ! મેં તારા પર જે ઉપકાર કર્યો, તેનો પ્રત્યુપકાર તેં આ સારો કર્યો. તે સાંભળી સર્પે તેને કહ્યું કે—" હે મિત્ર ! તું ખેદ ન કર. તને જ્યારે આપત્તિ આવે, ત્યારે તું મને મિત્રની જેમ સંભારજે-મારૂં સ્મરણ કરજે. તે વખતે હું તારો યોગ્ય પ્રત્યુપકાર કરીશ. " એમ કહીને તત્કાળ તે સર્પ અદૃશ્ય થયો. આ સર્વ જોઈ ' આ શું ? ' એમ મનમાં અત્યંત તર્ક-વિતર્કવડે આકુળ-વ્યાકુળ થઇ કુમાર પાણી લઇ પ્રિયા પાસે આવ્યો, અને સ્નેહ પૂર્વક બોલ્યો કે હે પ્રિયા ! "આ જળ પી. " પરંતુ રૂપવતીએ વિરૂપ થયેલા તેની સન્મુખ પણ જોયું નહીં. તે તેને પોતાના વલ્લભ તરીકે ઓળખતી નહોતી, તેથી કુમારે ઘણી રીતે કહ્યા છતાં પણ તે પતિવ્રતાએ પાણી પીધું જ નહીં. પછી કુમારે ખટ્વા અને કંથા લેવા માંડી,

1 કુબડો.

ત્યારે તેણીએ તેને નિષેધ કર્યો, અને "આ વસ્તુનો સ્વામી મારો પતિ જ છે, તું નથી." એમ બોલી. તે સાભળી કુમાર લજ્જાથી ખેદ પામ્યો, તે વિકસ્વર નેત્રવાળીનો ત્યાગ કરી નગરમા ગયો, અને મનમાં દુઃખી થતો ચિંતવવા લાગ્યો કે—"અહો ! મારા પૂર્વ કર્મનો વિપાક કેવો અપાર છે ? કે જે કર્મવિપાક મને દુઃખ ઉપર દુઃખ આપતાં ઉદ્વેગ પણ પામતો નથી—થાકી જતો પણ નથી. પહેલી પ્રિયાને મળવા જતાં મારી આ પ્રિયા પણ દૂર થઇ. હહા ! દૈવની કેવી દુષ્ટ ચેષ્ટા છે ? અથવા તો સંપત્તિ અને વિપત્તિ મોટા પુરૂષોને જ હોય છે. કેમકે ક્ષય અને વૃદ્ધિ ચંદ્રની જ થાય છે, તારાઓની થતી નથી." આ પ્રમાણે ધૈર્યના આવેશથી મનને કાંઈક સાવધાન કરી જાણે કુબ્જને રૂપે કોઇ દેવ હોય એમ તે નગરમાં પેઠો. હવે તે રૂપવતી યૂથથી[1] ભૂલી પડેલી મૃગલીની જેમ પોતાના પતિને ફૂવાની ચોતરફ શોધવા લાગી. ઉદ્યાનમાં ભમી ભમીને તે થાકી ગઈ, પણ કુમારનો પત્તો લાગ્યો નહીં. છેવટ દુઃખી થઇ તેજ તીર્થમા આવી તે બે સ્ત્રીઓની જેમ પોતે પણ રહી.

તે તેની ત્રણે પ્રિયાઓ તીવ્ર તપસ્યા કરવા લાગી. શિલોંછવૃત્તિવડે પારણું કરતી હતી, ત્રિકાળ જિનેશ્વરની પૂજા કરતી હતી, પ્રાણનાથનું સ્મરણ કરતી હતી, ચક્રેશ્વરી દેવીની સેવા કરતી હતી, અને નિરંતર મૌન વ્રત ધારણ કર્યું હતું. આ રીતે તેઓ સમયને નિર્ગમન કરતી હતી. આ પ્રમાણે તપમાં તત્પર થયેલી અને પોતાના લાવણ્યવડે દેવાંગનાઓનો પરાજય કરનારી તે ત્રણેને જોઇને સર્વ લોકો તર્ક-વિતર્ક કરવા લાગ્યા કે—"શું આ પ્રભાવવાળા તીર્થમાં આ વિદ્યાધરીઓ વિદ્યા સાધવા માટે તીવ્ર તપ કરે છે ? કે શું શ્મશાનમાં રહેનારા અને દિશારૂપી વસ્ત્રવાળા ( નગ્ન ) મહાદેવને છોડીને બીજા શ્રેષ્ઠ પતિને વરવા માટે ગંગા, પાર્વતી અને કૃત્તિકા નામની મહાદેવની સ્ત્રીઓ તપ કરવા આવી છે ? કે શું દૈવયોગે પોતપોતાના પતિથી વિયોગ પામેલી કોઇ આ-કુળ સ્ત્રીઓ પોતપોતાના પતિની પ્રાપ્તિ માટે આ દેવીની સેવા કરે છે ?" આ પ્રમાણે જૂદા જૂદા તર્ક કરી લોકો કૌતુકથી તેમને બોલાવવા

1 પોતાના ટોળાથી.

માટે ઘણા ઉપાયો કરવા લાગ્યા, પરંતુ જાણે કે પુતળીઓ જ હોય તેમ તેમની પાસે તેમના સર્વે ઉપાયો નિષ્ફળ થયા. અહો ! આ સ્ત્રીઓની સ્થિરતા કેટલી બધી છે ? કે જેથી તેઓને બોલાવવા માટે લોકોએ શૃંગારવાળી, કૌતુકવાળી, હાસ્ય ક્રીડાવાળી, સંગીતવાળી, અલંકારવાળી, કામક્રીડાવાળી, સંગ્રામવાળી, આશ્ચર્યવાળી તથા કાવ્યવિનોદવાળી વિગેરે અનેક પ્રકારની કથાઓ કરવા માંડી, પરંતુ કોઈ પણ કથા તેમને બોલાવી શકી નહીં.

એકદા તે કુબ્જ શ્રી યુગાદીશને નમસ્કાર કરવા ઉદ્યાનમાં ગયો, ત્યાં તે ત્રણે પ્રિયાઓને જોઈને આશ્ચર્ય પામ્યો. તેણે શીઘ્રપણે પોતાની પ્રિયાઓને ઓળખી. પરંતુ તેઓએ વિરૂપ થયેલા પોતાના પતિને ઓળખ્યો નહીં. તે ત્રણેને જોઈ જોઇને અત્યંત વિસ્મય પામેલો તે વિચારવા લાગ્યો કે—" અહો ? મારી ત્રણે પ્રિયાઓ કેવી રીતે પોતાની મેળે જ એકઠી થઈ ? મને પામવાની ઈચ્છાથી જાણે તાપસીઓ જ હોય તેમ આ ત્રણે અહીં તીર્થમાં આવીને નિરંતર કેવું તીવ્ર તપ કરે છે ? પોતાનું શીળ પાળવા માટે યોગિનીની જેમ આ ત્રણેએ કેવું દુષ્કર મૌન વ્રત ધારણ કર્યું છે ? અહો ! શૃંગાર અને હાસ્ય વિગેરે વડે યુક્ત એવી સુંદર કથાઓ કહીને વિદૂષકો તેઓને ક્ષોભ પમાડે છે, છતાં એક પણ પોતાના વ્રતને ખંડન કરતી નથી. તેથી કરીને આ ત્રણેના શીળની નિશ્ચળતા, ધીરતા અને દક્ષતા વિગેરે સર્વે ગુણો યથાર્થ રીતે કોની વાણીના માર્ગમાં આવી શકે તેમ છે ? કદાચ હું પણ આ પ્રિયાઓને બોલાવવા ઉદ્યમ કરૂં, તો પણ તે હમણાં બોલશે નહીં, માટે અવસર આવેથી જેમ ઉચિત હશે તેમ કરીશ." એમ વિચારી તે ત્યાંથી નીકળી ગયો.

ત્યારપછી આ સ્ત્રીઓનું વૃત્તાંત રાજાના સાંભળવામાં આવ્યું, તેથી વિસ્મય પામી રાજા પણ તેમને જોવા માટે શીઘ્રપણે ત્યાં આવ્યો. પછી સામંતાદિક સહિત રાજા આદિનાથને વંદન કરી ચક્રેશ્વરી દેવીના મંદિરમાં ગયો. ત્યાં ચક્રેશ્વરી દેવીને નમસ્કાર કરી તે સ્ત્રીઓની સ્વરૂપલક્ષ્મી જોઇ રાજા આશ્ચર્ય પામ્યો, અને વાત્સલ્યપણાથી તેણે તેઓને પૂછ્યું કે—" હે પુત્રીઓ ! તમે કોણ છો ? અહીં

શા માટે બેઠી છો ?" તે સાંભળી તેઓ નીચું મુખ રાખીને મૌન જ રહી, કાંઇપણ બોલી નહીં. રાજાએ વારંવાર તેમને પુછયું, તો પણ તેમણે પ્રત્યુત્તર આપ્યો નહીં. ત્યારે રાજાએ વિદૂષકોને આજ્ઞા કરી કે—"આ સ્ત્રીઓને કૌતુકવાળાં વચનો બોલી જલદી બોલાવો." ત્યારે તેઓ પણ એક એકથી ચડતી વિનોદવાળી કથાઓ કહેવા લાગ્યા. તેમાં કેટલાએક વિદૂષકોએ સાંભળવાથી જ સ્રીજનોને ઉત્સુક કરનારી અને શૃંગાર રસના ઉછળતા તરંગોવાળી કથાઓ કહી. તથા કેટલાએકે આશ્ચર્યકારક વક્રોક્તિવાળી કથાઓ કહીને સભાસદોના ગાલ ફુલી જાય એટલા બધા તેમને હસાવ્યા. તો પણ તે ત્રણ સ્રીઓમાંથી એક સ્રીએ પણ તેમની સન્મુખ નેત્રને ઉંચું પણ કર્યું નહીં, તેમનું બોલવું તો દૂર જ રહ્યું. પરંતુ તેઓ નીચી ડોક રાખીને જ રહી. તેવી રીતે તેઓને જોઇને રાજા વિગેરે સર્વે અત્યંત આશ્ચર્ય પામ્યા. ત્યાર પછી રાજાએ કૌતકથી આખા નગરમાં ઘોષણા કરાવી કે—"જે પુરૂષ પોતાની કુશળતાથી આ સ્રીઓને બોલાવે, તે બુદ્ધિમાનને હું મારી કુસુમવતી નામની કન્યા પરણાવીશ." આ પ્રમાણે સાંભળી રાજકન્યાને પરણવાની ઇચ્છાથી કયા કયા કુમારોએ તે પડહનો સ્પર્શ કરવા ઇચ્છા ન કરી ? પરંતુ તે કાર્યમાં સમગ્ર કળાવાળાઓના નિષ્ફળ થયેલા ઉદ્યમને જોઇ રાધાવેધની જેમ આ પડહની સમીપે પણ કોઇ ગયા નહીં. પછી અત્યંત બુદ્ધિમાન કુબ્જના આકારવાળા કુમારે પોતાની પ્રિયાઓને પોતાની ઓળખાણ આપવા ઉત્સુક થવાથી તે પડહનો સ્પર્શ કર્યો. તેથી મનમાં આશ્ચર્ય પામેલા રાજપુરૂષો તે કુબ્જને રાજસભામાં લઇ ગયા. તે વખતે કુબ્જે પોતાના હાથમાં એક પુસ્તક રાખ્યું હતું. તેણે સભામાં જઇ રાજાને પ્રણામ કર્યા. રાજાએ તેને આસન આપી સન્માન કરી પૂછયું કે—"હે કુબ્જ ! તારા હાથમાં આ પુસ્તક કયું છે ? અને તું શું શું જાણે છે ? કુબ્જે જવાબ આપ્યો કે—"હે ભૂમીંદ્ર ! આ પુસ્તક મને સુરેંદ્રે પ્રસન્ન થઇને આપ્યું છે, હું આનાથી સર્વ જાણું છું." તે સાંભળી રાજાએ તે પુસ્તક પોતાના હાથમાં લીધું, છોડયું અને પછી કૌતુકથી

જેટલામાં તે વાંચવા ઈચ્છે છે, તેટલામાં કુબ્જકે તેને કહ્યું કે—"હે મહારાજા ! જે માણસ [1]બેથી ઉત્પન્ન થયો હોય તેજ આ અદ્ભુત અક્ષરવાળા પુસ્તકને વાંચી શકે છે. કારણ કે ઇંદ્રનું વરદાન જ એવું છે." પછી રાજાએ પુસ્તક ઉઘાડ્યુ, તેમાં અક્ષરો જોયા નહીં, તેથી તે મનમાં વિલખો થયો ( શરમાઇ ગયો. ) અને પોતે બેથી ઉત્પન્ન થયો નથી એમ મનમાં માનવા લાગ્યો. લોકમાં મારી લઘુતા ન થાઓ. એમ મનમાં વિચારી પાસે બેઠેલા પુરોહિતને આશ્ચર્ય સહિત કહેવા લાગ્યો. કે—"અહો ! ચતુર ! આ પુસ્તકમાં કેવા દિવ્ય અક્ષરોની પંક્તિઓ છે ?" તે સાંભળી તરતજ પુરોહિત પાસે જઇ જોવા લાગ્યો. સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં છતાં પણ તેણે તેમાં એક રેખા ( લીંટી ) માત્ર પણ જોઇ નહીં. તેથી તે પણ મનમાં દુઃખ પામતો રાજાની જેમ પોતાના પિતાનો ભેદ ( વિપરીત પણું ) માનવા લાગ્યો. અને તેણે વિચાર કર્યો કે—"જો રાજા મને આવો અધમ જાણશે, તો કોપ પામીને મારૂં અપમાન કરશે." એમ વિચારી તેણે ધૂર્તપણાથી રાજાને કહ્યું કે—"હે સ્વામી ? આવો એક અક્ષર પણ બીજા કોઇપણ પુસ્તકમાં દેખાતો નથી." પછી ત્યાં પાસે બેઠેલો રૂદ્ર મંત્રી પણ કૌતુકથી તે પુસ્તકને જોવા લાગ્યો, પરંતુ તેણે અક્ષરની વાનકી પણ જોઇ નહીં. તેથી તેણે વિચાર કર્યો કે—"ખરેખર મારૂં કુલીનપણું નથી. નહીં તો રાજા વિગેરેએ અક્ષરો દેખ્યા છતા મારા જોવામાં કેમ ન આવે ? અથવા તો હું પાપી હોવાથી મારી અકુલીનતા અવશ્ય હોવીજ જોઇએ. કેમકે તે રાજપુત્રીના અને મારા પણ શીળનો લોપ થાય એવું મેં ચિંતવ્યું હતું. કહ્યું છે કે— યૌવનથી અંધ થયેલી માતાએ જે શુભ કાર્યો કર્યાં હોય, તે કાર્યને શીળનો લોપ કરતા તેના પુત્રો ઉઘાડાં કરે છે. રાજાદિક આ મારા લાઘવને ન જાણો." એમ વિચારી મંત્રી પણ તે પુસ્તકની વારંવાર પ્રશંસા કરવા લાગ્યો. તે જ પ્રમાણે ત્યાં રહેલા સર્વ લોકો તે પુસ્તકને જોઇ જોઇને પ્રશંસા કરવા લાગ્યા. યશની ઈચ્છાથી કોણ મનુષ્ય અસત્ય ન બોલે ? ( પછી રાજા તે કુબ્જને સાથે લઇ સમગ્ર સભાજનો અને પુરજનો

---

[1] એક માતા અને એક પિતાથી

સહિત ચક્રેશ્વરી દેવીના મંદિરમાં ગયા. ) ત્યાં મંત્રીએ રત્નવતીને જોઈ, અને તે વિષે કાંઈક રાજાને વિજ્ઞપ્તિ કરવાની તેની ઇચ્છા થઈ, પરંતુ કુબ્જના કૌતુકને જોવાની ઇચ્છાથી કાંઈ પણ બોલ્યો નહીં. લોકોએ તે પુસ્તિકા અહંપૂર્વિકાએ કરીને એકના હાથથી બીજા બીજાએ ગ્રહણ કરી જોવા માંડી. પછી રાજાએ તે પુસ્તિકા કુબ્જને આપી કહ્યું કે—" હે કુબ્જ ! આ ત્રણે સ્ત્રીઓને તું શીઘ્રપણે બોલાવ. " ત્યારે તે કુબ્જે ' नमो जिनेभ्यः '—' જિનેશ્વરોને નમસ્કાર થાઓ. ' એમ ઉચ્ચાર કરી બોલવાનો આરંભ કર્યો કે હે રાજા ! સાંભળો.—

સિંહલદ્વીપ નામે એક દ્વીપ છે. તેમાં શ્રી સિંહલેશ્વર નામનો રાજા સામ્રાજ્યને ભોગવે છે. તે રાજાને સિંહ સમાન વિક્રમવાળો સિંહલસિંહ નામે પુત્ર છે. એકદા તે કુમારે ધનવતી નામની કન્યાનું મદોન્મત્ત હાથીથી રક્ષણ કર્યું, અને પછી તે કન્યાને તે પરણ્યો. પછી કુમારના સૌભાગ્યને લીધે પુરજનોએ રાજાને ઠપકો આપ્યો, તે સાંભળી કુમાર ખેદ પામી પ્રિયા સહિત ઘરમાંથી નીકળી ગયો. આટલી વાત સાંભળતાં ધનવતી પોતાના પતિની કથા જાણીને અત્યંત હર્ષ પામી, તેથી ઉંચું મુખ કરી તે કુબ્જને પોતાના પતિની જેમ જોવા લાગી. ફરીથી કુબ્જ પણ બોલ્યો કે—" ત્યારપછી તે રાજકુમાર પોતાની પ્રિયા સહિત વહાણમાં બેસી સમુદ્રમાં બીજા દ્વીપ તરફ ચાલ્યો. માર્ગમાં દૈવયોગે વહાણ ભાંગ્યું, તેથી તે કુમાર સમુદ્રમાં પડ્યો. હવે ત્યારપછીનું વૃત્તાંત કાલે સવારે કહીશ. " એમ બોલી કુબ્જ પોતાની પુસ્તિકા બાંધવા લાગ્યો. તે વખતે ધનવતી ઉભી થઇ તત્કાળ તેની પાસે ગઇ, તેના પગમાં પડી, અને હાથ જોડીને તેણીએ કુબ્જને કહ્યું કે—" પોત ભાંગ્યું તે વખતે કુમાર સમુદ્રમાં પડ્યા, તે જીવતા છે કે નહીં ? તે પ્રસન્ન થઇને-કૃપા કરીને કહો. " ત્યારે કુબ્જે રાજાને કહ્યું કે-" હે રાજા ! આ એક સ્ત્રીને મેં બોલાવી છે, હવે બીજી બેને હું કાલે બોલાવીશ. " તે સાંભળી રાજાએ કહ્યું કે—" આ બીજી બે સ્ત્રીઓને પણ હમણાંજ બોલાવ. કેમકે આ બાબતમાં સર્વ લોકોનાં મન

ઉતાવળાં થાય છે." તે સાંભળી કુબ્જક બોલ્યો કે—" તો ભલે, આદરપૂર્વક સાંભળો.—

ત્યારપછી કુમાર એક પાટીયું પામવાથી સમુદ્રને ઓળંગી રત્નપુર નગરમાં ગયો. ત્યાં રત્નપ્રભ રાજાની પુત્રી રત્નવતીને સર્પદંશ થયો હતો, તેણીને તેણે જીવતી કરી, પછી રાજાએ તે કુમારને રત્નવતી પરણાવી." આટલી વાત સાંભળીને રત્નવતી અત્યંત હર્ષ પામી હૃદયમાં વિચારવા લાગી કે—" આ મારા પતિના પણ વૃત્તાન્તને સત્ય રીતે કહે છે." એમ વિચારીને તે રત્નવતી પણ તત્કાળ ઉંચું મુખ કરી હર્ષથી વિકસ્વર નેત્રવડે ચંદ્રની સન્મુખ ચકોરી જુએ તેમ કુબ્જની સન્મુખ જોઈ રહી. ધનવતી પણ પોતાના પતિને જીવતો જાણી ખુશી થઇ. તથા તે બન્ને પોતાનો એક સ્વામી જાણી પરસ્પર બહેનોની જેમ માનવા લાગી. પછી તે કુબ્જ ફરીથી કહેવા લાગ્યો કે—" ત્યારપછી રાજાની આજ્ઞા લઈ કુમાર પ્રિયા સહિત પોતાના નગર તરફ વહાણમાં બેશીને ચાલ્યો. એકદા માર્ગમાં રૌદ્ર પરિણામવાળા પાપી રૂદ્રમંત્રીએ રત્નવતી ઉપર મોહ પામી તે કુમારને સમુદ્રમાં નાંખી દીધો. હવે પછીનો વૃત્તાંત હું કાલે પ્રાતઃકાળે કહીશ." એમ બોલી કુબ્જક મૌન રહ્યો, અને પુસ્તિકા બાંધવા લાગ્યો. તે સાંભળી રત્નવતી તત્કાળ ઉભી થઈ તેની પાસે આવી અને ધનવતી સહિત હાથ જોડી કુબ્જને કહેવા લાગી કે—" કૃપા કરીને એક પદ ( વાક્ય ) આગળ કહો, કે સમુદ્રમાં પડી ગયેલા તે કુમાર જીવે છે કે નહીં ? " આ અવસરે રૂદ્ર મંત્રીએ વિચાર કર્યો કે—" મારી દુષ્કર્મની ચેષ્ટાને ધિક્કાર છે. મારૂં સર્વ દુષ્ટ ચરિત્ર આ કુબ્જક પ્રગટ કરે છે. અત્યારે હું શું કરૂં ? રાજાની સમક્ષ કુબ્જને મારવા માટે અને રત્નવતીને વારવા માટે હું સમર્થ નથી. આ રત્નવતીના પૂછવાથી આ કુબ્જ તેણીની પાસે સર્વ હકિકત કહી દેશે. તે સાંભળીને ક્રોધ પામેલો રાજા મારો નિગ્રહ કરશે તેથી શું હમણાં હું નાશીને જતો રહું ? અથવા હમણાં તો આ સર્વ જોઉં. પછીથી પણ શીઘ્રપણે વહાણમાં બેશીને નાશી શકાશે." પછી કુબ્જે રાજાને કહ્યું કે-હે રાજા ! આ બીજી સ્ત્રીને પણ મેં બોલાવી છે, હવે આ ત્રીજીને કાલ

સવારે બોલાવીશ.” રાજાએ કહ્યું —“ હે કળાવાન ! આને પણ હમણાંજ બોલાવ. કેમકે અડધી કથા કહેવાથી સર્વના ચિત્તમાં અત્યંત ઉત્કંઠા થાય છે.” ત્યારે કુબ્જક પણ બોલ્યો કે સાંભળો.—

જ્યારે તે કુમારને મંત્રીએ સમુદ્રમાં નાંખ્યો, તેજ વખતે કોઈએ તેને અકસ્માત્ ઉપાડીને તાપસના આશ્રમમાં મૂક્યો. ત્યાં કુળપતિની પુત્રી રૂપવતીને તે પરણ્યો. પછી કંથા અને ખટ્વા સહિત તે કુમાર રૂપવતીને સાથે લઈ આ નગરના જ ઉદ્યાનમાં આવ્યો. ત્યાં રૂપવતીને માટે પાણી લેવા તે કુવા ઉપર ગયો, ત્યાં તેને સર્પે ડંખ માર્યો. હવે પછીનો વૃત્તાંત સમય આવેથી કહીશ.” એમ બોલી તે કુબ્જ મૌન રહ્યો. પોતાના પતિનો વૃત્તાંત સાંભળીને રૂપવતી પણ હર્ષ પામી. ત્રણેનો એક ભર્તાર જાણીને તે ત્રણે પરસ્પર પ્રીતિવાળી થઈ. પતિની આપત્તિ સાંભળીને ખેદ યુક્ત થયેલી તે ત્રણે સ્ત્રીઓએ તેને કહ્યું કે—“ પ્રસન્ન થઈને તે કુમારનો આગળ વૃતાન્ત શીઘ્રપણે કહો.” આ પ્રમાણે તેઓએ અત્યંત પ્રાર્થના કર્યા છતાં પણ કુબ્જે આગળ કથા કહી નહીં, પરંતુ તે બુદ્ધિના નિધિએ વિચાર કર્યો કે —“ અહો ! તેઓનું પતિવ્રતાપણું કેવું અદ્ભુત છે ! કે જેથી પતિની માત્ર કથા સાંભળવાથીજ તેઓ અત્યંત ઉલ્લાસ પામી. પતિનું આગળપરનું વૃત્તાંત નહીં જાણવાથી જળ વિનાના કાંઠા ઉપર રહેલી માછલીઓની જેમ તેઓ કેવી ખેદ પામે છે ? અત્યારે સત્ય સ્વરૂપ જણાવવાથી પણ તેઓ પતિવ્રતા હોવાથી આવા રૂપવાળા મને નહીં ઓળખવાથી તેઓ મને પતિ તરીકે અંગીકાર કરશે નહીં. વળી આ રૂદ્ર મંત્રીએ પોતાનું દુષ્ટ ચરિત્ર સાંભળ્યું ત્યારથી મારા પર તેની ક્રૂર દૃષ્ટિ કોપવડે રાતી થઈ છે, તે સ્પષ્ટ રીતે દેખાય છે. આ હમણાં મને રાજાની હાજરી હોવાથી મારવા સમર્થ નથી, પરંતુ અવસર આવે મને હણવાની તેની ઈચ્છા સ્પષ્ટ દેખાય છે. તેથી હમણાં તો આ રાજાનો જમાઇ થઈ જાઉં, કે જેથી આ અધમ મંત્રી મને મારવા શક્તિમાન થઇ શકે નહીં.” એમ વિચારીને તે કુબ્જે તે સ્ત્રીઓને કહ્યું કે—“ કલ્યાણવાળા તે કુમારનું વૃત્તાંત હું તમને સમય આવેથી કહીશ.” આ પ્રમાણે તેઓને આશ્વાસન આપી રાજાને કહ્યું કે—“હે રાજા ! આ ત્રણે સ્ત્રીઓને મેં બોલાવી

છે,તો હવે તમારી કન્યા મને પરણાવીને તમારી પ્રતિજ્ઞા સત્ય કરો.” તે સાંભળી રાજાએ તે કન્યાની માતા વિગેરે પરિવારે નિષેધ કર્યા છતાં પણ પોતાની પ્રતિજ્ઞાના ભંગથી ભય પામીને તે કુબ્જકને પોતાની કન્યા આપી. કહ્યું છે કે—“કદાચ નદીઓનો પતિ (સમુદ્ર) સુકાઈ જાય, અગ્નિ શીતળતાને પામે, સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, મેરૂ પર્વત કંપાયમાન થાય, અને ચંદ્ર તાપ કરનાર થાય, તોપણ સત્પુરૂષો કદાપિ પોતાની પ્રતિજ્ઞાનો લોપ કરતા નથી.” આ પાણિગ્રહણની વિધિમાં કોઇના મનમાં હર્ષ ઉત્પન્ન થયો નહીં, કેમકે અયોગ્ય વર સાથેનો જે વિવાહ તે કેવળ વિડંબનાજ છે. પરંતુ પોતાના ભર્તારનો વૃત્તાંત જણાવવાથી હર્ષ પામેલી તે ત્રણ સ્ત્રીઓ તે વિવાહ ઉત્સવમાં મધુર સ્વરે ગીત ગાવા લાગી. પછી હસ્તમોચનને સમયે કુબ્જે રાજાને કહ્યું કે—“ મને હાથી, ઘોડા, સુવર્ણ વિગેરે આપો. ” તે સાંભળીને કોપથી નેત્રને વિશાળ કરતો તેનો સાળો બોલ્યો કે—“ રે કુબ્જ ! તને ફુંફાડા મારતો સર્પજ બધી વસ્તુ આપશે. ” ત્યારે કુબ્જક બોલ્યો—‘ ભલે, તે સર્પજ આપે. ’ આ પ્રમાણે તેણે કહ્યું કે તરતજ કોઈ ઠેકાણેથી અકસ્માત્ આવીને સર્પ તેને નિર્દયપણે કરડયો. તરતજ તેનું અંગ તેના વિષના આવેશથી વ્યાપ્ત થયું, તે મૂર્છા પામ્યો, અને છેદાયેલા મૂળવાળા વૃક્ષની જેમ તે પૃથ્વીપર પડયો. તેને તેવી અવસ્થા પામેલ જોઇને તે ત્રણે સ્ત્રીઓનું હૃદય વ્યાકુળ થયું, તેઓનાં નેત્રોમાં અશ્રુના પ્રવાહ વહેવા લાગ્યા, અને તેઓ વિલાપ કરવા લાગી કે—“ હા, હા ! અમારા મનરૂપી કમળમાં ક્રીડા કરનાર હંસ ! હા ! કળાવંત પુરૂષોના શિરોમણિ ! જોઈ ન શકાય એવી આ તમારી દુષ્ટ દશા શી થઈ ? રાત્રિએ વિયોગ પામેલા ચક્રવાકની સાથે ચક્રવાકીનો સંયોગ કરનાર સૂર્યની જેમ તમારા વિના અમારા વલ્લભ સાથે અમારો સંયોગ કરાવવા કોણ સમર્થ છે ? હે બુદ્ધિમાન ! પૃથ્વીના તાપને જેમ મેઘ વિના બીજો કોઈ શાંત કરી શકે નહીં, તેમ પ્રિયના વિયોગરૂપી દાવાનળથી ઉત્પન્ન થયેલા અમારા તાપને તમારા વિના બીજો કોણ શાંત કરશે ? રે દુષ્ટ આચરણ કરનાર દૈવ ! અમે તારો શો અપરાધ કર્યો છે ? કે જેથી

અમારા આ ઇષ્ટની તેં આવી દશા કરી ? અરે પાપી સર્પ ! અમારા દૃષ્ટિમાર્ગથી તું દૂર જા. આવી દુષ્ટ ચેષ્ટા કરનાર તારૂં બેજિહ્વાપણું સ્પષ્ટજ છે. હે રાજા ! અમારા પતિને નિવેદન કરનાર આના સિવાય બીજો કોઇજ નથી, તેથી અમારૂં મરણ અથવા જીવિત આની સાથે જ રહેલું છે.” આ પ્રમાણે અત્યંત છાતી કુટતી, માથાં પછાડતી અને વિલાપ કરતી તે સ્ત્રીઓને જોઈ જોઈને કયો મનુષ્ય તેમના દુઃખે દુઃખી થઈ રોવા ન લાગ્યો ?

ત્યાર પછી દિવ્ય શક્તિને લીધે રાજાની કન્યાએ તે કુમારને મનોહર રૂપવાળો જોયો, તેથી તેના પર તેણીનો પણ અત્યંત રાગ થયો, અને તેથી કરીને તે ખેદ પામતી વિચારવા લાગી કે—“અહો આના સર્વ અંગનું સૌભાગ્ય દૃષ્ટિને બંધન કરનારૂં છે. લોકો આને કુબ્જ કહે છે, તે તેમની મૂર્ખાઇ જ છે. પુણ્યથી રહિત એવી મારા ઉપરજ વિધાતાની આવી પ્રતિકૂળતા કેમ થઇ ? કે જેથી મારા વિવાહ વખતે જ આની આવી દુર્દશા થઇ ? આવો પતિ પૂર્વના અગણ્ય પુણ્યોવડે જ પામી શકાય છે. તો મારાં એવા પુણ્ય ક્યાંથી હોય કે આવા પતિને હું પામું ? આનો અસંભવ થશે તો હું બીજા કોઈ સાથે પાણિગ્રહણ કરીશ નહીં. શું ભ્રમરી માલતીના પુષ્પને મૂકીને બીજે ઠેકાણે પ્રીતિ પામે ? તેથી હવે તો પોતાનો જમણો હાથ આપનારા આની જ સાથે મારે મરવું અથવા જીવવું યોગ્ય છે.” આ પ્રમાણે સત્ય બુદ્ધિવાળી તેણીએ પતિવ્રતાને ઉચિત એવો વિચાર કરીને ચિત્તમાં વ્યાકુલ થઈ તે ત્રણ સ્ત્રીઓની સાથે પોતે ચોથી થઇ વિલાપ કરવા લાગી. તે જોઈ પુત્રીના વિધવાપણાથી દુઃખી થયેલા રાજા વૈદ્યો પાસે તે કુબ્જના વિષના પ્રતિકાર કરાવવા લાગ્યો. પરંતુ જાણે મરી ગયો હોય તેમ તે ઉપાયો વડે તેને કાંઇ પણ ગુણ થયો નહીં. કેમકે [1]નિદાન જાણ્યા વિના કરેલા પ્રતિકાર ( ઉપચાર–ઉપાય ) નિષ્ફળ થાય છે. તે વખતે સમગ્ર રાજસભા શોકાતુર થઈ, માત્ર તે એક મંત્રી જ મનમાં ખુશી થયો. જેનો આત્મા મલિન હોય તેજ બીજાની આપત્તિમાં પ્રસન્ન થાય છે. ત્યાર પછી સતીઓને મધ્યે અગ્રેસર તે ચાર પતિવ્રતાઓનું ચિત્ત

[1] વ્યાધિનું કારણ.

પતિની પ્રાપ્તિના નિરાશપણાને લીધે અત્યંત દુઃખી થયું, તેથી તેઓએ છરીવડે પોતાનું ઉદર ચીરવાનો આરંભ કર્યો; તેટલામાં તે કુબ્જ દેદીપ્યમાન કાંતિને ધારણ કરી પોતાના પ્રથમ આકારને પામ્યો, અને દેવકુમારની જેવી લક્ષ્મીવાળો રાજકુમાર થઈ ગયો. તે પોતાના પતિને ઓળખીને તે સ્ત્રીઓનું મન વિકસ્વર થયું, તેઓ અત્યંત હર્ષ પામી, અને આત્મઘાતથી વિરામ પામી. સર્પે પણ તત્કાળ જાણે પોતાનો પૂર્વનો પુણ્ય સમૂહ હોય એવું દેદીપ્યમાન અને દિવ્ય આભૂષણોથી શોભતું પોતાનું દિવ્ય ( દેવતાઈ ) રૂપ ધારણ કર્યું. રાજા વિગેરે સર્વ લોકો તે કુમારને અને દેવને જોઈ જોઈને એક ક્ષણવાર આશ્ચર્યના વિકાસથી નિશ્ચળ દૃષ્ટિવાળા થયા. પછી રાજાએ આશ્ચર્ય પૂર્વક દેવને પૂછયું કે—" હે દેવ ! તમે કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? અને આ કુમાર કોણ છે ?' આ પ્રમાણે રાજાના પૂછવાથી તે શ્રેષ્ઠ દેવ મધુર વાણી વડે બોલ્યો કે—" હે રાજા ! અમારૂં આશ્ચર્યકારક વૃત્તાંત સાંભળો—

આજ ભરત ક્ષેત્રમાં ધનપુર નામનું નગર છે. તે નગરનું નામ ધનની સમૃદ્ધિને લીધે પૃથ્વીપર અન્વર્થપણાને[1] પામેલું હતું. તે નગરમાં સમગ્ર પુણ્યવંત જનોમાં શ્રેષ્ઠ ધનંજય નામે શ્રેષ્ઠી હતો. તે યાચક જનોના દારિદ્ર્યરૂપી વૃક્ષનો દાહ કરવાથી ખરેખર ધનંજય ( અગ્નિ ) જ હતો. તેને માયા રહિત ધનવતી નામની પ્રિયા હતી. તેનું મન જૈનધર્મ રૂપી સરોવરમાં માછલીની જેમ લીન થયું હતું. તેમને ધનદેવ અને ધનદત્ત નામે બે પુત્રો હતા. તેઓ જિનધર્મની નિપુણતા વડે શોભતા હતા. તેમનો પિતા મૃત્યુ પામ્યા પછી ઘરના અને ધર્મના કાર્યમાં ધુરંધર તે બન્ને ભાઇઓનો કેટલોક કાળ પ્રીતિયુક્ત વ્યતીત થયો. પરંતુ તેમની સ્ત્રીઓ નિરંતર કલહ કરવા લાગી. સ્વભાવથી જ સ્ત્રીઓને કલહ દુર્લભ હોતો નથી. તે કલહ જોઈને તે બન્ને ભાઈઓ ધનનો વિભાગ પાડી જૂદા થયા. કેમકે બુદ્ધિમાન માણસો સમયને યોગ્ય જ કાર્ય કરનાર હોય છે. તેમ કરવાથી તેમની પ્રીતિ કૃશ ( ઓછી )

---

૧ અર્થ સહિતપણાને.

થયા છતાં પણ પડવાના ( બીજના ) ચંદ્રની જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી.

એકદા ગ્રીષ્મ ઋતુમાં ધનદેવને ઘેર સાધુઓ એક પિત્ત જ્વરથી તાપ પામેલા મુનિને માટે ઔષધ લેવા આવ્યા. તેમને આવતા જોઈ ધનદેવ જાણે ઉચે ( સ્વર્ગમાં ) રહેલાં સુખોને લેવા ઈચ્છતો હોય તેમ એકદમ ઉભો થયો. વિનયથી નીચે નમેલા તેણે આનંદથી તેમને વંદના કરી, અને તેમના ચરણકમળની રેણુવડે પોતાને મસ્તકે તિલક કર્યું. ત્યારપછી શુદ્ધ મનવાળા તેણે તેઓને પ્રાસુક વસ્ત્ર, ભોજન અને પાણીને માટે નિમંત્રણ ( વિનંતિ ) કર્યું. પાત્રને દાન આપવામાં કોને આદર ન હોય ? તે સાધુઓએ વસ્ત્ર, ભોજનાદિકનો નિષેધ ( ઇનકાર ) કરી યુક્તિવડે ઔષધની જરૂરીયાત જણાવી ત્યારે તેણે પોતાના ચિત્તની જેવું ઉજ્વળ દૂધ સાકર સહિત તેમની પાસે આણ્યું, અને હર્ષવડે નેત્રોને વિકસ્વર કરી તેમને વિનંતિ કરી કે—"હે પૂજ્ય! આ એષણીય છે, તે મારા પર અનુગ્રહ કરીને ગ્રહણ કરો." તે દૂધ શુદ્ધ ધારીને સાધુઓએ સંસાર સમુદ્રમાં પડેલા તેને જાણે તારવાને ઇચ્છતા હોય તેમ પોતાનું તુંબડું ( પાત્ર ) ધર્યું. તરત જ ધનદેવે પણ સર્વ ઇષ્ટ વસ્તુને આપનાર પુણ્ય રૂપી કલ્પવૃક્ષને જાણે સીંચતો હોય તેમ સતત ધારાબંધ સાકર યુક્ત દૂધ તેમાં નાંખ્યું. તે વખતે તેનું શરીર હર્ષથી રોમાંચિત થયું; તે ( રોમાંચ ) જાણે કે મહાનંદ ( મોક્ષ ) રૂપી ફળને ઉત્પન્ન કરવાના હેતુ રૂપ દાનરૂપી કલ્પવૃક્ષના અંકુરા હોય તેમ શોભવા લાગ્યા.

એકદા ધનદત્તે પણ આનંદ સહિત મુનિઓને શુભ ભાવથી ઇક્ષુરસનો ઘડો આપ્યો ( વહોરાવ્યો. ) પરંતુ તેણે દાન દેતાં દેતાં કુટુંબની ચિંતા મનમાં થવાથી ત્રણ વાર ભાવને ખંડિત કર્યો, અને પાછો તરત પોતેજ ભાવને સાંધ્યો હતો. તે બન્ને ભાઈઓએ વારંવાર પોતાના દાનધર્મની અનુમોદના કરી હતી. કારણકે અનુમોદના પુણ્ય રૂપી સમુદ્રની વૃદ્ધિને માટે ચંદ્રજ્યોત્સ્ના સમાન છે. હે રાજા ! અનુક્રમે તે ધનદેવ મરણ પામીને હું સ્વર્ગમાં દેવ થયો છું. અને ધનદત્ત મરીને આ રાજપુત્ર થયો છે. ઔષધ દાનના

પુણ્યવડે હું દેવસમૃદ્ધિને પામ્યો છું, અને આ કુમાર ચાર ભાર્યા વિગેરે સમૃદ્ધિને પામ્યો છે."

આ પ્રમાણે તે દેવ બોલતો હતો તેટલામાં ત્યાં આકાશમાર્ગે કોઇ ચારણમુનિ શ્રી યુગાદિદેવને નમવા આવ્યા. જાણે પુણ્યના નિવાસસ્થાન હોય અને તપના નિધાન હોય એવા તે મુનિને જોઈને સર્વ સભાસદો એકદમ ઉભા થયા. મુનિ પણ જિનેશ્વરને નમીને તેઓના આગ્રહથી ત્યાં બેઠા. કેમકે ઉદાર અંતઃકરણવાળા સત્પુરૂષો બીજાની પ્રાર્થનાનો ભંગ કરવાથી ભય પામે છે. ત્યારપછી રાજાએ તે કુમાર અને દેવનો પૂર્વભવ પુછયો, ત્યારે મુનિએ જેવો દેવે કહ્યો હતો તેજ પ્રમાણે કહી સંભળાવ્યો. ત્યારપછી કુમારે મુનિને પ્રણામ કરી બે હાથ જોડી પૂછયું કે—"મેં સમુદ્રનું ઉલ્લંઘન શી રીતે કર્યું અને મારૂં કુબ્જ રૂપ શી રીતે થયું?" ત્યારે મુનીશ્વરે તેને કહ્યું કે—"જ્યારે તને મંત્રીએ સમુદ્રમાં નાંખ્યો, ત્યારે આ દેવેજ તને પ્રેમને લીધે ત્યાંથી ઉપાડીને તાપસના આશ્રમમાં મૂકયો હતો, અને આ મંત્રીરૂપ શત્રુ તને ઓળખશે તો તારો અપકાર કરશે એમ ધારી તે ન થવા દેવા માટે આજ દેવે તને કુબ્જ કર્યો હતો. તેણેજ સર્પદંશ વિગેરે તારા હિતને માટેજ કર્યું હતું. કેમકે વર્ષાઋતુ ગયા પછી (શરદ ઋતુમાં) સૂર્ય જે અત્યંત તપે છે, તે જગતની પ્રીતિ માટે જ (જગતને પ્રસન્ન કરવા માટે જ) તપે છે. તમો બન્નેએ આ અદ્ભુત સમૃદ્ધિ ઔષધના દાનથી પ્રાપ્ત કરી છે. કેમકે પાત્રદાન સર્વ સંપત્તિનું કારણ છે. પરંતુ તેં પૂર્વે દાન દેતી વખતે ત્રણ વાર ભાવ ખંડિત કર્યો હતો, તે કર્મનો ઉદય થવાથી તને આ ભવે ત્રણ પ્રિયાઓનો વિરહ તથા સમુદ્રમાં પડવું વિગેરે આપત્તિ પ્રાપ્ત થઇ. પાત્રને વિષે થોડું પણ દાન કર્યું હોય તો તે મોટું ફળ આપનાર થાય છે, તો સંયમનો ઉપકાર (સહાય) કરનાર પ્રાસુક ઔષધનું દાન મોટું ફળ આપનાર થાય તેમાં શું કહેવું? શાસ્ત્રમાં સંભળાય છે કે—શ્રી મહાવીરસ્વામી ઉપર ગોશાલકે તેજો લેશ્યા મૂકી હતી, તેનાથી ભગવાનને અતિસારનો વ્યાધિ થયો, તેને માટે રેવતી નામની શ્રેષ્ઠ શ્રાવિકાએ કૂષ્માંડના (કોળા) પાકનું દાન કર્યું હતું, તેના પ્રભાવથી તે રેવતી આવતી ચોવીશીમાં સત્તરમો જિનેશ્વર થશે." આ પ્રમાણે મુનિઓના શિરોમણિ સમાન તે ચારણ મુનિની વાણીનું

પાન કરીને કુમાર વિગેરે સર્વ સભાસદો હર્ષ પામ્યા. પરંતુ માત્ર એક તે મંત્રીજ હર્ષ પામ્યો નહીં. તે વખતે વિશેષ પ્રકારનો શુભ આશય ઉલ્લાસ પામવાથી કુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું, અને તેથી તેણે પૂર્વના ભવનું વૃત્તાંત તેજ પ્રમાણે જોયું. ત્યારપછી તે કુમારનું અંતઃકરણ મોટા સંવેગરંગથી ભાવિત થયું, તેથી તેણે મુનીશ્વરની પાસે શુદ્ધ શ્રાવક ધર્મ ગ્રહણ કર્યો. બીજા રાજા વિગેરેએ પણ સમ્યક્ત્વ વિગેરે અંગીકાર કર્યું. કારણ કે રત્નાકર ( સાગર )ની પાસે ગયેલા કોને રત્ન ગ્રહણ કરવાની ઇચ્છા ન થાય ? ત્યારપછી ધર્મ પામેલાઓને જાણે ઉંચી ગતિમાં લઈ જવા ઇચ્છતા હોય તેમ તે ચારણ મુનિ આકાશમાં ઉડ્યા.

ત્યાર પછી હર્ષ પામેલા રાજાએ જમાઈને ઉત્તમ હાથીઓ, જાતિવંત અશ્વો, સુવર્ણ અને રત્ન વિગેરે પુષ્કળ દાન આપીને તેનો સત્કાર કર્યો. પછી રાજાએ તે દુષ્ટ મંત્રીનો વધ કરવા માટે આરક્ષકોને આદેશ કર્યો. આ ભવમાં પણ રાજા દુષ્ટ જનોને શિક્ષા કરે છે. અત્યંત કરૂણાવાળા કુમારે તે મંત્રીનો વધ નિવારણ કર્યો. કેમકે સત્પુરૂષો ચંદનની જેમ અપકાર ઉપર પણ ઉપકાર કરનાર હોય છે. ત્યારે રાજાએ તે મંત્રીને પોતાના દેશમાંથી કાઢી મૂક્યો. કેમકે અંતઃકરણમાં મલિનતાવાળાને દૂર રાખવો જ સારો છે. તે કુમાર ચાર પ્રિયાઓ સાથે ભોગનો અનુભવ કરતો કેટલોક સમય ત્યાં જ સુખે કરીને રહ્યો.

એકદા સિંહલેશ્વર રાજાએ પુત્રની શોધ કરવા હુકમ કરેલો કોઈ પુરૂષ કુમારને સાંભળીને ત્યાં આવ્યો. કુમારે પણ તેને જોઇ સ્નેહ પૂર્વક આલિંગન કર્યું, અને અત્યંત હર્ષ પામીને પોતાના માતા પિતા વિગેરેના કુશળ સમાચાર પૂછયા. ત્યારે તે પણ બોલ્યો કે—" હે કુમાર ! તમારા માતા પિતા અને સમગ્ર પરિવાર ક્ષેમ કુશળ છે. પરંતુ તમારા વિયોગનો ઉદ્વેગ તેમના મનને સંતાપ કરે છે. તે વખતે તમારા વિરહથી તમારા માતા પિતા વિગેરેનાં નેત્રોમાંથી એટલા બધા અશ્રુજળના પ્રવાહ નીકળ્યા કે જેથી ચોતરફ વહાણ વડે તરી શકાય એટલું જળ થઇ ગયું. તમારા વિયોગ રૂપી અગ્નિની જ્વાળાના સમૂહથી તમારા પિત્રાદિકનું ચૈતન્ય નષ્ટ થયું છે, તેથી તેઓ જાણે કે લેપ્યમય પૂતળાં હોય

એમ કષ્ટથી રહેલા છે. ત્યારપછી પ્રધાનોએ મને તથા બીજા ઘણા સેવકોને તમારી શોધ માટે દરેક દ્વીપે અને દરેક દેશે ચોતરફ મોકલ્યા છે. તેથી હું દ્વીપ, આકર (ખાણ), ગામ અને નગર વિગેરેમાં ચિરકાળ સુધી ભમ્યો, પરંતુ જેમ પુણ્ય રહિત માણસ નિધિને ન પામે તેમ હું તમને કોઇ પણ ઠેકાણે પામ્યો નહીં. હાલમાં ચોતરફ પ્રસરતી તમારી કીર્તિને સાંભળી તમે અહીં છો એમ મારા જાણવામાં આવ્યું, તેથી હે દેવ! મારો સર્વ ઉદ્યમ આજે સફળ થયો. તો હવે તમારા વિયોગ રૂપી વિષથી મૂર્છિત થએલા તમારા પિત્રાદિકને તમારા દર્શનના આનંદ રૂપી અમૃતરસના યોગથી આશ્વાસન કરો, (સચેતન કરો )." આ પ્રમાણે તેનું વચન સાંભળી કુમારનાં લોચન અશ્રુથી વ્યાપ્ત થયાં, અને ખેદથી પુષ્ટ થયેલા તે બુદ્ધિમાને વિચાર કર્યો કે—"વિષયરૂપી સમુદ્રમાં મગ્ન થયેલા મને અધમ પુત્રને ધિક્કાર છે, કે જેથી મેં મારા પિત્રાદિકને આવી દુર્દશા પમાડી. જેઓ માબાપને પ્રીતિ કરનારા હોય છે, તેઓ જ પવિત્ર પુત્ર કહેવાય છે. પરંતુ હું તો તેમના ચિત્તને માત્ર સંતાપ કરવામાં જ કારણભૂત થયો, તેથી હું પુત્ર ન કહેવાઉં. હજુપણ મારે ત્યાં જઇને મારા માબાપને પ્રસન્ન કરવા અને તેમના ચરણ કમળની સેવા કરવી તે જ યોગ્ય છે." આ પ્રમાણે વિચાર કરી તે પુરૂષને સાથે લઇ કુમાર રાજા પાસે ગયો, અને તેને કહ્યું કે—"મારા પિત્રાદિકે મને બોલાવવા માટે આ પુરૂષને મોકલ્યો છે. મારા પિતા વિગેરે સર્વ જનો મારા વિયોગથી દુ:ખી છે, તેથી મારૂં મન તેમના સમાગમ માટે અત્યંત ઉત્કંઠિત થયું છે. તો હે દેવ! મને જલદી મારા નગરમાં જવાની આજ્ઞા આપો." તે સાંભળીને રાજા પણ પ્રીતિના પૂરનો વિસ્તાર કરતી વાણીવડે બોલ્યો કે—"હે વત્સ! તું જા. એમ જો કહું તો પ્રીતિની હીનતા થાય છે. અહીં જ રહે, એમ કહું તો તારા પ્રયાણમાં અમંગળ થાય છે. અને કાંઇપણ ન બોલું તો તારી ઉપેક્ષા કરી કહેવાય. તેથી હું શું કહું? અથવા હું એમ ધારૂં છું કે વિયોગથી દુ:ખી થતા તારા માત પિતાને તું શીઘ્ર પ્રીતિયુક્ત કર." આ પ્રમાણે કુમારને આજ્ઞા આપી દિવ્ય વસ્ત્રાદિકના દાનથી તેનું સન્માન કરી રાજાએ પુત્રી સહિત તેને વિદાય કર્યો.

ત્યારપછી તે કુમાર, ચારે ભાર્યા તથા તે પિતાના પુરૂષ વિગેરે સહિત કંથા લઈને દિવ્ય પ્રભાવથી વિસ્તાર પામેલી (મોટી થયેલી) તે ખટ્વા ઉપર આરૂઢ થયો તે ખટ્વાના પ્રભાવથી તે કુમાર એક ક્ષણવારમાં સિંહલદ્વીપની બહાર ક્રીડા ઉદ્યાનમાં પહોંચ્યો. પછી તે પુરૂષે આગળથી જઇને રાજાને આ પ્રમાણે વધામણી આપી કે— " હે દેવ ! ખેદનો ત્યાગ કરો, અને હર્ષને ધારણ કરો; કેમકે ચાર પ્રિયા વિગેરે અદ્ભુત વસ્તુઓ સહિત તમારો પુત્ર બહાર વનમાં આવ્યો છે. " તે સાંભળી પુત્રની પ્રાપ્તિના હર્ષથી રાજાનું અંતઃકરણ પૂર્ણ ભરાઈ ગયું, અને તેણે નગરમાં સેવકો પાસે આ પ્રમાણે મહોત્સવ કરાવ્યો,–સ્થાને સ્થ.ને રોમાંચને ઉત્પન્ન કરે તેવા માંચાઓ રચાવ્યા, ચૌટે ચૌટે કેળના સ્તભોથી શોભતા તોરણો બંધાવ્યા, રાજમાર્ગમાં કેસરનું પાણી છટાવ્યું, ઠેકાણે ઠેકાણે મોતીના સાથીયા પુરાવ્યા, ઘેર ઘેર મોટી ધ્વજાઓ બંધાવી, ભમતા ભમરાના ઝંકારાવડે મનોહર પુષ્પની માળાઓ ચોતરફ લટકાવી, નાયકાઓ જોનારની દૃષ્ટિને શીતળતા ઉત્પન્ન કરે તેવું નૃત્ય કરવા લાગી, આકાશને ગજાવતા મૃદંગ વિગેરે વાજિંત્રો વગડાવ્યા, કુળવંત સ્ત્રીઓ રસવડે વૃદ્ધિ પામતાં ગીતો ગાવા લાગી, બંદીજનો ઉંચે સ્વરે બિરૂદાવળી બોલવા લાગ્યા, ઘોડા વિગેરે વાહનોને અલંકારોથી ભૂષિત કર્યા, અને મંત્રી સામંત વિગેરે સર્વ પરિવાર તે કુમારની સન્મુખ ગયો. આ રીતે મોટા ઉત્સવ પૂર્વક કુમારે પુરપ્રવેશ કર્યો. તે વખતે પોતાના પૂર્વના દાનપુણ્યની જેવું ઉજ્વળ છત્ર તેના મસ્તકપર ધારણ કરવામાં આવ્યું હતું, જાણે કે કુમારના પ્રતાપની લક્ષ્મી અને યશની લક્ષ્મીને વિલાસ કરવાનાં બે શ્વેત કમળો હોય તેવા ઉજ્વળ બે ચામરો ( વીંજાવા ) વડે તે શોભતો હતો, તે યાચકોને તેમની ઇચ્છા પ્રમાણે દાન દઈને તેમના દારિદ્રની લિપિને[1] વ્યર્થ કરતો હતો, તેની પાછળ તે દિવ્ય ખટ્વાપર આરૂઢ થયેલી તેની ચારે પ્રિયાઓ ચાલતી હતી, અને પોતે હસ્તીના સ્કંધ ઉપર આરૂઢ થયો હતો. આ રીતે મોટા વૈભવવાળો કુમાર સમૃદ્ધિવડે પુરજનોને આશ્ચર્ય પમાડતો પિતાના મહેલમાં પહોંચ્યો. ત્યાં હાથી

૧ છઠ્ઠીના લેખને

પરથી ઉતરી અત્યંત હર્ષને લીધે વિકસ્વર નેત્રવાળા કુમારે સભામાં આવી ત્યાં બેઠેલા રાજાને ભક્તિવડે પ્રણામ કર્યા. રાજાએ પણ જાણે અમૃતની વૃષ્ટિથી ન્હાયો હોય એમ હર્ષ પામીને પુત્રને સર્વ અંગે આલિંગન કર્યું, તેનાં નેત્રો હર્ષનાં અશ્રુવડે ખાબોચીયાં જેવા દેખાવા લાગ્યાં, પછી આનંદથી તે બોલ્યો કે—" હે વત્સ ! તારા વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખ રૂપી દાવાનળે આટલા દિવસો સુધી અમોને જે તાપ પમાડ્યો છે, તે સર્વ તાપ આજે સમાગમના આનંદથી ઉત્પન્ન થયેલા આ અશ્રુજળના પ્રવાહે તત્કાળ શાંત કર્યો છે. તારા દર્શન રૂપી આનંદના રસ વડે અમારાં નેત્રો અત્યંત તૃપ્ત થયાં છે, હવે તરસ્યા થયેલા કર્ણયુગલને તારા વૃત્તાંત ( ચરિત્ર ) રૂપી અમૃતના પાનવડે પ્રસન્ન કર ( તૃપ્ત કર ). " તે સાંભળી કુમારે પોતાનો વૃત્તાંત કહેવાના વિષયમાં નમ્ર મુખ કર્યું, ત્યારે તે રાજસેવકે તેનું સર્વ અદ્ભુત વૃત્તાંત પ્રથમથી કહી સંભળાવ્યું. તે સાંભળીને રાજા પ્રસન્ન થયો, આશ્ચર્ય પામ્યો, અને પછી પુત્રને રાજ્ય પર સ્થાપન કરી ધર્મનું આરાધન કરી અનુક્રમે સ્વર્ગે ગયો.

ત્યારપછી સિંહલસિંહ રાજા કોઇથી હરણ ન કરી શકાય એવા પિતાના સામ્રાજ્યને ભોગવવા લાગ્યો. તે હંમેશાં દીન હીન વિગેરેને નિયાણા રહિત ( નિરીચ્છક—ભાવે બદલાનો કશી સ્પૃહા રાખ્યા વગર ) દાન દેતો હતો, તેણે પૃથ્વીનો મધ્યભાગ જિનેશ્વરોનાં ચૈત્યોવડે સુશોભિત કર્યો હતો, શુદ્ધ બુદ્ધિવાળા તે રાજાએ અનંત સુખ ( મોક્ષ સુખ )ને માટે શ્રાવક ધર્મનું ચિરકાળ આરાધન કર્યું હતું. આ પ્રમાણે ગૃહીધર્મનું પાલન કરી સિંહલસિંહ રાજા લાંતક નામના દેવલોકમાં ગયો. ત્યાંથી ચવીને તે તથા તેનો મિત્ર દેવ એ બન્ને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ ચારિત્ર ગ્રહણ કરી કર્મનું ઉન્મૂલન કરી મોક્ષપદ પામશે. હે ભવ્ય જનો ! આ પ્રમાણે પૂર્વે કહેલા બે ભાઇઓને અદ્ભુત સમૃદ્ધિ આપવાનું કારણ રૂપ મુનિને ઔષધ દાનનું પુણ્ય સાંભળીને તમે તે દાન આપવામાં આદર કરો, કે જેથી સર્વ પ્રકારની સુખ સંપત્તિ શીઘ્રપણે પોતાની મેળે જ વરે.

॥ इति नवमः प्रकाशः ॥ ९



# દશમો પ્રકાશ.



મમતા રહિત છતાં પણ દયાર્દ્ર હૃદયવાળા જે **શ્રી મહાવીરસ્વામીએ** દરિદ્ર બ્રાહ્મણને દેવદૂષ્ય વસ્ત્ર આપ્યું હતું, તે પ્રભુ ભવ્યપ્રાણીઓને સુખ આપો. હવે ધર્મના ઉપષ્ટંભ દાનમાં રહેલો અને પુણ્યને પુષ્ટ કરનારો વસ્ત્રદાન નામનો સાતમો ભેદ કહેવાય છે. ગૃહસ્થીએ મોટા ભાવથી સાધુધર્મના ઉપકાર માટે મુનિઓને કલ્પે તેવું શુદ્ધ વસ્ત્રનું દાન દેવું જોઇએ. અહીં કોઇને શંકા થાય કે—વસ્ત્ર તો અપરિગ્રહ વ્રતને બાધા કરનારૂં છે, તેથી સર્વદા પરિગ્રહનો ત્યાગ કરનાર યતિને વસ્ત્રનું દાન આપવું યોગ્ય નથી. આવી શંકા કરવી જ યોગ્ય નથી. કેમકે સંયમની રક્ષા માટે સાધુને વસ્ત્ર રાખવાની અનુજ્ઞા (સંમતિ) આપેલી છે. તે વિષે ચૌદપૂર્વી **શ્રી ભદ્રબાહુસ્વામીએ** રચેલી શ્રીઓઘનિર્યુક્તિમાં આ પ્રમાણે કહ્યું છે.—

" पत्तं पत्ताबंधो, पायट्ठवणं च पायकेसरिआ ।
पडलाइं रयत्ताणं, गुच्छउ पायनिज्जोगो ॥ १ ॥

तिन्नेव य पच्छागा, रयहरणं चेव होइ मुहपत्ती ।
एसो दुवालसविहो, उवही जिणकप्पिआणं तु ॥ २ ॥

एए चेव दुवालस, मत्तग अइरेगचोलपट्टो अ ।
एसो उ चउदसविहो, उवही पुण थेरकप्पम्मि ॥ ३ ॥

जिणा बारसरूवाणि, थेरा चउदस रूविणो ।
अज्जाणं पणवीसं तु, अउ उड्ढं उवग्गहो ॥ ४ ॥

પાત્રાં ઝોળી જેના ઉપર પાત્રાં સ્થાપવા ( મૂકવા ) માં આવે તે ( ઉનનું વસ્ત્ર ) પાત્રાનું પ્રતિલેખન કરવાની ચરવાળી, પડલાં, રજસ્ત્રાણ ( પાત્રાને વીંટવાનું વસ્ત્ર ) અને ગુચ્છો ( પાત્રા ઉપર ચઢાવવાનું ઉનનું વસ્ત્ર ) એ સાત પાત્રા સંબંધી ઉપગરણો છે. ત્રણ પચ્છેડીઓ ( ઓઢવાના કપડા–ગોચરી પ્રમુખ પ્રયોજને જતાં શરીર ઉપર ઓઢી લેવાનું એક સુતરાઉ વસ્ત્ર, એક ઉનની કાંબળ અને એક એ ઉનની કાંબળની અંદર રાખવાનું સુતરાઉ વસ્ત્ર એમ ત્રણ ) રજોહરણ અને મુહપત્તિ એ બાર પ્રકારની ઉપધિ ( ઉપગરણ ) તો જિનકલ્પી સાધુઓને હોઇ શકે. ઉપલક્ષણથી ( જિન કલ્પી સાધુઓને ૨–૯ પ્રમુખ પ્રકારની અલ્પ ઉપધિ પણ હોય છે. માત્રક (અન્નાદિક આહાર નિમિત્તે ખાસ ઉપગરણ વિશેષ ) અને ચોલપટ્ટો એ બે પ્રથમનાં બારમાં ઉમેરતાં ચોદ પ્રકારની ઉપધિ સાધુઓને હોય છે. વળી સાધ્વીઓને પચવીશ પ્રકારની ઉપધિ હોય છે એથી ઉપરાંત ઔપગ્રહિક ( ઉપધિ ) જાણવી.

સાધુઓને સચેલ અને અચેલ એવા ભેદથી બે પ્રકારનો ધર્મ છે. તેમાં મધ્યમના બાવીશ તીર્થંકરોના તીર્થમાં સચેલ ધર્મ છે. તેમાં **સહ** અને **ચેલ** ( વસ્ત્ર ) એ બે શબ્દો રહેલા છે. **સહ** શબ્દ આ ઠેકાણે પ્રમાણ અને વર્ણ વિગેરેના અનિયમ રૂપ વિશેષને જણાવે છે. એટલે કે વસ્ત્રનું અમુક લંબાઇવાળું પ્રમાણ કે અમુક રંગ જોઇએ તેનો કાંઇ પણ નિયમ નથી. લોકમાં પણ અમુક માણસ ' સરૂપ ' એટલે સારા રૂપવાળો છે એમ કહેવાય છે. તેથી અહીં **સ** નો અર્થ સ્તુતિ–પ્રશંસાવાળો છે. મધ્યમ જિનેશ્વરોના સમયમાં જીવો ઋજુ પ્રાજ્ઞ કહેલા છે, તેથી તેઓ સર્વ પ્રકારના શુદ્ધ–પ્રાસુક વસ્ત્રની સંમતિ આપતા હતા. તથા પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં અચેલ ધર્મ કહેલો છે. અહીં **અ** અને **ચેલ** ( વસ્ત્ર ) એ બે શબ્દો છે. તેમાં **અ** નો અર્થ સર્વથા પ્રકારે વસ્ત્રનો નિષેધ કરવાવાળો નથી. પરંતુ વસ્ત્રના અમુક પ્રમાણ, વર્ણ વિગેરે જણાવે છે. લોકમાં પણ ' અનુદરા કન્યા શોભે છે ' એમ કહેવાય છે. ( અહીં **અન્** અને **ઉદરા** એ બે શબ્દો છે. તેમાં સર્વથા પ્રકારે ઉદર–પેટ રહિત એવી કન્યા શોભે છે એવો અર્થ થઇ શકે નહીં, પરંતુ પ્રમાણવાળુ

એટલે નાનું ઉદર જેનું છે, એવી કન્યા શોભે છે એવો અર્થ જ થાય છે. ) પહેલા જિનેશ્વરના તીર્થમાં ઋજુજડ જીવો હતા, અને અત્યારે છેલ્લા તીર્થંકરના સમયમાં વક્રજડ જીવો હોય છે, તેથી તે બન્નેના તીર્થમાં વસ્ત્રાદિકનો નિયમ કર્યો છે. આ વિષે ઉત્તરાધ્યયનમાં શ્રીપાર્શ્વનાથ સ્વામીના સંતાનીયા કેશિ ગણધર તથા શ્રી ગૌતમ સ્વામીનો સંવાદ આ પ્રમાણે છે.—

" अचेलगो अजो धम्मो, जो इमो संतरुत्तरो ।
देसिओ वद्धमाणेण, पासेण य महायसा ॥ १ ॥
एगकज्जपवन्नाणं, विसेसे किन्तु कारणम् ।
लिंगे दुविहे मेहावी, कहं विप्पच्चओ न ते ॥ २ ॥
केसिमेवं बुवाणं तु, गोअमो इणमब्बवी ।
विन्नाणेण समागम्म, धम्मसाहणमिच्छिअं ॥ ३ ॥
पच्चयत्थं च लोअस्स, नाणाविहिविगप्पणं ।
जत्तत्थं गहणत्थं च, लोगे लिंगप्पओअणं ॥ ४ ॥ "

શ્રી વર્ધમાન સ્વામીએ (સાધુઓને માટે) અચેલક ધર્મ બતાવ્યો છે અને પુરૂષદાનીય શ્રી પાર્શ્વનાથ સ્વામીએ સચેલક ધર્મ બતાવેલો છે. એક મોક્ષમાર્ગ પ્રપન્ન એવા તે મહાનુભાવોએ એમ જૂદા જૂદા બે માર્ગ કહ્યા તેનું શું કારણ ? હે પ્રાજ્ઞ ! એ બે પ્રકારના લિંગ–વેષ–આકાર જાણી–જોઈ તમને કંઇ વિપ્રત્યય–અશ્રદ્ધા થવા નથી પામતી શું ? એ રીતે કેશી ગણધરે પૃચ્છા કરી તેમને પ્રત્યુત્તર શ્રી ગૌતમ ગણધર આપતા હતા. વિજ્ઞાન (કેવળજ્ઞાન) વડે યથાર્થ જાણી દેખીને ધર્મસાધન ઇચ્છયું છે. અને લોકને પ્રત્યય (વિશ્વાસ) ઉપજાવવાને માટે તેના જૂદા જૂદા વિકલ્પ–ભેદ બતાવેલા છે. વળી સંયમના નિર્વાહ માટે તથા તેના આદર–સત્કારને અર્થે લોકમાં પૂર્વોક્ત લિંગ–વેષ–આકાર પણ સપ્રયોજન–સહેતુક છે.

જિનેશ્વરો કે જેઓ વેષ પહેર્યા વિના પણ લોકોની દૃષ્ટિએ વિભૂષિત જ દેખાય છે, તેઓ પણ દીક્ષા સમયે આચારને લીધે

દેવદૂષ્ય વસ્ત્રને અંગીકાર કરે છે. નિર્ગ્રંથ (સાધુ) વસ્ત્રને ગ્રહણ કરવાથી પરિગ્રહધારી થાય છે એમ કદી ધારવું નહીં. કારણકે તત્ત્વજ્ઞાનીઓએ મૂર્છાને જ પરિગ્રહનું કારણ કહ્યું છે. તે વિષે દશવૈકાલિકમાં કહ્યું છે કે—

"जं पि वत्थं व पायं वा न सो परिग्गहो वुत्तो"

"જે વસ્ત્ર અથવા પાત્ર રાખવામાં આવે છે, તેને પરિગ્રહ કહ્યો નથી." જિનકલ્પને વિષે પણ સર્વ ઉપાધિનો ત્યાગ નથી. તેને વિષે પણ બેથી બાર સુધી ઉપધિ રાખવાની કહી છે, તે વિષે આગમમાં કહ્યું છે કે—

"दुगतिगचउक्कपणगं, नव दस इक्कारसेव बारसगं ।
एए अट्ठ विअप्पा, जिणकप्पे हुंति उवहिस्स ॥"

"બે, ત્રણ, ચાર, પાંચ, નવ, દશ, અગ્યાર અને બાર (વસ્તુ રાખવી) એ ઉપધિના આઠ વિકલ્પો (પ્રકારો) જિનકલ્પને વિષે કહેલા છે." તેથી કરીને શુદ્ધ બુદ્ધિવાળા અને શ્રદ્ધાવાળા ગૃહસ્થોએ સાધુને ચંદ્રના કિરણો જેવું ઉજ્વળ અને પોતાના ભોગવટાથી [1]મલિન થયેલું શુદ્ધ વસ્ત્ર આપવું. જે વસ્ત્ર મુનિને માટે વણ્યું ન હોય, વેચાતું લીધું ન હોય, કોઈનું ચોરી લીધેલું અથવા ખુંચવી લીધેલું ન હોય, ધોયું ન હોય. માગી લીધેલું નહોય, તે વસ્ત્ર શુદ્ધ કહેલું છે. ઘણા લોકો જમાઈ વિગેરેને વસ્ત્રાદિકનું દાન આપે છે, પરંતુ જો સુપાત્રને દાન આપે, તો તેનું દાતારપણું પ્રશંસા કરવા લાયક થાય છે. અરિહંતોની સેવા કરવામાં જાગૃત રહેતા તે દેવેંદ્રોને જ ધન્ય છે કે જેઓ જિનેશ્વરોની દીક્ષા સમયે તેમના ખભા ઉપર દેવદૂષ્ય વસ્ત્ર નાંખે છે, અને તે વસ્ત્રને આપતા તેઓને જિનેશ્વરો પણ માન્ય કરે છે. મુનિને શુદ્ધ વસ્ત્ર આપનાર બુદ્ધિમાન વાસ્તવિક રીતે જોઈએ તો ચારિત્રલક્ષ્મી રૂપી કુમારિકાને જ પહેરામણી કરે છે એમ સમજવું તથા પહેરામણી કરવાથી પ્રસન્ન થયેલી, મોક્ષને આપનારી તે (ચારિત્રલક્ષ્મી રૂપી કુમારિકા) તે પુરૂષને તેજ ભવમાં અથવા બીજા ભવમાં વરે છે. જે પુરૂષ મુનીંદ્રને શુભ ભાવ-

૧ વાપરેલું

પૂર્વક વસ્ત્રનું દાન આપે છે, તે ધ્વજભુજંગની જેમ મોટી સંપત્તિને પામે છે. તે કથા નીચે પ્રમાણે—

આ ભરતક્ષેત્રમાં કલ્યાણને નિવાસ કરવાનું સ્થાન, નિરંતર દારિદ્રને પ્રવાસ કરાવનાર તથા પૃથ્વીના અલંકાર રૂપ શ્રી માલવ નામનો દેશ છે. તે દેશ'મા' એટલે લક્ષ્મી તેનો 'લવ' એટલે લેશ એવું નામ નિરંતર ધારણ કરતા છતાં પણ પૃથ્વી ઉપર લક્ષ્મીની ખાણરૂપ છે એવી પ્રસિદ્ધિને પામ્યો તે આશ્ચર્ય છે. તે દેશમાં ઉજ્જયિની નામની પુરી છે. તેણે બાજી સર્વ પુરીઓને પોતાની લક્ષ્મી વડે જીતીને પોતાનું [1]નામ સાર્થક કર્યું છે. તે નગરીમાં રહેલા સત્પુરૂષો પોતાના આત્માનું અત્યંત હિત કરવાની ઇચ્છાથી અર્થને તથા કામને પણ ધર્મમાં જ [2]ઉપયોગ કરવાથી પવિત્ર કરે છે. તે નગરીની સમીપે શાલિગ્રામ નામનું ગામ છે. તે ધનધાન્યાદિ ઋદ્ધિથી પૂર્ણ છે, અને સંપત્તિએ કરીને નગરની તુલ્ય છે. તે ગામમાં વસનારા લોકો દૂધ, દહીં, અતિ સ્નિગ્ધ ભોજન અને શેરડીનો રસ (ગોળ) વિગેરે ઉત્તમ વસ્તુઓ તૃપ્તિ થાય ત્યાં સુધી ખાઇને અમૃતનો પણ તિરસ્કાર કરે છે. તે ગામમાં ક્ષત્રિયોનો મુગટ સમાન, અતુલ પરાક્રમી અને પોતાના વંશ રૂપી ગુફામાં સિંહ સમાન સિંહપાળ નામનો સુભટ રહેતો હતો. તેને યશોદેવી નામની ભાર્યા હતી. તે સ્રીને વિષે રૂપલક્ષ્મીની સાથે શીયળવ્રત, લજ્જાની સાથે દાક્ષિણ્યતા, મધુર વાણીની સાથે દાન, સરળતાની સાથે ગંભીરતા તથા વિદ્યાની સાથે વિનય એ સર્વ ગુણો જાણે અત્યંત પરસ્પર પ્રીતિવાળા હોય તેમ આવીને રહ્યા હતા. તે બન્નેને [3]ત્રણ વર્ગના સાધન વડે સુંદર અને સુખ વડે કરીને મનોહર કેટલાક વર્ષો દિવસની જેમ વ્યતીત થયા. એકદા તે યશોદેવીએ દિવ્ય (સારાં) સ્વપ્ને જણાવેલા ગર્ભને પૃથ્વી નિધાનને ધારણ કરે તેમ ધારણ કર્યો. ઋતુને લાયક અને શરીરને હિતકારક (પથ્ય)

---

૧ ઉત્ એટલે અધિક જયિની એટલે જયવાળી.

૨ અર્થ એટલે ધનનો સાત ક્ષેત્રમાં વ્યય કરવાથી અને કામ એટલે પાંચ ઇંદ્રિયોના વિષયોને પૂજા ઉત્સવાદિક ધર્મકાર્યમાં ભોગવવાથી પવિત્ર કરે છે.

૩ ધર્મ, અર્થ અને કામ.

આહાર તથા વિહાર કરવામાં તત્પર તે યશોદેવી જાણે પોતાનું બીજું જીવિત હોય તેમ તે ગર્ભનું પાલન કરવા લાગી. પરંતુ તેને ગર્ભના પ્રભાવથી શરૂઆતમાં પુણ્યનો નાશ કરનારા હિંસા, અસત્ય અને ચોરી વિગેરે સંબંધી કેટલાક દુષ્ટ દોહલા ઉત્પન્ન થયા, તો પણ તે દોહલા પૂર્ણ કરવામાં તેણીનું મન પ્રવર્ત્યું નહીં, કેમકે સમુદ્ર ક્ષોભને પામે તોપણ શું પોતાની મર્યાદા મૂકે? આવા દુષ્ટ દોહલા થયા છતાં પણ શુદ્ધમનવાળી તે બળાત્કારે દયા, દેવપૂજા અને દીન હીન જનોને દાન આપવું એ વિગેરે કાર્યમાં દુષ્ટ ભાગ્યનો નાશ કરવા માટે પ્રવર્તવા લાગી. તેથી કરીને અનુક્રમે તેને શુભ દોહલા ઉત્પન્ન થવા લાગ્યા. અભ્યાસને અનુસરીને પ્રાણીઓનો પરિણામ પ્રવર્તે છે. તેણીના ઇચ્છિત શુભ દોહલા પૂર્ણ કરવા મુશ્કેલ હતા, તો પણ તેના પતિએ તે પૂર્ણ કર્યા. પ્રસન્ન થયેલો પતિ સ્ત્રીઓનો જંગમ કલ્પવૃક્ષ સમાન છે. ગર્ભ અદૃશ્ય હતો તોપણ તે માતા પિતાની પ્રીતિને વધારતો હતો. શું ચંદ્ર વાદળાંમાં રહ્યો હોય તોપણ સમુદ્રને ઉછળતા તરંગ ( ભરતી ) વાળો ન કરે? અનુક્રમે સમય પૂર્ણ થયે સંપૂર્ણ શુભ લક્ષણવાળા અને સૂતિકા ગૃહનો ઉદ્યોત કરનાર પુત્રને જેમ રત્નની ખાણ રત્નને પ્રસવે તેમ તેણીએ પ્રસવ્યો. તે વખતે તેના પિતાએ નિર્મળ અને મોટો ઘણા પ્રકારનો જન્મોત્સવ કર્યો, અને પછી બારમે દિવસે માબાપે તેનું રાજપાળ નામ પાડ્યું. તે પુત્ર શુક્લપક્ષના બીજના ચંદ્રની જેમ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. અને અમૃતની વૃષ્ટિની જેમ પિત્રાદિક બંધુઓની દૃષ્ટિને આનંદ પમાડવા લાગ્યો. તે આઠ વર્ષનો થયો ત્યારે પિતાએ તેને ઉપાધ્યાય પાસે કળા શીખવા મોકલ્યો, અને અનુક્રમે તે સમગ્ર કળાઓમાં નિપુણ થયો. કેમકે સુવર્ણને ઘડીને તેનો અલંકાર કર્યો હોય તો જ તે લોકનું મંડન રૂપ થાય છે. પછી તે રાજપાળ કુમાર સર્વ સ્ત્રીજનના નેત્રના જીવન રૂપ યુવાવસ્થાને પામ્યો ત્યારે તેની રૂપલક્ષ્મી કામદેવના ગર્વને પણ નાશ કરનારી થઇ. તેનું વક્ષઃસ્થળ ઉદારતાની સાથે [1]વિશાળતાને પામ્યું, તેનાં નેત્રો પિતાની વાણીની

[1] વક્ષઃસ્થળ અને ઉદારતા એ બન્ને વિશાળ થયા એમ સર્વ ઠેકાણે જાણવું.

સાથે કર્ણના પ્રાંત ભાગે વિશ્રાંતિ પામ્યાં, તેનું ઉદર ગર્વની સાથે કૃશતાને પામ્યું, તેના બે હાથ યશની સાથે દીર્ઘ-લાંબા થયા, તેની નાસિકા માહાત્મ્યની સાથે ઉન્નતપણાને પામી, તેના હાથ પગ વાણીની સાથે કોમળતાને પામ્યા, તેની દાઢી મૂછ તેજની સાથે ઉત્પત્તિને પામી, તેનું કપાળ બુદ્ધિની સાથે વિસ્તાર પામ્યું, તેના બન્ને ઓષ્ઠ લોકો સહિત રાગવાળા[1] થયા, તથા તેના પુષ્ટ થયેલા બે સ્કંધ (ખભા) વિનયની સાથે શોભવા લાગ્યા. આ પ્રમાણે પરસ્પર જાણે સ્પર્ધા કરવામાં તત્પર થઇ હોય એવી તેની મનોહર રૂપલક્ષ્મી તથા ગુણલક્ષ્મીએ આનંદથી તેને આલિંગન કર્યું. કમળને ભમરાઓની જેમ તેના સૌભાગ્ય રૂપી લુબ્ધ થયેલા ક્યા ક્યા અકૃત્રિમ (સાચા) મિત્રો શીઘ્રપણે તેને સેવવા ન લાગ્યા? તે રાજપાળ મિત્રો સહિત ગામના ઉદ્યાનોમાં ક્રીડા કરતો હતો, અને ઇચ્છા પ્રમાણે અનેક કૌતુકોને જોતો હતો.

કેટલેક કાળ ગયા પછી જેમ ઉપાધિને લીધે અરિસામાં શ્યામપણું પ્રાપ્ત થાય, તેમ તે રાજપાળને વિષે જુગારીઓના સંગથી દ્યૂતનું વ્યસન પ્રાપ્ત થયું. જેમ ચંદ્રને વિષે કલંક, ધનવાનને વિષે કૃપણતા, દાતારને વિષે વાણીનું કઠોરપણું, સમુદ્રને વિષે ખારાપણું, મોટા રાજ્યને વિષે અનીતિ અને કમળને વિષે કાંટા દોષને ઉત્પન્ન કરે છે, તેમ આ કુમારને વિષે દ્યૂતે દોષ ઉત્પન્ન કર્યો. અહો! નીચની સંગતિ સર્વ દોષોને જીવાડનારી ઓષધિ છે. કેમકે નીચ સંગે આ ગુણવાન કુમારને પણ જુગારી બનાવ્યો. નીચની સંગતિથી મોટા પુરૂષનું પણ માહાત્મ્ય ઓછું થાય છે. શું મદિરાના પાત્રમાં રહેલું પાણી [2]અપેય થતું નથી? છળ કપટથી રમનારા જુગારીઓની સાથે દ્યૂત રમતાં તે અસાર બુદ્ધિવાળો કુમાર વારંવાર સાર (મોટું) ધન હારી જતો હતો. પુત્રની ઉપેક્ષા કરનાર પિતા તે પુત્રના પાપથી લીંપાય છે. એમ વિચારી કુશળ બુદ્ધિવાળા તેના પિતાએ એકદા તેને શીખામણ

---

૧ ઓષ્ઠ રાગવાળા એટલે રાતા થયા, અને લોકો પ્રીતિવાળા થયા.

૨ પીવાને અયોગ્ય.

આપી કે—"હે સ્વચ્છ બુદ્ધિવાળા વત્સ ! ધૂળવાળી પૃથ્વી ઉપર હાથીના આળોટવાની જેમ સર્વ ગુણવાળા તારે દ્યૂત રમવું યોગ્ય નથી. હે પુત્ર ! દ્યૂત સમગ્ર આપત્તિનું સંકેતસ્થાન છે, અને સમગ્ર દોષોની અક્ષય ખાણ તરીકે પ્રસિદ્ધ છે. અત્યંત પ્રચંડ ભુજા બળવાળા પાંડવો પણ દ્યૂતના વ્યસન ઉપરની પ્રીતિથી કયા કયા પરાભવને નથી પામ્યા ? મોટા સામ્રાજ્યને ભોગવનાર ધૈર્યવાન અને મનોહર નળ રાજાને પણ દ્યૂતે સાંભળી ન શકાય એવી ( ખરાબ ) દશાને પમાડયો હતો એમ સંભળાય છે. તેથી હે વત્સ ! સર્વ પાપનું સ્થાન રૂપ દ્યૂતનો તું ત્યાગ કર, કે જેથી દિવસે દિવસે તારી મોટાઈ વધતી જાય." આ પ્રમાણે પિતાના ઉપદેશથી તે રાજપાળ પાળથી બાંધેલા નદીના પ્રવાહની જેમ કેટલોક સમય મર્યાદામાં રહ્યો. પછી પાછો ફરીથી પૂર્વના અભ્યાસના વશને લીધે દ્યૂતમાં પ્રવર્ત્યો. ઉંચે સ્થાને લઈ જવાતું પાણી ઘણો વખત સ્થિર રહી શકતું નથી, હિત ઇચ્છનાર પિતાએ તેને બે ત્રણ વાર પૂર્વની જેમ નિષેધ કર્યા છતાં પણ તેણે દ્યૂતનો ત્યાગ કર્યો નહીં. કેમકે **જેને જે વ્યસન પડયું હોય તે તજવું મુશ્કેલ છે.** શુદ્ધ બુદ્ધિવાળા તેના પિતાએ વિચાર્યું કે—"પુર્વ જન્મના કર્મનો **ઉદય કોઈથી અન્યથા કરી શકાતો નથી."** એમ નિશ્ચય કરી તેણે ઉદાસીનપણું ધારણ કર્યું. આવું પુત્રનું વ્યસન જોવાને જાણે અસમર્થ હોય તેમ તેનો પિતા સિંહપાળ યોગ્ય સમયે પરલોકમાં ગયો. પિતાનું મરણ કાર્ય કરીને તે રાજપાળ પણ તેજ રીતે દ્યૂતમાં પ્રવર્ત્યો, કેમકે જેનું મન જેમાં આસક્ત હોય, તે તેમાં જ આનંદ માને છે. તેનું વ્યસન દ્યૂતમાં એટલું બધું વધી ગયું કે જમીને ઉઠે કે તરતજ તેનો હાથ જુગાર ખેલવામાં જ તત્પર થતો. દ્યતને લીધે તેનો મહિમા સર્વ ઠેકાણે નાશ પામ્યો. શું કાજળનાં સંબંધથી ઉજવળતાની હાનિ થતી નથી ? તે જ વ્યસનથી અનુક્રમે તેનું સમગ્ર ધન પાળના ભાંગવાથી સરોવરના જળની જેમ ખુટી ગયું.

એકદા તે રાજપાળ જમવા માટે ઘેર ગયો ત્યારે તેને તેની માએ કહ્યું કે—"હે વત્સ ! રાંધવા માટે ઇંધણાં નથી, તેથી અત્યારે

જમ્યા પછી લઈ આવ, ” ત્યારે તે પણ જમીને હાથમાં કુહાડી લઈ વનમાં ગયો. ત્યાં એક મોટું વૃક્ષ જોઈ તેને કાપવા જેટલામાં તૈયાર થયો, તેટલામાં તે વૃક્ષનો અધિષ્ઠાયક દેવ આકાશમાં રહીને પ્રગટપણે બોલ્યો કે—“હે મહાશય ! આ વૃક્ષ મારૂં નિવાસસ્થાન છે, તેને તું ન ભાંગ. ” આ પ્રમાણે કાનને અમૃત સમાન તેની વાણી સાંભળીને મુખ ઉંચું કર્યું, અને જેમ શ્રદ્ધાળુ માણસ પાપકર્મથી પાછો ફરે, તેમ તે વૃક્ષને છેદવાથી પાછો ફર્યો. તે જોઇ પ્રસન્ન થયેલા યક્ષે પ્રત્યક્ષ થઈને તેને કહ્યું કે—“હે સત્પુરૂષ ! હું તારાપર પ્રસન્ન થયો છું. તું ઇચ્છા પ્રમાણે વરદાન માગ. ” તે સાંભળીને “અહો ! મારૂં ભાગ્ય ! મારૂં પુણ્ય !” એમ વિચારી આશ્ચર્ય પામી રાજપાળ ભક્તિપૂર્વક તેને પ્રણામ કરી બોલ્યા કે—“હે દેવ ! આ પૃથ્વીપર મોટું રાજ્ય, લક્ષ્મી, ભોગ અને સુખ વિગેરે સમગ્ર વૈભવ સુલભ છે, પરંતુ એક દેવનું દર્શન જ દુર્લભ છે. દેવના દર્શન કરવાની આશાથી મનુષ્યો સેંકડો તપોને કરે છે, વિધિ પ્રમાણે મંત્રાદિકનો જાપ જપે છે, સમૃદ્ધિનો વ્યય (ખર્ચ) કરે છે, સ્મશાનમાં કષ્ટથી રાત્રિ નિર્ગમન કરે છે, અને અગ્નિમાં હોમ કરવો વિગેરે કષ્ટોને સહન કરે છે. તે દેવનું દર્શન પુણ્યના વશથી મને પ્રયત્ન વિના પ્રાપ્ત થયું. તેથી કરીને હે દેવ ! દુર્લભ તમારૂં દર્શન પામીને હું આજ કૃતાર્થ થયો છું, તો હવે શું માગું ? ” ત્યારે ફરીથી દેવે તેને કહ્યું કે—“ હે ભદ્ર ! દેવનું દર્શન નિષ્ફળ હોતું નથી, એમ કહેવાય છે. તેથી કાંઈપણ વરદાન શીઘ્ર માગી લે.” તે સાંભળી તેણે વિચાર કર્યો કે—“ હું કદાચ ગમે તેટલું ધન માગી લઈશ, તો પણ તે મારા વ્યસનને લીધે રહેશે નહીં તેથી હાલ તો આ વરદાનને થાપણ રૂપ કરી રાખું ” એમ વિચારીને તે બોલ્યો કે—“હે દેવ ! જ્યારે હું તમારૂં સ્મરણ કરૂં, ત્યારે તમે મને દર્શન આપજો.” ત્યારે ‘ બહુ સારૂં ’ એમ કહીને દેવ તત્કાળ જાણે સ્વપ્નમાં જોયો હોય તેમ અદૃશ્ય થયો. રાજપાળ પણ બીજા કાષ્ઠો લઈ પોતાને ઘેર આવ્યો. તેજ પ્રમાણે દ્યૂતને રમતાં એકદા તેણે પોતાનું પહેરેલું વસ્ત્ર પણમાં મૂક્યું, તે પણ હારી ગયો. વ્યસનથી કોની બુદ્ધિ નાશ ન પામે ? ત્યારપછી બીજું વસ્ત્ર નહીં

મળવાથી તેણે દેવના મંદિર ઉપરથી ઉતરેલું જીર્ણ ધ્વજાનું વસ્ત્ર લઈ તે જ નિરંતર પહેર્યું તેથી તેને લોકો ધ્વજભુજંગના નામથી બોલાવા લાગ્યા. કેમકે મનુષ્યનું નામ તેના વ્યાપાર (વ્યવસાય) ઉપરથી પડે છે. તેણે જુગારના વ્યસનથી કેવળ સમગ્ર ધન ગુમાવ્યું એટલું જ નહીં, પરંતુ ધર્મ, સુખ, ગુણ, પ્રસિદ્ધિ અને છેવટ પોતાનું નામ પણ મૂળથી જ ગુમાવ્યું. દ્યૂતની ક્રીડા કરતાં તેને એટલું બધું દારિદ્ર પ્રાપ્ત થયું કે જેથી તેના ઘરમાં ભોજનનો પણ સંદેહ થયો. તેથી એકદા ઘરમાં અનાજ નહીં હોવાને લીધે તેની માતાએ રસોઇ તૈયાર કરી નહોતી. કેમકે કારણ વિના કાર્ય નીપજતું નથી. તે વખતે જીર્ણ ધ્વજના વસ્ત્રને ધારણ કરનાર, ઘસાઈ ગયેલા નખવાળો, ભુખરા હાથવાળો અને જાણે કે સાક્ષાત્ કુળનું કલંક જ હોય એવો તે જમવા માટે ઘેર આવ્યો, તેને તથા ચૂલામાં આળોટતા ઉદરોને જોઈ ખેદને પરાધીન થયેલી તેની માતાએ ગદ્ગદ સ્વરે પુત્રને કહ્યું કે—"હે પુત્ર ! તેં કુળરૂપી વનમાં કયો આ દ્યૂતદાવાનળ મૂકયો છે ? કે જેણે ધર્મ, અર્થ અને કામરૂપી વૃક્ષોને મૂળથી જ બાળી નાંખ્યા ? તારો પિતા બીજા મનુષ્યોના પણ પેટ ભરતો હતો, અને તું તો તારૂં પોતાનું ઉદર ભરવામાં પણ સમર્થ નથી. તારો પિતા ગામના સર્વ અધિકારીઓમાં મુખ્ય હતો, અને તું તો પાસે ઉભો હોય તો પણ તારી સન્મુખ કોઈપણ જોતું નથી. બીજા પુત્રો પોતાના પિતાની કીર્તિને તથા ધનને વૃદ્ધિ પમાડે છે, અને તેં તો તે બન્નેનો નાશ કર્યો. અહો ! તારૂં સુપુત્રપણું કેવું છે ? બીજા પુત્રો પોતાની માતાને સુવર્ણાદિકના આભૂષણો વડે શોભાવે છે, અને તું તો ઉલટા દ્યૂતના વ્યસનથી માતાનાં (મારાં) સર્વ અલંકારો હારી ગયો. સૂર્યની જેવા તે પિતાનો પુત્ર થઇને તું શનિની જેમ સમગ્ર જ્ઞાતિના ચિત્તને સંતાપ કરવાનું કારણ રૂપ થયો છે. તેં હમેશાં દ્યૂત વડે હાનિ પમાડ્યા છતાં પણ તારા પિતાના ધનથી જ આજ સુધી નિર્વાહ થયો છે. પરંતુ તેં એક ફૂટી કોડી પણ આણી નથી. તો હે કુપુત્ર ! હે નિર્લજ્જ ! તારૂં ચિત્ત જે જુગારમાં રાતદિવસ લાગેલું છે, ત્યાં જ તું જમવા કેમ જતો નથી ?" આ પ્રમાણે તેની માતાએ તેનો તિરસ્કાર કર્યો, ત્યારે તેણે લજ્જાથી પોતાનું મસ્તક

નીચે નમાવ્યું, તે મનમાં અત્યંત ખેદ પામ્યો, અને હિમવડે કરમાયેલા કમળની જેમ તે ગ્લાનિ પામ્યો. ત્યારપછી તે જ વખતે ખેદ યુક્ત થયેલો તે ધ્વજભુજંગ પોતાના ઘરનો ત્યાગ કરી ફળાદિકનો આહાર કરતો ઉજ્જયિની પુરીમાં ગયો. ત્યાં પણ બે ત્રણ દિવસ પછી તે જ પ્રમાણે જુગાર રમવા લાગ્યો. જંતુ તૃણની જેમ કર્મરૂપી વાયુને જ અનુસરે છે. તે જુગાર રમતો હતો, તોપણ જુગારના સોબતી કે જે ચોરી, ક્રૂરતા અને અસત્ય વિગેરે દોષો છે, તે આને પ્રાપ્ત થયા નહોતા. કેમકે કર્મની વિચિત્રતા છે. એકદા તે જુગારમાં અગણ્ય દ્રવ્ય હાર્યો. કેમકે જુગારમાં હારવું તો પહેલું જ છે, પણ જીતવું જ દુર્લભ છે. પછી તે દેવાદાર થવાથી બીજા લેણદાર જુગારીઓએ તેની પાસે ધન માગ્યું. પરંતુ તે સર્વથા નિર્ધન હોવાથી દેણું દેવા શક્તિમાન નહોતો. તેથી જાણે અશુભ કર્મથી નાશી જતો હોય તેમ તે લેણદાર જુગારીઓથી ભય પામી નાશીને કોઈ સરોવરની પાળ ઉપર રહેલા દેવ મંદિરમાં જઈ સંતાઈ રહ્યો.

આ અવસરે તે ધ્વજભુજંગના પુણ્યથી જાણે પ્રેરાયો હોય એવો કોઈ ભામહ નામનો પરદેશી સાર્થવાહ ઘણી પોઠો[1] સહિત તે તળાવ પર આવ્યો. તે પોઠીયાઓ તે સરોવરમાં પાણી પી પીને આગળ માર્ગે ચાલ્યા. તેમાંથી એક પોઠીયા ઉપરથી તેના પર રહેલી ગુણ સરોવરના પાણીમાં પડી ગઈ. જાણે કે પોતાના દુષ્કર્મની શ્રેણી પડતી હોય એમ તે પડતી ગુણને ધ્વજભુજંગ વિના બીજા કોઈએ જોઈ નહીં. 'મારે લેણદાર જુગારીઓને શી રીતે ધન આપવું ?' એવી ચિંતાથી ચોતરફ દિશાઓ જોતાં તેણે તે ગુણ તે પ્રકારે પડતી જોઈ હતી. ત્યારપછી પડી ગયેલી ગુણવાળા તે પોઠીયાને જોઈને સાર્થવાહ ખેદને પરવશ થઈ જાણે તેનું જીવિત નષ્ટ થયું હોય તેવો થયો. પછી તે પોતાના મનુષ્યો સહિત તે ગુણને ચોતરફ સરોવરમાં જોવા લાગ્યો. પરંતુ હાથમાંથી પડી ગયેલા સુવર્ણની જેમ તે કોઈપણ ઠેકાણે હાથ લાગી નહીં. શૂન્ય ચિત્ત-

૧ (માલ-કરીઆણા લાદેલા) બળદો.

વાળો સાર્થવાહ આમ તેમ ચોતરફ ભમતો હતો, તેવામાં તેણે સમીપે રહેલા તે ધ્વજભુજંગને જોયો, અને તેને આદરપૂર્વક પૂછ્યું કે—"હે મહા ભાગ્યવાન! પોઠીયા ઉપરથી ગુણને કોઈ હરી ગયું અથવા ક્યાંઇ પડી ગઇ તે તેં જોઈ છે? તે ગુણ આખી સુવર્ણની મ્હોરોવડે ભરેલી છે, અને આખા સાર્થનું જાણે કે બાહ્ય જીવિત હોય એમ તે ગુણ જ સર્વસ્વ છે. તે ગુણ વિના સમગ્ર સાર્થ તત્કાળ મરી જશે. કારણકે ધન જ પ્રાણીઓના પ્રથમ પ્રાણ છે. તો હે ભદ્ર! જો તું તે ગુણના સત્ય વૃત્તાંતને જાણતો હો તો શીઘ્રપણે કહે. કારણકે સત્પુરૂષો પરહિત કરવામાં આસક્ત હોય છે." આ પ્રમાણે સામ (મધુર) વાણીવડે સાર્થવાહે તેને પૂછ્યું, એટલે તે અત્યંત ખુશી થયો, અને વિચાર કરવા લાગ્યો કે—"ખરેખર પૂર્વ જન્મમાં મેં બીજાના ઉપર દ્વેષ વિગેરેનું પાપ કર્યું હશે. નહીં તો કેમ મને આવી દુષ્ટ અવસ્થા પ્રાપ્ત થાય? તો હમણાં પણ શા માટે તેવું દુષ્કર્મ કરૂં? આનું વંચન કરવાથી કેવળ દ્રોહ કર્યાનું જ પાપ લાગે એટલું જ નહીં, પરંતુ સર્વ સાર્થના મનુષ્યની હત્યા કરવાનું પણ પાપ લાગે. વળી મારા પિતાનું ન્યાયોપાર્જિત વિત્ત પણ મેં ગુમાવ્યું, તો આ અન્યાયથી પ્રાપ્ત કરેલું ધન મારી પાસે શી રીતે રહેશે—ટકશે?" આ પ્રમાણે તેણે મનમાં નિશ્ચય કરીને સત્ય વાત કહી દીધી. કેમકે હિત કરનાર (પરોપકારી) પુરૂષો દરિદ્રી હોય તો પણ તેઓ પરના દ્રોહ કરતા નથી. તે બોલ્યો કે—"હે સાર્થેશ! તે તમારી ગુણ પાણી પીતા પોઠીયા ઉપરથી સરોવરમાં આ ઠેકાણે પડી ગઇ છે, તે તમે તપાસી લ્યો." આ પ્રમાણે તેનું અમૃત જેવું વચન સાંભળી સાર્થવાહ ખુશી થયો, અને તે ઠેકાણેથી તે ગુણ ખેંચી કાઢી, તથા પોતાના ચિત્તમાંથી પીડાને ખેંચી કાઢી (દૂર કીધી). ત્યારપછી તે ગુણ પ્રાપ્ત થવાથી હર્ષ પામેલો સાર્થવાહ તેની પાસે આવ્યો અને જાણે કે પોતાના શરીરમાં નહીં માતા હર્ષને જ બહાર કાઢતો હોય તેમ વાણીને બોલવા લાગ્યો કે—"અહો! તારી નિર્લોભતા ભુવનમાં અદ્ભુત છે, કેમકે આટલું બધું દારિદ્રય છતાં પણ તારી દ્રોહની બુદ્ધિ થઇ નહીં. આ તારૂં પરોપકારપણું કોને વખાણવા લાયક નથી? કે જે પરોપકાર-

પણું સમગ્ર ગુણોનો એક કોળીયો કરનારા લોભથી પણ ગળી જવાયું નહીં. કદાચ નદીઓનો પતિ (સમુદ્ર) સુકાઇ જાય, અગ્નિ શીતળ થાય, સૂર્ય પશ્ચિમમાં ઉગે, અને મેરૂ પર્વત કંપાયમાન થાય, પરંતુ સત્પુરૂષો પ્રાણનો નાશ થાય તો પણ પરનું વંચન કરતા નથી. હે ગુણના ભંડાર! અમને ગુણ દેખાડતા તેં મહા પુરૂષોની શ્રેણીમાં તારી પ્રથમ રેખા (ગણત્રી) પણ કરી દેખાડી છે. હે ગુણી જનોના ઈશ્વર! તેં કેવળ અમને ગુણજ આપી છે, એમ નથી; પરતું તેને આધીન આજીવિકાવાળા અમારા સર્વનું જીવિત પણ તેં સ્પષ્ટ રીતે આપ્યુંજ છે. તેથી કરીને પ્રથમ ઉપકાર કરનારા તને હું મારૂં સર્વસ્વ આપી દઉં તોપણ તારા ઉપકારના ઋણમાંથી હું મુક્ત થાઉં નહીં. આમ છતાં પણ મારા ચિત્તની શાંતિને માટે હું તારો કાંઇક પ્રત્યુપકાર કરવા ચાહું છું, કેમકે જો કાંઇપણ પ્રત્યુપકાર ન કરૂં તો મારૂં [1]કૃતજ્ઞપણું મૂળથીજ નાશ પામે. તેથી કરીને મારા મનને ખુશી રાખવા માટે આ સોના મહોરોમાંથી અર્ધ ભાગ તું ગ્રહણ કર, અને તેમ કરવાથી મિત્રતાવડે શોભતા તેં પણ મારા પર કૃપા કરી એમ હું માનીશ." તે સાંભળીને ધ્વજભુજંગે બહુમાનપૂર્વક તેને કહ્યું કે—"હે સાર્થેશ! તમે મને આટલું બધું માન આપ્યું, તેનાથીજ મારો અર્થ સિદ્ધ થયો, એમ હું માનું છું. પરોપકારથી ઉત્પન્ન થયેલા શાશ્વતા અને અગણ્ય પુણ્યને મૂકીને ધન કે જે માત્ર આ ભવમાંજ સાથે રહેનારૂં (ક્ષણિક) અને (અસાર) તેવા પ્રકારનું અગણ્ય નથી તેને શા માટે હું ગ્રહણ કરૂં? અથવા તો મેં તમારો શો ઉપકાર કર્યો છે? કે જેથી તમે તમારા આત્માને આટલો બધો દેણદાર (હીન-દયામણો) બનાવો છો? કેમકે આ સોનામહોરોની ગુણ તમારા પુણ્યથીજ તમને પ્રાપ્ત થઇ છે. હે ધન્ય! હું તો માત્ર તેને દેખાડનારજ થયો છું. વળી હું નીચ છતાં મારૂં આટલું બધું સીમા વગરનું સન્માન કરવાથી તમે શું મારા તેટલા ઉપકારનો બદલો નથી વાળ્યો? તેમજ હે મહાશય! તમે મને અગણિત દ્રવ્ય આપશો તોપણ હું દ્યૂતના વ્યસનમાં આસક્ત હોવાથી હાથને વિષે

[1] કર્યા ગુણનું જાણપણું.

રહેલા પાણીની જેમ તે ધન મારી પાસે ટકી શકશે નહીં–મારા હાથમાં રહેશે નહીં. તેથી કરીને હું તમારૂં જશ પણ ધન લઇશ નહીં, પરંતુ તે બદલ તમારી સાથે સદાકાળ નિર્મળ પ્રીતિ (મૈત્રી)જ હો." તે સાંભળી તે દરિદ્ર છતાં પણ તેનો આટલો બધો સંતોષ જોઇને સાર્થવાહ હર્ષ પામ્યો, અને અત્યંત મૈત્રીભાવ પામીને સ્વચ્છ બુદ્ધિથી તેણે તેને પૂછયું કે—"હે ભદ્ર ! તું કોણ છે ? કયાં રહે છે ? તારી આવી દશા કેમ છે ? અને શા કારણથી આવો અત્યંત દુઃખી રહે છે ?" ત્યારે તેણે પોતાનો સર્વ વૃત્તાંત પ્રથમથી કહ્યો. મિત્રતા પામ્યા પછી ખોટું બોલવાનું કારણ રહેતું નથી. તે સાંભળીને નિર્ધન અવસ્થામાં પણ તેની આવી નિઃસ્પૃહતા જોઇને સાર્થવાહ હૃદયમાં આશ્ચર્ય પામ્યો, અને કાંઇક ધન આપવાની ઇચ્છાથી ફરી તેણે તેની પ્રાર્થના કરી કે—"હે મિત્ર ! આ ગુણ ગયેલી તેં પાછી વાળી છે, તેથી તે આખી તારીજ ખરીદેલી થઇ છે. તો તેમાંથી અર્ધ ભાગ લેવા માટે તું શા માટે નિષેધ કરે છે ?" આ પ્રમાણે ફરી ફરી પ્રાર્થના કર્યા છતા પણ તે બુદ્ધિમાને કાંઇ પણ લીધું નહીં. કેમકે મહા પુરૂષો દારિદ્ર અવસ્થામાં હોય તો પણ પરધનને વિષે સ્પૃહા કરતા નથી. ત્યારપછી તેની પૃથ્વીને વિષે અદ્ભુત નિર્લોભતા જોઇને સાર્થવાહ ભામહે તેના પર નિઃસીમ પ્રેમ ધારણ કર્યો. આવા પુરૂષ ઉપર કોણ રાગ ન કરે ? પછી ઉદાર બુદ્ધિવાળા તે સાર્થવાહે હર્ષથી તેને રત્નનાં સોગઠાંથી શોભતી મણિ અને સુવર્ણમય એક ચોપાટ ભેટ તરીકે આપી. તે ધ્વજભુજંગે તેના અત્યંત આગ્રહને લીધે ગ્રહણ કરી. કારણ કે મહા પુરૂષોને સ્વભાવથીજ અગણ્ય દાક્ષિણ્ય હોય છે. તેને લઇને તે મહાશયે મનમાં વિચાર કર્યો કે—"હું જુગાર રમું છું, તેથી મારી પાસે આ એક દિવસ પણ રહેશે નહીં. તેથી કરીને આ ચોપાટ કોઇ મહા પુરૂષને ભેટ કરીને તેનો ઉપકાર કરવો યોગ્ય છે કેમકે પરોપકારજ વિદ્વાનોનું જીવિત છે. આ પ્રમાણે મનમાં નિશ્ચય કરી તેણે ભામહને પૂછયું કે—"કયા દેશમાં જવાનો તમારો આ ઉદ્યમ છે ?" ત્યારે તે પણ બોલ્યો કે—"હું વેપાર કરવાની ઇચ્છાથી દક્ષિણ દિશામાં જવા માટે ઉદ્યમવાળો છું." તે

સાંભળી ધ્વજભુજંગે કહ્યું કે—" તે દેશમાં જે રાજા હોય, તેને તમારે આ મારી ચોપાટ વિગેરે ભેટ કરવું." તે સાંભળી સાર્થવાહ વિશેષ વિસ્મય પામ્યો કે—" અહો ! આવી દારિદ્ર અવસ્થામાં પણ આનું પરોપકારપણું આટલું બધું છે ! " પછી સાર્થવાહે ' હે મિત્ર ! તારે પણ મારૂં વચન માનવું જોઈશે. ' એમ કહી ચોપાટ ત્યાં આપવા માટે ગ્રહણ કરી, અને પછી ઉદાર બુદ્ધિવાળા તે સાર્થવાહે તેને નહીં ઈચ્છતા છતાં પણ બળાત્કારે કેટલુંક ધન આપ્યું. કેમકે પ્રીતિરૂપી લતાનું એજ ફળ છે. ત્યારપછી ચિત્તમાં સ્વસ્થ થયેલો સાર્થવાહ ત્યાંથી આગળ ચાલ્યો, અને ધ્વજભુજંગ પણ તેને હર્ષથી વળાવીને નિર્ભયપણે નગરમાં પેઠો. ત્યાં તેણે ધનવડે પોતાનું દેણું સર્વને આપી દીધું કારણ કે ડાહ્યા પુરૂષો પોતાની પાસે સમૃદ્ધિ હોય તો બીજાનું દેણું માથે રાખતા નથી. પછી હર્ષથી તેણે કેટલુંક ધન પોતાની માતાને પણ મોકલ્યું. કારણ કે જેઓ નિર્ધનપણામાં પણ માતાની સંભાળ કરે, તેજ પુત્રો કહેવાય છે. તે કુમાર આંતરે આંતરે દ્યૂત રમતો ત્યાંજ રહ્યો, અને જાણે પોતાના પુણ્યના ઉદયની રાહ જોતો હોય તેમ તે કાળને નિર્ગમન કરવા લાગ્યો.

હવે તે ભામહ સાર્થવાહ ત્યાંથી ચાલીને કેટલેક દિવસે દક્ષિણ દેશના સ્વામી અરિમર્દન રાજાની નગરીમાં પહોંચ્યો. ત્યાં સભામાં બેઠેલા રાજાને તેણે ભેટ મૂકવા પૂર્વક નમસ્કાર કર્યા. રાજાએ પણ તેનું યથાયોગ્ય સન્માન કર્યું. ત્યાર પછી જાણે ધ્વજભુજંગનો મૂર્તિમાન ઉજ્વળ ભક્તિરાગ જ હોય એમ સોગઠા સહિત તે ચોપાટનું તેણે રાજા પાસે ભેટણું કર્યું, અને કહ્યું કે—"હે દેવ ! ઉજ્જયિની નગરીના નિવાસી ધ્વજભુજંગ કુમારે હર્ષથી આપને આ ભેટ મોકલી છે." મણિ અને સુવર્ણમય તે અદ્ભુત પટ્ટ જોઈ જોઈને રાજા તથા સર્વે સભાસદો અત્યંત આશ્ચર્ય પામ્યા. ત્યાર પછી ઉછળતા વિસ્મય રૂપી સમુદ્રના તરંગો હોય એવી વાણીને રાજા હર્ષથી સભા સમક્ષ બોલ્યો કે—"અહો ! આ ભેટ મોકલનારની ઉત્તમતા કોને વિસ્મયકારક નથી ? કે જેણે મને જોયા વિના જ આવું [1]પ્રાભૃત મોકલ્યું ! મહાત્માઓ પરોપકાર કર-

[1] ભેટ.

વામાં મેઘની જેમ સ્વજનપણાની વાતચીતના પરિચયની, પ્રેમની કે દર્શનની અપેક્ષા રાખતા નથી. શાસ્ત્રમાં સત્પુરૂષોનો સર્વત્ર જે ઉપકાર સંભળાય છે, તે આજ આ મહાશયે સત્ય કરી દેખાડ્યો. તેણે અકૃત્રિમ મિત્રાઇથી પ્રથમ મારા પર આવો ઉપકાર કર્યો, તેથી તેને હું સર્વ સામ્રાજ્યનું દાન આપું તો પણ હું ઋણ રહિત થાઉં નહીં. તોપણ હે સાર્થેશ ! મારા ચિત્તને આનંદ આપવા તેને માટે હું તમારા સાથે પાંચસો મદોન્મત્ત હાથીઓ મોકલીશ. તે હાથીઓ તમારે જતી વખત લઈ જવા." આ પ્રમાણે કહી રાજાએ તેનો સત્કાર કરી તેને સારા મહેલમાં ઉતારો આપ્યો. પછી ત્યાં તે સાર્થવાહ રાજાની પ્રીતિથી અત્યંત પરાક્રમ પામ્યો, અને ક્રય વિક્રય કરતો તે ત્યાં કેટલોક કાળ સુખે રહ્યો. પછી તેના વેપારનું પ્રયોજન પૂર્ણ થયું, ત્યારે તે રાજાની રજા લઇ પાંચસો હાથીઓને ગ્રહણ કરી પોતાના ઘર તરફ પાછો વળ્યો. તેણે વિચાર કર્યો કે—અહો ! પરોપકાર એ કોઈ અપૂર્વ કલ્પવૃક્ષજ છે, કે જે તત્કાળ ચિંતવ્યા વિનાજ આવું ફળ આપે છે." આ પ્રમાણે અંતઃકરણમાં આશ્ચર્ય પામતો અને મિત્રનું અહર્નિશ સ્મરણ કરતો તે સાર્થવાહ કેટલેક દિવસે ઉજ્જયિની નગરીએ પહોંચ્યો.

લોકોના મુખથી સાર્થેશને આવતો સાંભળી શ્રેષ્ઠ બુદ્ધિવાળો તે કુમાર અત્યંત હર્ષથી તેની સન્મુખ ગયો. તે બન્ને દૂરથી પરસ્પર જોતાં જ પિતા પુત્રની જેમ પ્રીતિવડે અત્યંત ઉલ્લાસ—હર્ષ પામ્યા. તે વખતે હર્ષથી પરસ્પર ગાઢ આલિંગન પૂર્વક મળેલા તેમણે મનની જેમ શરીરનો પણ ભેદ જાણ્યો નહીં. ત્યારપછી તે બન્નેએ પરસ્પર કુશળ પ્રશ્નાદિકની વાતો કરી. કારણ કે સત્પુરૂષો સર્વત્ર ઉચિત પણું કરવામાં સાવધાન જ હોય છે. ત્યાર પછી સાર્થવાહે તે જ સરોવરની પાસે પોતાનો સાર્થ વસાવ્યો(ઉતારો કર્યો.) પછી પોતાના તંબુમાં કુમારને બોલાવી સાર્થવાહે કહ્યું કે—"હે મિત્ર ! તેં મારી સાથે ઉપકરણ ( સોગઠાં વિગેરે ) સહિત ચોપાટને ભેટ આપવા મોકલી હતી, તે મેં દક્ષિણના રાજાને આપી હતી. તે જોઇ મોટી પ્રસન્નતાને પામેલા તે રાજાએ મારી સાથે તારે માટે પાંચસો હાથી મોકલ્યા છે. હે મોટા પ્રભાવવાળા ! તારા અભંગ ભાગ્યો

જાગતાં છે, કે જેથી રાજાએ તારે માટે પાંચસો હાથી મોકલ્યા. પ્રાયે કરીને બીજા સર્વે ધર્મો બીજા ભવમાં ફળે છે, પરંતુ પરોપકાર તો આ ભવમાં પણ તત્કાળ ફળદાયક થાય છે. તેને સંપદાઓ પોતાની મેળે જ તત્કાળ પ્રાપ્ત થાય છે, તે યોગ્ય જ છે. કારણ કે આવી દરિદ્રી અવસ્થામાં પણ તારી પરોપકાર બુદ્ધિ જાગૃત જ છે. જેમ વ્રતની પરીક્ષામાં પ્રાણનો ત્યાગ કસોટી છે. અને શૂરતાની પરીક્ષામાં મહા યુદ્ધ કસોટી છે, તેમ ઉપકારની પરીક્ષામાં નિર્ધનપણું કસોટી છે. આ ઉત્તમ જાતિવાળા પાંચસો હાથીઓવડે તું મોટું રાજ્ય ભોગવ. કારણ કે સામ્રાજ્યને મેળવવામાં એક હાથી પણ સમર્થ છે." આ પ્રમાણે સાંભળીને પાંચસો હાથીની પ્રાપ્તિથી મનમાં આનંદ પામેલા કુમારે પ્રીતિના વિસ્તાર પૂર્વક તેને કહ્યું કે—" અહો ! તે રાજાની અદ્‌ભુત ઉદારતા જુઓ, કે જેણે એક પટ્ટ માત્ર મોકલવાથી તેના બદલામાં મને આટલા બધા હાથીઓ મોકલ્યા ! ઉદાર ચિત્તવાળા પુરૂષો કોઈએ પોતાની ઉપર જેટલો ઉપકાર કર્યો હોય, તેના કરતાં તેના પર અધિક પ્રત્યુપકાર કરનારા હોય છે. જુઓ, કે મોટા વૃક્ષો પાણી પાનાર પુરૂષોને પાણીના પ્રમાણ કરતાં ઘણાં વધારે સ્વાદિષ્ટ ફળો આપે છે. વળી જે આ સંપત્તિને હું પામ્યો, તે તમારોજ મહિમા છે. કેમકે કમળની જે શોભા થાય છે, તે સૂર્યનોજ પ્રભાવ છે. તે રાજાએ પ્રેમથી મને આટલા બધા હાથીઓ મોકલ્યા; તેનું દેવું મારે માથે અપાર થયું, તે હું શી રીતે છોડીશ ? દૂર રહેલા તે રાજાનો પ્રત્યુપકાર કરીને હું મારા આત્માને ઋણ રહિત કરવા સમર્થ નથી. આ હાથીઓ તે રાજાને હું પાછા મોકલું એટલી પણ મારી શક્તિ નથી, અને જો અહીં મારી પાસે રાખું તો જીંદગી પર્યંત તેનો દેવાદાર થાઉં છું, તેથી આ હાથીઓથી મારે કોઇનો ઉપકાર કરવો જ યોગ્ય છે. સારમાં સાર એજ છે કે કોઇનો પણ ઉપકાર કરવો. સાલ વૃક્ષ ફળવડે પરોપકાર કરે છે, મેઘ જળવડે પરોપકાર કરે છે, છીપ મુક્તાફળવડે અને પૃથ્વી ધાન્યના સમૂહવડે પરોપકાર કરે છે. આ રીતે ચેતના રહિત પદાર્થો જ્યારે પરોપકાર કરવામાં આસક્ત છે, ત્યારે જે મનુષ્ય ચેતનવાળા છે, તે કેમ પરો-

પ્રકારમાં આસક્ત ન હોય ?" એમ વિચારીને તે બુદ્ધિમાન કુમારે ભામહને પૂછયું કે—" હવે અહીંથી તમારે કયાં જવાનું છે ?" ભામહે કહ્યું કે—" હું કન્યકુબ્જ પુરમાં જવાનો છું." કુમારે પૂછયું—" કહો. તે પુરમાં કોણ વધારે મુખ્ય છે ?" આ પ્રમાણે કુમારના પૂછવાથી સાર્થવાહ સ્પષ્ટ રીતે બોલ્યો કે—" તે પુરમાં કુબેરની જેવી લક્ષ્મીવાળા ઘણા ધનાઢ્યો છે, પરંતુ ઉપમા રહિત અને અગણિત લાવણ્યરસની જાણે નદી હોય એવી દેવદત્તા નામની ગણિકા છે, તે નગરનું ભૂષણ છે. ખરેખર દેવતાઓએ મનુષ્યોના આનંદ માટે આ દેવીજ આપી હોય એમ તેણીના સાર્થક નામને પુરજનો કહે છે. સર્વ પ્રકારના ગુણો ઉત્પન્ન કરવામાં દ્વેષી વિધાતાની આ સર્વથા પ્રકારે દોષ રહિત સૃષ્ટિ [1]ઘુણાક્ષર ન્યાયથીજ બની છે. તેણીનું ત્રણ ભુવનમાં અદ્ભુત સૌભાગ્ય જોઇને કામીજનો દેવાંગનાઓને તૃણ સમાન માને છે. મણિવડે જેમ સુવર્ણ વધારે શોભે છે, તેમ ચાતુર્યાદિક ગુણોના સમૂહવડે તેના સૌભાગ્યનો વૈભવ વિશેષ શોભે છે. તે નીચ વંશમાં ઉત્પન્ન થઇ છે, તોપણ તે સદાચારવડે અદ્વિતીય મનોહરપણાને ભજે છે. શું કમલિની કાદવમાં ઉત્પન્ન થયા છતાં પણ નિર્મળતાનો આશ્રય નથી કરતી ? તેણીના કેશપાશમાંજ કુટિલતા રહેલી છે, તેણીની દૃષ્ટિમાંજ ચપળતા રહેલી છે, અને તેણીના મુખમાંજ [2]દોષાકરપણું રહેલું છે. પરંતુ તેણીના મનમાં આ દોષો સર્વથા પ્રકારે નથી. ચપળતા, કુટિલતા, કુશીળતા, અને સ્નેહ રહિતપણું એ વિગેરે દોષો તજવાથી તેણીએ પોતાની જાતિની અપકીર્તિ ઉતારી છે–દૂર કરી છે." આ પ્રમાણે ચિત્તને ચમત્કાર કરવાનું કારણરૂપ તેણીનું ચરિત્ર સાંભળીને કુમારે વિસ્મય પામી સાર્થવાહને કહ્યું કે—" સ્રીઓની મધ્યે શિરોમણિ સમાન અને ગુણિજનોમાં અગ્રેસર તે ગણિકાને આ મારા હાથી તમારે ભેટ આપવા. મારી જેવો દરિદ્રી અને જુગારી પણ પરોપકાર કરવા શક્તિમાન થાય તે તમારાજ આશ્રયથી. શું

૧ જેમ ઘુણ નામના જંતુઓ લાકડામાં જાણ્યા વિનાજ અક્ષરનો આકાર કરે છે, તેમ વિધાતાએ આનું રૂપ અજાણતાં બનાવ્યું છે.

૨ દોષોની ખાણપણું, બીજો અર્થ ચંદ્રપણું.

મૃગલો ચંદ્રના આશ્રયથી આકાશના પારને નથી પામતો ? ” તે સાંભળીને સાર્થપતિએ તે કુમારના પરોપકારીપણાથી અને નિસ્પૃહપણાથી આશ્ચર્ય પામી આનંદપૂર્વક તેનું વચન અંગીકાર કર્યું. ત્યારપછી તે હાથીઓને લઈ સાર્થવાહે ત્યાંથી પ્રયાણ કર્યું. કુમાર પણ કેટલીક ભૂમિ સુધી તેને વળાવવા જઇ પાછો ફર્યો. અનુક્રમે ચાલતાં કેટલેક કાળે સાર્થવાહ કન્યકુબ્જ નગરમાં પહોંચ્યો. આ અવસરે તે નગરનું જે વૃત્તાંત હતું તે સાંભળો—

એકદા તે નગરનો રાજા તે દેવદત્તા ગણિકાની સાથે હાથીનું પણ કરી દ્યૂત રમવા લાગ્યો. તેમાં અનુક્રમે રમતાં રમતાં તે ગણિકા પાંચસો હાથી હારી ગઇ. તેમાં પોતે ધનાઢ્ય છતાં પણ તેટલા હાથી નહીં મળવાથી તે આપી શકી નહીં. તેથી રાજાને પાંચસો હાથીનું મૂલ્ય આપવા લાગી, પરંતુ રાજા તેણીના રૂપમાં લુબ્ધ થયો હતો, તેથી તેણીનોજ સ્વીકાર કરવા ઈચ્છતો હતો, અને તેથીજ તેણે તેણીને કહ્યું કે—“ હે સુંદરી ! જ્યાં સુધી મને સાક્ષાત્ પાંચસો હાથી તું ન આપે ત્યાં સુધી તારે મારેજ આધીન રહેવું પડશે, અને તેટલા કાળ સુધી બીજા કોઈ પાસેથી જીવાઇ લેવી નહીં. ” આ પ્રમાણે કહી રાજાએ તેણી દેવાદાર હોવાથી તેણીને વાણીના બંધનથી બાંધીને પોતાને આધીન કરી હતી. ત્યાર પછી દૂર ન કરી શકાય એવા પરાધીનપણાને તે સત્યવ્રતવાળી ગણિકા નિરંતર શલ્યની જેમ વહન કરતી રાત્રિ દિવસ ખેદ પામવા લાગી. આ અવસરે તેણીના પુણ્યના ઉદયથી તે સાર્થવાહ ત્યાં આવ્યો, અને તેણીને તે પાંચસો હાથી આપીને કહ્યું કે—“ ધ્વજભુજંગકુમારે તારા ગુણો સાંભળી ચિત્તમાં હર્ષ પામી આ હાથીઓ તને ભેટ તરીકે મોકલ્યા છે. ” તે વખતે તે ગણિકા હાથીઓને પામીને એટલી બધી હર્ષ પામી કે તે હર્ષની પાસે મેરૂ પર્વતને તે તૃણ સમાન ગણવા લાગી અને સમુદ્રને ગાયની ખરી જેટલો ગણવા લાગી. અવસરે પ્રાપ્ત થયેલું પાણીનું ચળુ પણ અત્યંત પ્રીતિને પમાડે છે, તો પછી સેંકડો હાથીઓ સમયે ( ખરી તકે ) પ્રાપ્ત થયા, તેને કેટલો હર્ષ થાય ? ત્યારપછી તે ગણીકાનાં નેત્રો હર્ષના આવેશના વશથી વિક-

સ્વર થયાં, અને તેણીએ તેને પૂછયું કે-" તે કુમાર કોણ છે ? અને કેવો છે ?" ત્યારે સાર્થવાહે તેણીને તેની જાતિ, દરિદ્ર સ્થિતિ, દ્યૂતનું વ્યસન, અને સર્વ અદ્ભુત ગુણો વિગેરે સર્વ વૃત્તાંત સારી રીતે કહ્યું. તે સાંભળી આટલા બધા હાથીઓ તેને ક્યાંથી પ્રાપ્ત થયા ? " એમ વેશ્યાના પૂછવાથી તેણે તે વૃત્તાંત પણ પ્રથમથી કહી સંભળાવ્યું. તે સાંભળી તેની ઉદારતા વિગેરે અદ્ભુત ગુણો કર્ણના અતિથિ થવાથી તે શ્રેષ્ઠ ગણિકાનું અંતઃકરણ અત્યંત પ્રસન્ન થયું, અને તે બોલી કે—" રાજા પાસે દ્યૂતમાં હું પાંચસો હાથી હારી હતી, તે મારા કરજને લીધે રાજાએ મને મોટા સંકટમાં નાંખી છે. તેથી સીમા વિનાના મોટા ચિંતાસાગરમાં હું ડુબતી હતી, તેવામાં તેણે આ હાથીઓ મોકલી મને ટેકો આપ્યો છે. અહો ! તેની ઉદારતા કેટલી બધી ! હું નીચ જાતિની તથા અપરિચયવાળી છતાં તેણે મને એક લીલામાત્રમાં જ આટલા બધા હાથી મોકલ્યા ! વડવાનળની જેમ માત્ર પોતાના જ પેટ ભરનારા લોકો દુનિયામાં કોણ નથી ? પરંતુ તે એક જ કુમાર મેઘની જેમ કેવળ પરોપકારમાં જ તત્પર છે. શેષનાગ વિગેરે પૃથ્વીનો ભાર ધારણ કરે છે, એ માત્ર કહેવત જ છે. પણ ખરી રીતે જોઈએ તો આવા સખાવતવાળા મહા પુરૂષો જ પૃથ્વીનો ભાર ઉપાડનાર છે. અહો ! જેને કદાપિ જોયો નથી, તેણે મારો આટલો બધો ઉપકાર કેમ કર્યો ? અથવા તો શું વાદળામાં ઢંકાયેલો સૂર્ય કમલિનીને વિકસ્વર કરતો નથી ? તેથી કરીને કારણ વિના ઉપકાર કરનાર આ મહાત્માને હું ઘણું ધન આપું તો પણ હું ઋણ રહિત થઇ શકું નહીં. તેથી હું તેને મારા પ્રાણ જ આપું છું. કેમકે સર્વ દાનથી પ્રાણદાન ઉત્તમોત્તમ છે. તેથી કરીને જેમ લતાના અંકુરાનો ઉપકાર કરનાર વૃક્ષ જ એક ગતિ—આશ્રય છે, તેમ આ મારા પ્રાણોનો જીંદગી પર્યંત તે એકજ પતિ તથા ગતિ છે. " આ પ્રમાણે કહીને તેણીએ ફરી કહ્યું કે—" હે સાર્થપતિ ! મારે ભક્તિથી એક વિજ્ઞપ્તિ પત્રિકા તેને મોકલવી છે, તે તમારે જતી વખતે લઇ જવાની છે, તથા તમારે મુખે પણ તમારે તેને સંદેશો આપવો.કે-એક વાર પોતાની દાસીની સેવા જોવા માટે તમારે મારા પર કૃપા કરીને પોતાના ચરણ કમળવડે આ પૃથ્વી પાવન કરવા

યોગ્ય છે. " આ પ્રમાણે કહીને તેણીએ તત્કાળ તે સાર્થવાહને મનોહર વસ્ત્રાદિક આપી તેનો સારો સત્કાર કર્યો. કેમકે જો પતિના મિત્ર પર પણ ભક્તિ હોય તો જ પતિ પર સાચી ભક્તિ કહેવાય. પછી તે જ વખતે રાજાને તે પાંચસો હાથી આપી પોતાને ઋણથી મુક્ત કરી તે ગણિકા વાણીના બંધનરૂપ સમુદ્રને તરી ગઇ. (પ્રતિજ્ઞામુક્ત થઇ ગઇ) રાજાએ તેણીને પૂછયું કે–'આ હાથીઓ તને ક્યાંથી પ્રાપ્ત થયા ?' ત્યારે તે બોલી કે—"હે રાજા ! ધ્વજભુજંગ કુમારે પ્રીતિથી મને મોકલ્યા છે. " તે સાંભળી રાજા અત્યંત વિસ્મય પામ્યો. કેમકે આવી ઉદારતા કોને વિસ્મય ન પમાડે ?

ત્યારપછી તે દેવદત્તા વારંવાર કુમારને સંભારી કામાતુર થઈ, અને રાત્રિએ પ્રિયને મળવા ચક્રવાકીની જેમ તેણી તે કુમારને જોવા–મળવા અત્યંત ઉત્કંઠાવાળી થઈ. તે કુમાર વિના તેણીને વસ્ત્ર, તાંબુલ, સ્નાન, વિલેપન, ગીત કે સંગીત કાંઈપણ આનંદને માટે થયું નહીં, તે અદ્‌ભુત આકારવાળા કુમાર વિના પોતાના દ્રવ્યથી ભરેલા મંદિરને જ કેવળ શૂન્ય માનતી હતી એટલું જ નહીં, પરંતુ આખા નગરને પણ તે શૂન્ય માનવા લાગી. હે સભાસદો ! પરોપકારનો કોઈક અસમાન મોટો પ્રભાવ જુઓ, કે તે વેશ્યાએ પણ કદાપિ નહીં જોયેલા છતાં પણ તે કુમારને વિષે અંતરનો સ્નેહ ધારણ કર્યો. પછી જ્યારે સાર્થવાહ ત્યાંથી ચાલ્યો, ત્યારે તેની સાથે તેણીએ પોતે જ પોતાના વિવાહનું જાણે સ્પષ્ટ સાટું ( કંકોત્રી ) જ હોય તેમ હર્ષથી લેખ મોકલ્યો. તે લેખ લઈને તે સાર્થપતિ ક્રયવિક્રય વડે કૃતાર્થ થઈ ચાલ્યો, અને અનુક્રમે ઉજ્જયિની પુરીમાં પહોંચ્યો. ત્યાં તે સાર્થવાહ ધ્વજભુજંગને પ્રીતિપૂર્વક મળ્યો, અને ( દેવદત્તા ગણિકાને ) હાથી આપવા સંબંધી સમગ્ર વૃત્તાંત તેણે તેને સ્પષ્ટ રીતે કહ્યો કે—"હે મિત્ર ! તારા ઉપકારરૂપી મનોહર કપૂર વડે તેણીનું મન ચોતરફથી એટલું બધું વાસિત થયું છે કે જેથી રાજા અને બીજા અનેક યુવાન ધનાઢ્યોએ વૃદ્ધિ પમાડેલી તેણીની સમગ્ર વાસનાઓ મૂળ સહિત દૂર નાશી ગઈ. તારી ઉપરના અધિક સ્નેહને લીધે તેણીએ મને વસ્ત્રાદિકનું મહા સન્માન પૂર્વક દાન કર્યું, તે તું તારા નેત્રો વડે પવિત્ર

કર-જો. તે પોતાના હૃદયમાં તારાસમાગમની અત્યંત ઉત્કંઠા ધારણ કરેછે, તેથી તેસુમુખીએ હર્ષથી પોતાને હાથે જ લખીને તને લેખ મોકલ્યો છે." એમ કહીને ભામહે તેને તે લેખ આપ્યો. કુમારે પણ હર્ષથી તે આ પ્રમાણે વાંચ્યો.—

"સ્વસ્તિ શ્રી સ્વામીના ચરણકમળવડે શોભતી ઉજ્જયિની પુરી મધ્યે પૂજ્ય ધ્વજભુજંગ નામના ભર્તારનાં દુર્લભ ચરણકમળની સેવામાં. શ્રી કુબ્જકુબ્જ પુરથી તમારી દાસી દેવદત્તા મસ્તક પર બે હાથ જોડી સ્નેહપૂર્વક વિનંતી કરે છે કે—અત્ર આપ પૂજ્યપાદના પ્રસાદથી કુશળતા છે. આપનું કુશળ જણાવશો. હવે કાર્ય નિવેદન કરવાનું એ કે હે નાથ! તમે આવી જાતનો મારો ઉપકાર કરીને મને એટલી બધી દેવાદાર કરી છે કે હું મારૂં સર્વસ્વ આપી દઉં તોપણ તે દેવામાંથી મુક્ત થાઉં નહીં. તો હે સ્વામી! તમારા ઉપકારથી ખરીદ થયેલી હું કિંકરી-દાસી થયેલી છું; કેમકે ઘણું વધારે દેવું થાય ત્યારે ચાકરપણું આદરવા સિવાય બીજો કોઈ ઉપાય હોતો નથી. જેમ રાત્રિએ ચક્રવાકી ચક્રવાકને જોવા ઉત્સુક થાય છે, મયૂરી નવા મેઘને જોવા અને ચકોરી ચંદ્રને જોવા ઉત્સુક થાય છે. તેમ હું તમને જોવા ઉત્સુક થઈ છું. હે દેવ! જ્યારે મારૂં જીવિત અને યૌવન તમારા સંગમના મહા આનંદવડે સૌભાગ્યવાળું થશે, ત્યારે તે સફળ થશે. તમારા વિના મારે ઉદ્યાન શૂન્ય છે, મારૂં ઘર શૂન્ય છે, સર્વ દિશાઓ શૂન્ય છે, તથા મારૂં મન શૂન્ય છે. મારે મન તો સર્વ જગત (અત્યંત) શૂન્ય છે. હે સુભગ! તમારા વિયોગથી મને વિલેપન, ભોજન, સ્નાન, હાસ્ય, નૃત્ય અને ઉત્સવ વિગેરે સર્વ વિષ સમાન લાગે છે. તમારા વિયોગે કરેલું દુઃખ તમને જોવાથી જ નાશ પામે તેમ છે. કેમકે ગ્રીષ્મ ઋતુથી ઉત્પન્ન થયેલો પૃથ્વીનો તાપ મેઘવડેજ શાંત થાય છે, તેથી કરીને હે દેવ! આ તમારી દાસીનું જીવિત તમારે જ આધીન છે, માટે પ્રસન્ન થઇને શીઘ્રપણે મને બોલાવવા-મળવા અહીં આવો. મારાં નેત્રો તમારા લાવણ્યરૂપી અમૃત રસના તરસ્યાં થયાં છે, તેથી તે અમૃતરસનું પાન કરી કરીને જેમ તૃપ્તિ પામે તેમ કરો. ઇતિશમ્."

આ પ્રમાણે તે લેખ વાંચી વાંચીને કુમારને હર્ષથી

રોમાંચ રૂપી કંચુક વિકસ્વર થયો, તેથી વાચાળ થયેલો તે આશ્ચર્ય પૂર્વક બોલ્યો કે—" અહો ! તેણીનું સજ્જનપણું ! અહો ! તેણીના પ્રેમનું પ્રધાનપણું ! અહો ! તેણીના વિનયની નિપુણતા ! અને અહો ! તેણીના વચનની રચના ! આ સર્વ અદ્ભુત છે. " તે સાંભળી સાર્થવાહ બોલ્યો કે—" આ લેખમાં જે લખેલું છે, તે અક્ષરે અક્ષર સત્ય જ સમજવું. કેમકે તેણીનું આ સર્વ મેં મારા નેત્રવડે સાક્ષાત્ જોયું છે. તેથી હે મિત્ર ! જેણીએ અન્ય પુરૂષની આસક્તિનો ત્યાગ કર્યો છે, અને જે તારા વિયોગથી પીડા પામે છે, તે પતિવ્રતાને હવે તારે શીઘ્ર મળવું યોગ્ય છે. હે મિત્ર ! હવે હું જવા ઇચ્છું છું. કાર્ય પ્રસંગે તારે મને યાદ કરવો." એમ કહી સાર્થવાહ ત્યાંથી ચાલી પોતાને સ્થાને ગયો.

ત્યારપછી બુદ્ધિમાન ધ્વજભુજંગ કુમારે પોતાના મનમાં વિચાર કર્યો કે—" કૃતજ્ઞજનોમાં શિરોમણિ રૂપ તે ગણિકા પણ ધન્યવાદને પાત્ર છે. કારણકે મને જન્મથી આરંભીને કોઇ વખત જોયો નથી, અને મારૂં જુગારનું વ્યસન પ્રસિદ્ધ રીતે જાણે છે, તો પણ પતિ ઉપર પતિવ્રતાની જેમ મારા ઉપર અકૃત્રિમ પ્રેમ રાખે છે. તે સ્વેચ્છાચારી ( વેશ્યા ) છતાં પણ મારા પર અત્યંત સ્નેહવાળી હોવાથી બે પ્રકારના [1]શ્રીમાન અને પોતાની ઉપર આસક્ત થયેલા રાજા વિગેરે યુવાનોને તૃણ સમાન ગણે છે. મારા વિરહથી પીડાયેલી તે અકુલીન છતાં પણ કુળવાન સ્ત્રીઓમાં પણ દુર્લભ અને દુષ્કર પતિવ્રતા ધર્મને પાળે છે, તેથી કરીને તે સામાન્ય સ્ત્રી નથી, મનસ્વી પુરૂષોને માન્ય કરવા લાયક છે, માટે મારે તેણીને જોવા માટે ત્યાં જવું યોગ્ય છે. મારે વિષે અત્યંત રાગવાળી તેણીએ મારૂં આગમન ત્યાં જ ઇચ્છયું છે, અને તેથી કરીને જ તે બુદ્ધિશાળીએ મને પ્રેમની ભેટ પણ મોકલી નથી, વળી ત્યાં જવાથી ઘણા આશ્ચર્યવાળું કન્યકુબ્જ નગર પણ મારે જોવાશે. દેશાંતરો જોવાથી ધીર પુરૂષોને ગુણ પ્રાપ્ત થાય છે. " આ પ્રમાણે વિચારીને તે [2]મનસ્વી તરત જ ત્યાં ચાલ્યો. વિવિધ પ્રકારના આશ્ચર્ય વડે

૧ લક્ષ્મીવાળા તથા શરીરની સુંદરતાવાળા. ૨ સારામનવાળો.

મનોહર પૃથ્વીને જોતો તે શ્રેષ્ઠ પતિવ્રતાને જોવાની ઉત્કંઠાથી થોડા દિવસમાં જ કન્યકુબ્જ નગરની સીમાને વિષે આવી પહોંચ્યો.

ત્યાં નીતિને જાણનાર તેણે વિચાર કર્યો કે—" અહીં ભોજન કરીને પછી પુરમાં પ્રવેશ કરૂં." એમ વિચારી તે એક ક્ષણવાર બહારના ઉદ્યાનમાં બેઠો. તેટલામાં ત્યાં એક નગરનો પુરૂષ આવ્યો. ત્યાં સુતાર વિગેરે કામ કરનારાઓને જોઈ તે કુમારે નગરના પુરૂષને સ્નેહ પૂર્વક પૂછયું કે—' આ શું કામ ચાલે છે ? ' ત્યારે તે પણ બોલ્યો કે—" આ પુરમાં નીતિસાર નામનો રાજા છે, તે નીતિમાં જ પ્રધાન હોવાથી તેનું નામ સાર્થક કહેવાય છે. તે રાજાએ પુણ્યની ઈચ્છાથી આ વાવ કરાવવાનો આરંભ કર્યો છે, અને તેની તપાસ રાખવા માટે તેણે પોતાના અધિકારીઓ નીમ્યા છે. તે કદરદાન રાજાએ આ કાર્ય કરવામાં નવ લાખ રૂપીયા આપ્યા છે. જેણે જે પાત્ર માન્યું હોય, તે તેમાં જ આદરવાળો હોય છે. આ કાર્યમાં પૃથ્વી ખોદવાનું, ધુળ વહેવાનું અને પાણા ઘડવાનું વિગેરે વિવિધ કાર્યને અહીં ઘણા લોકો કરે છે. અહીં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ પ્રકારના કર્મકરનારા છે, તેમને યોગ્ય ભોજન આપવા માટે અહીં ભોજનશાળા પણ ત્રણ રાખવામાં આવી છે, તથા વળી તેમને માટે પીરસનાર પણ ત્રણ પ્રકારના છે. કેમકે વિદ્વાન પુરૂષો કોઈ ઠેકાણે ઉચિતપણું ચુકતા નથી." એમ કહીને તે પુરૂષ ગયો, ત્યારે ધ્વજભુજંગ પોતે પણ ભોજન કરવાની ઇચ્છાથી ત્યાં કામ કરવા લાગ્યો. ત્યારપછી મધ્યાન્હ સમયે સમગ્ર કામ કરનારાઓની પરીક્ષા કરી કરીને તેઓને યોગ્યતા પ્રમાણે ભોજન કરાવવા ભોજનશાળામાં બેસાડ્યા. તે વખતે ધુળ વડે ખરડાયેલા મણિની જેવા અને જીર્ણ તથા મલિન વસ્ત્રવાળા તે કુમારને હીન જાણીને અધિકારીઓએ તેને હીન પંક્તિમાં બેસાડ્યો. તેટલામાં તેઓને પીરસવા માટે એક દાસી આવી. તેણીનું નાક ચીબું હતું, તેણીના ઓષ્ઠ લાંબા હતા, નેત્ર પીંજરા હતા, પેટ મોટું હતું, ગાલમાં કૂવા-ખાડા પડેલા હતા, કાન સૂપડા જેવા હતા, કેશ પીળા હતા, રૂપે કદ્રૂપી હતી, નાભિ પર્યંત તેના સ્તન લબડતા હતા, ફાટેલું મલિન વસ્ત્ર પહેરેલું હતું.

તે શ્લેષ્મ ( નાકનો મળ ) તથા પરસેવાવાળા હાથને પોતાના વસ્ત્ર ઉપર લુંછતી હતી, તેથી જાણે સાક્ષાત્ પ્રાણીઓની અલક્ષ્મી (દરિદ્રતા)જ હોય એવી તે દાસી અનુક્રમે પીરસતી પીરસતી કુમાર પાસે પણ આવી, મૂર્તિમાન જાણે કુત્સા (¹નિંદા) હોય તેવી તેણીને જોઈને કુમારના મનમાં દુગંછા ઉત્પન્ન થઈ, તેથી તેણે ક્રોધથી 'હે અમેધ્ય (ગંદી)! અહીંથી દૂર જા.' એમ કહી તેણીનો નિષેધ કર્યો. તેને નિષેધ કરતો જોઇ અધિકારીઓએ કહ્યું કે—"જાણે ધરાયેલો હોય તેમ તું આનો કેમ નિષેધ કરે છે?" ત્યારે તેણે તેઓને સ્પષ્ટ રીતે કહ્યું કે—"આ દુગંછા કરવા લાયક, મળવડે વ્યાપ્ત અને કુરૂપવાળી પીરસનારી મને રૂચતી નથી. પિશાચીના જેવી આને જોઈને મારૂં હૃદય કંપે છે, અને મને અત્યંત લાગેલી ભૂખ પણ આને જોઇને મૂળ સહિત નાશી ગઈ છે. તમારે મને આહાર ગમે તેવો:તુચ્છ આપવો; પરંતુ પીરસનારી તો કોઈ સારા રૂપવાળી બોલાવો." તે સાંભળી તેઓ હસીને બોલ્યા કે—"આવા સૌભાગ્યથી શોભતા તને ભોજન આપવા દેવદત્તા ગણિકા આવશે." આ પ્રમાણે વિવિધ પ્રકારની ઉક્તિપૂર્વક પરસ્પરના મુખ જોતા અને હાંસી કરવામાં તત્પર તેઓને કુમારે આક્ષેપ સહિત કહ્યું કે—"હે અધિકારીઓ! તમે કેમ હસો છો? તમો ઘણું ધન આપતાં છતાં અને સેંકડો ખુશામત કરતાં છતાં જે તમારી સન્મુખ પણ જોતી નથી, તેજ દેવદત્તા ગણિકા જાતે અહીં આવી મને ભક્તિથી ભોજન કરાવે, તો તમે શું હારો?" આ પ્રમાણે તેનું વચન મદિરા પાન કરીને ઉન્મત્ત થયેલા પુરૂષના પ્રલાપ જેવું માની અભિમાની અને ઉદ્ધત થયેલા તેઓ બોલ્યા કે—"જો એ પ્રમાણે થાય તો અમે અમારૂં સર્વસ્વ હારી જઇએ, પરંતુ એમ ન થાય તો તું શું હારે?" આ પ્રમાણે તેઓએ આક્ષેપપૂર્વક તેને કહ્યું, ત્યારે તેણે કહ્યું કે—"મારૂં પણ (મારી હોડ) મારૂં મસ્તકજ છે. એજ મારૂં દ્રવ્ય છે." એમ તે ધૈર્ય ધારણ કરીને બોલ્યો, તે વખતે બીજાઓએ તેને વાર્યો કે—"હે નિર્ભાગી! આવી જીવને બાધા કરનારી પ્રતિજ્ઞા તું ન કર." તે

૧ મંદી.

નહીં ગણકારતાં તેણે પોતાના મસ્તકનું પણ કર્યું અને તે બાબતમાં તે વિચક્ષણ કુમારે કેટલાક મધ્યસ્થ વૃદ્ધ જનોને સાક્ષી રખાવ્યા. પછી તે સાક્ષીઓની આજ્ઞાથી ધ્વજભુજંગે કોઇ માણસની સાથે તત્કાળ તે દેવદત્તાને આકર્ષણ કરવાનો જાણે સિદ્ધમંત્ર હોય એવો સંદેશો કહેવરાવ્યો કે—" અહીં ઉજ્જયિની નગરીથી ધ્વજભુજંગ નામનો જુગારી તારી ગૌરવતા જોવા માટે આવ્યો છે, માટે તેની સેવા બજાવ. " આ વચન સાંભળતાંજ અકસ્માત્ આવેલા પોતાના કાંતને જાણીને તે ગણિકા આશ્ચર્ય, ઉત્સુકતા અને હર્ષ વિગેરે ભાવના મિશ્રપણાને પામી. તરતજ પતિના દર્શનની ઉત્સુકતાથી વ્યાપ્ત થયેલી તે સર્વ અંગે દેદીપ્યમાન અલંકાર ધારણ કરી સર્વોત્તમ વેષ પહેરી પોતાની સખીઓ સહિત ચાલી. શીઘ્ર ચાલતાં પગના આઘાતવડે પણ (પ્રતિજ્ઞા) કરનારાઓના ચિત્તને કંપાવતી, મનોહર ઝાંઝરનાશબ્દવડે જાણે તેના ગુણો ગાતી હોય, અને ચોતરફ પ્રસરતા સુવર્ણ અને રત્નના આભરણની કાંતિના સમૂહવડે જાણે તેની કીર્તિને વિસ્તારતી હોય તેમ તે ત્યાં વાવ ઉપર આવી. ત્યાં ઘણા પુરૂષો અલંકારાદિકવડે ભૂષિત હતા તોપણ તેણીની દૃષ્ટિ જીર્ણ વસ્ત્રને ધારણ કરનાર તે કુમારની ઉપરજ પડી. કારણકે આદરનું કારણ પ્રેમજ હોય છે. કામદેવ સમાન મનોહર આકારવાળા તે કુમારને જોઈ વિકસ્વર નેત્રવાળી તેણીએ વિનયથી મસ્તક નમાવી વિનંતિ કરી કે—" હે સ્વામી ! મારાં પૂર્વનાં અભંગુર ( અક્ષીણ–અખંડ ) ભાગ્ય જાગે છે, કે જેથી તમે આજે પોતાનું દર્શન આપીને મારા પર અનુગ્રહ કર્યો. હે દેવ ! મારા પર પ્રસન્ન થઇને તમારા ચરણકમળના રજની શ્રેણિવડે શીઘ્રપણે મારૂં ઘર પવિત્ર કરો. " તે સાંભળી કુમારે તેણીને કહ્યું કે—" હે સુંદરી ! હમણાં તો અહીંજ ભોજન તૈયાર કર. અહીંજ ભોજન કરીને પછી ઘેર જઇશું. " તે સાંભળી ' બહુ સારૂં. ' એમ તેનું વચન અંગીકાર કરી તરતજ તેણીએ દાસીઓ પાસે અદ્ભુત ભોજનની સામગ્રી તૈયાર કરાવી, અને પોતે ભક્તિથી તેની સેવા કરવા લાગી. તેના સમગ્ર દુર્ભાગ્યના કલંકને જાણે ધોઈ નાંખતી હોય તેમ તેણીએ સ્નેહપૂર્વક સુગંધી ઉષ્ણ જળવડે સ્નાન

કરાવ્યું, હૃદયરૂપી ક્યારામાં પ્રફુલ્લિત થયેલી પ્રીતિરૂપી લતાનાં જાણે પાંદડાં હોય એવાં ચિત્તને અનુકૂળ વસ્ત્રો તેને પહેરાવ્યાં, ઘણાંપણાને લીધે હૃદયની બહાર પ્રસરતા જાણે સ્નેહના રસજ હોય એવા ચંદનના રસવડે તેને હર્ષથી સર્વ અંગે લેપ કર્યો, તેના ઔદાર્યાદિક ગુણોને જાણે પ્રગટ કરતી હોય એમ મણિ અને સુવર્ણનાં ભૂષણોવડે તેને ભૂષિત કર્યો, [1]લાવણ્ય સહિત નવી અને સર્વ [2]અંગે મનોહર પોતાની કાયાની જેવી રસવતીનું તેને ભોજન કરાવ્યું, પછી સારી રીતે હાથ અને મુખ ધોવરાવી કપૂરના ચૂર્ણવડે મનોહર અને પ્રેમરૂપી વૃક્ષનાં મૂળરૂપ તાંબૂલનું બીડું આપ્યું. આ પ્રમાણે તેણીએ જાતે તેની સેવાવડે તેની તેવા પ્રકારની બરદાસ કરી કે તે કુમારે સાર્થેશના વચનને સત્ય-યથાર્થ માન્યું. કુમારની સેવા કરતી તેણીને જોઇને જેઓએ સર્વસ્વનું પણ કર્યું હતું તેઓ અગ્નિ વિના જ અત્યંત બળવા લાગ્યા. આ આવા પ્રકારનું કૌતુક જોઇને અત્યંત વિસ્મય પામેલા નગરના લોકો એકઠા મળી પરસ્પર વાતો કરવા લાગ્યા કે—"જે દેવદત્તા રાજાના ભવનમાં ( સભામાં ) પણ વાહન વિના જતી નથી, તે પણ પગે ચાલીને આની પાસે આવી, એ કેવું આશ્ચર્ય છે ? રાજા વિગેરે મુખ્ય મુખ્ય માણસો ધન આપવા પૂર્વક પ્રાર્થના કરતાં છતા જે પોતાનું મુખ વાંકું કરતી હતી, તે આ કુમારની જાણે દાસી હોય તેમ તેની સેવા કરે છે. અહો ! આ કુમારની અદ્ભુત શક્તિનું પ્રમાણ કોણ જાણી શકે તેમ છે ? કે જેણે ધન, સુંદરતા વિગેરે કાંઇ પણ ઉપાધિ વિના જાણે કે પોતે વેચાતી લીધી હોય તેમ આ ગણિકાને પોતાને વશ કરી. તો શું આ કૃત્રિમ રૂપને ધારણ કરી કોઇ દેવ આવ્યો છે ? કે શું વિદ્યાના બળથી અદૃશ્ય થયેલો કોઇ વિદ્યાધર છે ?" આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ટોળે મળેલા માણસો ઘણી ઘણી કલ્પનાના રંગને પામેલી જીહ્વાને નચાવવા લાગ્યા. (જૂદી જૂદી વાતો કરવા લાગ્યા.) તે ગણિકાએ નગરમાં જઇ રાજાને

૧ મીઠાશવાળું ભોજન, સુંદરતાવાળી કાયા. ૨ શાક, દાળ વિગેરે સર્વ અવયવોવાળી રસવતી, શરીરપણ સર્વ અંગે મનોહર.

રજા લઈ ગામમાં તોરણની શ્રેણી બંધાવી ધ્વજાઓના સમૂહથી શોભા કરાવી. પછી મીયાના, ઘોડા વિગેરે અદ્ભુત સામગ્રી તૈયાર કરી નગરના લોકોને સાથે લઈ ધ્વજભુજંગની સામે ગઈ. તેની પાસે આવી તેણીએ વિજ્ઞપ્તિ કરી કે—"હે સ્વામી! રાજાને નમસ્કાર કરી મારૂં ઘર પવિત્ર કરો, જીવ વિનાના શરીરની જેમ તમારા વિના મારૂં ઘર શૂન્ય છે." એમ કહી તેને રાજાના આણેલા હાથી પર ચડવા કહ્યું, ત્યારે તે ઐરાવત હાથીપર ઇંદ્રની જેમ તે હાથીપર આરૂઢ થયો. પછી જાણે તેના પરોપકારનું પુણ્યજ હોય એવું ઉજ્વળ છત્ર તેના મસ્તક પર ધારણ કર્યું. નવા પ્રાપ્ત થયેલા યશની જેવા ઉજ્વળ ચામરો તેની બન્ને પડખે વીંઝાવા લાગ્યા. તેની પાછળ દેવદત્તા સુખાસન ( મીયાના ) માં બેસીને હર્ષથી ચાલતી હતી. પ્રસન્નતા પૂર્વક વેશ્યાજનો મંગળ ગીત ગાતા હતા. 'આ કુમાર પરોપકારના પુણ્યવડે આટલી બધી મોટાઈને પામ્યો છે.' ઈત્યાદિક સ્તુતિ કરતા બંદીજનોને તે પ્રીતિદાન આપી પ્રસન્ન કરતો હતો, સર્વ અંગે ધારણ કરેલા અલંકારોથી ઉત્પન્ન થયેલી કાંતિના સમૂહના મિષથી જાણે પોતાનું પૂર્વનું પુણ્ય માણસોને દેખાડતો હોય તેમ શોભતો હતો, વાગતા મોટા વાજીંત્રોના શબ્દ વડે પુરની સ્ત્રીઓ પોતાનાં રોતાં બાળકોનો તથા રસોઇ વિગેરે કાર્યનો ત્યાગ કરી શીઘ્રપણે પોતપોતાના ઘરના દ્વારમાં આવી વિકસ્વર નેત્રરૂપી અંજલિવડે તેના લાવણ્યરસના પૂરનું પાન કરતી હતી. તે ગણિકાએ જેઓની સેંકડો પ્રાર્થના વ્યર્થ કરી હતી એવા તે નગરના કામુકજનો વિશેષે કરી તેની સન્મુખ જોતા હતા, કૌતુક જોવામાં ઉતાવળા પુરજનો તે કુમારની ચોતરફ ફરી વળતા હતા, તેની આગળ ડગલે ડગલે સંગીત પૂર્વક નૃત્ય થઇ રહ્યાં હતાં, અને જાણે કે તે વાવના અધિકારીઓનો મૂર્તિમાન ઉદ્વેગ હોય એવો તે અનુપમ કાંતિવાળો કુમાર આવા પ્રકારના મોટા ઉત્સવથી રાજમહેલના દ્વાર પાસે આવ્યો. ત્યાં તે હાથીપરથી હેઠો ઉતરી દેવદત્તાએ આપેલા ભેટણાને રાજા પાસે મૂકી વિનય પૂર્વક રાજાને નમ્યો. અશ્વિની કુમારના જેવું તેનું રૂપ જોઈને રાજા વિસ્મય પામ્યો, અને સ્વાગતના વચનથી તેનો સત્કાર કર્યો. પછી દેવદત્તાએ રાજાને કહ્યું

કે—"હે દેવ ! જેણે મને ક્રીડા માત્રમાંજ પાંચસો હાથી મોકલ્યા તેજ આ ઉત્તમ પુરૂષ છે. અમૂલ્ય દાનના વ્યસનથી શોભતા આ સત્પુરૂષે પોતે કરેલા ઉપકાર રૂપી મૂલ્યવડે જાણે મને ખરીદ કરી હોય એવી હું થઇ છું. તેથી જીંદગી પર્યંત આ મારા પ્રાણનાથ થયા છે. આ બાબતમાં નાણામાં લક્ષ્મીના સીક્કાની જેમ આપની અનુજ્ઞા હો." આ પ્રમાણે તેણીએ વિનંતી કરેલા રાજાએ સ્મિત સહિત કહ્યું કે—"કોણ બુદ્ધિમાન યોગ્યના સંબંધને માન્ય ન કરે ? આ કુમાર ગુણિજનોનો અગ્રેસર છે, અને તું અદ્ભુત કળાઓનું સ્થાન છે. તેથી રતિ અને કામદેવની જેમ તમારા બેનો સંબંધ થાઓ." ત્યારપછી રાજાની પ્રસન્નતાવડે કુમારના મનમાં પરાક્રમ પ્રાપ્ત થયું. તેથી ક્ષીરસાગર જેમ તરંગોને ઉછાળે તેમ તેણે વાણી ઉછાળી કે—"હે દેવ ! હું વાવના અધિકારીઓનું સમગ્ર ધન જીત્યો છું. તેથી તેમની પાસેથી મારૂં લેણું અપાવો. આ બાબતમાં સભ્યજનો મારા સાક્ષી છે." તે સાંભળી રાજાએ સાક્ષીઓને પ્રત્યક્ષ કરીને (પાસે રાખીને) તે વાવના અધિકારીઓને કહ્યું કે—"તમે પણ કરેલું ધન આ ધ્વજભુજંગને કેમ આપતા નથી ?" તે સાંભળીને દીનમુખવાળા તેઓએ પૃથ્વીપતિને કહ્યું કે—"અમોએ મુગ્ધપણાથી ઘરનું સર્વસ્વ પણમાં મૂક્યું હતું. તો આપનો સર્વ હુકમ અમારે પ્રમાણ (માન્ય) છે. પરંતુ અમારી આજીવિકા થાય એવી અમારા પર કૃપા કરો." ત્યારે અત્યંત દયા ભાવવાળા થયેલા કુમારે રાજાને કહ્યું કે—"હું દયાની ખાતર અર્ધ ધન મૂકી દઉં છું, પણ અર્ધ અપાવો." તે સાંભળી રાજા પ્રસન્ન થયો, અને પોતાના મંત્રીદ્વારા તેમના સર્વસ્વ ધનનો વિભાગ પડાવી જાણે તેમનો ભાઇ હોય તેમ તેને અર્ધભાગ અપાવ્યો. આ પ્રમાણે રાજા પાસે અપાર સન્માન પામેલા તે કુમારને તે પતિવ્રતા મોટા ઉત્સવ પૂર્વક પોતાને ઘેર લાવી. ત્યાર પછી તે કુમારના તેજથી જાણે પરાભવ પામ્યો હોય એવો સૂર્ય લજ્જા પામીને દૃષ્ટિના વિષયથી દૂર થયો. (અસ્ત પામ્યો) પ્રિયને જોવાથી થયેલા હર્ષવડે વિકસ્વર થયેલા તેણીનાં નેત્રો પોતાનો પરાભવ કરનારાં છે એમ ધારી જાણે ભય પામી હોય એવી

કમળોની શ્રેણી બીડાઇ ગઇ. પોતાના તેજને હરણ કરનાર સૂર્યના જાણે કિરણો હોય એવા તેણીના ઘરમાં રહેલા દીવાઓ દેદીપ્યમાન દેખાતા હતા. તેણીના ઘરમાં અને આકાશમાં કળાઓનું સ્થાન, સૌમ્ય, ( મનોહર ) સુવૃત્ત[1] અને સુમનઃપ્રિય[2] એવો કુમાર તથા ચંદ્ર એક સાથે ઉદય પામ્યા. સમગ્ર લક્ષ્મી પંકજ ( કમળ ) નો ત્યાગ કરીને હર્ષથી વિકસ્વર થયેલા તેણીના મુખારવિંદને[3] જાણે પામી હોય એવું તેણીનું મુખ શોભવા લાગ્યું. તે વખતે કેવળ પોયણાંઓજ વિકસ્વર થયાં એટલુંજ નહીં, પરંતુ તેણીની સખીઓનાં મુખો પણ વિકસ્વર થયાં. હું માનું છું કે–રાત્રી તરૂણ અવસ્થાને પામી ત્યારે આકાશમાં રહેલો રાગ તેણીના હૃદયમાં ગયો હોવો જોઇએ. નહીં તો તે રાગ ત્યાંથી ( આકાશમાંથી ) ક્યાં ગયો ? કેમ ત્યાં જોવામાં આવતો નથી ? આવા રાત્રીના સમયે અગરૂના ધૂપે કરીને સુવાસવાળા મોતીના ઝુંમખાં જેમાં લટકાવ્યાં હતાં એવા વિસ્તાર પામેલા ઉલ્લોચવડે શોભતા શયનગૃહમાં ઉદ્ધત કામદેવ રૂપી ઘોડાને ખેલવવાની જાણે કસરતશાળા હોય એવી અને મનોહર ઓછાડથી શોભતી વિશાળ શય્યા પાથરી તે ગણિકાએ વિવિધ પ્રકારના [4]સ્થાનને આશ્રય કરનારી, મનોહર વ્યંજનવાળી[5] અને સુંદર [6]સ્વરવાળી સમગ્ર ભોગરૂપી માતૃકા ( બારાક્ષરી ) તે કુમારને શીખવી. તેણીએ દિવ્ય અંગરાગ, શણગાર અને તાંબૂલ વિગેરેવડે તેનો ઉપચાર કરી તે રાત્રિને સાર્થક માની. તે દેવદત્તા તેને મનવાંછિત ભોજન વસ્ત્રાદિક આપીને ઘણા પ્રેમથી ચિંતામણિની જેમ તેની આરાધના ( સેવા ) કરવા લાગી. અહો ! ચર્મચક્ષુવાળા મનુષ્યો ધર્મનું માહાત્મ્ય જાણી શકતા નથી. કેમકે આ કુમારને વેશ્યા પણ ઇચ્છિત ધન આપે છે! તૃપ્તિને કરનારી પ્રીતિ રૂપી અમૃતની વાવમાં આ પ્રમાણે ક્રીડા કરતા તે બન્નેના ઘણા દિવસો મુહૂર્તની જેમ વ્યતીત થયા.

---

૧ કુમાર સારા આચરણવાળો અને ચંદ્ર સારો ગોળાકારવાળો. ૨ કુમાર સજ્જનોના મનને પ્રિય અને ચંદ્ર રાત્રિ વિકાસી પુષ્પને પ્રિય. ૩ મુખ રૂપી પોયણું. ૪ ભોગના ચોરાશી સ્થાનો એટલે આસનો કહેવાય છે, અને માતૃકાના કંઠ્ય, તાલવ્ય, વિગેરે આઠ સ્થાનો કહેવાય છે. ૫ સ્ત્રી પુરૂષના ગુહ્ય અંગ. ૬ મૈથુન ક્રિયામાં શબ્દ થાય તે

એકદા તે બુદ્ધિમાન કુમાર અત્યંત સુખમાં મગ્ન હતો, છતાં તેને પોતાની માતાનું સ્મરણ થયું. તેથી મનમાં પીડા પામી તે પોતાની કુલીનતાને ઉચિત વિચાર કરવા લાગ્યો કે—' અધમ પુરૂષોના શિરોમણિ રૂપ મને ધિક્કાર છે, કે જેથી મેં તીર્થની જેમ આરાધના કરવા લાયક મારી નિરાધાર માતાનો ત્યાગ કરી સ્વચ્છંદપણાનો આશ્રય કર્યો. જેઓ હર્ષથી પ્રયત્ન પૂર્વક દેવતાની જેમ પોતાની માતાની નિરંતર સેવા કરે છે, તે જ પુત્રો પવિત્ર છે. જે પુરૂષ હંમેશાં પ્રાતઃકાળે પોતાની માતાના ચરણકમળને નમસ્કાર કરતો ન હોય, તેવા માતાની યુવાવસ્થાનો નાશ કરનાર અધમ પુત્રનો જન્મ જ ન થાઓ ! જે દિવસે અને ક્ષણે માતાના ચરણ કમળની રજ મારા કપાળમાં તિલક રૂપ થશે, તે જ દિવસ મારો આનંદ રૂપ થશે, અને તે જ ક્ષણ મને ઉત્સવનું કારણ થશે. " આ પ્રમાણે ચિત્તમાં ચિંતાથી વ્યાપ્ત થયેલા તેને જાણીને બુદ્ધિમાન તે ગણિકા જાણે પ્રેમના પ્રવાહને વિસ્તારતી હોય તેમ ખેદ સહિત બોલી કે—" હે દેવ ! આજે તમને કોઈ વ્યાધિ, આધિ કે વિચાર બાધા કરતો હોય, તેમ જણાય છે. કેમકે પૂર્વે કોઇ પણ વખત નહીં જોયેલું તમારૂં ખેદયુક્ત મન આજે જ દેખાય છે. તમારૂં દુઃખ અરિસાની જેમ મારા હૃદયમાં પ્રતિબિંબ રૂપે પ્રાપ્ત થયું છે. તો હે નાથ ! જો ગુપ્ત રાખવા લાયક ન હોય તો મને જલદી કહો." તે સાંભળી ધ્વજભુજંગ બોલ્યો કે—" હે પ્રિયા ! આ તું શું બોલે છે ? તારાથી પણ ગુપ્ત રાખવા જેવી શું કોઇ પણ બાબત હોય ? તેં કહેલી વ્યાધિ વિગેરે કાંઈ પણ મારા મનને બાધા કરનાર નથી; પરંતુ માતાના વિરહથી ઉત્પન્ન થયેલી વ્યથા મને પીડા કરે છે. " તે સાંભળી તેણીએ વિચાર કર્યો કે—" જે પતિના ચિત્તને અનુસરીને ચેષ્ટા કરે છે, તે જ પતિવ્રતા કહેવાય છે." એમ વિચારી તે પણ જાણે તેના વચનનો પ્રતિધ્વનિ હોય તેમ બોલી કે —" મારૂં ચિત્ત પણ તમારી માતાને મળવા ઉત્સુક થાય છે. કેમકે સતીઓને સાસુની આજ્ઞાજ મુગટ રૂપ હોય છે. મને તમારા નગરને જોવાની ઈચ્છા પણ ઘણી છે કારણ કે પોતાના પતિની જન્મભૂમિ કોને નમસ્કાર કરવા લાયક નથી ? તેથી કરીને મારા પર પ્રસન્ન થઈ

મને સાથે લઈને તમારા નગર તરફ ચાલો. કેમકે—શું ચંદ્ર ચંદ્રિકાનો ત્યાગ કરી કોઈ પણ ઠેકાણે જાય ?" આ પ્રમાણે તેણીની વાણી રૂપી દ્રાક્ષનો સ્વાદ લઇને તે હર્ષ પામ્યો, અને બોલ્યો કે—" હે પ્રિયા ! તેં તારી પ્રીતિને યોગ્ય જ કહ્યું છે. પરંતુ મેં ઘરનો ત્યાગ કર્યાને ઘણો વખત વીતી ગયો છે, તેથી ઘરની મને કાંઈ પણ ખબર નથી. વળી હાલમાં ત્યાં રહેવું યોગ્ય છે કે નહીં ? તે પણ હમણાં હું જાણી શકતો નથી, અને અહીં તો રાજાની કૃપા ફૂલેલા ( ફળેલા ) કલ્પવૃક્ષની જેવી છે. તેથી હે પ્રિયા ! પ્રથમ હું એકલો જ ત્યાં જાઉં. જો ત્યાં રહેવા લાયક હશે, તો હું તને શીઘ્રપણે બોલાવી લઈશ. નહીં તો હું મારી માતાને લઇને અહીં તારી પાસે જલદી આવીશ. ત્યાં સુધી હે પવિત્ર આચારને ધારણ કરનાર પ્રિયા ! તું અહીં જ રહે. આ પ્રમાણે કહીને હર્ષ સહિત તેણીએ કરેલા મંગળ પૂર્વક અલ્પ પરિવાર સહિત તે કુમાર ત્યાંથી શીઘ્રપણે ચાલ્યો.

અનુક્રમે પ્રયાણ કરી થોડા દિવસમાં તે શાલિગ્રામની સીમામાં આવી પહોંચ્યો. ત્યાં તે બુદ્ધિમાન એક વૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેવા બેઠો. અને વિચારવા લાગ્યો કે—" મને ઘેરથી નીકળ્યાને ઘણા દિવસો થઇ ગયા છે. પરંતુ મેં કાંઈ પણ આશ્ચર્યકારક મોટી સમૃદ્ધિ મેળવી નથી, કે જે જોઇને નવી મેઘની ઘટા જોઇને ગ્રીષ્મ ઋતુથી તાપ પામેલી પૃથ્વીની જેમ ચિરકાળથી મારા વિરહવડે પીડા પામેલી મારી માતા પ્રસન્ન થાય. વળી સર્વ પ્રકારના ગુણોએ કરીને સંપૂર્ણ જે સ્ત્રીને હું પામ્યો છું, તે પણ જાતની વેશ્યા હોવાથી મારી હીલના ( નિંદા ) નુંજ કારણ છે. સમૃદ્ધિથી ઉત્પન્ન થતી ઉજ્વળતાને નહીં પામેલું મારૂં મુખ અત્યંત દુઃખી સ્થિતિમાં રહેલી મારી માતાને હું શી રીતે દેખાડી શકું ? મને તે તે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવાથી હું ધારૂં છું કે મારૂં નશીબ અનુકૂળ છે, અને નશીબ અનુકૂળ હોય તોજ મનુષ્યોનો ઉદ્યમ સફળ થાય છે. પરંતુ અત્યારે સંપત્તિ પ્રાપ્ત કરવા માટે હું તાત્કાલિક ઉપાય શો કરૂં ? હા, ઠીક, સાંભર્યું. તે વૃક્ષના યક્ષની પાસે મારૂં વરદાન થાપણ તરીકે છે. દેવની વાણી પથ્થર પરની રેખાની જેમ ખોટી હોતી

નથી." આ પ્રમાણે વિચારીને તે પ્રશસ્ત મનવાળો કુમાર તે વૃક્ષની સમીપે ગયો. તેણે તે વૃક્ષની ત્રણ પ્રદક્ષિણા કરી, તેની પુષ્પાદિકવડે પૂજા કરી, અને ધૂપવડે તેને (સુવાસિત) કર્યો. આ પ્રમાણે સુખ આપવામાં નિપુણ એવા તે યક્ષની પૂજા કરીને જેમ થાપણ મૂકનાર પોતાની થાપણ માગે તેમ તેણે પોતાનું વરદાન માગ્યું. ત્યારે યક્ષ પ્રત્યક્ષ થઈ બોલ્યો કે—"તારા વરદાનમાં તને શું કરી આપું ?" ત્યારે તે બોલ્યો કે—"મારે માટે સર્વ પદાર્થોથી સંપૂર્ણ એક નગર બનાવી આપ." તે સાંભળી તત્કાળ દેવે તેજ ઠેકાણે વનમાં દૈવી શક્તિથી સ્વર્ગના જેવું મનોહર નવું પુર (નગર) બનાવ્યું. તે પુરની મધ્યે રાજાને રહેવા લાયક શુદ્ધ મણિમય મહેલ જાણે કે ધ્વજભુજંગનો ઉજ્વળ પુણ્યસમૂહ હોય તેમ શોભતો હતો. કમળની ફરતા રાજહંસની જેમ તે રાજમહેલની ફરતા સેનાપતિ, શ્રેષ્ઠી, સામંત અને મંત્રીજનો વિગેરેને રહેવા લાયક મોટા મંદિરો શોભતા હતા, તે મંદિરોની ફરતા સામાન્ય માણસોને રહેવા લાયક હજારો ઘરો જાણે પૃથ્વીમાથી પોતાની મેળે બહાર નીકળ્યા હોય તેમ શોભતા હતા, તે નગરની ફરતો વિશાળ કિલ્લો હતો, તે જાણે કે પૃથ્વીનો ભાર ઉપાડવાથી ઉદ્વેગ પામીને બહાર આવેલો શેષ નાગ હોય તેમ શોભતો હતો, તેને ફરતી જળથી ભરેલી ખાઈ હતી, તે જાણે કે સ્નેહવડે [1]લક્ષ્મીને મળવા આવેલો સમુદ્રજ હોય તેમ શોભતી હતી, ત્યાં ઠેકાણે ઠેકાણે વાવ, તળાવો વિગેરે જળાશયો હતા, તે જાણે કે ધ્વજભુજંગની કીર્તિરૂપી લતાને [2]સિંચવા માટેજ હોય તેમ શોભતા હતા, જેમ મેઘ જળધારાને વરસાવે તેમ તે યક્ષે જૂદા જૂદા સ્થાનોમાંથી લાવી લાવીને સુવર્ણ, રત્ન અને મુક્તાફળનો સમૂહ વરસાવ્યો, પછી તે નગરમાં જૂદા જૂદા ગામોમાં રહેનારા હજારો માણસોને લાવી લાવીને સારા રાજાની જેમ તે યક્ષે વસાવ્યા, વન વિગેરેમાં રહેલા નધણીયાતા હાથી ઘોડા વિગેરે આણીને સેનાપતિની જેમ તે યક્ષે તત્કાળ ચતુરંગ સૈન્ય એકઠું કર્યું. આ રીતે તે પુર બનાવી તે યક્ષે હર્ષથી લોકોમાં તેનું સુરપુર એવું નામ પ્રસિદ્ધ કર્યું.

---

૧ પોતાની પુત્રી માટે. ૨. પાણી પાવા માટે.

ત્યારપછી તે યક્ષે ધ્વજભુજંગને રાજસભામંડપમાં સુવર્ણના સિંહાસન ઉપર બેસાડ્યો. તે વખતે તે ઉદયાચળ પર્વતપર આરૂઢ થયેલા સૂર્યની જેમ શોભવા લાગ્યો. તેના મસ્તકપર ધારણ કરેલા, પૂર્ણિમાના ચંદ્રના ગર્વને સર્વ પ્રકારે નાશ કરનારી લક્ષ્મીવાળા અને જાણે કે મૂર્તિમાન તેની કીર્તિનો સમૂહ હોય એવા છત્રવડે તે શોભતો હતો, તેણે સર્વ અંગ ઉપર ધારણ કરેલા અલંકારોની કાંતિથી સર્વ દિશાઓનાં મુખ દેદીપ્યમાન કર્યાં હતાં, બે કુંડળોથી ઉત્પન્ન થયેલા જાણે કાંતિના બે પ્રવાહ હોય એવા મનોહર બે ચામરોવડે તેના બે ખભાઓ વીંઝાતા હતા, તે વખતે તે યક્ષે નવા સ્થાપેલા મંત્રી, સામંત અને મહાજનો વિગેરેએ દેવની આજ્ઞાથી રૂપા અને સુવર્ણના કળશોવડે તેનો રાજ્યાભિષેક કર્યો. ' આ રાજાનીજ સેવા કરો. ' એમ બીજા રાજાઓને જાણે જણાવતા હોય તેવા વાજિંત્રોના શબ્દોવડે આકાશ પૂર્ણ થયું, બીજા કુરાજ્ય રૂપી વિષથી દુ:ખી થયેલા મનુષ્યોને અમૃતની વૃષ્ટિ સમાન સ્નેહ-વાળી પોતાની દૃષ્ટિ નાંખવાવડે ( તે ) જીવાડતો હતો. આ પ્રમાણે તે યક્ષે મોટા ઉત્સવપૂર્વક તે પુરના રાજ્ય ઉપર ધ્વજભુજંગને સ્થાપન કર્યો. અહો ! પુણ્યનો પ્રભાવ કેવો અદ્ભુત છે ? " મેં મિત્રાઈથી આ મહાત્મા ધ્વજભુજંગને રાજ્ય આપ્યું છે, તેના પર કોઇ મૂઢ માણસ દ્રોહ કરશે, તો તેના પ્રાણનો ઘાત કરી હું તેના પર દ્રોહ કરીશ. " આ પ્રમાણે આઘોષણા કરી તે યક્ષ તત્કાળ અદૃશ્ય થયો. પછી તે ધ્વજભુજંગ રાજા રાજ્યનું પાલન કરવા લાગ્યો.

ત્યારપછી તત્કાળ રાજાને પોતાની માતાને નમવાની ઈચ્છા થઇ. કારણ કે પ્રાપ્ત થયેલી લક્ષ્મી સ્વજન અને પરજનને દેખાડ-વાથીજ સફળ થાય છે. તેથી તે ચતુરંગ સૈન્યના સમૂહવડે બે પ્રકારના [1]ભૂભૃતોને કંપાવતો ઇંદ્રની પણ સ્પર્ધા કરનારી મોટી સમૃદ્ધિ સહિત શાલિગ્રામમાં ગયો. ત્યાં પુરજનોસહિત ગામના સ્વામીએ વિસ્મય પામીને તે રાજાને પ્રણામ કર્યા, અને તે રાજાએ પ્રીતિ પૂર્વક પોતાની માતાને નમસ્કાર કર્યા. સૂર્યની જેમ નિર્મળ

૧ રાજાઓને તથા પર્વતોને.

અને અદ્ભુત કાંતિને ધારણ કરતા તેને જોઈ તેની માતા કમલિનીની જેમ અત્યંત ઉલ્લાસ પામી. તેણે વૃદ્ધિ પામેલી પોતાની સમૃદ્ધિવડે પોતાની માતાને જ કેવળ અત્યંત વિસ્મય પમાડ્યો એટલુંજ નહીં પરંતુ સમગ્ર લોકને પણ વિસ્મય પમાડ્યો. તેણે પોતાની માતાને કેવળ રસવાળા મીઠાં વચનોથી જ આનંદ પમાડ્યો એટલુંજ નહીં પરંતુ આદરપૂર્વક અનુપમ નેપથ્ય (વસ્ત્ર) અને આભૂષણાદિકે કરીને પણ આનંદ પમાડ્યો. તત્કાળ તેના સ્વજનો વિગેરે જેમ ફળેલા વૃક્ષને પક્ષીઓ સેવે તેમ હર્ષથી તેનાપર સ્નેહ દેખાડી સેવવા લાગ્યા. ત્યારપછી પોતાની માતાને હસ્તીનાસ્કંધ પર આરોપણ કરી તે રાજા મોટા તોરણો વડે શોભતા સુરપુરમાં ગયો. દેવતાએ આપેલું રાજ્ય સાંભળીને કયા કયા રાજાઓ તેને હાથમાં ભેટણા લઈ ન નમ્યા ? વિવિધ રાજાઓએ કરેલાં મોટાં ભેટણાં વડે તેની સમૃદ્ધિ બીજી નદીઓ વડે ગંગા નદીની જેમ વૃદ્ધિ પામી. બીજા રાજાઓએ પોતપોતાની કન્યાઓ તે રાજાની સાથે પરણાવી. કોણ બુદ્ધિમાન મોટાની સાથે સંબંધ ન કરે ? પ્રીતિવાળી અંતઃપુરની સ્ત્રીઓથી સેવાતા છતાં પણ તે રાજા માલતીને જેમ ભમરો સંભારે તેમ તે દેવદત્તા ગણિકાને સંભારતો જ હતો. તેથી તેણે પોતાના આપ્ત (ખાનગી) માણસો તેણીને લાવવા માટે હર્ષથી તે નગરમાં મોકલ્યા. ડાહ્યા પુરૂષોની પ્રતિજ્ઞા અસત્ય હોતી નથી. તે પુરૂષો કાન્યકુબ્જ નગરમાં ગયા, તેમનો તેણીએ હર્ષથી સત્કાર કર્યો, તેઓએ તેણીને કહ્યું કે-"ધ્વજભુજંગને સામ્રાજ્ય પ્રાપ્ત થયું છે, અને તને તે બોલાવે છે." સ્વામીની અદ્ભુત સંપત્તિ સાંભળીને તે પણ અત્યંત આનંદ પામી. પ્રિયને સંપત્તિની પ્રાપ્તિ થાય, તે કોને પ્રીતિ ન કરે ? તેણીએ હૃદયમાં હર્ષથી વિચાર કર્યો કે "અહો ! તેની કેવી કૃતજ્ઞતા ! કે જેથી આટલી બધી સમૃદ્ધિ પામ્યા છતાં પણ તેણે તત્કાળ મને યાદ કરી. ભક્તિ વડે નમ્ર થયેલા રાજાઓએ પોતાની કન્યાઓ પરણાવ્યા છતાં પણ મારી ઉપર અત્યંત પ્રેમ રાખીને તેણે આ માણસો મને બોલાવવા માટે મોકલ્યા. તેથી તેની સેવાથી રહિત મારો એક દિવસ પણ બકરીના ગળાના

આંચળની જેવો નકામો છે, એમ મારૂં મન માને છે. " ત્યારપછી તે દેવદત્તા તરતજ તે પુરના રાજાની રજા લઇ પરિવાર સહિત પોતાની સર્વ મીલકત લઇ તેઓની સાથે ચાલી. શીઘ્ર પ્રયાણવડે થોડા દિવસમાં જ તે સુરપુર આવી પહોંચી. પતિની દિવ્ય કિલ્લાદિક પુર લક્ષ્મીને જોઈ તેણી પોતાના ચિત્તમાં અત્યંત આશ્ચર્ય પામી. જાણે હૃદયમાં નહીં માતો પ્રેમનો સમૂહ હોય એવો પોતાનો સર્વ દ્રવ્ય સમૂહ ભેટ કરી તે રાજાને નમી. સર્વ દ્રવ્યની ભેટ કરવાથી વિશેષ હર્ષ પામેલા રાજાએ સરસ આલાપો વડે તે સતીને પ્રસન્ન કરી. પછી ઉત્કૃષ્ટ ગુણોના સમૂહવાળી તેણીને રાજાએ પટ્ટરાણી કરી. કારણ કે પ્રમાણ રહિત ( અસાધારણ ) માન અપાવનાર ગુણોજ છે, પણ કુળાદિક નથી. યત્ન વિના પ્રાપ્ત થયેલા મોટા સમૃદ્ધિવાળા રાજ્યને ભોગવતો રાજા તે પ્રિયા વડે ઈંદ્રાણી વડે ઇંદ્રની જેમ શોભતા હતો.

એકદા તે સુરપુરના ઉદ્યાનમાં ઘણા શ્રુતજ્ઞાનવાળા અને અતિશય માહાત્મ્યના વૈભવવાળા **શ્રી યશોધર્મ** નામના આચાર્ય પધાર્યા. તેથી ઇંદ્રને દેવોની જેમ તથા રાજાને મનુષ્યોની જેમ તે ગુરૂને નમવા માટે પ્રીતિ પૂર્વક પુરજનો આવ્યા. ધ્વજભુજંગ રાજા પણ ગુરૂનું આગમન સાંભળી અત્યંત હર્ષથી ઉલ્લાસ પામ્યો, અને તત્કાળ તેમને વંદન કરવા આવ્યો. કલ્યાણકારક ભક્તિવાળા તે રાજાએ કપૂરની જેમ પૃથ્વીની રજના સમૂહ વડે પોતાના કપાળમાં તિલક કરતાં ગુરૂને હર્ષથી વંદના કરી. તે વખતે ગુરૂએ રાજાને અમૃતની વૃષ્ટિ જેવી ધર્માશિષ વડે સંતોષ પમાડી કલ્યાણકારક ધર્મદેશના આપવી શરૂ કરી કે—

આ અસાર સંસારમાં પ્રાણીઓને ચિંતામણિ રત્નની જેમ મનુષ્ય જન્મ વિગેરે ધર્મની સામગ્રી મળવી દુર્લભ છે. પ્રથમ તો નિગોદમાં ક્ષણે ક્ષણે સતરવાર મરણ પામતા પ્રાણીઓ અનંતકાળ નિર્ગમન કરે છે. ત્યાંથી નીકળીને પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય અને વાયુકાય એ દરેકમાં અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી સુધી રહે છે, ત્યાંથી નીકળીને બોધિ રહિત વિકલેંદ્રિયપણું પામી તેમાં સંખ્યાતા લાખ વર્ષો સુધી અત્યંત દુઃખી અવસ્થામાં રહે છે. ત્યાથી

નીકળી પંચેંદ્રિય તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થઇ જળચર, સ્થળચર અને ખેચરની જાતિમાં તે પાપી પ્રાણીઓ મહા કષ્ટ વડે કરોડો પૂર્વને નિર્ગમન કરે છે. ત્યાંથી નરકમાં ઉત્પન્ન થાય છે, ત્યાં પાપના સમૂહના ભારને લીધે સુખના લેશને પણ પામ્યા વિના અસંખ્યાતો કાળ નિર્ગમન કરે છે. ત્યારપછી પર્વતની નદીના પ્રવાહથી ગોળાકાર થતા પથ્થરના ન્યાયથી કેટલાક પ્રાણીઓ મનુષ્યપણું પામ્યા છતાં પણ અનાર્ય દેશમાં ઉત્પન્ન થવાથી ધર્મનું નામ પણ જાણતા નથી. કેટલાએક આર્ય દેશમાં ઉત્પન્ન થયા છતાં પણ મ્લેચ્છ જાતિમાં જન્મ થવાથી તેવા તેવા દુષ્કર્મો કરે છે, કે જેથી ફરીને સંસારમા અનંત દુઃખ પામે છે. કેટલાએક શુભ જાતિ પામ્યા છતાં મિથ્યાત્વ વડે વાસિત હોવાથી જેમ મદિરાનું પાન કરનાર પુરૂષ સુસ્થિતિને ન પામે તેમ સદ્ધર્મને પામી શકતા નથી. કેટલાએક શ્રાવકકુળમાં ઉત્પન્ન થયા છતાં ઇંદ્રિય રહિતપણા રૂપ દૂષણને લીધે જેમ અલ્પ ધનવાળો માણસ ધનનું દાન કરી ન શકે તેમ ધર્મનું આરાધન કરી શકતા નથી. કેટલાએક મનોહર ઇંદ્રિયો પામ્યા છતા પણ વ્યાધિગ્રસ્ત શરીરવાળા હોવાથી વેપાર કરવામાં આળસુ માણસની જેમ ધર્મ કાર્ય કરવામાં સમર્થ થતા નથી. કેટલાએક માણસો વ્યાધિ રહિત છતાં પણ અત્યંત અલ્પ આયુષ્યવાળા હોવાથી જેમ દરિદ્રી માણસો ગૃહસ્થાશ્રમને વહન કરી ન શકે તેમ પુણ્યને વહન કરવા ( ધર્મ સાધન કરી લેવા ) શક્તિમાન થતા નથી. કેટલાએક દીર્ઘ આયુષ્યવાળા છતાં પણ તેમના અંતઃકરણ ઉગ્ર મોહ વડે વ્યાપ્ત હોવાથી જેમ મરવાની અણીપર આવેલો માણસ ઓષધનું નામ પણ ન સાંભળે તેમ તેઓ ધર્મનું શ્રવણ કરવા પણ ઇચ્છતા નથી. કેટલાએક ધર્મ સાંભળવાની ઇચ્છાવાળા છતાં પણ જેમ રાજાના દર્શનની ઇચ્છાવાળા મનુષ્યો દ્વારપાળ વડે રોકાય છે તેમ બળાત્કારે આળસ વિગેરે ( પ્રમાદ ) વડે નિષેધ કરાય છે–સાંભળવા પામતા નથી. કેટલાએક મનુષ્યો ધર્મને સાંભળ્યા છતા પણ અલ્પ બુદ્ધિવાળા હોવાથી જેમ મીઠા અને તેલના વેપારી સુવર્ણનો વેપાર કરી શકે નહીં તેમ સમ્યક્ પ્રકારે તે ધર્મને હૃદયમાં ધારણ કરી શકતા નથી. કેટલાએક પોતાના હૃદયમાં ધારણ

પોતાનું રાજ્ય વૃદ્ધિ પમાડયું હતું. નિર્દયપણાથી સ્ત્રીઓની સાડીઓ ખેંચતો અને મુનીઓનાં વસ્ત્ર હરણ કરતો તે કદાપિ લજ્જા પણ પામતો નહોતો. એકદા તે પાપી પોતાના સીપાઇઓ સહિત પાપર્દ્ધિ ( શીકાર ) કરવા કોઇ વનમાં ગયો. તેવા દુષ્ટોનો વ્યાપાર તેવોજ હોય છે. તે વખતે ત્યા સમીપના માર્ગે થઈને ઘણા સાધુઓના પરિવારવાળા અને દેવોને પણ આકર્ષણ કરે તેવા વિશેષ પ્રકારના અતિશયથી શોભતા સૂરિ મહારાજ નીકળ્યા. તે શ્વેતાંબર મુનિઓને જોઇને તે નિર્દય દુષ્ટ ધ્યાનવાળો પલ્લીપતિ ચકલાની પાછળ સમળીની જેમ તેમની પાછળ ક્રોધથી ધનુષ પર બાણ ચડાવી દોડયો, અને બોલ્યો કે—" રે રે નિર્લજ્જ મુંડાઓ ! જલદીથી તમારાં લુગડાં મૂકી દ્યો. નહીં તો આ મારા બાણો તમારા પ્રાણો લેવા ત્વરા કરે છે." આ પ્રમાણે આક્રોશ કરતો તે જેટલામાં મુનિઓ ઉપર પ્રહાર કરવા તૈયાર થાય છે, તેટલામા તેમની તપસ્યાથી આકર્ષાએલી કોઇ દેવીએ તેને સ્તંભિત કર્યો. તેથી તે આગળ કે પાછળ ક્યાંઇ પણ એક પગલું માત્ર પણ ચાલી શકયો નહીં, અને ખોડેલા થાંભલાની જેમ સ્થિર થઈ ગયો. તે વખતે તે શરીરના દરેક રૂંવાડે વીંછીના સમૂહવડે ડંખાયો હોય એવી દિવ્ય શક્તિથી ઉત્પન્ન થયેલી દુઃસહ વેદનાને અનુભવવા લાગ્યો. તેથી હે સેવકો ! હું મરી જાઉં છું, મરી જાઉં છું, જલદી મારૂં રક્ષણ કરો રક્ષણ કરો." એ પ્રમાણે ઉંચે સ્વરે આક્રંદ કરીને વૃક્ષોને પણ રોવડાવતો હોય તેમ બૂમો પાડવા લાગ્યો. તેને તેવી અવસ્થાવાળો જોઈને હાહાકાર કરતા તેના સેવકોએ તેને ત્યાથી ચલાવવા માંડયો, તો પણ તે પર્વતની જેમ નિશ્ચળ થયેલો હોવાથી લેશ માત્ર પણ ચાલી શકયો નહીં. તેની પીડા શાંત કરવા માટે તેના સેવકોએ ઘણા ઉપાય કર્યા, પરંતુ તે સર્વે અગ્નિમા ઘી હોમવાની જેમ ઉલટી તેની પીડા વૃદ્ધિ પમાડવાના કારણરૂપ થયા તે જોઈ " હહા ! આને આ શું થયું ? " એમ વિચારી દયાળુ ગુરૂ પરિવાર સહિત તેની પાસે આવી ઉભા રહ્યા. " આ યતિને મારવાની ઇચ્છા કરવાથી આની આવી દશા થઈ છે. " એમ વિચારી તેના સેવકો ગુરૂને પ્રણામ કરી બોલ્યા કે—" હે સ્વામી ! તમારા અપાર મહિમાને નહીં જાણતા આ કુબુદ્ધિવાળા અમારા સ્વામીએ જે આપનો અપરાધ કર્યો છે, તે

ક્ષમા કરો. હે વિશ્વને પૂજ્ય ! હૃદયને અંધ કરનારી જેની કુબુદ્ધિ સ્વેચ્છાએ વિકાસ પામેલી હોય છે, તેવો માણસ સન્માર્ગથી સ્ખલના પામે તેમાં તેનો શો દોષ ? ( અર્થાત્ તેવો માણસ તો કુમાર્ગગામી જ હોય છે. ) તેથી કરીને હે મુનીશ્વર ! કૃપા કરીને આ અમારા રાજાને શીઘ્રપણે મૂકી દ્યો. કારણ કે મહાત્માઓ મોટા અપરાધને પણ ક્ષમા કરનારા હોય છે. " તે સાંભળી ગુરુ બોલ્યા કે—" મેં એનો કાંઈ પણ અપકાર કર્યો નથી. કારણ કે યતિઓ મિત્ર અને શત્રુ ઉપર તુલ્ય દૃષ્ટિવાળા જ હોય છે. પરંતુ આ અમને હણવાની ઇચ્છાથી એકદમ દોડતો હતો, તેટલામાં અકસ્માત્ તે પોતાની મેળે જ સ્તંભાઈ ગયો, એવું અમારા જોવામાં આવ્યું છે. તે સિવાય અમે કાંઈ પણ જાણતા નથી. અમારા પ્રાણનો નાશ થાય તો પણ અમે એક કીડી જેવા ક્ષુદ્ર પ્રાણી ઉપર પણ દ્રોહ કરતા નથી, તો આને આટલું બધું દુઃખ અમે શી રીતે કરીએ ! ઉલટું અમારું મન આનું અકસ્માત્ થયેલું આવું દુઃખ જોઈને અત્યંત સંતાપ પામે છે. " તે સાંભળીને તે સેવકો તથા તેવા સ્તંભિત શરીરવાળો ચંડપાળ હવે શું કરવું ? એવા વિચારમાં મૂઢ થઈને અત્યંત દુઃખી થવા લાગ્યો તેટલામાં પોતાના તેજ વડે સૂર્યની કાંતિનો તિરસ્કાર કરતી તથા દેદીપ્યમાન આભૂષણોવાળી શાસનદેવી પ્રકટ થઇ ગુરુ મહારાજને નમસ્કાર કરી ક્રોધ સહિત તે સેવકોને કહેવા લાગી કે—" હું જિનેશ્વરના ચરણકમળમાં ભ્રમરી સમાન શાસનદેવી છું. આ તમારો સ્વામી આ મુનિ મહારાજને હણવા ઇચ્છતો હતો, તે ઉપયોગથી જાણીને હું શીઘ્રપણે અહીં આવી, અને મેં જ તેને સ્તંભિત કર્યો છે. એક દુરાચારનું જ આચરણ કરનાર આ પાપીને હું મૂકીશ નહીં; કારણ કે સમગ્ર વિશ્વના એક બંધુ રૂપ સાધુઓનો પણ તે અપકાર કરવા ઇચ્છે છે. " તે સાંભળીને પલ્લીપતિ તથા તેના સેવકો પોતાના મુખમાં પાંચે આંગળીઓ નાંખી બોલ્યા કે—" હે દેવી ! હમણાં વેદનાને લીધે પ્રાણ જતા રહેશે. આજથી અમે મુનિજનનું અપમાન નહીં કરીએ. આજે અમારા પર પ્રસન્ન થઈને કૃપા કરીને મૂકી દો. કારણ કે સજ્જનોનો ક્રોધ ચિરકાળ સુધી હોય નહીં. "

તે સાંભળીને દેવીએ કહ્યું કે—" જો એ પલ્લીપતિ આ ઉત્તમ ગુરૂ મહારાજને ખમાવી તત્કાળ જિનધર્મને અંગીકાર કરે, તો તે ગુરૂના ચરણકમળની રજના સ્પર્શથી સૂર્યના ઉદયથી ભમરાની જેમ તેનું કષ્ટ નાશ પામે. જો તે તેમ નહીં કરે તો ઇંદ્ર પણ તેને મુક્ત કરવા સમર્થ નથી. " આ પ્રમાણે કહીને તે દેવી વીજળીની જેમ તત્કાળ અદૃશ્ય થઈ. તરતજ બહુ સારૂં એમ કહી તેના સેવકોએ ચંદનની જેમ ગુરૂના ચરણ કમળની રજવડે તે પલ્લીપતિના કપાળમાં તિલક કર્યું તેજ વખતે પલ્લીપતિ સ્વસ્થ અવસ્થાને પામ્યો, અને મોટા હર્ષથી વિનય વડે નમ્ર થઈ ગુરૂને પ્રણામ કરી ખમાવવા લાગ્યો. તે વખતે ગુરૂએ પણ તે પલ્લીપતિને પાપના સંતાપના આવેશને દૂર કરવામાં નીક સમાન અત્યંત પ્રીતિને ઉપજાવ કરનારી વાણી વડે કહ્યું કે—" હે ભદ્ર ! મને કાંઈ પણ દુઃખ લાગ્યું નથી, તેથી મને ખમાવવાની શી જરૂર છે ? કેમકે નીરોગીને ઔષધ શા માટે કરવું જોઇએ ? પરંતુ હું તને એટલું જ કહું છું કે તું આ દુષ્ટ આચરણવાળી કુબુદ્ધિનો ત્યાગ કર. કેમકે દોરડાની જેવી તે કુબુદ્ધિ જીવને ઘસડીને નરક રૂપી કૂવામાં નાંખે છે. હે રાજા ! મોટા ઐશ્વર્યને ભોગવતા છતાં પણ તું અત્યંત નિંદા કરવા લાયક ધાડ પાડવી વિગેરે પાપકર્મને શા માટે ફોગટ કરે છે ? ધનમાં લુબ્ધ થયેલા જે પુરૂષો કૂટ કપટથી બીજાઓ ઉપર દ્રોહ કરે છે, તેઓ પોતાના આત્માને દુઃખ પમાડવાથી પોતાના ઉપર જ દ્રોહ કરનાર થાય છે. જે મૂઢ અધમ પુરૂષો પરના ઉપર દ્રોહ કરીને સમૃદ્ધિ મેળવે છે, તેઓ ઘરમાં આગ મૂકીને પ્રકાશ કરવા ઇચ્છે છે. બીજાને બંધન, વધ, દ્રોહ અને દ્રવ્યહરણ વિગેરે કરવાથી પ્રાણી પરભવમાં જઘન્યથી દશગણું ફળ પામે છે. પરઘરને વિષે દાસપણું કરવું સારૂં છે, અથવા ચિરકાળ સુધી નિર્ધનપણે રહેવું સારૂં છે, પરંતુ બીજાના પર દ્રોહ કરવાથી પ્રાપ્ત થયેલો મોટો વૈભવ પણ સારો નથી. જે પોતાને રૂચતું હોય, તે જ બીજાને પણ કરવું જોઇએ, આ જ અહિંસાદિક ધર્મનું રહસ્ય છે, એમ પંડિતો કહે છે. તેથી કરીને જાણે હણવાને ઇચ્છતો હોય એવા કુમાર્ગનો દૂરથી જ ત્યાગ કરીને મિત્રની જેવા સુખકારક ધર્મને જ અંગીકાર કર " આ પ્રમાણે

કતકના ચૂર્ણની જેવા ગુરૂના ઉપદેશવડે પાપ રૂપી કાદવનો નાશ થવાથી તે પલ્લીપતિનું મન રૂપી જળ સર્વથા પ્રકારે શુદ્ધ થયું. ત્યારપછી પ્રતિબોધ પામેલા તે પલ્લીપતિએ નિરપરાધી ત્રસ જંતુની હિંસાનો તથા સ્થૂલ ચોરીનો જાવજીવ ત્યાગ કર્યો. માર્ગથી ભ્રષ્ટ થયેલો મનુષ્ય જેમ માર્ગને પામે તેમ સમ્યક્ ધર્મને પામીને હર્ષના અંકુરાથી પુષ્ટ થયેલા શુદ્ધ મનવાળા તે પલ્લીપતિએ ગુરૂને વિનંતિ કરી કે—" હે પ્રભુ ! મારા પર કૃપા કરીને આપના ચરણ કમળ વડે મારી પલ્લી પવિત્ર કરો. શું ચંદ્રમા પોતાના કિરણો વડે નીચ મનુષ્યના ઘરમાં પણ પ્રકાશ નથી કરતો ? " આ પ્રમાણે તેના આગ્રહથી ગુરૂ મહારાજ પરિવાર સહિત તેની પલ્લીમાં ગયા. કારણકે **મહાત્માઓ કદાપિ બીજાની પ્રાર્થનાનો ભંગ કરતા નથી.** ત્યારપછી પલ્લીપતિએ પોતાની ભક્તિના સમૂહની જેવો ઉજ્વળ સુવર્ણ ભરેલો થાળ ગુરૂ પાસે ભેટ મૂક્યો, અને હાથ જોડીને બોલ્યો કે—" હે પ્રભુ ! આપની કૃપાથી હું સન્માર્ગને પામ્યો છું, તેથી કૃપા કરીને આ ગુરૂદક્ષિણા ગ્રહણ કરો, " તે સાંભળી શ્રેષ્ઠ મુનિરાજ બોલ્યા કે—" જૈન ધર્મ સર્વથા સંગ રહિત છે, તેથી બ્રાહ્મણોની જેમ અમે કદાપિ ગુરૂ દક્ષિણા ગ્રહણ કરતા નથી. વળી હે નિપુણ ! અમે સુવર્ણાદિક કંઈપણ દ્રવ્ય ગ્રહણ કરતા નથી. કારણકે છાયા અને તડકાની જેમ દ્રવ્ય અને ચારિત્ર પરસ્પર વિરોધી છે. સાધુને વિત્તનું દાન આપવું એ પણ સત્પુરૂષને ઉચિત નથી. કારણકે તેથી વ્રતનો નાશ કરનાર કામ ક્રોધાદિક વૃદ્ધિ પામે છે. સાધુના સંયમ યોગનો ઉપકાર થાય તેટલા માટે તેને શુદ્ધ આહાર અને વસ્ત્રાદિક દેવા યોગ્ય છે. હે પલ્લીપતિ ! તેં અમારા ઉપદેશથી આ શુદ્ધ ધર્મ અંગીકાર કર્યો, તેથી કરીને અમે રાજ્યદાનથી પણ અધિક પ્રસન્ન થયા છીયે. " આ પ્રમાણે ગુરૂનો સંતોષ જોઈને તે પલ્લીપતિ વિશેષ વિસ્મય પામ્યો. કેમકે દંભ રહિત નિર્લોભપણું કોને આશ્ચર્યનું કારણ ન થાય ? ત્યારપછી અંતઃકરણમાં હર્ષ પામેલા તેણે સત્પુરૂષના મનની જેવા નિર્મળ અને નિર્દોષ વસ્ત્રો ગુરૂને વહોરાવ્યાં. દાનની વસ્તુ અને દાતારની શુદ્ધિ જોઈને ગુરૂએ

તેના પુણ્યથી પ્રેરાઇને તે વસ્ત્રો ગ્રહણ કર્યાં. પછી પલ્લીપતિએ અંગીકાર કરેલા ધર્મનો નિર્વાહ કરવામાં તેનું મન દૃઢ કરવા માટે મુનિ મહારાજે પોતે નિઃસંગ છતાં પણ તેની અત્યંત શ્લાઘા કરી કે—" જન્મથી આરંભીને કુમાર્ગમાં તત્પર રહ્યા છતાં પણ તારૂં ચિત્ત ધર્મતત્ત્વમાં લીન થયું, તેથી તું મુનિઓને પણ માનવા યોગ્ય થયો છે. કલ્પવૃક્ષની જેમ દુર્લભ ધર્મને પામી તેનું પાલન કરવાથી તારે મનુષ્યની તથા દેવની સમૃદ્ધિ સુલભ જ થશે; પરંતુ આ ગ્રહણ કરેલા ધર્મને પોતાના આત્માની જેમ સમ્યક્ પ્રકારે પાળજે. કારણકે સત્પુરૂષો પ્રાણનો નાશ થાય તો પણ અંગીકાર કરેલા વ્રતનો ત્યાગ કરતા નથી." આ પ્રમાણે તેને સારી રીતે ઉપદેશ આપીને ગુરૂ મહારાજે અન્યત્ર વિહાર કર્યો. કારણ કે સૂર્યની જેમ મુનિઓનો પ્રકાશ એક જ ઠેકાણે હોતો નથી.

ત્યારપછી તે પલ્લીપતિની બુદ્ધિ સદ્ધર્મ રૂપી બખ્તરવાળી થવાથી તે પૂર્વનાં પાપનો નાશ કરનારી શુભ ભાવનાઓ ભાવવા લાગ્યો કે—" મારા અત્યાર સુધીના જે સર્વ દિવસો દુરાચાર સેવવામાં જ ગયા, તે હમણાં મને શત્રુની જેમ પીડા કરે છે. મને આ ભવમાં જે મનુષ્યાદિક સામગ્રી મળી છે, તે આજે જ સફળ થઈ; કેમકે મને પાપીને પણ આજ સદ્ધર્મ પ્રાપ્ત થયો છે. અહો! આ સમ્યક્ ધર્મમાં દયા રૂપી પુણ્ય કેટલું બધું છે? અહો! કેટલી બધી સત્યતા છે? અને અહો! ચોરીના નિષેધમાં કેટલી બધી પ્રવૃત્તિ છે! આ ધર્મમાં શું શું સુંદર નથી? આવી મારી તુચ્છ પલ્લીમાં પણ ગુરૂમહારાજ પધાર્યા, તે મારવાડ દેશમાં કલ્પવૃક્ષનો અવતાર થયો, એમ હું માનું છું. પાપો વડે મને નરકરૂપી કસાઈખાનાની સમીપે પશુની જેમ લઇ જવામાં આવ્યો, તો પણ દયાળુ ગુરૂએ મારૂં રક્ષણ કર્યું. તે ગુરૂની અતુલ તપની પ્રભા કોને આશ્ચર્યકારક નથી? કારણકે તે પ્રભાએ કરીને ચોકડા વડે સારા અશ્વની જેમ દેવતાઓ સન્માર્ગે ગતિ કરે છે. અહો! તેની નિઃસ્પૃહતા ત્રણ ભુવનમા વખાણવા

લાયક છે. કારણકે તે મુનીશ્વરને મેં સુવર્ણ આપ્યું, તે પણ તેણે ગ્રહણ કર્યું નહીં, હું મહા પાપી છતાં મારા પર ગુરૂની કેટલી મોટી કૃપા ! કે જેણે નિ:સંગ છતાં પણ મારા આગ્રહથી વસ્ત્રો ગ્રહણ કર્યાં, ભવ ભવને વિષે મને આવા કલ્યાણકારક ગુરૂનો સમાગમ થજો, અને વ્યાધિથી પીડા પામતા જીવોને જીવાતુ નામની–ઔષધિ સમાન આ જ સમ્યગ્ધર્મ પ્રાપ્ત થજો. ”

આ પ્રમાણે શુભ ધ્યાન રૂપી શુદ્ધ જળ વડે તે પલ્લીપતિએ પોતાનાં ઘણાં પાપો ધોઇ નાંખ્યાં. પછી અનુક્રમે નિર્મળ આત્મ વાળો તેજ પલ્લીપતિ મરણ પામીને હે ધ્વજભુજંગ રાજા ! તું થયો છે. તેં પુર્વ જન્મમા હર્ષથી મુનિઓને શુદ્ધ વસ્રોનું દાન કર્યું હતું, તે પુણ્યવડે આ મોટું રાજ્ય તને પ્રાપ્ત થયું છે. સૌભાગ્ય, ઉજવળ યશ, દીર્ઘ આયુષ્ય, દેદીપ્યમાન પરાક્રમ, અતુલ સમૃદ્ધિ, ઉત્તમ કુળમાં જન્મ, સર્વ ઇચ્છિતની પ્રાપ્તિ અને અનિષ્ટનો નાશ આ સર્વ પૂર્વ જન્મમાં વાવેલા પુણ્ય રૂપી વૃક્ષનાં ફળો છે. પુર્વ જન્મમાં તેં ધાડ પાડવા વડે જે દુષ્કર્મ કર્યું હતું, તે સર્વ પ્રાયે કરીને ગર્હા નિંદા વિગેરે કરવાથી તરતજ નાશ પમાડયું હતું, અને ક્ષીણ થતાં બાકી રહેલા તે કર્મના વિપાક ( ઉદય ) થી આ ભવમાં તને દ્યૂત અને દરિદ્રપણા વિગેરેનું દુ:ખ પ્રાપ્ત થયું હતું.

આ પ્રમાણે શ્રીયશોધર્મ સૂરિના મુખથી પોતાનો પૂર્વ ભવ સાંભળીને ધ્વજભુજંગ રાજા અંત:કરણમાં આશ્ચર્ય અને આનંદ પામી શુદ્ધ બુદ્ધિ વડે હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે—“ અહો ! પાત્રદાનનો પ્રભાવ વાણીના માર્ગનો પથિક કેમ થઈ શકે ? (વર્ણવી કેમ શકાય ?) કારણ કે વસ્ત્ર માત્રનું દાન કરવાથી મને મોટું રાજ્ય પ્રાપ્ત થયું. પાપોથી હું નરક રૂપી કૂવામાં પડતો હતો તો પણ આ સદ્ધર્મનું ધ્યાન કરવાથીજ તે મને આલંબન રૂપ થયો. ” આ પ્રમાણે વિચાર કરી ઊહાપોહ કરતાં શુદ્ધ અધ્યવસાયને લીધે કર્મનો ક્ષયોપશમ થવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું. ત્યારપછી તે રાજાએ પોતાના પૂર્વ ભવનું ગઈકાલના વૃત્તાંતની જેમ સ્મરણ થવાથી, હર્ષવડે નેત્રોને વિકસ્વર કરી

ગુરૂને કહ્યું કે—" હે ભગવાન્ ! મારો પૂર્વ ભવ આપે બરાબર કહ્યો છે. કેમકે મેં જાતિસ્મરણને લીધે તે ભવ તેજ પ્રકારે યથાર્થ જોયો છે. અહો ! આપનું જ્ઞાન સીમા રહિત છે. કેમકે તે જ્ઞાન વડે ભૂતકાળ અને ભવિષ્યકાળ સંબંધી વૃત્તાંત પ્રત્યક્ષની જેમ જોઈ શકાય છે. જે ધર્મ વડે મારી જેવો પાપી પણ આટલી બધી સમૃદ્ધિને પામ્યો, તે ધર્મ મને કૃપા કરીને આ ભવમાં પણ આપો. " તે સાંભળી યશોધર્મ ગુરૂએ મોક્ષની સંપત્તિનો સાક્ષી રૂપ બારવ્રતો વડે મનોહર શ્રાવક ધર્મ તેને આપ્યો. તે તેણે હર્ષથી ગ્રહણ કર્યો. ચિંતામણિની જેવા દુર્લભ જૈન ધર્મને પામી પ્રસન્ન થયેલો રાજા ધ્વજભુજંગ ગુરૂ મહારાજને વંદના કરી પોતાને ઘેર ગયો. પછી તેણે જનસમૂહની દૃષ્ટિને આનંદ આપનાર અરિહંતનાં ચૈત્યો, આનંદ આપનારી સુવર્ણમય પ્રતિમાઓ, ભક્તિના યોગથી અમૂલ્ય સાધર્મિક વાત્સલ્ય, પાપનો નાશ કરનાર અને મનોહર રચનાવાળી જિનપૂજા, અગણિત ધનને પવિત્ર કરનાર ઘણી તીર્થયાત્રાઓ અને કૃપા રસ રૂપી જળની નીક સમાન અમારી ( જીવદયા ) એ વિગેરે, પુણ્યનાં કાર્યોને પોતાના સમગ્ર દેશમાં વિસ્તારી કેવળ પોતાના આત્માને જ ઉન્નતિ પમાડયો એટલું જ નહીં, પરંતુ અરિહંતના મતને પણ તેણે અત્યંત ઉન્નતિ પમાડયો.

આ પ્રમાણે ચિરકાળ સુધી રાજ્ય ભોગવી તથા ધર્મનું આરાધન કરી તે ધ્વજભુજંગ રાજા સૌધર્મ દેવલોકમાં ગયો. ત્યાંથી ચવીને થોડા ભવમા જ તે સમસ્ત કર્મનો ક્ષય કરી મોક્ષે જશે. આ રીતે સુપાત્રને વિષે વસ્ત્રદાન કરવાના પુણ્યવડે માનવા લાયક ધ્વજભુજંગ રાજાનું અદ્ભુત ચરિત્ર સાંભળીને પુણ્ય બુદ્ધિવાળા ભવ્ય પ્રાણીઓ મુનિઓને શુદ્ધ વસ્ત્રનું દાન કરવામાં નિરંતર તત્પર થાઓ !

## इति दशमः प्रकाशः ॥ १० ॥





# અગ્યારમો પ્રકાશ.



જેણે એકજ ખીરના પાત્રમાંથી તેટલા બધા ( પંદરસો ) તાપસોને પારણું કરાવ્યું, તે શ્રી ગૌતમસ્વામી સત્પુરૂષોને સુખ આપનાર થાઓ.

હવે આ અગ્યારમા પ્રકાશમાં ધર્મને અર્થે ઉપષ્ટંભ દાન આપવાના વિષયમાં પુણ્ય વડે પુષ્ટ થયેલો સુપાત્રને પાત્ર દાન આપવા નામનો આઠમો ભેદ કહેવાય છે. ડાહ્યા પુરૂષોએ પોતાના આત્માને પાત્ર બનાવવા માટે સુપાત્રને ( મુનિને ) પાત્રનું દાન આપવું જોઇએ. કારણકે મુનિધર્મનો ઉપકાર થવાથી તે પાત્રનું દાન મોક્ષનું કારણ છે, એમ ગણધરોએ કહ્યું છે. કેમકે મોક્ષનું કારણ કર્મનો ક્ષય છે, કર્મ ક્ષયનું કારણ ચારિત્ર છે, ચારિત્ર પાળવું શરીરને આધીન છે ( ચારિત્રનું કારણ શરીર છે, ) શરીરની સ્થિતિનું કારણ આહાર છે, અને લબ્ધિ રહિત પુરૂષ પાત્ર વિના આહાર કરવા સમર્થ થતો નથી, તેથી આહારનું કારણ પાત્ર છે. કેમકે લબ્ધિવાળા તીર્થંકરાદિકજ હાથરૂપી પાત્રમાં ભોજન કરી શકે છે. લબ્ધિ રહિત પુરૂષ પાત્ર વિના ભોજન કરે તો તે પશુની જેમ વિડંબના પામે છે, અનેક પ્રાણીઓની વિરાધના કરનાર થાય છે, અને આ યુગના મુનિઓને અલ્પ પણ લબ્ધિ હોતી નથી, તેથી ધર્મના રહસ્યને જાણનાર પંડિતોએ પાત્રને મુક્તિનું કારણ કહ્યું છે. જેમના હાથમાં જળના હજાર ઘડાઓ નાંખ્યા છતાં પણ જાણે મંત્રથી સ્તંભિત કર્યું હોય એમ તેમાંથી એક બિંદુ પણ નીચે પડતું નથી, તેવા જિનેશ્વરો પણ દીક્ષા લીધા પછી પોતાના શિષ્યોને માર્ગ દેખાડવાની ઇચ્છાથી પ્રથમ પારણાને વખતે પાત્ર ગ્રહણ કરે છે. તેમ છતાં જેઓ જિનેશ્વરનું દૃષ્ટાંત આપીને હાથરૂપી પાત્રમાંજ ભોજન કરે છે, તેઓ જિનેશ્વરની આજ્ઞાનો ભંગ કરવાથી માર્ગમાં પ્રવર્તનારા કહેવાય નહીં. તે વિષે શ્રી દશવૈકાલિકમાં કહ્યું છે કે—

" पिंडं सिज्जं च वत्थं च, चउत्थं पायमेव य ।
अकप्पियं न इच्छिज्जा, पडिग्गाहिज्ज कप्पिअं ॥ १ ॥ "

" આહાર, શય્યા, વસ્ત્ર અને ચોથું પાત્ર એ ચારે અકલ્પ્ય હોય તો તેને ઇચ્છવા નહીં, કલ્પ્ય હોય તોજ તે ગ્રહણ કરવા. "

તે પાત્ર યતિઓને તુંબડા વિગેરેનું આપવું યોગ્ય છે, કારણ કે તેવા પાત્રનીજ આજ્ઞા જિનાગમમા કરેલી છે. તે વિષે શ્રી સ્થાનાંગમાં કહ્યું છે કે—

" સાધુ અથવા સાધ્વી ત્રણ પ્રકારના પાત્રને ધારણ કરે અથવા ત્યાગ કરે. તે આ પ્રમાણે—તુંબડાનું પાત્ર ૧, લાકડાનુ પાત્ર ૨ અને માટીનું પાત્ર ૩. " વળી અન્ય મતના શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

" अलाबु दारुपात्रं च, मृन्मयं विदलं तथा ।
एतानि यतिपात्राणि, मुनिः स्वायंभुवोऽब्रवीत् ॥ १ ॥ "

તુંબડાનુ પાત્ર, કાષ્ઠનુ પાત્ર, માટીનું પાત્ર " અને વાંસનું પાત્ર આટલી જાતનાં પાત્રો યતિઓને કલ્પે છે, એમ મનુ નામના મુનિએ કહ્યું છે. "

આચારથી શોભતા મુનિઓને ધાતુના પાત્ર કલ્પે નહીં, કેમકે ધાતુમય પાત્રનો પરિગ્રહ કરવાથી તેનું નિર્ગ્રંથપણું નષ્ટ થાય છે. તે વિષે દશવૈકાલિકમાં કહ્યું છે કે—

" कंसेसु कंसपाएसु, कुंडमोएसु वा पुणो ।
भुंजंतो असणपाणाइं, आयाग परिभस्सई ॥ १ ॥ "

" કાંસામાં, કાંસાના પાત્રમા અથવા ( અન્ય ધાતુના ગૃહસ્થ સંબંધી વાસણમાં ગૃહસ્થના ઘરે ) આહાર પાણીને વાપરતો સાધુ આચારથી ભ્રષ્ટ થાય છે. "

ધાતુનાં પાત્રો રાખવાથી તેના પર મૂર્છા થાય છે. ચોરની શંકા રહે છે. પલિમંથ (ઉપાધિ) થાય છે, અને કજીયો થાય છે. વિગેરે ઘણા અનર્થોનો સમૂહ પ્રાપ્ત થાય છે. તેથી કરીને મુનીઓને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેજ પાત્રનું દાન દેવું યોગ્ય છે. કારણ કે સર્વ

પુણ્ય ક્રિયા જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે કરવાથીજ તે હિતકારક થાય છે. મોક્ષના કારણરૂપ યોગોને વિષે પ્રવૃત્તિ કરનાર તપસ્વીઓને પાત્રનું દાન કરવાથી કોણ મોક્ષસંપત્તિનું પાત્ર નથી થતો ? જે બુદ્ધિમાન્ પુરૂષ વિધિ પૂર્વક સુપાત્ર ( મુનિ ) ને પાત્રનું દાન આપે છે, તેને ધનપતિની જેમ લક્ષ્મીઓ પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે.

## ધનપતિની કથા.

પોતાની સમૃદ્ધિએ કરીને ઈંદ્રના નગરને પરાભવ પમાડનાર અને સમગ્ર પૃથ્વીના અલંકાર રૂપ અચલપુર નામે નગર છે. તે નગરમાં ધનિકના મહેલો મણિની કાંતિથી જ ચોતરફ પ્રકાશિત હતા, તો પણ રાત્રિએ તે ધનિકો મંગળને માટે જ તેમાં દીવા પ્રકટાવતા હતા. તે નગરમાં પરાક્રમ વડે સર્વ દિશાઓને આક્રમણ કરનાર, ઈંદ્રની તુલ્ય પરાક્રમવાળો અને શત્રુ રૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન સૂરતેજ નામનો રાજા હતો. તે રાજાનો [1]ધારાધર ( ખડ્ગ ) યુદ્ધમાં [2]ધારાજળને વિસ્તારતો હતો, તે જ વખતે શત્રુઓના મુખમાં [3]તૃણની ઉત્પત્તિ થતી હતી, એ [4]આશ્ચર્ય છે. તે નગરમાં સર્વ વેપારીઓમાં શિરોમણિ ધનપતિ નામનો શ્રેષ્ઠી રહેતો હતો, તેનો મન રૂપી મત્સ્ય ધર્મ રૂપી જળાશયમાં નિરંતર મગ્ન રહેતો હતો, તે હમેશાં ઉચિતતા પ્રમાણે સુપાત્રાદિકમાં દાન આપીને પોતાના ધનનો સમૂહ અત્યંત કૃતાર્થ કરતો હતો. જેમ મેઘની વૃષ્ટિ વડે નદીઓ વૃદ્ધિ પામે છે, તેમ તેની સંપત્તિ દરેક વેપારમાં પુણ્યના ઉદય વડે પગલે પગલે ( ક્ષણે ક્ષણે ) વૃદ્ધિ પામતી હતી. પરોપકારથી શોભતી અને નિરંતર વૃદ્ધિ પામવાથી મનોહર સંપત્તિ વડે તે સાધારણ ઉદ્યાનની જેમ પ્રસિદ્ધિને પામ્યો હતો. તેની પડોશમાં એક ધનાવહ નામનો વણિક્ રહેતો હતો, તે કૃપણતાદિક દોષોનું નિવાસસ્થાન અને અભાગ્યવંત પુરૂષોનો

---

૧ બીજા પક્ષમા ધારાધર એટલે મેઘ.

૨ ખડ્ગની ધારા રૂપી જળ, મેઘ પક્ષમાં ધારાબંધ જળ

૩ શરણે જતી વખત મુખમાં તૃણ લેવાનો રીવાજ છે

૪ જળની વૃષ્ટિ થાય કે તરત પૃથ્વી પર ઘાસ ઉગતુ નથી, અને અહી તરત તૃણની ઉત્પત્તિ થઇ તે આશ્ચર્ય છે.

શેખર રૂપ હતો. તે દુર્ભાગી જે જે વેપારમા ધન નાંખતો હતો, તે તે વેપારમા હાથમાં રાખેલા જળની જેમ તેમા ખોટ જ આવતી હતી. ચોર વિગેરે પણ તેના ધનને ઉપદ્રવ પમાડતા હતા. કારણ કે દૈવ પ્રતિકૂળ હોય ત્યારે સર્વ પ્રતિકૂળ જ હોય છે. થોડા કાળમાં જ જેમ દાવાનળ વનનો નાશ કરે તેમ તેણે પોતાના પિતાનું સર્વ ધન નાશ પમાડયું. તેનું બાપ દાદાનું પુરાતન ઘર ફાગણ મહિનાના [1]વૃક્ષની જેવું થયું, કારણ કે નિર્ધનપણાને લીધે તેણે કોઈ પણ વખત રીપેર કરાવ્યું ન હોતું. લક્ષ્મીના પતિ ધનપતિ શેઠનો [2]દૃષ્ટિ દોષનો નાશ કરવા માટે જાણે કાજળનો ચાંડલો હોય તેમ તે પાડોશી શોભતો હતો. આવી અવસ્થાવાળા તે બન્નેને જોઇને લોકો તેમને પૂર્વ જન્મના વૃદ્ધિ પામેલા મૂર્તિમાન પુણ્ય અને પાપ હોય તેવા માનતા હતા. તે ધનાવહ વણિકને નિરંતર વિકાસ પામતી દરિદ્રતા એવી ઉપદ્રવ કરવા લાગી કે જેથી તે પોતાનું રહેવાનું ઘર વેચવા પણ તૈયાર થયો તે વખતે તેનું ઘર મૂલ્ય આપીને ધનપતિએ ગ્રહણ કર્યું—વેચાતું લીધું. કારણ કે પુણ્યવાન પુરૂષ જ સર્વ સંપત્તિનું શરણ થાય છે. પછી નિષ્કપટ બુદ્ધિવાળા ધનપતિએ તે ઘર પડાવી ત્યાં નવું મકાન બાંધવાનો આરંભ કર્યો. કારણ કે ધનની વૃદ્ધિ થવાથી ઘર વિગેરેની સમૃદ્ધિ પણ વધે છે તે ધનપતિના હુકમથી કર્મકરો ( દાડીયાઓ ) જાણે કે તેની ગુપ્ત રહેલી મોટી સમૃદ્ધિને પ્રકટ કરવા ઇચ્છતા હોય તેમ ત્યાં હર્ષથી ખોદવા લાગ્યા. તે કર્મકરો ત્યાં ખોદતા હતા તેટલામાં જાણે કે તે શેઠનો પૂર્વ જન્મનો મૂર્તિમાન અગણિત પુણ્યનો સમૂહ હોય એવો મોટો નિધિ પ્રકટ થયો. જાણે કે તેનું પૂર્વનું ઉદયમાં આવેલું મોટું પુણ્ય રૂપી ભોજન જમવા માટે હોય એમ તે નિધાનમાંથી સુવર્ણના વિશાળ થાળો નીકળ્યા, જાણે કે ત્યાંના લોકોના યશરૂપી અમૃતનું પાન કરવા માટે જ હોય એવા મનોહર રૂપાના

---

૧ ફાગણ માસમાં વૃક્ષોનાં પાદડાં ખરી જવાથી ઠુંઠા જેવા તે થઇ જાય છે

૨ કોઇની નજર પડવાનો દોષ દૂર કરવા માટે કપાળમાં મેશનો ચાડલો કરવામાં આવે છે.

કચોળાના સમૂહ તે નિધાનમાંથી નીકળ્યા, તે શેઠને ઘેર આવેલી લક્ષ્મી દેવીને જાણે બેસવા માટે જ હોય એવું સુંદર સુવર્ણનું સિંહાસન તેમાં શોભતું હતું, પુણ્ય લક્ષ્મી રૂપી નવી કન્યાને પરણવા ઈચ્છતા તે શેઠને જાણે અલંકાર કરવા માટે જ હોય એમ અલંકારોની શ્રેણિ તેમાં શોભતી હતી, તે શેઠના મનોરથ પૂર્ણ કરવા માટે જાણે કામકુંભ હોય એવા અદ્ભુત અને દેદીપ્યમાન સુવર્ણના કુંભો ( કળશો ) તેમાં શોભતા હતા, તથા જાણે તે શેઠનો મૂર્તિમાન ગુણોનો સમૂહ હોય એવો નિઃસીમ કાંતિવાળો શ્રેષ્ઠ જાતિવંત રત્નોનો સમૂહ તેમાંથી પ્રગટ થયો. આવા પ્રકારનો નિધિ જોઈને તેનાં નેત્રો આશ્ચર્યવડે વિકસ્વર થયા, અને તત્કાળ હર્ષથી તે ગૃહપતિએ તે નિધિ પોતાના ઘરમાં આણ્યો. આ વાત જાણીને તે ઘરના પ્રથમના સ્વામી ધનાવહ વણિકની બુદ્ધિ લોભથી અંધ થઇ, તેથી તે નિધાન લેવા માટે તેની સાથે કજીયો કરવા લાગ્યો. તે બોલ્યો કે-" મારા પૂર્વજોએ પહેલાં અહીં નિધિ સ્થાપન કર્યો હતો, એમ મેં પ્રથમ વૃદ્ધો પાસે સેંકડો વાર સાંભળ્યું હતું, પરંતુ તે કયે સ્થાને રાખેલો છે તેનો નિશ્ચય નહીં જાણવાથી તેની પ્રાપ્તિને માટે મેં મૂઢમતિએ કોઇવાર પણ આરંભ–ઉદ્યમ કર્યો નહોતો. તેથી આ મારો નિધિ વિચાર કર્યા વિનાજ મને આપી દો, અને પારકું ધન હોવાથી તે તમારે ગ્રહણ કરવું યોગ્ય નથી. " આ પ્રમાણે તે વાચાળે ખોટી કલ્પના કરીને કહ્યું. મૃષા ભાષાથીજ જીવનાર મનુષ્યો કદાપિ સ્ખલના પામતા નથી ત્યારપછી ધનપતિ શ્રેષ્ઠીએ ઉત્તમ પુરૂષને ઉચિત વચન કહ્યું-" હે ભદ્ર ! જો આ તમારો નિધિ હોય તો ખુશીથી ગ્રહણ કરો; પરંતુ આ બાબતમાં ઉત્તમ પુરૂષોની સાક્ષિએ તેની ખાત્રી કરી આપો, કે જેથી શીઘ્રપણે આ નિધિ તમને પ્રાપ્ત થાય." તે સાંભળી તે વણિક્ બોલ્યો કે-" અહો ! આ તમારી કેવી ચતુરાઈ ! કે જેથી મારા ઘરમાંથીજ નીકળેલા નિધિ વિષે મારીજ ખાત્રી માગો છો ! આવી ચતુરાઈનો ત્યાગ કરી મને મારો નિધિ સોંપો, નહીં તો હમણાંજ રાજા પાસે જઈને ફરીયાદી કરીશ. " આ પ્રમાણે ઉન્મત્તની જેમ સ્વેચ્છાએ અસંબદ્ધ પ્રલાપ કરતા તેના ઉપર ક્રોધ પામેલા માર્ગના મુસાફરની બુદ્ધિવાળા, જ્ઞાતિના

વૃદ્ધ પુરૂષોએ તેને કહ્યું કે–" ખોટી કલ્પનાનો વિસ્તાર કરનાર હે વાચાળ ! ઉલ્લંઠની જેમ સંબંધ વિનાનું અને ધર્મ તથા ન્યાયને ઉલ્લંઘન કરનારૂં વચન કેમ બોલે છે ? આટલા કાળ સુધી ( આજ સુધી ) તારા પૂર્વજોએ આ નિધિ અહીં સ્થાપન કર્યો હતો, એવું તારા વંશના કોઈ પણ માણસે અથવા બીજા કોઈએ પૂર્વે કોઇપણ વખત સાંભળ્યું કે જાણ્યું નથી. હમણાં આ શેઠના ભાગ્યથી નિધિ પ્રગટ થયો છે, તો કેમ તું મૂર્ખ માણસની જેમ ફોગટ અસંબદ્ધ પ્રલાપ કરતાં શરમાતો નથી ? પ્રાણીઓને પુણ્યના પ્રસાદથીજ પૃથ્વીપર પગલે પગલે અનેક પ્રકારનાં નિધાનો પ્રગટ થાય છે. તારા ઘરની પૃથ્વીનો આ સ્વામી થયો છે, તેથી નિધિનો સ્વામી પણ એજ છે. કેમકે ગાયનો જે સ્વામી હોય, તે તેના ગર્ભનો પણ શું સ્વામી ન હોય ? કારણ વિનાના વિવાદથી કાંઈ પણ ફળ મળતું નથી, પરંતુ ઉલટું આવી પડતી અનેક વિપત્તિઓનું સ્થાન પ્રાપ્ત થાય છે. જે દુર્બુદ્ધિ અન્યાયથી ધનની આશા કરે છે, તેને ચાર મિત્રોની જેમ આપત્તિઓજ પ્રાપ્ત થાય છે. તે આ પ્રમાણે.—

## ચાર મિત્રોની કથા.

હેમપુર નામના નગરમા રાજા, મંત્રી, શ્રેષ્ઠી અને પુરોહિત એ ચારના ચાર પુત્રો બાલ્યાવસ્થાથીજ મિત્રો હતા. તેઓ સરખી વયવાળા હતા, અને એકને સુખે સર્વ સુખી તથા એકને દુઃખે સર્વ દુઃખી હતા. એકદા તેઓ એકી વખતે વિચાર કરીને દેશાંતરમાં અનેક કૌતુકો જોવાની ઇચ્છાથી ચાલ્યા. અનુક્રમે ઘણો માર્ગ ઓળંગી રાત્રિ સમયે કોઈ અરણ્યમાં તેઓ પહોંચ્યા. ત્યાં ધીર ચિત્તવાળા તેઓએ એક વૃક્ષની તળે રેતાળ પૃથ્વીપર નિવાસ કર્યો. જાગતાને ભય હોતો નથી એવી નીતિને જાણતા હોવાથી તેઓએ અનુક્રમે એક એક પહોર સૌએ જાગતા રહેવું, એવો નિયમ કર્યો. તેમાં પ્રથમ શ્રેષ્ઠીપુત્ર જાગૃત રહ્યો, અને બીજા ત્રણ કુમારો સુઇ ગયા. તે વખતે તે વૃક્ષના શિખર ઉપર શબ્દ થયો કે—" અહીં ઘણું દ્રવ્ય છે, પરંતુ તે અનર્થ સહિત છે. જો તારી ઇચ્છા હોય તો તને તે પ્રાપ્ત થાય. " આવી વાણી સાંભળીને અનર્થથી ભય

પામતા શ્રેષ્ઠી પુત્રે સ્પષ્ટ રીતે ' મા, મા ' એવો શબ્દ કરી તેનો નિષેધ કર્યો. કારણ કે વણિક્લોક ભયનું સ્થાન જ હોય છે. પછી બીજા અને ત્રીજા પહોરમાં પણ મંત્રી પુત્ર અને પુરોહિત પુત્રના વારામાં પણ ભયને જ લીધે તેઓએ તે દ્રવ્યનો આદર કર્યો નહીં. પછી તે ત્રણે સુતા, અને રાજપુત્ર ચોથે પહોરે જાગતો હતો, તે વખતે અત્યંત ઉગ્ર સાહસવાળા તેણે તેજ વાણી સાંભળી. ત્યારે તેણે વિચાર કર્યો કે—" જે ધીર પુરૂષ હોય તેજ પ્રગટ રીતે લક્ષ્મીને ભોગવે છે, પરંતુ કષ્ટને નહીં સહન કરનાર બીકણુ માણસ લક્ષ્મીને ભોગવી શકતો નથી. કેમકે કાન સુવર્ણના અલંકારથી શોભાવાય છે, અને નેત્રમાં મેશ અંજાય છે. " આ પ્રમાણે વિચારીને તે બોલ્યો કે—" ઇચ્છા પ્રમાણે આવ. " ત્યારે તરત જ તેની પાસે દેદીપ્યમાન શરીરવાળો સુવર્ણનો પુરૂષ પડયો. પછી પ્રાતઃકાળે તે સુવર્ણ પુરૂષને જોઇ તે સર્વે હર્ષ પામી આગળ ચાલ્યા, અને રાત્રિની કથા પરસ્પર કહી માર્ગને ટુંકો કરવા લાગ્યા. પછી ભોજન વેળા થઇ ત્યારે કોઈ ગામની સમીપે તેઓ આવી પહોંચ્યા. ત્યાં ભોજન લેવા માટે શ્રેષ્ઠી અને મંત્રીના પુત્રો ગામની મધ્યે ગયા. તેમણે માર્ગમાં વિચાર કર્યો કે—" આપણે જ તે સુવર્ણપુરૂષના સ્વામી થઈએ. " એમ વિચારી તે દુર્બુદ્ધિએ ભોજનને વિષમિશ્રિત કર્યું. પછી તે બન્ને ભોજન લઈને ગામ બહાર આવ્યા. તે વખતે બહાર રહેલા રાજા અને પુરોહિતના પુત્રોએ પણ દુષ્ટ બુદ્ધિથી પ્રથમ વિચાર કરી રાખ્યો હતો, તેથી તે બન્નેને તેઓએ તરતજ તીક્ષ્ણ ખડ્ગ વડે મારી નાંખ્યા. પછી તેઓ પણ તે ભોજન ખાઇને યમરાજને ઘેર પહોંચી ગયા. અત્યંત ઉગ્ર પાપનું ફળ તરતજ મળે છે.

આ રીતે અન્યાયથી તે મિત્રોએ ધનની ઇચ્છા કરી, તેથી આ ભવમાં જ તેઓ મરણ પામ્યા, અને પરલોકમાં નરકની વ્યથા પામ્યા. તેથી કરીને હે ધનાવહ ! જો તું તારા આત્માનું હિત ઇચ્છતો હો તો આ અન્યાયવાળી દુષ્ટ મતિનો દૂરથી ત્યાગ કર, અને આ ખોટો વિવાદ મૂકી દે. " આ પ્રમાણે વૃદ્ધોએ નિષેધ કર્યા છતાં પણ તે ધનાવહે કજીયાનો ત્યાગ કર્યો નહી. સેંકડો

પ્રયાસો કર્યા છતાં પણ કુતરાની પુંછડી વક્રતાનો ત્યાગ કરતી નથી. પછી તે બોલ્યો કે—" હમણાં તમે મને મારો નિધિ આપતા નથી, તો ઠીક છે, જો પ્રભાતે રાજાની સમક્ષ તે નિધિ હું લઉં, તે વખતે મારી શક્તિનું પ્રમાણ તમે જાણજો." એમ કહી તરત જ ત્યાંથી ઉઠી તે પોતાને ઘેર ગયો. અસત્ય ભાષણ કરનાર એવા તેનું મુખ જોવાને જાણે અસમર્થ હોય એમ સૂર્ય તે વખતે બીજા દ્વીપમાં ગયો–અસ્ત પામ્યો. તે વખતે આકાશમાં રહેલા પક્ષીઓ જાણે તેને કહેતા હોય કે–" હે દુષ્ટ ! અસત્ય ભાષણ ન કર, તારૂં મોત નજીક જ આવ્યું છે." એમ શબ્દ કરતા હતા. તે વખતે કેવળ દિશાઓ જ અંધકારના સમૂહ વડે મલિનતાને પામી એટલું જ નહીં, પરંતુ તેનો આત્મા પણ ચોતરફથી પાપના સમૂહવડે મલીનતાને પામ્યો. પછી તે પાપી પોતાને ઘેર જઈ વિચાર કરવા લાગ્યો કે–" હું નિધિને શી રીતે ગ્રહણ કરી શકીશ ? અને તેનો શી રીતે દંડ કરાવી શકીશ." આવા ક્લિષ્ટ પરિણામમાં મગ્ન થયેલો તે સુઈ ગયો. રાત્રિમાં જાણે તેના રૌદ્ર ધ્યાનથી ઉત્પન્ન થયેલ મૂર્તિમાન પાપ જ હોય એવો કૃષ્ણ સર્પ આવીને તેને કરડ્યો. તે વખતે તે નરકના દુઃખની વાનકીને જ જાણે ભોગવતો હોય તેમ એક ઘડી સુધી વિષના આવેશથી તરંગવાળી થયેલી ઉગ્ર વેદનાને ભોગવવા લાગ્યો. જેમ બ્રાહ્મણ ચંડાળનો દૂરથી ત્યાગ કરે, તેમ ' આ પાપીનો સંગ કરવો યોગ્ય નથી ' એમ ધારીને જાણે ત્યાગ કર્યો હોય તેમ તેના પ્રાણોએ તેનો તત્કાળ ત્યાગ કર્યો. અસત્ય ભાષણ કીર્ત્તિનો નાશ કરે છે, સેંકડો વિપત્તિને પ્રાપ્ત કરે છે, દુઃખોને આપે છે, સુખનો નાશ કરે છે, ધર્મને કાપી નાંખે છે, અને પાપને વિસ્તારે છે, તેવા અસત્ય ભાષણનો કયો બુદ્ધિમાન આદર કરે ?

ત્યારપછી ધનપતિ શેઠનું પુણ્ય અને ધનાવહનું તેવા પ્રકારનું પાપ જાણે પ્રત્યક્ષ દેખાડવા આવ્યો હોય એમ સૂર્ય આકાશમાં ચઢ્યો, ધનાવહના મરણનું વૃત્તાંત સાંભળી માણસો પરસ્પર બોલવા લાગ્યા કે–" ખરેખર ધનપતિના પુણ્ય વડે જ તે નિધિ પ્રગટ થયો છે. આ ધનાવહ લોભાંધ થઇને કેવળ અસત્ય જ બોલ્યો છે. પુણ્ય રહિત તે ધનાવહ તે નિધિને જોવા પણ સમર્થ નથી. હહા ! તે અ-

કાળે કેમ મરણ પામ્યો ? અથવા તો તે અસત્યવાદીને આ યોગ્ય જ થયું છે. તેણે નિધિવાળું પોતાનું ઘર વેચીને દૂરથી તજી દીધું, તેથી ખરેખર તે નિર્ભાગી મનુષ્યોનો શિરોમણિ છે, અને દરિદ્ર મનુષ્યોનો અગ્રેસર છે. ધનપતિ શેઠનું અગણિત પુણ્ય જાગૃત છે, કે જેથી તેને પારકા ઘરમાં રહેલું નિધાન પણ પ્રાપ્ત થયું. ખરેખર તેણે પૂર્વ જન્મમાં ઉગ્ર તપસ્યા કરી હશે, કે જેથી સમુદ્રમાં નદીઓની જેમ તેની પાસે લક્ષ્મી પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે લોકોમાં તે બન્નેની કીર્તિ અને અપકીર્તિ ગંગા અને યમુનાના સંગમની[૧] જેમ શોભવા લાગી. ત્યારપછી કોઈ ખળ પુરૂષે રાજાની પાસે તે નિધાનની વાત જાહેર કરી. દુર્જન માણસ બીજાને સંતાપ કરવામાં સર્પ જેવા હોય છે. તે સાંભળી રાજાએ શેઠને બોલાવ્યો, ત્યારે તે તત્કાળ રાજસભામાં ગયો. કારણકે પવિત્ર ચરિત્રવાળા પુરૂષો સર્વત્ર શંકા રહિતજ હોય છે. રાજાએ તેને પૂછયું, ત્યારે તેણે સ્પષ્ટ રીતે સત્ય હકીકત જાહેર કરી. કેમકે કોઈપણ ઠેકાણે અસત્ય બોલવું ન જોઈએ, અને રાજાદિકની સમીપે તો વિશેષે કરીને અસત્ય બોલવું ન જોઈએ. તેનું વચન સમ્યક્ પ્રકારે સાંભળીને રાજાનું મુખ વિસ્મયવડે વિકસ્વર થયું, તેથી તેણે હર્ષ પામી તેને બહુ માન આપી કહ્યું કે—"હે શેઠ ! તમારા ઉત્કૃષ્ટ પુણ્યથી તમને નિધિ પ્રાપ્ત થયો છે. નહીં તો આજ સુધી કેમ તે કોઈ બીજાને પ્રાપ્ત ન થયો ? એ નિધિને ગ્રહણ કરવા માટે તમારી સાથે ધનાવહે કલહ કર્યો, તો તે અન્યાયને જાણે જાણતો હોય એમ સર્પ તેને કરડ્યો તે યોગ્યજ થયું છે. તેથી કરીને મારે પણ તે નિધિ ગ્રહણ કરવો કોઈપણ રીતે યોગ્ય નથી. કેમકે નહીં ગ્રહણ કરવા લાયક વસ્તુને ગ્રહણ કરતો રાજા શુભ ફળને પામતો નથી. તે વિષે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

"अनादेयं न गृह्णीयात्, परिक्षीणोऽपि पार्थिव ।
न चादेयं समृद्धोऽपि, सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥"

---

૧ ગંગાનું જળ શ્વેત અને યમુનાનું કાળું હોય છે તેવી કીર્તિ અને અપકીર્તિની ઉપમા ઘટે છે

" રાજા ધનથી ક્ષીણ થયો હોય તો પણ તેણે નહી ગ્રહણ કરવા લાયક વસ્તુ ગ્રહણ કરવી જોઇએ નહીં, અને સમૃદ્ધિવાળો હોય તોપણ તેણે ગ્રહણ કરવા લાયક અલ્પ વસ્તુનો પણ ત્યાગ કરવો જોઈએ નહીં. "

તેથી કરીને તે નિધાનને તું પોતેજ ગ્રહણ કર, અને ઈચ્છા પ્રમાણે તેનો ઉપભોગ કર. જેમ તારા સુકૃતે તને તે નિધિ આપ્યો તેમ મેં પણ તને આપ્યો છો. " એમ કહીને રાજાએ તે ઉત્તમ શ્રેષ્ઠીને સત્કાર પૂર્વક રજા આપી, ત્યારે તે પોતાને ઘેર ગયો, અને તે ખળ પુરૂષનું મુખ કાળુ થયું. પછી શુભ દિવસે સર્વ શુભ લક્ષણોથી પરિપૂર્ણ તે નવા ઘરમાં તે શ્રેષ્ઠીંદ્ર નિવાસ કર્યો. વર્ષા-ઋતુના મેઘની જેમ લોકોને પ્રસન્ન કરતા અને પુણ્યરૂપી ઉદ્યાનને વૃદ્ધિ પમાડતા ઉત્સવો તેને ઘેર પ્રવર્તવા લાગ્યા. તે નિધિવડે તેના ત્રણ પુરૂષાર્થો નિરંતર વૃદ્ધિ પામવા લાગ્યા. કારણકે સત્પુરૂષની લક્ષ્મી દાન અને ભોગને માટેજ હોય છે.

એકદા તે નગરના ઉદ્યાનમાં જેના જ્ઞાનરૂપી અરિસામાં ત્રણ ભુવનનું પ્રતિબિંબ પડતું હતું અને જેણે અંત:કરણના કર્મરૂપી મેલને ધોઈ નાંખ્યો હતો એવા કેવળી ભગવાન પધાર્યા. તે વખતે ભક્તિથી દેદીપ્યમાન દેવતાઓએ જાણે ધર્મરૂપી લક્ષ્મીને ક્રીડા કરવા માટેજ હોય એવું વિશાળ સુવર્ણકમળ રચ્યું. શુદ્ધ પક્ષ[1] વડે શોભતા અને તત્ત્વ અતત્ત્વના વિવેકને કરનાર તે શ્વેતાંબર મુનિ હંસની જેમ તે કમળ ઉપર બેઠા. તેમનું આગમન સાંભળીને હર્ષના સમૂહથી શોભતા રાજા, શ્રેષ્ઠી અને પુરના લોકો તેમને વાંદવા આવ્યા. ત્રણ પ્રદક્ષિણા કરી ચંદનની જેમ પૃથ્વીની રજવડે હર્ષથી પોતાને કપાળે તિલક કરતા તેઓએ તે મુનીશ્વરને પ્રણામ કર્યા. ત્યારપછી કુમાર્ગે જતા પ્રાણીઓને સન્માર્ગે લાવવા માટે જાણે શબ્દ કરતા હોય એવા ધર્મગુરૂ જળથી ભરેલા મેઘની ગર્જના જેવી ગંભીર વાણીવડે બોલ્યા કે-" રૂપ, આયુષ્ય, નીરોગતા અને બળ વિગેરે સામગ્રી સહિત મનુષ્ય જન્મને પામીને પોતાના આત્માનું

---

૧ સાધુનો પરિવાર અથવા માતા પિતાનો પક્ષ. હંસના પક્ષમા પક્ષ એટલે પાંખો.

હિત કરવા તત્પર થયેલા બુદ્ધિમાન મનુષ્યોએ નિરંતર ધર્મને વિષે યત્ન કરવો જોઈએ શરીર, ધન અને બાંધવોથી પણ ધર્મ સ્પષ્ટ રીતે વિશેષપણાને ધારણ કરે છે. કેમકે આ ધર્મ પ્રાણીને એકાંતપણે હિતકારક અને પરલોકમાં સાથે જનાર છે, પરંતુ શરીર વિગેરે તેવા પ્રકારના નથી. જેમનો પ્રભાવ પ્રસિદ્ધ છે એવા કલ્પવૃક્ષ, ચિંતામણિ રત્ન અને કામકુંભ વિગેરે પદાર્થો ધર્મરૂપ રાજાના જ વશવર્તી છે, અને તેનાજ રાજ્યમાં તેઓ કિંકરપણું કરે છે. જેમ ગુણોના સમૂહવડે વિશાળ યશ પ્રાપ્ત થાય છે, તેમ આ ધર્મવડે વિશાળ રાજ્ય પ્રાપ્ત થાય છે, અને કુહાડાવડે વનની જેમ આ ધર્મવડે સમગ્ર દુઃખનો સમૂહ મૂળ સહિત ઉખેડી નંખાય છે. જેમ મલિન વસ્ત્ર જળવડે શુદ્ધ થાય છે, તેમ અનંત ભવમાં એકઠાં કરેલાં ઘણાં પાપવડે મલિન થયેલો આ જીવ પણ ક્ષણવારમાં ધર્મવડે નિર્મળ થાય છે. દુર્ગતિમાં પડતા પાપી પ્રાણીઓને તત્કાળ ધારણ કરવાથી અને સુગતિમાં સ્થાપન કરવાથી પંડિતોએ તેનું નામ ધર્મ પાડયું છે. ધર્મ આ ભવમાં જ કીર્તિ, સદ્બુદ્ધિ, પ્રતિષ્ઠા અને વિવિધ પ્રકારની સમૃદ્ધિ આપે છે, તથા પરલોકમાં વિચારમાં ન આવી શકે તેવી અદ્ભુત સ્વર્ગની સંપત્તિ અને મોક્ષની સંપત્તિ આપે છે. તેથી કરીને આત્માનું હિત ઇચ્છનાર પુરૂષે રાત્રિ દિવસ શ્રી જૈન ધર્મની જ સેવા કરવી. કેમકે યથાર્થ ઉપાય કર્યા વિના સમ્યક્ પ્રકારે ઉપેય[1] ( કાર્ય ) ની સિદ્ધિ થતી નથી. તે ધર્મ દાન, શીળ, તપ અને ભાવ એ ભેદથી ચાર પ્રકારનો છે. તેમાં દાન એ સર્વ સુખ સંપત્તિનું કારણ છે. દેશથી અથવા સર્વથા પ્રકારે શીળ વ્રતનું પાલન કર્યું હોય તો તે સુખનો વિકાસ કરે છે, ગૃહસ્થોના યશને વૃદ્ધિ પમાડે છે અને લક્ષ્મીને પ્રાપ્ત કરે છે. છ પ્રકારે બાહ્ય અને છ પ્રકારે આભ્યંતર એ રીતે બાર પ્રકારનો તપ કહેલો છે, તે પૂર્વે ઉપાર્જન કરેલા દુષ્કર્મ રૂપી વૃક્ષને બાળી નાંખવામાં દાવાનળ સમાન છે. પંડિતોના મનરૂપી પૃથ્વીને વિષે ઉગેલા સમસ્ત પ્રકારનાં પુણ્યરૂપી ધાન્યો શુદ્ધ ભાવનારૂપી જળનો યોગ–સંબંધ થવાથી ફળ આપનાર થાય છે. ગૃહસ્થીઓનું વિશેષે કરીને દાનધર્મમાજ ઉપયોગીપણું છે. કારણકે દાનવડે શણગારેલી લક્ષ્મી ગૃહસ્થી ઉપર સ્નેહ-

૧ પામવા લાયક વસ્તુ.

વાળી થાય છે. જેમ કતકના ચૂર્ણવડે જળ શુદ્ધ થાય છે, અને જળવડે વસ્ત્ર શુદ્ધ થાય છે, તેમ દાનવડે ગૃહસ્થોનું ધન શુદ્ધ થાય છે. સર્વ પ્રકારનાં દાનોમાં પાત્રદાન શ્રેષ્ઠ છે. કારણકે દાનની શ્રેષ્ઠતા વિના તેના ફળની શ્રેષ્ઠતા થતી નથી. અહો ! પાત્રનો પ્રભાવ કેવો છે ? કારણકે ચિત્તના આહ્લાદ પૂર્વક થોડું દાન કર્યું હોય તો પણ તે સ્વર્ગ અને મોક્ષની સંપત્તિનું કારણ થાય છે. સુપાત્ર દાનની સેવા કરવાથી ભવ્ય પ્રાણીઓ પરભવમા સંપત્તિનું સ્થાન થાય છે, અને પાત્રદાનની વિરાધના કરવાથી આપત્તિનું સ્થાન થાય છે. આ બાબતમાં ધનપતિ શેઠ અને ધનાવહ વણિકનું દૃષ્ટાંત સ્પષ્ટજ છે, તે તમે પ્રત્યક્ષજ જુઓ. ”

આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળીને રાજા વિગેરે સભાસદોએ હર્ષ અને આશ્ચર્યવડે વિકસ્વર નેત્રવાળા મુખને ધારણ કર્યું. તથા “ અહો ! ગુરૂમહારાજની મારાપર કેટલી બધી કૃપા છે ? કે જેથી કરીને મારૂંજ ઉદાહરણ તેમણે આપ્યું. ” એમ વિચારી ધનપતિનાં નેત્ર વિશેષ હર્ષથી વિકાસ પામ્યાં. ત્યારપછી તે શ્રેષ્ઠીશ્વરના પૂર્વ પુણ્યને સાંભળવામાં કૌતુકી થયેલા રાજાએ હર્ષથી કેવળી ભગવાનને પૂછયું કે—“ હે પ્રભુ ! પૂર્વ જન્મમા ધનપતિ શ્રેષ્ઠીએ શી રીતે પાત્રદાનની આરાધના કરી ? અને ધનાવહ વણિકે શી રીતે વિરાધના કરી ? તે વાત કૃપા કરીને કહો. ” ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—

સુંદર નામના ગામમાં સૂર અને ધીર નામના બે કુટુંબી વસતા હતા. તેમાં સૂર સ્વભાવથીજ દયાળુ અને સરળ સ્વભાવનો હતો. જેઓનું કલ્યાણ સમીપે રહ્યું હોય તેઓની બુદ્ધિ સન્માર્ગના સંગવાળીજ હોય છે. તેના હૃદયમા સાધુ ઉપરનો રાગ અત્યંત વિકાસ પામતો હતો. બળતાનો રંગ સ્ત્રીઓના ભૂષણને માટેજ હોય છે. પરંતુ બીજો ધીર તો પોતાના દુષ્કર્મના અત્યંત ઉદયને લીધે ધરાબના વનમાં ઉંટની જેમ ધર્મમાં વિમુખ હતો તે બન્નેનાં ઘર પાસે પાસે હોવાથી તેમને પરસ્પર પ્રીતિ હતી. પરંતુ હંસ અને બગલાની જેમ તેમના સ્વભાવમા ઘણો તફાવત હતો. એકદા સૂરને ઘેર જાણે કે તેના પુણ્યથી પ્રેરાયા હોય તેમ મુનિઓ શિષ્યને

માટે પાત્રની યાચના કરવા આવ્યા. તેમને જોઇને તે સૂરે પ્રથમ ભક્તિ પૂર્વક તેમને નમસ્કાર કર્યા, અને પછી હાથ જોડીને બોલ્યો કે—" અહો ! આપનું મન મારા ઉપર પણ પ્રસન્નતા વડે કેટલું બધું નિર્મળ છે ! કારણ કે આ ગામમાં સમૃદ્ધિવાળા વેપારીઓનાં ઘરો ઘણાં છે, તેમને છોડીને અકસ્માત્ વગર બોલાવ્યા આપ મારે ઘેર પધાર્યા. આપ પૂજ્યોની સમદૃષ્ટિ જગતમાં આશ્ચર્યકારક છે. કારણ કે ધનાઢ્ય અને નિર્ધન સર્વને વિષે આપની તુલ્ય વૃત્તિ છે. મારા પર કૃપા કરીને આ શુદ્ધ આહારાદિકને ગ્રહણ કરો, અથવા બીજી કોઇપણ વસ્તુનો આપને ખપ હોય તો તે શીઘ્રપણે માગો." આ પ્રમાણે શુદ્ધ ભક્તિથી બોલતા તેને મુનિઓએ કહ્યું કે—" અમે શિષ્યને માટે પાત્રું લેવા તમારે ઘેર આવ્યા છીયે." તે સાંભળીને હર્ષ પામેલો સૂર તત્કાળ ઘરમાં ગયો, અને કોઇ ઠેકાણે પડેલું શુદ્ધ પાત્ર હતું, તે લઈ જેટલામાં તે દેવા આવે છે, તેટલામાં કાંઇ કાર્ય પ્રસંગે તેનો મિત્ર ધીર તેના ઘરમા આવ્યો. તેણે મુનિને પાત્રાનું દાન કરતો જાણી કહ્યું કે—" હે મિત્ર ! નેત્રને પ્રીત કરનારૂં આવુ પાત્ર મૂલ્ય લીધા વિના આ યતિઓને કેમ આપી દેવા ઇચ્છે છે ? આ યતિઓ શૌચ આચારથી રહિત, બીજાઓને ઠગવામાં ચતુર અને માયાકપટનુંજ ઘરરૂપ છે. તેમને દાન આપવું ઉચિત નથી. વળી આ પાત્ર વેચવાથી તને ધનનો ઘણો લાભ પ્રાપ્ત થશે. તેથી કરીને આ યતિઓને ફોગટ આપીને તું ગુમાવી ન દે." આ પ્રમાણે કર્ણને કરવતના જેવું તેનું કઠોર વચન સાંભળી સૂરના મનમાં ક્રોધ ઉત્પન્ન થયો, તેથી તેણે સ્પષ્ટ રીતે કઠોર વચનથી તેને કહ્યું કે—" અરે મૂઢ ! આવું નિંદ્ય વચન તું કેમ બોલ્યો ? કયો બુદ્ધિમાન આ તપસ્વીઓની નિંદા કરે ? સર્વ પાપથી નિવૃત્તિ પામેલા અને પુણ્યકર્મમાંજ પ્રવર્તેલા આ યતિઓ પૂજવાને યોગ્ય છે, તેમની નિંદા કરતા કેમ તને લજ્જા ન આવી ? હે મૂર્ખ ! ત્રણ જગતને વાંદવા લાયક આ પવિત્ર મુનિઓને જો દાન ન દેવાય, તો બીજા કોને દાન દેવું ? તે તુ કહે. આ યતિઓને દાન દેવાથી શ્રેષ્ઠ ક્ષેત્રમાં વાવેલા બીજની જેમ અત્યંત ઉત્કૃષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે.' આ પ્રમાણે વાદ કરવાથી તેનો પરાજય કર્યો, પરંતુ તેને દુષ્ટ પરિ-

ધ્યુમથી પરાજય કરી શક્યો નહીં, પછી તે પાત્ર લઈને સાધુની પાસે આવ્યો. પોતાના અંતઃકરણમાં હર્ષ નહીં માવાથી જાણે બહાર પ્રસરતા સર્વ અંગોને વિષે હર્ષને ધારણ કરતો હોય તેમ હર્ષના રોમાંચની કોટિને ધારણ કરતો તથા પોતાના ચિત્તની જેવું નિર્દોષ તે પાત્રને હાથમાં રાખી જાણે પુણ્યને માગતો હોય તેમ વિનયપૂર્વક તેણે મુનિઓને વિનંતિ કરી કે—"મારાપર કૃપા કરીને આ શુદ્ધ પાત્ર ગ્રહણ કરો." ત્યારે મુનિઓએ પણ તે પાત્રની શુદ્ધિ જાણી તેને ગ્રહણ કર્યું; અને પોતાના ઉપાશ્રય તરફ ચાલ્યા, તે વખતે તે સૂર જાણે પાત્ર આપીને સંપદા ગ્રહણ કરવારૂપ [1]વિનિમયને દૃઢ કરતો હોય તેમ હર્ષવડે સાત આઠ પગલા તેમની પાછળ ગયો. સમ્યક્ પ્રકારની ભક્તિથી મુનીશ્વરોની પાછળ જઈને ઘેર આવી હર્ષથી પૂર્ણ થયેલો સૂર શુદ્ધ બુદ્ધિથી વિચાર કરવા લાગ્યો કે—"હું માનું છું કે આજે મારો આત્મા પુણ્યશાળીઓમાં અગ્રેસર થયો છે. કારણ કે આજે મુનિઓએ પોતાના ચરણકમળવડે મારૂં ઘર પવિત્ર કર્યું. આજે મારૂં પાત્ર મુનિઓના ઉપકાર માટે થયું, તેથી મારી સંપત્તિ કૃતાર્થ થઈ, અને મારૂં જીવિત પણ સફળ થયું." આ પ્રમાણે નિરંતર પ્રસરતી અનુમોદનારૂપ નીકવડે તેણે પોતાનું પાત્ર દાનરૂપી પુણ્યવૃક્ષ પ્રફુલ્લિત કર્યું. અનુક્રમે નિર્મળ અંતઃકરણવાળો તે સૂર શુદ્ધ વિધિ પ્રમાણે મરણ પામી આ શિષ્ટ જનોમાં અગ્રેસર ધનપતિ શ્રેષ્ઠી થયો છે. એણે પૂર્વભવમાં સાધુઓને શ્રદ્ધાથી હર્ષવડે જે પાત્રનું દાન કર્યું હતું, તે પુણ્યવડે આ પોતે સુવર્ણના કુંભ વિગેરે સંપત્તિનો સ્વામી થયો છે. પ્રાણીઓને જે અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, જે મોટું સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે, જે શાશ્વત પ્રભાવની પ્રાપ્તિ થાય છે, જે અત્યંત કીર્તિ વિસ્તારને પામે છે, જે નિરંતર સુખવડે મનોહર દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે, તથા જે આપત્તિ રહિત કેવળ સંપત્તિ જ પ્રાપ્ત થાય છે, તે સર્વ સુપાત્રને આપેલા વિત્તનો મહિમા દંભ રહિત જયવંત વર્તે છે.

[1] બે વસ્તુની અદલ બદલ કરવી હોય તે વિનિમય કહેવાય છે.

તથા તે દુષ્ટ અધ્યવસાયવડે ધીરે અત્યંત અશુભ કર્મ ઉપાર્જન કર્યું હતું, તેથી તે મરીને આ દરિદ્ર ધનાવહ થયો હતો. તે દુષ્ટ બુદ્ધિએ પૂર્વ જન્મમાં પાત્ર દાનનો નિષેધ કર્યો હતો, તે પાપને લીધે તેને જાવજીવ પર્યંત દરિદ્રતા જ રહી હતી, તેમજ અકાળે કાળ સર્પે તેને કાળધર્મ પમાડ્યો. દાન ધર્મની વિરાધના કરનારને ડગલે ડગલે આપદાઓ પ્રાપ્ત થાય છે, જે મનુષ્યો દાન ધર્મને કરતા નથી, તેઓને અધમ જાણવા, તથા જેઓ દાન ધર્મ કરનાર અન્ય જનને નિષેધ કરે છે, તેઓ અધમમાં પણ અધમ છે, એમ જાણવું. તેથી કરીને હે બુદ્ધિમાન ભવ્ય જીવો! પાત્ર દાનાદિક ધર્મમાં યત્ન કરો, અને બીજાઓને પણ તે ધર્મમાં ઉત્સાહ આપવા સાવધાન થાઓ.

આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળીને રાજા વિગેરે સર્વ સભાસદો અત્યંત હર્ષ પામ્યા, અને પાત્ર દાન કરવામાં આદરવાળા થયા. પોતાનો પૂર્વભવ સાંભળીને શ્રેષ્ઠીશ્વર ધનપતિ મનમાં અત્યંત હર્ષ પામ્યો, અને "સુપાત્રને પાત્ર માત્રનું જ દાન કરવાથી મને કેટલું બધું ફળ મળ્યું ?" એમ શુભ ધ્યાન કરવાથી તત્કાળ જાતિસ્મરણ જ્ઞાનને પામ્યો, અને જેવું ગુરૂએ કહ્યું તેવુંજ પોતાનું સર્વ વૃત્તાંત તેણે સાક્ષાત્ જોયું. પછી શ્રેષ્ઠીએ ગુરૂને કહ્યું કે—"હે ભગવાન! આપના વચનરૂપી દીવાને પામવાથી અજ્ઞાનરૂપી અંધકારના સમૂહમાં પણ મેં મારો પૂર્વ ભવ જોયો, અને જૈન ધર્મનું શ્રેષ્ઠ ફળ મળે છે એમ મેં જાણ્યું. કેમકે તે કલ્પવૃક્ષની જેમ તત્કાળ મનવાંછિત લક્ષ્મીને આપનાર છે. તેથી સંસાર પર્યંત મને ભવ ભવને વિષે આ ધર્મ જ શરણરૂપ હો. હે પ્રભુ! હમણાં પણ મને કૃપા કરીને તેજ ધર્મ આપો." આ પ્રમાણે વિનંતિ કરીને તેણે ગુરૂ પાસે હર્ષથી મુક્તિરૂપી સ્ત્રીની દૂતી સમાન દેશવિરતિ ગ્રહણ કરી, અને આજથી આરંભીને મારે મુનિઓને શુદ્ધ પાત્રનું દાન નિરંતર કરવું એ પ્રમાણે શુદ્ધ ભાવથી જીવન પર્યંતનો અભિગ્રહ ધારણ કર્યો. તે વખતે રાજા વિગેરે બીજા લોકોએ પણ સમકિત વિગેરે ધર્મનો સ્વીકાર કર્યો. જે ધર્મનું ફળ પ્રત્યક્ષ જ જોવામાં આવ્યું હોય તેવા શ્રેયકારક ધર્મનો કોણ બુદ્ધિ-

માન આદર ન કરે ? ત્યારપછી રાજા, પુરજનો અને ધનપતિ શ્રેષ્ઠી વિગેરે સર્વે કેવળી ભગવાનને નમસ્કાર કરી અંતઃકરણને ધર્મ મ બનાવી પોતપોતાને ઘેર ગયા. સદાચાર પાળવામાં આદરવાળા તે શ્રેષ્ઠી મોટા રાજ્યની જેમ અરિહંત ધર્મને પામીને તેને હર્ષથી પાલન કરવા લાગ્યો, તે શ્રેષ્ઠ ભક્તિથી જિનેશ્વરની પૂજા કરવા લાગ્યો, તેણે ચિત્તને પ્રસન્ન કરનારા જિન ચૈત્યો કરાવ્યાં, તે શુદ્ધ અન્ન જળવડે મુનિઓને પ્રતિલાભતો હતો, સાધર્મિકોને ભોજનાદિકવડે અત્યંત સન્માન કરતો હતો, તીર્થ યાત્રાદિકવડે પ્રાપ્ત થયેલી શાસનની ઉન્નતિરૂપ શરાણ ઉપર નિરંતર સમકિતરૂપી રત્નને અત્યંત તેજસ્વી કરતો હતો, હિતકારક ધર્મક્રિયામાં કુશળ બુદ્ધિવાળો તે પાપરૂપી વ્યાધિને હણવા માટે ઔષધની જેમ બે વાર આવશ્યક ક્રિયા કરતો હતો, પંચસમિતિ પાળવામાં પ્રયત્નવાળો અને ધૈર્યનો નિધિ સમાન તે પર્વને દિવસે આભ્યંતર શત્રુઓને હણવા માટે અર્જુની જેવા પૌષધવ્રતને ગ્રહણ કરતો હતો, અને ઉદાર ચિત્તવાળો તે નિરંતર મોક્ષ લક્ષ્મીરૂપી સ્ત્રીને વશ કરવાનો જાણે મંત્ર હોય એવા નમસ્કાર મંત્રનું સ્મરણ કરતો હતો. આ પ્રમાણે ચિરકાળ સુધી અદ્ભુત પુણ્યક્રિયાવડે પવિત્ર થયેલા પોતાના આયુષ્યને પરિપૂર્ણ ભોગવીને વૃદ્ધિ પામતા અધ્યવસાયવડે શુદ્ધ તે શ્રેષ્ઠીશ્વર સ્વર્ગની સમૃદ્ધિને પામ્યો. ત્યાંથી ચવીને ઉત્તમ કુળમાં જન્મ લઈ પ્રથમ ઉત્કૃષ્ટ સમૃદ્ધિને પામી પછી પવિત્ર ચારિત્ર અંગીકાર કરી સમગ્ર કર્મનો ક્ષય કરી મોક્ષ પામશે. હે બુદ્ધિમાન ભવ્યો ! આ પ્રમાણે મુનિને પાત્ર દાન કરવાથી પ્રાપ્ત થયેલા પુણ્યના પ્રભાવથી મનોહર ધનપતિનું અદ્ભુત ચરિત્ર સાંભળીને પાત્રનું દાન કરવામાં સાવધાન થાઓ, કે જેથી તમોને મોક્ષ સુખની લક્ષ્મી પોતાની ઇચ્છાથી જ વરે.

## इति एकादशः प्रकाशः ११





# બારમો પ્રકાશ ૧૨.



જેનું આગમ ગુણદોષનો વિવેક કરવામાં અત્યંત સમર્થ છે, તે શ્રીવર્ધમાન સ્વામી અમારી સમૃદ્ધિને વૃદ્ધિ પામતી કરો.

હવે આ બારમા પ્રકાશમાં ગુણ દોષનું વ્યાખ્યાન કહેવામાં આવશે. કારણ કે ગુણવાળું અને દોષ રહિત જો દાન આપવામા આવે તો જ તે મુક્તિનું કારણ થાય છે. આશંસા ૧, અનાદર ૨, પશ્ચાત્તાપ ૩, વિલંબ ૪ અને ગર્વ ૫ આ પાંચ દાનના દોષો કહેલા છે, અને; તેનાથી ઉલટા ગુણો કહેલા છે. તેમાં અલ્પ બુદ્ધિવાળા દાતારો દાનનું ફળ મોક્ષ સિવાય બીજું કાંઇ પણ ઇચ્છે, તે પંડિતોએ આશંસા દોષ કહ્યો છે. તે આશંસા આ લોક સંબંધી તથા પરલોક સંબંધી એમ બે પ્રકારે પંડિતોએ કહેલી છે. તેમાં દાતારને જે આ લોક સંબંધી કીર્તિ વિગેરેની ઇચ્છા થાય, તે પહેલી ઇહલોક આશંસા કહેવાય છે. સર્વ સમૃદ્ધિને આપનાર દાન વડે આ લોક સંબંધી ફળને ઇચ્છતો રંક પ્રાણી દાણાની એક મુઠી વડે મોટા રત્નને વેચે છે. પુણ્યની ઇચ્છાવાળા પુરૂષે કીર્તિને માટે દાન કરવું યોગ્ય નથી. કારણકે કીર્તિની ઇચ્છાથી બુદ્ધિમાં કિલષ્ટ પરિણામ ઉત્પન્ન થાય છે, અને તેથી તે દાનના પુણ્યને હારી જાય છે; તેમજ કીર્તિ મેળવવાના હેતુથી તેના ઉપાય રૂપ ગીતાદિકેમાં આદર કરવાથી તે સત્ય કીર્તિને પામતો નથી, પરંતુ ઉલટો સત્યપુરૂષોમાં હાંસીને પામે છે. ખેડેલી પૃથ્વીમાં બીજની જેમ પાત્રમાં આપેલું

દાન ઘણા ફળવાળું થાય છે, કારણ કે સુપાત્ર દાનમાં જ દાતારનો શુદ્ધ પરિણામ સંભવે છે. જેને કીર્તિ મેળવવાની ઇચ્છા હોય છે તે પુરૂષની બુદ્ધિ પ્રાયે કરીને પાત્રને વિષે આનંદ પામતી નથી. કારણકે પોતાની કીર્તિ રૂપી વાંછિતને સિદ્ધ કરવા માટે તેનો આદર પાત્ર સિવાય બીજાને વિષે જ હોય છે. ઉત્તમ પુરૂષે પોતાના વાંછિત કાર્યની સિદ્ધિ માટે અથવા તો અનર્થના નાશને માટે કદી દાન દેવું નહીં. કારણકે પ્રાણીઓને ઇચ્છિત કાર્યની સિદ્ધિ થવી કે અનર્થનો નાશ થવો તે તો પોતાના પૂર્વજા કરેલા કર્મને આધીન છે. વળી કાંઇ પણ આશંસા નહીં રાખનાર પ્રાણી સુપાત્રનો યોગ અને પોતાના ભાવની ઉગ્રતા વિગેરેને લીધે કદાચ આ ભવમા પણ તેનું ફળ પામે છે, પરંતુ આશંસા રાખનાર તો કદી પામતો નથી. આ વિષયમાં પાડોશમાં રહેનારી બે વૃદ્ધ સ્ત્રીઓનું દૃષ્ટાંત સાંભળો.—

## બે વૃદ્ધ સ્ત્રીઓની કથા.

શ્રી મહાવીરસ્વામી છદ્મસ્થ અવસ્થાએ વિચરતા કોઇક ગામમાં પારણાને માટે કોઇક વૃદ્ધ સ્ત્રીને ઘેર ગયા. તે વૃદ્ધાના શરીરની સાતે ધાતુઓ જીવાદિક તત્વના વચનવડે વાસિત થયેલી હતી, તેથી તે આનંદ રસના તરંગોથી રોમાંચિત થઇ, એકદમ ઉભી થઇ અને ભગવાનની સન્મુખ ગઇ, એ વિગેરે આદર પૂર્વક તેણે ભક્તિથી જિનેશ્વરને શુદ્ધ આહાર વહોરાવ્યો. તે વખતે તેના આંગણામાં દેવતાઓએ હર્ષથી સુગંધિક પુષ્પ અને જળની વૃષ્ટિ કરી, સાડા બાર કરોડ સોનૈયાની વૃષ્ટિ કરી, આકાશમાં દુદુંભિનો નાદ કર્યો, અને અહો ! દાન ! અહો ! દાન! એ પ્રમાણે વારંવાર સ્તુતિ કરી દેવતાઓ સ્વર્ગમાં ગયા. આ સર્વ તેની પડોશમાં રહેતી એક વૃદ્ધ દરિદ્રી સ્ત્રીએ પોતાની નજરે જોયું, તેથી તે વિચાર કરવા લાગી કે—" અહો ! ધનની પ્રાપ્તિનો ઉપાય મને હાથ લાગ્યો." પછી એક દિવસે તેણીએ મનમાં હર્ષ પામી કોઇ સાધુના વેષથી આજીવિકા કરનારને નિમંત્રણ કર્યું, ઉત્સુક મનથી તેને મિષ્ટાન્ન આપવા આવી, હર્ષથી મિષ્ટાન્ન આપતી તે વૃદ્ધા નેત્રોને વિકસ્વર કરી વારંવાર આકાશ સામે જોવા લાગી. આ પ્રમાણે ચેષ્ટા કરતી તેણીને જોઇ તે

વેષધારી બોલ્યો કે—" હે ભદ્રે ! તું વારંવાર ઉંચુ મુખ કરીને શું જુએ છે ? વૃદ્ધા બોલી કે—" આકાશમાંથી સુવર્ણ ક્યારે પડશે ? કેમ હજુ પડતું નથી ? તે હું જોઉં છું. " તે સાંભળી તે યતિ ફરી બોલ્યો કે "—આકાશમાંથી સુવર્ણ પડવાનો સંભવ ક્યાંથી ? " ત્યારે તે બોલી કે—" પહેલાં અહીંજ મારી પાડોશી વૃદ્ધાએ એક સાધુને અન્નદાન કર્યું હતું, તે વખતે આકાશમાંથી સુવર્ણ પડયું હતું. " તે સાંભળી યતિએ તેનું રહસ્ય જાણી હાસ્ય પૂર્વક કહ્યું કે—" ત્યારે તો હે ભદ્રે તું જલદીથી ઘરમાં જતી રહે. કારણ કે આવી તારી ભાવનાને લીધે અને મારા આવા અત્યંત દુસ્તપ તપને લીધે આકાશમાંથી પત્થરની વૃષ્ટિજ સંભવે છે. " આ પ્રમાણે તેણીને કહીને તે વેષધારી પોતાને સ્થાને ગયો, અને વૃદ્ધાએ પણ મહા કષ્ટથી કાળ નિર્ગમન કર્યો. આ ઉપરથી એ જાણવાનું છે કે હે બુદ્ધિમાન જનો ! આશંસા રહિતપણે તમો દાન ધર્મમાં પ્રવૃત્તિ કરો.

એજ રીતે મહા બુદ્ધિવાળા મનુષ્યે પરભવમાં ઐશ્વર્યાદિક પામવાની ઇચ્છાથી દાન આપવું નહીં. કારણ કે તેવી ઇચ્છા રાખવાથી પ્રાણીએ કરેલું દાનનું પુણ્ય ઘણું ઓછું થઈ જાય છે. આશંસા કરવાથી તેને યોગે જો બીજા ભવમાં કદાચ ભોગ પ્રાપ્ત થાય, તો પણ તે વિકાર પામે છે, અને વાસુદેવ તથા પ્રતિવાસુદેવની જેમ મરીને દુર્ગતિમાંજ જાય છે. આશંસા રહિત દાન કરનાર શુદ્ધ અધ્યવસાયવાળો થાય છે, અને સ્વર્ગના સુખાદિકની આશંસા કરનાર શુભ અધ્યવસાયવાળો થતો નથી. તે ઉપર યક્ષ નામના શ્રાવકની કથા સાંભળો.

## યક્ષ શ્રાવકની કથા.

લક્ષ્મીના સ્થાનરૂપ વસંતપુર નામે નગર છે. તેમાં મોટી બુદ્ધિવાળો યક્ષ નામે શ્રાવક હતો. કૃત્યને જાણનાર તે યક્ષ પોતાનું વૃત્ત પાત્રને આધીન કરી પવિત્ર કરતો હતો. પુણ્યશાળીના પુણ્યથી ઉત્પન્ન થયેલી ઋદ્ધિ પુણ્યનોજ બંધ કરનારી હોય છે. એકદા તેને ઘેર અનંત શુભ ગુણવાળા, તપસ્યાનું સ્થાન અને વ્રત પાળવામાંજ બુદ્ધિને ધારણ કરનાર સુદત્ત નામના મુનિ આવ્યા. તેને આવતા

જોઈ યક્ષ હર્ષ પામ્યો, તરતજ ઉભો થઈ ઘીનું વાસણ હાથમાં લઈ હર્ષથી બોલ્યો કે—" હે પૂજ્ય ! આ ઘણું ઘી લઇને મારા ઉપર કૃપા કરો. " તે સાંભળી તેના ભાવ જાણી સુદત્ત મુનિએ તેની પાસે પોતાનું પાત્ર મૂક્યું. તે વખતે અત્યંત હર્ષના ઉલ્લાસથી યક્ષનું સમગ્ર શરીર રોમાંચથી વ્યાપ્ત થયું, અને દાન આપવામાંજ ચતુર બુદ્ધિવાળો તે મુનિના પાત્રમાં ઘી નાંખવા લાગ્યો. તે વખતે મુનિને વિચાર થયો કે—" આ બુદ્ધિમાન શ્રાવક આવા વિશુદ્ધ અધ્યવસાયથી કેવું કેવું શુભ કર્મ ઉપાર્જન કરે છે ? " એમ વિચારી તેણે ઉપયોગ આપ્યો. તે શ્રાવકે ઘી વડે પાત્રને અને પુણ્યવડે પોતાના આત્માને પૂર્ણ કર્યો, તોપણ અન્ય ઠેકાણે ઉપયોગ દીધેલો હોવાથી મુનિએ તેનો નિષેધ કર્યો નહી. તેટલામાં પાત્ર આખું કાંઠા સુધી ભરાઇ જવાથી ઘી બહાર નીકળીને પૃથ્વીપર પડવા લાગ્યું, અને તે દાતારનું મન પણ શુદ્ધ અધ્યવસાયથી પડવા લાગ્યું. તેથી તે વિચાર કરવા લાગ્યો કે—" અહો ! આ મુનિ કેવા પ્રમાદી છે ? અથવા તો કેટલા બધા લોભી છે ? કે જેથી ઘી વડે પાત્ર ભરાઇ ગયું તો પણ વાણીએ કરીને પણ તે નિષેધ કરતા નથી ? તો આને દેવાથી શું ફળ ? " આ પ્રમાણે અશુભ પરિણામને લીધે દેવાયુષ્યના બંધથી નીચે પડતા યક્ષને જોઇ તે મુનિ બોલ્યા કે—" હે મહા ભાગ્યવાન્ ! તું મા પડ, મા પડ. " તે સાંભળી યક્ષ પણ ક્રોધથી બોલ્યો કે—" હે મુનિ ! શું તમે ઉન્મત્ત ( ગાંડા ) થયા છો ? હું તો કાંઇ પડતો નથી, આ ઘી પડી જાય છે, તેને તો તમે વારતા નથી. " તે વખતે ' ઘી પડી જાય છે ' એવું વચન સાંભળી મુનિએ ઘી ઉપર દૃષ્ટિ નાંખી, તો તે ઢળી જતું જોઈ ખેદ પામી તે સંબંધી મિથ્યા દુષ્કૃત દીધું. તે સાંભળી યક્ષે ક્રોધથી તેને કહ્યું કે—" હે મુનિ ! આટલા વખત સુધી તમે ક્યાં ગયા હતા ? કે જેથી અત્યારે તમે મિથ્યા દુષ્કૃત આપો છો ? ઘી પડતું તમે વાર્યું તોપણ તે રહ્યું નહીં. કેમકે તે તમારે આધીન નથી કે જેથી તે નિષેધ કરવાથી પડતું અટકે. " તે સાંભળી સુદત્ત મુનિએ તેને કહ્યું કે—" આવાં ઉદ્ધતાઇ ભરેલાં દુર્વાક્યો વડે કેમ તું તારા આત્માનો નાશ કરે છે ? કેમકે આ તને દાઝ્યા ઉપર ફોડલા જેવું

થાય છે." તે સાંભળીને 'આ સાધુ સંબંધ વિનાનું શું બોલે છે ?' એમ વિચાર કરી યક્ષ ક્રોધ સહિત બોલ્યો કે—" હે મુનિ ! આમ રોષવાળું વચન કેમ બોલો છો ? " મુનિ બોલ્યા કે—" અમને ક્ષમાવાનને કાંઈપણ રોષ હોતો નથી, પરંતુ યથાર્થ નિશ્ચયવાળું વૃત્તાંત જ કહું છું." તે સાંભળી વિલખો થયેલો યક્ષ બોલ્યો કે—" હે પ્રભુ ! એવું વૃત્તાંત શું છે ? " સાધુએ કહ્યું કે—" હે ભદ્ર ! સાવધાન ચિત્તે સાંભળ. હું તારે ઘેર આવ્યો, તે વખતે તું મને ઘી આપવા તૈયાર થયો, અને તારો શુદ્ધ વૃદ્ધિ પામતો ભાવ જોઈ મને વિસ્મય થયો. તેથી મેં શ્રુતજ્ઞાનનો ઉપયોગ આપ્યો, તો તને દેવનું આયુષ્ય બાંધતો જોયો. એટલે કે તું સૌધર્મ દેવલોકથી આરંભીને ઉપર જવા લાગ્યો, તેમાં વૃદ્ધિ પામતા શુભ ધ્યાનને લીધે તું અચ્યુત દેવલોક સુધી પહોંચી ગયો. આ પ્રમાણે તારા આયુષ્યના બંધમાં મારી બુદ્ધિ રોકાયેલી હોવાથી ઘીમાં મારો ઉપયોગ ન હોતો. પાત્રમાંથી ઘી નીચે પડવા લાગ્યું, અને હું તેમાં ઉપયોગવાળો નહોતો, તે વખતે અચ્યુત દેવલોકથી મેં તને પડતો જોયો. તેથી 'તું ન પડ.' એમ મેં તને કહ્યું, તે વખતે કિલષ્ટ પરિણામને લીધે તેં સર્વ દેવલોકનું આયુષ્ય છોડી નાંખ્યું. પછી જ્યારે તારી બુદ્ધિ મારાપર દ્વેષવાળી થઈ, અને તું કોપથી ઉદ્ધત વચન બોલવા લાગ્યો, તે વખતે તારૂં સમકિત જતું રહ્યું, અને તેથી તું તિર્યંચનું આયુષ્ય બાંધવા લાગ્યો, ત્યારે મેં તને કહ્યું કે, આ તને દાઝયા ઉપર ફોડલો થાય છે. કેમકે તેં દેવના આયુષ્યનો નાશ કરી તિર્યંચનું આયુષ્ય બાંધ્યું. આ પ્રમાણે મેં તને યથાર્થ વૃત્તાંતજ કહ્યો છે, પરંતુ મારા હૃદયમા તારા ઉપર કાંઇ પણ દ્વેષનો આવેશ થયો નથી." આ પ્રમાણે સાંભળીને તે યક્ષ શ્રાવક અત્યંત ખેદ પામ્યો, અને પશ્ચાત્તાપ સહિત બોલ્યો કે—" હે પૂજ્ય ! મારા પર પ્રસન્ન થાઓ. હવે ફરીથી ઘીનું પાત્ર ધરો, કે જેથી ઘીનું દાન કરીને ફરીથી હું દેવનું આયુષ્ય બાધું. " મુનિ બોલ્યા કે—" હે ભદ્ર ! કાંઇ ઘીનું દાન આપવાથી દેવનું આયુષ્ય બંધાતું નથી. કારણકે દેવનું આયુષ્ય બાંધવામા શુદ્ધ અધ્યવસાયજ કારણ છે, અને તે શુદ્ધ

ભાવ કાંઈપણ આશંસા રાખ્યા વિના સુપાત્રને દાન દેવાથીજ થાય છે. આશંસાથી દાન આપવામાં આવે તો ક્રય વિક્રય કરનારના જેવી દાતારની સ્થિતિ થાય છે. તેથી કરીને પંડિતો આશંસા રહિત દાનનીજ પ્રશંસા કરે છે. " આ પ્રમાણે કહીને મુનિએ ત્યાથી અન્ય સ્થળે વિહાર કર્યો. તે વખતે શુદ્ધ બુદ્ધિવાળા યક્ષ શ્રાવકે ખેદપૂર્વક પોતાના આત્માની નિંદા કરી. પછી આશંસા રહિત વિધિ પ્રમાણે દાનધર્મની આરાધના કરી યક્ષ શ્રાવક સદ્‌ગતિ ( દેવગતિ ) ને પામ્યો, અને અનુક્રમે મોક્ષને પણ પામ્યો.

આ ભવ અને પરભવ સંબંધી આશંસા રાખ્યા વિના કોઈક ઉદાર બુદ્ધિવાળો પુરૂષ પાત્રદાન કરવાથી આ લોકમાં પણ **ધનની** જેમ કીર્ત્તિ અને સંપત્તિ વિગેરેને પામે છે.

## ધનની કથા.

લક્ષ્મીને વિશ્રામ કરવાનું સ્થાન રૂપ **સુસીમ** નામે એક ગામ છે. તેમાં જગતના જીવોને આનંદ આપનાર **ધન** નામનો વેપારી હતો. જેમ રોહણાચળ પર્વતમાં સ્વભાવથીજ મણિઓ રહેલા હોય છે, તેમ તે ધનને વિષે ઉદારતા, વિનય, લજ્જા અને ચતુરાઈ વિગેરે સદ્‌ગુણો સ્વભાવથીજ શોભતા હતા. તેને તેના સમાન ગુણવાળીજ **ધનશ્રી** નામની પ્રિયા હતી. પુણ્યની વૃદ્ધિ હોય તો જ સરખા શીળવાળા દંપતીનો મેળાપ થાય છે. એકદા ત્યાં **સમયામૃત** નામના આચાર્ય મહારાજ પધાર્યા, કારણકે સૂર્યની જેમ ધર્મગુરૂ અન્યના જ ઉપકાર માટે વિચરે છે. ત્યારપછી પુરજનોની સાથે ધને પણ ગુરૂ પાસે જઈ તેમને પ્રણામ કર્યા. કારણકે ભદ્ર પરિણામવાળા જીવો બીજાની સાથે જ ધર્મકાર્યમાં જોડાય છે. ત્યાં ગુરૂની દેશના સાંભળી તે ધને દેશવિરતિ અંગીકાર કરી, કારણકે બુદ્ધિમાન માણસનો સંસ્કાર સુવર્ણની જેમ સહેલાઈથી થઈ શકે છે. પછી તેણે ઘેર આવીને પોતાની ભાર્યાને પોતે ધર્મ અંગીકાર કર્યાની વાત કહી, ત્યારે તેણીએ પણ તે ધર્મ અંગીકાર કર્યો. કેમકે સતી સ્ત્રીઓ પતિના જેવા જ મતવાળી હોય છે. તે ધન

શ્રેષ્ઠી હમેશાં ત્રિકાળ જિનપૂજા વિગેરે ધર્મકાર્યને કરવા લાગ્યો. વિવેકી પુરૂષો અવશ્ય કર્તવ્યમાં કદાપિ પ્રમાદ કરતા નથી, તે પાત્રને દાન કરવા પૂર્વક એકાંતરે ભોજન કરતો હતો, ભોજન તો તે જ કહેવાય કે જે ગુરૂને આપ્યા પછી ખાવામાં આવે. સચિત્તનો ત્યાગ વિગેરે નિયમોને તે આદરપૂર્વક પોતાના પ્રાણુની જેમ પાળતો હતો, કારણકે મહા પુરૂષો વ્રત પાળવામાં અત્યંત દૃઢ હોય છે. આ પ્રમાણે ધર્મની આરાધના કરતાં છતાં પણ તેનું પૂર્વ જન્મનું અંતરાય કર્મ ઉદયમાં આવ્યું, કારણકે પોતાની છાયાની જેમ પૂર્વ કર્મને કોઇ ઓળંગી શકતું નથી. તેથી કરીને થોડા દિવસમાં જ ચોર અને અગ્નિ વિગેરેના ઉપદ્રવોથી તેનું ધન પાળ ભાંગવાથી સરોવરના જળની જેમ ક્ષીણ થવા લાગ્યું. આ ભવમાં ધર્મની આરાધના કરી હોય તો તે પરભવમાં સુખનું કારણ થાય છે, અને આ ભવમાં જે સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે તેનું કારણ પૂર્વકર્મનો ઉદય છે. આ ધન નિર્ધન થયા છતાં પણ તેનો ધર્મ અધિકાધિક શોભતો હતો. શું ઉગ્ર ઉનાળામાં પણ સમુદ્ર વૃદ્ધિ પામતો નથી ? હલકા માણસોનાં વિવિધ પ્રકારનાં વચનોવડે પણ તેનો ધર્મ મલિન થયો નહીં, કારણકે પૃથ્વીની ધૂળવડે શું જાત્ય રત્નનું તેજ ઓછું થાય ?

એકદા તે ધનને તેની ભાર્યા ધનશ્રીએ કહ્યું કે—"હે સ્વામી! તમે મારા પિતાને ઘેર જાઓ, અને ત્યાંથી ધન લાવીને કાંઈક વેપાર કરો." આ પ્રમાણે તેણીના કહ્યા છતાં પણ તેની તેમ કરવા ઈચ્છા થઈ નહીં. કારણકે સ્વામાની પુરૂષ નિર્ધનપણામાં સ્વજનો પાસે પણ જવા ઇચ્છતો નથી, તો સાસરાને ઘેર તો શી રીતે જ જાય ? તો પણ તેની મુગ્ધ ભાર્યા તેને હમેશાં વારંવાર આગ્રહપૂર્વક કહેવા લાગી, ત્યારે તેણે દાક્ષિણ્યતાને લીધે ત્યાં જવાનું અંગીકાર કર્યું. પછી શુભ દિવસે ઉપવાસ કરીને સાથવાનું ભાતુ લઈ સ્વસ્થ ચિત્તવાળો તે ધન સાસરાના ગામ તરફ ચાલ્યો. બીજે દિવસે માર્ગમાં પારણું કરવા માટે કોઇ સ્થાને વિશ્રામ કર્યો. તે વખતે તેણે વિચાર્યું કે—"આજે પાત્રદાન કર્યા વિના હું શી રીતે ભોજન કરૂં ? શું મારાં તેવાં ઉગ્ર ભાગ્યો જાગે છે ? કે આવા અરણ્યમા

પણ કોઈ ઠેકાણેથી કોઈપણ મુનીશ્વર અહીં પધારે ?" આ પ્રમાણે વિચાર કરીને તે એક ક્ષણવાર દિશાઓ સામું જોઈ રહ્યો. કેમકે સાધુનો યોગ ન થાય તોપણ શ્રદ્ધાળુએ દિશાઓ સન્મુખ જોવું એ પણ ઉત્તમ ફળદાયક છે. એટલામાં પંદર ઉપવાસને પારણે ભિક્ષા લેવા માટે નગર તરફ જતાં જાણે મૂર્તિમાન ધર્મ હોય એવા કોઈ સાધુ ત્યાં આવી ચડ્યા. તેને જોઈ ધન ચિત્તમાં હર્ષ પામ્યો, એકદમ ઉઠી પ્રણામ કરી તેને ભક્તિપૂર્વક સાથવો વહોરાવ્યો. ત્યારપછી પોતાના આત્માને કૃતાર્થ માનતા તેણે પારણું કર્યું, અને પછી આગળ ચાલ્યો, તે ચોથે દિવસે સાસરાને ઘેર પહોંચ્યો. ત્યાં તેના સસરા વિગેરેએ તેનો સત્કાર કર્યો, પરંતુ કાંઈપણ ધન આપ્યું નહીં. કારણકે ઘણું કરીને દરિદ્રોને તેના સ્વજનો પણ આદર કરતા નથી. પ્રાયે કરીને મનુષ્યો પાછું લેવાની આશાથી જ બીજાને ધન આપે છે, જો એમ ન હોય તો તેઓ દરિદ્રના મુખ સામું પણ કેમ જોતા નથી ? ત્યારપછી સંતોષરૂપી અમૃતવડે આત્મામાં તૃપ્ત થયેલો તે ધન આકુળતા વિનાજ પોતાના ઘર તરફ પાછો ફર્યો. કારણ કે મહાપુરૂષોના ચિત્તની વૃત્તિ માન કે અપમાનમાં સમાન જ હોય છે. ચાલતાં ચાલતાં તે પોતાના ગામની નદીને કાંઠે આવી પહોંચ્યો, ત્યાં તેણે વિચાર કર્યો કે—" મારી પ્રિયાએ મોટા મનોરથો વડે મને મોકલ્યો હતો, અને આવી અવસ્થાએજ મને જોઈને તેના મનમાં ઘણું દુ:ખ થશે, અને તે દુ:ખને લીધે તેનું કંઈક મરણાદિક અનિષ્ટ થશે. " આ પ્રમાણે વિચારીને તેણે નદીમાંથી સુંવાળા અને સૂર્યના કિરણો જેવા ચકચકિત ગોળ કાંકરા વીણી વીણીને રત્નની જેમ પોટકીમાં બાંધ્યા. પછી તે પોટકી માથે મુકી પોતાને ઘેર ગયો. તેની પ્રિયા પણ તેને તે પ્રકારે આવતો જોઇ આનંદ પામી, ઉભી થઇ, તેની સામે ગઇ, અને તેના માથા પરથી પોટકી લઈ ઘરમાં સાચવીને મુકી. પછી તેણીની સાથે કુશળતાની વાતચીત રૂપી અમૃતપાનની ગોષ્ઠી કરી, તથા ભોજનાદિક કૃત્ય કરી તે ક્ષણવાર સુઇ ગયો. તે વખતે તેણીએ કૌતુકથી કાંકરાની પોટકી છોડી તો વિવિધ પ્રકારનાં રત્નોની જાણે ખાણ હોય એવી તે પોટકીમાંથી દેદીપ્યમાન રત્નો પ્રગટ થયાં. તે જોઇ તેણીની પાસે બેઠેલી

સખીઓ બોલી કે—"અહો ! બહેન ! તમારા પિતાની ઉદારતા કેવી છે ? અને તમારા પર તેની કેવી પ્રીતિ છે ? કે જેથી ગણી પણ ન શકાય એટલાં બધાં અમૂલ્ય રત્નો આપી તેણે જમાઈનો સત્કાર કર્યો !" આ પ્રમાણે તેની સખીઓ તેની પ્રશંસા કરવા લાગી, પોતે પણ આનંદથી હસવા લાગી, તે વખતે હર્ષના શબ્દો સાંભળી ધનની નિદ્રા ઉડી ગઈ, અને આ શું ? એમ ભ્રાંતિ પામી શય્યામાંથી ઉઠી તરતજ પ્રિયાની પાસે આવ્યો, અને પથ્થરોને પણ મણિ થયેલા જોઇ અત્યંત વિસ્મય પામ્યો, આશ્ચર્ય વડે તેનાં નેત્રો વિકસ્વર થયાં, તે જોઈ તેની પ્રિયાએ તેને કહ્યું કે—" હે સ્વામી ! તમે પણ જાણે આ રત્નો પ્રથમ જોયા જ ન હોય એમ આશ્ચર્યપૂર્વક કેમ જુઓ છો ? ત્યારે તે ધને સાસરાએ કાંઈ આપ્યું નથી, અને આ તો નદીમાંથી પત્થર લીધા હતા-એ સર્વ હકીકત કહી, તે સાંભળી સર્વ લોકો અત્યંત આશ્ચર્ય પામ્યા. એટલામાં શાસનદેવી પ્રત્યક્ષ થઇને બોલી કે—" હે મુગ્ધજનો ! આમાં આશ્ચર્ય શું પામો છો ? આ બાબતમાં યથાર્થ વૃત્તાંત સાંભળો.—આ ધને માર્ગમાં મુનિને જે સાથવાનું દાન કર્યું હતું, તે પાત્રદાનના પ્રભાવથી પત્થરાઓ રત્ન થયા છે. પાત્રદાનના પ્રભાવથી ખડ્ગના પ્રહારો પણ હારરૂપ થાય છે. આપત્તિ પણ સંપત્તિરૂપ થાય છે અને પત્થર પણ મણિ થાય છે. પાત્રદાનથી શું નથી થતું ?" આ પ્રમાણે કહીને તે દેવી અદૃશ્ય થઈ. તે સર્વ જોઇ લોકો હર્ષથી તે ધનની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા, અને પાત્રદાનમાં આદરવાળા થયા. પછી તે રત્નોવડે તે દાનેશ્વરી ધન મોટી પ્રતિષ્ઠા પામ્યો. ઉદારતા રૂપી ભૂષણવાળી લક્ષ્મી કયો કયો મહિમા ન આપે ? પાત્રદાનથી પવિત્ર થયેલા ધર્મની ચિરકાળ આરાધના કરીને તે ધન દેવગતિને પામ્યો. અને અનુક્રમે મોક્ષને પણ પામ્યો. આ પ્રમાણે હે બુદ્ધિમાન પુરૂષો ! આ લોક તથા પરલોકની આશંસા વિના જ સુપાત્ર દાનને વિષે પ્રવૃત્તિ કરો, કે જેથી કરીને નિર્વિઘ્નપણે બન્ને લોકની સમગ્ર સંપદાઓ પોતાની મેળેજ તમને વરે.

ડાહ્યા પુરૂષે કદાપિ અનાદરથી દાન આપવું નહીં કારણ કે અનાદરથી દાન દેવામાં આ લોકને વિષે કીર્તિ પ્રાપ્ત થતી નથી, અને

પરલોકમાં પણ કલ્યાણ—શુભગતિ થતી નથી. બુદ્ધિમાન પુરૂષે પોતાની સંપત્તિ પ્રમાણે અત્યંત આદરપૂર્વક થોડું અથવા ઘણું દાન આપવું. કારણ કે આદરજ કલ્યાણકારક છે—ફળદાયક છે. આદર વિના આપેલું દાન, વિનય વિના ગ્રહણ કરેલી વિદ્યા અને શમતા ગુણ વિનાની તપસ્યા આ ત્રણે કેવળ ક્લેશને માટેજ છે—નિષ્ફળ છે. તેમાં પણ સુપાત્રને વિષે તો અવશ્ય લેશ પણ અનાદર કરવો નહી. કારણ કે સુપાત્રની અવજ્ઞા કરવાથી દાતારને ઉલટું અશુભ ફળ પ્રાપ્ત થાય છે. તે આ પ્રમાણે—સુપાત્રની અવગણના કરનારે તેના ગુણોની અવજ્ઞા કરી કહેવાય છે, તેથી તે ગુણો અવજ્ઞાવડે જાણે દુઃખ પામ્યા હોય તેમ તે પુરૂષની પાસે કદાપિ જતા નથી, અને તે ગુણોના અભાવે પુરૂષનો આત્મા દોષવાળોજ થાય છે, દોષને લીધે પાપકર્મમાં પ્રવર્ત્તે છે, અને તેથી કરીને તે દુર્ગતિને પામે છે. વળી અનાદરથી દાન આપનારનો શુભ ભાવ ( પરિણામ ) ઓછો થાય છે, અને તેથી કરીને તેલની હાનિથી જેમ દિવાની હાનિ થાય છે, તેમ પુણ્યની હાનિ થાય છે, અને અને પુણ્યની હાનિ થવાથી તે દાનના શુભ ફળની પણ હાનિ થાય છે. કારણ કે કારણની હાનિને લીધે કાર્યની પણ હાનિ થાય છે. તેથી કરીને નિર્મળ ચિત્તવાળાએ આદરપૂર્વક દાન દેવું જોઈએ. તેમાં મન, વચન, અને કાયા એ ત્રણ વડે આદર થઈ શકે છે, માટે આદર ત્રણ પ્રકારનો કહેવાય છે. તેમાં પાત્રને જોઈને એકદમ ઉભા થવું, તેની સન્મુખ જવું, હર્ષનાં અશ્રુ આવવાં, મુખનું વિકસ્વર થવું અને સર્વ અંગે રોમાંચિત થવું વિગેરે આનંદના પ્રભાવના સમૂહથી જેનું શરીર સૌભાગ્યવાળું થયું હોય એવો પુરૂષ ઉત્તમ પાત્રને જે દાન આપે છે, તેજ દાન ગૌરવપણાને લાયક છે. ( આ કાયાનો આદર કહેવાય છે. ) અહો ! મારાં પુણ્યો ફળીભૂત થયાં, અને અહો ! મારો આજનો દિવસ પવિત્ર થયો, કે જેથી હે સ્વામી ! તમે જંગમ કલ્પવૃક્ષ મારે ઘેર પધાર્યા. આ સર્વ એષણીય અન્ન, આ જળ, આ સ્વાદિમ અને આ ખાદિમને ગ્રહણ કરો. અને મારાપર કૃપા કરો. આ પ્રમાણે આદરપૂર્વક વચનની યુક્તિવડે જેની ભક્તિનો સ્પષ્ટ રીતે નિશ્ચય થયો હોય એવા બુદ્ધિમાન પુરૂષે પાત્રને દાન આપવું જોઈએ. કારણ કે સારૂં વચન

દાનમાં વખણાય છે. જે દાન પ્રિય વચન સહિત આપવામાં આવે, તેજ શુભ ફળને આપનાર છે. તે સિવાય શુભ ફળવાળું નથી. કારણ કે તેનું ફળ પરલોકમાં ઘણું જ વિચિત્ર થાય છે. આ વિષે એક દ્રષ્ટાંત પુરાણમાં કહ્યું છે. તે સાંભળો—

## ભીમનું દ્રષ્ટાંત.

પહેલાં હસ્તિનાપુરમાં યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતો હતો. તે "લક્ષ્મીનું ફળ દાન જ છે." એમ જાણતો હોવાથી હમેશાં સુવર્ણનાં પાત્રોમાં અઠાર હજાર તાપસોને ભોજન કરાવતો હતો. તે તાપસોને આમંત્રણ કરવા માટે પોતાના નાના ભાઈ ભીમને આજ્ઞા આપી હતી. કારણ કે પાત્રનું નિમંત્રણ પોતે કરવું જોઈએ. અથવા પોતાની જ જેવા પાસે કરાવવું યોગ્ય છે. ભીમ તો સ્વભાવથી જ ભીમ (ભયંકર) હતો. તેમાં વળી ગદા સહિત હોવાથી ભયંકર હોય તેમાં શું કહેવું? તેથી તે જેવા તેવા અનાદરવાળા વચનોથી આક્રોશ કરવા પૂર્વક તેઓને શીઘ્રપણે નિમંત્રણ કરતો હતો. તે કારણને લીધે તે તાપસો વાવની સમીપે રહીને સારૂં સારૂં ખાતા ગડરાની જેમ સારૂં ભોજન કરતાં છતાં પણ ભય સહિત હોવાથી કૃશ થતા ગયા. એકદા યુધિષ્ઠિર રાજા તેઓને કૃશ જોઈ ખેદ પામી વિચારવા લાગ્યો કે—"હું હા! ભક્તિપૂર્વક ભોજન કરાવતાં છતાં પણ આ તાપસો આટલા બધા કૃશ કેમ થઈ ગયા?" પછી તેણે તેનું કારણ મહા બુદ્ધિશાળી વિદુરને પૂછ્યું. ત્યારે તેણે સારી રીતે નિશ્ચય કરીને યથાર્થ હકીકત યુધિષ્ઠિરને કહી. તે સાંભળી યુધિષ્ઠિરે વિચાર્યું કે—"આ ભીમ જન્મથી જ ઉદ્ધત પ્રકૃતિવાળો છે, તેથી દુર્વાક્યનું પરિણામ દેખાડ્યા વિના તેને શિખામણ લાગશે નહીં." એમ વિચારી યુધિષ્ઠિરે નિમંત્રણ કરવાના મિષથી ગંધમાદન પર્વત ઉપર યક્ષની પાસે ભીમને મોકલ્યો. તેને આવતો જોઈ યક્ષ હુંકારવડે પોતાનું મુખ ફાડીને રહ્યો. પરંતુ ભીમ નિર્ભય હોવાથી તેણે તેના મુખ પરથી [illegible] વસ્ત્રને દૂર કર્યું. તે વખતે તેનું મુખ ભુંડના મુખ જેવું ભયંકર જોયું, અને શરીર સુવર્ણ જેવું જોયું. તેથી વિસ્મય પામીને તેણે યક્ષને પૂછ્યું કે—"હે યક્ષ! તું એક-

લોજ નિરંતર આ ગંધમાદન પર્વત ઉપર રહે છે, તો આ તારી કાયા સુવર્ણ જેવી કેમ છે ? અને આ તારૂં મુખ ભુંડ જેવું કેમ છે ?" તે સાંભળી યક્ષ બોલ્યો કે—"મેં કાયાવડે સુવર્ણ અને રત્નનું દાન કર્યું છે, તથા મુખવડે સારૂં વચન હું બોલ્યો નથી. તેથી મારી કાયા સુવર્ણ જેવી છે, અને મુખ ભુંડ જેવું છે. જીવોને શુભ કે અશુભ પ્રાપ્ત થવામા પૂર્વનું કર્મ જ કારણ રૂપ છે. મેં પૂર્વ જન્મમાં દાન દીધું છે, પણ મુખથી સારૂં વચન કહ્યું નથી, તેથી મારા શરીરમાં આવી જાતનું વિપરીતપણું થયું છે. આ ભવમાં જે કર્મ જેવી રીતે કરાય, તે કર્મનું તેવું ફળ પરભવમાં ભોગવાય છે. હું કોઈને મારૂં મુખ દેખાડી શકતો નથી, તેથી હું કદાપિ નગરમાં જતો નથી, અને અહીં કોઈ આવે ત્યારે લજ્જાથી હું મારૂં મુખ ઢાંકી દઉં છું. હે મિત્ર ! તને શીખામણ આપવા માટે જ તારા મોટા ભાઈએ તને અહીં મોકલ્યો છે. તેથી કરીને સર્વ કોઈને દુર્વચન કહેવું નહીં. અને દાનમાં તો વિશેષે કરીને દુર્વચન બોલવું નહીં." આ પ્રમાણે સાંભળી ભીમે તેની શીખામણ અંગીકાર કરી અને લજ્જાથી પોતાના નગરમાં તે ગયો. પછીથી નિરંતર પ્રિયવચન-પૂર્વક તાપસોને નિમંત્રણ કરવા લાગ્યો.

"આ મહાત્મા જ્ઞાન અને ક્રિયાનું પાત્ર છે, તથા આ સર્વ ગુણની ખાણ છે, તેથી કરીને મારા ઘરમાં જે સારી વસ્તુ હોય, તે મારે આમને આપવી યોગ્ય છે. તેઓને ભાવથી વિધિ પ્રમાણે અતિ અલ્પ આપ્યું હોય તો પણ તે સંગમાદિકની જેમ મોટા લાભને માટે થાય છે." આ પ્રમાણે મનમાં આદરના ઉલ્લાસપૂર્વક ઉદાર ચિત્તવાળાએ પાત્રદાન કરવું જોઈએ, કારણ કે ઉત્તમ વિત્ત અને ઉત્તમ પાત્રનો યોગ શુભ ચિત્તની સાથે રહ્યો હોય તો જ તે સફળ છે. કેમકે સર્વ ધર્મનું ઉત્કૃષ્ટ કારણ શુભ ભાવ જ છે. તેના વિના સર્વ દાનના ફળનો અતિશય પ્રાપ્ત થતો નથી. ભાવ વિના દાન દીધા છતા પણ કેટલાકને કાંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી, અને કેટ-લાક દાન દીધા વિના પણ શુભ ભાવથી જ ઉત્તમ ફળ પામે છે. તે ઉપર જીર્ણશ્રેષ્ઠીની કથા શાસ્ત્રમા સંભળાય છે, તે આ પ્રમાણે—

## જીર્ણશ્રેષ્ઠીની કથા.

**વૈશાલી** નામની નગરીમાં સારી બુદ્ધિવાળો જિનદત્ત નામે પરમ શ્રાવક રહેતો હતો. તે જીર્ણશ્રેષ્ઠીના નામથી પ્રસિદ્ધ હતો. એકદા તે નગરીના ઉદ્યાનમા ચાર માસના ઉપવાસ કરીને શ્રીમહાવીર સ્વામી ચોમાસું રહ્યા હતા. તેને પારણું કરાવવાની બુદ્ધિથી જીર્ણશ્રેષ્ઠી હમેશાં તેની સેવા કરતો હતો. ચોમાસાને છેલ્લે દિવસે સ્વામીને પારણા માટે નિમંત્રણ કરી તે હર્ષથી પોતાને ઘેર ગયો, અને જિનપૂજા વિગેરે નિત્યકર્મ કરી પોતાના ઘરના આંગણામાં ઉભો રહી જિનેશ્વરના માર્ગ સન્મુખ દૃષ્ટિ રાખી જિનદત્ત વિચાર કરવા લાગ્યો કે—" આજે હું સ્વામીને અમુક અમુક પ્રાસુક ભોજન આપીશ. ખરેખર મને ધન્ય છે, હું સંપૂર્ણ પુણ્યશાળી છું, કે જેથી મારે ઘેર આજે વિશ્વના સ્વામી પોતેજ પધારશે, અને પારણું કરશે. પ્રભુને આવતા જોઈ હું હર્ષથી તેમની સન્મુખ જઈશ, આનંદપૂર્વક તેમને ત્રણ પ્રદક્ષિણા કરી તેમના ચરણ કમળને હું વાંદીશ, તથા તેમને પારણું કરાવી હું મારા હાથમાં મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત કરીશ. કારણ કે ભગવાનનું દર્શન જ મુક્તિને માટે છે, તો પછી તેમને પારણું કરાવવાથી મુકિતની પ્રાપ્તિ થાય તેમાં શું કહેવું ? " આ પ્રમાણે ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા શુદ્ધ અધ્યવસાયને લીધે દાન દીધા વિના પણ તેણે અચ્યુત દેવલોકનું આયુષ્ય બાંધ્યું. આ સમયે લક્ષ્મીના મદથી ગ્રીવાને ઉંચી રાખનાર અભિનવ શ્રેષ્ઠીને ઘેર ભગવાન પધાર્યા. શેઠની આજ્ઞાથી દાસીએ પ્રભુને પારણું કરાવ્યું. તે વખતે જીર્ણશ્રેષ્ઠીએ આકાશમાં દેવોએ વગાડેલો દુંદુભિનો ધ્વનિ સાંભળ્યો, તેથી તે ખેદ પામી વિચારવા લાગ્યો કે—" હહા ! હું મંદ ભાગ્યવાળો છું, મારો સર્વ મનોરથ નિષ્ફળ થયો. " આ વખતે જો તેણે દુંદુભિનો શબ્દ સાંભળ્યો ન હોત તો તેવા પ્રકારના ઉત્કૃષ્ટ શુભ ભાવને લીધે તે કેવળ જ્ઞાનને પામત. દાન દીધા વિના પણ તે જીર્ણશ્રેષ્ઠીએ માત્ર શુભ ભાવથી જ તેવા પ્રકારની દિવ્ય ઋદ્ધિ પ્રાપ્ત કરી, અને અભિનવ શ્રેષ્ઠીએ દાન દીધા છતાં પણ ભાવ રહિત હોવાથી કાંઇપણ ફળ પ્રાપ્ત કર્યું નહી. પરંતુ

ઉલટું અરિહંતની અવજ્ઞાને લીધે પાપકર્મ ઉપાર્જન કર્યું. કેમકે કોઈપણ પાત્રની અવજ્ઞા કરવી સારી નથી, તો જિનેશ્વરની અવજ્ઞા કરવામાં શું કહેવું? તે અભિનવ શ્રેષ્ઠીના ઘરમાં દેવોએ રત્નની વૃષ્ટિ વિગેરે જે કર્યું, તે તો અરિહંતની ભક્તિના પરાધીનપણાને લીધે કર્યું હતું, પરંતુ તે શ્રેષ્ઠીના ભાવથી રંજન થઈને કર્યું નહોતું, તથી કરીને સંપૂર્ણ ફળની ઈચ્છા રાખનારે સર્વને વિષે શુભ ભાવપૂર્વકજ દાન દેવું, અને પાત્રને વિષે તો વિશેષે કરીને શુભ ભાવપૂર્વક દાન દેવું. આ રીતે ત્રણ પ્રકારના આદરથી મનોહર દાનને જે આપે છે; તે વખાણવા લાયક સંપત્તિને પામે છે, અને આદર વિના દાન આપે તો તે વિપત્તિનેજ પામે છે. તે ઉપર નિધિદેવ અને ભોગદેવની કથા નીચે પ્રમાણે—

## નિધિદેવ અને ભોગદેવની કથા.

તમાલિની નામની પ્રસિદ્ધ નગરી છે. તે ચૈત્યોના શિખર પર ફરકતી ધ્વજાઓ વડે શોભે છે. તેમાં મોટી ચતુરંગ સેનાવાળો શ્રી મિત્રસેન નામે રાજા હતો. તેને સાર્થક નામને ધારણ કરનાર સુમંત્ર નામનો મંત્રી મિત્ર હતો. જેમ સમગ્ર નદીઓ સમુદ્રને આલિંગન કરે છે, તેમ સમગ્ર બુદ્ધિઓ તે મંત્રીને આલિંગન કરતી હતી. તે નગરીના ઉદ્યાનમાં એકદા શ્રી વિનયંધર નામના ગુરૂ પધાર્યા. તે સાંભળી હર્ષથી રાજા, સુમંત્ર અને પૌરલોકોએ આવી તેમને વંદના કરી. ગુરૂએ તેમને કાનને અમૃત સમાન આ પ્રમાણે ધર્મદેશના આપી—" બુદ્ધિમાન પ્રાણીઓએ દુર્લભ મનુષ્યજન્મ પામીને નિરંતર ધર્મ કરવો જોઈએ. નવા મેઘવડે લતાઓની જેમ ધર્મવડે સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થાય છે, અને ઉદય પામતા સૂર્યવડે રાત્રિના અંધકારની જેમ વિપત્તિઓ અવશ્ય નાશ પામે છે. આ ધર્મ દાન, શીળ, તપ, અને ભાવ એ ચાર ભેદે કહેલો છે. તેમાં પણ દાન મુખ્ય છે, કારણકે જિનેશ્વરો દાનધર્મનો આદર કરે છે, અને સમવસરણમા પણ પ્રથમ તેનોજ ઉપદેશ આપે છે. સર્વ પ્રકારનાં દાનોમાં પણ શાસ્ત્ર જાણનાર પંડિતો પાત્રદાનને પ્રધાન કહે છે. કારણ કે જેમ વરસાદનું જળ છીપમાં પડવાથી મોતી થાય છે, અને

સમુદ્રમાં પડવાથી ખારૂં થાય છે, તેમ પાત્રમાં અને અપાત્રમાં દાન દેવાથી તેના ફળમાં મોટો તફાવત પડે છે. તે પાત્રદાનમાં પણ દંભ-રહિત આદરપૂર્વક દાન કરનારને ઉત્તમ ફળની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. એમ પંડિતો કહે છે, કારણકે આદરનો ઉત્કર્ષ હોય તો શુભ ફળ પ્રાપ્ત થાય છે અને આદરનો અપકર્ષ ( અભાવ ) હોય તો અશુભ ફળ પ્રાપ્ત થાય છે. હે રાજા ! જેઓ અનાદરથી સુપાત્રને દાન આપે છે, તેઓ બીજા ભવમાં ધનવાળા થાય છે, અને જેઓ આદર-પૂર્વક દાન આપે છે, તેઓ નિરંતર ભોગવાળા થાય છે. ”

આ પ્રમાણે સાંભળીને રાજાના ચિત્તમાં સંદેહ થયો, તેથી તેણે મુનીશ્વરને કહ્યું કે—“ હે ભગવાન્ ! ધનિક અને ભોગી એ બેમાં શો તફાવત છે ? કારણ કે આ બન્ને શબ્દનો અર્થ તો સર-ખોજ થાય છે. ” આ પ્રશ્ન સાંભળીને ગુરૂએ વિચાર્યું કે—“ પ્ર-ત્યક્ષ ઉદાહરણ વિના મંદ બુદ્ધિવાળા મનુષ્યોને સત્ય પ્રતીતિ થતી નથી. ” એમ ધારીને ગુરૂએ તેને કહ્યું કે—“ હે રાજા ! આ બન્ને-માં ઘણો તફાવત છે. પરંતુ કન્યકુબ્જ નામના પુરમાં રહેનારા નિધિદેવ અને ભોગદેવ નામના બે ઉત્તમ શ્રેષ્ઠીઓ આ તમારા સંશયને દૂર કરશે. કારણ કે તેનાથીજ તમને સાચી પ્રતીતિ થશે. ” તે સાંભળીને રાજા ‘ બહુ સારૂં ’ એમ કહી તેની ખાત્રી કરવાની ઇચ્છાવાળો થઇ પોતાને ઘેર ગયો. તેજ પુરૂષ ઉત્તમ બુદ્ધિવાળો કહેવાય છે કે જે ગુરૂની વાણીને તથા પ્રકારે અંગીકાર કરે. પછી બુદ્ધિમાન રાજાએ સુમંત્ર મંત્રીને તે વૃત્તાંતની ખાત્રી કરવા માટે તે પુરમાં મોકલ્યો. આપ્ત પુરૂષે કહેલા પોતાના કાર્યની સિદ્ધિના ઉપા-યમાં કયો બુદ્ધિમાન પ્રમાદ કરે ?

ત્યારપછી તે સુમંત્ર મંત્રી શીઘ્રપણે કન્યકુબ્જ પુરમાં ગયો. ત્યાં માણસોને પૂછતો પૂછતો તે વીશ કરોડ સુવર્ણના સ્વામી નિધિ-દેવ નામના અધમ શ્રેષ્ઠીને ઘેર ગયો. તેનું ઘર નધણીયાતા ઘરની જેમ શોભારહિત હતું. તેના દ્વારમાં પેસતાંજ તેણે જાણે કે મૂર્તિમાન દારિદ્રજ હોય એવો એક કદૂપો મનુષ્ય જોયો. તેનાં નેત્રો બિલાડાની જેવા પીળા-પિંજરા હતા, તેની નાસિકા ઘુવડની જેવી ચીપટી હતી, તેના કાન ઉંદરની જેવા નાના

હતા, તેના કેશ પિશાચની જેવા ધૂસરા હતા, તેના હોઠ અને કંઠ ઉંટની જેવા લાંબા હતા, તેના દાંત હાથીની જેમ બહાર નીકળેલા હતા, તેનું પેટ જાણે જળોદરનો વ્યાધિ થયો હોય એવું મોટું ફુલેલું હતું, તેણે જીર્ણ અને મલિન બે વસ્ત્રો ધારણ કર્યાં હતાં, તેનું શરીર નખ વિગેરેના સંસ્કાર રહિત તથા મુનીશ્વરની જેમ સ્નાન રહિત હતું, તેના હાથ *શુંભાવળી વણવામાં વ્યાકુળ–વ્યાપારવાળા હતા, અને તે વણિગ જનોની સાથે કજીયો કરતો હતો. આવા પુરૂષને જોઈ મંત્રીએ તેને પૂછયું કે–" હે ભદ્ર! નિધિદેવ શેઠ કયાં છે? હું પરદેશી મંત્રી તેમની પાસે આવ્યો છું." તે સાંભળીને તે પુરૂષ પણ શંકાથી વ્યાકુળ થઈ બોલ્યો કે–"તમારે તેનું શું કામ છે?" ત્યારે મંત્રીએ કહ્યું કે–" હું તેને ઘેર પરોણો આવ્યો છું" આ કાનને કરવત જેવું તેનું વચન સાંભળતાં જ જાણે મૃત્યુની દશાને પામ્યો હોય તેમ તેનું મુખ શ્યામ થઈ ગયું, અને તેણે મંત્રીને કહ્યું કે–"તેજ હું છું. અહો! મહાકષ્ટ છે કે અત્યંત દારૂણ ઘુણની[1] જેવા પરોણાઓ કાષ્ઠની જેમ મને નિરંતર ફોલી ખાય છે. તેમાં વળી કાંઈ ઓછું રહ્યું હોય તો હે ભદ્ર! તે પૂર્ણ કરવા તું પણ આવ્ય." આ પ્રમાણે તેણે અનાદર કર્યા છતાં પણ પોતાના ઇચ્છિત કાર્યનો નિશ્ચય થશે, એવી આશાને લીધે તે મંત્રી તેના ઘરમાં પેઠો. જ્યાં પોતાના ઈષ્ટ કાર્યની સિદ્ધિ થવાની હોય ત્યાં અપમાન થાય તોપણ તે સુખકારક જ છે. ઘરમાં જતાં તે શેઠની સ્ત્રીને જોઈ, તે જાણે કે વિધાતાએ વરનું–શેઠનું રૂપ જોઈને તેના રૂપની સદૃશ બનાવી હોય એવી જ હતી, પિશાચના બાળકોની જેવાં, ધૂળ વડે ધૂસરા વર્ણવાળાં અને ક્ષુધાથી પીડા પામેલાં બાળકો તેણીને ખેદ પમાડતાં હતાં, તે વર્ણવડે કાગડીના જેવી હતી, તેની ચાલ ઉંટડી જેવી હતી, તેનો સ્વર ગધેડી જેવો હતો, તેની આકૃતી ભૂંડણ–ભૂંડરી જેવી હતી, તેણીએ કાચ વિગેરેનાં તુચ્છ આભૂષણો પહેર્યાં હતાં, અને જાણે સાક્ષાત્ અલક્ષ્મી (અલચ્છી) હોય તેવી તેને જોઈ. તે મંત્રીને જિનપૂજા વિગેરે નિત્યકર્મ કરવાની ઇચ્છા હતી,

* (કોઇ દોરડાં વણવાનો મુંજ કે એવો કંઇ બીજો પદાર્થ સંભવે છે)

૧ એક જાતના લાકડાને ફોલનાર જીવડા.

તોપણ તેના ઘરનો આચાર ન હોવાથી તે પૂજાદિક કરી શક્યો નહીં. કારણકે પારકે ઘેર બળદની જેમ પરોણાઓની સ્વતંત્ર પ્રવૃત્તિ હોઇ શકતી નથી. પછી મધ્યાહ્ન સમયે તે શેઠની સાથે મંત્રી જીર્ણ આસન ઉપર જમવા બેઠો. ત્યાં અપવિત્ર (એંઠાં) વાસણમાં તેમને તેના સ્ત્રીએ કફ (શેડા) થી ખરડાયેલા હાથ વડે અડદના બાકળા અને તેલ વિગેરે તુચ્છ અન્ન પીરસ્યું. આવું તુચ્છ અન્ન કદાપિ પૂર્વે મંત્રીના મુખમાં આવેલું ન હોવાથી જાણે સમ્યક્ પ્રકારે તેના માર્ગથી અજાણ્યું હોય તેમ તેના ગળાની નીચે ઉતર્યું જ નહી. પરંતુ શેઠ તો તે અન્નને શીઘ્રપણે ખાવા લાગ્યો, કારણકે તેને હમેશાં તેજ ખાવાનો પરિચય હતો. મંત્રીની ભોજન પર અરૂચિ જોઈને શેઠને જરા લજ્જા આવી, અને તેથી તેણે પોતાના ચાકર પાસે દૂધ માગ્યું, ત્યારે તે ચાકર દૂધ લઇને આવતાં જુવાન વયનો છતાં સરખી ભૂમિપર પણ અકસ્માત્ સ્ખલના પામ્યો, તેના હાથમાંથી દૂધનું પાત્ર પડી ગયું, અને તે મંત્રીની આશા સહિત તત્કાળ ભાગી ગયું. પછી જેમ તેમ સચિવે તે ભોજન થોડુંક ખાધું અને થોડુંક પડતું મૂક્યું, અને પછી હાથ ધોઇ ઉઠયો. શેઠે પોતાના મુખમાં સોપારીને બદલે ખેરના લાકડાની છાલ નાંખી, અને અતિથિને પણ તેજ આપી. આ પ્રમાણે તેના ઘરની દુષ્ટ ચેષ્ટા જોઈ મંત્રી પોતાના હૃદયમાં વિસ્મય, ખેદ અને હાસ્ય વડે પૂર્ણ થયો, તથા તેની જેમ તેણે પણ તે છાલ મુખમાં નાખી. કારણ કે વિદ્વાનો સમયને અનુસરીનેજ કાર્ય કરે છે. પછી તરતજ શેઠ મંત્રીની સાથે ગામમાં નીકળ્યો ત્યા થોડી લેણદેણને માટે થઇને પણ પગલે પગલે વણિગજનો સાથે કજીયા કરતો કરતો સાંજ સુધી વીસામા વિનાજ આખા નગરમાં વાયડાની જેમ ભટકયો. રાત્રે ઘેર આવી પોતાને સુવાનો તુટેલો ખાટલો અને ચીંથરાવાળું ગોદડું મંત્રીને સુવા માટે આપ્યું, અને પોતે પગ ધોયા વિના રંકની જેમ પૃથ્વીપર જ સુતો. તેના ધન અને દુષ્ટ આચાર સંબંધી તર્ક વિતર્કથી, ખાટલાના કચકચ શબ્દથી અને ગોદડાના કોહેલા ( દુર્ગંધ ) પણાથી ખરાબ સ્થિતિમાં રહેલા તે **સુમંત્ર**ને મૂકીને અપમાન પામેલી માનિતી (સ્ત્રી) ની જેમ નિદ્રા દૂર જતી રહી. "આ ત્રણ પહોરવાળી રાત્રી પણ મને

આજે કરોડ પહોરવાળી થઇ છે, તે શી રીતે પૂર્ણ થશે ?" એવા વિચારથી મંત્રી મનમાં પીડાવા લાગ્યો, તેટલામાં અકસ્માત્ તેના કાનમાં ક્યાંકથી શબ્દ આવ્યો, કે—"હે મૂર્ખ[1] વંઠ ! કેમ તું તેને દૂધ દેતો હતો ? ખરેખર તું યોગ્યતા રહિતજ છે. આ તારા અયોગ્ય આચરણને મેંજ દૂધનું પાત્ર ભાંગી નાંખી નિવાર્યું હતું." આવા શબ્દ સાંભળી મંત્રીનાં નેત્રો ઉઘડી ગયા, તો તેની સમીપે એક દિવ્ય સ્ત્રી જોવામાં આવી. આ વૃત્તાંત વંઠના પણ જાણવામાં આવ્યું નહીં, પછી તે સ્ત્રી ચાલી ગઇ, મંત્રીએ પણ તર્ક વિતર્કમાં જ રાત્રિ નિર્ગમન કરી.

પ્રાતઃકાળે તે નિધિદેવની રજા લઇ સુમંત્ર મંત્રી ભોગદેવ શ્રેષ્ઠીને ઘેર ગયો. તે ઘર સર્વત્ર શોભાવાળું હતું, તેના પર અનેક સુવર્ણના કળશો સ્થાપન કરેલા હતા, તેથી જાણે સ્વર્ગમાંથી વિમાન ઉતર્યું હોય તેમ તે શોભતું હતું. ત્યાં મંત્રી ગયો, તે વખતે દ્વારપાળ તેને જોઈ ઉભો થયો, અને તેને બેસવા માટે આસન વિગેરેની ઉચિતતા કરી તેનો સત્કાર કર્યો. વિવેકીના ઘરમાં રહેનાર ચાકરો પણ વિવેકી જ હોય છે. તેવામાં તે ભોગદેવ રાજસભામાંથી ઘેર આવ્યો. તે શ્રેષ્ઠ મોટા અશ્વ ઉપર આરૂઢ થયેલો હતો, તેની ફરતા સીપાઇઓ ચાલતા હતા, તેની ચોતરફ બંદીજનોની સ્તુતિવડે કોલાહલ થઇ રહ્યો હતો, શરીરપર દિવ્ય વસ્ત્રો પહેરેલાં હતાં, ચોતરફ પ્રસરતી કાંતિ વડે જાણે પોતાના પુણ્ય સમૂહને દેખાડતો હોય તેમ તે સુવર્ણના આભૂષણો વડે દિશાઓને દેદીપ્યમાન કરતો હતો, અને જાણે પૃથ્વી પર ઈંદ્ર આવ્યો હોય તેમ તે શોભતો હતો. આવી રીતે તેને આવતો જોઈ તે મંત્રી તરત જ તેની સન્મુખ ચાલ્યો. તે વખતે મંત્રીને સામે આવતો જોઈ તે શ્રેષ્ઠી પણ તત્કાળ અશ્વ ઉપરથી નીચે ઉતર્યો, અને તેણે તેને આલિંગન કર્યું. ક્ષેમ કુશળના પ્રશ્ન રૂપી અમૃત વડે મંત્રીને આનંદ

૧ મતલબ એમ લાગે છે કે ધનની કોઈ અધિષ્ઠાત્રી તે ધનમાંથી કંઈ પણ તેની ઇચ્છા વિરૂદ્ધ થતું જણાય તો તે અટકાવવા પ્રયત્ન કરી માત્ર ધનીને ધનીજ રહેવા દઇ ભોગી ન બનવા દે.

પમાડી તેને સાથે લઇ શ્રેષ્ઠીએ ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં ચતુર વિનયી અને સુભાગ્યવાન તેના પરિવારને જોઈને મંત્રી વિસ્મય પામ્યો. પછી તે શેઠે મંત્રી સહિત ઉષ્ણ જળવડે સ્નાન કર્યું, દિવ્ય અને ઉજ્વળ વસ્ત્ર પહેર્યાં, અને જાણે બે સ્વરૂપ ધારણ કર્યાં હોય તેમ તેણે ભક્તિપૂર્વક સુવર્ણની જિનપ્રતિમાની પૂજા કરી. ત્યારપછી પશુ, બાળક, વૃદ્ધ અને માંદા વિગેરેની સારવાર કરીને ભોગદેવ મંત્રી સહિત ભોજનશાળામાં ગયો. તે સર્વ તેની ઉચિતતા જોઇ મંત્રી ચમત્કાર પામ્યો. ત્યાં મંત્રી અને પરિવાર સહિત તે મનોહર મૂકેલા ભદ્રાસન ઉપર બેઠો. વિવેકી પુરૂષો કાગડાની જેમ માત્ર પોતાના જ પેટભરૂ હોતા નથી. તેમની સન્મુખ મોતીના જડતરવાળી સુવર્ણની ચોકીઓ મૂકવામાં આવી, તેના ઉપર સજ્જનની ચેષ્ટાની જેવી [1]સુવૃત્ત કુંડલીઓ મૂકી, અને તેના ઉપર કચોળા (વાટકા) ની શ્રેણિ સહિત સુવર્ણનાં થાળો મૂકયાં, તે જાણે કે તારાઓ સહિત સૂર્યના માંડળાંઓ આકાશથી ઉતર્યાં હોય તેમ શોભતાં હતાં. પછી ત્યાં તે શેઠની પત્ની આવી. તેનું મુખ પૂર્ણચંદ્ર જેવું મનોહર હતું, તેનાં નેત્રો વિકસ્વર કમળ જેવાં હતાં, તે દૃષ્ટિવડે અમૃતને ઝરતી હતી, તે પોતાનાં સર્વ અંગોને વિષે દિવ્ય અલંકારોના સમૂહે કરીને બમણા સૌભાગ્યને ધારણ કરતી હતી, તે વિનય ગુણથી યુક્ત હતી, અને જાણે મૂર્તિમાન ઘરની લક્ષ્મી હોય તેવી તે દેખાતી હતી. પછી તેણીએ પીરસવા માટે સૌભાગ્યવતી સ્ત્રીઓ પાસે ઉત્તમ ભોજનની સામગ્રી મગાવી. તેવામાં જેમ પ્રાતઃકાળે સૂર્ય આકાશના આંગણાને શોભાવે તેમ પવિત્ર ચરિત્રવાળા **તપસ્તેજ** નામના મુનીશ્વરે તેનું ઘર શોભાવ્યું. જાણે મૂર્તિમાન ધર્મ જ હોય એવા તે મુનિને જોઇ સ્વચ્છ ભક્તિવાળો તે ઉત્તમ વણિક એકદમ ઉભો થયો, તેની સન્મુખ ગયો, તેને પ્રણામ કર્યા, અને બે હાથ જોડીને બોલ્યો કે—" હે પ્રભુ ! આજ મારે ઘેર કલ્પવૃક્ષ, ચિંતામણિ અને કામકુંભ વિગેરે દિવ્ય પદાર્થો પ્રાપ્ત થયા છે, કે જેથી કરીને પૂર્વ જન્મના ઉદય પામેલા પુણ્યસમૂહ વડે પામવા લાયક આપ પોતે જ મારે ઘેર પધાર્યા. હે નાથ ! મારા

૧ સારી ગોળાકારવળી, ચેષ્ટાના પક્ષમાં સારી વર્તણુકવાળી.

પર પ્રસન્ન થઈ આ શુદ્ધ અન્ન ગ્રહણ કરો, અને મારા પર અનુગ્રહ કરો. ” તે સાંભળી જાણે કે તેને સંસાર સમુદ્રથી તારવાને ઇચ્છતા હોય તેમ તે સાધુએ તેની પાસે તુંબડું મૂક્યું. તે તેણે શુદ્ધ અન્ન પાન વડે ભરી દીધું, અને પોતાના આત્માને અપાર પુણ્યના સમૂહ વડે ભરી દીધો. પુણ્યક્રિયા કરવામાં તત્પર રહેનારા મુનિએ પણ ઉદ્યાનમાં જઈ તે અન્ન જળ વડે પારણું કર્યું. ત્યારપછી તેની પત્નીએ હર્ષથી વિવિધ પ્રકારના મનોહર અને દિવ્ય ભોજનનો પણ તિરસ્કાર કરનાર અન્ન પાન પીરસ્યાં. તેને તે પરિવાર અને મંત્રી સહિત ભોજન કરવા લાગ્યો. તેવામાં રસોઈયાની નજર ચૂકવીને બીલાડાએ દહીંનું પાત્ર ભ્રષ્ટ કર્યું, તે જોઇ વિલખા થયેલા તેણે વિચાર્યું કે—“ અહો ! આજે મારો કેટલો બધો અપરાધ થયો ? હવે હું શું કરૂં ? ” આ પ્રમાણે તે રસોઇયો અત્યંત ચિંતાતુર થયો, તેટલામાં બીજા ગામથી ઘણું દહીં તેને ઘેર ભેટ તરીકે આવ્યું. જાણે કે અમૃતનો પિંડ હોય એવું તે ચીકાશવાળું દહીં ખાઈને અત્યંત ચીકણા થયેલા હાથને કપૂરના ચૂર્ણ વડે સુવાસિત કરેલા જળ વડે શ્રી ભોગદેવે મંત્રી અને પરિવાર સહિત હાથ ધોઇ આચમન કર્યું. પછી ભોગદેવે તેર ગુણોએ કરીને યુક્ત સુગંધિ તાંબૂલનું ભક્ષણ કર્યું, અને પોતાના હાથે કરીને જ મંત્રીને પણ આપ્યું. પછી ક્ષણવાર સુવર્ણના પર્યંક ઉપર શયન કરી જાગૃત થઈ શરીરે ચંદનનો લેપ કરી તે બુદ્ધિમાને મંત્રીની સાથે વિવિધ પ્રકારની ધર્મના વિચારવાળી વાતો કરી. સાયંકાળે વિધિ પ્રમાણે જિનેશ્વરની પૂજા કરી તથા દેવ ગુરૂના સ્મરણ વડે આત્માને પવિત્ર કરી શ્રેષ્ઠી અને મંત્રીએ હંસ જેવા રૂની તળાઈ સહિત સુવર્ણના પર્યંકને અલંકૃત કર્યો. આવી વિવિધ પ્રકારની ભોગદેવની સમૃદ્ધિનું હૃદયમાં ધ્યાન કરવાથી તે મંત્રી નિદ્રા રહિત જ સુતો હતો, તેવામાં તેણે મધ્યરાત્રિએ અકસ્માત આ પ્રમાણે દિવ્ય વાણી સાંભળી.—“ હે અધમ રસોઈયા ! તું આ ઘરમાંથી કાઢી મૂકવા લાયક છે, કારણ કે દહીંના પાત્રમાં તારો પ્રમાદ થયો છે, છતાં મેં દહીં લાવીને તારો તે અપરાધ તત્કાળ ઢાંકી દીધો છે. ” આવી વાણી સાંભળીને મંત્રીએ આમતેમ સર્વ દિશા વિદિશામાં દૃષ્ટિ નાંખી, તેટલામાં કાંતિ વડે

દિશાઓને દેદીપ્યમાન કરતી અને અલંકારો વડે શોભતી કોઈ દિવ્ય સ્ત્રી જોઈ. તરત જ મંત્રી પર્યંકમાંથી ઉભો થઈ આશ્ચર્યપૂર્વક બોલ્યો કે—"હે ભદ્રે! તું કોણ છે? અને આ તું શું બોલી?" તે બોલી કે—"હે મંત્રી! હું નિધિદેવ અને ભોગદેવ એ બન્નેની કુળદેવી છું. હે કપટ રહિત! તારા સંદેહને દૂર કરવા માટે જ મેં અહીં આવીને આવું વચન કહ્યું છે, એમ તું જાણ. અથવા તો આ બન્ને શ્રેષ્ઠીના પૂર્વ ભવનું સ્વરૂપ તું સાંભળ.—આ ભોગદેવે પૂર્વ જન્મમાં આદરપૂર્વક પાત્રને વિષે દાન આપ્યું હતું, તેથી તે અદ્ભુત ભોગને ભોગવનાર થયો છે. કેમકે વિધિ પ્રમાણે આપેલું દાન કયા શુભને માટે ન થાય? તથા આ મૂઢ નિધિદેવે પૂર્વ ભવમાં પાત્રને દાન આપ્યા છતાં આદર વિના આપ્યું હતું, તેથી તે ધનનો યોગ છતાં પણ તેના ભોગને કદાપિ પામતો નથી. તેં પોતે જ ધનિક અને ભોગીનો ભેદ જોયો છે, તે તારે રાજાને જઈને કહેવો." એમ તેને કહીને તે દેવી અદૃશ્ય થઈ ગઈ. મંત્રીએ પણ બાકીની રાત્રિ આનંદથી નિર્ગમન કરી. પછી પ્રાતઃકાળે સુમંત્ર મંત્રીએ રજા માગી, તે વખતે ભોગદેવે તેનો સત્કાર કરી વીદાય કર્યો. ત્યારે તે મંત્રી પોતાના નગરમા ગયો, અને તે બન્ને શ્રેષ્ઠીના વૃત્તાંતની ઉક્તિ રૂપી અયસ્કાંત મણિના યોગથી રાજાનું સંદેહરૂપી શલ્ય દૂર કર્યું. પછી તે રાજા તથા મંત્રી ધર્મનું પાલન કરી સ્વર્ગે ગયા, અને અનુક્રમે મોક્ષ પામ્યા. તેથી કરીને બુદ્ધિમાન મનુષ્યોએ સુપાત્ર દાનને સમયે અત્યંત આદરવાળા થવું.

પુણ્યની બુદ્ધિવાળા મનુષ્યે સુપાત્ર દાન દીધા પછી પશ્ચાત્તાપ કરવો નહીં. કેમકે પશ્ચત્તાપ કરવાથી જેમ મુખનો પવન (શ્વાસ) સુવર્ણના વર્ણનો નાશ કરે છે, તેમ પાત્ર દાનના ફળનો નાશ કરે છે. અલ્પ બુદ્ધિવાળો જે પુરૂષ સત્પાત્રને દાન આપીને પછી પશ્ચાત્તાપ કરે છે, તે ખરેખર કલ્પવૃક્ષને વાવીને તેને વિષનો રસ પાવા જેવું કરે છે. દાન આપ્યા પછી જો તે દાનની અનુમોદના કરવામાં આવે તો તે ફળદાયક થાય છે. કેમકે વર્ષાકાળના વરસાદથી પાકેલી ખેતી જો પાછળથી સારો વાયરો વાયો હોય તો તે ખેતી સફળ-ફળવાળી થાય છે. જેમ ચંદ્રના કિરણો સમુદ્રના જળને વૃદ્ધિ પમાડે

છે, અને જેમ નવા મેઘની શ્રેણી વનની ઔષધિઓને વૃદ્ધિ પમાડે છે, તેમ વિધિપૂર્વક કરેલી અનુમોદના પુણ્યને અત્યંત વૃદ્ધિ પમાડે છે. કેવળ પોતે કરેલા પુણ્યની પાછળ કરેલી અનુમોદના ઉત્કૃષ્ટ સમૃદ્ધિનું કારણ છે એટલુ જ નહી, પરંતુ બીજાએ કરેલા પુણ્યની પણ જો અનુમોદના કરી હોય તો તે પણ અદ્ભુત સંપત્તિ આપવામાં સાક્ષીરૂપ થાય છે. જે પુરૂષ દાન આપીને તેની અનુમોદના કરે છે, તેને લક્ષ્મી સુલભ થાય છે, બીજાને મળી શકતી નથી. આ બન્ને વિષયમાં એક સાથેજ સુધન અને મદનનું દષ્ટાંત છે.

### સુધન અને મદનની કથા—

આ ભરતક્ષેત્રમાં દક્ષિણ મથુરા નામની નગરી છે. તેમાં સ્થાને સ્થાને આકાશને સ્પર્શ કરતા ચૈત્યોના શિખરપર સુવર્ણના કળશો રહેલા છે, તેની કાંતિવડે જાણે તે સૂર્યને પણ ઉલ્લંઘન કરતી હોય તેમ નિરંતર શોભે છે. તે નગરીમાં ધનની સમૃદ્ધિવડે ધનદ ( કુબેર ) જેવો ધનદ નામે ધનિક રહેતો હતો. તેનું મન જિનધર્મ રૂપી અમૃતના દ્રહમાં નિરંતર મત્સ્યનું આચરણ કરતું હતું. તેને જાણે કે દેહને ધારણ કરનારી ગૃહલક્ષ્મી હોય તેવી ધનમતિ નામની પત્ની હતી, તેનુ રૂપ મણિવડે સુવર્ણની જેમ શીળ ગુણવડે અત્યંત શોભતું હતું. તે નગરીની પાસે બીજી ઉત્તર મથુરા નામની નગરી હતી. તે સ્વર્ગની નગરી જેવી મોટી હતી, અને ઘણી સંપત્તિનું સ્થાન હતી. તેમાં મદન નામનો ધનિક રહેતો હતો. એકદા મદન વેપાર કરવાની ઇચ્છાથી દક્ષિણમથુરામાં ગયો. કેમકે લક્ષ્મીનું નિવાસસ્થાન વેપાર જ છે, કેટલાક માણસો કમળને લક્ષ્મીનું સ્થાન કહે છે તે તો માત્ર રૂઢિથી જ છે–કહેવા માત્ર જ છે. ત્યાં મદનને ક્રય–વિક્રય કરતાં ધનદની સાથે મિત્રાઈ થઈ. કારણકે પરદેશમાં ગયેલા વિદ્વાનોને મહાત્માઓ સાથે મિત્રતા થાય તે ઉચિત જ છે. પછી તે બન્નેએ મિત્રાઈ રૂપી લતાના વિલાસમંડપરૂપ આ પ્રમાણે વાણીથી પ્રતિજ્ઞા કરી કે–" જ્યારે આપણા બેમાંથી એકને પુત્ર અને એકને પુત્રી ઉત્પન્ન થાય ત્યારે તે બન્નેનો આપણે એક બીજા સાથે વિવાહ કરવો. " ત્યારપછી ધનદના ઉપર

પ્રીતિને ધારણ કરતો મદન કેટલાક દિવસ ત્યાં રહ્યો, અને પોતાનું કાર્ય સિદ્ધ થયા પછી તે ઉત્કંઠાપૂર્વક પોતાને ઘેર ગયો. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થને બાધા રહિત સેવન કરતાં ધનદને અનુક્રમે વિનયવડે શોભતો અને બુદ્ધિમાન સુધન નામે પુત્ર થયો. મદનને પણ વિનયાદિક ગુણોવડે મનોહર મનોરમા નામની પુત્રી થઈ. પરસ્પર સંતતિના જન્મને જાણીને તે બન્ને નિરંતર આનંદ પામવા લાગ્યા. અનુક્રમે સુધન સ્ત્રીઓના જીવિતરૂપ યૌવનને પામ્યો, ત્યારે તેને મદને પોતાની પુત્રી મોટા ઉત્સવપૂર્વક પરણાવી. મહા પુરૂષે જે અંગીકાર કર્યું હોય તે શું અન્યથા થાય? મદને આનંદથી સુધનને ઉત્તમ વસ્ત્ર અને આભૂષણો આપી તેનો સત્કાર કર્યો. ત્યારપછી સુધન પણ સસરાની રજા લઇ પ્રિયા સહિત પોતાની નગરીમાં ગયો. તે ઇભ્ય ( શ્રેષ્ઠી ) પુત્ર સુધનના સર્વે મનોરથો તેના પિતાએ પૂર્ણ કર્યા, તેથી તેણે પ્રિયાની સાથે વિવિધ પ્રકારના ભોગવડે કેટલોક સમય સુખમય વ્યતીત કર્યો. અનુક્રમે તેનો પિતા પરલોકમાં ગયો, ત્યારે તે અત્યંત શોકવડે વ્યાકુળ થયો, તેની ઉત્તરક્રિયા કરી, અને પછી પોતે ઘરનો ભાર ધારણ કર્યો. કેટલોક સમય વીત્યા પછી તેના ઘરમાંથી ધનદની સાથે જાણે જતી હોય તેમ લક્ષ્મી ધીમે ધીમે હાનિ પામવા લાગી. વેપારને માટે ચોતરફ દેશાવરોના માર્ગમાં રહેલી તેની લક્ષ્મીને ચોરોએ લૂંટી લીધી, અને વહાણોમાં રહેલી લક્ષ્મી જાણે કે પ્રેમથી પોતાના પિતાને મળવા ઇચ્છતી હોય તેમ સમુદ્રમાં ડુબી ગઇ. તેના ઘરમાં રહેલુ ધન પણ નિરંતર રાજદંડ અને અગ્નિ વિગેરેના ઉપદ્રવથી નાશ પામ્યું. પોતાનું કર્મ પ્રતિકૂળ થાય ત્યારે શું શું વિપરીતપણું ન થાય? તેના પિતાને સ્નાન કરવા માટે સુવર્ણનો બાજોટ અને કુંડી વિગેરે હતાં, તથા સોનું, રૂપું અને મણિના બનાવેલા ચાર ચાર કળશાઓ હતા. એક દિવસે તે સુધન સ્નાન કરવા લાગ્યો, તે વખતે દિવ્ય શક્તિથી જાણે કે પાંખો આવી હોય તેમ તે કળશાઓ એકી વખતે જ શીઘ્રપણે આકાશમાં ઉડી ગયા. ત્યારપછી બીજું પણ સુવર્ણનું આસન ( બાજોટ ) વિગેરે જે ચીજો હતી તે સર્વે પક્ષીના સમૂહની જેમ તેના ઘરમાંથી તેના દેખતાં જ એકી વખતે

તત્કાળ આકાશમાં ઉડી ગઇ. તે જોઇ બુદ્ધિના નિધિરૂપ સુધનને કૌતુક અને શોક થયો. પછી તે જિનપૂજા કરી સુવર્ણ વિગેરેના તૈયાર કરેલાં પાત્રોમાં ભોજન કરવા લાગ્યો. તે વખતે ભોજન કરતા તેણે ખાઇ ખાઇને જે જે પાત્ર ખાલી કરીને છેટું મૂક્યું, તે તે પાત્ર તરત જ જાણે ત્યાગ કરવાના અપમાનથી કોપ પામ્યું હોય તેમ આકાશમાં ઉડી ગયું. છેવટ પોતે હાથ ધોવા લાગ્યો, તે વખતે થાળને પણ ચપળ થયેલો જોઈ આશ્ચર્ય પામી નાશી જતા ચોરની જેમ તત્કાળ તે થાળને હાથવડે પકડી રાખ્યો. પરંતુ જાણે પ્રથમ ગયેલાં પાત્રોનો સથવારો કર્યો હોય તેમ તે થાળ પણ પલાયન કરી ગયો. કારણકે જતાને અને મરતાને કોણ રોકવા સમર્થ છે? પરંતુ તે થાળનો કકડો ( કાંઠો ) જાણે કે દાક્ષિણ્યતાને ધારણ કરતો હોય તેમ તેના હાથમાં રહી ગયો. તે જોઈ બુદ્ધિમાન સુધન વિલખો થઇ હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે—" હમણાં મને અત્યંત દુઃખદાયક પુણ્યનું રહિતપણું કેમ થયું ? કે જેથી મારા પિતાની સમગ્ર લક્ષ્મીએ એકી સાથે મારો ત્યાગ કર્યો ? ઘણું શું કહેવું ? મારા પૂર્વ કર્મનો પરિપાક ( ઉદય ) મહા વિષમ થયો છે, કે જેથી મેં મારા હાથ વડે દૃઢ રીતે પકડી રાખ્યા છતાં પણ આ થાળ નાશી જ ગયો. અથવા તો ધન અને યુવાવસ્થા વિગેરે ક્ષણવારમાં જોતાં જોતાં જ નાશ પામે છે, એ વાત પ્રસિદ્ધ જ છે. પરંતુ જો પોતે સતત સુકૃત કર્યું હોય તો વૈભવ પણ નિશ્ચળ પ્રાપ્ત થાય છે. ખરેખર મેં પૂર્વ જન્મમાં સર્વ પ્રકારના સુખને આપનારો ધર્મ વિધિ પ્રમાણે કર્યો નથી. કેમકે અદ્ભુત સંપત્તિ પામ્યા છતાં પણ હું હાલ વૈભવરહિત થઈ ગયો છું. તેથી હવે હું યતિધર્મને અંગીકાર કરૂં. કેમકે તે ધર્મ જ સૂર્યની જેમ અંધકારના સમૂહ રૂપ વિપત્તિને હણનાર છે, અને કમળની જેમ સંપત્તિને ઉલ્લાસ પમાડનાર છે. આ પ્રમાણે વિચાર કરીને ઉછળતી અભંગ ભાવનાથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યના તરંગો વડે સુધનનું અંતઃકરણ વ્યાપ્ત થયું, અને તેથી તેણે આનંદપૂર્વક વિનયંધર નામના સૂરિની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. પોતે મમતા રહિત છતાં પણ કૌતુકથી તેણે તે થાળનો કકડો સાથે રાખ્યો હતો, પરંતુ લજ્જાને લીધે કદી પણ

બીજા કોઇ સાધુને તેણે જણાવ્યું નહીં. અનુક્રમે તે સુધન મુનિ ગ્રહણા અને આસેવના એ બન્ને શિક્ષામાં નિપુણ થયા, તથા તેનું ચિત્ત ઉત્કૃષ્ટ આગમવડે ભાવિત થયું, ત્યારે ગુરૂએ તેને એકલા વિચરવાની આજ્ઞા આપી. અનુક્રમે પૃથ્વી પર વિહાર કરતા તે મુનિ ઉત્તર મથુરામાં ગયા. ત્યાં ગોચરીને માટે નગરીમાં ફરતા ફરતા મદનને ઘેર ગયા, ત્યાં સુવર્ણના થાળ વિગેરે તે તે પોતાની વસ્તુઓને જોઇ પોતે ઓળખી કાઢી, તેથી અત્યંત આશ્ચર્ય પામ્યા, અને જાણે પોતાનાં નેત્રો તે વસ્તુઓ જોવાને તરસ્યાં થયાં હોય તેમ તેની સામેજ જોઈ રહ્યા. તે જોઈ મદને તેને કહ્યું કે—" કનક અને કાંકરામાં મુનિનું મન સરખી બુદ્ધિવાળું જ હોય છે, તો હે મુનિ ! મારી લક્ષ્મીને વિષે જાણે અભિલાષવાળા હો તેમ કેમ જોઈ રહ્યા છો ? " તે સાંભળી ઉત્તમ મુનિ બોલ્યા કે—" હે શ્રેષ્ઠી ! તમારી લક્ષ્મી ઉપર મારે કાંઇ પણ સ્પૃહા નથી, પરંતુ તમારી આ સમૃદ્ધિ જોઇને મારા મનમાં આશ્ચર્ય થયું છે, તેથી હું તમને પૂછું છું કે—" આ વૈભવનો વિસ્તાર તમને કયાંથી પ્રાપ્ત થયો ? તે કહો. " તે સાભળીને મદન હૃદયમાં શંકા પામ્યો, અને બહારથી હાસ્ય કરી બોલ્યો કે—" આ સુવર્ણના આસન વિગેરે સામગ્રી તથા આ સમગ્ર લક્ષ્મી પિતાની પરંપરાથી મને મળેલી છે. તમારે આ પ્રશ્ન કેમ પૂછવો પડ્યો ? " સાધુ સ્મિત સહિત બોલ્યા કે—" હે ભદ્ર ! શા માટે મૃષા વાણી બોલો છો ? ભોજનનાં પાત્ર વિગેરે આ સર્વ વસ્તુઓ પહેલાં મારે ઘેર હતી. મારૂં પુણ્ય ક્ષીણ થવાથી આ સર્વ વસ્તુ મારા ઘરમાંથી જતી રહી. તેમાં આ થાળ નાશી જતો હતો, તે વખતે મેં તેને પકડી રાખ્યો, ત્યારે તેનો આ કકડો મારા હાથમાં રહી ગયો. તેથી કરીને કૌતુકથી જ હું તમને પૂછું છું, પરંતુ તમારા વૈભવના લોભથી પૂછતો નથી. કારણ કે અમે મુનિઓ સર્પની જેવા બાહ્ય વૈભવથી ડરીયે છીયે. " આ પ્રમાણે તેને કહીને મુનિએ તે કકડો થાળની પાસે મૂકયો, તે જાણે ઘણા કાળના વિરહથી દુ:ખી થયો હોય તેમ તત્કાળ તે થાળને ચોંટી ગયો. તે જોઇ મદનની શંકા દૂર થઇ, મુનિને સત્યવાદી જાણી હર્ષપૂર્વક તેણે કહ્યું કે—" એક દિવસે મારા ઘરમાં

પોતાની મેળે જ નિધિનો સમૂહ આવેલો મેં જોયો. એકદા સ્નાન કરવાને અવસરે આ સુવર્ણનો બાજોઠ વિગેરે સર્વ સામગ્રી આકાશ માર્ગે મારે ઘેર આવી, અને ભોજન વખતે અકસ્માત ભોજનના પાત્રનો સમૂહ પણ આકાશ માર્ગે જ આવ્યો. આ રીતે આ સમગ્ર લક્ષ્મી પૂર્વે કરેલા સુકૃતને લીધે કોઈપણ ઠેકાણેથી આવીને મને પ્રાપ્ત થઈ છે. પ્રાણીઓને પોતાના ભાગ્યને યોગે અત્યંત દુર્લભ એવી વસ્તુ પણ શું સુલભ થતી નથી ? મેં પ્રથમ તમારી પાસે અસત્ય વૃત્તાંત કહ્યું, તે મારા અપરાધને ક્ષમા કરો. હે ભગવાન ! તમે ક્યા ગામના રહીશ છો ? અને કોના પુત્ર છો ? તે કહો." ત્યારે મુનિએ પોતાનું નગર વિગેરે ચરિત્ર તેની પાસે પ્રગટ કર્યું, તે સાંભળીને મદને તે પોતાની પુત્રીનો પતિ છે એમ જાણ્યું. તેથી હર્ષ અને દુઃખથી ગદ્‌ગદ સ્વરે મદને રોતાં રોતાં તેને આ પ્રમાણે કહ્યું કે—" હે મુનિ ! તમે મારી પુત્રીના સ્વામી છો. આ મારી પુત્રીને જુઓ. (જોઈને ખાત્રી કરો.) હે મુનિ ! આ ઘર તમારૂંજ છે, આ ધન અને આ નિધિઓ પણ તમારાજ છે. ઘણું શું કહું ? હું તથા આ સર્વ પરિવાર તમારી આજ્ઞાનેજ આધીન છે. તેથી હાલ આ અતુલ્ય સુખને આપનાર શ્રેષ્ઠ ભોગોને ઇચ્છા પ્રમાણે ભોગવો, અને સુખનો ઉપભોગ કર્યા પછી વૃદ્ધાવસ્થામાં ચારિત્ર ગ્રહણ કરજો." આ પ્રમાણે તેનું વચન સાંભળી ભોગમાં પરાઙ્‌મુખ થયેલા મુનિએ ઉત્તમ વાણી વડે તેને કહ્યું કે—" વિષયો પરિણામે ઘણા દુઃખને આપનારા છે, માટે તે વિષની જેમ અત્યંત ભયંકર છે, જે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય ચારિત્રનો ત્યાગ કરી વિષયસુખમાં મનને ધારણ કરે છે, તે અમૃતરસનો ત્યાગ કરીને પ્રારંભમાં સુખકારક એવું વિષ પીવાની ઇચ્છા કરે છે. હે મદન ! જેઓ પ્રાપ્ત થયેલા વિષયોનો ત્યાગ કરે છે, તે મનુષ્યો જગતમાં ઉત્તમ છે.; તથા જેઓ નહીં પ્રાપ્ત થયેલા વિષયોને ઇચ્છે છે, તેઓને તત્વજ્ઞાનીઓએ અધમ માનેલા છે. પરંતુ વિષયો પોતાની મેળેજ દૂર ગયા છતાં પણ જેઓ તેના ઉપર પ્રીતિને ધારણ કરે છે, તેઓ અધમમાં પણ અધમ છે, તેથી કરીને તે વિષયોને હવે હું શા માટે ગ્રહણ કરૂં ? આ વિષયોએ જે મારો ત્યાગ કર્યો છે, તે મને મોટા લાભને માટે થયો છે, કારણ

કે તેના ત્યાગને લીધેજ મેં આ ચિંતામણિ જેવા દુર્લભ ચારિત્રને ગ્રહણ કર્યું છે." આ પ્રમાણે કહીને નિઃસ્પૃહ મુનીશ્વરે અન્યત્ર વિહાર કર્યો, અને મદન પુત્રીના સ્વામીની આવી કથા જાણીને અત્યંત વિસ્મય પામ્યો. તેણે મનમાં વિચાર કર્યો કે—"કયા કર્મે કરીને લક્ષ્મીએ તેનો એકદમ ત્યાગ કર્યો અને એકી વખતે પોતે લક્ષ્મીએ જ મારો સ્વીકાર કર્યો, તે શાથી? હમણાં જો કોઇ ઉત્કૃષ્ટ જ્ઞાનને ધારણ કરનાર મહામુનિ પધારે, તો તેની પાસે જઈને શલ્યની જેવા મારા હૃદયના સંશયને હું દૂર કરૂં."

આ પ્રમાણે તે મદન વિચાર કરતો હતો, તેવામાં એકદા ત્યાં જ્ઞાની મુનિના પધારવાથી તે અત્યંત હર્ષ પામ્યો. પુણ્યશાળીનો મનોરથ કોઈ પણ વખત નિષ્ફળ થતો નથી, પછી નગરીના લોકો તથા ઉત્સુક મનવાળો મદન પણ મુનિને નમન કરવા ગયા. ત્યાં વિધિપૂર્વક મુનિને પ્રણામ કરી તેની પાસે બેસી તેના મુખથી દેશના સાંભળી. પછી મદને પોતાના હૃદયમાં રહેલો સંશય મુનિને પૂછયો. ત્યારે મુનિએ કહ્યું કે—" જો તારા મનમાં કૌતુક હોય તો સ્થિર ચિત્તે સાંભળ—

આ પુરીમાં જ પહેલાં ધનમિત્ર અને સુમિત્ર નામના બે મિત્રો હતા. તેમાં પહેલા ધનમિત્રને વૈભવ હતો, પરંતુ તે સ્વભાવથી જ કાંઇક કૃપણ હતો. બીજા સુમિત્રને અલ્પ વૈભવ હતો, પરંતુ તેનું મન દાન દેવામાં ઉદાર હતું. ખરેખર રત્નને દોષયુક્ત કરનાર વિધાતાએ દાન અને ધનને જૂદે જૂદે ઠેકાણે રાખીને તે બન્નેને વિડંબના પમાડી છે. સ્વજન તથા લોકોના કહેવાથી ધનમિત્રે જિનપૂજા અને મુનિપૂજા વિગેરે ઘણા પ્રકારના પુણ્ય કાર્યમાં ઘણી લક્ષ્મીનો વ્યય કર્યો. ત્યારપછી પૂર્વના કુકર્મના યોગથી તે કુબુદ્ધિવાળો પોતે દાનાદિકમાં ધનનો વ્યય કર્યો હતો તે બાબતમાં વારંવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે—" હાહા! બીજા માણસોના ઠગવાથી મેં નકામો કેટલો બધો ધનનો વ્યય કર્યો?" આ પ્રમાણે પશ્ચાત્તાપ કરવાથી તેણે પુણ્યની હાનિ કરી. શું ચોતરફ સૂર્યનો તાપ પડવાથી જળાશયોનું જળ સુકાઈ ન જાય? તે મલિન પરિણામ વડે તેણે અશુભ કર્મ ઉપા-

ર્જન કર્યું, પ્રાણીઓના પરિણામને અનુસરીને શુભ કે અશુભ કર્મની પ્રાપ્તિ થાય છે. પવિત્ર બુદ્ધિવાળા સુમિત્રે અલ્પ સમૃદ્ધિ છતાં પણ પોતાની આવકના પ્રમાણમાં હમેશાં સુપાત્રને વિષે થોડું થોડું ધન વાપર્યું, અને "મારૂં જેટલું ધન જિનપૂજાદિક પુણ્ય કાર્યમાં ઉપયોગી થયું, તે ઉત્તમ કાર્ય થયું છે." એ રીતે હમેશાં વારંવાર તેની અનુમોદના કરી. તેથી કરીને જ ચંદ્રના ઉદયથી ક્ષીરસમુદ્રના જળ સમૂહની જેમ તેનું દાનપુણ્ય નિરંતર તરંગિત થવા લાગ્યું-વૃદ્ધિ પામ્યું. તે સુમિત્રને એક પુત્ર થયો, તે કાંઈક વ્યસનમાં આસક્ત હતો. કેમકે અગ્નિ તેજસ્વી છે, તો પણ તેનાથી ઉત્પન્ન થયેલો ધુમાડો શું મલિન નથી થતો? તેથી કરીને તે સુમિત્ર દ્રવ્યનો વિનાશ થવાની શંકાએ કરીને પોતાના પુત્રથી સાર સાર દ્રવ્યને સંતાડતો હતો. જેના ઉપર પિતાને પણ વિશ્વાસ ન આવે એવા પુત્રનો જન્મજ ન થાય તે સારૂં છે. એકદા દૂર દેશમાં વેપાર કરવા જવાની ઈચ્છાથી સુમિત્રે પુત્રની શંકાને લીધે પોતાના મિત્ર ધનમિત્રને ઘેર સુવર્ણાદિક નિધિને સ્થાપન કર્યો. પછી તે પોતાને ઘેરથી ચાલ્યો. માર્ગમાં જતાં અકસ્માત શુળ વિસૂચિકાની વ્યાધિને લીધે તે શુદ્ધબુદ્ધિવાળો મરણ પામ્યો, પ્રાણીઓનું મૃત્યુ હાથમાંજ રહેલું છે. તે સુમિત્ર મરણ પામીને આ નગરીમાં નિર્મળ દાનપુણ્યને લીધે તું મદન થયો છે. વિધિપૂર્વક થોડો પણ સેવેલો જિનધર્મ અદ્ભુત લક્ષ્મીને વિસ્તારે છે. ત્યારપછી સુમિત્રની ભાર્યા કે જે ધનમિત્રને ઘેર ધન મૂકયાનું વૃત્તાંત સારી રીતે જાણતી હતી તેણે ધનમિત્રની પાસે પોતાનો નિધિ ઘણી રીતે માગ્યો, પરંતુ તેણે લોભને લીધે આપ્યો નહીં, અનુક્રમે તે પણ મરણ પામીને સુધન નામે તારો જમાઈ થયો છે. શુભ દાનના પશ્ચાત્તાપથી ઉત્પન્ન થયેલા કુકર્મ વડે લક્ષ્મીએ તેનો સહસા ત્યાગ કર્યો છે. પૂર્વે તારા નિધિને ઓળવીને ધનમિત્રે પોતાના ઘરમા તે નિધિ રાખ્યો હતો, તેથી આ ભવમાં સુધનની લક્ષ્મી પોતાની મેળેજ તારા ઘરમાં આવી. હે મદન! શુદ્ધ અનુમોદના વડે દાનપુણ્યને મોટું કરવાથી તું અદ્ભુત સંપત્તિને પામ્યો છે, અને દાનના પશ્ચાત્તાપથી ઉત્પન્ન થયેલા અશુભ કર્મને લીધે ધનના સમૂહે રંકની જેમ સુધનનો ત્યાગ કર્યો છે.

આ પ્રમાણે જ્ઞાની ગુરૂના મુખથી પોતાનું ચરિત્ર સાંભળી મદન હર્ષ પામ્યો, પછી શ્રાવકધર્મનો અંગીકાર કરી તે પોતાને ઘેર ગયો, અને શુદ્ધ આશયવાળા તેણે જિન ચૈત્ય વિગેરે સાત સુપાત્ર ( ક્ષેત્ર ) ને વિષે પોતાની લક્ષ્મીનો વ્યય કરી તેને સફળ કરી. ત્યારપછી સુધન મુનિની પાસે ચારિત્ર અંગીકાર કરી તે બુદ્ધિમાન મદન મુનિએ તેનું નિરતિચાર પાલન કર્યું. નિર્મળ ચારિત્ર પાળવાથી તે બન્ને સ્વર્ગે ગયા. ત્યાંથી ચવી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ પામી તે બન્ને શીઘ્ર મોક્ષપદ પામશે.

તેમજ પાત્રને વિષે દાન દેતાં જરા પણ વિલંબ કરવો નહીં, તેથી મનોહર અર્થની સિદ્ધિ થાય છે. કારણ કે વિલંબથી દેતાં દાતારનો ભાવ પ્રાયે કરીને ઓછો થઈ જાય છે, અને ભાવ ઓછો થવાથી પુણ્ય પણ ખંડિત થાય છે. કારણ કે પુણ્યના [1]ઉત્કર્ષ અને [2]અપકર્ષનું જીવિત એક ભાવનેજ આધીન છે. પુણ્ય ખંડિત થવાથી દાતાર તેને[3] અનુસારે પરભવમાં કૃતપુણ્યની જેમ ખંડિત સંપત્તિને પામે છે.

## કૃતપુણ્યની કથા.

કલ્યાણની લક્ષ્મીને નિવાસ કરવાના ઘર રૂપ રાજગૃહ નગર છે. તેમાં અનેક ગુણોની શ્રેણિથી શોભતો શ્રેણિક નામે રાજા હતો. તેને અભય નામે મુખ્ય મંત્રી હતો. તે નગરમાં ઘણા વૈભવવાળો ધનાવહ નામે શ્રેષ્ઠી હતો. તેને ભદ્રા નામની પુણ્ય કર્મમાં તત્પર ભાર્યા હતી. તેમને કૃતપુણ્ય નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. તે ઉદય પામતા સૂર્યના જેવો તેજસ્વી, બીજના ચંદ્રની જેમ દર્શન કરવા લાયક અને અદ્‌ભુત સૌભાગ્યની લક્ષ્મીને વિશ્રામ કરવાનું સ્થાન હોય તેમ શોભતો હતો. તેનું દર્શન લોકને પ્રીતિ ઉત્પન્ન કરતું હતું. બીજના ચંદ્રની જેમ અનુક્રમે વૃદ્ધ પામતો તે સમગ્ર કળા વડે સંપૂર્ણ થયો. તે યુવાવસ્થા પામ્યો, ત્યારે પિતાની આજ્ઞાથી કુળવાન, પવિત્ર લાવણ્યવાળી અને કૃતપુણ્યની પ્રાપ્તિથી પોતાને ધન્ય માનતી એક કન્યાને તે પરણ્યો. પરંતુ તે સાધુઓના

૧ અધિકપણું. ૨ ઓછાપણું. ૩ ખંડિત પુણ્યને.

સંગને લીધે ભોગને વિષે આસક્ત થયો નહીં. પ્રાયે કરીને જળ અને જીવ જેવો સંગ મળે તેવો પરિણામ પામે છે. તેથી કરીને તેનો ભોગ જોવાના કૌતુકી શ્રેષ્ઠીએ તેને જુગારીઓની સંગતિમાં મૂક્યો. "પ્રાયે કરીને તત્ત્વથી હિતકારક માબાપો દુર્લભ હોય છે." તેવા મિત્રોના સંગને લીધે તે મર્યાદા રહિત થઇને ઇચ્છા પ્રમાણે વેશ્યાઓમાં પણ આસક્ત થયો. એકદા માલતીના પુષ્પમાં ભમરાની જેમ તે અનંગસેના નામની વેશ્યામાં અત્યંત આસક્ત થયો. તે વેશ્યાએ પણ તેને સ્નાન, માન અને ભોજન વિગેરેવડે એવી રીતે વશ કર્યો કે જેથી તે કામાતુર થવાથી કદાપિ માતાપિતાનું પણ સ્મરણ કરતો નહોતો. તેની અક્કાએ કપટ રૂપી રેંટ વડે પાતાળમાં રહેલું પણ તેનું ધન રૂપી જળ નિરંતર કરોડો ગમે ખેંચવા માંડયું. તેનો પિતા પણ સ્નેહને લીધે તેની ઇચ્છા પ્રમાણે હંમેશાં દાસીઓ સાથે અખૂટ ધન મોકલવા લાગ્યો. અહો ! મનુષ્યોનું મોહાંધપણું આશ્ચર્યકારક છે. આ પ્રમાણે દિવસોની જેમ તેણે બાર વર્ષ વેશ્યાને ઘેર જ વ્યતીત કર્યા. "સ્રીના સંગમાં આસક્ત થયેલા પુરૂષોનો સમય શીઘ્ર ગતિ કરનાર હોય છે." ચિરકાળની એકઠી કરેલી તેની અખૂટ લક્ષ્મી પણ અનુક્રમે ક્ષય પામી, અને તેના માબાપ પણ પરલોકમાં ગયા. તોપણ નિર્દય અક્કાએ ધનની આશાથી પ્રથમની જેમ મધુર વચન બોલવામાં કુશળ દાસીને તેને ઘેર મોકલી. તે દાસી તત્કાળ કૃતપુણ્યને ઘેર ગઇ. તે વખતે તે ઘર પડવાની તૈયારીમાં હતું, તેની ભીંતો અને ડહેલી વિગેરે પડી ગયું હતું, તેથી સ્પષ્ટ રીતે તે વૈભવના ક્ષયને જણાવતું હતું. તે ઘરમાં તે દાસીએ નવા યૌવન વયવાળી તેની પ્રિયાને જોઈ, તેણીએ સ્વામીનું મંગળ સૂચવનારૂં એક જાડું કસુંબી રંગનું વસ્ર પહેરેલું હતું. આ પ્રમાણે કૃતપુણ્યના ઘરની દુર્દશા અને તેની પ્રિયાની સ્વસ્થતા (શાંતતા) જોઇને તે દાસી અત્યંત વિસ્મય પામી. તેણીએ તેની પ્રિયાને કહ્યું કે—"હે સખી ! તારા પતિએ તારા કુશળ સમાચાર જાણવા માટે અને ધન લાવવા માટે મને તારી પાસે મોકલી છે." તે સાંભળીને ચકોર પક્ષીના જેવા

નેત્રવાળી તે સ્ત્રીનું મુખ કમળ વિકસ્વર થયું, અને તે સ્વામીનો આદેશ સાંભળવાથી હર્ષના રોમાંચના અંકુરાથી વ્યાપ્ત થઇ, પછી તે બોલી કે—"હે સખી ! તે કાંતની આજ્ઞા મારા મસ્તક પર મુગટ સમાન છે. કર્મનું વિપરીતપણું હોવાથી ક્ષેમકુશળની વાત તો હું શું કહું ? મારા તેવા પ્રકારના વત્સલ સસરા અને મધુર વાણીવાળી તે મારી સાસુ એ બન્ને સ્વર્ગમાં ગયા છે. મારા દૈવની દુષ્ટતાને ધિક્કાર છે ! તે બન્નેએ ધન મોકલી મોકલીને સર્વ લક્ષ્મીનો ક્ષય કર્યો છે. કારણ કે પ્રિય પુત્રને માટે થઇને કોણ ધનની ઉપર મોહ રાખે ? મારા પિતાએ મને આ કાંઇક અંગનું ભૂષણ આપેલું છે, તે તું લઇ જા, અને મારૂં શીળ જ ભૂષણ હો." આ પ્રમાણે કહીને તેણીએ પોતાના શરીર પરથી ઉતારીને સર્વ અલંકારો દાસીને આપ્યાં. કુળવંત સ્ત્રીઓને પતિ ઉપર ભિન્ન ભાવ થતોજ નથી. દાસી તે અલંકારો લઇને ચાલી, તેનું મન વિસ્મયથી વિકસ્વર થયું, અને તેણીના ઉચિતપણાનો વિચાર કરતી તે શીઘ્ર પોતાને ઘેર આવી. અનંગસેના સહિત કૃતપુણ્યના દેખતાં તે દાસીએ તે આભરણો અક્કાને આપ્યાં, અને જેવું જોયું હતું તે સર્વ તેની પાસે કહ્યું, અને બોલી કે–"ખાલી કરેલા ધનરૂપી જળના કુવાના તળીયાની માટી જેવો આ અલંકાર તે કુળવંત સ્ત્રીએ મોકલ્યો છે." તે સાંભળીને "કસુંબી રસના કૂચાની જેવા આ અલંકાર લેવાથી સર્યું." એમ વિચારી તેણીની ઉચિતતા જોઇ દયાળુ થયેલી તે અક્કાએ પણ પોતાની હજાર સોનામહોરો તેમા ઉમેરી તે સર્વ અલંકારો દાસી સાથે તેણીને તત્કાળ પાછા મોકલ્યા. ત્યારપછી અક્કાએ કામીજનોને માનવા લાયક પોતાની પુત્રીને એકાંતમાં કહ્યું કે— "હે પુત્રી ! વેશ્યાજનોને નિર્ધન મનુષ્યથી શું ફળ છે ? હવે કૃતપુણ્યને પણ નિર્ધન પુરૂષોના મુગટ સમાન ગણવાનો છે. કારણ કે હમણાં જ તેની સ્ત્રીએ પોતાના શરીરના અલંકાર મોકલ્યા હતા. તેથી હે પુત્રી ! આનો તું ત્યાગ કર. કારણ કે ધનને વિષે જ એક દૃષ્ટિ રાખનારી વેશ્યાઓ રૂપ કે વિદ્યાદિકની અપેક્ષા રાખતી નથી." આ પ્રમાણે સાંભળી ન શકાય તેવું કાનને કરવતના જેવું અક્કાનું વચન સાંભળીને અનંગસેના કોપ પામી અને બોલવામાં ચતુર એવી

તેણે પ્રત્યુત્તર આપ્યો કે—" હે માતા અત્યારથી તું મારી મા નથી, કારણકે કર્ણને શૂળ સમાન આવું પ્રતિકૂળ વચન તું બોલે છે. આણે બાર વર્ષ સુધી ધનાઢ્ય કરનારૂં કરોડથી પણ વધારે ધન આપ્યું છે, તેનાથી પણ શું તને તૃપ્તિ થઇ નથી ? આના ગુણોએ મારા ચિત્તને અત્યંત બાંધી લીધું છે, તેથી તેના વિના એક પગલું પણ હું બીજે ઠેકાણે જઇ શકું તેમ નથી. " આ પ્રમાણે તેના અત્યંત દૃઢ આગ્રહને પોતાના મનમાં નિશ્ચય કરી અક્કાનું મુખ સુકાઇ ગયું, અને જાણે પોતાનું સર્વસ્વ નાશ પામ્યું હોય તેવી દેખાવા લાગી. ત્યારપછી અક્કાની પ્રેરણાથી દાસીઓ તે કૃતપુણ્યનું વારંવાર અપમાન કરવા લાગી. કારણ કે સૂર્ય પણ કિરણો રહિત થાય છે ત્યારે તેને કોણ અર્ઘ્ય આપે ? તે પોતાના અપમાનનું કારણ વિચારવા લાગ્યો, ત્યારે તે બુદ્ધિમાને પોતે જ જાણ્યું કે—" આ અપમાન કરનાર અક્કા જ છે. " એમ જાણી તે અગ્નિની જેમ પશ્ચાત્તાપ વડે અત્યંત તાપ પામ્યો. કામદેવથી ઉન્મત્ત થયેલા મનુષ્યોને સંતાપ થવો દુર્લભ નથી. ત્યારપછી તે કોઇને જણાવ્યા વિના ત્યાંથી નીકળી પોતાને ઘેર આવ્યો. " માનવાળા પુરૂષો કુતરાની જેમ અન્યની અવજ્ઞા સહન કરતા નથી." ઘરની અંદર જતાં તેણે પોતાની પ્રિયાને જોઇ. તેણીએ પોતાના હાથ ઉપર ગંડસ્થળ મૂકેલું હતું, મલિન વસ્ત્ર ધારણ કર્યાં હતાં, અને તે હિમવડે કરમાઇ ગયેલી કમલિનીની જેમ ગ્લાની પામેલી હતી, જોઇ ન શકાય એવી બે પ્રકારની ઘરની દુર્દશા જોઇને તે ધીર હતો, તોપણ દુઃખને લીધે તેનાં નેત્રોમાં અશ્રુના બિંદુ આવ્યા. તેને દૂરથી આવતો જોઇ તેની પ્રિયાનું મુખ વિકસ્વર થયું, અને હર્ષથી આખું શરીર રોમાંચથી વ્યાપ્ત થયું. પછી તે વિચારવા લાગી કે—" શું મારાં સદ્ભાગ્યથી આ મારા સ્વામીજ આવે છે ? અથવા તો મારી જેવીનો આવો ભાગ્યોદય ક્યાંથી હોય ? એક ક્ષણવારમાં જ તેનો નિશ્ચય કરી ઉત્સુકતા સહિત તે પ્રથમ મનવડે, પછી દૃષ્ટિવડે અને પછી શરીરવડે પોતાના પતિની સામે ઉભી થઇને ચાલી. તેણીએ અમૃતના જેવી તે તે પ્રકારની તેની એવી સેવા કરી, કે જેથી તેનો પ્રથમ થયેલો અપમાન રૂપી અગ્નિ શાંત થઇ ગયો. પછી રાત્રીને સમયે તે કૃત-

પુણ્યે વિનયવાળી તેણીને ભોગ માતૃકાનો અભ્યાસ કરાવ્યો, અને તેથી શુદ્ધ બુદ્ધિવાળી તેણે અંતઃકરણમાં પ્રબોધની જેમ ગર્ભરત્નને ધારણ કર્યું. બીજે દિવસે તેણે પ્રિયાને કહ્યું કે—" મારા જેવો કોઈ મૂઢ બુદ્ધિવાળો જગતમાં નથી. ઉખર ભૂમિને વિષે વૃષ્ટિની જેમ મારે વિષે શાસ્ત્રના અર્થની દૃષ્ટિ નિષ્ફળ થઇ. કારણ કે મેં માતપિતાને અગાધ દુઃખ સમુદ્રમાં નાંખ્યા, અને બાપ દાદાનું એકઠું કરેલું ધન મેં નાશ પમાડયું. હે કમળના સરખા નેત્રવાળી! તેં પણ જે કાર્ય કર્યું છે, તે કહેવાની કાંઇ જરૂર નથી. તેથી કરીને હું સર્વ દોષોનું સ્થાન છું, અને તું સર્વ ગુણ લક્ષ્મીનું સ્થાન છે. હવે ધનના અભાવથી દુર્દશાને પામેલો હું શું કરૂં ? કારણકે વૈભવ વિનાનો પુરૂષ ઘણા માણસોનો દાસ છે. હે મધુર વાણીવાળી ! જો કાંઇ પણ ધન હોય તો હું વેપાર કરૂં." આ પ્રમાણે સાંભળીને વિશેષ બુદ્ધિવાળી તે હર્ષ પામીને બોલી કે—" મારા આ સર્વે અલંકારો રૂપી ધન તમારે જ આધીન છે, તે ઉપરાંત હજાર સોના મહોરો છે, તે ગ્રહણ કરો, અને મારાપર અનુગ્રહ કરો." તે સાંભળી તે પ્રસન્ન થયો, અને વેપાર કરવાની ઇચ્છાથી તે ધન ગ્રહણ કર્યું. તેવામાં પૂર્વ દિશા તરફ ચાલેલો કોઈ સાર્થ તે નગરની સમીપે આવ્યો, તે સાંભળી કૃતપુણ્ય તે સાર્થ તરફ ગયો. તેની પાછળ તેની પ્રિયા વળાવવા ચાલી, તેણીને મધુર વાણીવડે પ્રસન્ન કરી પાછી વાળી, અને પોતે નગર બહાર કોઇ દેવકુળમાં નિદ્રારહિત સુતો.

આ અવસરે તે જ નગરની રહેવાસી કોઇક ધનાઢ્યની વૃદ્ધા સ્ત્રી હતી, તેણીનો પુત્ર, પુત્ર વિનાનો હતો, તે સમુદ્રમાં ઉત્પાતને લીધે વહાણ ભાંગવાથી ડુબીને મરી ગયો હતો. તેથી તેની લક્ષ્મી રાજકુળમાં ન જાય એવા હેતુથી તેના મરણની વાર્તા તે વૃદ્ધાએ ગુપ્ત રાખી હતી. તે વૃદ્ધા તે વખતે રાત્રે સાર્થમાં આવી કાંઇક વિચાર કરી કૃતપુણ્યનું રૂપ જોઇ આશ્ચર્ય પામી તેને ઉઠાડી પોતાને ઘેર લઇ ગઇ. માર્ગમાં જતાં તે હૃદયમાં વિસ્મય પામી વિચારવા લાગ્યો કે—" આ વૃદ્ધા કોણ છે ? ક્યાં અને શા માટે મને લઇ જાય છે ?" એમ વિચારતો તેણીને ઘેર ગયો. પછી તે

ધૂર્ત અને નિર્લજ્જ વૃદ્ધા પોતાની ચાર વહુઓ દેખતાં તેના કંઠમાં વળગી રોતી રોતી બોલી કે—" હા ! સ્વચ્છ પ્રેમવાળા હે પુત્ર ! મને પોતાની માતાને છોડીને તું આટલા દિવસ ક્યાં ગયો હતો ? અને ક્યાં રહ્યો હતો ? હે પુત્ર ! તારો જન્મ થયો, તે જ વખતે તને કોઈક પાપી હરી ગયો હતો, હું તારી માતા છું, એમ તું જાણ. તેમાં કાંઈ પણ સંશય રાખીશ નહીં. હે વહાલા પુત્ર ! તું અર્થથી અને નામથી પણ શ્રીનિવાસ નામે મારો પુત્ર છે. તારા વિયોગ રૂપી દાવાનળે મને ચિરકાળ સુધી તાપ પમાડ્યો છે. આજે જ તારો સમાગમ મને થશે, એમ નિમિત્તિયાએ મને કહ્યું હતું, તેમ જ રાત્રિએ સ્વપ્નમાં જોયેલા ફળવડે શોભતા કલ્પવૃક્ષે પણ જણાવ્યું હતું. આ સાર્થને વિષે શોધ કરતાં મને દુર્લભ એવો તું આજે પ્રાપ્ત થયો છે, માટે મારાં જાગૃત ભાગ્યોવડે આજ મારા મનોરથો ફળીભૂત થયા. હમણાં તારા મોટા ભાઈના મરણથી અને તારા સમાગમથી મને અદ્વિતીય શોક અને હર્ષ બન્ને એક સાથે પ્રાપ્ત થયા છે. આ ચાર વહુઓ અને આ સર્વ લક્ષ્મી બીજો કોઈ આશ્રય નહીં હોવાથી જેમ નદીઓ મહાસાગરને પ્રાપ્ત થાય તેમ તને પ્રાપ્ત થઇ છે, તેથી કરીને અતુલ્ય લાવણ્યના અતિશયને સ્પર્શ કરનારી આ વહુઓ અને લક્ષ્મીઓના ભોગવડે તું સૌભાગ્યવાળો થા. " આ પ્રમાણે તેણીના વચનની વિચિત્રતા સાંભળીને કૃતપુણ્યના ચિત્તની વૃત્તિ અત્યંત વિસ્મયથી વિકસ્વર થઇ, અને તે વિચારવા લાગ્યો કે—" આ લક્ષ્મી અને આ સ્ત્રીઓ એ બન્ને મને પ્રત્યક્ષ રીતે સ્વયંવર તરીકે પ્રાપ્ત થઈ છે, તો મારે મનમાં આકાશ પુષ્પની જેવી અસત્ય કલ્પના શા માટે કરવી જોઇએ ? " એમ વિચારીને તે બોલ્યો કે—" હે માતા ! મને કાંઇ પણ યાદ નથી. તમે વૃદ્ધ છો, તેથી આ પ્રમાણે સર્વ ઇતિહાસ કહેવા સમર્થ છો. હું તો માતાની આજ્ઞાને મસ્તકના મુગટરૂપ કરૂં છું. કારણ કે ક્યો ડાહ્યો પુરૂષ કામધેનુ જેવી ગુરૂજનની આજ્ઞાનો તિરસ્કાર કરે ? " ત્યારપછી તે ચારે વહુઓ તેના ગુણથી આનંદ પામીને પોતાના પરણેલા ભર્તારની જ જેમ તેની સાથે પ્રેમપૂર્વક વર્તવા લાગી. અનુક્રમે તે ચારે સ્ત્રીઓને ચતુર અને આશ્ચર્યકારક મનોહર

ગુણના સમૂહવાળા ચાર પુત્રો થયા. ત્યાં રહેતા કૃતપુણ્યને ભોગ ભોગવતાં ક્ષણની જેમ બાર વર્ષ વ્યતીત થયા. સુખમાં મગ્ન થયેલા પ્રાણીઓ જતા કાળને જાણી શકતા નથી. ત્યારપછી એકદા સ્વાર્થની સિદ્ધિ થવાથી મનમાં કૃતાર્થપણાને માનતી વૃદ્ધાએ પોતાને એકાંતપણે વશ રહેનારી ચારે વહુઓને કહ્યું કે—"તમને પુત્રની પ્રાપ્તિ થઈ છે, તેથી હવે આ પુરૂષને મૂકી દો. કારણ કે ફળનો સમૂહ લઇ લીધા પછી આમ્રવૃક્ષ ઉપર પણ આદર રહેતો નથી." તે સાંભળી તેઓ બોલી કે—"હે માતા! મનોહર ગુણનું સ્થાનરૂપ પતિને અમને તમે જ આપ્યો છે, અને અમે પણ તેની સાથે ભોગ ભોગવ્યા છે, તેથી તેનો ત્યાગ કરવો યોગ્ય નથી." તે સાંભળી ક્રોધથી મુખ ઉપર ભૃકુટી ચડાવીને વૃદ્ધા બોલી કે—"હે પુત્રીઓ! મારી આજ્ઞાનો ભંગ આજે કોઈ નવો જ જોવામાં આવે છે. આપણું ધન રાજા ગ્રહણ કરશે એવા ભયથી સંતાન થવા માટે જ મેં આ કોઈ અજાણ્યો પુરૂષ તમને લાવી આપ્યો હતો; હવે લક્ષ્મીનું રક્ષણ કરવામાં પહેરાદાર જેવા તમને પુત્રો થયા છે, તેથી જેમાંથી સારભૂત રસ કાઢી લીધો હોય એવી શેરડીના સાંઠાની જેમ આ પુરૂષનું શું પ્રયોજન છે?" આ પ્રમાણે તેના આગ્રહને જાણીને તેઓ મૌન રહી. "વૃદ્ધજનોની આજ્ઞા અયોગ્ય થાય ત્યારે ડાહ્યા પુરૂષોને મૌન જ શરણ હોય છે." એકદા તે વૃદ્ધાનું કાંઈક કપટ જાણીને તે વહુઓએ મનોહર લાડુ બનાવી તેની અંદર રત્નો નાંખી તેને વસ્ત્રને છેડે બાંધી તેના ઓશીકાએ મૂક્યા. પછી તે જ રાત્રિએ સુખે સુતેલા તેને પલંગ સહિત તે દુષ્ટ વૃદ્ધાએ દાસીઓ પાસે તે જ દેવકુળમાં મૂકાવ્યો. તે વખતે તે જ સાર્થ પૂર્વ દિશાથી પાછો આવી તે જ ઠેકાણે રહ્યો. "ભવિતવ્યતા જ દૂર રહેલી વસ્તુને સમીપે લાવી દે છે." ત્યાં નિદ્રાનો ક્ષય થયે કૃતપુણ્ય જાગ્યો, અને વૃદ્ધાની આવી ચેષ્ટા જાણી પોતે કાંઈપણ ધન ઉપાર્જન કર્યું નહીં, તેથી પોતાના આત્માની વારંવાર નિંદા કરવા લાગ્યો. તેટલામાં પૂર્વ દિશાથી સાર્થને આવેલો સાંભળી હર્ષ પામેલી તેની પ્રિયાએ ખબર કાઢવા એક માણસને સાર્થમાં મોકલ્યો, તે શોધતો શોધતો કૃતપુણ્ય પાસે આવ્યો, તેણે તે

માણુસને પૂછ્યું કે—" હે ભદ્ર ! ઘર આગળ મારી પ્રિયા કુશળ છે ? તે વખતે તેણીને ગર્ભ રહ્યો હતો તેનું શું થયું ? " ત્યારે તે માણુસે હર્ષથી તેને પુત્ર થયાના સમાચાર આપ્યા. પછી તે લાડુઓ લઈ દ્રવ્ય ઉપાર્જન નહીં કરવાથી મનમાં દુઃખી થતો કૃતપુણ્ય તે માણુસ સહિત પાછા પડતા પગલે ચાલી ઘેર આવ્યો. તેને આવતો જોઈ મનમાં આનંદ પામેલી તેની પ્રિયાએ ઉભી થઇ તેનો સત્કાર કર્યો. " કુળ સ્ત્રીઓ સંપત્તિમા કે આપત્તિમાં પતિને વિષે સરખા ભાવવાળી જ હોય છે." પછી તે સ્વામીને અભ્યંગાદિક વિધિ કરવા લાગી. તે વખતે તેનો પુત્ર નીશાળેથી ઘેર ભોજન કરવા આવ્યો. ત્યારે તેણીએ તે લાડુઓમાંથી એક લઈને તેને આપ્યો. તે પણુ દાંતોવડે ભાંગતો બીજા નીશાળીઆઓ પાસે ગયો. દાંતથી ભાંગી ન શકાય એવો એક દેદીપ્યમાન મણિ તે લાડુમાંથી નીકળ્યો તે તેણે હાથમાં લીધો, અને આશ્ચર્ય પામી ઉત્કંઠાપૂર્વક બીજા છાત્રોને તે બતાવ્યો. " આ વસ્તુ શું છે ? " એમ તે છોકરાઓ બોલવા લાગ્યા, અને એકના હાથમાંથી બીજાના હાથમાં, એમ દરેકના હાથમાં તે મણિ પથ્થરના કાંકરાની જેમ ફર્યો. અત્યંત આનંદ પામેલો તે બાળક હાથમાં મણિને ઉછાળી ક્રીડા કરતો કરતો ખાવાનું લેવા માટે એક કંદોઇની દુકાને ગયો. ત્યાં તે મણિ તેના હાથમાંથી જળના પાત્રમાં પડી ગયો. તરત જ તે જળ ખળ માણુસની મૈત્રીની જેમ બે ભાગે જૂદું પડ્યું. તે જોઈ કંદોઈએ આ જળકાંત મણિ છે એમ મનમાં નિશ્ચય કર્યો, અને તે ધૂર્તે બાળકને કહ્યું કે—" આ કાકરો મને આપ. હું તને હમેશાં ખાવાનું આપીશ. " એ રીતે તેને લોભ પમાડીને તણે તે મણિ લઇ લીધો.

ત્યારપછી એકદા શ્રેણિક રાજાનો સેચાનક નામનો હાથી નદીમાં સ્નાન કરવા પેઠો. તેવામાં તેને તંતુ નામના જળજંતુએ પગમાં પકડ્યો. તે જોઈ રાજાના સેવકોએ ભય પામી તે વૃત્તાંત રાજાને જણાવ્યો. રાજાએ પણ સર્વ બુદ્ધિના નિધિ સમાન અભય મંત્રીને કહ્યો. તે સાંભળી અભયકુમારે ભંડારમાં જળકાંત મણિ શોધી મંગાવ્યો. પરંતુ અનેક રત્નોના સમૂહમાં ગુપ્ત થયેલો તે હાથ લાગ્યો નહી. " વધારે વખત જવાથી હસ્તીરત્નનું કાંઇક

અશુભ થશે. ” એમ ધારી ઉતાવળ કરનારા રાજાએ આખા નગરમાં આ પ્રમાણે ઉદ્‌ઘોષણા કરાવી કે–“જે કોઈ શીઘ્રપણે જળકાંત મણિને લાવશે, તે પુરૂષ અર્ધ રાજ્ય સહિત રાજપુત્રીને પરણશે. ” આ પ્રમાણે પડહ સાંભળીને તે કંદોઇના મનમાં આનંદનો કંદ વિકસ્વર થયો, અને તત્કાળ પડહનો સ્પર્શ કરી તેણે જળકાંત મણિ રાજાને આપ્યો. રાજાએ તે દેદીપ્યમાન મણિ જળમાં મૂક્યો કે તરત જ જળના બે ભાગ થઈ ગયા, અને આ ભૂમિ છે એવા ભયથી વ્યાકુળ થયેલો તંતુ અપરાધીની જેમ તત્કાળ નાશી ગયો. ત્યારે તે હસ્તી ક્ષેમકુશળપણે રાજદ્વારમાં સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો, અને ટે કંદોઇના ચિત્તમાં તેના ફળના અનેક મનોરથો ક્રીડા કરવા લાગ્યા. પછી “ અરે ! આ કંદોઇને મનોહર કન્યા શી રીતે આપવી ? ” એવી ચિંતાથી રાજા અત્યંત પશ્ચાત્તાપ પામ્યો. રાજાનો તે અભિપ્રાય જાણીને અભયકુમારે ધમકીનાં વચનોવડે કંદોઇને પ્રહાર કર્યો, ત્યારે તેણે સત્ય હકીકત જાહેર કરી. તે સાંભળી અભયે કહ્યું કે—“ ખરેખર તે કૃતપુણ્ય જ આવી સંપત્તિનું સ્થાન સંભવે છે. કલ્પવૃક્ષનો સંભવ મેરૂ વિના અન્ય સ્થળે સંભવતો નથી. ત્યારપછી રાજાની આજ્ઞાથી પુણ્યશાળી કૃતપુણ્ય રાજકન્યાને પરણ્યો, અને અર્ધ રાજ્ય પામ્યો. ભાગ્યથી શું દુર્લભ છે ? દાક્ષિણ્ય અને ચતુરાઈ વગેરે ગુણોરૂપી રત્નોના સમુદ્રરૂપ કૃતપુણ્યને કળાવાન અભયકુમારની સાથે ગાઢ પ્રીતિ થઈ.

એકદા કૃતપુણ્યે અભયકુમારને કહ્યું કે—“ હે મિત્ર ! આ નગરમાં પુત્રો સહિત મારી ચાર સ્ત્રીઓ છે, પરંતુ તેનું ઘર હું જાણતો નથી. ” તે સાંભળી અભયકુમાર હસીને બોલ્યો કે—“તમે સ્ત્રીઓને જાણો છો, અને ઘરને જાણતા નથી, એ તો આશ્ચર્યની વાત છે ! ” ત્યારે કૃતપુણ્યે પૂર્વનો સર્વ વૃત્તાંત તેની પાસે નિવેદન કર્યો, તે સાંભળી અભયકુમારે બે દ્વારવાળો એક પ્રાસાદ કરાવ્યો. તેમાં એક દ્વાર પ્રવેશ કરવા માટે અને બીજું નીકળવા માટે રાખ્યું. પછી કૃતપુણ્યની સમાન આકૃતિવાળી યક્ષની લેપ્યમય પ્રતિમા કરાવી તે પ્રાસાદમાં સ્થાપન કરી. સત્પુરૂષની બુદ્ધિનો પાર કોણ પામે ? પછી અભયકુમારે નગરમાં ઉદ્‌ઘોષણા

કરાવી કે—" જે કોઇ મનુષ્ય કુટુંબ સહિત આ યક્ષને નમસ્કાર કરવા નહીં આવે, તેને વ્યાધિ સહિત મનની પીડા થશે." આ પ્રમાણે અભયની વાણી સાંભળી સર્વ પુરજનો તે યક્ષની શ્રેષ્ઠ પૂજા વડે સેવા કરવા આવવા લાગ્યા. તે વખતે બુદ્ધિમાન અભય અને કૃતપુણ્ય સંતાઇને એક દ્વારથી પ્રવેશ કરતા અને બીજા દ્વારથી નીકળતા લોકોને જોવા લાગ્યા. તેવામાં લીલાએ કરીને વાચાળ ( બોલતા ) ચોટલીવાળા[1] બાળકોએ જેમના હાથ પકડ્યા હતા એવી તે કૃતપુણ્યની ચારે સ્ત્રીઓ પ્રાસાદમાં આવી. પતિની જેવી આકૃતિવાળા તે યક્ષને જોઇ પતિનું સ્મરણ થવાથી તેઓના નેત્રોમાં અશ્રુ આવ્યા અને તેઓ કામાતુર થઇ ગઇ. પછી કંપ સહિત અને રોમાંચ સહિત તે બોલી કે-" હે યક્ષ ! આ [2]કિલકિંચિત અમારા સ્વામીએ કરેલું હશે, તો અમે તને લાખો મોદકો આપશું " એમ કહી ચોતરફ દૃષ્ટિ નાંખતી તેઓએ પોતાનો પતિ જોયો, અને તેની પાછળ તરતજ કામદેવે પોતાના પાંચે બાણો સાંધ્યા. તે વખતે તે ચારે પુત્રો પણ બાપા-બાપા એમ બોલવા લાગ્યા, તેમનાં નેત્રો હર્ષથી પ્રફુલ્લિત થયાં, અને તેઓ તે યક્ષ પ્રતિમાના ખોળા રૂપી પલ્યંકમાં ચડી બેઠા. ત્યારપછી કૃતપુણ્યે અભયને કહ્યું કે—" આ મારી પ્રિયાઓ ભાગ્યથી પ્રાપ્ત થઇ છે, અને કુળરૂપી આકાશમાં સૂર્ય સમાન આ મનોહર પુત્રો પણ મારા જ છે." પછી સ્થિર બુદ્ધિવાળા અભયમંત્રીએ તે વૃદ્ધાને દેશત્યાગ કરવાનો આદેશ કર્યો, અને તે લક્ષ્મી સહિત સ્ત્રીઓને કૃતપુણ્યને આધીન કરી. ત્યારપછી અનંગસેના વેશ્યા પણ તે યક્ષના પ્રાસાદમાં આવી પોતાના પ્રિયની જેવા યક્ષને જોઇ કામાતુર થઇ ગદ્ગદ્ કંઠે બોલી કે— " હે પ્રભુ ! શુભ શકુન અને શુભ સ્વપ્નાદિકના પુષ્પ તુલ્ય તમારૂં દર્શન થયું છે, હવે તે પ્રિયના દર્શન રૂપ ફળની પ્રાપ્તિ મને થાઓ." એમ બોલી ચોતરફ જોવા લાગી, તેટલામાં અષ્ટમીના ચંદ્ર જેવા કપાળવાળી તેણીએ પોતાનો સ્વામી જોયો, તે તરતજ તેની પાસે આવી પ્રીતિથી બોલી કે—" હે જીવિતેશ ! ઘણા પ્રયત્ન

૧ અર્થાત્ પાંચ પાંચ વર્ષની ઉમ્મરના. ૨ એક પ્રકારનો હાસ્યાદિક ભાવ.

પૂર્વક દેશે દેશમાં અને નગરે નગરે તમારી શોધ કરી, પરંતુ મને મંદભાગ્યવાળીને તમે પ્રાપ્ત થયા નહીં. આ મારા વેણીદંડનો મોક્ષ[1] પરપુરૂષને આશ્રીને કદાપિ થયો નથી, આજે તમારે હાથે તેનો મોક્ષ કરો." ત્યારપછી અભયકુમારની આજ્ઞાથી કૃતપુણ્ય તે પાંચે પ્રિયાઓને લઈ પોતાને ઘેર ગયો. સાત કિરણોવાળા અગ્નિની જેમ દેદીપ્યમાન તે કૃતપુણ્ય પ્રાપ્ત થયેલી મોટી સમૃદ્ધિના યોગથી સાતે પ્રિયાઓ ઉપર અતુલ પ્રીતિ રાખતો તેજવડે શોભવા લાગ્યો.

ત્યારપછી એકદા મોહરૂપી અંધકારનો નાશ કરનાર શ્રી મહાવીર જિનેશ્વર રૂપી દિનેશ્વર ( સૂર્ય ) વૈભાર પર્વતના શિખર પર ઉદય પામ્યા. તે વખતે ગુણરૂપી મણિની શ્રેણિથી શોભતો શ્રી શ્રેણિક રાજા, અભયકુમાર, કૃતપુણ્ય અને સર્વ પુરજનો પ્રભુને વાંદવા ગયા. કેવળજ્ઞાનવડે પદાર્થોને સિદ્ધ કરનાર અને સિદ્ધાર્થ રાજાના કુળના કૌસ્તુભ મણિ સમાન ભગવાને પાપનો નાશ કરનારી ધર્મદેશના આપી. ત્યારપછી અવસર જોઇને બુદ્ધિમાન કૃતપુણ્યે બે હાથ જોડી દુઃખનો નાશ કરનાર જિનેશ્વરને વિનંતિ કરી કે— "હે જગન્નાથ ! હું ઉપકારી અને અપરાધ રહિત છતાં આંતરે આંતરે વિપત્તિ સહિત સંપત્તિને કેમ પામ્યો?" ત્યારે પ્રભુ દાંતની પ્રભાના સમૂહવડે સભાને દેદીપ્યમાન કરતા બોલ્યા કે—"હે વત્સ ! પૂર્વ જન્મમાં તું વત્સપાલ[2] હતો. નિરંતર દરિદ્રપણાથી ખેદ પામેલા તેં એકદા નગરમાં ઉત્સવને લીધે ઘેર ઘેર ખીર થતી જોઇ ઘેર આવી તારી મા પાસે ખીર માગી. તેથી આધાર રહિત અને આપત્તિથી દુઃખી થયેલી તારી મા રોવા લાગી. તે જાણી પાડોશની સ્ત્રીઓએ દયાથી દૂધ વિગેરે ખીરની સામગ્રી આપી. પછી તારી માતા ખીર તૈયાર કરી તને એક થાળીમાં ખાવા માટે પીરસી કાંઇ કામ માટે બહાર ગઇ. તેવામાં માસક્ષમણને પારણે એક મુનિ ત્યાં આવ્યા. તે વખતે આનંદના રોમાંચ રૂપી બખ્તર વડે વ્યાપ્ત થયેલા તેં આસન ઉપરથી ઉભા થઇ થાળીમાંથી ખીરનો એક ભાગ તે મુનિને આપ્યો. પછી "આ મુનિ એક માસના

[1] છોડવુ તે. [2] વાછરડાઓને ચારવાનું કામ કરનાર.

ઉપવાસી છે, તેથી તેને આટલી ખીર ઘણી ઓછી પડશે." એમ
ધારી તારી મતિ વિકાસ પામી, તેથી તેં ફરીથી તે ખીરનો અર્ધો
ભાગ આપ્યો. કારણકે સત્પુરૂષની બુદ્ધિ વિચારવાળી હોય છે. પછી
સર્વ ઘી અને સાકર થાળીમાં જ રહેલા જોઈ તે સર્વ શેષ ભાગ
પણ તેં વિવેકીએ મુનિને આપી દીધો. આ પ્રમાણે નિયાણા રહિત
ત્રણ ભાગે તે વખતે તેં મુનિને દાન દીધું હતું, તેથી આ ભવમાં
તને આંતરાવાળા ભોગોની પ્રાપ્તિ થઈ.

આ પ્રમાણે પંડિતોમાં શિરોમણિ તે કૃતપુણ્યને ભગવાનની
દેશના સાંભળી વિષયો પર ઉદ્વેગ થયો તેથી તે વૈરાગ્ય પામ્યો. પછી
તેણે પોતાના મોટા પુત્રને ઘરનો સર્વ ભાર સોંપી શ્રીવીર ભગવાને
આપેલા મુનિવ્રતનો સ્વીકાર કર્યો. અનુક્રમે ઉગ્ર તપ કરી વિધિપૂર્વક
અનશન કરી મનની પ્રસન્નતાપૂર્વક સુખે સમાધિએ તે સ્વર્ગને
પામ્યો. હે ભવ્ય જીવો ! આ કૃતપુણ્યનું વૃત્તાંત સાંભળીને વિલંબ
વિના હર્ષથી પાત્રદાન કરવામાં પ્રવૃત્તિ કરો, કે જેથી તમને વિલંબ
વિના સ્વર્ગ અને મોક્ષની અદ્ભુત સંપત્તિઓ પ્રાપ્ત થાય. ૪

તથા જેની બુદ્ધિ એક પુણ્યકર્મમાં જ તત્પર હોય તે પુરૂષે
દાન કરતી વખતે ગર્વ કરવો નહીં. કારણ કે ગર્વ કરવાથી તે
દાનનું ફળ વિપરીતપણે પ્રાપ્ત થાય છે. પોતાથી અને પરથી એમ
બે પ્રકારનો ગર્વ કહેવાય છે તેમાં કુબુદ્ધિવાળો દાતાર પુરૂષ
પોતાની જાતેજ શરીર, વાણી અને મનથી ગર્વ કરે છે. તેમાં દાનના
ગર્વથી ઉન્મત્ત થયેલો દાતાર મત્ત હસ્તીની જેમ પોતાના મસ્તક
અને [1]હસ્ત વિગેરેને ઉછાળી પોતાના અને પરના દુઃખને માટે
થાય છે. શરદઋતુના મેઘની જેમ પોતાના ઉત્કર્ષના ગર્જારવ વડે
મુખરૂપી ગુફાને વાચાળ કરતો દાતાર કોને મશ્કરી કરવા લાયક
થતો નથી ? મારી જેવો કોઇ પણ દાતાર નથી–એ પ્રમાણે મનમાં
ગર્વ કરતો દાતાર પોતાના મહાન દાનપુણ્યને પણ અલ્પ કરી દે
છે. વળી જે પુરૂષ બીજાને દાન આપતો જોઇ પોતે તેની સ્પર્ધા
કરે તે પરથી ગર્વ કહેવાય છે, આ ગર્વ મહાત્માઓએ ત્યાગ
કરવાનો કહ્યો છે. બુદ્ધિમાન પુરૂષે કોઈની સાથે પણ સ્પર્ધા કરવી

૧ હાથીના પક્ષમાં સૂંઢ.

ન જોઇએ, તો પછી બાન્ધવાદિકથી પણ અધિક પ્રિય સાધર્મિકની સાથે કેમ સ્પર્ધા કરવી યોગ્ય ગણાય ? ધાર્મિક પુરૂષની ધર્મના વિષયવાળી પણ સ્પર્ધા મનને મલિન કરે છે, અને તેથી કરીને અશુભ કર્મ બંધાય છે. કોઇક વખત ઉદાર બુદ્ધિવાળાની સ્પર્ધા પુણ્યનો બંધ કરનારી થાય છે, તે દશાર્ણભદ્રની જેમ જેનો મોક્ષ સમીપે હોય તેવાને જ સંભવે છે. કદાચ કોઇક સ્પર્ધા સહિત દાન કરવાથી પણ સંપત્તિને પ્રાપ્ત કરે છે, પરંતુ તે સંપત્તિ પુણ્યનો અનુબંધ કરી શકતી નથી અને ચિરકાળ રહી શકતી પણ નથી. તે ઉપર ધનસાર શ્રેષ્ઠીનું દૃષ્ટાંત નીચે પ્રમાણે.—

## ધનસાર શ્રેષ્ઠીની કથા.

આ ભરતક્ષેત્રમાં મથુરા નામે નગરી છે. તે ન્યાયધર્મથી વ્યાપ્ત છે, સમૃદ્ધિ વડે મોટી છે, અને જિનચૈત્યોની ધ્વજાઓવડે જાણે કે લક્ષ્મીએ કરીને સ્વર્ગનો તિરસ્કાર કરતી હોય એમ શોભે છે. તે નગરીમાં ધનસાર નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તે સમગ્ર કૃપણ પુરૂષોનો [1]હાર હતો, તેનું બાવીશ કરોડ દ્રવ્ય પૃથ્વીમાં દાટેલું હતું, બાવીશ કરોડ તેજ નગરીમા વેપારને વિષે રાખેલું હતું. અને બાવીશ કરોડ દેશાંતરના વેપારમાં રાખેલું હતું. આ પ્રમાણે તે છાસઠ કરોડ ધનનો સ્વામી હતો તોપણ એક તલના ફોતરા જેટલું પણ તેનું ધન કદાપિ ધર્મના કાર્યમાં વપરાતું નહી. તે શેઠ યાચકને જોતો ત્યારે તેનાં નેત્રોમાં લવણ ( મીઠું ) પ્રવેશ કરતું હતું, તેની પાસે કોઇ યાચના કરતું, ત્યારે તે અગ્નિની જેમ કોપથી જાજ્વલ્યમાન થતો, કદાચ તેના પિત્રાઈઓ તેને યાત્રાદિકના નિમિત્તે બોલાવતા ત્યારે તે અધમ ધનિક લૂંટારાના સમૂહની જેમ લોકના સમૂહથી પલાયન કરી જતો, અને કોઇ વખત તેને બળાત્કારે તેઓ લઈ જતા ત્યારે ટીપ વિગેરેમાં કાંઈ પૈસા ભરવાને વખતે જાણે કે અકસ્માત્ મૂર્છા આવી હોય તેમ તે દાંતોને સજ્જડ કરી મહાકષ્ટવડે ચેષ્ટા રહિત થઈ જતો હતો. ઘણું શું કહેવું ? તેના ઘરનાં મનુષ્યો પણ વૈદ્યની પાસે

1 અલંકાર.

રોગી માણસની જેમ તેની પાસે ઈચ્છા પ્રમાણે ખાવા પીવા પણ શક્તિમાન નહોતા. આખી નગરીમાં તેની કૃપણતાનો ધ્વનિ એવી રીતે ઉછળી રહ્યો હતો કે જેથી કોઇ પણ માણસ પ્રાતઃકાળે જમ્યા પહેલાં તેનું નામ પણ બોલતું નહીં. એજ પ્રમાણે ધર્મ, કામ અને મોક્ષ એ ત્રણે પુરૂષાર્થોમાં વિમુખ અને કેવળ ધન ઉપાર્જન કરવામાં જ તત્પર તે શેઠને મમ્મણ વણિકની જેમ કેટલોક કાળ વ્યતીત થયો.

એકદા તે ધનસારે પોતે દાટેલો સુવર્ણનો નિધિ પોતાને હાથે ઉખેડીને જોયો, તો તેમાં તેણે અંગારા (કોયલા) જોયા, તેથી તેનું મુખ ગ્લાનિ પામ્યું, અને તે અત્યંત ખેદ પામ્યો. ત્યારપછી ભય પામીને તેણે બીજાં નિધાનો પણ સંભાળ્યાં, તો તેમાં કોઈક નિધાનમાં સર્પ, કોઈકમાં વીંછી અને કોઇકમાં મંકોડા જોયા ! તેથી આકુળ વ્યાકુળ થઈને તે એક ક્ષણવાર શોકમગ્ન રહેતો હતો, તેટલામાં કોઇએ આવીને તેને કહ્યું કે-" હે શેઠ ! ખળ પુરૂષની મિત્રાઈની જેમ તમારાં સર્વે વહાણો સમુદ્રમા ભાંગી ગયાં છે." તેવામાં બીજા કોઈએ આવીને કહ્યું કે—" તમારાં સર્વ કરીયાણાં માર્ગમાં આવતાં બળવાન લુંટારાઓએ લુંટી લીધાં છે" આ પ્રમાણે કોઇ ઠેકાણે અગ્નિ, કોઈ ઠેકાણે ચોર, કોઈ ઠેકાણે વાણોતર, કોઇ ઠેકાણે ખળ પુરૂષો એ રીતે ભિન્ન ભિન્ન નિમિત્તો વડે તેનું સર્વ ધન નાશ પામ્યું. આ સર્વ ઉપદ્રવને લીધે તેનું મન દીન થયું, તેનું મન જરા પણ વિશ્રાંતિને પામ્યું નહીં, અને જાણે કે તે ભૂતના આવેશવાળો હોય તેમ તે ચોતરફ દિશાઓને જોતો આખી નગરીમાં આમતેમ ભટકવા લાગ્યો. એકદા તેણે વિચાર કર્યો કે " હજુ સુધી મને શરીરનું બળ છે અને કોઠારમા કાંઈક કાંઈક અખંડ કરીયાણું પણ છે, તેથી હું દેશાંતરમાં જઈને દ્રવ્ય ઉપાર્જન કરૂં, નહીંતો મારે સ્વજનાદિકના અપમાન સહિત અહીં રહેવું તેના કરતાં અન્ય સ્થાનનો આશ્રય કરવો કલ્યાણકારક છે કારણ કે આ આખા નગરમાં મારી કૃપણતાથી ઉત્પન્ન થયેલો અપવાદ ઘણો ફેલાયેલો છે, તેમાં વળી હવે ધન ક્ષીણ થવાથી હું વિશેષે કરીને હાંસીનું સ્થાન થયો છું." આ પ્રમાણે મનમાં વિચાર કરી દશ લાખ દ્રવ્ય લઈ વહાણમાં ચડી તે લોભી શ્રેષ્ઠી સમુદ્રમાં ચાલ્યો. દૂર માર્ગને ઓળંગી ગયા પછી

એકદમ વાદળાં વડે આકાશ વ્યાપી ગયું, દરેક દિશામા તીક્ષ્ણ ભાલાની જેવી વીજળી ઝબકવા લાગી, જાણે કે પરસ્પર સ્પર્ધા બાંધી હોય એમ મેઘ અને સમુદ્ર એક સાથે ગર્જના કરવા લાગ્યા, અને વહાણમાં બેઠેલાં મનુષ્યોનાં હૃદય સહિત વહાણ કંપવા લાગ્યું. તે જોઇ શ્રેષ્ઠી વિગેરે લોકો "હા દેવ! અમારૂં રક્ષણ કર. રક્ષણ કર." એમ સ્તુતિ કરવા લાગ્યા. તરતજ તેઓના પુણ્યની સાથે તે વહાણ ભાંગી ગયું. તે વખતે એક પાટીયું હાથ લાગવાથી તે શ્રેષ્ઠી સમુદ્રને તરી કિનારા પર આવી પહોંચ્યો, કિનારાના શીતળ વાયુથી તેને આશ્વાસન મળ્યું, અને અત્યંત ખેદ પામી તે હૃદયમાં વિચારવા લાગ્યો કે—"હા! હા! મેં મૂઢ બુદ્ધિવાળાએ હજારો ક્લેશો વડે વૈભવ ઉપાર્જન કર્યો, અને લાખો પ્રયત્નો વડે તેનું સારી રીતે રક્ષણ કર્યું, તોપણ તે ક્ષણવારમાં કેમ ક્ષીણ થયો? મેં સુપાત્રને દાન આપ્યું નહીં, પોતે ભોગવ્યું નહીં, તેમજ અન્યના ઉપકારમાં પણ વાપર્યું નહીં, તેથી તે મારૂં ધન શલ્યની જેમ હૃદયમાં સાલે છે આટલાથી પણ દૈવને તૃપ્તિ થઇ નહીં, તેથી મારા કુટુંબનો વિરહ પણ મને કરાવ્યો." આ પ્રમાણે વિચાર કરતાં મનમાં ખેદથી વ્યાપ્ત થયેલો તે ક્ષણવાર કિનારાના વનમાં ફરવા લાગ્યો. તેટલામાં તેણે એક મુનિ મહારાજને જોયા. તેમને તાત્કાલિક કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું, તેથી દેવતાઓ તેનો મહિમા કરતા હતા, અને તેથી તે સુવર્ણના કમળ પર બેઠેલા હતા. તે જોઈ મનમાં હર્ષ પામેલો તે શ્રેષ્ઠી શ્રેષ્ઠ મુનિને પ્રણામ કરી તેમની પાસે બેઠો, મુનિએ તેને ધર્મનો ઉપદેશ આપ્યો, તે સાંભળી તેનું મન અત્યંત સ્વસ્થ થયું, પછી તેણે મુનિને પૂછ્યું કે—"હે ભગવાન! જન્મથી પ્રારંભીને જ હું કૃપણતાનું સ્થાન કેમ થયો? અને મારો ઘણો વૈભવ હતો તે સર્વ કેમ ક્ષીણ થયો?" ત્યારે ગુરૂ બોલ્યા કે—

ધાતકી ખંડના અલંકાર રૂપ ભરત નામના ક્ષેત્રમાં સમૃદ્ધિવાળા શ્રેષ્ઠીના પુત્રો ધનદ અને નંદ નામના બે ભાઈઓ હતા. તેમનો પિતા પરલોકમાં ગયો, ત્યારે ઘરનો ભાર મોટા ભાઇએ ઉપાડયો. તે ઉદાર મનનો હતો, તેની બુદ્ધિ હંસની જેમ જિનધર્મ રૂપી કમળમાં ક્રીડા કરતી હતી, તે નિયાણા રહિતપણે નિરંતર

દીનાદિકને પોતાનું ધન આપતો હતો, મેઘની જેમ મહાપુરૂષોની સંપત્તિ અન્યનો ઉપકાર કરવા માટેજ હોય છે, તેનો હસ્તરૂપી મેઘ સુપાત્રાદિક રૂપી ક્ષેત્રને વિષે દાનરૂપી જળને એવી રીતે વરસાવતો હતો કે જેથી તેની કીર્તિરૂપી નદીનું પૂર સર્વ દિશાઓમાં પ્રસરી ગયું. એકદા તેનાપર ઇર્ષ્યા રાખવાથી અંધ થયેલો અને તુચ્છ મનવાળો તેનો નાનો ભાઇ નંદ વિચાર કરવા લાગ્યો કે—" ધનદની કીર્તિ દાનને લીધે સર્વત્ર પ્રસરી છે, પરંતુ ભાગ્યહીનની જેમ મારૂં નામ માત્ર પણ કોઇ જાણતું નથી, પિતાનો ઉપાર્જન કરેલો વૈભવ તો અમારે બન્નેને ભોગવવાનો છે, તે વૈભવનો આ પોતેજ કેમ ફોગટ નાશ કરે છે? થોડા દિવસમાંજ આ સમગ્ર વૈભવનો નાશ કરશે, તેથી મારે મારા ભાગનો વૈભવ મારે આધીન કરવો યોગ્ય છે." આ પ્રમાણે વિચારી દુર્બુદ્ધિવાળાઓનો મુગટ સમાન તે નંદ ધનદથી જૂદો થયો. " શું કોઇ પણ ઠેકાણે આમ્રવૃક્ષ અને કેરડાના વૃક્ષનો સાથે વાસ યોગ્ય હોય ? " ત્યારપછી ધનદની સાથે સ્પર્ધા કરતા તેણે શ્રદ્ધા રહિત છતા પણ ગર્વવડે ઉદ્ધત ચિત્તથી દીનાદિકને દાન આપવા માંડયું. પરંતુ મૂઢ મતિવાળો તે વિશેષ જ્ઞાનવાળો ન હોવાથી તથા સ્વભાવથીજ કૃપણ હોવાથી દાન દેવાને અવસરે ઠેકાણે ઠેકાણે ઉચિતતામા વિપરીતપણું કરતો હતો. તેથી દાન દેતા છતાં તેની લોકમાં તથા પ્રકારની મોટી પ્રતિષ્ઠા થઇ નહીં. કેમકે યથાર્થ કારણના અભાવથી યથાર્થ કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી. પોતાની કીર્તિ નહીં સાભળવાથી અને ભાઇની કીર્તિ સર્વત્ર સાંભળવાથી અત્યંત ખેદ પામેલો તે મોટાભાઇ ઉપર શત્રુની જેવો દ્વેષ રાખવા લાગ્યો. તેણે દ્વેષને લીધે રાજા પાસે ખોટી ચાડી ખાઇને ધનદનું સમગ્ર ધન હરણ કરાવ્યું. ધિક્કાર છે આવી ઈર્ષ્યાને! આ કારણથીજ ધનદને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તે સાધુની પાસે દીક્ષા ગ્રહણ કરી તપસ્યા કરી સૌધર્મ દેવલોકમાં દેવ થયો. નંદની દુષ્ટતાનું વૃત્તાંત લોકોએ જાણ્યું, તેથી તેની ઘણી નિંદા કરી, તેથી સંતાપ પામીને નંદ તાપસની દીક્ષા અંગીકાર કરી મરણ પામી અસુરકુમારને વિષે ઉત્પન્ન થયો. તે અસુરકુમારથી ઉધરીને તું ધનસાર નામે શ્રેષ્ઠી થયો છે, તેં પૂર્વ જન્મમાં દાન આપ્યું હતું, તેથી

આ ભવમાં તને ઘણી સંપત્તિ પ્રાપ્ત થઈ, પરંતુ તેં પૂર્વે કીર્તિ મેળવવાની ઈચ્છાથી ઈર્ષ્યા સહિત ગર્વ કર્યો હતો, તથા સ્વભાવથીજ તું કૃપણ હતો, તેથી તારી સંપદાનો દાન ભોગમાં ઉપયોગ થયો નહીં અને તેથી કરીને જ નિરંતર તારો અપવાદ જ પ્રવર્ત્યો, અને તું હાંસીનું સ્થાન થયો છે. કારણ કે મૂઢ માણસ જેને માટે યત્ન કરે, તે તેને વિપરીતપણે જ પ્રાપ્ત થાય છે. વળી તેં ક્રોધના આવેશથી મોટા ભાઈનું દ્રવ્ય હરણ કરાવ્યું, તેથી તારૂં ધન પણ સમગ્ર એકી વખતે ક્ષીણ થયું. પ્રાયે કરીને ઈર્ષ્યાળુ મનુષ્યને સત્પુરૂષોના ગુણોને વિષે પણ ઇર્ષ્યા થાય છે, અને તે ઈર્ષ્યાને લીધે તેની મનોવૃત્તિ મલિન થાય છે, અને તેથી કરીને મર્મસ્થાનને ભેદનારા દુષ્કર્મને તે બાંધે છે. તે ઉપર કુંતલદેવી રાણીનું દષ્ટાંત સાંભળ.—

## કુંતલદેવી રાણીની કથા.

આ ભરત ક્ષેત્રને વિષે ઈંદ્રની નગરી જેવું અવનિપુર નામનું નગર છે. તેમાં સર્વ શત્રુઓને ત્રાસ પમાડનાર જિતશત્રુ નામે રાજા હતો. ગુણની સંપદા વડે વખાણવા લાયક તે રાજાને પાંચસો રાણીઓ હતી તે સર્વ ઉદાર, સર્વ પ્રકારનું દાન કરનારી, લોકોમાં માન્ય કરવા લાયક અને પુણ્ય કાર્યમાં અત્યંત આદરવાળી હતી. તે સર્વને મધ્યે **કુંતલદેવી** નામની પટ્ટરાણી માત્ર બહારથી જ શોભતી હતી, અને બીજી રાણીઓ નિષ્કપટપણે સમ્યક્ પ્રકારે ધર્મકર્મમાં તત્પર હતી, તેથી તેઓ તત્ત્વથી શોભતી હતી. સર્વે રાણીઓને રાજાની કૃપાથી ઘણી ઘણી સંપદાઓ પ્રાપ્ત થયેલી હતી. પ્રસન્ન થયેલો પતિ સ્ત્રીઓને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક ફળદાયક થાય છે. તેથી તે દરેક રાણીઓએ અદ્‌ભુત ચૈત્યો કરાવ્યાં. મહાત્માઓની સંપદા પુણ્યનો જ ઉપકાર કરનાર હોય છે. તે ચૈત્યોમાં તેઓએ સુવર્ણાદિકની સુંદર જિનપ્રતિમાઓ સ્થાપન કરાવી. "સત્પુરૂષોના ભાવ પુણ્ય કાર્યમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જ હોય છે." તે ચૈત્યોમાં તેઓ નિરંતર સ્નાત્રાદિક મોટા ઉત્સવો કરવા લાગી. કારણકે ચૈત્યમા મોટી પૂજાઓ કરવામાં આવે તો તે પોતાને અને અન્યને બોધિનું કારણ થાય છે. તે સર્વ રાણીઓ ઉપર વક્ર હૃદય-

વાળી કુંતલદેવી ઈર્ષ્યા કરતી હતી, તેથી તેણીએ સુવર્ણનું મોટું ઉંચું ચૈત્ય કરાવ્યું, તેમાં પૂજાદિક સમગ્ર કાર્ય વિશેષે કરીને કરવા લાગી. કારણકે ઈર્ષ્યાળુ પુરૂષો પોતાના ઉત્કર્ષને માટે અને પરના અપકર્ષને માટે યત્ન કર્યા કરે છે. બીજી સર્વ રાણીઓ સરળ હતી, તેઓ ભક્તિથી જે જે ઉત્સવ કરતી હતી, તે તે ઉત્સવને કુંતલદેવી ઈર્ષ્યાથી બમણો બમણો કરતી હતી. તોપણ બીજી રાણીઓ તો તેની પ્રશંસા કરતી હતી કે–" અહો ! આ કુંતલદેવીની સંપત્તિ કોને વખાણવા લાયક નથી ? કે જે આ પ્રમાણે જિનેશ્વરની અદ્ભુત ભક્તિ કરે છે." આ પ્રમાણે પ્રશસા કરીને તેની અનુમોદના કરતી હતી. પરંતુ તે કુંતલદેવીનો મત્સર (ઈર્ષ્યા) તેણીના મોટા પુણ્યનો પણ નાશ કરનાર થયો. કારણકે વિષ સ્વાદિષ્ટ મોટા ભોજનને પણ દૂષિત કરે છે. સપત્નીઓનાં ચૈત્યોમાં મનોહર વાજીત્રોનો શબ્દ થતો તે પણ તેણીના કાનમાં પડતો ત્યારે તે તેણીના તીવ્ર જ્વરને માટેજ થતો હતો. હંમેશાં તેઓનાં ચૈત્યોમાં થતા તે તે મહોત્સવો જોઇને સૂર્યના કિરણો જોઇને ઘુવડની જેમ તે અત્યંત દુઃખી થતી હતી. આ પ્રમાણે દ્વેષના દુઃખથી પીડા પામતી તે વ્યાધિવડે અધિક પીડાવા લાગી. કેમકે અત્યંત ઉગ્ર પુણ્ય–પાપનું ફળ આ ભવમાં પણ પ્રાપ્ત થાય છે. હિમવડે કમલિનીની જેમ તે વ્યાધિવડે તે અત્યંત દુષ્ટ અવસ્થાને પામી, કે જેથી સર્વ કોઈ તેણીને જોઇ થૂ થૂ કરી તેની નિંદા કરતું હતું. ' આ સેવવા લાયક નથી ' એમ ધારી રાજાએ તેણીને દૂર કરી, અને તેણીનો પરિવાર પણ તેણીની અવજ્ઞા કરવા લાગ્યો. 'આવી સ્થિતિમાં કોણ અવજ્ઞા ન કરે' ? આ પ્રમાણે પીડા પામેલી તે મરીને ચૈત્યની પાસે કૂતરી થઈ. ઈર્ષ્યાળુ મનુષ્યો પુણ્યવાન હોય તોપણ તેની શુભ ગતિ થતી નથી. તે કૂતરી ચૈત્યની અંદર વારંવાર જા–આવ કરવા લાગી. કારણકે પૂર્વજન્મમાં અભ્યાસ કરેલો શુભ અથવા અશુભ મોહ અન્ય જન્મમાં પણ પ્રાપ્ત થાય છે. બીજી સર્વ રાણીઓ પણ હર્ષથી પોતાના અને તેણીના ચૈત્યને પણ પૂજતી હતી. કારણ કે સત્પુરૂષોને કોઈ પણ કાર્યમાં આ પોતાનું અને આ પારકું એવી બુદ્ધિ હોતી નથી, તો પછી ધર્મ

કાર્યમાં તો કેમજ હોય ? એકદા તે નગરના ઉદ્યાનમાં કોઈ કેવળ-જ્ઞાની મુનિ પધાર્યા. તે સાંભળી અંતઃપુર અને પરિવાર સહિત રાજાએ તેમની પાસે જઇ તેમને પ્રણામ કર્યા. દેશનાને અંતે હર્ષ પામેલી રાણીઓએ ગુરૂને પૂછ્યું કે—" તે પુણ્યશાળી કુંતલદેવી મરીને ક્યાં ઉત્પન્ન થઇ છે ? " ગુરૂએ કહ્યું કે—" ઇર્ષ્યાવડે તેનો ગર્વ વૃદ્ધિ પામ્યો હતો, તેથી તે કુંતલદેવીએ સર્વ પુણ્યકર્મને મલિન કર્યું છે. ઘણા વિસ્તાર પામેલા મત્સર ભાવથી બાંધેલા કુકર્મના યોગે તે મરીને પોતાના ચૈત્યની સમીપે રહેનારી કૂતરી થઇ છે. સર્વ કાર્યમાં મત્સરનો ત્યાગ કરવો જોઈએ. તેમા પણ પુણ્યના કાર્યમાં તો વિશેષે કરીને મત્સરનો ત્યાગ કરવો જોઇએ. કારણકે કાંજીવડે દૂધની જેમ મત્સરવડે પુણ્યનો વિનાશ થાય છે." આ પ્રમાણે સાંભળીને તે ચતુર રાણીઓ અત્યંત વૈરાગ્ય પામી. કારણકે ભવ્ય પ્રાણીઓ કુકર્મનું ફળ સાંભળીને વૈરાગ્યજ પામે છે. ત્યારપછી તે રાણીઓ ચૈત્યમાં આવી જિનેશ્વરને નમસ્કાર કરી સ્નેહ, કરૂણા અને આશ્ચર્ય સહિત તે કૂતરીને જોઈ તેની પાસે ભોજન મૂકી વૈરાગ્યનાં વચનો કહેવા લાગી કે—" હે ભદ્રે ! તેં પૂર્વભવમાં આ ચૈત્ય કરાવ્યું છે, તે સિવાય બીજું પણ દાનાદિક પુણ્ય તેં ઘણું કર્યું છે, પરંતુ તે સર્વ પુણ્ય તારી ઇર્ષ્યાએ ધોઈ નાંખ્યું છે, અને ઇર્ષ્યાથી જ આવી નિંદવા લાયક ગતિને તું પામી છે, કેમકે પૂર્વભવમાં તું રાજાની પટ્ટરાણી કુંતલદેવી નામે હતી." આવાં વચનો સાંભળી તે કૂતરી સંભ્રાંત થઇ વિચાર કરવા લાગી કે—" મારા પર પ્રેમ રાખનારી આ સ્ત્રીઓ કોણ છે ? તેઓ મને શું કહે છે ? આ મંદિર શું છે ? મેં આ પૂર્વે ક્યાં જોયું છે ? " ઇત્યાદિક તર્ક વિતર્ક કરતાં તેણીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને પોતે પૂર્વે કરેલું પુણ્ય તથા ઇર્ષ્યા—એ સર્વનું તેને સ્મરણ થયું. તેથી તે અત્યંત વૈરાગ્ય પામી અને વારંવાર પૂર્વનાં દુષ્કર્મને નિંદવા લાગી. પછી કેવળી ભગવાન પાસે જઇ તે સર્વ કર્મની આલોચના કરી. પછી વૈરાગ્યને લીધે તેની પાસે અનશન ગ્રહણ કર્યું અને સાત દિવસ તે પાળીને સ્વર્ગે ગઇ. આ પ્રમાણે ઇર્ષ્યાનું પરિણામ અત્યંત દુષ્ટ છે અને તે ઇર્ષ્યા સદ્ધર્મને બાધાકારક છે,

એમ જાણીને બુદ્ધિમાન પુરૂષે સર્વ કાર્યમાં તેનો ત્યાગ કરવો, અને પુણ્ય કાર્યમાં તો વિશેષે કરીને ત્યાગ કરવો.

આ પ્રમાણે પોતાના પૂર્વભવ સહિત કેવળીની પુણ્યમય વાણી સાંભળીને હર્ષ પામેલો શ્રેષ્ઠી અત્યંત વૈરાગ્ય પામ્યો, તેનું મન પુણ્યમાં જ તલ્લીન થયું, અને તેણે કેવળીને પૂછયું કે— "હે ભગવાન્ ! તે મારો મોટો ભાઇ હજુસુધી દેવલોકમાંથી ચ્ચવ્યો છે કે નહીં ?" ભગવાને પણ તેને કહ્યું કે—"તે તારો ભાઈ સૌધર્મ દેવલોકથી ચવીને તામ્રલિપ્તી નામની નગરીમાં શ્રેષ્ઠીના કુળમાં મોટા વૈભવવાળો થયો છે. તે યુવાન વયમાં પણ અત્યંત વૈરાગ્યવાન હોવાથી તેણે જૈનદીક્ષા ગ્રહણ કરી છે અને હાલ કેવળજ્ઞાન પામીને તે પૃથ્વીપર વિચરે છે, તેજ હું છું." આ પ્રમાણે સાંભળી બુદ્ધિમાન તે શ્રેષ્ઠીએ હર્ષ પામી વિચાર કર્યો કે— "અહા ! મેં મૂઢ બુદ્ધિવાળાએ પૂર્વે ધર્મની વિરાધના કરી, તેથી કરીને મોટી સંપદા પામ્યા છતાં પણ આવા કષ્ટને હું પામ્યો, અને મારો મોટો ભાઇ તો સમ્યક્ પ્રકારે ધર્મની આરાધના કરવાથી મોટી સમૃદ્ધિને પામ્યો." આ પ્રમાણે વિચારતાં તેને સંવેગનો રંગ ઉત્પન્ન થયો, તેથી તે કેવળીની પાસે તેણે સમકિત પૂર્વક ગૃહસ્થીના બાર વ્રતવાળો ધર્મ અંગીકાર કર્યો. તેમાં તેણે એવો અભિગ્રહ લીધો કે—"મારે ઉપાર્જન કરેલા ધનમાંથી ચોથો ભાગ રાખીને બાકીનું સર્વ ધન સ્પર્ધા રહિતપણે દાનાદિક ધર્મકાર્યમાં જ વાપરવું." પછી પૂર્વજન્મમાં કરેલો પોતાનો અપરાધ તેણે ગુરૂ પાસે ખમાવ્યો. ગુરૂ પણ વિહાર કરી સૂર્યની જેમ બીજા દેશને પ્રકાશિત કરવા લાગ્યા.

ત્યારપછી તે ધનસાર શ્રેષ્ઠી પુણ્યકર્મમાં જ તત્પર થઇ અનુક્રમે તામ્રલિપ્તી નગરીમાં ગયો. ત્યાં શુદ્ધ વૃત્તિવડે વેપાર કરવા લાગ્યો ત્યાં પવિત્ર આત્માવાળો તે જેટલું ધન ઉપાર્જન કરવા લાગ્યો, તેમાંથી એક ભાગ રાખી બાકીના ત્રણ ભાગને ધર્મકાર્યમાં જ વાપરવા લાગ્યો. કારણકે સત્પુરૂષો કદાપિ અસત્ય વ્રતવાળા હોતા નથી. અષ્ટમી વિગેરે તીથીને વિષે કર્મરૂપી વ્યાધિના ઔષધ સમાન પૌષધ વ્રતને ગ્રહણ કરતા તથા જિન પૂજાદિકને

વિષે પ્રયત્ન કરતા તે શ્રેષ્ઠીએ કેટલોક કાળ ત્યાં નિર્ગમન કર્યો. એકદા ચૌદશની રાત્રીએ અત્યંત ક્રૂર વ્યંતરના નિવાસવડે ભયંકર દેખાતા એક શૂન્ય ઘરને વિષે સ્થિર મતિવાળો તે શ્રેષ્ઠી પ્રતિમાને ધારણ કરીને ઉભો રહ્યો. તેના ઉપર મિથ્યાદષ્ટિ વ્યંતર અત્યંત ક્રોધાતુર થયો. જગતને આનંદ આપનાર ચંદ્ર ઉપર શું ચોરલોકો દ્વેષ કરતા નથી ? તે વ્યંતરે સર્પનું રૂપ ધારણ કરી નિર્દયપણે શંકા રહિત તે શ્રેષ્ઠીને ડંખ માર્યા, અને બીજા અનેક ભયો દેખાડી તેને અત્યંત બીવરાવ્યો, તોપણ તેનું મન સ્થિર હતું અને તેણે અત્યંત સમતાને ધારણ કરી હતી, તેથી તે લેશ પણ ક્ષોભ પામ્યો નહીં–ડગ્યો નહીં. શું પ્રલયકાળના ઉદ્ધત–પ્રચંડ વાયુથી પણ મેરૂ પર્વત કંપાયમાન થાય ? તેની સ્થિરતા જોઈ તે અધમ દેવે અત્યંત કોપથી તેને તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરી. એ પ્રમાણે સૂર્યોદય થતાં સુધી તેણે ઉપસર્ગો કર્યા, તોપણ તેના મુખની કાંતિ ભેદાણી નહીં, તેણે શરીરને તૃણ સમાન માન્યું હતું અને તેનું મન ધ્યાનમાં જ તલ્લીન હતું, આવા પ્રકારના તેને જોઇને યક્ષે કહ્યું કે—" તું જ ધન્ય છે, તું જ માન્ય છે, તું જ પૂજ્ય છે અને તું જ સ્તુતિ કરવા લાયક છે. કારણકે તું ગૃહસ્થી છે તોપણ તારૂં ધર્મમાં આવું દઢપણું કોઈથી નાશ કરી શકાય તેવું નથી. તારૂં સત્ત્વ સર્વ પ્રાણીઓથી અધિક છે, તારી સમતા ઉપમા રહિત છે, અને તારૂં ધૈર્ય મેરૂ પર્વતને પણ તિરસ્કાર કરે તેવું છે. અહો ! તારા ગુણોનો અતિશય આશ્ચર્યકારક છે. તેથી હું તારા પર સંતુષ્ટ થયો છું, માટે વરદાન માગ, દેવનું દર્શન નિષ્ફળ ન હોય." આ પ્રમાણે વારંવાર કહ્યા છતાં જ્યારે તે શ્રેષ્ઠીએ કાંઈપણ પ્રત્યુત્તર આપ્યો નહીં, ત્યારે તે દેવ ફરીથી બોલ્યો કે—" હે મહાત્મા ! જો કે તું નિઃસ્પૃહ છે, તોપણ મારા કહેવાથી તું હવે મથુરા નગરીમાં જા. ત્યાં તું જઇશ ત્યારે અત્યંત ઉગ્રભાવથી કરેલા આ તારા સુકૃતને લીધે તારૂં નષ્ટ થયેલું બાસઠ કરોડ ધન તત્કાળ તને પ્રાપ્ત થશે. " એમ કહીને તે દેવ તેને ખમાવીને તત્કાળ અદશ્ય થયો. પછી શ્રેષ્ઠ બુદ્ધિવાળો તે શ્રેષ્ઠી પ્રતિમાને પારીને વિચાર કરવા લાગ્યો કે—" મારૂં ચિત્ત વિશુદ્ધ જિનધર્મમાં લાગેલું છે, તેથી મારે વિત્તનું શું પ્રયોજન છે ? કારણકે ધર્મ જ અનુપમ

સુખલક્ષ્મીનું કારણ છે, કાંઈ વિત્ત સુખનું કારણ નથી. અથવા તો મારી નગરીમાં મારા કુળને પંક સમાન મારૂં કૃપણતાનું કલંક વિસ્તાર પામેલું છે, તેથી ત્યાં જઈને મારે હમણાં તે કલંક ધોઈ નાંખવું ઉચિત છે. વળી તે મારૂં નષ્ટ થયેલું દ્રવ્ય મને પ્રાપ્ત થાય તો સુપાત્રાદિકમાં તેનું દાન કરી તેને હું સફળ કરૂં. કારણકે દાન જ વિત્તનું ફળ છે. તથા વળી જો હું ત્યાં જઈશ તો મારો સમગ્ર સંબંધી વર્ગ પણ ધર્મનું ફળ જોવાથી તેમાં દૃઢ થશે." આ પ્રમાણે કાર્યનો વિચાર કરી તે ધનસાર શ્રેષ્ઠી મથુરા નગરીમાં પોતાને ઘેર ગયો. ત્યા પોતાનાં નિધાનો સંભાળતાં તે સર્વ ધન પોતાને સ્વરૂપે જ પૂર્વની જેમ જોયું. જે વાણોતરો ધનને ગ્રહણ કરી કરીને દેશાંતરોમા રહ્યા હતા, તેઓ પણ આને સમૃદ્ધિવાળો થયેલો સાંભળીને ફળને આપનારા વૃક્ષને જેમ પક્ષીઓ સેવે તેમ આવી આવીને તેને સેવવા લાગ્યા. નિર્મળ વૃત્તિવાળા તેનું સમગ્ર લેણું ધન પણ પોતાના હાથમા આવ્યું. કારણકે શુદ્ધ વ્યવહાર જોઈને સર્વ મનુષ્યો અનુકૂળ જ થાય છે. રાજા પાસે પોતાનું માન થવાથી ચોરાદિકને આધીન થયેલું પોતાનું દ્રવ્ય પણ પોતાને પ્રાપ્ત થયું. "પ્રાણીઓનું કર્મ અનુકૂળ હોય ત્યારે તેમને કાંઈપણ દુર્લભ હોતું નથી." ઘણું શું કહેવું ? તેનું બાસઠે કરોડ ધન તેને પ્રાપ્ત થયું. કારણકે શુભ ભાવથી ઉત્પન્ન થયેલું સુકૃત શીઘ્રપણે ફળદાયક થાય છે. પછી તેણે તે નગરીમા પોતાની પુણ્યલક્ષ્મીને જાણે નિવાસ કરવાનું સ્થાન હોય એવું મનની પ્રસન્નતાને કરનારૂં અને આકાશને સ્પર્શ કરતા શિખરવાળું એક ચૈત્ય કરાવ્યું. તેમાં સમગ્ર પૃથ્વીના લોકોને આનંદ આપનારા મોટા ઉત્સવોપૂર્વક આદિનાથની સુવર્ણમય પ્રતિમાને સ્થાપન કરી. અને શિખર ઉપર પોતાની પૂર્વની અપકીર્તિ રૂપી અંધકારનો નાશ કરવા માટે જાણે ચંદ્રનું બિંબ હોય તેવા દેદીપ્યમાન સુવર્ણના કળશને સ્થાપન કર્યો. બુદ્ધિરૂપી ધનવાળા તે શ્રેષ્ઠીએ જીર્ણોદ્ધારાદિક કાર્યોમાં પણ ઘણું ધન વાપર્યું, તેથી કરીને તેનો નિયમ જરા પણ ભંગરૂપી મલિનપણાને પામ્યો નહીં. આ પ્રમાણે ગર્વ વિના નિરંતર દાન ધર્મને વિસ્તારતો તે શ્રેષ્ઠી પુણ્ય, કીર્ત્તિ અને પ્રતિષ્ઠાને અધિક અધિક પામ્યો. છેવટ પુત્રને ઘરનો કારભાર સોંપી ધર્મમા સ્થિર

બુદ્ધિવાળો તે એક માસનું અનશન કરી સૌધર્મ દેવલોકમાં શ્રેષ્ઠ દેવ થયો. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થયે ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ કુળ વિગેરે સર્વ સામગ્રીને પામી ચારિત્રને ગ્રહણ કરી સમતાવડે આઠે કર્મોનું ઉન્મૂલન કરી તે મોક્ષને પામશે. આ પ્રમાણે નંદ અને ધનદ નામના બે ભાઈઓનું દાનધર્મ સંબંધી ગર્વ અને અગર્વથી ઉત્પન્ન થયેલું શુભ અને અશુભ ફળવાળું ચારિત્ર કર્ણગોચર કરીને હે ભવ્યજનો! દાનધર્મની વિધિ વડે હૃદયને સાફ કરી બે પ્રકારના ગર્વનો ત્યાગ કરો, કે જેથી શીઘ્રપણે તમને દાનધર્મનું ફળ પ્રાપ્ત થાય. આ પ્રમાણે જે બુદ્ધિમાન પુરૂષ પાંચ દોષ રહિત અને પાંચ ગુણ સહિત તથા સંપૂર્ણ ફળને આપનાર શ્રી દાનધર્મની આરાધના કરે છે, તે મનુષ્ય અને દેવના વૈભવવાળી અત્યંત અદ્ભુત સંપદાને ભોગવી છેવટ સમગ્ર કર્મનો નાશ કરી શીઘ્રપણે શાશ્વતી મોક્ષલક્ષ્મીને વરે છે.

। इति द्वादशः प्रकाशः । १२

# । अथ प्रशस्तिः ।

**શ્રીમહાવીર** સ્વામીના સર્વ ગણધરોમાં પહેલા **શ્રીગૌતમ** ગણધર તથા આગમરૂપી ગંગા નદીની ઉત્પત્તિમાં હિમાલય પર્વત સમાન પાંચમા ગણધર **શ્રીસુધર્મા** સ્વામી તમારી સિદ્ધિને માટે થાઓ. ત્યાર પછી તેની પાટે સમતારૂપી ઉદ્યાનમાં જલ સમાન **શ્રી જંબૂસ્વામી** શોભતા હતા. ત્યાર પછી અનુક્રમે ગૌરવવડે મેરૂ પર્વતને પણ તિરસ્કાર કરનાર **શ્રી વજ્રસ્વામી** નામના ગુરૂ થયા. તેની શાખાના તિલક સમાન અને નિર્મળ સંવેગ રંગવડે વિકાસ પામતા **શ્રીજગચ્ચંદ્ર** નામના પ્રસિદ્ધ સૂરિએ જિનમતને અત્યંત શોભા પમાડી. તેણે નિર્મળ, દુસ્તપ[1] અને જગતને આશ્ચર્ય પમાડનાર તે તે તપોવડે **શ્રીચંદ્ર** નામના ગચ્છને ઠેકાણે રાજાએ આપેલી **તપગચ્છ** નામની પ્રસિદ્ધિને પૃથ્વીપર વિસ્તારી હતી. તેની પાટરૂપી ઉદયાચળ પર્વતને સૂર્યની જેમ મોટા તેજને વિસ્તા-

૧ દુઃખે કરીને કરી શકાય તેવા,

રતા શ્રીમાન્ દેવેંદ્રસૂરિએ શોભાવી. તે હરેક દિશામાં કમળોલ્લાસ[1] કરવામાં સમર્થ હતા, કિરણોના સમૂહની જેવો દેદીપ્યમાન અને ચોતરફ સારા પ્રકાશવાળા મોક્ષપુરના માર્ગોને દીપાવતો તેના ગ્રંથોનો સમૂહ હજી સુધી આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ત્યારપછી તેની પાટે આવેલા શ્રી ધર્મઘોષ નામના પ્રભુએ જૈનધર્મને ઉન્નતિ પમાડ્યો. તેમણે ગોમુખ નામના દેવને સમકિત પમાડી શત્રુંજય તીર્થની રક્ષા કરવા સ્થાપન કર્યો હતો, તથા અનેક પ્રકારની અદ્ભુત સિદ્ધિઓને ધારણ કરનાર તેણે વિદ્યાથી ઉન્મત્ત થયેલા કુવાદીઓના ગર્વરૂપી અપસ્માર વ્યાધિને દૂર કરવામા ધન્વંતરિપણું ધારણ કર્યું હતું. તેની પાટે શોભાને આપનાર શ્રી સોમપ્રભ નામના સૂરિ શોભતા હતા. તેના કંઠમાં ઉજ્વળ મુક્તાવળીની જેમ નિરંતર આળોટતી સૂત્ર, અર્થ અને તે બન્નેવડે શોભતી એકાદશાંગીએ તેને તથાપ્રકારે સૌભાગ્યપણું પમાડયું હતું, કે જેથી જગતને વિષે ઉત્તમપણારૂપી લક્ષ્મી પોતે જ તેને શીઘ્રપણે વરી હતી. ત્યારપછી તેની પાટના એક અલંકાર રૂપ શ્રી સોમતિલક નામના સૂરિ થયા. તે નવા વિચિત્ર શાસ્ત્રની રચના કરવામાં વિધાતા જેવા હતા, સિદ્ધાંતના જ્ઞાનવાળાઓમાં અગ્રેસર હતા, અને દુઃખે કરીને પરાભવ કરી શકાય એવા મોહરૂપી કુરાજાને જીતીને ધૈર્યના સ્થાનરૂપ તેણે ત્રણ જગતમા શ્રીધર્મરાજાનું સામ્રાજ્ય એકછત્રવાળું કર્યું હતું. તેની પાટે તેજરૂપી લક્ષ્મીનું સ્થાનરૂપ, તપગચ્છને પ્રકાશિત કરવામાં તત્પર અને કલ્યાણરૂપી વાટવડે દેદીપ્યમાન શ્રી દેવસુંદર નામના ગુરૂ દીવાની જેમ શોભતા હતા. તેણે લક્ષ્મીના સ્થાનરૂપ જૈનધર્મને આ કળિયુગરૂપી રાત્રિમાં તેવી રીતે પ્રકાશિત કર્યો હતો કે જેથી મંદદૃષ્ટિ (મિથ્યાદૃષ્ટિ) વાળાને પણ સ્ફુટપણે સદ્દર્શન[2] પ્રાપ્ત થતું હતું. તેની પાટરૂપી ઉદયાચળ પર્વત ઉપર સૂર્ય સમાન શ્રી સોમસુંદર ગુરૂ નામના પ્રભુ જયવંત વર્તે છે. ત્રણ જગતમાં શ્રેષ્ઠ ગુણવાળા તેઓવડે હાલમા જિનશાસન શ્રી ગૌતમસ્વામીના જેવું દેદીપ્યમાન વર્તે છે. તેમનાં કીર્તિવડે પૃથ્વી-

૧ સૂર્ય કમળોનો વિકાસ કરવામા અને સૂરિ કમળાનો એટલે જ્ઞાનલક્ષ્મીનો વિકાસ કરવામાં સમર્થ હતા. ૨ સારી રીતે જોવુ તે અને સમકિત દર્શન.

તળને ધોનારા આ પ્રખ્યાત પાંચ શિષ્યો જિનમતની અત્યંત ઉન્નતિને વિસ્તારે છે. તેમાં પહેલા શ્રી મુનિસુંદર નામના ગુરૂ છે, તેનો મહિમા પૃથ્વીપર અત્યંત વિસ્તાર પામેલો છે, અને તે જગતમાં હિંસાનું નિવારણ કરવાથી ભદ્રબાહુ સ્વામીની જેવા શોભે છે. બીજા ગુરૂરાજ શ્રી જયચંદ્ર નામના મુનીશ્વર જયવંત વર્તે છે, તેમણે બુદ્ધિના અતિશયની સમૃદ્ધિવડે બૃહસ્પતિનો પણ અત્યંત તિરસ્કાર કર્યો છે. ત્રીજા સૂરીશ્વર શ્રી ભુવનસુંદર નામે પ્રસિદ્ધ છે, તેમણે સૌભાગ્યાદિક ગુણોને લીધે પોતાનું નામ સાર્થક કર્યું છે. ચોથા શ્રેષ્ઠ ગુણવાળા શ્રી જિનસુંદર નામના સૂરીશ્વર જયવંત વર્તે છે. તેમને નિરંતર મુક્તાવળીની જેમ એકાદશાંગી શોભાવે છે. તથા ચંદ્રની જેવી અત્યંત નિર્મળ કીર્તિવડે પ્રસિદ્ધ શ્રી જિનકીર્તિ નામના મુનીંદ્ર છે, તે પાંચમા છે, તોપણ તે ગુણોવડે ગણતરીને ભજતા ( પામતા ) નથી. આ પાંચમાંથી ચોથા જિનસુંદર સૂરિ કે જે વિદ્યાના નિધાન છે તેમના શિષ્ય અને શ્રી સોમસુંદર ગુરૂ નામના સૂરિ કે જે ગચ્છના નાયક છે તેમની આજ્ઞામાં વર્તતા અલ્પ મતિવાળા ચારિત્રરત્ન નામના ગણિએ આ દાનપ્રદીપ નામનો ગ્રંથ પોતાના અને પરના અર્થની સિદ્ધિને માટે રચ્યો છે. વિક્રમ સંવત્ ૧૪૯૯ ની સાલમાં ચિત્રકૂટ નામના ગઢમાં ( ચિતોડગઢમાં ) આ ગ્રંથ સમાપ્ત કર્યો છે. પ્રશસ્તિ સહિત આ ગ્રંથનું પ્રમાણ અનુષ્ટપ શ્લોકોની ગણતરીએ ગણતાં ૬૬૭૫ શ્લોકો થાય છે. શેષનાગરૂપી દેદીપ્યમાન જેનું નાળ છે, દિશાઓરૂપી જેના મોટા પાંદડાંનો સમૂહ છે, અને મેરૂ પર્વત રૂપી જેની કર્ણિકા છે એવા આકાશરૂપી કમળમા જ્યાંસુધી મનોહર ગતિવાળા આ બે સૂર્યચંદ્રરૂપી રાજહંસો ક્રીડા કરે છે, ત્યાસુધી સમકિતદૃષ્ટિ પ્રાણીઓના મોક્ષનગરના માર્ગોને પ્રકાશિત કરતો આ દેદીપ્યમાન દાનધર્મરૂપી દીવો જિનપ્રવચનરૂપી ઘરને વિષે ચોતરફ પ્રકાશ કરો.

ઈતિ પ્રશસ્તિ:

**इति दानप्रदीप ग्रंथ समाप्त.**

